# શ્રી જૈન ધર્મપ્રેમી

## મુમુક્ષુ વાંચકોને નમ્ર સૂચન



મહાનુભાવો,

આજે આ ગ્રથ શ્રી જૈન સમાજ સમક્ષ મૂકતાં અમારૂં મન ઘણું જ પ્રફુલ્લિત થાય છે તે સાથે સાથે વાંચકોને અમારી નમ્ર વિનંતિ છે કે આ ગ્રંથને લક્ષપૂર્વક વાંચજો, તેમાં છપાએલા વિષયોને વિવેકથી વિચારજો અને ધર્માર્થને તમારા હૃદયમાં સ્થાન આપજો એ પ્રમાણે કરશો તો તમે નિતિ, વિવેક, ધ્યાન, જ્ઞાન સદ્ગુણુ અને આત્મ કલ્યાણ પામી શકશો.

આપને એ તો ખ્યાલ હશે જ કે ઘણા અલ્પજ્ઞાનીઓ નહિ વાંચવા યોગ્ય વાચન વાંચીને કિંમતી સમય વિના કારણુ ગુમાવે છે હલકાં વાંચનથી અવળા માર્ગે ચડી જવાનો ભય છે. આવા વાંચનથી આ ભવમાં અપકીર્તિ પામે છે, અને પરભવમાં નીચ ગતિએ જાય છે.

ભાષા જ્ઞાનના પુસ્તકોની પેઠે આ ગ્રથ રત્ન પઠન કરવા માટે નથી પરંતુ મનન કરી હૃદયમાં ઉતારી તેનો લાભ લેવા માટે છે કે જેથી કરીને ભવોભવમાં તમારૂ હિત થશે શ્રી ભગવાનનાં કહેલા સિદ્ધાંતો એમાં દર્શાવ્યા છે

તમે આ ગ્રથનો વિનય, વિવેક અને ભાવથી લાભ ઉઠાવજો વિનય અને વિવેક એ ધર્મના મૂળ હેતુઓ છે

આપને બીજી એક આ પણ ભલામણ છે કે, જેઓને વાચતાં આવડતુ ન હોય અને તેઓનો ઇચ્છા હોય, તો આ ગ્રથ તેમને વાચી સભળાવીને અવશ્ય લાભ લેવરાવશો

આપને આ ગ્રથમાંથી જે કઇ ન સમજાય તે સુવિચક્ષણુ જ્ઞાની પાસેથી સમજવાની ઇંતેજારી રાખજો

આટલુ કરવા પછી તમારા આત્માનુ હિત જરૂર થશે તમે જ્ઞાનને પામો, શાંતિ અને દિવ્ય આનદ અનુભવો પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી થાઓ, એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે અમારી નમ્ર માંગણી છે, આટલુ કહી અમે વિરમીએ છીએ

લિ આત્મ બધુ,

દુર્લભજી શામજી વીરાણી

મહાનુભાવો

નીચેના ધર્મ કરણી કરવામાં ઉપયોગી ઉપકરણો અને ધાર્મિક પુસ્તકો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવશે તો જેઓને જરૂર હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા.

| વિગત | મૂળ કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈન તત્વ પ્રકાશ. | ૬-૦- | ૩- - |
| શ્રી જૈન જ્ઞાનસાગર | ૩- - | ૧-૮- |
| શ્રી ધર્મ ધ્યાન અને સજ્ઝાયમાળા | ૨- - | ૧- - |
| શ્રી સિદ્ધિના સોપાન | ૧- - | ૮- |
| શ્રી નવતત્વ અને જીવ વિચાર | -૮- | -૪- |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | -૬- | ૩- |
| શ્રી સામાયિક સૂત્ર | -૨- | -૧- |
| કટાસણું | ૧ ૧૨-૦ | ૧૪ |
| માળા (નવકારવાળી) ચાંદીની | ૧ ૧૪-૦ | ૧૫ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧-૦- | -૮-૦ |
| મુહપત્તિ | | અમુલ્ય |

(પોષ્ટેજ ખર્ચ અલગ થશે)

સ્થળ—
દિવાન પરા શેરી નં ૬
રાજકોટ

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ.

## ઉપરના ધાર્મિક પ્રકાશનો તથા ઉપકરણો અર્ધી કિંમતે મેળવવાના સ્થળો

૧ શ્રી શામજી વેલજી વીરાણી તથા શ્રી કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ ૬ દિવાનપરા—રાજકોટ.
૨ સ્થા. જૈન મોટા સંઘ ઓફીસ, પંચનાથ રોડ નવી પોષધશાળા—રાજકોટ.
૩ શ્રી કે. ટી. વીરાણી ૨૨૪ ઝવેરી બજાર ૧લે માળે—મુંબઈ ૨
૪ શ્રી મેઘજી થોભણભાઈ જૈન ધર્મ સ્થાનક ૧૭ કાંદાવાડી ગીરગામ—મુંબઈ નં-૪
૫ શ્રી કડવીબાઈ વીરાણી જૈન સ્થા. ઉપાશ્રય, વીલેપારલે—મુંબઈ

# નિવેદન



શ્રી જૈન ધર્મના અમૂલ્ય સિદ્ધાંતોના તત્ત્વોનું જ્ઞાન અને દર્શન જૈન ધર્મપ્રેમી સમાજને દુર્લભ હતા કારણ કે તે સિદ્ધાંતોના ગ્રંથો માગધી ભાષામાં લખાયેલ છે.

જૈનધર્માનુયાયી મહાનુભાવોને આ તત્ત્વજ્ઞાન સુલભ થાય અને શ્રી જૈન સમાજ એ તત્ત્વજ્ઞાનને પામે, તેને જીવનમાં ઉતારી જીવન ઉર્ધ્વ બનાવી શકે એ શુભ હેતુથી જૈન સૂત્રોનું જીવનભર પરિશીલન કરી તે વિવિધ મૌલિક સૂત્રો તથા ગ્રંથોનો જ્ઞાન લાભ જૈન સમાજને સુલભ બને તે શુભાશયથી જૈન ધર્મના આજીવન આરાધક અને પરિશીલનકાર સ્વ. પૂજ્ય શ્રી અમોલખઋષિજી મહારાજે અનેક ધાર્મિક ગ્રંથો નિર્માણ કર્યાં છે જૈન ધર્મના સારરૂપ ગણાતા ગ્રંથ "શ્રી જૈન તત્ત્વ પ્રકાશ" ની પણ હિન્દી ભાષામાં રચના કરેલ છે આ અપૂર્વ તત્ત્વ ગ્રંથનો લાભ ગુજરાતી ભાષામાં જૈન સમાજ મેળવી શકે એ આશયથી તે હિન્દી ગ્રંથનો ગુજરાતીમાં અનુવાદ શ્રી ઝવેરચંદ જાદવજી કામદાર પાસે કરાવી ઘણા સમય વર્ષો પહેલાં તે પ્રકટ કરેલ. પ્રથમાવૃત્તિમાં કેટલોક ભાગ છોડી દીધો હતો તે પણ આમાં ઉમેરવામાં આવ્યો છે

આ ગ્રંથ પ્રગટ થતાંજ તેનું મૂલ્યાંકન જૈન ધર્મપ્રેમી ભાઈઓએ કર્યું એટલું જ નહિ પણ ગ્રંથની માંગ હમેશા વધતી ચાલી તેથી ગ્રંથની નવી આવૃત્તિ છપાવવાનો નિર્ધાર કરી છાપવાનો પ્રબંધ કર્યો નવી આવૃત્તિના મોએક પાનાં છપાયાં હતાં તે દરમ્યાન મૂળ અનુવાદક શ્રી ઝવેરચંદ જાદવજી કામદાર રાજકોટ આવતાં તેમની સાથે આ ગ્રંથ પરત્વે ચર્ચાઓ કરી એટલુંજ નહિ પણ જે આવૃત્તિ પરથી નવી આવૃત્તિ તૈયાર થઈ રહી હતી તે તેમને બતાવવામાં આવી આ આવૃત્તિમાં માગધી તેમજ ગુજરાતી ભાષા દોષ હોવા વિષેના તેમના મન્તવ્યથી, તે દોષ નિવારવા અર્થેની તેમણે તત્પરતા પણ બતાવી આ રીતે બીજી આવૃત્તિમાં રહી ગયેલ સઘળા ભાષા દોષ નિવારી તથા નવો સુધારો વધારો કરી પ્રથમ આવૃત્તિને શુદ્ધ બનાવવા શ્રી ઝવેરચંદ જાદવજી કામદારે તથા આ દ્વીતિય આવૃત્તિને ડો. શ્રી એન. કે. ગાંધીએ નિસ્વાર્થ ભાવે પોતાની સેવા આપી ભાષા શુદ્ધિ તથા સંશોધન માટે જે જહેમત ઉઠાવી છે અને ગ્રંથને શુદ્ધ સ્વરૂપે જૈન સમાજ સમક્ષ મૂકવાની અમોને સરળતા કરી આપી છે તે બદલ તેઓશ્રીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે

આવા અજોડ ગ્રંથની અવિરત પણે માગ અવાર નવાર શ્રી સ્થા. જૈન સમાજને રહ્યા કરતી પરંતુ સમાજના મુમુક્ષુ મહાનુભાવોને કાંઈક ભારે કિંમત ખર્ચી આ ગ્રંથ વસાવવાનું સૌ કોઈને પ્રલોભન ન થાય એ સ્વભાવિક છે અને તેથી કરી આવા ગ્રંથો

સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઈ વધારે પ્રમાણમાં લીએ. આ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીના જે ખરા અંતઃકરણના પ્રયત્ન અને આકાંક્ષા હતી. તેમજ તેઓશ્રીના સૂચના હતી તે પ્રમાણે આ ગ્રંથ "શ્રી જૈન તત્ત્વ પ્રકાશ" તથા શ્રી સ્યા. જૈન જ્ઞાન સાગર, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા, શ્રી સિદ્ધના સોપાન, શ્રી નવતત્ત્વ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર, જેવા બીજા ધાર્મિક પુસ્તકો અને ધાર્મિક ઉપકરણો ઓછી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે

પોતાના અંતરમાં ચિરંતન પ્રકાશી રહેલ ધર્મ જ્ઞાનની જ્યોત દ્વારા અમારા જીવનમાં પણ ધર્મજ્ઞાનની ભાવના પ્રગટાવનાર અમારા ધર્માનુરાગી સ્વ. પૂ. પિતાશ્રી શામજી વેલજી વીરાણીએ જીવનભર પ્રેરણા મેળવેલા જૈન ધર્મના અપૂર્વ ગ્રંથ શ્રી જૈન તત્ત્વ પ્રકાશથી આત્મિક કલ્યાણકારી આત્મસૂઝી સદ્બોધિત થાય એ ધર્મ ભાવનાથી આ ગ્રંથ જૈન ધર્મ પ્રેમી ભાઈઓ સમક્ષ સાદર રજૂ કરવાના અમને પ્રાપ્ત થયેલ શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ

લી. આત્મ બંધુ

દુર્લભજી શામજી વીરાણી.

# પ્રસ્તાવના

આજથી લગભગ ૨૦-૨૫ વર્ષ પહેલાં કે જ્યારે સ્થાનકવાસી જૈનના સાહિત્યાકાશમાં ગાઢ અજ્ઞાન–અંધકાર ફેલાયેલો હતો અને ક્યાંય જ્ઞાનકિરણ પ્રકાશતુ જોવામાં આવતું ન હતું, ત્યારે સાહિત્યક્ષેત્રમાં એક જ તેજસ્વી તારો ચમકયો હતો અને તેણે સાહિત્ય–આકાશમાં જ્ઞાનપ્રકાશ ફેલાવ્યો હતો તે તેજસ્વી તારો બીજું કોઇ નહિ પરંતુ સ્વ **પૂજ્યશ્રી અમોલખઋષિજી** મહારાજ હતા

**'पढम नाणं तओ दया'** —આ ભગવદ્દ્વાકયને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવા માટે પૂજ્યશ્રીએ સક્રિય પ્રયત્ન કર્યો હતો અને દિવસ રાત જ્ઞાનની આરાધના અને ઉપાસના કરવામાં જ પ્રયત્નશીલ રહ્યા હતા પરિણામે સમાજક્ષેત્રમા જ્ઞાનનો જબ્બર પ્રકાશ તેમના હાથે થયો હતો આ જ્ઞાનગંગાના પવિત્ર જળમા સ્નાન કરી અનેક ભાવિક જનો નિર્મળ બની શુદ્ધ અને પવિત્ર થયા હતા અને થાય છે

સ્વ પૂજ્યશ્રીએ સ્થા જૈન સાહિત્ય–ક્ષેત્રમાં હાલના જમાનામાં ઉત્તમ રીતે પ્રવચન પ્રભાવના કરી હતી ૨૫ વર્ષ સુધી જ્ઞાનની સતત ઉપાસના કરવાના પરિણામે જ પૂજ્યશ્રી જૈન સાહિત્યને સમૃદ્ધ બનાવી શકયા હતા

આગમવાણીએ ભગવદ્દ્વાણી છે જિનવાણીનો એક શબ્દ પણ ભાવિકજન હૃદયમાં ઉતારે તો આત્માનુ કલ્યાણ કરી શકે પરંતુ જનસાધારણ ભગવદ્દ્વાણીને સમજી શકે એવી ભાષામા સુલભ ન હોવાથી પૂજ્યશ્રીએ આગમવાણીને હિન્દી ભાષામાં ઉતારવાનો નિશ્ચય કર્યો અને આગમવાણીનો સરળ હિન્દી–ભાષામાં અનુવાદ કરી ભગવદ્દ્વાણીનો પ્રચાર કર્યો. આ પ્રમાણે પૂજ્યશ્રીએ આગમાનુવાદ કરી આગમોનો ઉદ્ધાર કર્યો અને જૈન ધર્મનો પ્રચાર કર્યો.

પૂજ્યશ્રી જ્ઞાનોપાસના કરવામાં કેટલા બધા સતર્ક અને પ્રયત્નશીલ હતા તે તેમની સાહિત્યિક પ્રવૃત્તિ ઉપરથી જ સહેજે જાણી શકાય છે તેમણે બત્રીશ આગમોનુ મૂળ તથા હિન્દી-ભાષાંતર ખૂબ જ પરિશ્રમપૂર્વક કરેલ હતું અને ત્રણ વર્ષ જેટલા સ્વલ્પ સમયમાં છપાવીને તૈયાર કરી સમાજના ચરણે આગમ બત્રીશીની અમૂલ્ય ભેટ ધરી હતી

બત્રીશ આગમોનો હિન્દી અનુવાદ કરવાની સાથે જ પૂજ્યશ્રીએ બીજા લગભગ જનોપયોગી ધાર્મિક ૬૯ પુસ્તકોનું સંપાદન કર્યું હતું. આ પ્રમાણે કુલ તેમણે ૧૦૧ પુસ્તકોની સુંદર રચના કરી સમાજ સમક્ષ સાહિત્યનો ફાલ ધર્યો હતો આ પુસ્તકોમાંથી અનેક પુસ્તકોના તો ભિન્ન ભિન્ન ભાષામાં અનુવાદ થયા છે અને અનેક આવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થવા પામી છે પૂજ્યશ્રીએ લખેલા બધા પુસ્તકોની કુલ ૧૬૫૬૫૦ પ્રતો પ્રકાશિત થવા પામી છે

આ પુસ્તક પ્રકાશનની મુખ્ય વિશેષતા તો એ છે કે, આ પુસ્તકો પ્રાય. બધાંજ જ્ઞાન–પ્રભાવનાની દ્રષ્ટિએ અમૂલ્યજ વહેંચવામાં આવ્યાં હતાં. પૂજ્યશ્રીની જ્ઞાનસેવા

પરમેષ્ઠિ—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, આ પાંચ પવિત્ર પદ વિષે ખૂબજ સૂક્ષ્મતાપૂર્વક વિવેચન કરેલ છે. નવકાર મંત્રને ચૌદપૂર્વનો જે સાર કહેવામાં આવ્યો છે તે પંચપરમેષ્ઠિનુ ગુણવર્ણન વાંચતાં ખ્યાલ આવે છે અને નવકારમંત્રનો કેવો મહિમા છે તે પણ સમજી શકાય છે આ પ્રથમ ખંડમાં પંચપરમેષ્ઠિનુ ગુણવર્ણન કરતાં લોકાલોકવિચાર, કાળવિચાર, સૂત્રવિચાર, આદિ અનેક તાત્ત્વિક વિષયો ઉપર જે સપ્રમાણ વિશદ વિવેચન કર્યું છે તે ખરેખર શાસ્ત્રવિચારની દ્રષ્ટિએ ખાસ વિચારણીય અને ચિંતનીય છે આ પ્રથમ ખંડમાં પૂજ્યશ્રીએ પોતાના સૂત્રજ્ઞાનના અનુભવનો નિચોડ તારવ્યો છે એમ કહીએ તો તેમાં જરાપણ ખોટું નથી.

દ્વિતીય ખંડમાં ધર્મપ્રાપ્તિ વિષે વિવેચન કરવામાં આવેલ છે ધર્મ—પ્રાપ્તિના પ્રથમ પ્રકરણમાં મનુષ્યત્વ, શાસ્ત્રશ્રવણ, ધર્મશ્રદ્ધા, અને સંયમમાં પરાક્રમ આ ચાર દુર્લભાંગોનુ વિશદ વર્ણન કરવામાં આવેલ છે બીજું પ્રકરણ સૂત્રધર્મ વિષયક છે આ સૂત્રધર્મમા જ્ઞાન મહાત્મ્ય, નવતત્વ, સપ્તભંગી, સ્યાદ્‌વાદસ્વરૂપ, પ્રમાણ—સ્વરૂપ, જ્ઞાનભેદ, ગુણ-સ્થાન, ક્રમારોહણ લેશ્યાવિચાર આદિ જૈનધર્મના પ્રાણભૂત સિદ્ધાન્તો ઉપર પ્રકાશ પાડવામાં આવેલ છે ત્રીજા ચોથા પ્રકરણમાં મિથ્યાત્વ તથા સમ્યક્ત્વનો વિષય છે આ પ્રકરણોમાં મિથ્યાત્વ તથા સમ્યક્ત્વ વિષે ખૂબજ સૂક્ષ્મતા પૂર્વક વિવેચન કરવામાં આવેલ છે. પાંચમા પ્રકરણમા શ્રાવકાચાર વિષે વિચાર કરતાં શ્રાવકનાં બાર વ્રત વિષે સ્ફુટ વિવેચન કરવામાં આવેલ છે અંતિમ પ્રકરણમાં અન્ત—શુદ્ધિ કેવી રીતે થાય? તે માટે શું કરવુ જોઇએ? તે વિષે ઉપાયો બતાવવામા આવ્યા છે

આ પ્રમાણે સૂત્રસાગરને આ પુસ્તકરૂપી ગાગરમાં ભરી દેવાનો પૂજ્યશ્રીએ સફળ પ્રયત્ન કર્યો છે આ પુસ્તકમા કયા વિષય વિષે વિચાર કરવામાં આવ્યો નથી એ કહેવુ જ મુશ્કેલ છે. પૂજ્યશ્રીએ ઉત્તરાધ્યયન સૂત્રના વીશમા અધ્યયની પ્રથમ ગાથાનો જ વિસ્તાર કરી જૈન તત્ત્વ પ્રકાશની સુંદર સંકલના કરી છે એક ગાથાનો અર્થ સમજાવવા પૂજ્યશ્રીએ પોતાની અગાધ જ્ઞાનશક્તિનો કેટલો બધો વ્યય કર્યો છે તે પાઠકોને માટે ખાસ વિચારણીય છે

સંક્ષેપમા કહીએ તો 'જૈન તત્વ પ્રકાશ' એ જૈન ધર્મની જ્ઞાનગીતા છે આ જ્ઞાનગીતાનુ જેટલું પારાયણ—સ્વાધ્યાય, વિચાર વિનિમય કરવામાં આવશે તેટલું ધર્મામૃત-જ્ઞાનામૃત મળતુ જશે આ ધર્મામૃતનુ રસપાન કરી પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનને ધર્મમય બનાવી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થાય એજ હાર્દિક અભિલાષા અને શુભાષા છે.

**જૈન ગુરૂકુળ, રાજકોટ.**
**અષાઢ પૂર્ણિમા, સં ૧૯૮૫**

**ઝવેરચંદ જાદવજી કામદાર**

卐

# વિજ્ઞપ્તિ

સુજ્ઞ પાઠક બંધુ ! શ્રી જિનવરેન્દ્ર ભગવાને પ્રકાશેલા અને શ્રી ગણધર મહારાજે ગૂંથેલા સૂત્રોનાં તથા પૂર્વાચાર્યદ્વારા પ્રતિદિન ગ્રંથોના અવલોકનથી વિદ્વાનોની સમ્મતિપૂર્વક તથા નિજ મત્યનુસાર આ "શ્રી જૈન તત્ત્વ પ્રકાશ" ગ્રંથની રચના કરવામાં મેં જે શ્રમ લીધો છે તે કેવળ મારા જ્ઞાનધર્મનું કર્તવ્ય બજાવવા તથા ભવ્યાત્માઓને લાભ પહોંચાડવાને માટે ઉપકારક દૃષ્ટિથી જ સાહસ કર્યું છે, નહિ કે મારી વિદ્વતા બતાવવા કેમકે હું વિદ્વાન હોવાનો દાવો કરતો નથી. એટલા માટે મારા આશયને લક્ષમાં રાખી, આ ગ્રંથમાં મારા છદ્મસ્થપણાથી જે કંઈ દોષો રહી ગયા હોય તેને બાજુ પર રાખી મને ક્ષમા આપશો. અને તેમાં કહેલા સદ્બોધ અને સદ્ગુણોના ગુણાનુરાગી બની માત્ર ગુણોને જ ગ્રહણ કરશો એટલી જ મારી નમ્ર વિનતિ છે

अलम्
विज्ञेषु किमधिकम् ?



हितेच्छु
अमोलख ऋषि

સ્વ ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વવજી વીરાણી

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

આગમોદ્ધારક પૂજ્યશ્રી અમોલખઋષિજી મહારાજશ્રીની અમૂલ્ય

# સાહિત્ય-સેવા

| નં. | પુસ્તકનું નામ | પ્રત | નં | પુસ્તકનું નામ | પ્રત |
|---|---|---|---|---|---|
| ૧ થી ૩૦ | ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧ નંદી ૧ અનુયોગદ્વાર, ૪ છેદસૂત્ર અને ૧ આવશ્યકસૂત્ર એ ૩૦ આગમો તેમાં આચારાંગની ૧૧૦૦ અને શેષ ૨૯ સૂત્રોની દરેકની ૧૧૨૫ પ્રતોના હિસાબે કુલ પ્રતો | ૩૩૭૨૫ | ૫૨ | ભીમસેન હરિસેન | ૧૦૦૦ |
| | | | ૫૩ | લક્ષ્મીપતિ શેઠ | ૧૦૦૦ |
| | | | ૫૪ | સિંહલ કુમાર | ૧૦૦૦ |
| | | | ૫૫ | વીરાંગદ સુમિત્ર | ૧૦૦૦ |
| | | | ૫૬ | સંવેગસુધા | ૧૦૦૦ |
| | | | ૫૭ | મન્દિગાસતી ચરિત્ર | ૧૦૦૦ |
| ૩૧ | શ્રી દશવૈકાલિક સૂત્ર | ૧૫૦૦ | ૫૮ | ભુવનસુન્દરી ચરિત્ર | ૧૦૦૦ |
| ૩૨ | શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર | ૧૫૦૦ | ૫૯ | મૃગાંકલેખા ચરિત્ર | ૧૦૦૦ |
| ૩૩ | શ્રી જૈનતત્ત્વ પ્રકાશ (ચાર આવૃત્તિ) | ૭૦૦૦ | ૬૦ | આવશ્યક (સાર્થ) | ૧૫૦૦ |
| ૩૪ | શ્રી પરમાત્મ માર્ગ દર્શક | ૧૦૦૦ | ૬૧ | આવશ્યક (મૂલ) | ૧૫૦૦ |
| ૩૫ | શ્રી મુક્તિ સોપાન | ૧૦૦૦ | ૬૨ | આત્મહિત બોધ | ૧૫૦૦ |
| ૩૬ | ધ્યાનકલ્પતરૂ (બે આવૃત્તિ) | ૨૭૦૦ | ૬૩ | સુબોધ સંગ્રહ | ૧૦૦૦ |
| ૩૭ | ધર્મતત્ત્વ સંગ્રહ (ત્રણ આવૃત્તિ) | ૪૫૦૦ | ૬૪ | પચીસબોલ-લઘુદંડક | ૧૨૫૦ |
| ૩૮ | સદ્ધર્મબોધ (હિન્દી આવૃત્તિ) | ૨૦૦૦ | ૬૫ | છ કાયોનો થોકડો | ૧૦૦૦ |
| ,, | (મરાઠી આવૃત્તિ ૭) | ૧૧૦૦૦ | ૬૬ | ચોવીસ ઠાણાનો થોકડો | ૫૦૦ |
| ,, | (કાનડી આવૃત્તિ ૨) | ૩૦૦૦ | ૬૭ | શ્રાવકના બાર વ્રત | ૨૦૦૦ |
| ,, | (ઉર્દૂ આવૃત્તિ) | ૨૦૦૦ | ૬૮ | ધર્મફલ પ્રશ્નોત્તરી | ૧૦૦૦૦ |
| ૩૯ | શાસ્ત્રોદ્ધાર-મીમાંસા | ૧૧૨૫ | ૬૯ | જૈન શિશુબોધિની | ૧૦૦૦ |
| ૪૦ | સાચી સંવત્સરી | ૨૦૦ | ૭૦ | સદા-સ્મરણ (બે આવૃત્તિ) | ૧૨૦૦૦ |
| ૪૧ | તત્ત્વનિર્ણય | ૨૦૦૦ | ૭૧ | જૈન મંગલપાઠ | ૧૦૦૦ |
| ૪૨ | અંધોદ્ધાર કથાગાર | ૧૦૦૦ | ૭૨ | જૈન પ્રાતસ્મરણ | ૧૦૦૦ |
| ૪૩ | જૈનમૂલ્યસુધા | ૧૦૦૦ | ૭૩ | જૈન પ્રાત પાઠ | ૫૦૦ |
| ૪૪ | શ્રી કેવલઋષિજી જીવન | ૧૧૦૦ | ૭૪ | નિત્ય-સ્મરણ | ૨૦૦૦ |
| ૪૫ | શ્રી ઋષભદેવ ચરિત્ર | ૧૦૦૦ | ૭૫ | નિત્ય-પઠન | ૫૦૦ |
| ૪૬ | ,, શાંતિનાથ ચરિત્ર | ૧૦૦૦ | ૭૬ | શાસ્ત્ર-સ્વાધ્યાય (બે આવૃત્તિ) | ૧૫૦૦ |
| ૪૭ | ,, મદનશેઠ ચરિત્ર | ૧૦૦૦ | ૭૭ | ભક્તામર (સાર્થ-હિન્દી) | ૨૦૦૦ |
| ૪૮ | ,, ચંદ્રસેન લીલાવતી | ૧૨૦૦ | ૭૮ | યુરોપમાં જૈનધર્મ | ૫૦૦ |
| ૪૯ | ,, જયસેન-વિજયસેન | ૧૦૦૦ | ૭૯ | તીર્થંકર પંચકલ્યાણ | ૧૦૦૦ |
| ૫૦ | ,, વીરસેન કુસુમશ્રી | ૧૦૦૦ | ૮૦ | બૃહદ્-આલોયણા | ૧૦૦૦ |
| ૫૧ | જિનદાસ સુગુણી | ૧૦૦૦ | | | |

# વિષયાનુક્રમણિકા

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી

ધર્મ જ્ઞાન-જ્યોતે

અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર

સ્વ. પૂ. પિતાશ્રી

## પૂ. શ્રી શામજી વેલજી વીરાણી

તેમજ

સ્વ. પૂ. માતુશ્રી

## પૂ. શ્રી કડવીબાઇ વીરાણીને

શ્રી જૈન ધર્મસાર

# શ્રી જૈન તત્વ પ્રકાશ

સ મ ર્પ ણ

લિ૦ છોરૂ

દુર્લભજી શામજી વીરાણી

ના વંદન

## જીવન-વિકાસના સાધનો

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं ॥१॥

આ સંસારમાં પ્રાણીઓને નીચેની ચાર વસ્તુઓ (જે જીવન-વિકાસનાં સાધનો છે) મળવી અતિ દુર્લભ છે—

મનુષ્યત્વ, ધર્મશ્રવણ ધર્મશ્રદ્ધા સંયમમાં પરાક્રમ (૧)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૩/૧-૪

## કામ-વિજય

खणमेत्तसोक्खा बहुकालदुक्खा
पगामदुक्खा अणिगामसोक्खा ।
संसारमोक्खस्स विपक्खभूया
खाणी अणत्थाण उ कामभोगा ॥७॥

કામભોગો ક્ષણ માત્ર સુખ આપનારા અને બહુ કાળ સુધી દુઃખ આપનારા છે. જેમાં થોડું સુખ અને મહાન દુઃખ હોય તેને સુખ રૂપ કેમ માની શકાય? આ કામભોગો મુક્તિમાર્ગના શત્રુ રૂપ છે અને અનર્થોની ખાણ છે (૭)

—ઉત્તરાધ્યયન સૂત્ર ૧૪/૧૩



# શુદ્ધિ - પત્રક

| પાના નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૩૫ | ૩ ક્ષાપક. ૪ ક્ષાપક. | ૩ ક્ષાયક ૪ ક્ષાયક |
| ૫ | ૩૬ | – – | ૧૧ વીતરાગ પણું, ૧૨ નિર્ભય પણું |
| ૯ | ૧૮ | 'ભોગ નાહણુ'' | 'ભોગનાહાણુ' |
| ૧૧ | ૧૮ | સવ્વદરિસીણ | સવ્વદરિસીણં |
| ૧૩ | ૨૩ | સાપ્રુઓ | સાધુઓ |
| ૩૦ | ૩૫ | ઈવિરતમા | ઈરિવતમાં |
| ૩૦ | ૩૬ | ઈવિરતમાં | ઈરિવતમાં |
| ૩૩ | ૧ | ઓઝું | ઓછું |
| ૩૫ | ૫ | લોકોને | લોકને |
| ૩૯ | ૨૮ | તેથ | તેમ |
| ૪૭ | ૬ | ઉપરના ૯૦૦ યોજનમા દ્વીપ | દ્વીપોને ફરતા નીચાણમાં સમુદ્રો છે |
| ૪૭ | ૬ | – – | ઉપરના ૯૦૦ જોજનમાં |
| ૪૭ | ૩૩ | જાપું | જાડું ( ઉચું ) |
| ૪૮ | ૩ | નાથને | નામને |
| ૪૮ | ૧૧ | નિગમ | નિમગ |
| ૪૯ | ૧૫ | ચોરેની | ચારેની |
| ૫૦ | ૨૮ | સુગલના | યુગલના |
| ૫૫ | ૨૬ | આનાર્ય | અનાર્ય |
| ૫૯ | ૧૩ | પેછી | પછી |
| ૫૯ | ૧૮ | ધ્રત | ઘૃત |
| ૫૯ | ૧૯ | સરમે | વરમે |
| ૮૦ | ૮ | 'બુદ્ધિબોદ્ધિ' | 'બુદ્ધબોધિ |
| ૮૦ | ૨૧ | સામાન્ય કેવળી | ૪ સામાન્ય કેવળી |
| ૮૪ | ૨૧ | ૫. કાયા | કાયા |
| ૮૭ | ૨૪ | મૂળ | મૂળ છે. |
| ૮૯ | ૨૦ | ગ્રરુ | ગુરૂ |
| ૮૯ | ૩૦ | દ્રિવચન | દ્વિવચન |
| ૮૯ | ૩૩ | ઉત્તકર્ષ | ૮ ઉત્તકર્ષ |
| ૯૨ | ૫ | ભવથી | ભાવથી |
| ૯૨ | ૨૯ | २० अजीव | २० जाइआजीव |
| ૯૭ | ૧૯ | ભોગવવાની | ભોગવવાની |
| ૯૮ | ૯ | નાતાને | દાતારને |

| પાના નં | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૨ | ૩ | એકક | એકકા |
| ૨૧૧ | ૩ | દશક્રોડ | દશક્રોડાક્રોડ |
| ૨૧૧ | ૧૯ | કરી | કરીને |
| ૨૧૧ | ૩૩ | કાળસાથી | કાળસોથી |
| ૨૨૫ | ૧૯ | મદ્ગુરૂનો | સદ્ગુરૂનો |
| ૨૪૪ | ૧૦ | ગહિવા | ગહિત |
| ૨૪૪ | ૨૫ | દ્પુગળ | પુદ્ગળ |
| ૨૪૪ | ૨૯ | વર્ગે | વર્ણ |
| ૨૪૫ | ૧૭ | પુદ્ગલો | પુદ્ગલો |
| ૨૪૫ | ૩૧ | (લોઢાના ગોળા જેવુ શરીર છતા તોનમાં હલકું પુલ જેવુ તથા મહુ જાડું નહી એવુ શરીર હોય) | ( પોતાનુ શરીર હલકું કે ભારે લગે નહી તે આ કર્મથી ) |
| ૨૪૮ | ૫ | શુચે | મુંચે |
| ૨૪૮ | ૬ | ( તૃણમાત્ર | ( મોય અને તૃણમાત્ર |
| ૨૫૫ | ૧ | ૬, ભેદ | ૫૭ ભેદ |
| ૨૫૫ | ૪ | અરિત | અ રતિ |
| ૨૫૭ | ૧૩ | સ્નેરૂપવાન | સ્વરૂપવાન |
| ૨૫૮ | ૪ | પયણેણુ | વયણેણં |
| ૨૫૮ | ૧૭ | ‘કાયુજુયાએ’ | કાયજુયાએ’ |
| ૨૬૯ | ૨ | ગ્રાહણુ | ગ્રહણુ |
| ૨૬૯ | ૧૧ | પ્રસુએ | પ્રભુએ |
| ૨૭૪ | ૯ | એવભાવને | એવાભાવને |
| ૨૭૫ | ૩ | નિરાવરગ | નિરાવરણુ |
| ૨૭૭ | ૧૫ | કાળની વર્તની | કાળની વર્તના |
| ૨૭૭ | ૨૨ | ભવની | ભાવની |
| ૨૮૧ | ૨૨ | ત,નિશ્રીત | શ્રુતનિશ્રિત |
| ૨૮૨ | ૧૪ | એપર્યવસિત | અપર્યવસિત |
| ૨૮૩ | ૧૫ | સમુદ્ર | સમુદ્ર |
| ૨૮૪ | ૩૦ | યો | યોજન |
| ૨૮૫ | ૧૭ | બગલાથી | બગલાથી |
| ૨૮૮ | ૩૧ | સયમ | અસંયમ |
| ૨૮૯ | ૧૯ | આર્તરાન્દ્ર | આર્તરૌદ્ર |
| ૨૯૦ | ૨૮ | ૨ સ્વાદન | ૨ સાસ્વાદન |

| પાના નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૫ | ૩૦ | પ.થનો | પંથનો |
| ૩૩૬ | ૨૮ | સૂખી | લૂખી |
| ૩૩૬ | ૩૩ | સૂખી | લૂખી નોધઃ– પણ માગ નમસ્કાર પ્રમોદભાવવાળો હોવાથી ભાવથી રૂક્ષ નથી. |
| ૩૩૯ | ૫ | પ્રવનો કેને | પ્રવર્તકોને |
| ૩૪૦ | ૫ | દેરાઇ | ઘેરાઇ |
| ૩૪૦ | ૧૩ | પુદ્ધ પાપ, | પુન્ય પાપ |
| ૩૪૦ | ૧૯ | પ્રકૃતિથીએ | પ્રકૃતિથી પણ |
| ૩૪૦ | ૩૩ | પંછમ કાળમાં | પચમ કાળમાં |
| ૩૪૩ | ૩૨ | કરણું | કરણુમા |
| ૩૪૪ | ૨૮ | સમકિત | સમકીતી |
| ૩૪૫ | ૨૪ | ગુણુમ્થાને | ગુણુસ્થાને |
| ૩૪૫ | ૩૨ | કરતાં | કરતા |
| ૩૪૬ | ૨૧ | સમકિનની | સમકિતની |
| ૩૪૭ | ૭ | જીવાની | જીવોને |
| ૩૪૮ | ૨૦ | સમકિનની | સમકિતી |
| ૩૪૮ | ૨૯ | જોડાનાર | જોડનાર |
| ૩૫૧ | ૨૧ | આ ફુલાદક | આલ્હાદક |
| ૩૫૨ | ૬ | ધર્મેન્દ્રીયના | કર્મેન્દ્રીયના |
| ૩૫૨ | ૧૧ | માનવાળા | માનવાવાળા |
| ૩૫૫ | ૩ | આરંભ | આરંભ |
| ૩૫૬ | ૨૩ | દૂષણુના | દૂષણુ |
| ૩૬૦ | ૩ | તેત | તેત્ર |
| ૩૬૦ | ૩૧ | પંચેદ્રિયા | પચેન્દ્રીયના |
| ૩૬૦ | ૩૨ | વાપ | પાપ |
| ૩૬૦ | ૩૪ | હાથનો | હાથીનો |
| ૩૬૧ | ૭ | ધર્સ | ધર્મ |
| ૩૬૧ | ૨૨ | ત્રેકોણુ | ત્રીકોણુ |
| ૩૬૧ | ૨૫ | વૈયાવ્રય | વૈયાવૃત્ય |
| ૩૬૫ | ૬ | એટ | એટલે |
| ૩૭૩ | ૧૦ | ભ્રાગ | ભાગ |
| ૩૭૩ | ૧૨ | સાસગ્રી | સામગ્રી |

| પાના નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૨ | ૧૬ | સત્યા | સત્યા |
| ૩૮૩ | ૩૩ | જળ ગોપાળ | જલ ગોપાલ |
| ૩૮૫ | ૨૬ | સમક્તિીમાં | સમકિતમાં |
| ૩૮૬ | ૧ | છેતા | છતાં |
| ૩૮૬ | ૧ | ઉપપોપ | ઉપયોગ |
| ૩૮૬ | ૧૩ | મુના કર્મ | જુના કર્મ |
| ૩૯ | ૩૨ | પ્રવર્તાવવાળી | પ્રવર્તાવવાવાળી |
| ૪ | ૧ | સુપક્ષપાત | સુપક્ષયુક્ત |
| ૪ | ૩ | રાગ દ્વેષ | રાગ દ્વેષ |
| ૪ ૯ | ૧૧ | લાભ | લાભ |
| ૪૧ | ૮ | શિષ્યોને | શિષ્યોને |
| ૪૧ | ૩૧ | આમેલ્યાથી | આવેશથી |
| ૪૧૬ | ૩૨ | અપક્ષપાદિ | અપરાધાદિ |
| ૪૧૯ | ૧ | પમાર્જિત | પ્રમાર્જિત |
| ૪૨૧ | ૨ | પુર | પુત્ર |
| ૪૨૩ | ૨૩ | નજરેચૂકથી | નજરચૂકથી |
| ૪૨૭ | ૭ | દેષાત્પતિ | રોગોત્પતિ |
| ૪૩ | ૨૬ | રક્ષણ | રક્ષણ |
| ૪૩૪ | ૧૭ | કદિપિ | કદાપિ |
| ૪૩૬ | ૧ | અતિચાર | અતિચારથી |
| ૪૩૭ | ૨૯ | પાગે | પાટે |
| ૪૩૭ | ૩૧ | (જો ૪ સત્ય) | (જો ૪ સત્ય) |
| ૪૩૮ | ૨૩ | સ્વપ્ન | સ્વપ્નનાં અને |
| ૪૪૫ | ૧ | લક્ષા | લક્ષ |
| ૪૪૫ | ૩ | મથાલ | મથાળ |
| ૪૪૫ | ૧૩ | નિધી જન | નિધ જ્યુ |
| ૪૪૬ | ૨ | ૬૭ | ૬૮ |
| ૪૪૬ | ૯ | જોવેનુ | જોવેનું |
| ૪૪૮ | ૧૪ | આઠમાશે | આઠમાસે' |
| ૪૪૮ | ૨૬ | રમા | રમો |
| ૪૪૮ | ૩૪ | કરાતામાં | કરાવવામાં |
| ૪૫૨ | ૧૨ | શિક્ષક પાઠકની ઉપાસના | પાઠક શિક્ષકની ઉપાસના |
| ૪૫૪ | ૨૫ | સદરસાકાર | સદ્દરસાકાર |

| પાના નં. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫૫ | ૩ | દુપ્ડિહાણે | દુપ્પડિહાણે |
| ૪૬૧ | ૧૭ | સપમથી | સયમથી |
| ૪૬૨ | ૨૯ | વડીનીતિનુ | વડીનીતનું |
| ૪૬૩ | ૨૨ | આયઆરો | આયયારો |
| ૪૬૪ | ૧૩ | સિજ્જાસંગ્રારએ | સિજ્જાસંથારએ |
| ૪૬૮ | ૨૬ | કરવાવમરણોન્મુખ | કરવા અને મરણોન્મુખ |
| ૪૬૯ | ૩૪ | અસંખ્યનમાં | અસંખ્યાતમાં |
| ૪૭૦ | ૩૦ | શ્રેમ | શ્રેય |
| ૪૭૧ | ૨૩ | શરીનો | શરીરનો |
| ૪૭૨ | ૨૬ | યાવજ્જી | યાવજ્જીવ |
| ૪૭૩ | ૭ | અક્ષાની | અજ્ઞાની |
| ૪૭૩ | ૩૧ | અગમનના | આગમનના |
| ૪૭૭ | ૧૦ | ગુફા અ | ગુફા આદિ |
| ૪૮૬ | ૧૯ | | અનંત ચારિત્ર, અનંત વીર્ય, અનંત આત્મિક સુખ |
| ૪૯૨ | ૧૩ | જેગીશ | જગીશ |
| ૪૯૭ | ૨૦ | હુત્ર | હુવા |
| ૪૯૭ | ૧ | તારીખ ૫ | તારીખ ૧ |
| ૪૯૭ | ૨ | ,, ૧ | તારીખ ૫ |



# શ્રી જૈન તત્વ પ્રકાશ



## પ્રવેશિકા.

सिद्धाणं णमो किच्चा, संजयाणं च भावओ ।
अत्थधम्मंगइं तच्च, अणुसट्ठीं सुणेह मे ॥ श्री उतराध्ययन् सूत्र अ. २०

અર્થ—'સિદ્ધ'—(અરિહંત, સિધ્ધ, અને 'સંયતિ' (આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ) ને વિશુધ્ધ ભાવથી નમસ્કાર કરીને, યથાર્થ—સત્ય, સર્વ અર્થની સિદ્ધિ કરનારો એવો જે આચરણીય ધર્મ છે તેનું સ્વરૂપ અનુક્રમે કહું છું. અહો ભવ્યજીવો! એને મન, વચન અને કાયા રૂપ ત્રણે યોગોને સ્થિર કરી શ્રવણ કરો!

## પ્રથમ ખંડ

'सिद्धाणं णमो किच्चा'

વિશેષાર્થ—સિધ્ધ ભગવાન બે પ્રકારના હોય છે (૧) **ભાષક** (અર્થાત્ બોલતી સિદ્ધ) એટલે કે અરિહંત ભગવાન જેમકે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૯મા અધ્યયનમાં નમિરાજર્ષિને સંસાર અવસ્થામાં **"જાઇ સરિત્તુ ભયવ"** "એટલે કે ભગવાને જાતિનું સ્મરણ કર્યું" એમ કહીને ભગવંત રૂપે સંબોધ્યા છે અને ઉક્ત સૂત્રના **૧૯**મા અધ્યયનમાં મૃગાપુત્રને માટે **"જુવરાયા દમીસરે"** એ પદ મૂકીને યુવરાજ પદ ભોગવતાં જ તેમને દમીશ્વર–ઋષીશ્વર કહ્યા છે એજ પ્રમાણે અરિહંત ભગવાન પણ ભવિષ્યકાળમાં સિદ્ધ થનાર છે તેથી તેમને પણ સિદ્ધ કહ્યા છે અને (૨) સર્વ કાર્ય સિદ્ધ કરી સકલ કર્મ રૂપ કલંકને ખપાવી નિજાત્મ સ્વરૂપી સચ્ચિદાનન્દ પદને પ્રાપ્ત થયા છે તેમને **અભાષક** સિદ્ધ કહેલ છે. એ બન્ને સિદ્ધ ભગવાનનું સવિસ્તૃત વર્ણન આગળનાં પ્રકરણોમાં ક્રમથી કરવામાં આવશે "કરવા માંડ્યું તે કર્યું" તે અપેક્ષાથી પણ અરિહંતને સિદ્ધ કહેવાય

### પ્રકરણ પહેલું.

'અરિહંત.'

અરિહંતના બે ભેદ: ૧ તિર્થંકર, ૨ સામાન્ય કેવળી ભગવાન

જે ચૈતન્ય (જીવ) પહેલાના ત્રીજા ભવમા નિમ્ન બોલો પૈકી કોઇપણ બોલોનું યથાર્થરૂપે આરાધન કરે છે તે આગળના ત્રીજા ભવમાં તિર્થંકર પદને પ્રાપ્ત કરે છે.

### તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાના ૨૦ બોલ.

ગાથા—अरिहंत सिद्ध पवयणे, गुरु थेरे बहुस्सुए तवस्सीसु
वच्छलया य तेसिं, अभिक्ख नाणोवगये ॥१॥

ઉત્તમ યોગ હોય ત્યારે પ્રભુ જન્મ+ ધારણ કરે છે. તે સમયે છપ્પન કુમારિકા* દેવીઓ ત્યાં આવીને જન્મમહોત્સવ ઉજવે છે. અને ચૌસઠ ઇન્દ્રાદિ† દેવ મેરૂ પર્વતના પંડગવનમાં લઇ જઇને ધુમધામથી જન્મમહોત્સવ કરે છે. આ રિવાજ ઇન્દ્રોમાં પરંપરાથી ચાલ્યો આવે છે. પછી તીર્થંકરના પિતા જન્મમહોત્સવ કરી ઉત્તમ નામકરણસંસ્કાર કરે છે. તે તીર્થંકર બાલક્રીડા કરી યૌવનાવસ્થા પ્રાપ્ત કર્યા બાદ જો ભોગાવલી કર્મોદય હોય તો ઉત્તમ સ્ત્રીથી લગ્ન કરીને શુષ્ક-રૂક્ષવૃત્તિથી ભોગ ભોગવે છે અને દીક્ષા ધારણ કર્યા પહેલા નિત્યપ્રતિ એક ક્રોડ આઠ લાખ એટલે કે એક વર્ષમાં ત્રણ અબજ અને ૮૮ કરોડ સોનામહોરનું દાન દે છે. આ ઉદારતાનું જૈનોએ પણ અનુકરણ કરવું જોઇએ.

ત્યાર બાદ ૯ લોકાન્તિક દેવ, દેવલોકથી આવીને ચેતવણી આપે છે ત્યારે આરંભ અને પરિગ્રહનો નવ પ્રકારે× ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરે છે કે તરતજ ચોથા મન.પર્યવજ્ઞાનની

---

\+ ૧. અવતરવું એ ચ્યવનકલ્યાણ ૨ જન્મને જન્મકલ્યાણ ૩. દીક્ષાને દીક્ષા કલ્યાણ ૪ કેવલજ્ઞાનની ઉત્પત્તિને જ્ઞાનકલ્યાણ અને ૫. મોક્ષકલ્યાણ કહે છે

* છપ્પન કુમારિકાનાં નામો ૧. ભોગંકરા ૨. ભોગવતી ૩. સુભોગા ૪. ભોગમાલિની ૫ સુવત્સા ૬. વત્સામિત્રા ૭. પુષ્પમાલા ૮. આનિન્દિતા (આ આઠ નીચેના લોકમાં રહેનારી છે) ૯. મેઘકરા ૧૦. મેઘવતી ૧૧. સુમેધા ૧૨. મેઘમાલિની ૧૩ તોયધરા ૧૪ વિચિત્રા ૧૫ વારીષેણા ૧૬. બલાહકા, (આ આઠ ઉર્ધ્વ લોકમાં રહેનારી છે.) ૧૭ નંન્દોત્તરા ૧૮. નદા ૧૯ આનંદા ૨૦ નંદીવર્ધના ૨૧. વિજ્યા ૨૨ વજયંતી ૨૩ જયંતી ૨૪. અપરાજિતા (એ ૮ પુર્વ રૂચકપર રહેનારી છે) ૨૫ સમાહારા ૨૬. સુપ્રદત્તા ૨૭ સુપ્રબુદ્ધા ૨૮ યશોધરા ૨૯ લક્ષ્મીવતી ૩૦ શેષવતી ૩૧ ચિત્રગુપ્તા ૩૨. વસુધરા (આઠ દક્ષિણ રૂચકપર રહેનારી છે) ૩૩ ઇલાદેવી ૩૪. સુરાદેવી ૩૫. પૃથ્વી ૩૬. પદ્માવતી ૩૭. એકનાશા ૩૮ નવમિકા ૩૯ ભદ્રા ૪૦ સીતા (આ આઠે પશ્ચિમરૂચક પર રહેનારી છે) ૪૧ અલંબુસા ૪૨. મિતકેશી ૪૩ પુંડરિકા ૪૪. વારૂણી ૪૫ હાસા ૪૬. સર્વપ્રભા ૪૭, શ્રીભદ્રી ૪૮. સર્વભદ્રી (આ આઠે ઉત્તર રૂચક ઉપર રહેનારી છે) ૪૯ ચિત્રા ૫૦. ચિત્રકરા ૫૧ શતેરા ૫૨. વસુદામિની (આ ચારે વિદિશા રૂચકની રહેનારી છે ૫૩ રૂપા ૫૪. રૂપાસિકા ૫૫. સુરૂપા અને ૫૬ રૂપવતી (આ ચારે વિદિશા રૂચકની રહેનારી છે) આ પ્રમાણે ૫૬ કુમારી છે

† ૬૪ ઇન્દ્ર–૧૦ ભવનપતિ દેવોના ૨૦ ઇન્દ્ર, ૧૬ વાણુવ્યંતર દેવના ૩૨ ઇન્દ્ર, જ્યોતિષીના ૨ ઇન્દ્ર, અને ૧૨ દેવલોકના ૧૦. ઇન્દ્ર, એમ ૬૪ ઇન્દ્રો થયા એમનાં નામો બીજા પ્રકરણમા આવશે

× ૯ ભાગા (પ્રકાર) ૧ મનથી કરે નહિ ૨ મનથી કરાવે નહિ ૩ મનથી (બુરૂ) કરતાને ભલું જાણે નહિ ૪ વચનથી કરે નહિ ૫. વચનથી કરાવે નહિ ૬. વચનથી કરનાને અનુમોદે નહિ ૭ કાયાથી કરે નહિ ૮ કાયાથી કરાવે નહિ ૯ કાયાથી કરતાને રૂડું જાણે નહિ આ નવ પ્રકારે પાપનો પૂર્ણ રીતે ત્યાગ થાય છે

## અરિહંત ભગવાનના ૩૪ અતિશય.

૧ મસ્તકાદિ વગેરે અંગોના વાળ મર્યાદાથી વધારે (ખરાબ લાગે તેમ) વધે નહિ. ૨ રજમેલ વિ અશુભ લેપ શરીરને ચોટે નહિ ૩ લોહી, માંસ ગાયના દૂધ કરતા પણ વધારે ઉજ્જવલ અને મીઠાં હોય ૪ શ્વાસોચ્છ્વાસમાં પદ્મકમલથી પણ વધારે સુગંધ આવે ૫. આહાર અને વિહાર, ચર્મચક્ષુવાળા જીવો ન જોઈ શકે પણ અવધિજ્ઞાનવાળા જોઈ શકે ૬. ધર્મચક્ર આકાશમાં ગરગરાહટ ધ્વનિ કરતો જ્યારે ભગવાન ચાલે ત્યારે, આગળ ચાલે અને જ્યારે ભગવાન ચોભે ત્યારે તે પણ થોભે છે ૭ લાંબી લાંબી મોતીઓની ઝાલરવાળા એકના ઉપર એક એમ ત્રણ છત્રો ભગવાનના મસ્તક ઉપર આકાશમા દેખાય છે. ૮ ગાયનુ દૂધ અને કમલના તંતુઓથી પણ અતિ ઉજ્જવળ વાળવાળા રત્નજડિત દંડયુક્ત ચામર ભગવાનની બન્ને બાજુ નજરે પડે. ૯ સ્ફટિક રત્ન સમાન નિર્મલ દેદીપ્યમાન સિંહના સ્કંધના સંસ્થાનવાળા, અનેક રત્નોથી જડેલા, અંધકારના નાશક, પાદ પીઠિયાયુક્ત સિંહાસન દેખાય છે ૧૦ રત્નજડિત થાંભલાવાળી ઘણી ઉંચી અનેક નાની નાની ધ્વજાઓના સમુદાયથી પરિવેષ્ઠિત ઇન્દ્રધ્વજા ભગવાનની આગળ આગળ દેખાય છે. ૧૧. અનેક શાખા ઉપર શાખા, પત્ર, પુષ્પ અને સુગંધી છાયડીવાળું ધ્વજાપતાકાઓથી સુશોભિત અશોકવૃક્ષ ભગવાન ઉપર છાયા કરતુ, તેમનાથી બાર ગણું ઉંચુ દેખાય છે ૧૨ શરદ્ ઋતુના જાજ્વલ્યમાન સૂર્યથી પણ અત્યધિક તેજવાળું અંધકારનું નાશક પ્રભામંડલ§ અરિહંતની પાછળ

---

§ ગ્રંથમાં લખ્યુ છે કે પ્રભામંડલના પ્રભાવથી ચારે દિશાઓમાં તીર્થંકરના જુદાં જુદાં મુખ દેખાય છે જેથી શ્રોતા એમ સમજે છે કે ભગવાન અમારી જ સામે જોઇ રહ્યા છે. બ્રહ્માને ચતુર્મુખી કહેવાનુ એજ કારણ જણાય છે

---

કોટ જેના ઉપર સોનાના કાંગરા કરે છે, તેની મધ્યમાં ૧૩૦૦ ધનુષ્યની છેટાઇ મૂકીને બીજો કોટ સોનાનો બનાવી, રત્નોના કાંગરા બનાવે છે. તેની અંદર વળી ૧૩૦૦ ધનુષ્યની જગા છોડીને ત્રીજો કોટ રત્નોનો બનાવી મણિરત્નના કાંગરાં કરે છે, તેના મધ્ય ભાગમાં તીર્થંકર ભગવાન અષ્ટપ્રતિહાર્ય યુક્ત વિરાજે છે. તીર્થંકરથી ઈશાન ખુણામાં ૧. શ્રાવક ૨. શ્રાવિકા અને ૩ વૈમાનિક દેવો બેસે છે અગ્નિ કોણમાં ૪ સાધુ ૫ સાધ્વી અને ૬. વૈમાનિક દેવોની દેવીઓ બેસે છે વાયવ્યકોણમા ૭ ભુવનપતિ દેવ ૮ વાણવ્યંતર દેવ અને ૯ જ્યોતીષી દેવો બેસે છે. નૈઋત્યકોણમાં ૧૦ ભુવનપતિની દેવીઓ ૧૧. વાણવ્યંતર દેવી અને ૧૨ જ્યોતીષીની દેવીઓ બેસે છે એમ ૧૨ પ્રકારની પરિષદ ભરાય છે (કેટલાક જાતિના દેવ ૪ જાતિની દેવાંગના અને મનુષ્ય, મનુષ્યણી, તિર્યંચ, તિર્યંચણી એમ ૧૨ જાતની પરિષદ પણ કહે છે) સમવસરણના પ્રથમ કોટમા ચડવાના ૧૦૦૦૦ પગથિયાં અને બીજા અને ત્રીજા કોટમાં ૫-૫ હજાર પગથિયાં હોય છે એમ કુલે ૨૦ હજાર પગથિયાં એક એક હાથ છેટે હોય છે ૪ હાથનો એક ધનુષ્ય ૨૦૦૦ ધનુષ્યનો એક ગાઉ એ હિસાબે ૨॥ ગાઉનુ ઉંચુ સમવસરણ હોય છે પરંતુ તીર્થંકરના અતિશયને લીધે અને ચડનારના ઉમંગથી ચડતાં ચડતા કોઈ પણ થાકતું નથી એવો દિગંબર મતના શાસ્ત્રોમાં ઉલ્લેખ છે, તત્વ કેવળી ગમ્ય સામાન્ય કેવળી અરિહંત ભગવાનના ૧૨ ગુણ – ૧ કેવળ જ્ઞાન ૨ કેવળ દર્શન ૩ ક્ષાયક સમકિત ૪ ક્ષાયક યથાખ્યાત ચારિત્ર ૫ અવેદી પણું ૬ થી ૧૨ અનંત દાન-લાભ-ભોગ-ઉપભોગ-વીર્યની લબ્ધી

થઇ જાય છે ૮ ભગવાનના વચનો અર્થ રૂપે હોય છે. જેમાં શબ્દ થોડા અને અર્થ વિસ્તૃત હોય છે ૯ ભગવાનના વચનો પરસ્પર વિરોધરહિત હોય છે પહેલાં "अहिंसा परमो धर्म" કહીને પછી "ધર્માર્થે હિંસા કરવામાં દોષ નહિ" એવા વિરોધી વચનો કદી બોલતા નથી ૧૦. ચાલુ અર્થને પૂર્ણ કર્યા બાદ બીજા અર્થને ગ્રહણ કરે એમ જૂદા જૂદા અર્થો કહે પણ ગડબડ કરે નહિ ૧૧ એટલું સ્પષ્ટતાથી કહે કે શ્રોતાઓને જરાય પણ સંશય ન થાય ૧૨ મહા બુદ્ધિશાળી પુરૂષો પણ ભગવાનના વચનમાં જરાય દોષ ન કાઢી શકે એવાં નિર્દોષ વચનો બોલે ૧૩. જેમને સાંભળતા જ શ્રોતાઓનાં મન એકાગ્ર થઈ જાય બધાને મનોજ્ઞ (મન ગમતાં) લાગે એવાં વચનો બોલે. ૧૪ ઘણી જ વિલક્ષણતા પૂર્વક દેશકાળને અનુસરીને બોલે ૧૫. પ્રાસંગિક વચનોથી અર્થનો વિસ્તાર તો કરે પણ આડી અવળી વ્યર્થ વાતો કહીને સમય પસાર ન કરે ૧૬ જીવાદિ નવ પદાર્થના સ્વરૂપને પ્રકાશિત કરતાં સાર સારને કહે, અસારને છોડી દે. ૧૭ સાંસારિક ક્રિયા અને નિસ્સાર બાબતોને સંક્ષેપથી જ કહે ૧૮. દરેક બાબત કથા રૂપે એટલી સ્પષ્ટતાથી કહે કે નાનું બાળક પણ સહેલાઈથી વસ્તુને સમજી શકે ૧૯. આત્મપ્રશંસા અને પરનિંદા ન કરે. પાપની નિંદા કરે પણ પાપીની નિંદા ન કરે ૨૦ દૂધ અને સાકરથી પણ વધારે મધુરતા ભગવાનની વાણિમા હોવાથી શ્રોતા વ્યાખ્યાન મૂકી જવા ન ઇચ્છે ૨૧. કોઈનાં પણ ગુપ્ત રહસ્યો પ્રગટ થાય તેવા માર્મિક વચનો ન કહે ૨૨ યોગ્યતાથી વધારે ગુણાનુવાદ કરી, કોઇની પણ ખુશામત ન કરે, પણ યોગ્યતાનુસાર વખાણ કરે. ૨૩. જેથી ઉપકાર થાય અને આત્મકલ્યાણ થાય એવા સાર્થ ધર્મનું પ્રતિપાદન કરે ૨૪ અર્થને છેદીભેદીને અનર્થ ન કરે ૨૫ વ્યાકરણના નિયમાનુસાર શુદ્ધ વચન કહે ૨૬ બહુ ઉચ્ચ સ્વરથી કે એકદમ ધીમા અવાજથી કે ઘણી શીઘ્રતાથી ન બોલે પણ મધ્યમ સ્વરથી વચન† કહે ૨૭ શ્રોતાગણ પ્રભુની વાણી સાંભળી અચંબો પામી જાય અને કહી ઉઠે કે "અહો! પ્રભુની કહેવાની શક્તિ અને વાક્ચાતુરી આશ્ચર્યકારી છે" ૨૮. એટલા હર્ષથી કહે કે શ્રોતા એના યથાર્થ રસનો અનુભવ કરી શકે. ૨૯ વ્યાખ્યાન દરમ્યાન વિશ્રાન્તિ લીધા વગર વિલંબરહિત કહે ૩૦ શ્રોતા જે કાંઇ પ્રશ્ન મનમા ધારીને આવ્યો હોય એનુ સમાધાન પૂછ્યા વગર જ થઇ જાય ૩૧ એક વચનની અપેક્ષાથી બીજું વચન કહે અને જે કાંઇ કહે તે શ્રોતાના હૃદયમા ઠસી જાય. ૩૨. અર્થ, પદ, વર્ણ, વાક્ય બધુ ય, જૂદું જૂદું કહે ૩૩ એટલાં સાત્વિક વચનો કહે કે ઇન્દ્રાદિ મહા પ્રતાપીઓથી પણ ક્ષુબ્ધ ન બને. ૩૪ પ્રચલિત અર્થની સિદ્ધિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી બીજો અર્થ ન કાઢે. એક કથનના નિશ્ચય અને દૃઢતા પછી બીજો અર્થ બતાવે અને ૩૫ વ્યાખ્યાન દેતાં ગમે તેટલો કાળ વ્યતીત થઇ જાય પણ ભગવાન કદી પણ થાકે નહિ પણ ઉત્સાહ વધતો જ જાય

## અરિહંત ૧૮ દોષ રહિત હોય છે (તે નિમ્ન પ્રકારે)

૧ 'મિથ્યાત્વ'—જે વસ્તુ જેવી છે તેવી ન માનો તેથી ઊલટી સ્વીકાર કરે તે મિથ્યાત્વ કહેવાય છે અરિહંત અનંત ક્ષાયક સમ્યક્ત્વી હોવાથી આ દોષથી રહિત થાય છે, તેથી જગતૂના

†આથી વ્યાકરણની આવશ્યકતાનો ખ્યાલ આવે છે અશુદ્ધ વાણીથી કહેલાં હિતકારી વચનો પણ શ્રોતાનાં હૃદય પર અસરકારક નથી નિવડતાં, એટલે વક્તાઓને માટે વ્યાકરણનો અભ્યાસ જરૂરી છે.

ગુણ*ના ધારક છે 'આઇગરાણ' શ્રુતધર્મ અને ચારિત્રધર્મના આદિના કર્તા છે. (પ્રથમ ધર્મની સ્થાપના અરિહંત કરે છે, ગણધર આચાર્યાદિ આગળ ચલાવે છે). 'તિત્થયરાણ' ×સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા રૂપ ચાર તીર્થના કર્તા અરિહંત હોવાથી તે તીર્થંકરક કહેવાય છે. 'સયં સંબુદ્ધાણ' ભગવાન પ્રથમથી જ (જન્મથી જ) અવધિજ્ઞાની હોવાથી ગુરૂના ઉપદેશ વગર સ્વયમેવ પ્રતિબોધિત હોય છે અને પોતાની મેળેજ દીક્ષા ધારણ કરે છે. 'પુરિસોત્તમાણ' ૧૦૦૮ ઉત્તમ લક્ષણાદિ ગુણોથી યુક્ત હોવાને લીધે જગતના સર્વ પુરૂષોમા પરમોત્તમ પુરૂષ ભગવાન હોય છે. 'પુરિસસિંહાણ' જેમ સિંહ શૂરવીર, નિડર થઇને વનચરોને ક્ષોભિત કરે છે તેમ ભગવાન પણ સંસારરૂપી વનમા નિડર થઇ પાખંડિયોને ક્ષોભિત કરતા વિચરે છે 'પુરિસવર પુંડરિયાણ' જેમ પુંડરિક કમલ, કીચડ અને પાણીથી અળગુ રહીને પણ રૂપ અને સુગંધથી અનુપમ હોય છે તેમ ભગવાન પણ કામ રૂપી કીચડ અને ભોગરૂપી પાણીથી અળગા રહીને મહાન દિવ્ય રૂપ અને મહાયશ રૂપી સુગંધથી અનુપમ હોય છે. §'પુરિસવર-ગંધ હત્થીણ' જેમ ગંધ હસ્તી ચતુરગિણી સેનામા શ્રેષ્ઠ અને પોતાના શરીરની ગંધથી સામેની સેનાને પરાજીત કરે છે, અસ્ત્રશસ્ત્રના પ્રહારની દરકાર વગર શત્રુસૈન્યનુ દમન કરતો આગળ વધતો ચાલ્યો જાય છે એજ પ્રમાણે ભગવાન પણ ચતુર્વિધ સંઘમાં શ્રેષ્ઠ સદુપદેશ-રૂપી પરાક્રમથી, યશરૂપી ગંધથી પાખંડિયોને નસાડે છે પાખંડિયો તરફથી થતા પરિષહ ઉપસર્ગની જરાય ચિંતા વગર મુક્તિપંથમાં આગળ વધતા ચાલ્યા જાય છે 'લોગુત્તમાણ' વ્યાવહારિક અને નૈશ્ચયિક સંપત્તિમા સર્વ લોકના સર્વ પ્રાણીઓમાં ભગવાન જ સર્વ શ્રેષ્ઠ છે 'લોગ નાહણ' અપ્રાપ્ત ગુણની પ્રાપ્તિ, પ્રાપ્ત ગુણના રક્ષક હોવાથી સર્વ લોકના નાથ ભગવાન જ હોય છે. 'લોગહિયાણ' ઉપદેશ અને પ્રવૃત્તિદ્વારા ભગવાન જ સર્વ લોકના હિતકર્તા છે 'લોગપઇવાણ' પ્રદીપની માફક ભવ્ય જીવોના હૃદયરૂપી ભુવનમાં રહેલા મિથ્યાત્વરૂપી ઘોર અંધકારનો નાશ કરી, જ્ઞાનરૂપી પ્રકાશથી સત્યાસત્ય, ધર્માધર્મનુ યથાર્થ સ્વરૂપ દર્શાવનાર

---

*ભગ શબ્દના ૧૪ અર્થ થાય છે — ૧ જ્ઞાનવંત ૨. મહાત્મ્યવત ૩. યશસ્વી ૪. વૈરાગ્યવત ૫ મુક્તાત્મા, નિર્લોભી ૬. રૂપવત ૭. વીર્યવંત ૮ પ્રયત્નવંત ૯ મુમુક્ષુ ૧૦. શ્રીમત અતિશયોથી યુક્ત ૧૧. ધર્મવંત ૧૨ ઐશ્વર્યવંત

ભગ શબ્દના આ બાર અર્થો અરિહતને લાગુ પડે છે પણ સૂર્ય અને યોનિ એ બે અર્થો લાગુ નથી પડતા

×સંસારથી પાર ઉતારે તે તીર્થ કહેવાય છે ગ્રામ, ઘર, પર્વત, નદી, વિ. સંસારથી પાર નથી ઉતારતા તેથી પ્રભુએ ઉક્ત ચાર તીર્થો બતાવ્યાં છે.

§ગાથા—जहा पउम जले जायं नोवलिप्पइ वारिणा
एवं अलिप्प कामेयं तं वयं बुवंति माहणं ॥ उत्त. अ. २५ ॥

જેમ કમલ કીચડમા પેદા થઇ અને જલમા મોટું થઇને પણ ફરી કીચડ અને પાણીમાં લિપ્ત થતુ નથી તેમજ મહાત્મા પણ કામરૂપ કીચડમા ઉત્પન્ન થઇ ભોગરૂપ પાણીથી વૃદ્ધિગત થવા છતા કામ ભોગોનો ત્યાગ કરી ફરી તેમાં લિપ્ત થતા નથી

ભગવાન જ લોકપ્રકાશ સાચા પ્રદીપ છે 'લોગપજ્જોયગરાણં' સૂર્યની પેઠે જન્મ સમયમાં તેમ જ કેવલજ્ઞાન થયા બાદ સર્વ લોકમાં પ્રકાશકર્તા હોવાથી તથા લોકના સર્વ દ્રવ્ય ગુણ પર્યાયનો ભવ્ય જીવને પ્રકાશકર્તા હોવાથી ભગવાન જ સર્વ પ્રકાશક સાચા સૂર્ય છે (આગળના સૂત્રનો અર્થ દૃષ્ટાન્તદ્વારા સમજાવે છે)

દૃષ્ટાન્ત— પરદેશ જતાં કોઈ તવંગર પુરુષને રસ્તામાં ચોરો રસ્તો ભુલાવીને ભયંકર અટવીમાં લઈ ગયા અને ધન લૂંટીને તેની આંખો ઉપર પાટો બાંધી તેને ઝાડે બાંધી ચાલ્યા ગયા એટલામાં એના પરમ સૌભાગ્યના ઉદયથી કોઈ મહારાજા પોતાની ચતુરંગિણી સેના સહિત શિકારને અર્થે તે જ સમયમાં આવ્યા. તેના ઉપર દયા લાવતાં રાજાએ ભયભીત ન થવા કહ્યું, એમ તેને અભયદાન આપ્યું આંખોનો પાટો ખોલી ચક્ષુદાન દીધું ઇચ્છિત સ્થાને જવાનો માર્ગ બતાવી માર્ગદાન દીધું પહોંચાડવા સારૂ સૈનિકો આપી શરણ દીધું ઉપજીવિકા માટે દ્રવ્ય આપી દાન દીધું ફરી આ પ્રમાણે ન ઠગાઈ જવા ઉપદેશ આપી બોધદાન આપ્યું અને ઇષ્ટ માર્ગે પહોંચાડ્યો.

ભાવાર્થ—જ્ઞાનાદિ રત્નત્રય ગુણ રૂપી ધનવાળા જીવરૂપી મુસાફરને સંસારરૂપી અટવીમાં કર્મરૂપી ચોર રસ્તો ભુલાવીને લઈ ગયા જ્ઞાનાદિ દ્રવ્યને ઠગી લઈને અજ્ઞાનરૂપી પાટો બાંધી મમત્વરૂપી વૃક્ષથી બાંધી દીધો ત્યારે તીર્થંકર રૂપ મહારાજા ચતુર્વિધ સંઘરૂપ સેનાથી ઘેરાયેલા પાખંડરૂપી શત્રુઓના શિકાર માટે સંસારરૂપી મહા અટવીમાં વિચરતા દુઃખી જીવો ઉપર દયા લાવીને 'માહણો માહણો' અર્થાત્ ન મારો ન મારો એમ અભય ઉપદેશ આપીને અભય આપે છે આ પ્રમાણે જગતના સર્વ જીવોને સાતે ભયેથી મુક્ત કરનાર અભય દાતા ભગવાન જ છે 'ચક્ખુદયાણં' જ્ઞાનરૂપી નેત્ર ઉપર બંધાએલ જ્ઞાનાવરણીય કર્મરૂપી પાટાને દૂર કરી જ્ઞાનરૂપ ચક્ષુના દાતાર ભગવાન જ છે 'મગ્ગદયાણં' અનાદિકાળથી સન્માર્ગને ભૂલેલાં સંસારરૂપી વનમાં ભટકતાં પ્રાણીઓને મોક્ષ માર્ગના દર્શાવનાર ભગવાન જ છે 'સરણદયાણં' ચાર ગતિના દુઃખથી ત્રાસિત પ્રાણીને જ્ઞાનરૂપી સુભટના શરણદાતા ભગવાન જ છે 'જીવદયાણં' મોક્ષસ્થાન સુધી પહોંચાડવા સમર્થ ઉપજીવિકાના દાતાર ભગવાન જ છે 'બોહિદયાણં' પ્રાણી સંસારની મોહજાળમાં ફરી ન ફસાય અને સીધો સિદ્ધગતિને પ્રાપ્ત કરે એવા સદ્બોધના દાતા પણ ભગવાન જ છે 'ધમ્મદયાણં' આત્મોન્નતિથી પતિત જીવોને દુર્ગતિમાં પડતા બચાવી શ્રુત અને ચારિત્ર ધર્મના દાતાર ભગવાન જ છે 'ધમ્મદેસયાણં' એક યોજનના સમવસરણ પ્રદેશમાં રહેલી ૧૨ પ્રકારની પરિષદાને યથાર્થ ધર્મને વ્યાખ્યાન વડે દર્શાવનાર ભગવાન જ છે 'ધમ્મ નાયગાણં' ચતુર્વિધ સંઘના રક્ષક અને નાયક ભગવાન જ છે 'ધમ્મ સારહીણં' ધર્મરૂપી રથ ઉપર બેસી ચારે તીર્થને ઉન્માર્ગથી પાછા વાળી સન્માર્ગે ચલાવનાર સાચા સારથી ભગવાન જ છે તથા ચારે સંઘને નિર્વિઘ્નતાપૂર્વક મોક્ષ નગરમાં લઈ જનાર ધર્મસાર્થવાહ પણ ભગવાન જ હોય છે

દૃષ્ટાંત—એક મોટો સાર્થવાહ સર્વ માર્ગનો જાણકાર પરિવારસહિત ક્ષિતિપુર જતો હતો. માર્ગમાં વાણીઆઓને કહ્યું જરા ચેતો। આગળ મરૂભૂમિમાં પાણી અને ઝાડ વિનાની

જંગલને પસાર કરતાં દુઃખ આવી પડે તેને સમભાવે સહન કરતા આગળ વધતા રહેજો. જંગલમા એક સુંદર બાગ છે. તેને જોવા માત્રથી મહાદુઃખ ઉદ્‌ભવે છે અને તેમાં જનાર તો પ્રાણમુક્ત થઇ જાય છે, માટે તે બાજુ દૃષ્ટિ પણ ન ફેંકતાં સીધા રસ્તે ચાલતા ચાલતા વન પસાર કરજો. આગળ સુખપ્રદ બાગ આવશે." એ સાર્થવાહનો ઉપદેશ જેણે ન સાંભળ્યો તેઓ ક્ષુધાતૃષાથી વ્યાકુળ બની તે બગીચામા ગયા અને કિમ્પાક વૃક્ષના અતિ મિષ્ટ ફળોના ચાખવાથી વીંછીના ડંખ કરતા પણ વધારે વેદનાથી પીડાઇને અકાળ મૃત્યુને પ્રાપ્ત થયાં અને જેઓએ સાર્થવાહની આજ્ઞા માન્ય કરી તેઓ અટવીને પાર કરીને ઉપવનમાં જઇ પરમ સુખી બન્યા.

**ભાવાર્થ**-સાર્થવાહ તે અરિહંત ભગવાન, સાથેનો પરિવાર તે ચાર સંઘ, અટવી તે યુવાવસ્થા, અટવીમાહેનો બાગ તે સ્ત્રી જેઓએ અરિહંતની આજ્ઞા ભંગ કરી તે દુઃખી થયા અને પાલન કરી તેઓ મોક્ષરૂપી ઉપવનને વિષે પહોચી સુખી થયા

**'અપડિહય વર ણાણ દંસણધરાણં"** બીજાથી ઘાત ન થાય એવા કેવલજ્ઞાન અને કેવલદર્શનના ધણી **'વિયટ્ટછઉમણં'**-છદ્મસ્થ અવસ્થાથી જેઓ નિવૃત્ત થયા છે, કર્મના આવરણથી ભગવાનના આત્મ પ્રદેશ મુક્ત થઈ ગયા છે, **'જિણાણં જાવયાણં"** અરિહંત ભગવાને પોતે કર્મશત્રુઓને જીત્યા છે અને પોતાના અનુયાયીઓને પણ જીતવાનો માર્ગ બતાવ્યો છે. **'તિન્નાણં તારયાણં"**-દુસ્તર સંસારસાગરને ભગવાન પોતે તર્યાં છે અને અનુયાયીઓને તાર્યા છે **'મુત્તાણં મોયગાણં"**-રાગદ્વેષથી ઉપત્પન્ન થયેલા કર્મબંધનથી ભગવાન મુક્ત થયા છે છૂટયા છે અને પોતાના અનુયાયીઓને પણ તે બંધનથી મુક્ત કરે છે. છોડાવે છે. **'સવ્વન્નુણં સવ્વદરિસીણં"**-સર્વજ્ઞ સર્વદર્શી સુક્ષ્મ બાદર ત્રસ સ્થાવર, કૃત્રિમ, અકૃત્રિમ નિત્ય અનિત્ય ઇત્યાદિ જગતના સર્વ પદાર્થોને જ્ઞાનથી જાણે છે દર્શનથી જુએ છે

આ તો અરિહંતના ગુણોનું યત્કિંચિત્ વર્ણન કર્યું પરંતુ આવા અનન્તાનન્ત ગુણોના ધારક અરિહંત ભગવાન હોય છે

## દશ કર્મભૂમિક્ષેત્રના ત્રણ કાલના તીર્થંકરોની ચોવીશી (કુલ તીર્થંકર ૭૨૦) નાં નામો

જંબુદ્રીપ ભરતક્ષેત્રના ભુતકાળના ૨૪ તીર્થંકરોનાં નામ (૧) શ્રી કેલવજ્ઞાનીજી (૨) શ્રી નિર્વાણીજી (૩) શ્રી સાગરજી (૪) શ્રી મહાયશજી (૫) શ્રી વિમલપ્રભુજી (૬) સર્વાનુ-ભૂતિજી (૭) શ્રી શ્રીધરજી (૮) શ્રી દત્તજી (૯) શ્રી દામોદરજી (૧૦) શ્રી સુતેજજી (૧૧) શ્રી સ્વામીનાથજી (૧૨) શ્રી મુનિસુવ્રતજી (૧૩) શ્રી સમિતિજીનજી (૧૪) શ્રી શિવગતિજી (૧૫) શ્રી અસ્તાગજી (૧૬) શ્રી નમીશ્વરજી (૧૭) શ્રી અનિલનાથજી (૧૮) શ્રી યશોધરજી (૧૯ શ્રી કૃતાર્થજી (૨૦) શ્રી જિનેશ્વરજી (૨૧) શ્રી શુદ્ધમતીજી (૨૨) શ્રી શિવશંકરજી (૨૩) શ્રી સ્યાન્દનનાથજી (૨૪) શ્રી સમ્પ્રાતજી

## જંબુદ્વીપ ભરતક્ષેત્રના વર્તમાનના ૨૪ તીર્થંકરોના નામાદિ

૧ ભૂતકાળની ઉત્સર્પીણીની ચોવીશીના અંતિમ (૨૪મા) તીર્થંકરના મોક્ષે ગયા બાદ ૧૬૮ લાખપૂર્વ, ૭૩ વર્ષ અને ૫ માસે ન્યુન ૧૮ ક્ષ કોડાકોડીx સાગરોપમ જાઝ પ્રમાણ ભૂમિ (ફરતીના ખેતરના કિનારે)માં નાભીકુલકરની પત્ની મરૂદેવીની કુક્ષિથી વર્તમાન ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવજી (શ્રી આદિનાથજી)નો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સોના જેવો પીળો વૃષભ (બળદ)નું+ લક્ષણ દેહમાન ૫ ધનુષ્યનું, આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હતું જેમાં ૮૩ લાખ• પૂર્વ ગૃહવાસમાં રહ્યા, એક લાખ પૂર્વ સંયમ પાળીને ત્રીજા આરાના ૩ વર્ષ અને ૮॥ માસ બાકી હતાં ત્યારે ૧ હજાર સાધુઓ સાથે મોક્ષે પધાર્યા

૨ અયોધ્યા નગરીના જિતશત્રુ રાજાની વિજયાદેવી રાણીની કુક્ષિથી બીજા તીર્થંકર શ્રી અજીતનાથ સ્વામીનો જન્મ થયો. એમનું શરીર સુવર્ણ જેવું પીળું હાથીનું લક્ષણ, દેહમાન ૪૫ ધનુષ્યનું અને આયુષ્ય ૭૨ લાખ પૂર્વનું હતું જેમાં ૭૧ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા. પહેલા તિર્થંકર અને બીજા તિર્થંકરના નિર્વાણનું અંતર ૫ લાખ ક્રોડ સાગર છે

૩ શ્રાવસ્તિ નગરીના જીતારી રાજાની રાણી સેનાદેવીની કુક્ષિએ ત્રીજા તીર્થંકર શ્રી સંભવનાથજીનો જન્મ થયો. એમના શરીરનો રંગ પણ સુવર્ણ જેવો પીળો. ઘોડાનું લક્ષણ ૪ ધનુષ્યનું દેહમાન અને ૬ લાખ પૂર્વનું આયુષ્ય હતું જેમાં ૫૯ લાખ પૂર્વ ગૃહવાસમાં પસાર કર્યા એક લાખ પૂર્વ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે પધાર્યા બીજા અને ત્રીજા તિર્થંકરના નિર્વાણનું અંતર ૩ લાખ ક્રોડ સાગર છે

૪ ૧ લાખ ક્રોડ સાગરનું અંતર ત્રીજા અને ચોથા તિર્થંકરના નિર્વાણનું છે વિનિતા નગરીના સંવર રાજાની સિદ્ધાર્થ રાણીથી ચોથા તીર્થંકર શ્રી અભિનંદનજીનો જન્મ થયો એમનું શરીર સુવર્ણ જેવું પીળું લક્ષણ કપિ (વાંદરા)નું દેહમાન ૩૫ ધનુષ્યનું આયુષ્ય ૫ લાખ પૂર્વનું હતું જેમાં ૪૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા. એક લાખ પૂર્વ સંયમ પાળી એક હજાર સાધુઓની સાથે મોક્ષે ગયા.

૫. કંચનપુર નગરના મેઘરથ રાજાની રાણી સુમંગલા દેવીથી પાંચમા તીર્થંકર શ્રી સુમતિનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો

---

ક્ષ પહેલો આરો ૪ ક્રોડાક્રોડી સાગરોપમનો, બીજો આરો ત્રણ ક્રોડાક્રોડી સાગરોપમનો ત્રીજો આરો બે ક્રોડાક્રોડી સાગરોપમનો આ પ્રમાણે ૯ ક્રોડાક્રોડી સાગરોપમ ઉત્સર્પિણી કાળના એમ ૭ આરાના કુલ મળી ૧૮ ક્રોડાક્રોડી સાગરોપમ સુધી તીર્થંકર ઉત્પન્ન થવાનો ઉત્કૃષ્ટ આંતરો છે

x ક્રોડની સંખ્યાને ક્રોડથી ગુણતાં જે સંખ્યા આવે તેને ક્રોડાક્રોડ કહે છે

† તે જમાને બાળો વરસાં નહોતા

+ લક્ષણ એટલે ચિન્હ તે પગમાં હોય છે અને કોઈ છાતી ઉપર હોય છે એમ પણ કહે છે

• લાખ ૮૪ ૮ ૨ ગને એક ઠાંડી મુનીએ ત્યારે (૭ ૫૬ )

• ગરવા રોજ આઠ પુર ૫૦૦ ૬

લક્ષણ ક્રૌંચ પક્ષીનુ, દેહ પ્રમાણ ૩૦૦ ધનુષ્યનું અને આયુષ્ય ૪૦ લાખ પૂર્વનું હતું. ૩૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા બાદ એક લાખ પૂર્વ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા ૪થા અને ૫મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૯ લાખ ક્રોડ સાગર છે

૬ ૫મા અને ૬ઠ્ઠા તિર્થંકરોના નિર્વાણનુ અંતર ૯૦ હજાર ક્રોડ સાગર છે કૌસંબી નગરીના શ્રીધર રાજાની સુસીમા રાણીની કુક્ષિથી છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ માણેક જેવો લાલ, પદ્મકમલનું લક્ષણ, દેહપ્રમાણ ૨૫૦ ધનુષ્યનુ, આયુષ્ય ૩૦ લાખ પૂર્વનુ જેમાં ૨૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા. એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુ સાથે મોક્ષે ગયા

૭. ૬ઠ્ઠા અને ૭મા તિર્થંકરોના નિર્વાણનુ અંતર ૯ હજાર ક્રોડ સાગર છે વારાણસી નગરીના રાજા પ્રતિષ્ઠાની રાણી પૃથ્વી દેવીથી ૭મા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, સ્વસ્તિકનું લક્ષણ, દેહમાન ૨૦૦ ધનુષ્યનું, આયુષ્ય ૨૦ લક્ષ પુર્વનું હતું જેમા ૧૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યાં એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાધુઓ સાથે મુક્તિએ પહોચ્યા

૮ ૭મા અને ૮મા તિર્થંકરોના નિર્વાણનું અતર ૯૦૦ ક્રોડ સાગર છે ચંદ્રપુરી નગરીના મહાસેન રાજાની રાણી લક્ષ્મણા દેવીથી ૮મા તીર્થંકર શ્રી ચદ્રપ્રભજી સ્વામીનો જન્મ થયો દેહવર્ણ હીરા જેવો સફેદ, લક્ષણ ચદ્રમાનું, દેહમાન ૧૫૦ ધનુષ્યનું, આયુષ્ય ૧૦ લાખ પુર્વનુ જેમા ૯ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા. એક લાખ પૂર્વ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૯ ૮ મા અને નવમા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૯૦ ક્રોડ સાગર છે કાકંદી નગરીના સુગ્રીવ રાજાની રામાદેવી રાણીથી નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ સ્વામીનો જન્મ થયો એમના શરીરનો રગ હીરા જેવો સફેદ, મગરમચ્છનુ લક્ષણ, દેહમાન ૧૦૦ ધનુષ્યનુ, આયુષ્ય ૨ લાખ પૂર્વનું હતું જેમા એક લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા. એક લાખ પૂર્વ સંયમ પાળીને એક હજાર સાપુઓ સાથે મોક્ષે ગયા

૧૦ ૯મા અને ૧૦મા તિર્થંકરોના નિર્વાણનુ અંતર ૯ ક્રોડ સાગર છે ભદ્દિલપુર નગરીના દ્રઢરથ રાજાની નંદાદેવી રાણીથી દસમા તીર્થંકર શ્રી શીતલનાથજીનો જન્મ થયો જેમના દેહનો વર્ણ સુવર્ણ જેવો પીળો, શ્રીવત્સ સ્વસ્તિકનું લક્ષણ, દેહમાન ૯૦ ધનુષ્ય, આયુષ્ય એક લાખ પૂર્વનુ હતું જેમા પોણો લાખ પૂર્વ ગૃહવાસમા રહ્યા પા લક્ષ પૂર્વ સયમ પાળીને એક હજાર સાધુઓની સાથે મુક્ત થયા

૧૧ ૧૦ મા અને ૧૧ મા તીર્થંકરોના નિર્વાણનુ અંતર એક કરોડ સાગરમા સો સાગર અને ૬૬ લાખ વર્ષ ઓછા એટલુ છે સિંહપુર નગરીના વિષ્ણુ રાજાની વિષ્ણુ દેવી રાણીથી અગિયારમા તીર્થંકર શ્રી શ્રેયાસનાથ સ્વામીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, ગેડાનુ લક્ષણ દેહ પ્રમાણ ૮૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ લાખ વર્ષનું હતુ. જેમા ૬૩ લાખ વર્ષ તેઓએ ગૃહવાસમા વિતાવ્યાં, ૨૧ લાખ વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૧૨ ૧૧મા અને ૧૨મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૫૪ સાગર છે. ચંપાપુરી નગરીના વસુપૂજ્ય રાજાની જયા દેવી રાણીથી ૧૨મા તીર્થંકર શ્રી વાસુપૂજ્યજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ માણેક જેવો રાતો, પાડાનું લક્ષણ, દેહમાન ૭૦ ધનુષ્યનું, આયુષ્ય ૭૨ લાખ વર્ષનુ હતું. જેમા ૧૮ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા, ૫૪ લાખ વર્ષ સયમ પાળ્યો ૬૦૦ સાધુઓની સાથે મોક્ષે ગયા.

૧૩ ૧૨મા અને ૧૩મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૩૦ સાગર કંપિલપુર નગરના કૃતવર્મ રાજાને ત્યાં શ્યામા દેવી રાણીથી ૧૩મા તિર્થંકર શ્રી વિમલનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો વરાહનું લક્ષણ દેહમાન ૬૦ ધનુષ્યનું આયુષ્ય ૬૦ લાખ વર્ષનું હતું જેમાં ૪૫ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા. ૧૫ લાખ વર્ષ સંયમ પાળી ૬૦૦૦ સાધુઓ સાથે મુક્ત થયા

૧૪ અયોધ્યા નગરીના સિંહસેન રાજાની સુયશા રાણીથી ૧૪મા તીર્થંકર શ્રી અનંતનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, સીંચાણા પક્ષીનું લક્ષણ દેહમાન ૫૦ ધનુષ્યનું અને આયુષ્ય ૩૦ લાખ વર્ષનું હતું જેમાં ૨૨ાા લાખ વર્ષ સુધી ગૃહવાસમાં રહી ૭ાા લાખ વર્ષ સંયમ પાળી ૭૦૦૦ સાધુઓ સાથે મોક્ષે પહોંચ્યા. ૧૩મા અને ૧૪મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૯ સાગર છે

૧૫. રત્નપુરીના ભાનુ રાજાની સુવ્રતા રાણીની કુક્ષિએ ૧૫મા તીર્થંકર શ્રી ધર્મનાથજીનો જન્મ થયો. એમના શરીરનો રંગ સોના જેવો પીળો હતો, વજ્રનું લક્ષણ દેહમાન ૪૫ ધનુષ્યનું અને આયુષ્ય ૧૦ લાખ વર્ષનું હતું તેમાં ૯ લાખ વર્ષ ગૃહવાસમાં રહ્યા પછી એક લાખ વર્ષ સંયમ પાળી ૮૦૦ સાધુઓ સાથે મુક્ત થયા ૧૪મા અને ૧૫મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૪ સાગર છે

૧૬ ૧૫મા અને ૧૬મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૩ સાગરમાં પોણા પલ્ય ઓછો છે હસ્તિપુરના રાજા વિશ્વસેનની અચિરા રાણીથી ૧૬મા તીર્થંકર શ્રી શાન્તિનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ પણ સુવર્ણ જેવો પીળો, મૃગનું લક્ષણ, દેહમાન ૪૦ ધનુષ્ય અને આયુષ્ય એક લાખ વર્ષનું હતું જેમાં ૭૫ હજાર વર્ષ ગૃહવાસમાં રહી અને ૨૫ ... વર્ષ સંયમ પાળી ૯૦૦ સાધુઓ સાથે મોક્ષે પધાર્યા

૧૭ ૧૬મા અને ૧૭મા તિર્થંકરોના નિર્વાણનું અંતર અર્ધ પલ્ય છે ગજપુર નગરના સુર રાજાની શ્રીદેવી રાણીથી ૧૭મા તીર્થંકર શ્રી કુંથુનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, બકરાનું લક્ષણ દેહમાન ૩૫ ધનુષ્યનું અને આયુષ્ય ૯૫ હજાર વર્ષનું હતું જેમાંથી ૭૧ાા હજાર વર્ષ ગૃહવાસમાં રહ્યા અને ૨૩ાા હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૮ ૧૭મા અને ૧૮માં તિર્થંકરોના નિર્વાણનું અંતર પા પલ્યોપમમાં એક હજાર ક્રોડ વર્ષ ઓછું હતું હસ્તીનાપુર સુદર્શન રાજાની દેવીરાણીથી ૧૮મા તીર્થંકર શ્રી અરહનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો નન્દાવર્ત સ્વસ્તિકનું લક્ષણ દેહપ્રમાણ ૩૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ હજાર વર્ષનું હતું જેમાંથી ૬૩ હજાર વર્ષ ગૃહવાસમાં રહી ૨૧ હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા.

૧૯ ૧૮મા અને ૧૯મા તિર્થંકરોના નિર્વાણનું અંતર એક હજાર ક્રોડ વર્ષ છે મિથિલા નગરીના કુંભ રાજાની પ્રભાવતી રાણીથી ૧૯મા તીર્થંકર શ્રી મલ્લિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ પન્ના જેવો લીલો કુંભ (ઘડા)નું લક્ષણ દેહપ્રમાણ ૨૫ ધનુષ્યનું અને આયુષ્ય ૫૫ હજાર વર્ષનું હતું જેમાં ૧૦૦ વર્ષ ગૃહવાસમાં રહી ૫૪૯૦૦ વર્ષ સંયમ પાળી ૫૦૦ સાધુઓ અને ૫૦૦ સાધ્વીઓ સાથે મોક્ષે ગયા.

૨૦ ૧૯મા અને ૨૦ મા તિર્થંકરોના નિર્વાણનું અંતર ૫૪ લાખ વર્ષ છે રાજગૃહી નગરીના સુમિત્ર રાજાની પદ્માવતી રાણીથી ૨૦ મા તીર્થંકર શ્રી

મુનિસુવ્રત સ્વામીજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ લીલમ જેવો શ્યામ, કાચબાનું લક્ષણ, દેહમાન ૨૦ ધનુષ્યનું અને આયુષ્ય ૩૦ હજાર વર્ષનું હતું જેમાં ૨૨।। હજાર વર્ષ ગૃહવાસમા રહી ૭।। હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૨૧ ૨૦મા અને ૨૧મા તિર્થંકરોના નિર્વાણનુ અંતર ૬ લાખ વર્ષ છે મથુરા નગરીના વિજય રાજાની વિપ્રાદેવી રાણીથી ૨૧મા તીર્થંકર શ્રી નેમિનાથજીનો જન્મ થયો. એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, નીલોત્પલ કમળનુ લક્ષણ, દેહમાન ૧૫ ધનુષ્યનું અને આયુષ્ય ૧૦ હજાર વર્ષનું હતું. જેમા ૯ હજાર વર્ષ ગૃહવાસમા રહી એક હજાર વર્ષ સંયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા

૨૨ ૨૧મા અને ૨૨મા તિર્થંકરોના નિર્વાણનુ અતર ૫ લાખ વર્ષ છે. સૌરીપુર નગરના સમુદ્રવિજય રાજાની શિવાદેવી રાણીથી ૨૨મા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિનાથજીનો જન્મ થયો એમના શરીરનો વર્ણ લીલમ જેવો શ્યામ, શખનું લક્ષણ, દેહ પ્રમાણ ૧૦ ધનુષ્યનુ અને આયુષ્ય એક હજાર વર્ષનું હતુ જેમાં ૩૦૦ વર્ષ ગૃહવાસમા રહી ૭૦૦ વર્ષ સંયમ પાળી ૫૩૬ સાધુઓની સાથે મોક્ષે ગયા

૨૩ વારાણસી નગરીના અશ્વસેન રાજાની વામાદેવી રાણીથી ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીનો જન્મ થયો હતો એમના શરીરનો વર્ણ પન્ના જેવો લીલો, સર્પનુ લક્ષણ, દેહમાન ૯ હાથનું અને આયુષ્ય ૧૦૦ વર્ષનુ હતુ જેમાં ૩૦ વર્ષ ગૃહવાસમા રહી ૭૦ વર્ષ સયમ પાળી એક હજાર સાધુઓ સાથે મોક્ષે ગયા. ૮૩૭૫૦ વર્ષ ૨૨ મા તથા ૨૩મા તિર્થંકરોના નિર્વાણનુ અંતર કહેવાય છે પરતુ જો ૨૨ મા અને ૨૩મા તિર્થંકરોના નિર્વાણનુ આતરૂ ૫૭૭૫૦ વર્ષ લઇએ તો ચોથા આરાનો કાળ ૧ ક્રોડાક્રોડ સાગરમા ૪૨૦૦૦ વર્ષ ઉણા તેનો મેળ બરોબર મળી જાય છે. ૧લા તિર્થંકરના નિર્વાણનુ અને છેલ્લા તિર્થંકરના નિર્વાણનુ આંતરૂ પણ તેટલુ જ છે, કારણ કે ૧ લા તિર્થંકરના નિર્વાણ પછી ૩ વર્ષ અને ૮।। માસે ચોથો આરો બેસે છે અને છેલ્લા તિર્થંકરના નિર્વાણ પછી ૩ વર્ષ અને ૮।। માસે પાંચમો આરો બેસે છે.

૨૪ ૨૩મા અને ૨૪મા તિર્થંકરોના નિર્વાણનુ અતર ૨૫૦ વર્ષ છે ક્ષત્રિયકુંડ નગરના સિદ્ધાર્થ રાજાની રાણી ત્રિશલાદેવીની કુક્ષિથી ૨૪મા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીનો જન્મ થયો હતો એમના શરીરનો વર્ણ સુવર્ણ જેવો પીળો, સિંહનું લક્ષણ દેહમાન ૭ હાથનુ અને આયુષ્ય ૭૨ વર્ષનું હતુ જેમાં ૩૦ વર્ષ ગૃહવામા રહી અને ૪૨ વર્ષ સંયમ પાળી ચોથા આરાનાં ૩ વર્ષ ૮।। મહિના બાકી રહ્યા ત્યારે એકલા જ મોક્ષે પધાર્યા

આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવના જન્મથી લઇને અન્તિમ તીર્થંકર શ્રી મહાવીર સુધીનુ આતરૂ એક ક્રોડક્રોડીથી કઇક વધારેમાં ૪૨ હજાર વર્ષ ઓછાનુ જાણવુ.

ઉપરોકત વર્તમાન ચોવીશીનું આંતરૂ શાશ્વત છે. ભૂતકાળમા અનત ચોવીશી આટલા જ આંતરાથી થઇ છે અને ભવિષ્યકાળમાં પણ એટલા જ અતરથી અનત ચોવીશી થશે બધાય તીર્થંકરોનું દેહમાન, આયુષ્ય ઉપર કહેલ વર્તમાન ચોવીશી મુજબ જાણવુ વિશેષતા એટલી જ છે કે અવસર્પિણીકાળમાં પ્રથમથી અન્તિમ તીર્થંકર સુધી ઉપરોકત પ્રમાણે ક્રમ ચાલે છે અને ઉત્સર્પિણીમા અન્તિમ તીર્થંકરથી પ્રથમ તીર્થંકર સુધીનો એવો ઉલટો ક્રમ ચાલે છે

જમ્બુદ્વીપ દક્ષિણ ભરતક્ષેત્રના વર્તમાન કાલમા થયેલા

| તીર્થંકરોના નામ | ગણધર. | કેવલજ્ઞાની | મન પર્યવ જ્ઞાની | અવધિજ્ઞાની | ચૌદ પૂર્વ ધર |
|---|---|---|---|---|---|
| શ્રી ઋષભદેવ સ્વામી | ૮૪ | ૨ | ૧૩૫ | ૯ | ૪૭૫ |
| શ્રી અજિતનાથ " | ૬૫ | ૨૨ | ૧૨૫ ૦ | ૯૪ | ૩૭૨ |
| શ્રી સંભવનાથ , | ૧ ૨ | ૧૫ | ૧૨૧૫ | ૯૬ | ૨૧૫ |
| શ્રી અભિનંદન | ૧૧૧ | ૧૪ | ૧૧૬૫ | ૯૮ | ૧૫ |
| શ્રી સુમતિનાથ " | ૧ | ૧૩ | ૧ ૪૫ | ૧૧ | ૨૪ |
| શ્રી પદ્મપ્રભા " | ૧ ૭ | ૧૨ | ૧ ૩ | ૧ | ૨૩ |
| શ્રી સુપાર્શ્વનાથ " | ૯૫ | ૧૧ | ૯૧૫ | ૯ | ૨ ૩ |
| શ્રી ચંદ્રપ્રભ | ૯૩ | ૧ | ૮ | ૮ | ૨ |
| શ્રી સુવિધિનાથ | ૮૮ | ૭૫ | ૭૫ | ૮૪ | ૧૫ |
| શ્રી શીતળનાથ | ૮૨ | ૭ | ૭૫ | ૭૨ | ૧૪૦ |
| શ્રી શ્રેયાંસનાથ | ૭૭ | ૬૫ | ૬ | ૬ | ૧૩ |
| શ્રી વાસુપૂજ્ય | ૬૬ | ૬ | ૬૫ | ૫૪ | ૧૨ |
| શ્રી વિમળનાથ | ૫૭ | ૫૫ | ૫૫ | ૪૮ | ૧૧ |
| શ્રી અનંતનાથ | ૫ | ૫ | ૫ | ૪૩ | ૧ |
| શ્રી ધર્મનાથ | ૪૩ | ૪૫ | ૪૫ | ૩૬ | ૯ |
| શ્રી શાન્તિનાથ | ૩૬ | ૪૩ | ૪ | ૩ | ૮ |
| શ્રી કુંથુનાથ | ૩૫ | ૩૨ | ૪૩૪ | ૨૫ | ૬૭ |
| શ્રી અરનાથ | ૩૩ | ૧૮ | ૨૫૫૧ | ૨૬ | ૬૧ |
| શ્રી મલ્લિનાથ " | ૨૮ | ૨૨ | ૧૭૫ | ૨૨ | ૬૬૮ |
| શ્રી મુનિસુવ્રત | ૧૮ | ૧૮ | ૧૫ | ૧૮ | ૫ |
| શ્રી નમિનાથ " | ૧૭ | ૧૬ | ૧૨૫ | ૧૬ | ૪૫ |
| શ્રી નેમિનાથ | ૧૧ | ૧૫ | ૧ | ૧૫ | ૪ |
| શ્રી પાર્શ્વનાથ | ૧ | ૧ | ૭૫ | ૧ | ૩૫ |
| શ્રી મહાવીર સ્વામી | ૧૧ | ૭ | ૫ | ૭ | ૩ |

## ૨૪ તીર્થંકરોના ગણધર આદિ પરિવારનો કોઠો

| વૈક્રિય લબ્ધિવંત | ચર્ચાવાદી વિજય | સાધુ | સાધ્વી | શ્રાવક | શ્રાવિકા |
|---|---|---|---|---|---|
| ૨૦૬૦૦ | ૧૨૬૫૦ | ૮૪૦૦૦ | ૩૦૦૦૦૦ | ૩૫૦૦૦૦ | ૫૫૪૦૦૦ |
| ૨૦૪૦૦ | ૧૨૪૦૦ | ૧૦૦૦૦૦ | ૩૩૦૦૦૦ | ૨૯૮૦૦૦ | ૫૪૫૦૦૦ |
| ૧૯૮૦૦ | ૧૨૦૦૦ | ૨૦૦૦૦૦ | ૩૩૬૦૦૦ | ૨૯૩૦૦૦ | ૬૩૬૦૦૦ |
| ૧૯૦૦૦ | ૧૧૦૦૦ | ૩૦૦૦૦૦ | ૬૩૦૦૦૦ | ૨૮૮૦૦૦ | ૫૨૭૦૦૦ |
| ૧૮૪૦૦ | ૧૦૪૦૦ | ૩૨૦૦૦૦ | ૫૩૦૦૦૦ | ૨૮૧૦૦૦ | ૫૧૬૦૦૦ |
| ૧૬૧૦૮ | ૯૬૦૦ | ૩૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૨૭૬૦૦૦ | ૫૦૫૦૦૦ |
| ૧૫૩૦૦ | ૮૪૦૦ | ૩૦૦૦૦૦ | ૪૩૦૦૦૦ | ૨૫૭૦૦૦ | ૪૯૩૦૦૦ |
| ૧૪૦૦૦ | ૭૬૦૦ | ૨૫૦૦૦૦ | ૩૮૦૦૦૦ | ૨૫૦૦૦૦ | ૪૭૯૦૦૦ |
| ૧૩૦૦૦ | ૬૦૦૦ | ૨૦૦૦૦૦ | ૧૨૦૦૦૦ | ૨૨૯૦૦૦ | ૪૭૧૦૦૦ |
| ૧૨૦૦૦ | ૫૮૦૦ | ૧૦૦૦૦૦ | ૧૦૬૦૦૦ | ૨૮૯૦૦૦ | ૪૫૮૦૦૦ |
| ૧૧૦૦૦ | ૫૦૦૦ | ૮૪૦૦૦ | ૧૦૩૦૦૦ | ૨૭૯૦૦૦ | ૪૪૮૦૦૦ |
| ૧૦૦૦૦ | ૪૭૦૦ | ૭૨૦૦૦ | ૧૦૦૦૦૦ | ૨૧૫૦૦૦ | ૪૩૬૦૦૦ |
| ૯૦૦૦ | ૩૬૦૦ | ૬૮૦૦૦ | ૧૦૦૮૦૦ | ૨૦૮૦૦૦ | ૪૨૪૦૦૦ |
| ૮૦૦૦ | ૩૨૦૦ | ૬૬૦૦૦ | ૬૨૦૦૦ | ૨૦૬૦૦૦ | ૪૧૪૦૦૦ |
| ૭૦૦૦ | ૨૮૦૦ | ૬૪૦૦૦ | ૬૨૪૦૦ | ૨૦૪૦૦૦ | ૪૧૩૦૦૦ |
| ૬૦૦૦ | ૨૪૦૦ | ૬૨૦૦૦ | ૬૧૬૦૦ | ૧૯૦૦૦૦ | ૩૯૦૦૦૦ |
| ૫૧૦૦ | ૨૦૦૦ | ૬૦૦૦૦ | ૬૦૬૦૦ | ૧૭૯૦૦૦ | ૩૮૧૦૦૦ |
| ૭૩૦૦ | ૧૬૦૦ | ૫૦૦૦૦ | ૬૦૦૦૦ | ૧૮૪૦૦૦ | ૩૭૨૦૦૦ |
| ૨૯૦૦ | ૧૪૦૦ | ૪૦૦૦૦ | ૫૫૦૦૦ | ૧૮૩૦૦૦ | ૩૭૦૦૦૦ |
| ૨૦૦૦ | ૧૨૦૦ | ૩૦૦૦૦ | ૫૦૦૦૦ | ૧૭૨૦૦૦ | ૩૫૦૦૦૦ |
| ૫૦૦૦ | ૧૦૦૦ | ૨૦૦૦૦ | ૪૧૦૦૦ | ૧૭૦૦૦૦ | ૩૪૮૦૦૦ |
| ૧૫૦૦ | ૮૦૦ | ૧૮૦૦૦ | ૪૦૦૦૦ | ૧૬૯૦૦૦ | ૩૩૬૦૦૦ |
| ૧૧૦૦ | ૬૦૦ | ૧૬૦૦૦ | ૩૮૦૦૦ | ૧૬૪૦૦૦ | ૩૩૯૦૦૦ |
| ૭૦૦ | ૪૦૦ | ૧૪૦૦૦ | ૩૬૦૦૦ | ૧૫૯૦૦૦ | ૩૧૮૦૦૦ |

## જંબુદ્વીપના દક્ષિણ ભરતક્ષેત્રની (ભવિષ્યની) આવતી ચોવીસીના ૨૪ તિર્થંકરોના નામ

| તીર્થંકરનું નામ | કોનો જીવ? | હાલ ક્યાં છે? |
|---|---|---|
| ૧લા શ્રી પદ્મનાભજી | શ્રેણીકરાજ | ૧લી નરક |
| ૨જા ,, સુરદેવજી | સુપાર્શ્વજી | દેવલોક |
| ૩જા સુપાર્શ્વજી | ઉદાઈરાજ | ,, |
| ૪થા ,, સ્વયંપ્રભજી | પોટીલ અણગાર | ,, |
| ૫મા ,, સર્વાનુભૂતિજી | દ્રઢાયુશ્રાવક | ,, |
| ૬ઠા ,, દેવશ્રુતજી | કાર્તિક શેઠ | |
| ૭મા ,, ઉદયનાથજી | શંખશ્રાવક | ,, |
| ૮મા પેઢાલજી | આનંદ શ્રાવક | ,, |
| ૯મા પોટિલજી | સુનંદ શ્રાવક | ,, |
| ૧૦મા ,, શતકિર્તિજી | શતકશ્રાવક | ,, |
| ૧૧મા ,, મુનિસુવ્રતજી | દેવકીજી | દેવલોક |
| ૧૨મા ,, અમમનાથ | શ્રી કૃષ્ણ | ત્રીજી નરક |
| ૧૩મા ,, નિષ્કષાયજી | સત્યકી | ,, |
| ૧૪મા ,, નિષ્પુલાકજી | બળભદ્રજી | દેવલોક |
| ૧૫મા ચિત્રગુપ્તજી | રોહીણી | ,, |
| ૧૬મા નિર્મળજી | સુલસા | ,, |
| ૧૭મા ,, સમાધિનાથજી | રેવતી | ,, |
| ૧૮મા સંવરનાથજી | સતલીકશ્રાવક | ,, |
| ૧૯મા અનંતીકજી | કર્ણ | ,, |
| ૨૦મા ,, યશોધરજી | દ્વીપાયન | વ્યંતરદેવ |
| ૨૧મા ,, વિજયજી | નારદ | દેવલોક |
| ૨૨મા ,, મલ્લિચંદજી | અંબડ | |
| ૨૩મા ,, દેવચંદજી | અમર | |
| ૨૪મા ,, અનંતવીર્યજી | સ્વાતિબુદ્ધિજી | |

૮મા, ૯મા, તથા ૧૦મા તિર્થંકરો માંડલિક અને ચક્રવર્તિની પદવી પામશે

અન્ય સ્થળે* ૧૫મા શ્રી નિર્મમજી તે સુલસાનો જીવ હાલ તે દેવલોકમાં. ૧૬મા શ્રી ચિત્રગુપ્તજી તે રોહીણીનો જીવ હાલ દેવલોકમાં ૧૯મા શ્રી યશોધરજી તે દ્વીપાયનનો જીવ. ૨૦મા શ્રી વિજયજી તે કર્ણનો જીવ. ૨૧મા શ્રી મલ્લદેવજી મલ્લનારદનો જીવ હાલ દેવલોકમાં. ૨૨મા શ્રી દેવચંદજી તે અંબડનો જીવ હાલ તે દેવલોકમાં. ૨૩મા શ્રી અનંતવીર્યજી તે અમરનો જીવ ૨૪મા શ્રી ભદ્રંકરજી તે સ્વાતીજીનો જીવ.

---

* આ પ્રમાણે ક્યાંક ક્યાંક જુદું છે માટે તેનું યથાતથ્ય જ્ઞાન કેવળી ગમ્ય માનવું

## જંબુદ્વીપ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો

| ભુતકાલના ૨૪. | વર્તમાનકાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી પંચરૂપજી | શ્રી બાલચંદ્રજી | શ્રી સિદ્ધાર્થજી |
| ૨ ,, જિનધરજી | ,, સુવ્રતજી | ,, વિમલસેનજી |
| ૩ ,, સંપ્રતકજી | ,, અગ્નિસેનજી | ,, જયઘોષજી |
| ૪ ,, ઉરમતજી | ,, નંદસેનજી | ,, આનંદસેનજી |
| ૫ ,, આદિછાયજી | ,, દત્તજી | ,, સુરમંગલજી |
| ૬ ,, અભિનદનજી | ,, વ્રતધરજી | ,, વજ્રધરજી |
| ૭ ,, રત્નસેનજી | ,, સોમચદ્રજી | ,, નિર્વાણજી |
| ૮ ,, રામેશ્વરજી | ,, ધૃતિધીરજી | ,, ધર્મદ્વિજજી |
| ૯ ,, રગોજીતજી | ,, શાન્તિપહોયજી | ,, સિદ્ધસેનજી |
| ૧૦ ,, વિનપાસજી | ,, શિવમતિજી | ,, મહાસેનજી |
| ૧૧ ,, આરોવસજી | ,, શ્રેયાસેજી | ,, રવિમિત્રજી |
| ૧૨ ,, શુભધ્યાનજી | ,, સુતજલજી | ,, શાન્તિસેનજી |
| ૧૩ ,, વિપ્રદત્તજી | ,, શ્રેયસેનજી | ,, ચંદ્રદેવજી |
| ૧૪ ,, કુંવારજી | ,, ઉગ્પશાન્તજી | ,, મહાચંદ્રજી |
| ૧૫ ,, સર્વસહેલજી | ,, સત્યસેનજી | ,, સુતાંજનજી |
| ૧૬ ,, પરભંજનજી | ,, અનંતવીર્યજી | ,, નિકરણજી |
| ૧૭ ,, સૌભાગ્યજી | ,, પાર્શ્વનાથજી | ,, સુવ્રતજી |
| ૧૮ ,, દિવાકરજી | ,, અભિધાનજી | ,, જિનેન્દ્રજી |
| ૧૯ ,, વૃતવિન્દુજી | , મરૂદેવજી | ,, સુપાર્શ્વનાથજી |
| ૨૦ , સિદ્ધકાન્તજી | ,, શ્રીધરજી | ,, સુકૌશલ્યજી |
| ૨૧ ,, જ્ઞાનસરીજી | ,, શ્રીકંઠજી | ,, અનતજી |
| ૨૨ ,, કલ્પદ્રુમજી | ,, અગ્નિપ્રભજી | ,, વિમલપ્રભજી |
| ૨૩ ,, તીર્થફલજી | ,, અગ્નિદત્તજી | ,, અમૃતસેનજી |
| ૨૪ ,, બ્રહ્મપ્રભુજી | ,, વીરસેનજી | ,, અગ્નિદત્તજી |



## પૂર્વ ધાતકીખંડ ભરતક્ષેત્રના ૭૨ તીર્થંકરોના નામો

| ભુતકાલના ૨૪ | વર્તમાન કાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી રત્નપ્રભજી | શ્રી યુગાદિદેવજી | શ્રી સિદ્ધનાથજી |
| ૨ અમિતદેવજી | સિદ્ધાંતજી | ,, સમકિતજી |
| ૩ ,, સંભવજી | ,, મહાસેનજી | ,, જિનેન્દ્રનાથજી |
| ૪ ,, અકલંકજી | પરમાર્થજી | ,, સંપતનાથજી |
| ૫ ચંદ્રનાથજી | ,, વરસેનજી | ,, સર્વસ્વામીજી |
| ૬ શુભંકરજી | સમુદ્રનાથજી | , મુનિનાથજી |
| ૭ તત્ત્વનાથજી | ,, બુદ્ધનાથજી | ,, સુવિષ્ટજી |
| ૮ સુંદરનાથજી | ઉદ્યોતજી | ,, અર્હંતનાથજી |
| ૯ ,, પુરંદરજી | ,, આર્યવજી | ,, ભવશાન્તિજી |
| ૧૦ ,, સ્વામીદેવજી | અભયજી | પરવનાથજી |
| ૧૧ દેવદત્તજી | અપ્રકંપજી | આકામુકજી |
| ૧૨ વાસુદત્તજી | પ્રેમનાથજી | ધ્યાનનાથજી |
| ૧૩ શ્રેયનાથજી | પદ્માનંદજી | કલ્પજિનેશજી |
| ૧૪ વિશ્વરૂપજી | પ્રિયંકરજી | સંવરનાથજી |
| ૧૫ તપતેજજી | સુકૃતજી | શુચિનાથજી |
| ૧૬ પ્રતિબોધજી | ભદ્રસેનજી | આનંદનાથજી |
| ૧૭ સિદ્ધાર્થજી | મુનિચંદ્રજી | રવિપ્રભજી |
| ૧૮ ,, અમલપ્રભુજી | પંચમુષ્ટિજી | ચંદ્રપ્રભજી |
| ૧૯ સંયમજી | ગંગેયકજી | સુનંદજી |
| ૨૦ ,, દેવેન્દ્રજી | ગણધરજી | સુકરણનાથજી |
| ૨૧ પ્રવનાથજી | સર્વાંગદેવજી | ,, સુકર્મજી |
| ૨૨ વિશ્વનાથજી | બ્રહ્મદત્તજી | અનુમાથજી |
| ૨૩ મેઘનંદજી | ઈન્દ્રદત્તજી | પાર્શ્વનાથજી |
| ૨૪ ત્રિનેત્રનાથજી | દયાનાથજી | શાશ્વતનાથજી |

## પૂર્વધાતકીખંડ એરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો.

| ભુતકાલના ૨૪. | વર્તમાન કાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી ઋષભનાથજી | શ્રી વિશ્વચન્દ્રજી | શ્રી રત્નકેશજી |
| ૨ ,, પ્રાએમિત્રજી | ,, કપિલજી | ,, ચઉરનજી |
| ૩ ,, સાતિનાથજી | ,, ઋષભજી | ,, ઋતુનાથજી |
| ૪ ,, સુમર્ધજિનજી | ,, પ્રયાતેજી | ,, પરમેશ્વરજી |
| ૫ ,, અકુજિનજી | ,, પ્રશમજી | ,, સુમુક્તિજી |
| ૬ ,, અતીતાજિનજી | ,, વિશમાંગજી | ,, મુહત્તજી |
| ૭ ,, કલમેણુજી | ,, ચારિત્રનાથજી | ,, નાકેશજી |
| ૮ ,, સર્વજિનજી | ,, પ્રભાદિત્યજી | ,, પ્રશસ્તજી |
| ૯ ,, પ્રબુદ્ધનાથજી | ,, મંજુકજી | ,, નિરાહારજી |
| ૧૦ ,, પ્રવ્રજિનજી | ,, પિતવાસજી | ,, અમૂર્તિજી |
| ૧૧ ,, સૌધર્માજિનજી | ,, સુરેશપૂજ્યજી | ,, દયાવરજી |
| ૧૨ ,, તમોધરિપુજી | ,, દયાનાથજી | ,, મેતીગ ધજી |
| ૧૩ ,, વજ્રજિનજી | ,, સહસ્રભુજજી | ,, અરહનાથજી |
| ૧૪ ,, પ્રબુદ્ધમેનજી | ,, જિનસિંહજી | ,, સહસ્રચિત્તજી |
| ૧૫ ,, પ્રબંધજી | ,, રેકનાથજી | ,, દેવનાથજી |
| ૧૬ ,, અજિતજિનજી | ,, બાહુજિનજી | ,, દયાદીપજી |
| ૧૭ ,, પ્રમુખીજિનજી | , યમાલજી | ,, પુષ્પનાથજી |
| ૧૮ ,, પલ્યોપમજી | ,, અજોગિજી | ,, નરનાથજી |
| ૧૯ ,, અકોપજિનજી | ,, અભોગિજી | ,, નગ્ગાઇનાથજી |
| ૨૦ , નિષ્ટાન્તજી | ,, કામરિપુજી | ,, તપાધિકજી |
| ૨૧ ,, મૃગનાભિજી | ,, અરણીબાહુજી | ,, દશાનનજી |
| ૨૨ ,, દેવજિનજી | ,, તમનાશજી | ,, અરણુકજી |
| ૨૩ ,, પ્રાયચ્છનજી | ,, ગર્ભજ્ઞાનીજી | ,, દશાનિકજી |
| ૨૪ ,, શિવનાથજી | ,, એકરાજજી | ,, ભૌતિકજી |



## પૂર્વ ધાતકીખંડ ભરતક્ષેત્રના ૭૨ તીર્થંકરોના નામો

| ભૂતકાલના ૨૪ | વર્તમાન કાલના ૨૪ | ભવિષ્યકાલના ૨૪ |
|---|---|---|
| ૧ શ્રી રત્નપ્રભજી | શ્રી યુગાદિદેવજી | શ્રી સિદ્ધનાથજી |
| ૨ ,, અમિતદેવજી | સિદ્ધાંતજી | ,, સમકિતજી |
| ૩ ,, સંભવજી | મહાસેનજી | ,, જિનેન્દ્રનાથજી |
| ૪ ,, અકલંકજી | ,, પરમાર્થજી | , સંપ્રતનાથજી |
| ૫ ચંદ્રનાથજી | ,, વરસેનજી | ,, સર્વસ્વામીજી |
| ૬ શુભંકરજી | સમુ રાથજી | મુનિનાથજી |
| ૭ તત્ત્વનાથજી | ,, બુદ્ધરાથજી | ,, સુવિષ્ટજી |
| ૮ સુંદરનાથજી | ઉદ્યોતજી | ,, અચ્યુતનાથજી |
| ૯ પુરંદરજી | ,, આર્જવજી | ,, મહાશાન્તિજી |
| ૧ ,, સ્વામીદેવજી | અભયજી | પરત્વનાથજી |
| ૧૧ દેવદત્તજી | અપ્રકંપજી | આકાશુપજી |
| ૧૨ વાસુદત્તજી | પ્રેમનાથજી | ધ્યાનનાથજી |
| ૧૩ શ્રેયનાથજી | પદ્માનંદજી | કલ્પજિનેશજી |
| ૧૪ વિશ્વરૂપજી | પ્રિયંકરજી | સંવરનાથજી |
| ૧૫ તપતેજજી | સુકૃતજી | શુચિનાથજી |
| ૧૬ પ્રતિબોધજી | ભદ્રસેનજી | આનંદનાથજી |
| ૧૭ સિદ્ધાર્થજી | મુનિચંદ્રજી | રવિપ્રભજી |
| ૧૮ અમલપ્રભજી | પંચમુષ્ટિજી | ચંદ્રપ્રભજી |
| ૧૯ સંયમજી | ગંગેયકજી | સુનંદજી |
| ૨ દેવેન્દ્રજી | ગણધરજી | સુકરણનાથજી |
| ૨૧ પ્રવનાથજી | સર્વાંગદેવજી | ,, સુકર્મજી |
| ૨૨ વિશ્વનાથજી | બ્રહ્મદત્તજી | અનુમાનજી |
| ૨૩ મેઘનંદજી | ઇન્દ્રદત્તજી | પાર્શ્વનાથજી |
| ૨૪ ત્રયનેત્રકજી | જિનનાથજી | શાશ્વતનાથજી |



## પૂર્વધાતકીખંડ ઐરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો.

| ભુતકાલના ૨૪. | વર્તમાન કાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી ઋષભનાથજી | શ્રી વિશ્વચન્દ્રજી | શ્રી રત્નદીપજી |
| ૨ ,, પ્રાએમિત્રજી | ,, કપિલજી | ,, ચઉરનજી |
| ૩ ,, સાંતિનાથજી | ,, ઋષભજી | ,, ઋતુનાથજી |
| ૪ ,, સુમદૃજિનજી | ,, પ્રયાતેજી | ,, પરમેશ્વરજી |
| ૫ ,, અકુંજિનજી | ,, પ્રશમજી | ,, સુમુક્તિજી |
| ૬ ,, અતીતાજિનજી | ,, વિશમાંગજી | ,, સુહત્તજી |
| ૭ ,, કલ્ગેણુજી | ,, ચારિત્રનાથજી | ,, નાકેશજી |
| ૮ ,, સર્વજિનજી | ,, પ્રભાદિત્યજી | ,, પ્રશસ્તજી |
| ૯ ,, પ્રબુદ્ધનાથજી | ,, મંજુકજી | ,, નિરાહારજી |
| ૧૦ ,, પ્રવ્રજિનજી | ,, પિતવાસજી | ,, અમૂર્તિજી |
| ૧૧ ,, સૌધર્માજિનજી | ,, સુરેશપૂજ્યજી | ,, દયાવરજી |
| ૧૨ ,, તમોધરિપુજી | ,, દયાનાથજી | ,, સેતીગધજી |
| ૧૩ ,, વજ્રજિનજી | ,, સહસ્ત્રભુજજી | ,, અરહનાથજી |
| ૧૪ ,, પ્રબુદ્ધમેનજી | ,, જિનસિંહજી | ,, સહસ્ત્રચિત્તજી |
| ૧૫ ,, પ્રબંધજી | ,, રેકનાથજી | ,, દેવનાથજી |
| ૧૬ ,, અજિતજિનજી | ,, બાહુજિનજી | ,, દયાદીપજી |
| ૧૭ ,, પ્રમુખીજિનજી | , યમાલજી | ,, પુષ્પનાથજી |
| ૧૮ ,, પલ્યોપમજી | ,, અજોગિજી | ,, નરનાથજી |
| ૧૯ ,, અકોપજિનજી | ,, અભોગિજી | ,, નગ્ગાઇનાથજી |
| ૨૦ ,, નિષ્ટાન્તજી | ,, કામરિપુજી | ,, તપાધિકજી |
| ૨૧ ,, મૃગનાભિજી | ,, અરણીબાહુજી | ,, દશાનનજી |
| ૨૨ ,, દેવજિનજી | ,, તમનાશજી | ,, અરણુકજી |
| ૨૩ ,, પ્રાયછનજી | ,, ગર્ભજ્ઞાનીજી | ,, દશાનિકજી |
| ૨૪ ,, શિવનાથજી | ,, એકરાજજી | ,, ભૌતિકજી |



## પશ્ચિમ ધાતકીખંડ એરવત ક્ષેત્રના ૭૨ તીર્થંકરનાં નામો.

| ભુતકાલના ૨૪. | વર્તમાનકાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી સમેરુજી | શ્રી સોમાદિતજી | શ્રી સુસંભવજી |
| ૨ ,, જિનકૃતાનજી | ,, જિનસ્વામીજી | ,, પદ્મુનાથજી |
| ૩ ,, અતીતજી | ,, સ્તિમિતેન્દ્રજી | ,, પૂરનાસજી |
| ૪ ,, પ્રશસ્તજી | ,, અભિધાનજી | ,, સાંદ્યંજી |
| ૫ ,, નિરદમનજી | ,, પાપકજી | ,, ગાગીજિનજી |
| ૬ ,, કુલાદીજી | ,, મડિકજી | ,, ત્રિવિક્રમજી |
| ૭ ,, વર્દ્ધમાનજી | ,, પ્રહરજી | ,, નારસિંહજી |
| ૮ ,, અમૃતેન્દ્રજી | ,, અનમિંદજી | ,, મૃગવસુજી |
| ૯ ,, સંખ્યાનંદજી | ,, હસ્તાદિજી | ,, સોમેન્દ્રજી |
| ૧૦ ,, કલ્પકૃતિજી | ,, ચંદ્રપાર્શ્વજી | ,, સધાસારજી |
| ૧૧ ,, હરીનાથજી | ,, અશ્વબોધજી | ,, અપ્પાપમલજી |
| ૧૨ ,, બાહુસ્વામીજી | ,, જિનાંસારજી | ,, વિવિધજિનજી |
| ૧૩ ,, ભાગચંદજી | ,, જલીભુતિકજી | ,, જિકમજી |
| ૧૪ ,, સુભેન્દ્રજી | ,, કર્મપંચજી | ,, માનધાતાજી |
| ૧૫ ,, પાવપતિજી | ,, સુવર્ણજી | ,, અન્વસેનજી |
| ૧૬ ,, વિપોષિતજી | ,, અત્યાનિકજી | ,, વિદ્યાધરજી |
| ૧૭ ,, બ્રહ્મચારીજી | ,, હરીવાસજી | ,, સુલોભનજી |
| ૧૮ ,, આસંકૃતજી | ,, ત્રયયાનીજી | ,, મૌનવિધાનજી |
| ૧૯ ,, ચરિત્રસ પન્નજી | ,, ધર્મદેવજી | ,, પોંડરીકજી |
| ૨૦ ,, પરિનામકજી | ,, ધર્મચંદજી | ,, ચિત્રગણજી |
| ૨૧ ,, ધર્મેશજી | ,, નદીનાથજી | ,, મમણઋદ્ધિજી |
| ૨૨ ,, કૌજિનજી | ,, પાવનજી | ,, સર્વકાલજી |
| ૨૩ ,, નીતિનાથજી | ,, પાર્શ્વનાથજી | ,, ભુરાસરજી |
| ૨૪ ,, કોરિકજી | ,, ચિત્રસ્વામીજી | ,, પુન્યાગજી |



| ○બે ઈંદ્રિય જીવો○ | ○તે ઈંદ્રિય જીવો○ |
| --- | --- |


























































+ ઇયળ, વિષ્ટાના કીડાં, છાણના કીડાં, ધનેડા, કન્થવા, ખાંડની ઇયળ આ બધા બે ઇન્દ્રિય જીવો છે માટે તે મુજબ વાંચવુ

§ આંખ ચૌરેન્દ્રિય જીવ છે માટે તે મુજબ વાંચવુ

# ચઉરિંદ્રિય જીવો




































# પંચેન્દ્રિય જીવો


નારકી


ગાય (ચતુષ્પદ)
સ્થળચર


(જલચર)
સુસુમાર
મત્સ્ય
કાચબો


સર્પ (ઉરઃપરિસર્પ)


ગીળીરો (ભુજપરિસર્પ)


પોપટ (ખેચર) ચામાચીડીયું


ઝુંડ
મગર


મનુષ્ય


દેવ

'સિદ્ધ પદાર્થ વિજ્ઞાન' નામનું પુસ્તક અલ્હાબાદ ગવર્નમેંટ પ્રેસમા છપાયેલ છે એમા કેપ્ટન સ્કોર્સબીએ દુરબીનથી એક પાણીના ટીપામા ૩૬૪૫૦ જીવો હાલતા ચાલતા જોયા તેનું આ ચિત્ર છે



નોટ.—ઉપરના જળબિંદુના ચિત્રમા બતાવેલા જીવોત્રસ જીવ છે પાણીના જીવો તો જળરૂપજ છે તેથી તેની ગણતરી થઈ શકે નહીં એક ટીપામા ત્રસજીવો ૩૬૪૫૦ હોય એમ પ્રત્યક્ષ છે તો સર્વજ્ઞના કહ્યા મુજબ પાણીના જીવો પણ અસંખ્યાતા હોઈ શકે, એમ સિદ્ધ થાય છે

## પૂર્વ પુષ્કરાર્ધ ઐરવતક્ષેત્રના ૭૨ તીર્થંકરોનાં નામો.

| ભુતકાલના ૨૪. | વર્તમાન કાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી કાન્તનાથજી | શ્રી શંકરજી | શ્રી યશોધરજી |
| ૨ ,, ઉપાદષ્ટજી | ,, અડવાસજી | ,, સુકૃતજી |
| ૩ ,, આદિત્યદેવજી | ,, નગનાયજી | ,, અવિશ્રોષજી |
| ૪ ,, અસ્થાનકજી | ,, નગનાદ્રિપજી | ,, નિર્વાણજી |
| ૫ ,, પ્રભાચંદ્રજી | ,, નષ્ટપાખંડજી | ,, વૃતવસજી |
| ૬ ,, વેણુકાયજી | ,, સ્વપ્નબોધજી | ,, અતીરાજજી |
| ૭ ,, ત્રિભાનુજી | ,, તપોધનજી | ,, વિશ્વજિનનાથજી |
| ૮ ,, બ્રહ્નબ્રહ્નાયજી | ,, પુષ્પકેતજી | ,, અર્જુનનાથજી |
| ૯ ,, ભજુંગજી | ,, ધર્મકાયજી | ,, તપેશ્વરજી |
| ૧૦ , અવિરોધનાથજી | ,, વીતરાગજી | ,, શરીરકાયજી |
| ૧૧ , અપાપજી | ,, ચંદ્રકીર્ત્તિજી | ,, મહીશાયજી |
| ૧૨ ,, લોકંતરજી | ,, અતુકતજી | ,, સુગ્રીવજી |
| ૧૩ ,, જરાધીરજી | ,, ઉદ્યોતકૃજી | ,, દૃઢપ્રયાયજી |
| ૧૪ ,, બોધકજી | ,, તમોવાસજી | ,, દયાનિતાયજી |
| ૧૫ ,, સુમરનાથજી | ,, મધુનાથજી | ,, અવસરાયજી |
| ૧૬ ,, પ્રભાદિત્યજી | ,, મરૂદેવજી | ,, તુવરાયજી |
| ૧૭ ,, વચ્છલજી | ,, દયામયજી | ,, સર્વસીલજી |
| ૧૮ ,, જિનાલયજી | ,, વૃષભેશ્વરજી | ,, પ્રતિજાતકજી |
| ૧૯ ,, તુષારનાથજી | ,, શીતલતનજી | ,, જીતેન્દ્રજી |
| ૨૦ ,, ભુવનસ્વામીજી | ,, વિશ્વનાથજી | ,, તપોદ્યોતજી |
| ૨૧ ,, સુકુમાયજી | , મહાપ્રાયજી | ,, રત્નકિરણજી |
| ૨૨ ,, દેવાધિદેવજી | ,, નંદનાયજી | ,, લછણનાથજી |
| ૨૩ ,, અકારમજી | ,, તમોનિભયજી | ,, દિવ્યસામજી |
| ૨૪ ,, વિનનાયજી | ,, બ્રહ્મનાથજી | ,, સુપ્રસાદજી |



## પશ્ચિમ પુષ્કરાર્ધદ્વીપ ઐરવતક્ષેત્રના ૭૨ તીર્થંકરેનાં નામો.

| ભુતકાલના ૨૪. | વર્તમાનકાલના ૨૪. | ભવિષ્યકાલના ૨૪. |
|---|---|---|
| ૧ શ્રી ઉપશાંતજી | શ્રી ગગદેયજી | શ્રી આદેશજી |
| ૨ ,, ફાલ્ગુનજી | ,, મલ્લિવાસજી | ,, વૃદ્ધમાયજી |
| ૩ ,, પુર્વાસજી | ,, ભીમજી | ,, વિનયાનદજી |
| ૪ ,, સુદરજી | ,, દયાનાથજી | ,, મુનિભર્તજી |
| ૫ ,, ગૌવરજી | ,, ભદ્રનાથજી | ,, ઇન્દ્રકાયજી |
| ૬ ,, ત્રિવિક્રમજી | ,, સ્વામીજિનજી | ,, ચદ્રકેતુજી |
| ૭ ,, નરસિહજી | ,, હેનકનાથજી | ,, ધ્વજદતજી |
| ૮ ,, ભરવાસજી | ,, નદબોધજી | ,, વસ્તુબોધજી |
| ૯ ,, પરમસૌમ્યજી | ,, રૂપવિજયજી | ,, મુક્તિગતિજી |
| ૧૦ ,, સુખદાવરજી | ,, વજ્રનાભજી | ,, ધર્મબોધજી |
| ૧૧ ,, અપાયજિનજી | ,, સંતોપજી | ,, દેવાગજી |
| ૧૨ ,, વિપિધાયજી | ,, સુધર્મજી | ,, મરિચજી |
| ૧૩ ,, સિદ્ધિકજિનજી | ,, ફનેશ્વરજી | ,, જીવનાથજી |
| ૧૪ ,, માધાપ્રિયજી | ,, વીરચદ્રજી | ,, જસોધરજી |
| ૧૫ ,, અશ્વપાયજી | ,, સિદ્ધાનદજી | ,, ગૌતમજી |
| ૧૬ ,, વિદ્યાધરજી | ,, સ્વચ્છનાથજી | ,, નભીસુધાજી |
| ૧૭ ,, સુલોચનજી | ,, કોપછાયજી | ,, પ્રબોધકજી |
| ૧૮ ,, મુનિદ્રીપજી | ,, અસુકાસુકજી | ,, સદાનિકજી |
| ૧૯ ,, પુડરિકજી | ,, ધર્મધામજી | ,, ચરિત્રનાથજી |
| ૨૦ ,, ચિત્રગણુજી | ,, શુકલસૈનજી | ,, સદાનદજી |
| ૨૧ ,, મતઇન્દ્રજી | ,, ક્ષેમકરજી | ,, વેદરથજી |
| ૨૨ ,, શ્રવકજી | ,, દયાસ્વામીજી | ,, સુધાનકજી |
| ૨૩ ,, શુરસ્વાયજી | ,, કીર્તિસાયજી | ,, જ્યોતિમૂર્તિજી |
| ૨૪ ,, પુન્યાગજી | ,, શુભકરજી | ,, સુરારાધજી |



## શ્રી અજીતનાથજીના વારામાં બીરાજતા
## પાંચ મહાવિદેહ ક્ષેત્રના ૧૬૦ તીર્થંકરોના નામ.

| જંબુદ્વીપના મહાવિદેહના, ૩૨ | ધાતકીખંડ દ્વીપના, પૂર્વ-મહાવિદેહના ૩૨. | ધાતકીખંડ દ્વીપના પશ્ચિમ મહાવિદેહના ૩૨ |
|---|---|---|
| ૧ શ્રી જયદેવજી | શ્રી વીરચંદજી | શ્રી દત્તજી |
| ૨ ,, કરણભદ્રજી | , વત્સસેનજી | ,, ભૂમિપતિજી |
| ૩ લક્ષ્મીપતિજી | , નયકાન્તજી | ,, મેરુદત્તજી |
| ૪ ,, ગંગાધરજી | ,, કુંજોકજી | ,, સુમિત્રજી |
| ૫ ,, વિશાલચંદજી | આકમાકજી | ,, સેનનાથજી |
| ૬ ,, પ્રિયંકરજી | ,, ક્ષેમંકરજી | ,, પ્રભાનંદજી |
| ૭ ,, અમરધરજી | , મૃગાંકજી | ,, પદ્માકરજી |
| ૮ ,, શ્રી કૃષ્ણનાથજી | ,, મુનિમૂર્તિજી | ,, મહાઘોષજી |
| ૯ ,, અનંતહસ્તજી | વિમલચંદજી | ,, ચંદ્રપ્રભજી |
| ૧ ગુણગુપ્તજી | આગમિકજી | ભૂમિપાલજી |
| ૧૧ પદ્મનાભજી | , દુષ્કરતપજી | ,, સુમતિસેનજી |
| ૧૨ ,, જલધરજી | વસુદીપજી | ,, અતિશ્રુતજી |
| ૧૩ ,, યુગાદિત્યજી | મહાયશનાથજી | ,, તીર્થભૂતજી |
| ૧૪ ,, વરદત્તજી | વનદેવજી | ,, લલિતાંગજી |
| ૧૫ ,, ચંદ્રકેતુજી | ભવધૃતજી | ,, અમરચંદજી |
| ૧૬ ,, મહાકાયજી | ,, અમૃતવાહનજી | ,, સમાધિનાથજી |
| ૧૭ ,, અમરકેતુજી | ,, પૌષ્ટિમેન્દ્રજી | મુનિચંદજી |
| ૧૮ અરણ્યવાહજી | ,, રેવાકિતજી | ,, મહેન્દ્રજી |
| ૧૯ ,, હરિહરજી | ,, કલ્પતાભજી | શશાંકજી |
| ૨ ,, રામચંદજી | ,, નયનાદિત્યજી | ,, જગદીશ્વરજી |
| ૨૧ શાંતિદેવજી | ,, વિદ્યાપતિજી | દેવેન્દ્રજી |
| ૨ ,, અનંતકાંતજી | સુપાર્શ્વજી | ,, ગુણનાથજી |
| ૨૩ ,, ગજેન્દ્રપ્રભજી | ,, ભાનુનાથજી | ,, નારસપજી |
| ૨૪ સાગરચંદજી | ,, પ્રભંજનજી | ,, કપિલનાથજી |
| ૨૫ મહેશ્વરજી | ,, વિશિષ્ટનાથજી | ,, પ્રભાકરજી |
| ૨૬ ,, લક્ષ્મીચંદજી | ,, જલપ્રભુજી | જિનરક્ષિતજી |
| ૨૭ ઋષભનાથજી | , મહાભીમજી | સર્વનાથજી |
| ૨૮ ,, સૌમ્યકાન્તજી | ,, ઋષિપાલજી | ,, ગીવાસનાથજી |
| ૨૯ ,, નેમપ્રભજી | કુંદદત્તજી | ,, ઉદ્યોતનાથજી |
| ૩ ,, અજીતભદ્રજી | ,, મહાવીરજી | , વજ્રધરજી |
| ૩૧ ,, મહીધરજી | ,, સૂતાનંદજી | ,, સહસ્રધરજી |
| ૩૨ ,, રાજેન્દ્રધરજી | ,, તીર્થેશ્વરજી | ,, અશોકદત્તજી |

| પુષ્કરાર્ધ દ્વીપના પૂર્વ મહાવિદેહના ૩૨. | પુષ્કરાર્ધ દ્વીપના પશ્ચિમ મહાવિદેહના ૩૨. |
| --- | --- |
| ૧ શ્રી મેઘવાહનજી | શ્રી પ્રસન્નચંદ્રજી |
| ૨ ,, જીવરક્ષકજી | ,, મહાસેનજી |
| ૩ , મહાપુરૂષજી | ,, વજ્રનાથજી |
| ૪ ,, પાપહરજી | ,, સુવર્ણબાહુજી |
| ૫ ,, મૃગાંકજી | ,, કુરૂવિન્દજી |
| ૬ ,, સુરસિંહજી | ,, વજ્રવીર્યજી |
| ૭ , જગતપૂજ્યજી | , વિમલચંદ્રજી |
| ૮ , સુમતિનાથજી | ,, યશોધરજી |
| ૯ ,, મહામહેન્દ્રજી | ,, મહાબલજી |
| ૧૦ ,, અમરભૂતિજી | ,, વજ્રસેનજી |
| ૧૧ ,, કુમારચંદ્રજી | ,, વિમલબોધજી |
| ૧૨ ,, વીરસેનજી | ,, ભીમનાથજી |
| ૧૩ ,, રમણનાથજી | ,, મેરૂપ્રભજી |
| ૧૪ ,, સ્વયંભુનાથજી | ,, ભદ્રગુપ્તજી |
| ૧૫ ,, અચલનાથજી | ,, સુદૃઢસિંહજી |
| ૧૬ ,, મકરકેતુજી | ,, સુયજ્ઞનાથજી |
| ૧૭ , સિદ્ધાર્થનાથજી | ,, હરિશ્ચન્દ્રજી |
| ૧૮ , સંકરનાથજી | ,, પ્રતિમાધારજી |
| ૧૯ ,, વિજયદેવજી | ,, પ્રતિશ્રેયજી |
| ૨૦ , નરસિંહનાથજી | ,, પ્રતિસેણજી |
| ૨૧ , સીતાનંદજી | ,, કનકકેતુજી |
| ૨૨ ,, વૃંદારજી | ,, અજિતવીરજી |
| ૨૩ ,, ચંદ્રતપજી | ,, ફાલ્ગુમિત્રજી |
| ૨૪ , ચંદ્રગુપ્તજી | ,, બ્રહ્મભુતજી |
| ૨૫ ,, દ્રઢરથનાથજી | ,, હિતકરજી |
| ૨૬ ,, મહાયશજી | ,, વરૂણદત્તજી |
| ૨૭ ,, ઉષ્માકજી | ,, યશકીર્તિજી |
| ૨૮ ,, પ્રદ્યમ્નજી | ,, નાગેન્દ્રકીર્તિજી |
| ૨૯ ,, મહાતેજજી | ,, મહીકૃતબ્રહ્મજી |
| ૩૦ ,, પુષ્પકેતુજી | ,, મહેન્દ્રજી |
| ૩૧ ,, કામદેવજી | , વૃદ્ધમાનજી |
| ૩૨ ,, સમરકેતુજી | ,, સુરેન્દ્રદત્તજી |

§ આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં વર્તમાનકાળના બીજા તીર્થંકર શ્રી અજિતનાથજીના સમયમાં થયેલા ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરોનાં નામ કર્યા તેમાંથી ૧૬ તીર્થંકર તો નીલમ જેવા શ્યામ વર્ણના થયા ૩૮ પન્ના જેવા લીલા વર્ણના થયા, ૩ માણેક જેવા લાલ વર્ણના થયા ૩૬ સુવર્ણ જેવા પીળા રંગના અને ૫ હીરા જેવા સફેદ રંગના થયા એમ ગ્રંથકારનું કથન છે

## વર્તમાનકાળમાં ૫ મહાવિદેહ ક્ષેત્રમાં ૨૦ તીર્થંકરો છે

પ્રથમ તીર્થંકર શ્રી સીમંધર સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પૂર્વ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૮ મી પુષ્કલાવતી નામની વિજયની પુંડરિકગણી નગરીના શ્રેયાંસ રાજાની સત્યકી રાણીની કુક્ષિએ ઉત્પન્ન થયા એમને વૃષભનું લક્ષણ છે અને સ્ત્રીનું નામ રુકમણી.

૨ શ્રી યુગમંધર સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પશ્ચિમ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૨૫ મી વિપ્રાવિજયની વિજયાનગરીના સુદૃઢ રાજાની સુતારા રાણીથી થયા એમને હાથીનું લક્ષણ છે અને સ્ત્રીનું નામ પ્રિયમંગલા.

૩ શ્રી બાહુ સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુથી પૂર્વના મહાવિદેહ ક્ષેત્રની ૯ મી વચ્છ વિજયની સુસીમા નગરીના સુગ્રીવ રાજાની વિજયાદેવી રાણીથી થયા, લક્ષણ મૃગનું સ્ત્રીનું નામ મોહના.

૪ શ્રી સુબાહુ સ્વામીજી જંબુદ્વીપના સુદર્શન મેરુ પર્વતથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી સલીલાવતી વિજયની વિતશોકા નગરીના નિષધ રાજાની વિજયા રાણીથી થયા. મર્કટ (વાંદરા)નું ચિન્હ અને સ્ત્રીનું નામ કિંપુરિષા.

૫. શ્રી સુજાત સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પૂર્વ દિશા મહાવિદેહ ક્ષેત્રની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના દેવસેન રાજાની દેવસેના રાણીથી થયા, એમનું ચિન્હ સૂર્યનું અને સ્ત્રીનું નામ જયસેના.

૬ શ્રી સ્વયંપ્રભ સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૫મી વિપ્રા વિજયની વિજયા નગરીના મિત્રભુવન રાજાની સુમંગલા રાણીથી થયા લક્ષણ ચંદ્રનું અને નામ વીરસેના.

૭ શ્રી ઋષભાનન સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પૂર્વના મહાવિદેહ ક્ષેત્રની ૯મી વચ્છ વિજયની સુસીમા નગરીના કીર્તિરાજાની વીરસેના રાણીથી થયા. લક્ષણ સિંહનું અને સ્ત્રીનું નામ જયવતી.

૮ શ્રી અનંતવીર્ય સ્વામીજી પૂર્વધાતકીખંડ દ્વીપના વિજય મેરુથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી નલિનાવતી વિજયની વીતશોકા નગરીના મેઘરાજાની મંગલા રાણીથી થયા. લક્ષણ હાથીનું અને સ્ત્રીનું નામ વિજયવતી.

---

§ ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરોનો મેળ આવી રીતે થાય છે — ૫ ભરતના, ૫ ઐરવતના, ૧૬૦ મહાવિદેહના કુલ ૧૭૦ જ્યારે ઉત્કૃષ્ટ તીર્થંકરો તીર્થંકર પદમાં હોય ત્યારે આ પ્રમાણે હોય છે દરેક ભરતમાં એક દરેક ઐરવતમાં એક મહાવિદેહના દરેક વિજયમાં એક. જ્યારે ભરત ઐરવતમાં તીર્થંકર ન હોય અને મહાવિદેહમાં ઉત્કૃષ્ટા હોય તો ૧૬૦ હોય. જ્યારે ભરત ઐરવતમાં તીર્થંકર ન હોય અને મહાવિદેહમાં જઘન્ય પદે હોય તો ૨૦ તીર્થંકર હોય જેમ અત્યારે છે

૯. શ્રી સુરપ્રભ સ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરૂની પૂર્વ દિશાના મહાવિદેહ ક્ષેત્રની ૮મી પુષ્કલાવતી વિજયની પુંડરીકગણી નગરીના નાગ રાજાની ભદ્રારાણીથી થયા. તેમને સૂર્યનુ લક્ષણ છે અને સ્ત્રીનું નામ નિર્મલા.

૧૦. શ્રી વિશાલપ્રભ સ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરૂથી પશ્ચિમના મહાવિદેહ ક્ષેત્રમાં ૨૫ મી વિપ્રાવિજયની વિજયા નગરીના વિજય રાજાની વિજયાદેવી રાણીથી થયા. લક્ષણ ચંદ્રમાનુ અને સ્ત્રીનું નામ નંદસેના

૧૧ શ્રી વજ્રધર સ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરૂથી પૂર્વના મહાવિદેહ ક્ષેત્રની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના પદ્મરથ રાજાની સરસ્વતી રાણીથી થયા. એમને વૃષભનુ લક્ષણ છે, અને સ્ત્રીનું નામ વિજયાદેવી.

૧૨. શ્રી ચદ્રાનન સ્વામીજી પશ્ચિમધાતકીખંડ દ્વીપના અચલમેરૂથી પશ્ચિમ મહાવિદેહની ૨૪ મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના વાલ્મિક રાજાની પદમાવતી રાણીથી થયા. એમને વૃષભનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ લીલાવતી.

૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મદિર મેરૂથી પૂર્વ મહાવિદેહની ૮ મી પુષ્કલાવતી વિજયની પુંડરિકગણી નગરીના દેવકર રાજાની યશોજ્જવલ રેણુકા રાણીથી થયા તેમને પદમકમલનુ લક્ષણ છે, અને સ્ત્રીનું નામ સુંધરાદેવી.

૧૪ શ્રી ભુજંગદેવ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરૂથી પશ્ચિમ મહાવિદેહની ૨૫ મી વિપ્રાવિજયની વિજયનગરીના કુલસેન રાજાની યશોજ્જવલા રાણીથી થયા એમને ચંદ્રમાનુ લક્ષણ છે, અને સ્ત્રીનુ નામ ભદ્રાવતી

૧૫ શ્રી ઇશ્વર સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરૂથી પૂર્વ મહાવિદેહની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના મહાબલ રાજાની મહિમાવતી રાણીથી થયા એમને પદમકમલનું લક્ષણ છે, અને સ્ત્રીનુ નામ ગધંસેના.

૧૬. શ્રી નેમપ્રભુ સ્વામીજી પૂર્વ પુષ્કરાર્ધ દ્વીપના મંદિર મેરૂથી પશ્ચિમ મહાવિદેહની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના વીરસેન રાજાની સેનાદેવી રાણીથી થયા એમને સૂર્યનું લક્ષણ છે, અને સ્ત્રીનુ નામ મોહનાદેવી

૧૭ શ્રી વીરસેન સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરૂથી પૂર્વ મહાવિદેહની ૮મી પુષ્કલાવતી વિજયની પુડરિકગણી નગરીના ભૂમિપાલ રાજાની ભાનુમતિ રાણીથી થયા. એમને વૃષભનુ લક્ષણ છે, સ્ત્રીનું નામ રાજસેના

૧૮. શ્રી મહાભદ્ર સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરૂથી પશ્ચિમ મહાવિદેહની ૨૫મી વિપ્રાવિજયની વિજયા નગરીના દેવસેન રાજાની ઉમાદેવી રાણીથી થયા. એમને હાથીનુ લક્ષણ છે, અને સ્ત્રીનું નામ સૂર્યકાંતા

૧૯ શ્રી દેવસેન (દેવયશ) સ્વામીજી પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાલી મેરૂથી પૂર્વ મહાવિદેહની ૯મી વચ્છવિજયની સુસીમા નગરીના સર્વાનુભૂતિ રાજાની ગગાદેવી રાણીથી થયા એમને ચદ્રમાનું લક્ષણ છે, અને સ્ત્રીનું નામ પદમાવતી

૨ શ્રી અજિતવીર્ય (અજીતસેન) સ્વામીજી પશ્ચિમ પુષ્કરાર્ધ દ્વીપના વિદ્યુતમાળી મેરૂથી પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની ૨૪મી સલીલાવતી વિજયની વીતશોકા નગરીના રાજપાલ રાજાની કનની રાણીથી થયા. એમને લક્ષણ સ્વસ્તિકનું છે, અને સ્ત્રીનું નામ રત્નમાળા.

ઉપર્યુક્ત વીશે વિરહમાન તીર્થંકરોના જન્મ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, સત્તરમા શ્રી કુંથુનાથજીના નિર્વાણ થયા બાદ એક જ સમયમાં થયા. અને વીશમા શ્રી મુનિસુવ્રતજીના નિર્વાણ થયા બાદ વીશે તીર્થંકરોએ એકી સાથે દીક્ષા અંગીકાર કરી અને વીશે તિર્થંકરો એક મહિના સુધી છદ્મસ્થ રહીને કેવળજ્ઞાની થયા અને વીશેય ભવિષ્યકાળની ચોવીશીના ૭મા તીર્થંકર શ્રી ઉદયનાથજીના મોક્ષ થયા બાદ એકી સાથે મોક્ષ જશે. એ વિશેષ વિહરમાન તીર્થંકરોનું દેહમાન ૫ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું છે જેમાં ૮૩ લાખ પૂર્વ ગૃહવાસમાં રહ્યા અને એક લાખ પૂર્વ સંયમ પાળી મોક્ષ પધારશે એ વીશેય વર્તમાન તીર્થંકરોના ૮૪-૮૪ ગણધરો છે દસ દસ લાખ કેવળજ્ઞાની છે એક એક અબજ સાધુઓ છે અને એક એક અબજ સાધ્વીઓ છે એમ બધાના કુલે મળી બે ક્રોડ કેવળજ્ઞાની બે હજાર ક્રોડ સાધુ અને બે હજાર ક્રોડ સાધ્વીઓની સંખ્યા છે એ વીશે તીર્થંકર જે સમયે મોક્ષ પધારશે તેજ સમયે બીજા વિજયમાં જે જે તીર્થંકરો† ઉત્પન્ન થયા હશે તે દીક્ષા ગ્રહણ કરી તીર્થંકરપદ પ્રાપ્ત કરશે એ ક્રમ અનાદિ કાળથી ચાલ્યો આવે છે અને આગળ પણ અનંતા કાળ સુધી ચાલશે, અર્થાત જઘન્ય (ઓછામાં ઓછા) ૨ તીર્થંકરોથી તો ઓછા અને ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) ૧૬ તીર્થંકરથી વધારે ભવિષ્યમાં કદી પણ થશે નહિ એમ અનંતા તીર્થંકર ભૂતકાળમાં થઈ ગયા. ૨ વર્તમાનકાળમાં છે અને અનંતા તીર્થંકર ભવિષ્યકાળમાં થશે.

ભરતના ઐરવતના સર્વે તીર્થંકરોનું જઘન્ય આયુષ્ય ૭૨ વર્ષનું, એથી ઓછું હોયજ નહિ. અને ઉત્કૃષ્ટ આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું, એથી વધારે પણ ન જ થાય. સર્વે તીર્થંકરોનું દેહમાન જઘન્ય

---

† જઘન્ય ૨ તીર્થંકરોથી કદી પણ ઓછા હોય જ નહિ એટલે વર્તમાનના ૨ તીર્થંકરોના મોક્ષ થયા બાદ એ જ વખતે બીજા વીશ તીર્થંકરપદને પ્રાપ્ત થવા જ જોઈએ આ હિસાબે એક તીર્થંકર ગૃહવાસમાં એક લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરે ત્યારે બીજા ક્ષેત્રમાં બીજા તીર્થંકરનો જન્મ થઈ જ જવો જોઈએ અને તે પણ એક લાખ પૂર્વના થાય ત્યારે અન્ય ક્ષેત્રમાં ત્રીજા તીર્થંકરનો જન્મ પણ થઈ જ જવો જોઈએ. આ પ્રમાણે કોઈ એક લાખ પૂર્વના આયુષ્યવાળા, કોઈ બે લાખ પૂર્વના આયુષ્યવાળા એ જ પ્રમાણે કોઈ ૮૩ લાખ પૂર્વના આયુષ્યવાળા એમ એક એક તીર્થંકરની પાછળ ૮૩-૮૩ તીર્થંકર ગૃહવાસમાં રહે છે અને એક તીર્થંકરપદ ભોગવતા હોય છે જ્યારે ચોરાસીમાં મોક્ષ જાય ત્યારે ૮૩મા અન્ય ક્ષેત્રમાં તીર્થંકરપદને પ્રાપ્ત કરે છે અને કોઈ અન્ય ક્ષેત્રમાં એક તીર્થંકરનો જન્મ થાય છે એમ એક એક તીર્થંકર પાછળ ૮૩-૮૩ તીર્થંકરો ગૃહસ્થાવાસમાં હોવાથી ૨ તીર્થંકરોની પાછળ ૮૩×૨ કુલે ૧૬૬ તીર્થંકર ગૃહસ્થાવાસમાં અને ૨ તીર્થંકર પદ ભોગવતા હોય એમ ૧૬૮ તીર્થંકર ઓછામાં ઓછા એક જ વખતે હોવા જોઈએ બાકી તીર્થંકર હોવા છતાં પણ ક્યારેય તેઓ પરસ્પર મળતા નથી. એ રીત અનાદિ કાળથી ચાલી આવે છે અને ભવિષ્યમાં પણ અનંતકાળ સુધી એજ રીત ચાલતી રહેશે.

૭ હાથનું† હોય છે. એથી ઓછું ન જ હોય. ઉત્કૃષ્ટું ૫૦૦ ધનુષ્યનુ એથી વધારે પણ ન થાય * સર્વે તીર્થંકરોના શરીર રજ, મેલ, પરસેવો, કફ, શ્લેષ્મ ( નાકનો મેલ ) કાગરેખા આદિ દુર્લક્ષણો અને તિલ, મસા આદિ દુર્વ્યંજનોથી રહિત અને ચન્દ્ર, સૂર્ય, ધ્વજા, કુંભ પર્વત, મગર, સાગર, ચક્ર, શંખ સ્વસ્તિક વગેરે ૧૦૦૮ ઉત્તમોત્તમ લક્ષણોથી અલંકૃત સૂર્ય-સમા પ્રકાશક, નિર્ધુમ અગ્નિ માફક તેજસ્વી અને અતિ મનોહર હોય છે.

શ્લોક-( વસંતતિલકા છંદ ).

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुत त्वदुपमं जननी प्रसूता
सर्वा दिशो दधति भानि सहस्र रश्मिं
प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम्

**અર્થ**—જેમ ગ્રહ, નક્ષત્ર, તારાઓને જન્મ આપનારી તો અનેક દિશાઓ છે, પરન્તુ સૂર્યને જન્મ આપનારી માત્ર પૂર્વ દિશા જ છે તે જ પ્રમાણે પુત્રનો પ્રસવ કરનારી અનેક માતાઓ વિશ્વમા છે, પણ તીર્થંકર સમા પુત્રરત્ન પેદા કરનાર તો માત્ર એક તીર્થંકરનીજ માતા હોય છે અન્ય કોઇ પણ સ્ત્રી આવા પુત્રરત્નને જન્મ નથી આપી શકતી એટલે કે આ જગતમાં તીર્થંકર તુલ્ય બીજું કોઇ હોતું જ નથી

આવા અનંતાનંત ગુણોના ધારક, સકળપાપોના નાશક, અખિલ વિશ્વના સુધારક, નરેન્દ્ર, સુરેન્દ્ર, મુનીન્દ્ર, વ ત્રિજગતના વંદનીય, પૂજનીય અરિહંત ભગવાન મહાપુરૂષ હોય છે.

**આર્યા છંદ —**

तित्थयरा मे पसीयन्तु, कित्तियवंदिय महिया
जे ए लोगस्स उत्तमा सिद्धा आरुग्गबोहिलाभं
समाहिवरमुत्तमंदितु ॥

જે સર્વલોકમાં ઉત્તમ, સિદ્ધસ્થાનને પ્રાપ્ત થનાર તીર્થંકર ભગવાન છે તેમની હું વચન થકી કીર્તિ ગાઉં છું. કાયા થકી વંદના-નમસ્કાર કરૂં છું, મન થકી પૂજા-મહિમા કરૂં છું અહો તીર્થંકર ભગવાન ! મુજપર પ્રસન્ન થઇને રોગરહિત સમકિત અને ઉત્તમ, પ્રધાન સમાધિ મને અર્પણ કરો

**શાસ્ત્રોદ્ધારક બાલ બ્રહ્મચારી ઋષિ સંપ્રદાચાર્ય**
**સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી મહારાજદ્વારા વિરચિત**
**'શ્રી જૈન તત્ત્વપ્રકાશ'નુ 'અરિહંતસ્તવ' નામક**
**પ્રથમ અધ્યયન સમાપ્ત.**

---

† શાસ્ત્રમા જીવોની અવગાહના ( દેહપ્રમાણ )નું જે પ્રમાણ બતાવ્યું છે તે આ વર્તમાન પાંચમા આરાનાં ૧૦૫૦૦ વર્ષ પસાર થશે, એટલે કે પાંચમો આરો અર્ધો વ્યતિત થઇ જશે ત્યારે જે મનુષ્ય હશે તેમના હાથના પ્રમાણથી કહેવામા આવ્યું છે એજ માપથી ઉક્ત તીર્થંકરોનુ દેહપ્રમાણ જાણવું અને એમ તો તીર્થંકરો પોતપોતાની આંગળીના પ્રમાણથી ૧૦૮ આંગળ ઉંચા હોય છે.

* મહાવિદેહ ક્ષેત્રના સર્વ તિર્થંકરોનુ ૮૪ લાખ પૂર્વ આયુષ્ય અને ૫૦૦ ધનુષ્ય દેહમાન હોય છે.

# પ્રકરણ બીજું

## " સિદ્ધ "

सिवमयलमरुयमणंतमक्खयमव्वाबाह
मपुणरावित्ति, सिद्धिगइ नामधेय ॥

અર્થ—'શિવ' જ્યાં શીત, ઉષ્ણ ક્ષુધા, પિપાસા આદિ તથા ડાંસ મચ્છર, સર્પ વ. કોઈપણ પ્રકારના ઉપદ્રવ નથી તથા 'અચલ' જ્યાં કદી પણ હલન ચલન નથી અર્થાત્ જે અચલ છે તથા 'અરુજ' જ્યાં કોઈ પ્રકારના રોગની ઉત્પત્તિ નથી 'અનંત' જે અંતરરહિત છે 'અક્ષય' જે ક્ષયરહિત છે તથા 'અવ્યાબાધ' જ્યાં શારીરિક (રોગાદિ) માનસિક (શોકાદિ) બાધા પીડા નથી 'અપુનરાવૃત્તિ' જ્યાં પહોંચ્યા પછી પ્રાણીને સંસારમાં આવી ફરી ભ્રમણ (જન્મ મરણ) કરવું પડતું નથી એવું નિરામય પરમાનંદ પરમ સુખનું ધામ જે લોકના અગ્રભાગે છે તેને 'સિદ્ધગતિ' અથવા મોક્ષ કહે છે અને ત્યાં જે પરમાત્મા રહે છે તેને સિદ્ધ ભગવાન કહે છે

પ્રશ્ન-ગાથા—

कहिं पडिहया सिद्धा कहिं सिद्धा पइट्ठिया ।
कहिं बोंदी चइत्ताण, कत्थगंतूणसिज्झइ ॥

અર્થ—અહો ભગવન્! સિદ્ધ ભગવાન ક્યાં જઈ રોકાયા છે? ક્યાં જઈ સિદ્ધ ભગવાન સ્થિર થયા છે? સિદ્ધ ભગવાને શરીર ક્યાં છોડ્યું છે? અને સિદ્ધ ભગવાન ક્યાં જઈ સિદ્ધ થયા છે?

ઉત્તર-ગાથા—अलोए पडिहया सिद्धा लोयग्गेय पइट्ठिया ।
इहं बोंदी, चइत्ताण, तत्थ गंतूण सिज्झइ ॥ શ્રી ઉવવાઈ સૂ

અર્થ—હે શિષ્ય! અલોક લાગતાં સિદ્ધ ભગવાન રોકાયેલ છે અને લોકના અગ્રભાગમાં જઈને સિદ્ધ ભગવાન સ્થિરરૂપે રહેલા છે અને જે સિદ્ધ ભગવાન થયા છે તેમણે આ લોકમાં દેહનો ત્યાગ કર્યો છે અને લોકના અગ્રભાગે જઈને સિદ્ધ થયા છે

ઉપરના કથનના જાણવાથી એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે જે લોકના અગ્રસ્થાનમાં સિદ્ધ છે તે લોક શું છે અને કેવા આકારવાળો છે?

### લોકાલોકનું વર્ણન

લોક શબ્દ 'લુક' ધાતુથી બન્યો છે જેનો અર્થ 'જોવું' થાય છે અર્થાત્ જે જોવામાં આવે છે તેને લોક કહેવો અને તેનો પ્રતિપક્ષી અર્થાત્ જે ન જોઈ શકાય તેને અલોક કહેવાય છે અંગ્રેજીમાં Look એટલે જોવું થાય છે અને અર્થ સામ્યથી તે મળતો આવે છે

અલોક અનતાનંત, અપરંપાર, અખંડ, અમૂર્તિક, કેવળ આકાશાસ્તિકાય (પોલાણ) મય છે અને જેમ કોઇ વિશાળ સ્થાનમાં શીકુ લટકાવ્યું હોય તેમ અલોકના મધ્યમાં લોક રહેલો છે. વિવાહપ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યુ છે કે જેમ જમીન ઉપર એક કોડિયું ઊંધું રાખીને એના ઉપર બીજું સુલટું કોડિયું મુકાય અને વળી એના ઉપર ત્રીજું ઊલટું કોડિયું મુકવાથી જેવો આકાર અને તેવો આકાર આ લોકનો છે આ લોક નીચે તો ૭ રજ્જુ* પહોળો છે, ત્યાથી ઉપરની બાજુ અનુક્રમથી પ્રદેશ પ્રદેશે ઓછા થતા થતા સાત રજ્જુ ઉપર આવે ત્યાં (બન્ને કોડિયાના સંધિ ભાગમાં) એક રજ્જુ પહોળો રહી ગયો છે આગળ ક્રમથી વધતા વધતાં (બીજા અને ત્રીજા કોડિયાના સંધિસ્થાને) ૩ાા રજ્જુ ઉપર આવે ત્યારે પાચ રજ્જુ પહોળો છે અને આગળ ક્રમશ ઘટતાં ઘટતા (ત્રીજા કોડિયાના ઉપરના અતના છેડે) ૩ાા રજ્જુ આવે ત્યાં એક રજ્જુ પહોળો છે એમ સંપૂર્ણ લોક નીચેથી ઉપર સુધી સીધો ૧૪ રજ્જુનો લાંબો અને ઘનાકારના માપથી ૩૪૩ ઘન રજ્જુ પ્રમાણ થાય છે [અર્થાત્ સંપૂર્ણ લોકના વિષમ સ્થાનને સમ કરવાથી ૭ રજ્જુ લાંબો, ૭ રજ્જુ પહોળો અને ૭ રજ્જુ જાડો થાય છે એ પ્રમાણે ઘનાકારમા ૭×૭×૭=૩૪૩ રજ્જુ થાય છે. અર્થાત્ એક રજ્જુ લાંબા, એક રજ્જુ પહોળા અને એક રજ્જુ જાડા એવા ખંડની કલ્પના કરીએ તો લોકના એવા ૩૪૩ ખંડ (કટકા) થઈ શકે]

જેમ ઘરના મધ્ય ભાગમાં થાભલો ઊભો હોય છે, તેમ લોકના મધ્ય ભાગમાં એક રજ્જુ પહોળી અને ૧૪ રજ્જુ નીચેથી ઉપર સુધી લાંમી ત્રસનાલ છે +ત્રસનાલની અંદર ત્રસ અને સ્થાવર બન્ને પ્રકારના જીવ છે. બાકીના લોકનો ભાગ કેવળ સ્થાવર જીવોથી ભરાયેલો છે

એ લોકના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે અધો (નીચો) લોક, મધ્ય (વચલો) લોક, ઉર્ધ્વ (ઉંચો) લોક, એમા પહેલા અધોલોકનું વર્ણન કરવામાં આવશે

---

* **રજ્જુ પ્રમાણ** ૩,૮૧,૨૭,૯૭૦ એટલા મણના વજનને એક ભાર કહે છે એવા ૧૦૦૦ ભાર લોઢા ગોળાને કોઇ દેવતા ઉપરથી નીચે નાખે ત્યારે તે ગોળો ૬ માસ, ૬ દિવસ, ૬ પ્રહર અને ૬ ઘડીમા જેટલું ક્ષેત્ર પસાર કરી નીચે આવે તેટલા ક્ષેત્રને એક રજ્જુ કહેવો જોઇએ.

+ ત્રસનાલની બહાર ત્રસજીવ ત્રણ કારણોથી રહી શકે છે (૧) કોઇ ત્રસજીવે ત્રસ-નાલની બહાર સ્થાવરજીવમાં ઉત્પન્ન થવાનું આયુષ્ય બાંધ્યુ તે મારણાન્તિક સમુદ્ઘાત કરે ત્યારે આત્મપ્રદેશો ત્રસનાલની બહાર પ્રસરે ત્યારે (૨) ત્રસનું આયુ બાંધી વિગ્રહ ગતિથી સ્થાવર નાડીમા તીર્છો જાય અને વક્રગતિથી બીજે અથવા ત્રીજે સમય ત્રસ નાડીમાં ઉત્પન્ન થાય ત્યારે, (૩) કેવલી કેવળ સમુદ્ઘાત કરતી વખતે ૪ થા અથવા ૫ મા સમયે સર્વલોકમા પ્રદેશ ફેલાવે ત્યારે

## અધોલોકનું વર્ણન.
### (નરકનું વર્ણન.)

લોકની નીચે અધોલોકની ઉપર આવરણની અંદર એક રજ્જુ ઊંચી અને ૪૬ રજ્જુના ઘનાકાર વિસ્તારમાં છઠ્ઠી માઘવતી (તમતમા પ્રભા) નામનું નરક છે એમાં ૧ ૮ યોજન જાડો પૃથ્વીમય પિંડ છે એમાંથી ૫૨॥ હજાર યોજન ઉપર તેમજ નીચે છોડીને વચમાં ૩ હજાર યોજનની પોલાર છે, તેમાં એક પાથડો (ગુફા જેવી જગ્યા) છે જેમાં કાલ મહાકાલ, રૂદ્ર, મહારૂદ્ર અને અપઈઠ નામક પાંચ નરકાવાસ (નેરઈયા) ‡(નરકના જીવો)ને રહેવાનાં સ્થાન છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નેરઈયાં છે જેમનું ૫ ધનુષ્યનું દેહમાન અને જઘન્ય ૨૨ સાગરોપમ, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમનું આયુષ્ય છે

એ છઠ્ઠા નરકની હદ (સીમા) ઉપર એક રજ્જુ ઊંચુ અને ૪ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં છઠ્ઠુ મઘા (તમપ્રભા) નામનું નરક છે જેમાં ૧૧૬ યોજનનો પૃથ્વીપિંડ છે એમાંથી ૧ યોજન નીચે અને ૧ યોજન ઉપર છોડીને વચમાં ૧૧૪ યોજનની પોલાર છે જેમાં ૩ પાથડા અને બે આંતરા છે જેમાં પ્રત્યેક પાથડો ૩ યોજનનો છે. અને પ્રત્યેક આંતરા ૫૨૫ યોજનનો છે આંતરા તો ખાલી છે અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧ યોજનની પોલારમાં ૯૯૯૯૫ નરકાવાસ છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નેરઈયા રહે છે જેમનું ૨૫ ધનુષ્યનું દેહમાન અને જઘન્ય સાગરોપમ ઉત્કૃષ્ટ ૨૨ સાગરોપમનું આયુષ્ય છે

એ હદ્દા (નરકની હદ ઉપર એક રજ્જુ ઊંચુ અને ૩૪ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં પાંચમુ રિટ્ઠા (ધુમપ્રભા) નામક નરક છે જેમાં ૧૧૮ યોજનનો પૃથ્વીપિંડ છે એમાંથી એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે છોડીને વચમાં ૧૧૬ યોજનનો પોલાર ભાગ છે જેમાં ૫ પાથડા અને ૪ આંતરા છે પ્રત્યેક પાથડો ૩ યોજનનો એને પ્રત્યેક આંતરો ૫૨૫ યોજનનો છે આંતરા તો ખાલી છે પ્રત્યેક પાથડાના મધ્યની ૧ યોજનની પોલારમાં ૩ નરકાવાસ છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નેરઈયા (નારકીના જીવો) છે જેમનું ૧૨૫ ધનુષ્યનું દેહમાન અને જઘન્ય ૧ સાગરોપમ ઉત્કૃષ્ટ ૧૭ સાગરોપમનું આયુષ્ય છે

એ પાંચમા નરકની હદ ઉપર એક રજ્જુ ઊંચુ અને ૨૮ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં ચોથુ અંજના (પંકપ્રભા) નામનું નરક છે જેમાં ૧૨ યોજનનો પૃથ્વીપિંડ છે

---

‡ જેમ મકાનના માળ હોય છે તેમ નરકના માળ હોય છે અને બે માળ વચ્ચેનો ભાગ આંતરા કહેવાય છે અને માળની વચમાં જે જમીન હોય છે તે પ્રમાણે આંતરાના વચમાં પિંડ હોય છે અને તે પાથડા કહેવાય છે આ બધા પાથડા ૩-૩ હજાર યોજનના જાડા અને અસંખ્યાત યોજનના લાંબા પહોળા હોય છે એમાંથી ૧ યોજન ઉપર અને ૧ યોજન નીચેનો ભાગ છોડીને વચમાં ૧ યોજનના પોલા હોય છે એમાં નરકાવાસ છે જેમાં નેરઈયા નારકીના જીવો રહે છે

એમાંથી ૧૦૦૦ યોજન ઉપર અને ૧૦૦૦ યોજન નીચેનો ભાગ છોડીને મધ્યમાં ૧,૧૮૦૦૦ યોજનનો પોલાર ભાગ છે. જેમાં ૭ પાથડા અને ૬ આતારા છે જેમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે અને પ્રત્યેક આતરો ૧૬૧૬૬ યોજનનો છે બધાય આતરા ખાલી છે અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમા ૧૦,૦૦૦૦૦ નર્કવાસ છે. જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નારકીનાં જીવો છે. જેમનુ દેહમાન ૬૨ાા ધનુષ્યનુ અને આયુષ્ય જઘન્ય ૭ સાગરોપમનુ, ઉત્કૃષ્ટ ૧૦ સાગરોપમનું છે.

આ ચોથા નરકની સીમા ઉપર એક રજ્જુ ઊંચું અને ૨૨ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં ત્રીજું 'સીલા' (વાલુ પ્રભા) નામનું નરક છે. જેમાં ૧,૨૮૦૦૦ યોજનનો પૃથ્વીપિંડ છે. એમાથી ૧૦૦૦ યોજન નીચે અને ૧૦૦૦ યોજન ઉપર છોડીને વચમાં ૧૨૬૦૦૦ યોજનની પોલાર છે જેમાં ૯ પાથડા અને ૮ આંતરા છે તેમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે અને પ્રત્યેક આતરો ૧૨૩૭૫ યોજનનો છે બધા આંતરા ખાલી છે. અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમાં ૧૫૦૦૦૦૦ નરકાવાસ છે. જેમા અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નારકીના જીવો છે. જેમનુ દેહમાન ૩૧ા ધનુષ્યનુ અને આયુષ્ય જઘન્ય ૩ સાગરોપમ, ઉત્કૃષ્ટ ૭ સાગરોપમનું છે.

એ ત્રીજા નરકની સીમા ઉપર એક રજ્જુ ઊંચું અને સોળ રજ્જુ ઘનાકાર વિસ્તારમા બીજું 'વંસા' (શર્કરાપ્રભા) નામનું નરક છે જેમાં ૧૩૨૦૦૦ યોજનનું પૃથ્વીપિંડ છે જેમાંથી ૧૦૦૦ યોજન નીચે અને ૧૦૦૦ યોજન ઉપર છોડીને વચમાં ૧૩૦,૦૦૦ યોજનની પોલાર છે. જેમાં ૧૧ પાથડા અને ૧૦ આંતરા છે એમાં પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે અને પ્રત્યેક આંતરો ૯૭૦૦ યોજનનો છે બધાય આતરા તો ખાલી છે. અને પ્રત્યેક પાથડાના મધ્યની ૧૦૦૦ યોજનની પોલારમા ૨૫૦૦૦૦૦ નરકાવાસ છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસખ્યાત નરકવાસ છે જેમનુ દેહમાન ૧૫ાા ધનુષ્ય અને ૧૨ અંગુલનુ અને આયુષ્ય જઘન્ય ૧ સાગર ઉત્કૃષ્ટ ૩ સાગરોપમનુ છે

એ બીજા નરકની હદ ઉપર એક રજ્જુ ઊચુ અને ૧૦ રજ્જુ ઘનાકાર વિસ્તારમાં પહેલુ 'ઘમા' (રત્નપ્રભા) નામનુ નરક છે જેમા કાળા કોયલા જેવા રત્ન છે એવો પ્રથમનો રત્નકાડ એક હજાર યોજનનો છે કુલ ૧૬ કાડ છે તે સર્વ મળી ૧૬૦૦૦ યોજનનું ખરકાંડ છે. ૮૦૦૦૦ યોજનનું અપબહુલકાડ છે અને ૮૪૦૦૦ યોજનનું પંકબહુલકાંડ છે એમ બધો મળીને કુને ૧,૮૦,૦૦૦ યોજનનો પૃથ્વીપિંડ છે એમાથી એક હજાર યોજન નીચે અને એક હજાર યોજન ઉપર છોડીને મધ્યમાં ૧,૭૮૦૦૦ યોજનની પોલાર છે જેમાં ૧૩ પાથડા અને ૧૨ આંતરા છે પ્રત્યેક પાથડો ૩૦૦૦ યોજનનો છે, અને આતરો ૧૧૫૮૩ યોજનનો છે એક ઉપરનો અને એક નીચેનો આંતરો ખાલી છે બાકીનાં મધ્યના ૧૦ આંતરાઓમા અસુરકુમાર આદિ ૧૦ જાતિના ભુવનપતિ દેવો રહે છે પ્રત્યેક પાથડાની મધ્યમા એક હજાર યોજનનું પોલાર છે જેમા ૩૦,૦૦,૦૦૦ નરકાવાસ છે જેમાં અસંખ્યાત કુંભિયો અને અસંખ્યાત નારકીના જીવો છે. જેમનુ દેહમાન ૭ાા ધનુષ્ય અને ૬ આંગળ અને આયુષ્ય જઘન્ય ૧૦૦૦૦ વર્ષનું ઉત્કૃષ્ટ ૧ સાગરોપમનુ છે.

આ સાત નરકોના બધા મળી ૪૯ પાથડા અને ૪૨ આંતરા તથા ૮૪ નરકાવાસો છે બધા નરકાવાસ અંદરથી ગોળાકાર અને બહારથી ચોખૂણાકાર પત્થરની ફર્શ વાળા, મહાદુર્ગંધવાળા અને હજારો વીંછીઓના ડંખથી પણ અધિક દુઃખદ સ્પર્શવાળા છે સાતમા નરકનું અપ્પઇઠ નામનું નરકાવાસ ૧ યોજનનું લાંબુ પહોળું અને ગોળાકાર છે અને પ્રથમ નરકનો સીમંત નામે નરકાવાસ ૪૫ લાખ યોજન લાંબો, પહોળો ગોળાકાર છે બાકી બધા નરકાવાસ અસંખ્યાત યોજનના લાંબા પહોળા છે, ત્રણ ત્રણ હજાર યોજનના ઊંચા છે જેમાં એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે છોડીને મધ્યમાં એક હજાર યોજનની પોલમાં નરકના જીવો રહે છે

પ્રત્યેક નરકના નીચે જુદા જુદા આધાર (ઘનવલયાકાર) છે પહેલું આધાર ઘનોદધિ (જામેલા પાણી)નું ૨ યોજનનું છે એના નીચે બીજું આધાર ઘનવાત (જામેલી હવા)નું તેનાથી અસંખ્યાત ગણું વધારે છે એના નીચે અસંખ્યાત યોજન તનવાત છે તેની નીચે અસંખ્યાત યોજન આકાશ છે જેમ પારા ઉપર પત્થર અને હવામાં વાયુયાન રહે છે તેમ ઉપરના ૪ આધારના આધારે ૭ નરક રહેલા છે

૧ રત્નપ્રભા નરક કાળા રંગના ભયંકર રત્નોથી વ્યાપ્ત છે ૨ શર્કરાપ્રભા નરક ભાલા અને બરછીથી પણ વધારે તીક્ષ્ણ કાંકરાઓથી ભરપૂર છે ૩ વાલુકાપ્રભા ભડભુંજાની રેતી કરતાં પણ વધારે ઉષ્ણ રેતીથી ભરપૂર છે ૪ પંકપ્રભા નરક માંસ, લોહી, પરૂ વગેરેના કીચડથી ભરેલી છે ૫. ધુમપ્રભા નરક રાઈ મરચાંના ધુમાડાથી પણ વધારે તીખા ધુમાડાથી વ્યાપ્ત છે ૬ તમઃપ્રભા નરક ઘોર અંધકાર મય છે ૭. તમસ્તમાપ્રભા મહાન ઘોર અંધકારથી વ્યાપ્ત છે

નરકાવાસથી ભીંતમાં ઉપર [illegible]* આકારના યોનિ સ્થાનો (નારકી જીવોને ઉત્પન્ન થવાની જગ્યા) છે ત્યાં પાપી પ્રાણીઓ ઉત્પન્ન થઈને (૧) ત્યાં રહેલા અશુભ પુદ્ગલોનો આહાર ગ્રહણ કરી આહારપર્યાપ્તિ પ્રાપ્ત કરે છે (૨) તેથી વૈક્રિય શરીર પ્રાપ્ત થવાથી શરીર પર્યાયને પ્રાપ્ત કરે છે (૩) પછી શરીરથી ઇન્દ્રિયોનો આકાર બનવાથી ઇન્દ્રિય પર્યાય પ્રાપ્ત કરે છે (૪) પછી ઇન્દ્રિયો વડે વાયુને લેતાં અને છોડતાં હોવાથી શ્વાસોચ્છ્વાસ પર્યાય પ્રાપ્ત કરે છે (૫) પછી મન ભાષા પર્યાયને સાથે જ બાંધીને છએ પર્યાયોથી યુક્ત થઈ [illegible] નીચે રહેલી કુંભિઓમાં નીચે માથું અને ઉપર પગ કરીને પડે છે તે કુંભિઓ ચાર પ્રકારની હોય છે (૧) ઉંટના ગળા જેવી વાંકી (૨) ઘી તેલ વગેરેના કરવાળા જેવી ઉપરથી પહોળી અને નીચેથી સાંકડી (૩) ડબ્બા જેવી ઉપરથી નીચે સુધી એકજ સરખી

---

*સૂત્રકૃતાંગ સૂત્રના ૫ મા અધ્યયનમાં "अहोसिरोकट्टु उववेइ दुग्ग" અર્થાત્ નરકમાં ઉત્પન્ન થતા જીવો નીચે માથા કરીને પડે છે એમ કહ્યું છે અને એ ( પ્રમાણે પ્રશ્ન વ્યાકરણ સૂત્રના [illegible]ના આશ્રવદ્વારમાં પણ કહ્યું છે જેથી જણાય છે કે નારકી જીવોનું ઉત્પત્તિસ્થાન નરકાવાસના ઉપરના ભિત્તોમાં હોવું જોઈએ. આનો વિશેષ સ્પષ્ટ ખુલાસો જિનેશ્વર મતના ગ્રંથોમાં કે માત્ર કુંભિમાં ઉત્પત્તિસ્થાન માને છે

(૪) અફીણના ડોડવા જેવી, પેટ પહોળું અને મોઢું સાંકડું અને અંદર ચારે બાજુ તીક્ષ્ણ ધારવાળી. આમાંથી કોઇ પણ એક કુંભિમાં પડયા પછી નારકી જીવોનું શરીર ફુલાય છે જેથી કુંભિમાં ફસાઇને તીક્ષ્ણ ધાર વાગવાથી અતિ દુઃખી થઈ પોકાર કરે છે ત્યારે પરમાધર્મી (યમ) દેવો તેને ચીપિયાથી ખેંચી કાઢે છે. ત્યારે તેના શરીરના કટકા કટકા થઇ જાય છે ત્યારે તેમને ઘણું દુઃખ થાય છે પણ મરતાં નથી કેમકે કરેલા કર્મને ભોગવ્યા વિના છુટકારો મળતો નથી જેમ વિખરાયેલ પારો મળી જાય છે તેમ તે નારકીના શરીરના કકડા મળીને ફરી જેમ હતું તેમ બની જાય છે

## ૧૫ જાતિના પરમાધર્મી દેવો દ્વારા દેવાતાં દુઃખો.

તે નારકી જીવો જ્યારે ભૂખ તરસથી વ્યાકુળ થઇ ભોજન પાણીની યાચના કરે છે ત્યારે જેમ કેરીને ઘોળીને નરમ કરે તેમ 'અબ' નામના પરમાધર્મી નારકી જીવોને મર્દન કરી તેમની નસોને ઢીલી કરી નિર્બલ બનાવી દે છે જેમ કેરીનો રસ કાઢી ગોટલો ને છોતરૂ ફેંકી દે છે તેમ 'અબરસ' નામના પરમાધર્મી દેવો નારકીના શરીરને લોહી, માસ હાડકાં, ચામડી વ. પુદ્‌ગલોને જૂદાં કરી ફેંકી દે છે. જેમ સિપાઇ ચોરને મારે છે તેમ 'શ્યામ' નામના પરમાધર્મી નારકી જીવોને મારે છે જેમ સિંહ, કુતરા બિલાડાં વ પોતાના ભક્ષને પકડી ચિરફાડ કરી માંસ કાઢે છે તે જ પ્રમાણે 'સબલ' નામના પરમાધર્મી દેવો નારકીઓના શરીરને ચિરફાડ કરીને માંસ જેવા પુદ્‌ગલો કાઢે છે. જેમ દેવીના ભુવા બકરા વ. ને ત્રિશૂલથી છેદે છે, શૂળીથી ભેદે છે. તેમ 'રૂદ્ર' નામના પરમાધર્મી દેવો નારકીનું છેદન ભેદન કરે છે. જેમ કસાઇ લોકો માસના કકડા કકડા કરે છે તેમ 'મહારૂદ્ર' નામના પરમાધર્મી દેવો નારકીનાં શરીરના કકડા કકડા કરે છે. જેમ કંદોઇ ગરમ તેલમા પુરી ભજીયા વ. તળે છે તેમ 'કાલ' નામના પરમાધર્મી દેવો નારકીનાં માંસને કાપી કાપીને તેલમાં તળીને ખવરાવે છે જેમ મરેલાં જાનવરોનું માસ પક્ષીઓ છુટી છુટીને ખાય છે તેમ 'મહાકાલ' નામના પરમાધર્મી દેવો ચિપિયા વડે માંસ છુટી છુટીને તેને જ ખવરાવે છે જેમ વીર પુરૂષ સંગ્રામમાં તલવારથી શત્રુઓનો સંહાર કરે છે તેમ 'અસિપિત્ર' નામના પરમાધર્મી દેવો તલવારથી નારકીનાં શરીરના તલ તલ જેવા કકડા કરે છે ૧૦ જેમ શિકારી ધનુષ્ય તાણી બાણથી પશુના શરીરને ભેદે છે તેમ 'ધનુષ્ય' નામના પરમાધર્મી દેવ ધનુષ્ય બાણથી નારકીને છેદે છે જેમ ગ્રહસ્થી લીંબુને કાપી મસાલો ભરી બરણીમાં અથાણું કરે છે તેમ 'કુંભ' નામના પરમાધર્મી દેવ નારકીના શરીરને કાપી મસાલો ભરી કુંભિમાં નાખે છે. જેમ ભાડભુંજો ગરમ રેતીથી ચણા વગેરે ભુંજે છે તેથ 'વાલુ' નામના પરમાધર્મી નારકીને ગરમ રેતમા ભુંજે છે. (સોડ) જેમ ધોબી વસ્ત્રને ધોવે છે તેમ 'વૈતરણી' નામક પરમાધર્મી દેવ નારકીને વૈતરણી નદીની શિલાઓ ઉપર પછાડી પછાડીને ધુવે છે, નિચોવે છે જેમ શોખીનો બગીચાઓની હવા ખાય છે તેમ 'ખરસ્વર' નામના પરમાધર્મી દેવ વૈક્રિયથી બનાવેલા શાલ્મલી વૃક્ષના વનમાં નારકીને બેસાડી હવા ચલાવે છે. જેથી તે તલવાર અને ભાલાની ધાર જેવા તીક્ષ્ણ પત્તાઓ નારકીનાં શરીર પર પડતા જ અંગ કપાઈ પડે છે એમ આખા શરીરનું છેદન-ભેદન કરે છે અને ગોવાળીઓ બકરાંને વાડામાં ઠાંસી ઠાંસીને ભરે છે તેમ 'મહાઘોષ' નામના પરમાધર્મી દેવો મહા અંધકારથી વ્યાપ્ત સાંકડા કોઠામાં નારકીના જીવોને ઠાંસી ઠાંસીને ભરે છે.

એ પ્રકારની પરમાધમી' કૃત વેદના તો ત્રીજા નરક સુધી જ છે. ચોથાથી સાતમા નરક સુધી અન્યોન્ય કૃત વેદના હોય છે જેમ નવા કુતરાના આવવાથી બધા કુતરાઓ તેના ઉપર તૂટી પડે છે, તેને ત્રાસ પહોંચાડે છે તેમ ચોથા પાંચમા નરકમા એક નારકીનો જીવ બીજા જીવોને દુઃખ દે છે. તેમને મહા કિલામના ઉપજાવે છે એટલે કે તેઓ પરસ્પરમાં દુ ખ દીધાં કરે તે. એ વખતે જે સમ્યગદૃષ્ટિ જીવો હોય છે તે પૂર્વ કર્મ'નો ઉદયભાવ જાણીને સમભાવપૂર્વક દુઃખ સહન કરે છે બીજાને દુ ખ આપતા નથી અને જે મિથ્યા દૃષ્ટિ હોય છે તે પરસ્પર લાતો અને ધોલો મારે છે. વૈક્રિય શસ્ત્ર બનાવીને પરસ્પર પ્રહાર કરે છે, મારામારી કરે છે. અને છઠ્ઠા સાતમા નરકના જીવો છાણુના કીડા જેવા વજ્રમય મુખવાળા કંથવાનાં રૂપ બનાવીને પરસ્પર એક બીજાનાં શરીરમાં આરપાર નીકળી જાય છે. આખા શરીરમાં ચાળણી જેવાં છિદ્ર કરીને મહા ભયંકર પરિતાપ ઉપજાવે છે આ પ્રમાણે મહાદુ ખ ભોગવે છે.

## ૧૦ પ્રકારની ક્ષેત્ર વેદના.

**૧ અનંત ક્ષુધા**—જગતમાં જેટલા ખાદ્ય પદાર્થ છે એ બધા એક જ નારકી જીવને દઇ દેવામાં આવે તો પણ તેની તૃપ્તિ ન થાય એવા ક્ષુધાતુર તેઓ સદા હોય છે. **૨ અનંત તૃષા**—બધા સમુદ્રનું પાણી એક જ નારકી જીવને દેવાય તો પણ તેની તૃષા શાન્ત ન થાય એવા તરસ્યા તેઓ હોય છે. **૩ અનંત શીત**—લાખ મણુ લોઢાનો ગોળો નરકની શીત યોનિમાં મૂકવામાં આવે તો તે શીતળતાના પ્રભાવે તેના અણુઓ છૂટાં પડી રાખ જેવા બની જાય એવી તીવ્ર ત્યાં ટાઢ હોય છે. જો કોઇ ત્યાના નારકી જીવને ઉપાડીને હિમાલયના બરફમાં મૂકી દે તો તે તેને ઘણાજ આરામનુ સ્થળ સમજે એવી શરદી ત્યાં હંમેશા રહે છે **૪ અનંત તાપ**—નરકના ઉષ્ણુ યોનિસ્થાનમાં લાખ મણુ લોઢાનો ગોળો મૂકતાંજ તે પિગળીને પાણી થઇ જાય અને જો કોઇ તે નારકી જીવને ત્યાંથી ઉપાડી બળતી ભઠ્ઠીમાં મૂકી દે તો તેને ઘણાજ આરામનુ સ્થાન સમજે એવી ગરમી ત્યાં સદૈવ રહ્યા કરે છે **૫ અનંત મહાજ્વર**-નારકીના શરીરમાં હંમેશાં ઘણો તાવ ભર્યો રહે છે જેથી શરીર બળ્યા કરે છે **૬ અનંત ખુજલી**-નારકી જીવો હંમેશાં શરીર ખણ્યાં જ કરે છે **૭ અનંત રોગ**-જલોદર, ભગંદર, ઉધરસ, શ્વાસ વ. ૧૬ મહારોગો અને ૫,૬૮,૯૯,૫૮૫ પ્રકારના નાના નાના રોગો નારકીના શરીરમા સદા પ્રગટ રહ્યા કરે છે અને **૮ અનંત અનાશ્રય**-નારકી જીવને કોઇપણુ કોઇ જાતનો આશરો કે મદદ આપનાર હોતો નથી. **૯ અનંત શોક**-નારકી જીવો સતત ચિંતાગ્રસ્ત રહ્યા કરે છે. અને **૧૦ અનંત ભય**-જ્યાં કરોડો સૂર્ય મળીને પણુ પ્રકાશ ન કરી શકે એવુ અંધકારમય નરકનું સ્થાન છે એટલે જ તો નર્ક ( ન=નથી, અર્ક=સૂર્ય ) નામ છે વળી નારકીઓનાં શરીર પણુ કાળાં મહા ભયંકર છે. ચારે બાજુ મારકૂટ હાહાકાર હોય છે એ કારણોથી નારકી જીવો પ્રતિક્ષણુ ભયથી વ્યાકુળ બની રહે છે આ ૧૦ પ્રકારની વેદનાને સાતે નરકના જીવો પ્રતિક્ષણુ અનુભવી રહ્યા હોય છે આંખના મટકાર જેટલો વખત પણુ આરામ નથી

**પ્રશ્ન**—આવા મહાદુઃખપ્રદ નરકમાં કયા પાપોદયથી જીવ જાય છે ?

ઉત્તર—સૂયગડાંગ સૂત્રના પહેલા શ્રુત સ્કંધના ૫ માં અધ્યયનમાં કહ્યું છે કે —

तिव्व तसे पाणिणो थावरे य जे हिंसति आयसुह पडुच्च
जे लुसए होई अदत्तहारी, ण सिक्खति सेय वियस्स किंचि
पागब्भी पाणे बहुणं तिवाती अनिव्वुडे घातमुवेति बाले
णि होणि स गच्छति अंतकाले अहोसिर कट्टु उवेइ दुग्गं ॥४॥

અર્થાત્—જે પ્રાણી પોતાના સુખને માટે ત્રસ (બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરેન્દ્રિય, પંચેન્દ્રિય) અને સ્થાવર (પૃથ્વી પાણી અગ્નિ, વાયુ, વનસ્પતિ) ના જીવોને નિર્દયતાના ભાવથી હિંસા કરે છે અને લૂટે છે ગ્રહણ કરવા યોગ્ય શિક્ષા—વ્રત—પ્રત્યાખ્યાન આદિ—ને ગ્રહણ કરતો નથી. હિંસાદિ પાપ કૃત્યોને પુણ્યકારી બતાવવાની ધૃષ્ટતા કરે છે ક્રોધાદિ ચાર કષાયોથી નિવૃત્ત થતો નથી તે અજ્ઞાની મરણ થયા બાદ નીચું માથું કરીને અંધકારમય મહાભયંકર નર્કસ્થાનમાં જાય છે અને મહાદુઃખ પામે છે

## ભવનપતિ દેવનું વર્ણન

પૂર્વ કથિત પહેલા નરકના ૧૨ આંતરા અસંખ્યાત યોજન લાંબા પહોળા છે અને ૧૧૫૮૩ યોજન ઊંચા છે જેના બે વિભાગ છે (૧) દક્ષિણ. (૨) ઉત્તર ૧૨ આંતરામાંથી એક ઉપરનું અને એક નીચેનું એમ બે આંતરા ખાલી પડ્યા છે અને વચલા ૧૦ આંતરામાં જુદી જુદી જાતના ૧૦ ભવનવાસી દેવો રહે છે અને તે દસ વિભાગોમાંથી ઉપરના પહેલા વિભાગમાં અસુરકુમાર જાતિના દેવતા રહે છે તેમના દક્ષિણ વિભાગમાં ૩૪ લાખ ભવનો છે જેના અમરેન્દ્રજી માલિક છે અમરેન્દ્રજીના ૬૪ સામાનિક દેવ, ૨૫૬ આત્મરક્ષક દેવ, ૬ અગ્રમહિષી (મુખ્ય) ઇન્દ્રાણીઓ અને એક એક ઇન્દ્રાણીને ૬—૬ હજારનો પરિવાર ૭ અણિકા (સેના)* ૩ પરિષદા.—૧ આભ્યન્તર પરિષદના ૨૪ દેવો ૨ મધ્ય પરિષદના ૨૮ દેવો ૩ બાહિર પરિષદના ૩૨ દેવો છે અને તે જ પ્રમાણે આભ્યન્તર પરિષદની ૩૫ દેવીઓ, મધ્ય પરિષદની ૩ દેવીઓ અને બાહિર પરિષદની ૨૫ દેવીઓ પણ છે દેવતાઓનું આયુષ્ય જઘન્ય ૧ વર્ષનું ઉત્કૃષ્ટ ૧ સાગરોપમનું એમની દેવીઓનું આયુષ્ય જઘન્ય ૧ વર્ષનું ઉત્કૃષ્ટ ૩।। પલ્યોપમનું છે ઉત્તરના વિભાગમાં ૪ લાખ ભવન છે તેમના માલિક બલેન્દ્રજી છે બલેન્દ્રજીના ૬ સામાનિક દેવો, ૨૪ આત્મરક્ષક દેવો ૬ અગ્રમહિષી (મુખ્ય) ઇન્દ્રાણીઓ છે અને એક એકને ૬-૬ હજારનો પરિવાર છે ૭ અણિકા એટલે કે સેના છે ૩ પરિષદ—૧ આભ્યન્તર પરિષદના ૨૦ દેવો, ૨ મધ્ય પરિષદના ૨૪ દેવો, ૩ બાહિર પરિષદના ૨૮ દેવો છે તે જ પ્રમાણે આભ્યન્તર પરિષદની ૪૫૦ દેવી મધ્ય પરિષદની ૪ દેવી અને બાહિર

---

* સાત સેના-૧ ગંધર્વની ૨. નાટકની ૩ અશ્વની ૪ હાથીની ૫ રથની ૬ પાયદળની અને ૭ બેલની આ સાત પ્રકારની સેના છે

પરિષદની ૩૫૦ દેવી છે. એ દેવતાઓનુ આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષથી કંઇક અધિક ઉત્કૃષ્ટું ૧ સાગરોપમથી કંઇક અધિક છે અને એમની દેવીઓનું આયુષ્ય જઘન્ય ૩૦,૦૦૦ વર્ષથી કંઇક અધિક અને ઉત્કૃષ્ટ ૪ાા પલ્યોપમનુ છે.

પંદર જાતના પરમાધામિ દેવ અસુરકુમારમાં ભળ્યા

બીજા આંતરામા નાગકુમાર જાતિના દેવો વસે છે. જેમના દક્ષિણના વિભાગમાં ૪૪ લાખ ભુવન છે જેના ધરણેન્દ્રજી માલિક છે અને ઉત્તર વિભાગમાં ૪૦ લાખ ભુવન છે જેમના ભૂતેન્દ્રજી માલિક છે. ત્રીજા આંતરામા સુવર્ણકુમાર નામના દેવો રહે છે. એમના દક્ષિણ વિભાગમા ૩૮ લાખ ભવનો છે જેના વેણુઇન્દ્ર છે અને ઉત્તર વિભાગમાં ૩૪ લાખ ભુવન છે જેમના માલિક વેણુદલેન્દ્ર છે ચોથા આંતરામાં વિદ્યુતકુમાર જાતિના દેવતા રહે છે દક્ષિણના ઇન્દ્ર હરિકાંત છે અને ઉત્તરના હરિશેખરેન્દ્ર છે પાંચમા આંતરામા અગ્નિકુમાર જાતિના દેવતા રહે છે દક્ષિણના અગ્નિ શેખરેન્દ્ર છે અને ઉત્તરના અગ્નિ માણવેન્દ્ર છે છઠ્ઠા આંતરામાં દ્વીપકુમાર જાતિના દેવતા રહે છે દક્ષિણના પુરણેન્દ્ર છે અને ઉત્તરના વિષ્ઠેન્દ્ર છે. સાતમા આતરામા ઉદધિકુમાર જાતિના દેવો રહે છે. દક્ષિણના જલકાન્તેન્દ્ર છે ઉત્તરના જલપ્રભેન્દ્ર છે. આઠમા આતરામા દિશાકુમાર જાતિના દેવો રહે છે. દક્ષિણના અમીતેન્દ્ર છે. અને ઉત્તરના અમિતવહેનેન્દ્ર છે નવમા આંતરામાં વાયુકુમાર જાતિના દેવો રહે છે. દક્ષિણના બલવદ્રેન્દ્ર છે અને ઉત્તરના પ્રભજનેન્દ્ર છે અને દસમા આંતરામા સ્તનિતકુમાર જાતિના દેવો રહે છે જેના દક્ષિણ દિશામાં ઘોષેન્દ્ર છે અને ઉત્તર દિશાના મહાઘોષેન્દ્ર છે એમાં ચોથા વિદ્યુતકુમારથી સ્તનિતકુમાર સુધી દક્ષિણ વિભાગમા પ્રત્યેકના જૂદા જૂદા ૪૦—૪૦ લાખ અને ઉત્તરમાં ૩૬—૩૬ લાખ ભવનો છે. બીજા નાગકુમારથી તે દસમા સ્તનિતકુમાર સુધીના દેવોને નવનિકાય (નવજાત) ના દેવો કહે છે દક્ષિણના નવનિકાયના બધા ઇન્દ્રોને જૂદા જૂદા ૬—૬ હજાર સામાનિક દેવો છે. ૨૪—૨૪ ચોવીસ ચોવીસ હજાર આત્મરક્ષક દેવો છે ૫—૫ અગ્રમહિષિ ઇન્દ્રાણીઓ છે અને એક એકને ૫—૫ હજારનો પરિવાર છે. સાત સાત અણિકા છે ત્રણ ત્રણ પરિષદો છે. આભ્યંતર પરિષદના ૬૦,૦૦૦ દેવો, મધ્ય પરિષદના ૭૦,૦૦૦ દેવો, બહિર પરિષદના ૮૦,૦૦૦ દેવો છે અને તે જ પ્રમાણે આભ્યંતર પરિષદની ૧૭૫ દેવીઓ, મધ્ય પરિષદની ૧૫૦ દેવીઓ અને બાહિર પરિષદની ૧૨૫ દેવીઓ છે એ નવજાતિના દેવતાઓનુ આયુષ્ય જઘન્ય ૧૦૦૦૦ વર્ષનુ ઉત્કૃષ્ટ ૧ાા પલ્યોપમનું છે. અને દેવીનું આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષનું, ઉત્કૃષ્ટ પોણા પલ્યનું છે અને ઉત્તરના નવનિકાયના બધાય ઇન્દ્રને પણ જૂદા જૂદા ૬—૬ હજાર સામાનિક દેવો છે, ૨૪—૨૪ હજાર આત્મરક્ષક દેવો છે ૫-૫ અગ્રમહિષી ઇન્દ્રાણીઓ છે એક એકને ૫—૫ હજારનો પરિવાર છે ૭ અણિકા (સેના) છે. ૩ પરિષદો છે. ૧ આભ્યન્તર પરિષદના ૫૦,૦૦૦ દેવો, મધ્ય પરિષદના ૬૦,૦૦૦ દેવો, બાહિર પરિષદના ૭૦,૦૦૦ દેવો છે તેજ પ્રમાણે આભ્યંન્તર પરિષદની ૨૨૫ દેવીઓ, મધ્ય પરિષદની ૨૦૦ દેવીઓ, બાહિર પરિષદની ૧૭૫ દેવીઓ છે. નવેય જાતિના દેવતાઓનું આયુષ્ય જઘન્ય તો ૧૦,૦૦૦ વર્ષથી કંઇક અધિક અને ઉત્કૃષ્ટ ૨ પલ્યોપમમાં થોડુક ઓછું છે. દેવીઓનું આયુષ્ય જઘન્ય ૧૦,૦૦૦ વર્ષથી અધિક અને ઉત્કૃષ્ટ એક પલ્યોપમમા કંઇક ઓછું છે. દસેય આંતરાના દક્ષિણ દિશાના બધા મળીને કુલે ૪૦૬૦૦૦૦૦ ભવનો હોય છે અને ઉત્તર

વિભાગના બધા મળીને કુલ ભવન ૭,૬૬      હોય છે એમાંથી નાનામાં નાનું ભવન તો જબુદ્વીપ પ્રમાણે (એક લાખ યોજનનું) છે મધ્ય ભવન મહી દ્વીપ પ્રમાણે (૪૫ લાખ યોજનનું) છે અને મોટામાં મોટું ભવન અસખ્ય દ્વીપ સમુદ્ર પ્રમાણે (અસંખ્યાત યોજનનું) છે બધા ભવનો અંદરથી ચોખચમર બહારથી ગોળાકાર રત્ન જડિત મહા પ્રકાશવાળા અને સર્વ દુખ સામગ્રીઓથી પરિપૂર્ણ છે સખ્યાત યોજનના ભવનમાં સખ્યાત દેવ દેવી અને અસંખ્યાતા યોજનના ભવનમાં અસખ્યાત દેવ દેવીઓ રહે છે કુમારો (બાળકો)ની જેમ ક્રીડા કરતા હોવાથી કુમારો કહેવાય છે

| ભવનપતિ દેવની જાતિ. | શરીરવર્ણ | વસ્ત્રવર્ણ † | મુકુટનું ચિન્હ § |
|---|---|---|---|
| ૧ અસુરકુમાર | કૃષ્ણ | લાલ | ચુડામણી |
| ૨ નાગકુમાર | સફેદ | લીલો | નાગફેણ |
| ૩ સુવર્ણકુમાર | સોનેરી | સફેદ | ગરૂડ |
| ૪ વિદ્યુતકુમાર | રાતો | લીલો | વજ્ર |
| ૫ અગ્નિકુમાર | " | | કલશ |
| ૬ દ્વીપકુમાર | " | " | સિંહ |
| ૭ ઉદધિકુમાર | સફેદ | " | ઘોડા |
| ૮ દિશાકુમાર | સોનેરી | સફેદ | હાથી |
| ૯ વાયુકુમાર | લીલો | ગુલાબી | મગર |
| ૧ સ્તનિતકુમાર | સોનેરી | સફેદ | શરાવલુ |

† આ રંગોના વસ્ત્ર પહેરવાનો શોખ વધારે છે

§ આ ચિન્હ દેવતાઓના મુકુટમાં હોય છે એથી એમની જાતિનો પરિચય થાય છે

આ સાતમા નરકની નીચેના પાથડાથી તે પહેલી રત્નપ્રભા પૃથ્વીની ઉપર લોકના મધ્ય આકાશાન્તર સુધીનું ૭ રજ્જુ ઉંચા અને ૧૯૬ રજ્જુ ઘનાકારવાળા અધોલોકનું વર્ણન સપૂર્ણ થયું

## મધ્ય ( તીર્છો ) લોકનું વર્ણન.

પહેલા બતાવેલી રત્નપ્રભાની ઉપરનું ૧૦ યોજનનું પૃથ્વી પિંડ છે એમાંથી ૧૦ યોજન નીચે અને ૧ યોજન ઉપર છોડીને મધ્યમાં ૮ યોજનની પોલાર છે જેમાં અસખ્યાતા નગર છે એમાં ૮ જાતિના વ્યંતર દેવો રહે છે જેવાકે (૧) પિશાચ (૨) ભૂત (૩) યક્ષ (૪) રાક્ષસ (૫) કિન્નર (૬) કિંપુરુષ (૭) મહોરગ (૮) ગંધર્વ જે ૧૦ યોજનનો પિંડ છોડેલ તેમાંથી ૧ યોજન ઉપર અને ૧ યોજન નીચે છોડીને વચમાં ૮ યોજનની પોલાર છે તેમાં પણ અસખ્યાતા નગર છે તેમાં પણ ૮ જાતિના વાણવ્યંતર દેવો વસે છે તેમનાં નામો ૧ આણપન્ની ૨ પાણપન્ની ૩ ઇસીવાઈ ૪ ભૂયવાઈ ૫ કંદિય ૬ મહાકંદિય ૭ કોહંડ ૮ પયંગદેવ.

એ ૮૦૦ યોજનની તથા ૮૦ યોજનની પોલારમાં જે અસંખ્યાત વ્યંતરનાં અને અસંખ્યાત વાણુવ્યંતરનાં નગરો છે તે નાનાં તો ભરતક્ષેત્રનાં પ્રમાણનાં એટલે કે પ૨૬ યોજનથી કંઈક વિશેષ છે અને મધ્યમ નગરો મહાવિદેવ ક્ષેત્ર પ્રમાણે (૩૩૬૮૪ યોજનથી કંઈક વિશેષ) છે અને મોટામાં મોટા જંબુદ્વીપ પ્રમાણે (એક લાખ) યોજનના છે.

એ ૮૦૦ યોજનની ૮૦ યોજનની પોલારમાં પણ બે વિભાગ છે
(૧) દક્ષિણ અને (૨) ઉત્તર જેમાં વસનારા ૧૬ જાતિના વ્યંતર અને વાણુવ્યંતર દેવોની એક એક જાતિ ઉપર બબ્બે ઇન્દ્રો છે. એમ ૧૬ જાતિના ૩૨ ઇન્દ્રો છે જેમનાં નામો યંત્રમાં છે. એ એક એક ઇન્દ્રને ચાર ચાર હજાર સામાનિક દેવો છે, ૧૬-૧૬ હજાર આત્મરક્ષક દેવો છે. ૪-૪ અગ્રમહિષી ઇન્દ્રાણીઓ છે પ્રત્યેક ઇન્દ્રાણીને હજાર હજાર દેવીનો પરિવાર છે. ૭ અણિકા છે. ૩ પરિષદા (૧) આભ્યંતર પરિષદના ૮૦૦૦ દેવો મધ્ય પરિષદના ૧૦૦૦૦ દેવો બાહિર પરિષદના ૧૨૦૦૦ દેવો છે. એ સોળ જાતિના દેવોનું જઘન્ય આયુ ૧૦૦૦૦ વર્ષનું અને ઉત્કૃષ્ટ એક પલ્યોપમનું છે. જેમની દેવીઓએ આયુષ્ય જઘન્ય ૧૦૦૦૦ વર્ષનું ઉત્કૃષ્ટ એક પલ્યોપમનું છે. વ્યંતર અને વાણુવ્યંતર દેવ ચંચળ સ્વભાવવાળા, મનોહર નગરમાં દેવીઓની સાથે નૃત્ય ગાયન કરતાં ભોગ ભોગવતાં પૂર્વોપાર્જિત પુણ્યનાં ફળ અનુભવતાં વિચરે છે વનમાં ફરવાથી વધારે આનંદ માનતાં હોવાથી વાણુવ્યંતર દેવ કહેવાય છે.

# સુદર્શન મેરૂ પર્વત

:૧૦૦૦૦૦ યોજન ઉંચો છે

ચૂલિકા ૪૦ યોજન ઉંચી

તળિયામાં ૧૨ યોજન, મધ્યમા ૮ યોજન, અંતમા ૪ યોજન પ્હોળી વૈડૂર્ય (લાલ) રત્નમય એક ચૂલિકા-

પંડગવનમાં તીર્થંકરોના જન્મ-મહોત્સવ ઇન્દ્રો કરે છે:

૪૯૪ યોજન પહોળુ પડગાવન

બધા જ્યોતિષીઓ મેરૂની પ્રદક્ષિણા હંમેશા કરે છે:

૧૦૦૦ યોજન પહોળુ પંડગાવન

સોમનસ વનથી ૩૬૦૦૦ યોજન ઉપર પંડગ વન

- શનિ ૩ યોજન
- મંગળ ૩ યોજન
- બૃહસ્પતિ ૩ યોજન
- શુક ૩ યોજન
- બુધ ૪ યોજન
- નક્ષત્ર ૪ યોજન
- નિત્ય રાહુ
- ચંદ્ર ૮૦ યોજન
- પૂર્વ રાહુ
- સૂર્ય ૧૦ યોજન
- કેતુ
- તારામંડળ ૭૯૦ યોજન

૪૨૭૨ યોજન પહોળુ સોમનસ વન

૫૦૦ યોજન પહોળું સોમનસ વન

નંદનવનથી ૬૨૫૦૦ યોજન ઉપર સોમનસ વન છે

- શનિ ૩ યોજન
- મગળ ૩ યોજન
- બૃહસ્પતિ ૩ યોજન
- શુક ૩ યોજન
- બુધ ૪ યોજન
- નક્ષત્ર ૪ યોજન
- ચંદ્ર ૮૦ યોજન
- રાહુ
- સૂર્ય ૧૦ યોજન
- કેતુ
- તારામડળ

૯૯૫૪ $\frac{6}{11}$ યોજન પહોળુ નંદનવન

નંદનવન ૫૦૦ યોજન

૫૦૦ યોજન ભદ્રશાલ વન

૫૦૦ યોજન નંદનવન

સમભૂમિપર ૧૦૦૦૦ યોજન પહોળુ ભદ્રશાલવન

ભદ્રશાલ વન પૂર્વ પશ્ચિમ ૨૨૦૦૦ યોજન લાંબુ

ભૂમિ અંદર ૧૦૦૯૦ $\frac{10}{11}$ યોજન પહોળુ

ઉત્તર દક્ષિણ ૨૫૦ યોજન પહોળુ

જીવોએ જરૂર ધર્મારાધન કરવુ જોઇએ તે અભિયોગી શ્રેણીથી ૫ યોજન ઉપર, ૧૦ યોજન પહોળું અને પર્વત જેટલું લાંબુ વૈતાઢય પર્વતનું શિખર છે. અહિયા ૬ા યોજનની ઊંચી જૂદી જૂદી નવ ડુંગરીઓ છે ત્યાં મહાઋદ્ધિના ધણી વૈતાઢય પર્વતના માલિક "વૈતાઢયગિરિ કુમાર" દેવતાનો વાસ છે.

ભરતક્ષેત્રની મધ્યમાં વૈતાઢયગિરિના આવવાથી દક્ષિણાર્ધ ભરત અને ઉત્તરાર્ધ ભરત એવા બે વિભાગો થઇ ગયા છે, અને ભરતની ઉત્તરની સીમાનો કર્તા ચુલ્લહિમવંત પર્વત છે. જેના મધ્યની પદ્મદ્રહની પૂર્વ અને પશ્ચિમના દ્વારથી નીકળેલી ગંગા અને સિંધુ નદી વૈતાઢય પર્વતની નીચેથી નીકળીને લવણ સમુદ્રમાં જઇને મળવાથી ભરતક્ષેત્રના ૬ વિભાગ થઇ ગયા છે જેને 'ષટ્ખડ' ( ૬ વિભાગ ) કહે છે.

જંબુદ્રીપના પૂર્વ દિશાના વિજયદ્વારના નીચેના નાળાથી લવણ સમુદ્રનું પાણી ભરત ક્ષેત્રમાં આવવાથી નવ યોજન વિસ્તારવાળી ખાડી છે. જેના કિનારા ઉપર ત્રણ દેવસ્થાન છે. ૧. પૂર્વમાં માગધ ૨ મધ્યમાં વરદામ અને ૩. પશ્ચિમમાં પ્રભાસ છે. એ તટ ( કિનારા ) ઉપર હોવાથી તીર્થ કહેવાય છે

ગંગા નદીથી પશ્ચિમે, સિંધુ નદીની પૂર્વે, લવણની ખાડીથી ઉત્તરે અને વૈતાઢય પર્વતની દક્ષિણે એમ ચોરેની મધ્યમાં ૧૧૪$\frac{૧૧}{૧૯}$ યોજનનાં અંતરે ૧૨ યોજન લાંબી અને ૯ યોજન પહોળી અયોધ્યા નગરી છે ‡

## કાલચક્રનુ વર્ણન.

ભરતક્ષેત્રમાં ૨૦ ક્રોડાક્રોડ સાગરોપમનું કાળચક્ર (૧૨ આરાવાળું) સદા ફરતુ રહે છે. જે કાળમાં પ્રત્યેક સમય શુભ પુદ્દગલો (સુખો)ની ન્યૂનતા અને અશુભ પુદ્દગલો (દુઃખો)ની વૃદ્ધિ થાય તેને અવસર્પિણી કાળ કહે છે. અને અશુભ પુદ્દગલોની ન્યૂનતા અને શુભ પુદ્દગલોની વૃદ્ધિ થાય તેને ઉત્સર્પિણી કાળ કહે છે તે બન્ને કાળના ૬–૬ આરા હોય છે. તેમાંથી અહિયાં પહેલા અવસર્પિણી કાળના ૬ આરાનુ વર્ણન કરે છે.

૧. ચાર ક્રોડાક્રોડી સાગરોપમના પહેલા 'સુખમા સુખમ' (એકાન્ત સુખ) નામક આરામાં મનુષ્યદેહ પ્રમાણ ૩ ગાઉનું હોય છે આયુષ્ય ૩ પલ્યોપમનુ હોય છે. તેમના શરીરમાં ૨૫૬ પાંસળીઓ હોય છે અને તેઓ વજ્રઋષભ નારાચ સંઘનન તથા સમચતુરસ્ત્ર સંસ્થાન વાળા હોય છે. મહાસ્વરૂપવાન સરળ સ્વભાવી હોય છે અને સ્ત્રી પુરૂષના યુગલરૂપે સાથે જ અવતરે છે તેમની ઇચ્છાઓ ૧૦ પ્રકારનાં કલ્પવૃક્ષો પૂર્ણ કરે છે તે કલ્પવૃક્ષનાં નામો આ પ્રમાણે છે —૧. 'મતંગવૃક્ષ' થી સુધરાં ફળો મળે છે. ૨. 'ભિંગાવૃક્ષ' થી સુવર્ણ રત્નનાં વાસણો મળે છે ૩ 'તુડિયંગાવૃક્ષ' ૪૯ જાતિનાં વાજિંત્રોના મનોહર નાદ સંભળાવે છે. ૪ 'જ્યોતિવૃક્ષ' રાત્રિમા સૂર્ય સમાન પ્રકાશ કરે છે ૫ 'દીપવૃક્ષ' દીપકની જેમ પ્રકાશ

‡ અયોધ્યા નગરીના સ્થાને જમીનમાં શાશ્વતુ વજ્રમય સ્વસ્તિકનું ચિન્હ અંકિત છે. કર્મભૂમિની ઉત્પત્તિના સમયે ઇન્દ્ર મહારાજ તે જ સ્થળે નગર વસાવે છે તેમ વૃદ્ધ પુરૂષોનું કથન છે.

## જંબુદ્વીપનું વર્ણન.

પૃથ્વી ઉપર મેરુની ચારે બાજૂ ફરતો થાળીના આકાર વાળો પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધી ૧ યોજનનો લાંબો પહોળો ગોળ જંબુદ્વીપ નામનો દ્વીપ છે એમાં મેરુ પર્વતથી ૪૫૦૦૦ યોજન દક્ષિણ દિશામાં વિજયદ્વારની અંદર 'ભરત' નામનું ક્ષેત્ર છે તે વિજયદ્વારથી ચૂલહિમવંત પર્વત સુધી સીધું ૫૨૬ ૬/૧૯ યોજન પહોળું છે. ભારતક્ષેત્રના મધ્યમાં ૧૦૭૨ ૧૨/૧૯ યોજન (૧૨ કલા*) ની લંબાઈવાળો, ઉત્તર દક્ષિણમાં ૫૦ યોજન પહોળો, ૨૫ યોજન ઊંચો, ભૂમિમાં ૬। યોજન ઊંડો રૂપાનો વૈતાઢ્ય નામનો પર્વત છે આ પર્વતમાં ૫ યોજન લાંબી (આરપાર) ૧૨ યોજન પહોળી અને ૮ યોજન ઊંચી મહા અંધકારથી વ્યાપ્ત બે ગુફા છે એટલે પૂર્વમાં ખંડપ્રપાત ગુફા અને બીજી પશ્ચિમમાં તમસ ગુફા આ ગુફાના મધ્યમાં ભીંતમાંથી નીકળેલી અને ૩-૩ યોજન દૂર જઈને ગંગા અને સિંધુ નદીમાં જઇ મળનારી ઉન્મગ્ન જલા અને બીજી નિમગ્ન જલા § નામની બે નદીઓ છે

પૃથ્વીથી ૧ યોજન ઉપર વૈતાઢ્ય પર્વત ઉપર ૧ યોજન પહોળી અને વૈતાઢ્ય પર્વત જેટલી લાંબી બે; વિદ્યાધર શ્રેણી છે × દક્ષિણની શ્રેણીમાં ગગન વલ્લભ વ. ૫૦ નગરો છે અને ઉત્તરની શ્રેણીમાં રથનુપુર ચક્રવાલ પ્રમુખ ૬ નગર છે જેમાં રોહિણી પ્રજ્ઞપ્તિ, આકાશગામિની વ. હજારો વિદ્યાઓને સિદ્ધ કરનારા વિદ્યાધરો (મનુષ્ય) રહે છે ત્યાંથી ૧૦ યોજન ઉપર એવા પ્રકારની બાજી પણ બે આભિયોગી દેવોની શ્રેણી છે ત્યાં પહેલા દેવલોકના શક્રેન્દ્રના દરપાલ પૂર્વ દિશાના માલિક સોમ મહારાજ દક્ષિણ દિશાના માલિક યમ મહારાજ પશ્ચિમ દિશાના માલિક વરુણ મહારાજ અને ઉત્તર દિશાના માલિક વૈશ્રમણ મહારાજના આજ્ઞાધારક (૧) અન્નરક્ષક 'અન્નજૃંભકા (૨) પાણીના રક્ષક પાનજૃંભકા' (૩) સુવર્ણ વ. ધાતુના રક્ષક લયનજૃંભકા (૪) મકાન રક્ષક 'શયનજૃંભકા' (૫) વસ્ત્રના રક્ષક વસ્ત્રજૃંભકા (૬) ફલ રક્ષક ફલજૃંભકા (૭) પુષ્પના રક્ષક પુષ્પજૃંભકા (૮) ફલપુષ્પના રક્ષક 'ફલપુષ્પજૃંભકા (૯) પાનભાજીના રક્ષક અવિયતજૃંભકા અને બીજ ધાન્ય વ. ના રક્ષક બીજજૃંભકા એ ૧૦ જાતિના દેવતાઓના આવાસ છે આ દેવો પોતપોતાના નામ પ્રમાણેની વસ્તુઓની વાણવ્યંતર દેવોથી રક્ષા કરવા નિમિત્તે ત્રણે કાલ (સવાર, બપોર અને સાંજ) માં ચોકી કરવા નીકળે છે આ ત્રણે કાલમાં શુભાશિષ

---

* આ ચારે દિશા પાંચસો-પાંચસો યોજનની લાંબી અને અઢીસો-અઢીસો યોજનની પહોળી છે અને એ ક્રમે સિંહાસનો પાંચસો-પાંચસો ધનુષ્યના લાંબા પહોળા અને અઢીસો અઢીસો ધનુષ્યના ઊંચા છે

§ એક યોજનના ૧૯મા ભાગને એક કલા કહે છે

× ઉન્મગ્નજલા નદીમાં પથ્થર, લાકડું વગેરે કોઈ પણ વસ્તુ પડી જાય તેને ત્રણ વખત ફેરવીને બહાર ફેંકી દે છે નિમગ્નજલા નદીમાં પડેલી વસ્તુને ત્રણ વખત ફેરવીને પાતાળમાં બેસાડી દે છે,

દિવસ સુધી પાલન થયા બાદ તેઓ પોતે સ્વાવલંબી બની સુખપૂર્વક વિચરે છે. બાકી બધું પહેલા આરા જેમ જાણવુ આ ત્રણે આરાના તિર્યંચ પંચેન્દ્રિયો પણ યુગલિયા જ હોય છે

ત્રીજા આરાના ત્રણ વિભાગમાંથી પહેલા બે વિભાગમાં જ ઉપર મુજબ રચના રહે છે. જ્યારે ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, ૬૬, (છાસઠ લાખ ક્રોડ, છાસઠ હજાર ક્રોડ, છાસઠ સો ક્રોડ, છાસઠ ક્રોડ, છાસઠ લાખ, છાસઠ હજાર, છાસઠ સો છાસઠ) સાગરોપમ ત્રીજા આરાના વ્યતીત થઈ જાય છે ત્યારે કાલ સ્વભાવના પ્રભાવે કલ્પવૃક્ષોથી પૂર્ણ વસ્તુઓની પ્રાપ્તિ ન થવાથી તે યુગલ મનુષ્યોમાં પરસ્પર વાદવિવાદ અને ક્લેશ શરૂ થાય છે. જાણે તેને શાંત કરવા જ અનુક્રમથી ૧૫ કુલકરો (વિદ્દ્દર-પ્રતાપી પુરૂષો) મનુષ્યોની ઉત્પત્તિ થાય છે* પ્રથમના પાંચ કુલકરો સુધી હકાર દંડ, પછીના પાંચ કુલકરો સુધી 'મકાર' દંડ અને બાકીના પાચ કુલકરો સુધી ધિક્કાર દંડની નીતિ ચાલે છે. અર્થાત્ જુગલિયા પરસ્પર લડે ત્યારે "હ" "મા" "ધિક્ક" શબ્દો કહેવાથી તેઓ શરમાઇ શાન્ત થઇ જાય છે. અહીંયાં સુધી તો અસિ (નોકરી કરી) મસિ (વ્યાપાર કરી) કૃષિ (ખેતી કરીને) થી આજીવકા કરવાની જરૂર ન હોવાથી આ અકર્મ ભૂમિ કહેવાય છે અને જોડારૂપે ઉત્પન્ન થવાથી અને જોડારૂપે રહેવાથી આ 'જુગલિયા' કહેવાય છે પછી ત્રીજા આરાનાં જ્યારે ૮૪ લાખ પૂર્વ ૩ વર્ષ અને ૮॥ માસ બાકી રહે છે ત્યારે પહેલા અયોધ્યા નગરના સ્થાને ૧૫મા કુલકરથી પહેલા તીર્થંકર ઉત્પન્ન થાય છે કાલના પ્રભાવે જ્યારે કલ્પવૃક્ષોથી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ થતી નથી ત્યારે ક્ષુધાથી પીડિત મનુષ્યને વ્યાકુળ થતા જોઇ તીર્થંકર ભગવાન તેમના ઉપર દયા લાવી સ્વભાવથી ઉત્પન્ન થયેલાં ૨૪ પ્રકારના ધાન્ય મેવા વ તે મનુષ્યોને બતાવે છે કાચુ ધાન ખાવાથી તેમનું પેટ દુખે છે એમ જાણીને અરણી કાષ્ટથી અગ્નિ ઉત્પન્ન કરી તેમાં શેકવાનું કહે છે ભોળા મનુષ્યો અગ્નિથી ધાન્ય બળતુ જોઇ કહે છે કે તેનુજ પેટ નથી ભરાતુ તો તે અમને શું આપશે ? ત્યારે તીર્થંકર પહેલા કુંભારની સ્થાપના કરી વાસણ બનાવતાં શીખવે છે પછી ૪ કુલA ૧૮ શ્રેણીB ૧૮ શ્રેણીC એમ ૩૬ જાતિઓ સ્થપાય છે. પુરૂષની ૭૨ કલાD, ૧૮ લિપીE, સ્ત્રીનો ૬૪ કલાF, ૬૪ વિદ્યાG વ બતાવે છે પછી જિતા-

---

* પહેલાના કુલકરનુ એક પલ્યોપમના ૧૦મા ભાગનુ, બીજાનુ એક પલ્યોપમના ૧૦૦મા ભાગનું ત્રીજાનું એક પલ્યોપમના હજારમા ભાગનું, ૪થાનુ ૧૦ હજારમા ભાગનુ, પાંચમાનું લાખમા ભાગનુ, છઠ્ઠાનું દસ લાખમા ભાગનું, સાતમાનું કરોડમા ભાગનુ, ૮માનું ૧૦ કરોડમા ભાગનુ, ૯માનુ ૧૦૦ કરોડમા ભાગનુ, ૧૦માનું હજાર કરોડમા ભાગનુ, ૧૧માનુ ૧૦ હજાર કરોડમા ભાગનુ, ૧૨માનું એક લાખ કરોડમા ભાગનું, ૧૩માનું ૧૦ લાખ કરોડમા ભાગનું, ૧૪માનું ક્રોડાક્રોડમા ભાગનું અને ૧૫માનું ૮૪ લાખપૂર્વનું આયુષ્ય હોય છે એમ પદ્મપુરાણ દિગમ્બરના ગ્રંથમાં લખ્યું છે.

A ચારકુલ—૧ કોટવાલ ન્યાયાધીશ વ નું 'ઉગ્રકુલ' ૨ 'ગુરૂસ્થાની ઉચ્ચ પુરૂષોનુ' ભોગ કુલ ૩ મંત્રીઓનું રાજકુલ ૪ પ્રજાનું ક્ષત્રિય કુલ

B. C ક્ષત્રિય કુલની ૧૮ શ્રેણી અને ૧૮ પ્રશ્રેણી એમ ૩૬ જાતિ —

કરે છે. ૬ 'ચિત્તંગાવૃક્ષ' થી સુગંધી ફૂલોનાં ભૂષણ પ્રાપ્ત થાય છે. ૭ 'ચિત્તરસાવૃક્ષ' થી ૧૮ જાતનાં મનોજ્ઞ ભોજન મળે છે. ૮ 'મણીવેગા' વૃક્ષથી સુવર્ણ રત્નનાં આભૂષણો મળે છે. ૯ 'ગિહાગારા' વૃક્ષ ૪૨ માળના મહેલ જેવા થઇ જાય છે અને ૧૦ 'અણિયગણા' વૃક્ષથી ઉત્તમોત્તમ વસ્ત્રો પ્રાપ્ત થાય છે. પહેલા આરાના પુરુષોને ત્રણ ત્રણ દિવસ પછી આહારની ઇચ્છા થાય છે ત્યારે શરીર પ્રમાણે § કલ્પવૃક્ષનાં ફળ તથા માટી વ. નો આહાર કરે છે. તે સમયમાં માટી પણ સાકર જેવી ગળી હોય છે. પ્રથમ આરાના સ્ત્રીપુરુષના આયુષ્યના ૬ મહિના બાકી રહે છે ત્યારે યુગલણી એક પુત્રપુત્રીના જોડલાનો પ્રસવ કરે છે ‡ તે બાળક બાળિકા ૪૯ દિવસ સુધી પાલનપોષણ થયા બાદ પોતે હોશિયાર અને સ્વાવલંબી થઇ સુખોપભોગનો અનુભવ કરતાં વિચરે છે. તેમના માતપિતા એક તો છીંક આવતાં જ અને બીજાને બગાસું આવતાં જ મૃત્યુ પામી દેવગતિમાં * જાય છે. ક્ષેત્રાધિષ્ઠિત દેવ તે યુગલના મૃતક શરીરને ક્ષીર સમુદ્રમાં ફેંકી દે છે.

૨ આ પ્રમાણે પ્રથમ આરાની પૂર્ણતા થતાં જ ત્રણ ક્રોડાક્રોડી સાગરોપમનો 'સુખમા' (કેવળ સુખ) નામક બીજો આરાનો આરંભ થાય છે. તે વખતે પહેલાં કરતાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શની ઉત્તમતામાં અનંતગણી હીનતા થાય છે. આયુષ્ય પણ અનુક્રમે ઘટતાં ઘટતાં ૨ પલ્યોપમનું અને દેહપ્રમાણ બે ગાઉનું થઇ જાય છે. પાંસળીઓ પણ ૧૨૮ રહી જાય છે. આહારની ૨-૨ દિવસે ઇચ્છા થયા કરે છે ત્યારે ફળફૂલ કે માટી વ. નો આહાર લે છે અને માટીનો સ્વાદ ખાંડ જેવો જ રહી જાય છે. મૃત્યુને ૬ માસ બાકી રહે છે ત્યારે યુગલણી એક પુત્રપુત્રીને પ્રસવે છે. ૬૪ દિવસ સુધી તેમની પ્રતિપાલના થયા બાદ તેઓ સ્વાવલંબી થઇ સુખોપભોગ કરતા વિચરે છે. બાકી બધું પહેલા આરા માફક જાણવું.

૩ એમ બીજો આરો પૂર્ણ થતાં જ બે ક્રોડાક્રોડી સાગરોપમનો ત્રીજો 'સુખમા દુઃખમ' (સુખ ઘણું દુઃખ થોડું) નામનો આરો શરૂ થાય છે ત્યારે પહેલાથી વર્ણ ગંધ રસ સ્પર્શ વ. ની ઉત્તમતામાં અનંતગણી ન્યૂનતા થાય છે. અનુક્રમે ઘટતાં ઘટતાં દેહપ્રમાણ એક ગાઉનું અને આયુષ્ય એક પલ્યોપમનું રહી જાય છે. ૬૪ પાંસળીઓ રહે છે. એક દિવસના આંતરે આહારની ઇચ્છા થાય છે ત્યારે તે જ પ્રમાણે આહાર કરે છે. પૃથ્વીનો સ્વાદ ગોળ જેવો રહી જાય છે. મરવાના ૬ માસ પહેલાં યુગલણી પુત્રપુત્રીના જોડલાને જન્મ આપે છે. તેમનું ૭૯

---

§ પહેલા આરામાં તુવેરના દાણા જેટલો, બીજામાં બોર જેટલો અને ત્રીજા આરામાં આંબળા જેટલો આહાર યુગલ મનુષ્ય કરે છે એમ ગ્રંથકાર કહે છે.

‡ જ્યારે યુગલના આયુષ્યના ૧૫ માસ બાકી રહે છે ત્યારે યુગલણી ઋતુને પ્રાપ્ત કરે છે ત્યારે યુગલને વેદ મોહનીય કર્મોદય તીવ્ર હોવાથી તેઓને સંભોગ થાય છે અને સ્ત્રી ગર્ભ ધારણ કરે છે ત્યાં સુધી આજન્મ બ્રહ્મચારી જ રહે છે. આ પવિત્રતાને લીધે જ યુગલની એક દેવગતિ જ કહી છે એમ ૨૯ પુરાણો કહે છે.

* યુગલનું જેટલું આયુષ્ય મનુષ્ય ગતિમાં હોય છે તેટલું અથવા એથી થોડું ઓછું આયુષ્ય દેવગતિમાં પામે છે.

ત્રીજા આરામાં એ જ અરસ્સામાં ઉત્તમ રાજકુલમાં તીર્થંકર સમાન પણ કંઇક મંદ ૧૪ સ્વપ્ન પોતાનાં માતુશ્રીને આપી ચક્રવર્તી મહારાજ જન્મ ધારણ કરે છે એમનું દેહમાન પણ ૫૦૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હોય છે. ૪૦ લાખ અષ્ટાપદના બલના ધારક હોય છે યુવાસ્થા પ્રાપ્ત થતાં, પહેલા તો માંડનિક રાજા થઈ પછી ૧૩ તેલા કરી ભરતક્ષેત્રના ૬એ ખંડના એક છત્ર રાજ્યકર્તા ચક્રવર્તી થઈ જાય છે.

## ચક્રવર્ત્તી મહારાજની ઋદ્ધિ

સાત એકેન્દ્રિ (પૃથ્વીકાયમ) રત્ન—૧ ચક્રરત્ન-સેનાની આગળ આગળ આકાશમાં ગડગડાટ શબ્દ કરતું ચાલે છે ૭ ખડ જીતવાનો રસ્તો બતાવે છે. ૨ 'છત્રરત્ન' સેના ઉપર ૧૨ યોજન લાંબા અને ૯ યોજન પહોળા છત્રરૂપ બની જાય છે. અને ઠંડ, તાપ, વાયુ વગેરેથી રક્ષા કરે છે ૩ 'દંડરત્ન' વિષમ સ્થાને સમ કરી રસ્તો સાફ સડક જેવો કરી દે છે. અને વૈતાઢય પર્વતની બન્ને ગુફાનાં દ્વાર ખુલ્લા કરે છે. (આ ત્રણેય રત્ન ચાર ચાર

---

F સ્ત્રીની ૬૪ કલા-નૃત્ય ૨, ચિત્ર ૩. ઔચિત્ય ૪. વાદિત્ર ૫. મંત્ર ૬ જંત્ર ૭ જ્ઞાન ૮ વિજ્ઞાન ૯. દભ ૧૦. જલસ્થંભન ૧૧ ગીતગાન ૧૨ તાલમાન ૧૩. મેઘવૃષ્ટિ ૧૪. ફલાકૃષ્ટિ ૧૫ આકારગોપન (રૂપ સંતાડવું) ૧૬ ધર્મ વિચાર ૧૭ ધર્મનીતિ ૧૮ શકુનવિચાર ૧૯ ક્રિયાકલ્પ ૨૦ આરામ રોપણ ૨૧ સંસ્કૃત જલ્પ ૨૨ પ્રસાદનીતિ ૨૩ સુવર્ણ વૃદ્ધિ ૨૪ સુગંધી તેલ કરવુ ૨૫. લીલા (માયા) રચની ૨૬ હાથી ઘોડાની પરિક્ષા ૨૭. સ્ત્રીપુરૂષના લક્ષણનું જ્ઞાન ૨૮. કામ ક્રિયા ૨૯ લિપિછેદન ૩૦ તાત્કાલિક બુદ્ધિ ૩૧. વસ્તુસિદ્ધિ ૩૨ વૈદક ક્રિયા ૩૩ સુવર્ણ રત્ન શુદ્ધિ ૩૪ કુભ ભ્રમ ૩૫ સારી શ્રમ ૩૬ અંજન યોગ ૩૭. ચૂર્ણ યોગ ૩૮ હસ્તપટુતા ૩૯ વચનપટુતા ૪૦. ભોજનવિધિ ૪૧. વાણિજ્યવિધિ ૪૨ કાવ્યશકિત ૪૩. વ્યાકરણ ૪૪ શાલીખંડન ૪૫. મુખમંડન ૪૬. કથાકથન ૪૭ ફુલમાલાગુથન ૪૮ શૃંગાર સજવાં ૪૯ સર્વ ભાષા જ્ઞાન ૫૦ અભિધાન જ્ઞાન ૫૧. આભારણ વિધિ ૫૨. ભૃત્ય ઉપચાર ૫૩ ગૃહાચાર ૫૪ સંચય કરવુ ૫૫ નિરાકરણ ૫૬ ધાન્ય રાંધવું ૫૭ કેશગુથન ૫૮ વીણાનાદ ૫૯ ચિતડાવાદ ૬૦ અંક વિચાર ૬૧ સત્યસાધન ૬૨ લોકવ્યવહાર ૬૩ અંત્યક્ષરી ૬૪ પ્રશ્ન પહેલી

લોકોત્તર ૧૪ વિદ્યા- ૧ ગણિતાનુયોગ ૨. કરણાનુયોગ ૩ ચરણાનુયોગ ૪ દ્રવ્યાનુયોગ. ૫ શિક્ષાકલ્પ ૬ વ્યાકરણ ૭ છંદવિદ્યા ૮ અલંકાર ૯ જ્યોતિષ ૧૦ નિયુંકત ૧૧. ઇતિહાસ ૧૨. શાસ્ત્ર ૧૩ મીમાંસા અને ૧૪ ન્યાય

લૌકિક ૧૪ વિદ્યા-૧ બ્રહ્મ ૨. ચાતુરી ૩ બલ ૪. વાહન ૫ દેશના ૬. બાહુ ૭ જલતરણ ૮. રસાયન ૯. ગાયન ૧૦ વાદ્ય ૧૧. વ્યાકરણ ૧૨. વેદ ૧૩ જ્યોતિષ ૧૪. વૈદિક.

ઉપરના ૪ કુલ, ૩૬ જાતિ (કોમ), ૭૨ તથા ૬૪ કલા, ૧૮ લિપિ, ૧૪ વિદ્યા અનાદિ કાળથી ચાલી આવે છે અને અનંતકાલ સુધી એવી જ રહેશે પરંતુ કાલપ્રભાવથી ભરત એરવત ક્ષેત્રમા લોપ થતી જાય છે, મહાવિદેહ ક્ષેત્રમાં તો સદા બની રહે છે.

આર મુજબ સ્વર્ગથી ઇન્દ્ર આવીને ઘણા આડંબરપૂર્વક તે તીર્થંકરનો રાજ્યાભિષેક કરી રાજા બનાવે છે લગ્નોત્સવ પ્રસંગે પાણી ગ્રહણ કરાવે છે જેમ જેમ કુટુંબ વૃદ્ધિ થાય છે તેમ તેમ ગામ નગરાદિની વૃદ્ધિ થતી જાય છે એમ ભરતક્ષેત્રની પણ આબાદી થતી જાય છે પછી તીર્થંકર રાજ્યઋદ્ધિ સિદ્ધિનો ત્યાગ કરી સંયમ લઈ, તપશ્ચર્યા કરી, ઘનઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તીર્થંકરની સ્થાપના કરે છે ધર્મની વૃદ્ધિ કરી આયુષ્ય પૂર્ણ કરી મોક્ષે જાય છે

---

૧ કુંભાર (કુંભાર) ૨. માળી ૩ ખેડૂત ૪ વણાટ કામ કરનાર ૫. ચિત્રકાર ૬ સુઈગર ૭ દરજી ૮ મદ્યપાન વેપારી ૯ તમોળી ૧૦ ભની ૧૧ ગોવાળીઆ ૧૨ સુથાર ૧૩ તેલી ઘાંચી ૧૪ ધોબી ૧૫. કંદોઈ ૧૬ હજામ ૧૭ કહાર ૧૮ લુહાર ૧૯ સીલાવટ ૨૦ સરૂદી ૨૧ માછી ૨૨ કુંદીગર ૨૩ કાગદી ૨૪ રંગારી ૨૫. ઘેરી ૨૬ પટેલ ૨૭ કંસારા ૨૮ ભડભુંજા ૨૯ સોની ૩૦ ચમાર ૩૧ ચુનારા ૩૨ માળી ૩૩ શિલ્પ ૩૪ સિકલીગર ૩૫. કસારા ૩૬ વાણીઆ.

D. પુરુષની ૭૨ કળા—૧ લેખન ૨. ગણિત ૩ રૂપ બદલવાં ૪ નૃત્ય (નાચ) ૫ સંગીત ૬ તાલ ૭ વાજીંત્ર ૮ બંસરી ૯ નરલક્ષણ ૧૦ નારીલક્ષણ ૧૧ ગજલક્ષણ ૧૨. અશ્વલક્ષણ ૧૩ દંડલક્ષણ ૧૪ રત્નપરીક્ષા ૧૫ ધાતુર્વાદ ૧૬ મંત્રવાદ ૧૭. કવિત ૧૮ તર્કશાસ્ત્ર ૧૯ નીતિશાસ્ત્ર ૨૦ ધર્મશાસ્ત્ર ૨૧ જ્યોતિષશાસ્ત્ર ૨૨ વૈદકશાસ્ત્ર ૨૩. ષટ્ભાષા ૨૪ યોગાભ્યાસ ૨૫. રસાયન ૨૬ અંજન ૨૭ સ્વપ્નશાસ્ત્ર ૨૮ ઇન્દ્રજાળ ૨૯ ખેતીવાડી કર્મ ૩૦ વસ્ત્ર વિધિ ૩૧ જુગાર ૩૨ વ્યાપાર ૩૩ રાજસેવા ૩૪ શકુન વિચાર ૩૫ વાયુ સ્થંભન ૩૬ અગ્નિ સ્થંભન ૩૭ મેઘ વૃષ્ટિ ૩૮ વિલેપન ૩૯ મર્દન ૪૦ ઊર્ધ્વ ગમન ૪૧ સુવર્ણ સિદ્ધ ૪૨. રૂપસિદ્ધિ ૪૩ ઘટબંધન ૪૪ પત્રછેદન ૪૫. મર્મ છેદન ૪૬ લોકાચાર ૪૭ લોકરંજન ૪૮ ફળ આકર્ષણ ૪૯ અફળફળન (ફળ ન લાગે ત્યાં બનાવી દેવા) ૫૦ ધારબંધન ૫૧ ચિત્રકળા ૫૨ ગ્રામ વસાવવું ૫૩ મલ્લયુદ્ધ ૫૪ રથયુદ્ધ ૫૫. બાહુયુદ્ધ ૫૬ દૃષ્ટિયુદ્ધ ૫૭. વાગ્યુદ્ધ ૫૮ મુષ્ટિયુદ્ધ ૫૯ બાહુયુદ્ધ ૬૦ દંડયુદ્ધ ૬૧. શસ્ત્રયુદ્ધ ૬૨ સર્પમોહન ૬૩ વ્યંતર મર્દન ૬૪ મંત્રવિધિ ૬૫. તંત્રવિધિ ૬૬ યંત્રવિધિ ૬૭ રૌપ્યપાકવિધિ ૬૮ સુવર્ણપાકવિધિ ૬૯ બંધન ૭૦ મારન (મારી નાખવા, મેળાપ કરવાની વિધિ) ૭૧. સ્થંભન (સ્તંભિત કરી દેવા) ૭૨ સંજીવનચેતના પેદા કરવી

E. લિપિ ૧૮ પ્રકારની ૧ હંસલિપિ ૨ ભૂતલિપિ ૩ યક્ષલિપિ ૪ રાક્ષસલિપિ ૫. યવની લિપિ ૬ તુરકી લિપિ ૭ કિરી લિપિ ૮ દ્રાવિડી લિપિ ૯ સિંધવી લિપિ ૧૦ માલવી લિપિ ૧૧ નડી લિપિ ૧૨ નાગરી લિપિ ૧૩ લાટી લિપિ ૧૪ ફારસી લિપિ ૧૫ અનિમિત્તી લિપિ ૧૬ ચાણાકી લિપિ ૧૭ મૂળદેવ લિપિ ૧૮ ઉડ્ડી લિપિ. અત્યારે તે લિપિઓ દેશભેદે અનેક જાતની બની ગઈ છે જેમકે મારવાડી, લાટી, ચોડી, ગાઢવી, તેલંગી, ગુજરાતી, સોરઠી, મરાઠી, કોંકણી, ખુરાસાણી, સિંહલી, હાડી, કીરી, હમ્મીરી, પરતી, માળવી, મહાયોધ્ધિ ઇ. ઇ.

ત્રીજા આરામાં એ જ અરસામાં ઉત્તમ રાજકુલમાં તીર્થંકર સમાન પણ કંઈક મદ ૧૪ સ્વપ્ન પોતાના માતુશ્રીને આપી ચક્રવર્તી મહારાજ જન્મ ધારણ કરે છે એમનું દેહમાન પણ ૫૦૦ ધનુષ્યનું અને આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું હોય છે. ૪૦ લાખ અષ્ટાપદના બલના ધારક હોય છે. યુવાવસ્થા પ્રાપ્ત થતાં, પહેલા તો માંડલિક રાજા થઈ પછી ૧૩ તેલા કરી ભરતક્ષેત્રના ૬એ ખંડના એક છત્ર રાજ્યકર્તા ચક્રવર્તી થઈ જાય છે.

## ચક્રવર્તી મહારાજની ઋદ્ધિ

સાત એકેન્દ્રિ (પૃથ્વીકાયમ) રત્ન—૧ ચક્રરત્ન–સેનાની આગળ આગળ આકાશમાં ગડગડાટ શબ્દ કરતું ચાલે છે ૭ ખંડ જીતવાનો રસ્તો બતાવે છે. ૨ 'છત્રરત્ન' સેના ઉપર ૧૨ યોજન લાંબા અને ૯ યોજન પહોળા છત્રરૂપ બની જાય છે. અને ઠંડ, તાપ, વાયુ વગેરેથી રક્ષા કરે છે ૩ 'દંડરત્ન' વિષમ સ્થાને સમ કરી રસ્તો સાફ સડક જેવો કરી દે છે. અને વૈતાઢ્ય પર્વતની બન્ને ગુફાના દ્વાર ખુલ્લાં કરે છે. (આ ત્રણેય રત્ન ચાર ચાર

---

F સ્ત્રીની ૬૪ કલા–નૃત્ય ૨, ચિત્ર ૩. ઔચિત્ય ૪. વાદિત્ર ૫. મંત્ર ૬ જંત્ર ૭ જ્ઞાન ૮ વિજ્ઞાન ૯. દંભ ૧૦. જલસ્થંભન ૧૧. ગીતગાન ૧૨ તાલમાન ૧૩ મેઘવૃષ્ટિ ૧૪ ફલાકૃષ્ટિ ૧૫ આકારગોપન (રૂપ સંતાડવુ) ૧૬ ધર્મ વિચાર ૧૭ ધર્મનીતિ ૧૮ શકુનવિચાર ૧૯ ક્રિયાકલ્પ ૨૦ આરામ રોપણ ૨૧ સંસ્કૃત જલ્પ ૨૨. પ્રસાદનીતિ ૨૩ સુવર્ણ વૃદ્ધિ ૨૪ સુગંધી તેલ કરવુ ૨૫. લીલા (માયા) રચવી ૨૬ હાથી ઘોડાની પરિક્ષા ૨૭ સ્ત્રીપુરૂષના લક્ષણનું જ્ઞાન ૨૮. કામ ક્રિયા ૨૯ લિપિછેદન ૩૦ તાત્કાલિક બુદ્ધિ ૩૧ વસ્તુસિદ્ધિ ૩૨ વૈદક ક્રિયા ૩૩ સુવર્ણ રત્ન શુદ્ધિ ૩૪ કુભભ્રમ ૩૫ સારી શ્રમ ૩૬ અંજન યોગ ૩૭. ચૂર્ણ યોગ ૩૮ હસ્તપટુતા ૩૯ વચનપટુતા ૪૦. ભોજનવિધિ ૪૧ વાણિજ્યવિધિ ૪૨ કાવ્યશકિત ૪૩. વ્યાકરણ ૪૪ શાલીખંડન ૪૫. મુખમંડન ૪૬. કથાકથન ૪૭ ફુલમાલાગુંથન ૪૮ શૃંગાર સજવાં ૪૯ સર્વ ભાષા જ્ઞાન ૫૦ અભિધાન જ્ઞાન ૫૧. આભારણ વિધિ ૫૨ ભૃત્ય ઉપચાર ૫૩ ગૃહાચાર ૫૪ સંચય કરવુ ૫૫ નિરાકરણ ૫૬ ધાન્ય રાંધવું ૫૭ કેશગુંથન ૫૮ વીણાનાદ ૫૯ ચિતંડાવાદ ૬૦ અંક વિચાર ૬૧ સત્યસાધન ૬૨ લોકવ્યવહાર ૬૩ અંત્યક્ષરી ૬૪ પ્રશ્ન પહેલી

લોકોત્તર ૧૪ વિદ્યા– ૧ ગણિતાનુયોગ ૨. કરણાનુયોગ ૩ ચરણાનુયોગ ૪. દ્રવ્યાનુયોગ. ૫ શિક્ષાકલ્પ ૬ વ્યાકરણ ૭ છંદવિદ્યા ૮ અલંકાર ૯. જ્યોતિષ ૧૦ નિયુંકત ૧૧. ઇતિહાસ ૧૨ શાસ્ત્ર ૧૩ મીમાંસા અને ૧૪ ન્યાય

લૌકિક ૧૪ વિદ્યા–૧ બ્રહ્મ ૨. ચાતુરી ૩ બલ ૪. વાહન ૫ દેશના ૬. બાહુ ૭. જલતરણ ૮ રસાયન ૯. ગાયન ૧૦ વાદ્ય ૧૧. વ્યાકરણ ૧૨ વેદ ૧૩ જ્યોતિષ ૧૪. વૈદિક.

ઉપરના ૪ કુલ, ૩૬ જાતિ (કોમ), ૭૨ તથા ૬૪ કલા, ૧૮. લિપિ, ૧૪ વિદ્યા અનાદિ કાળથી ચાલી આવે છે. અને અનંતકાલ સુધી એવી જ રહેશે પરંતુ કાલપ્રભાવથી ભરત ઐરવત ક્ષેત્રમા લોપ થતી જાય છે, મહાવિદેહ ક્ષેત્રમાં તો સદા બની રહે છે.

૩ 'પિંગલનિધિ'થી મનુષ્ય, પશુનાં બધી જાતનાં આભૂષણોની પ્રાપ્તિ થાય છે ૪ 'સવ્વ રયણનિધિ' થી ચક્રવર્તીના ૧૪ રત્નો તથા સર્વે જાતનાં રત્ન, ઝવેરાતની પ્રાપ્તિ થાય છે. ૫. 'મહાપદ્મનિધિ' થી બધી જાતનાં વસ્ત્રોની તથા વસ્ત્રોને રંગવા ધોવાની વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. ૬. 'કાલનિધિ' થી અષ્ટાંગ નિમિત્તના ઇતિહાસનાં તથા કુંભકારાદિ કર્મના શિલ્પ-શાસ્ત્ર પ્રાપ્તિ થાય છે. ૭. 'મહાકાલનિધિ' થી સોનુ વ બધી જાતની ધાતુનાં વાસણો તથા રોકડા ધનની પ્રાપ્તિ થાય છે ૮ 'માણુવડ મહાનિધિ' થી બધી જાતના અસ્ત્રશસ્ત્ર વ. ની પ્રાપ્તિ થાય છે ૯ 'શંખનિધિ' થી ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધન બતાવનાર શાસ્ત્રની તથા પ્રાકૃતિ, સંસ્કૃત, અપભ્રંશ, સંકીર્ણ, ગદ્યપદ્યમય શાસ્ત્રોની તથા બધી જાતના વાજીંત્રોની પ્રાપ્તિ થાય છે આ ૯ મહાનિધિ પેટીની જેમ ૧૨ યોજન લાંબી, ૯ યોજન પહોળી, ૮ યોજન ઉંચી, ૮ પૈડાંવાળી, જ્યાં સમુદ્રની સાથે ગંગા નદી મળી છે ત્યાં રહે છે. જ્યારે ચક્રવર્તી અષ્ઠમ તપ (તેલો) કરીને તેનું આરાધન કરે છે ત્યારે ત્યાંથી નીકળી ચક્રવર્તીના પગમાં નીચે આવીને રહે છે એમાંથી દ્રવ્યમય વસ્તુ તો સાક્ષાત્ નીકળે છે અને કર્મરૂપ (કાર્ય કરવા રૂપ) વસ્તુને બતાવતી વિધિઓના પુસ્તકો નીકળે છે. જેને વાંચીને ઇષ્ટ અર્થની સિદ્ધિ કરી શકાય છે. ચક્રવર્તીનું આયુષ્ય પૂર્ણ થયા બાદ તથા દીક્ષા લીધા બાદ બધા સાધનો પોતપોતાને સ્થાને ચાલ્યા જાય છે

એ ૧૪ રત્ન અને ૯ નિધિ માટે એક હજાર દેવતા નિયુક્ત હોય છે તે દેવો ૦૮ આ બધું કાર્ય કરે છે.

પરચુરણ ઋદ્ધિ ચક્રવર્તી મહારાજના ૨૦૦૦ આત્મરક્ષક દેવ હોય છે ૭ એ ખંડના ૩૨૦૦૦ દેશોમાંA (૨૧૦૦૦૦૦ ગાઉમાં) રાજ્ય હોય છે ૩૨૦૦૦ મુકુટબંધ રાજા સેવક હોય છે ૬૪૦૦૦B રાણીઓ હોય છે. ૮૪૦૦૦૦૦ હાથી, ૮૪૦૦૦૦૦ ઘોડા, ૮૪૦૦૦૦૦ રથ, ૯૬૦૦૦૦૦૦ પગવાળા સૈનિક, ૩૨૦૦૦ નૃત્યકાર, ૧૬૦૦૦ રાજધાની ૧૬૦૦૦ દ્વીપ, ૯૯૦૦૦ દ્રોણમુખ, ૯૬૦૦૦૦૦૦ ગ્રામ, ૪૯૦૦૦ બાગ, ૧૪૦૦૦ મહામંત્રી, ૧૬૦૦૦ મલેચ્છ રાજા સેવક, ૧૬૦૦૦ રત્નાગર, ૨૦૦૦૦ સોના ચાંદીના ભંડાર, ૪૮૦૦૦ પાટણC ૩૦૦૦૦૦૦૦ ગૌકુલD ૩૬૦ ભોજન બનાવનાર રસોઇયા નોકર, ૨૬૦૦૦૦૦ અંગમર્દક, ૯૯૦૦૦૦૦૦૦ દાસ

---

A પુરૂષ ૨૮, સ્ત્રીઓ ૩૨, એમ ૬૦ મનુષ્યનું એક કુળ, એમ ૧૦૦૦૦ કુલનુ એક ગામ, ૩૦૦૦૦ ગામનો એક દેશ હોય છે. ૫ અનાર્ય ખંડમાં એવા એવા ૫૩૩૬ દેશ છે અને મધ્યના આર્ય ખંડમા ૫૩૨૦ દેશ હોય છે એમ બધા મળી ૩૨૦૦૦ દેશોમા ૩૧૯૭૪ાા દેશ તો અનાર્ય હોય છે અને ફક્ત ૨૫ાા દેશ આર્ય હોય છે

B કેટલાએક ૧૯૨૦૦૦ સ્ત્રી હોવાનુ કહે છે અને એમ બતાવે છે કે એક રાજ્યકન્યા સાથે એક પ્રધાનની પુત્રી અને એક પુરોહિતની પુત્રી આવે છે એ હિસાબે ૬૪૦૦૦ રાણીઓ હોય તો ૬૪૦૦૦ × ૩ = ૧૯૨૦૦૦ સ્ત્રીઓ થઇ જાય છે.

૩ 'પિંગલનિધિ'થી મનુષ્ય, પશુના બધી જાતનાં આભૂષણોની પ્રાપ્તિ થાય છે ૪ 'સવ્ય રયણનિધિ' થી ચક્રવર્તીના ૧૪ રત્નો તથા સર્વે જાતનાં રત્ન, ઝવેરાતની પ્રાપ્તિ થાય છે. ૫. 'મહાપદ્મનિધિ' થી બધી જાતનાં વસ્ત્રોની તથા વસ્ત્રોને રંગવા ધોવાની વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. ૬. 'કાલનિધિ' થી અષ્ટાંગ નિમિત્તનાં ઈતિહાસના તથા કુંભકારાદિ કર્મના શિલ્પ-શાસ્ત્ર પ્રાપ્તિ થાય છે ૭ 'મહાકાલનિધિ' થી સોનુ વ બધી જાતની ધાતુનાં વાસણો તથા રોકડા ધનની પ્રાપ્તિ થાય છે ૮ 'માણવડ મહાનિધિ' થી બધી જાતના અસ્ત્રશસ્ત્ર વ. ની પ્રાપ્તિ થાય છે ૯ 'શંખનિધિ' થી ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધન બતાવનાર શાસ્ત્રની તથા પ્રાકૃતિ, સંસ્કૃત, અપભ્રંશ, સંકીર્ણ, ગદ્યપદ્યમય શાસ્ત્રોની તથા બધી જાતનાં વાજીંત્રોની પ્રાપ્તિ થાય છે આ ૯ મહાનિધિ પેટીની જેમ ૧૨ યોજન લાંબી, ૯ યોજન પહોળી, ૮ યોજન ઉંચી, ૮ પૈડાવાળી, જ્યાં સમુદ્રની સાથે ગંગા નદી મળો છે ત્યાં રહે છે. જ્યારે ચક્રવર્તી અષ્ઠમ તપ (તેલો) કરીને તેનું આરાધન કરે છે ત્યારે ત્યાંથી નીકળી ચક્રવર્તીના પગમાં નીચે આવીને રહે છે એમાંથી દ્રવ્યમય વસ્તુ તો સાક્ષાત્ નીકળે છે અને કર્મરૂપ (કાર્ય કરવા રૂપ) વસ્તુને બતાવતી વિધિઓનાં પુસ્તકો નીકળે છે. જેને વાંચીને ઈષ્ટ અર્થની સિદ્ધિ કરી શકાય છે. ચક્રવર્તીનું આયુષ્ય પૂર્ણ થયા બાદ તથા દીક્ષા લીધા બાદ બધાં સાધનો પોતપોતાને સ્થાને ચાલ્યા જાય છે

એ ૧૪ રત્ન અને ૯ નિધિ માટે એક હજાર દેવતા નિયુક્ત હોય છે તે દેવો જ આ બધું કાર્ય કરે છે.

પરચુરણ ઋદ્ધિ ચક્રવર્તી મહારાજના ૨૦૦૦ આત્મરક્ષક દેવ હોય છે. ૭ એ ખંડના ૩૨૦૦૦ દેશોમાંA (૨૧૦૦૦૦૦ ગાઉમાં) રાજ્ય હોય છે ૩૨૦૦૦ મુકુટબંધ રાજા સેવક હોય છે ૬૪૦૦૦B રાણીઓ હોય છે. ૮૪૦૦૦૦૦ હાથી, ૮૪૦૦૦૦૦ ઘોડા, ૮૪૦૦૦૦૦ રથ, ૯૬૦૦૦૦૦૦ પગવાળા સૈનિક, ૩૨૦૦૦ નૃત્યકાર, ૧૬૦૦૦ રાજધાની ૧૬૦૦૦ દીપ, ૯૯૦૦૦ દ્રોણમુખ, ૯૬૦૦૦૦૦૦ ગ્રામ, ૪૯૦૦૦ બાગ, ૧૪૦૦૦ મહામંત્રી, ૧૬૦૦૦ મલેચ્છ રાજા સેવક, ૧૬૦૦૦ રત્નાગર, ૨૦૦૦૦ સોના ચાંદીના ભંડાર, ૪૮૦૦૦ પાટણC ૩૦૦૦૦૦૦૦ ગૌકુલD ૩૬૦ ભોજન બનાવનાર રસોઈયા નોકર, ૨૬૦૦૦૦૦ અંગમર્દક, ૯૯૦૦૦૦૦૦૦ દાસ

---

A પુરૂષ ૨૮, સ્ત્રીઓ ૩૨, એમ ૬૦ મનુષ્યનું એક કુળ, એમ ૧૦૦૦૦ કુલનું એક ગામ, ૩૦૦૦૦ ગામનો એક દેશ હોય છે. ૫ અનાર્ય ખંડમાં એવા એવા ૫૩૩૬ દેશ છે અને મધ્યના આર્ય ખંડમાં ૫૩૨૦ દેશ હોય છે એમ બધા મળી ૩૨૦૦૦ દેશોમાં ૩૧૯૭૪॥ દેશ તો અનાર્ય હોય છે અને ફક્ત ૨૫॥ દેશ આર્ય હોય છે

B કેટલાએક ૧૯૨૦૦૦ સ્ત્રી હોવાનું કહે છે અને એમ બતાવે છે કે એક રાજ્યકન્યા સાથે એક પ્રધાનની પુત્રી અને એક પુરોહિતની પુત્રી આવે છે એ હિસાબે ૬૪૦૦૦ રાણીઓ હોય તો ૬૪૦૦૦ × ૩ = ૧૯૨૦૦૦ સ્ત્રીઓ થઇ જાય છે.

આઠમા દેવલોકથી ૦।। ગજ ઊંચે ૧૨।। ધનરજ્જુ વિસ્તારમાં મેરૂથી દક્ષિણ બાજુ નવમું 'આણુત' અને ઉત્તર તરફ દશમુ 'પ્રાણુત' દેવલોક છે બન્ને દેવલોક લગડાને આકારે છે બન્નેમા ચાર ચાર પ્રતર છે તેમાં ૯૦૦ યોજન ઊંચા અને ૨૩૦૦ યોજન ભૂમિતલવાળા બન્નેનાં મળી ૪૦૦ વિમાન છે, નવમા દેવલોકના દેવોનુ જઘન્ય ૧૮ સાગરોપમ અને ઉત્કૃષ્ટ ૧૯ સાગરોપમનુ આયુષ્ય છે અને દશમા દેવલોકના દેવોનું જઘન્ય ૧૯ સાગરોપમ અને ઉત્કૃષ્ટ ૨૦ સાગરોપમનુ આયુષ્ય છે

નવમા દશમા દેવલોકથી અર્ધો ગજ ઊંચે ૧૦।। ધનરજ્જુ વિસ્તારમાં મેરૂથી દક્ષિણ દિશામાં ૧૧ મુ 'આરણ' અને ઉત્તર દિશામા બારમું 'અચ્યુત' દેવલોક છે બન્નેમાં ચાર ચાર પ્રતર છે તેમા ૧૦૦૦ યોજન ઊંચાં અને ૨૨૦૦ યોજનના ભૂમિતલવાળા બન્નેના મળી ૩૦૦ વિમાન છે અગિયારમા દેવલોકના દેવોનુ જઘન્ય ૨૦ સાગરોપમનુ અને ઉત્કૃષ્ટ ૨૧ ૨૧ સાગરોપમનુ તથા બારમા દેવલોકના દેવોનું જઘન્ય ૨૧ સાગરોપમ અને ઉત્કૃષ્ટ ૨૨ સાગરોપમનુ આયુષ્ય છે

પહેલા સુધર્મા દેવલોકમા 'અપરિગ્રહિતા' (વેશ્યા જેવી) દેવીઓના ૬ લાખ વિમાન છે તેમાં રહેનારી દેવીઓનુ જઘન્ય ૧ પલ્યોપમ ઉત્કૃષ્ટ ૫૦ પલ્યોપમનુ આયુષ્ય છે તેમાંથી એક પલ્યોપમના આયુષ્યવાળી દેવીઓ જ પહેલા દેવલોકના દેવોના ઉપભોગમાં આવે છે એક પલ્યોપમથી એક સમય અધિકથી તે ૧૦ પલ્યોપમના આયુષ્યવાળી દેવીઓ ત્રીજા દેવલોકના દેવોને ભોગ યોગ્ય હોય છે ૧૦ પલ્યોપમથી સમયાધિક ૨૦ પલ્યોપમ સુધી આયુષ્યવાળી દેવી પાચમા દેવલોકના દેવોને ભોગ યોગ્ય, ૨૦ પલ્યોપમ સમયાધિકથી ૩૦ પલ્યોપમ સુધીના આયુષ્યવાળી દેવીઓ સાતમા દેવલોકના દેવોને ભોગ યોગ્ય હોય છે ૩૦ પલ્યોપમથી એક સમયાધિકથી ૪૦ પલ્યોપમના આયુષ્યવાળી નવમા દેવલોકના દેવોને ભોગ યોગ્ય હોય છે ૪૦ પલ્યોપમથી એક સમયાધિક અને ૫૦ પલ્યોપમ સુધીના આયુષ્યવાળી દેવીઓ ૧૧ મા દેવલોકના દેવોને ભોગ યોગ્ય હોય છે બીજા દેવલોકમા અપરિગ્રહિતા દેવીઓનાં ૪ લાખ વિમાન છે. તેમા રહેનારી દેવીઓનુ જઘન્ય ૧ પલ્યોપમ ઝાઝેરૂ અને ઉત્કૃષ્ટ ૫૫ પલ્યનુ આયુષ્ય છે જેમાંથી એક પલ્ય ઝાઝેરાના આયુષ્યવાળી દેવીઓજ બીજા દેવલોકના દેવોના ઉપભોગમાં આવે છે એક પલ્યોપમ ઝાઝેરાથી સમયાધિકથી તે ૧૫ પલ્યોપમ સુધીની ચોથા દેવલોકે, ૧૫ થી ૨૫ પલ્યોપમ સુધીનો છઠ્ઠા દેવલોકે, ૨૫ થી ૩૫ આઠમા દેવલોકે ૩૫ થી ૪૫ દશમા દેવલોકે અને ૪૫ થી ૫૫ પલ્યોપમ સુધીની બારમા દેવલોકે વસતા દેવોને ઉપભોગમાં આવે છે પહેલા, બીજા દેવલોકના દેવો મનુષ્યની પેઠે કામભોગ સેવે છે ત્રીજા, ચોથા દેવલોકના દેવો દેવીના સ્પર્શ માત્રથી તૃપ્ત થાય છે પાચમા, છઠ્ઠા દેવલોકના દેવો દેવીના વિષયજનક શબ્દ સાંભળી તૃપ્ત થાય છે સાતમા, આઠમા દેવલોકના દેવો દેવીનાં અંગોપાગના નિરીક્ષણથી (રૂપથી) જ તૃપ્ત થાય છે અહિ સુધી પહેલા બીજા દેવ લોકની અપરિગ્રહિતા દેવીઓને દેવતા તેડાવે છે નવમા, દશમા, અગિયારમા અને બારમા દેવલોકના દેવ સ્વસ્થાનકે રહી ભોગની ઇચ્છા કરે છે તે વખતે પહેલા, બીજા દેવલોકમા રહેલી તેમને ભોગ યોગ્ય દેવીનુ મન તેમના તરફ આકર્ષાય છે દેવ અવધિજ્ઞાનથી તેના વિકારી મનનું અવલોકન કરીને જ તૃપ્ત†

† જેમ નાગરવેલના પાન હજારો ગાઉ દૂર લઈ જવામા આવે પણ અહિ તેની વેલને કંઇ નુકશાન પહોંચતાં દૂર રહેલુ પાન ખરાબ થઇ જાય છે તેમજ બારમા દેવલોકના દેવ દૂર રહેવા છતા પણ બીજા દેવલોકની દેવોના સાથે માનસિક ભોગ વિચાર માત્ર (by Thought Power)થી કરી શકે છે

આવે છે. ગંધર્વોની અણિકાના દેવ મધુર ગાનતાન કરે છે નાટક અણિકાના દેવ મનોરમ નૃત્ય કરે છે આભિયોગિક દેવ ઇંદ્રના આદેશથી કાર્ય કરવામાં તત્પર રહે છે અને પ્રકીર્ણ દેવ વિમાનોમાં રહેનારા પ્રજા સમાન હોય છે. દરેક ઇંદ્રોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય હોય છે આ પ્રમાણે દેવતા પૂર્વોપાર્જિત પુણ્યના ફળ ભોગવતા થકા સુખથી કાલાતિક્રમણ કરે છે

જેમ મનુષ્યમા ચંડાલ આદિ નીચ જાતિના મનુષ્ય હોય છે તેમ દેવોમાં કુરૂપ, અશુભ, ક્રિય કરનારા મિથ્યાત્વી અને અજ્ઞાની "કિલ્વિષી" નામે દેવો ત્રણ પ્રકારના હોય છે પહેલા બીજા દેવલોકમાં ૩ પલ્યોપમના આયુષ્યવાળા, ચોથામાં ૩ સાગરના આયુષ્યવાળા અને છઠ્ઠા દેવલોકમા ૧૩ સાગરના આયુષ્યવાળા કિલ્વષી હોય છે તેઓ અનુક્રમે ત્રણ પલિયા, ત્રણ સાગરિયા અને તેર સાગરિયા કહેવાય છે દેવ ગુરૂ ધર્મની નિંદા કરનાર અને તપ સંયમની ચોરી કરનારા મરીને કિલ્વિષી દેવ થાય છે,

સંખ્યાત યોજનના દેવસ્થાનમાં સખ્યાતી અને અસંખ્યાત યોજનના દેવસ્થાનમાં અસખ્યાતી દેવોને ઉત્પન્ન થવાની "ઉત્પાત શય્યા" છે તે ઉપર દેવદુષ્ય (વસ્ત્ર) ઢકાયેલું રહે છે તેમાં પુણ્યાત્માઓ ઉત્પન્ન થાય છે ત્યારે તે શય્યા અગપર નાખેલી રોટલીની પેઠે ફુલે છે ત્યારે નિકટવર્તી દેવો ઘંટનાદ કરે છે ત્યારે તેના તાબાના બધા વિમાનોમા ઘટનાદ થાય છે આથી દેવદેવીઓ ઉત્પાત શય્યા પામે એકઠા થઇ જાય છે, અને જયધ્વનિથી વિમાન ગજાવી મૂકે છે અંતમુહુર્તમા તે દેવ આહારાદિ પાચે પર્યાપ્તિથી પર્યાપ્ત થઈ, તરૂણ વયવાળા જેવું શરીર ધારણ કરી તથા દેવદુષ્ય ધારણ કરી બેઠા થાય છે. ત્યારે દેવો પ્રશ્ન કરે છે કે આપે શાં દાન દીધાં ? શા પુણ્ય કર્યા ? કે અમારા નાથ થયા ? ત્યારે તે અવધિજ્ઞાનથી પૂર્ણ જન્મનુ અવલોકન કરી કહે છે કે હું મારાં સ્વજન મિત્રોને જરા સૂચન કરી આવુ એમ કહી તૈયાર થાય છે, ત્યારે તે દેવદેવીઓ કહે છે કે ત્યાં જઇને આપ અહિની શી વાત કરશો ? જરા એક મુહુર્ત માત્ર નાટક તો જોતા જાઓ ત્યારે નૃત્યકાર અણિકાના દેવ જમણી ભુજાથી ૧૦૮ કુવરો તથા ડાબી ભુજાથી ૧૦૮ કુમારીકાઓ કાઢીને ૩૨ પ્રકારનુ નાટક કરે છે, અને ગધર્વની અણિકાના દેવ ૪૯ જાતિનાં વાજીત્રોની સાથે ૬ રાગ, ૩૬ રાગણીના મધુર સ્વરથી આલાપ કરે છે તેમાં તો અહિનાં બે હજાર વર્ષ વીતી જાય છે તે દેવ ત્યાંના સુખમા લુબ્ધ થઇ પૂર્વોપાર્જિત પુણ્યના ફળો ભોગવવામાં તલ્લીન થઇ જાય છે

અગિયારમા બારમા દેવલોકથી ૨ રાજ ઉપર અને ૮ ઘનરજ્જુ વિસ્તારમાં ગાગર બેડાને આકારે ઉપરાઉપર આકાશને આધારે 'નવ ગ્રૈવેયક' છે તેની ત્રણ ત્રિકમાં ૯ પ્રતર છે પહેલી ત્રિકમાં ૧ ભદ્ર, ૨ સુભદ્ર, ૩ સુજાત આ ત્રણ ગ્રૈવેયક છે ત્રણેનાં ૧૧૧ વિમાન છે બીજી ત્રિકમા ૪ સુમાનસ, ૫ સુદર્શન ૬. પ્રિયદર્શન એ ગ્રૈવેયક છે તેમાં ૧૦૭ વિમાન છે ત્રીજી ત્રિકમા ૭ આમોહ, ૮ સુપ્રતિભદ્ર, ૯ યશોધર એ ત્રણ ગ્રૈવેયક છે ત્રણેના ૧૦૦ વિમાન છે આ બધાં વિમાન ૧૦૦૦ યોજન ઊંચાં છે. અને ૨૨૦૦ યોજનના ભૂમિતલ છે અહિના દેવોનું બે હાથનુ દેહમાન છે આયુષ્ય પહેલી ગ્રૈવેયકમા જઘન્ય ૨૨ સાગરોપમ ઉત્કૃષ્ટ ૨૩ સાગરોપમ છે, બીજીમા જઘન્ય ૨૩ ઉત્કૃષ્ટ ૨૪, ત્રીજીમા જઘન્ય ૨૪ ઉત્કૃષ્ટ ૨૫, ચોથીમાં જઘન્ય ૨૫ ઉત્કૃષ્ટ ૨૬, પાંચમીમા જઘન્ન ૨૬ ઉત્કૃષ્ટ ૨૭, છઠ્ઠીમાં જઘન્ય ૨૭ ઉત્કૃષ્ટ ૨૮ સાતમીમાં જઘન્ય ૨૮ ઉત્કૃષ્ટ ૨૯, આઠમીમાં જઘન્ય ૨૯ ઉત્કૃષ્ટ ૩૦, નવમીમાં જઘન્ય ૩૦ ઉત્કૃષ્ટ ૩૧ સાગરોપમનુ આયુષ્ય હોય છે

ક્ષેત્ર અશ્રિત ઊંચા લોકમાં ૪ સિદ્ધ થાય, નીચા લોકમાં ૨૦ સિદ્ધ થાય, તિરછા લોકમાં ૧૦૮ સિદ્ધ થાય, સમુદ્રમાં* ૨, નદી પ્રમુખ સરોવરમાં ૩, પ્રત્યેક વિજયમાં અલગ અલગ ૨૦ સિદ્ધ થાય, (તો પણ ૧૦૮ થી અધિક એક સમયમાં સિદ્ધ ન જ થાય) મેરૂ પર્વત પર ભદ્રશાલવન, નંદનવન, સોમનસ વનમાં ૪, પડગવનમાં ૨, અકર્મભૂમિનાં ક્ષેત્રમાં ૧૦, કર્મભૂમિનાં ક્ષેત્રમાં ૧૦૮, પહેલા બીજા અને પાંચમા છઠ્ઠા આરામાં ૧૦, ત્રીજા ચોથા આરામાં એક સમયમાં ૧૦૮ સિદ્ધ થાય ×

**અવગાહના આશ્રિત**—જઘન્ય બે હાથની અવગાહનાવાળા એક સમયમાં ૪ સિદ્ધ થાય, મધ્યમ આવગાહનાવાળા ૧૦૮ અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળા એક સમયમાં ૨ સિદ્ધ થાય

**સિદ્ધ કેવી રીતે થાય?**—અઢી દ્વીપમાં રહેલા, ૧૫ કર્મભૂમિનાં ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યો કે જેમણે આઠે કર્મ ક્ષય કર્યાં હોય તે ઔદારિક, તેમજ કાર્મણ શરીરને સર્વથા ત્યાગીને જેમ એરંડાનું બીજ ઉપરનું પડ તૂટવાથી ઉછળે છે તેમ જીવ શરીર વિમુક્ત થવાથી મોક્ષ સુધી પહોંચે છે જેમ પત્થરથી બાંધેલ તુબડું પાણીમાં ડૂબેલું હોય તે બધન છૂટવાથી પાણીની ઉપલી સપાટીએ પહોંચે છે તેમ કર્મબધન છૂટવાથી ઉર્ધ્વ ગમન કરી જીવ સિદ્ધ ક્ષેત્રમાં સમશ્રેણિએ એક સમયમાત્રમા પહોંચે છે. જેટલા આકાશ પ્રદેશને તે જીવે અવગાહ્યા હોય તે સિવાયના અન્ય શ્રેણીના આકાશ પ્રદેશોને સ્પર્શ્યા વિના વાંકી ગતિ રહિત સીધા મોક્ષમાં જાય છે.

સંસારાવસ્થામા દૂધ અને પાણીની પેઠે આત્મપ્રદેશ અને કર્મપ્રદેશ મળેલા હોય છે. જ્યારે સિદ્ધાવસ્થામા પ્રાપ્ત થાય છે ત્યારે કર્મપ્રદેશ ભિન્ન થઇ જાય છે અને કેવળ આત્મપ્રદેશ જ રહે છે. તે ઘનરૂપ બની જાય છે ત્યારે અહીના શરીરથી ત્રીજો ભાગ કમ સિદ્ધઅવસ્થામાં આત્મપ્રદેશની અવગાહના રહે છે જેમકે અહીથી ૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળા સિદ્ધ થયા છે તેમની ૩૩૩ ધનુષ્ય, ૩૨ અગુલની અવગાહના રહે છે જે સાત હાથના શરીરવાળા સિદ્ધ થયા છે તેમની ૪ હાથ અને ૧૬ અગુલની અવગાહના છે. અને જે બે હાથના વામન સસ્થાનવાળા સિદ્ધ થયા છે તેમની ૧ હાથ ૮ અગુલની અવગાહના છે. આ કું કમ અવગાહના આત્મપ્રદેશોનો ૧૪મા ગુણસ્થાનમા ઘન બનવાથી થાય કે તરત સિદ્ધ ગતિ ગમન થાય છે.

**સિદ્ધના ૮ ગુણ**—૧ પાચ પ્રકારના જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી અનત કેવળ-જ્ઞાન ગુણ પ્રગટ થયો છે જેથી સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જાણે છે ૨ નવ પ્રકારના દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી અનત કેવળદર્શન ગુણ પ્રગટ થયો છે જેથી સર્વ દ્રવ્યો દેખે છે ૩. બન્ને પ્રકારનું વેદનીય કર્મ ક્ષય થવાથી નિરાબાધ (વ્યાધિ વેદના રહિત) થયા છે. ૪ બે પ્રકારના મોહનીય કર્મનો ક્ષય થવાથી ક્ષાયક સમકિત અને સર્વ ગુણોની સ્થિરતા પામ્યા છે. ૫ ચાર પ્રકારના આયુષ્ય કર્મ ક્ષય થવાથી અજરામર થયા છે. ૬. બે પ્રકાના નામ કર્મ ક્ષય થવાથી અમૂર્ત (નિરાકાર) થયા છે ૭ બે પ્રકારનાં ગોત્રકર્મ ક્ષય થવાથી અખોડ (અપ લક્ષણ રહિત) અ ગુરુ લઘુ થયા છે પાંચ પ્રકારનાં અંતરાય કર્મ ક્ષય થવાથી અનત શકિતવંત થયા

---

* સમુદ્ર, નદી અકર્મભૂમિનાં ક્ષેત્રો કે પર્વતોમાં કોઇ હરણ કરી નાખે તે ત્યાં કેવળ-જ્ઞાન પામીને મોક્ષ જઇ શકે છે

× ઉપર સિદ્ધ હોવાની જે સખ્યા દર્શાવી છે તે એક સમય આશ્રી જાણવી.

પંચેન્દ્રિય જીવોને ૧૦ પ્રાણ હોય છે પૂર્વોક્ત ૯ તથા ૧૦ મું મનોબલપ્રાણ આ સર્વ પ્રાણીઓની હિંસાનો ત્રિવિધ ત્રિવિધ* ત્યાગ કરે.

‘ આ પહેલા મહાવ્રતની ૫ ભાવના.— જમીનને જોયા કે પ્રમાર્જ્યા વિના ચાલે નહિ, તે ‘ ઇરિયા સમિઇ ભાવણા ’ ૨. જે ધર્મ કરે તેને ભલું જાણે, પાપ કરે તેના ઉપર દયા લાવે, શત્રુમિત્ર પર તથા ધર્મી, અધર્મી પર સમભાવ રાખે તે ‘ મણ પરિણઇ ભાવણા, ’ ૩. હિંસક, સદોષ, અયોગ્ય વચન ન બોલે તે ‘ વત્તિ પરિજાણઇ ભાવણા ’ ૪. ભંડોપકરણ, વસ્ત્ર પાત્રાદિ પ્રમાણોપેત-પરિમિત અને યતનાથી ગ્રહણ કરે અને રાખે તે ‘ આયાણ ભંડ મતનિક્ખેવણા સમિઇ ભાવણા ’ અને ૫. વસ્ત્ર, પાત્ર, ખાનપાનાદિ કોઇ પણ વસ્તુને દષ્ટિથી જોયા વિના તથા રજોહરણાદિથી પ્રમાર્જ્યા વિના ઉપયોગમા ન લે તે ‘ અલોય પાણ ભોયણ ભાવણા ’ †

પહેલા મહાવ્રતના ૩૬ ભાંગા-૧ પ્રાણ§, ૨ ભૂત, ૩ જીવ અને ૪ સત્ત્વ એ ચારેની હિંસા ૯ કોટિએ ન કરે, એમ ૯×૪=૩૬ ભાગા થાય છે કેટલાક ૧ સૂક્ષ્મ,‡ ૨ બાદર + ૩ ત્રસ અને ૪. સ્થાવર આ ચારની હિંસા ૯. કોટિએ ન કરે એ રીતે ૩૬ ભાંગા કહે છે એ ૩૬ પ્રકારે હિંસા ૧ દિવસે, ૨ રાત્રે, ૩ એકલો રહીને, ૪ પરિષદ્દમાં રહીને, ૫ નિદ્રાવસ્થામા, કે ૬ જાગ્રતાવસ્થામા એમ ૭ પ્રકારે નહિ એટલે ૩૬×૬=૨૧૬ ભાગા પહેલા મહાવ્રતના થયા કેટલાક ૪૮૬ ભાંગા કહે છે તે આ પ્રમાણે ૧ પૃથ્વી, ૨. પાણી, ૩. અગ્નિ ૪ વાયુ, ૫ વનસ્પતિ ૬. બેઇન્દ્રિય, ૭ તેઇન્દ્રિય, ૮ ચઉરિંદ્રિય અને ૯. પંચેદ્રિય એમ ૯ ને નવ કોટિએ ગુણતાં ૮૧ થાય અને એ ૮૧ ને દિવસ, રાત્રિ વગેરે ૬ બોલોની સાથે ગુણતા ૪૮૬ થાય.

**૨ જુ મહાવ્રત.**—સૂત્ર “ **सव्वाओ मुसावाओ वेरमण** ” અર્થાત્ ક્રોધ લોભ, ભય, અને હાસ્યને વશ થઇને કદાપિ ત્રિવિધ ત્રિવિધ જૂઠું બોલે નહિ, બીજા મહાવ્રતની ૫ ભાવના ૧ કોઇ જીવને ખૂરૂ ન લાગે કોઇને દુખ ન થાય, કોઇનો પણ ઘાત ન થાય એવુ નિર્દોષ, મધુર, સત્ય, તથ્ય, પથ્ય, વચન ( with deliberation ) પહેલાં વિચાર કરીને પછી બોલે તે અણુવીઇ ભાસી ભાવણા ’ ૨ ક્રોધને વશ થવાથી જૂઠુ બોલી જવાય છે એટલા માટે

---

* ત્રિવિધ ત્રિવિધને માટે જુઓ પૃષ્ટ ૩ ની નોટ

† આચારાગ સૂત્રના ૨૪મા અધ્યન પ્રમાણે આ ભાવના કહી છે

§ પ્રાણ વિકલેન્દ્રિય, ભૂત=વનસ્પતિ, જીવ=પંચેદ્રિય અને સત્ત્વ=પૃથ્વી, પાણી, અગ્નિ, અને વાયુકાય

‡ જે દષ્ટિથી દેખાય નહિ, વજ્રમય ભીંતમાથી નીકળી જાય, અને કોઇના માર્યા મરે નહિ-આયુષ્ય પૂર્ણ થયે જ મરે તે સૂક્ષ્મ જીવ તે ૩૪૩ ઘનરજ્જુ પ્રમાણ લોકમાં સર્વત્ર ઠાંસો-ઠાંસ ભરેલા છે

\+ જે પ્રત્યક્ષ દેખાય છે, બીજાના મારવાથી મરે અને લોકના દેશ વિભાગમાં છે તે બાદર જીવ, બેઇન્દ્રિયાદિ ૪ ત્રસ જીવ અને પૃથ્વી આદિ ૫ સ્થાવર જીવ.

आर्याः— चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागर वर गंभीरा, सिद्धा सिद्धि मम दिसंतु ॥

**અર્થ**:— અહો! ચંદ્ર થકી નિર્મલ, સૂર્ય થકી અધિક પ્રકાશ કરનાર, સમુદ્ર સમાન ગંભીર

સિદ્ધ ભગવન્ત! મને સિદ્ધ સ્વરૂપનું દર્શન દો

એવા અનેકાનેક શુદ્ધ ગુણાત્મમય સિદ્ધ ભગવંતને મારી ત્રિકરણ શુદ્ધથી ત્રિકાલ વંદના હો
શાસ્ત્રોદ્ધારક બાલબ્રહ્મચારી ઋષિ સમ્પ્રદાયાચાર્ય **સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી**
મહારાજ દ્વારા વિરચિત "શ્રી જૈન તત્ત્વ પ્રકાશ" નું સિદ્ધસ્તવ નામક
બીજુ પ્રકરણુ સમાપ્ત

---

## संजयाणं भावओ. *

**ભાવાર્થ**:— 'યતિ' શબ્દમાં **यम्** ધાતુ છે તેનો અર્થ 'કાબુમાં રાખવુ' (To Restrain) એવો થાય છે યતિ શબ્દને **सम्** ઉપસર્ગ લગાડવાથી 'સયતિ' શબ્દ બને છે. તેનો અર્થ '**स्वय आत्मान जयतीति संयति**' અર્થાત્ સ્વવશે કરી પોતાના આત્માને જીને-પાપચરણથી રોકે તે સયતિ કહેવાય છે કેમ કે નરકાદિ ચતુર્ગતિમાં પરાંધીનતાથી અનંત વાર સ્વઆત્મા વશ કરાય છે— ૧ નરકમાં પ્રત્યેક ભવમા જઘન્ય ૧૦૦૦૦ વર્ષ ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ પર્યંત અનત ક્ષુધા, શીત, તાપ, રોગ, શોક, તાડન આદિ દુઃખ જીવ ખમે છે. ૨ તિર્યંચગતિમાં પરાધીનતાથી વનવાસમાં તથા નિર્દય જનોના વશે પડીને નરક સમાન અનત દુઃખ ભોગવે છે ૩ મનુષ્યપણામાં દારિદ્રાવસ્થામાં રોગાવસ્થામા, કારાગ્રવાસમા પરાધીનપણે નરક સદશ દુઃખાનુભવ કરે છે. ૪ દેવતાના ભવમા પણ આભિયોગાદી દેવપણે ઉત્પન્ન થઇ નૃત્ય ગાનાદિ કરે છે દેવ થઈ પશુનુ રૂપ ધારણ કરી પશુના કામ કરે છે વજ્ર પ્રહારાદિ કષ્ટ સહન કરે છે પરંતુ તે સંયતિ કહેવાતા નથી કારણકે લધ્ધે **वि पीठि कुव्वइ से हु चाईत्ति वुच्चइ**' એ દશ વૈકાલિક સૂત્રના કથનાનુસાર તો જે પ્રાપ્ત કામભોગના પદાર્થોને પીઠ દે છે– ત્યાગે છે તે જ સયતિ કહેવાય છે એવા સંયતિ ત્રણ પ્રકારના હોય છે, ૧ આચાર્યજી, ૨ ઉપાધ્યાયજી, ૩ સાધુજી, હવે પૃથક્ પૃથક્ પ્રકરણદ્વારા આ ત્રણેના ગુણોનુ વર્ણન કરવામા આવશે

---

*પ્રવેશિકામા કહેલી આ ગાથાનુ બીજુ પદ છે પ્રથમ પદના અર્થ રૂપે બે પ્રકરણુ થયાં. હવે બીજા પદના અર્થ રૂપ આગળના ત્રણ પદ કહેવાશે આ પદનો પરમાર્થ એ છે કે. શાસ્ત્ર પ્રરૂપક શ્રી તીર્થંકર ભગવાન પોતાનાથી સામાન્ય પદ ધારક આચાર્યાદિને પ્રત્યક્ષ નમન નહિ કરતા હોવાથી **भावओ** અર્થાત ભાવથી નમન કર્તા કહ્યા છે, તથા શાસ્ત્ર ગૂથણ કર્તા ગણધરથી પણ તે જ પ્રકારે અર્થની યોજના કરવી ઘટે છે

પંચેદ્રિય જીવોને ૧૦ પ્રાણ હોય છે પૂર્વોકત ૯ તથા ૧૦ મું મનોબલપ્રાણ આ સર્વ પ્રાણીઓની હિંસાનો ત્રિવિધ ત્રિવિધ* ત્યાગ કરે

'આ પહેલા મહાવ્રતની ૫ ભાવના.— જમીનને જોયા કે પ્રમાર્જ્યા વિના ચાલે નહિ, તે 'ઇરિયા સમિઇ ભાવણા' ૨ જે ધર્મ કરે તેને ભલું જાણે, પાપ કરે તેના ઉપર દયા લાવે, શત્રુમિત્ર પર તથા ધર્મી, અધર્મી પર સમભાવ રાખે તે 'મણ પરિણઇ ભાવણા,' ૩. હિંસક, સદોષ, અયોગ્ય વચન ન બોલે તે 'વત્તિ પરિજાણઇ ભાવણા' ૪. ભંડોપકરણ, વસ્ત્ર પાત્રાદિ પ્રમાણોપેત-પરિમિત અને યતનાથી ગ્રહણ કરે અને રાખે તે 'આયાણ ભંડ મતનિક્ખેવણા સમિઇ ભાવણા' અને ૫. વસ્ત્ર, પાત્ર, ખાનપાનાદિ કોઇ પણ વસ્તુને દૃષ્ટિથી જોયા વિના તથા રજોહરણાદિથી પ્રમાર્જ્યા વિના ઉપયોગમા ન લે તે 'અલોય પાણ ભોયણ ભાવણા' †

પહેલા મહાવ્રતના ૩૬ ભાંગા-૧ પ્રાણ§, ૨ ભૂત, ૩ જીવ અને ૪ સત્ત્વ એ ચારેની હિંસા ૯ કોટિએ ન કરે, એમ ૯×૪=૩૬ ભાગા થાય છે કેટલાક ૧ સૂક્ષ્મ,‡ ૨. બાદર + ૩ ત્રસ અને ૪. સ્થાવર આ ચારની હિંસા ૯. કોટિએ ન કરે એ રીતે ૩૬ ભાગા કહે છે એ ૩૬ પ્રકારે હિંસા ૧ દિવસે, ૨ રાત્રે, ૩ એકલો રહીને, ૪ પરિષદમાં રહીને, ૫ નિદ્રાવસ્થામા, કે ૬ જાગ્રતાવસ્થામા એમ ૭ પ્રકારે નહિ એટલે ૩૬×૬=૨૧૬ ભાગા પહેલા મહાવ્રતના થાય કેટલાક ૪૮૬ ભાંગા કહે છે તે આ પ્રમાણે ૧ પૃથ્વી, ૨. પાણી, ૩. અગ્નિ ૪ વાયુ, ૫ વનસ્પતિ ૬. બેઇંદ્રિય, ૭ તેઇંદ્રિય, ૮ ચઉરિંદ્રિય અને ૯. પંચેંદ્રિય એમ ૯ ને નવ કોટિએ ગુણતાં ૮૧ થાય અને એ ૮૧ ને દિવસ, રાત્રિ વગેરે ૬ બોલોની સાથે ગુણતાં ૪૮૬ થાય.

**૨ જુ મહાવ્રત:**—સૂત્ર "**सव्वाओ मुसावाओ वेरमण**" અર્થાત્ ક્રોધ લોભ, ભય, અને હાસ્યને વશ થઇને કદાપિ ત્રિવિધ ત્રિવિધ જૂઠું બોલે નહિ, બીજા મહાવ્રતની ૫ ભાવના ૧ કોઇ જીવને ખૂરૂ ન લાગે કોઇને દુખ ન થાય, કોઇનો પણ ઘાત ન થાય એવુ નિર્દોષ, મધુર, સત્ય, તથ્ય, પથ્ય, વચન (with deliberation) પહેલાં વિચાર કરીને પછી બોલે તે 'અણુવીઇ ભાસી ભાવણા' ૨ ક્રોધને વશ થવાથી જૂઠું બોલી જવાય છે એટલા માટે

---

* ત્રિવિધ ત્રિવિધને માટે જુઓ પૃષ્ટ ૩ ની નોટ

† આચારાગ સૂત્રના ૨૪મા અધ્યયન પ્રમાણે આ ભાવના કહી છે

§ પ્રાણ વિકેલેંદ્રિય, ભૂત=વનસ્પતિ, જીવ=પંચેંદ્રિય અને સત્ત્વ=પૃથ્વી, પાણી, અગ્નિ, અને વાયુકાય.

‡ જે દૃષ્ટિથી દેખાય નહિ, વજ્રમય ભીંતમાંથી નીકળી જાય, અને કોઇના માર્યા મરે નહિ-આયુષ્ય પૂર્ણ થયે જ મરે તે સૂક્ષ્મ જીવ તે ૩૪૩ ઘનરજ્જુ પ્રમાણ લોકમાં સર્વત્ર ઠાંસોઠાંસ ભરેલા છે.

+ જે પ્રત્યક્ષ દેખાય છે, બીજાના મારવાથી મરે અને લોકના દેશ વિભાગમાં છે તે બાદર જીવ, બે ઇંદ્રિયાદિ ૪ ત્રસ જીવ અને પૃથ્વી આદિ ૫ સ્થાવર જીવ.

# પ્રકરણ ત્રીજું

## " આચાર્ય "

'આચાર' એટલે આચરવા યોગ્ય. આચરવા યોગ્ય વર્તન એ જ હોય છે કે જેનાથી સુખની પ્રાપ્તિ થઇ શકે. સુખપ્રાપ્તિનાં કારણભૂત પાંચ પદાર્થ છે. ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપ અને ૫ વીર્ય. આ પાંચ આચારનું જેઓ સમ્યક્ પ્રકારે આચરણ કરે છે તે આચાર્ય કહેવાય છે. આચાર્યજી ૩૬ ગુણોના ધારક હોય છે.

### આચાર્યજીના ૩૬ ગુણ

ગાથા— पंचिंदिय संवरणो तह नवविह बंभचेर गुत्तिधरो ।
चउविह कसाय मुक्को, इइ अट्ठारस गुणेहिं संजुत्तो ॥ १ ॥
पंच महव्वय जुत्तो, पंचविहायार पालण समत्थो ।
पंच समइ ति गुत्तो, इइ छत्तीस गुणेहिं गुरु मज्झ ॥ २ ॥

અર્થ—૫ મહાવ્રત ૫ આચાર* ૫ સમિતિ, ૩ ગુપ્તિસહિત ૫ ઇંદ્રિય વશ કરે, ૯ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે અને ૪ કષાયને ત્યાગે, એ ૩૬ ગુણોથી યુક્ત તે આચાર્યજી છે.

### પાંચ મહાવ્રત

પહેલું મહાવ્રત "सव्व पाणाइवायाओ वेरमण" અર્થાત્ પ્રાણીવધથી સર્વથા પ્રકારે નિવર્તે. પ્રાણને ધારણ કરે તે પ્રાણી. તે પ્રાણ ૧૦ પ્રકારના છે. ૧ શ્રોતેન્દ્રિયબળપ્રાણ, ૨ ચક્ષુરિન્દ્રિયબળપ્રાણ, ૩ ઘ્રાણેન્દ્રિયબળપ્રાણ, ૪ રસેન્દ્રિયબળપ્રાણ, ૫ સ્પર્શેન્દ્રિયબળપ્રાણ, ૬ મનબળપ્રાણ, ૭ વચનબળપ્રાણ, ૮ કાયબળપ્રાણ, ૯ શ્વાસોશ્વાસબળપ્રાણ, ૧૦ આયુષ્યબળપ્રાણ†. આ ૧૦ પ્રાણોમાંથી કેવળ સ્પર્શેન્દ્રિય ધારણ કરવાવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ આ પાંચ સ્થાવરમાં ૪ પ્રાણ હોય છે. ૧ સ્પર્શેન્દ્રિય, ૨ કાયબળ, ૩ શ્વાસોશ્વાસ, ૪ આયુષ્યબળપ્રાણ. ૧ કાયા અને મુખવાળા શંખ છીપાદિ બેઇન્દ્રિય જીવોને ૬ પ્રાણ હોય છે. પૂર્વોક્ત ૪માં રસેન્દ્રિય અને વચનબળ એ બે પ્રાણ વધ્યા. કાયા, મુખ, અને નાકવાળા તેઇન્દ્રિય જીવો જૂ, માકડ વગેરેને ૭ પ્રાણ હોય છે. ઘ્રાણેન્દ્રિય વધી. કાયા મુખ નાક અને આંખવાળા ચોરેન્દ્રિય જીવોને ૮ પ્રાણ હોય છે. ૭ પૂર્વોક્ત અને ૮ મું ચક્ષુરિન્દ્રિયબળપ્રાણ. કાયા, મુખ, નાક આંખ અને કાન વાળા અસંજ્ઞી પંચેન્દ્રિય× જીવોમાં ૯ પ્રાણ હોય છે. પૂર્વોક્ત ૮ અને ૯મું શ્રોતેન્દ્રિયબળપ્રાણ. મનવાળા સંજ્ઞી

---

પાંચ આચારનું વિસ્તૃત વર્ણન આ જ પ્રકરણમાં આગળ કર્યું છે. જે અલગ રહીને શબ્દાદિ વિષયોને ગ્રહણ કરે છે તે ઇન્દ્રિય છે. એટલા માટે પાંચમું સ્પર્શેન્દ્રિયબળપ્રાણ તે શીત ઉષ્ણાદિ વેદવાવાળું અને આઠમું કાયબળપ્રાણ તે પ્રત્યક્ષમાં દેખાતું શરીર જાણવું.

† જેના જોર (આધાર)થી જીવ કાયમાં પ્રવૃત્તિ કરી શકે તેને આયુષ્યપ્રાણ કહે છે.

× જે માતાપિતાના સંયોગ વિના સમ્મૂર્છિમ ઉત્પન્ન થાય છે તેને મન નથી હોતું તે અસંજ્ઞી કહેવાય છે.

૨ સ્ત્રીનાં ગુપ્ત અંગોપાંગ વિકાર દૃષ્ટિથી જુએ નહિ તે 'નો ણિગ્ગથે ઇત્થીણ માણોહરાઈ ઈંદિયાઈ અલોએત્તએ નિજ્ઝાઇત્તએ ભાવણા' ૩ ગૃહસ્થાશ્રમમાં ભોગવેલા કામભોગોને સંભારે નહિ તે 'ણો ણિગ્ગંથે ઇત્થીણ પુવ્વરાયાઈં પુવ્વકિલિયાઈં સુમરિત્તએ ભાવણા'. ૪ મર્યાદા (ભૂખ)થી અધિક તથા કામોત્તેજક સરસ આહાર સદૈવ ભોગવે નહિ તે 'પણિઅ ભત્ત પાણ ભોયણ ભોઇ ભાવણા' અને ૫ જે મકાનમાં સ્ત્રી, પશુ, પડગ (નપુસક) રહેતાં હોય ત્યાં રહે નહિ તે 'ણો ણિગ્ગંથે ઇત્થી પશુ પડગ સંસતાઈ *સયણાસણાઈ સેવિત્તએ ભાવણા' સ્ત્રી, પશુ, પંડગ એ ત્રણને ૯ કોટિએ ગુણવાથી ૨૭ ભાગા ચોથા મહાવ્રતના છે."

**૫ મું મહાવ્રત**—સૂત્ર 'સવ્વં પરિગ્ગહાઓ વેરમણં' અર્થાત્ ૧ અલ્પ. ૨ બહુ ૩ નાના ૪ મોટા, ૫ સચિત્ત અને ૬. અચિત્ત પરિગ્રહનો× ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરે પાંચમા મહાવ્રતની ૫ ભાવના. ૧. શબ્દ, ૨ રૂપ, ૩. ગધ, ૪ રસ અને ૫. સ્પર્શ. એ પાચે મનોજ્ઞ મળવાથી રાગ ન કરે અને અમનોજ્ઞ મળવાથી દ્વેષ ન કરે, નારાજ ન થાય. ઉક્ત અલ્પ, બહુ વગેરે ૬ ને ૯ કોટિએ ગુણવાથી ૫૪ ભાગા પાચમા મહાવ્રતના થાય છે અને તે ૫૪ ને દિવસે આદિ ૬ એ ગુણતાં ૩૨૪ ભાંગા થાય છે.

## પંચાચાર

**જ્ઞાનચાર**–જ્ઞ=જાણવુ એ ધાતુપરથી જ્ઞાન શબ્દ બન્યો છે જ્ઞાન વિના ઇપ્સિતાર્થની સિદ્ધિ ન હોય તેથી જ્ઞાન આચરણીય છે. આચાર્યજી પોતે જ્ઞાનસપન્ન હોય છે અને અન્યને જ્ઞાનવાન બનાવવા પ્રયત્ન કરે છે શ્રી તીર્થંકર પ્રણિત અને ગણધર રચિત દ્વાદશાંગી શાસ્ત્રોને તેઓ નિમ્નોક્ત ૮ દોષ રહિત પોતે ભણે છે અને બીજાને ભણાવે છે.

### જ્ઞાનના ૮ આચાર

काले विणए बहुमाणे, उवहाणे तह अणिण्हवणे ।
वंजण अत्थ तदुभए, अट्ठविहो नाणमायारो ॥ १ ॥

---

* मूलमेय महस्मस्स, महादोससमुस्सयं ।
तम्हा मेहुण संसग्गं, निग्गंथा वज्जयंति णं ॥ દશવૈકાલિક અ૦ ૬ ગા. ૧૭

**અર્થ**—મૈથુનનું સેવન મહા અનર્થનું મૂળ ૯ લાખ સજ્ઞી મનુષ્ય અને અસખ્યાત અસજ્ઞી મનુષ્યની ઘાતરૂપ મહાદોષનુ સ્થાન અને પાંચે મહાવ્રતોનુ ઘાતક છે. એટલા માટે નિગ્રથ મુનિઓ મૈથુનની ઇચ્છા થાય તેવા સસર્ગ–પરિચયનો ત્યાગ કરે છે

× શ્રી દશ વૈકાલિકના છઠ્ઠા અધ્યયનમા કહ્યું છે કે, સયમ પાળવા અને લજ્જાનું રક્ષણ કરવા જે વસ્ત્ર, પાત્ર, કબલ, રજોહરણાદિ સાધુ રાખે છે તે પરિગ્રહરૂપ નથી, પણ ધર્મોપકરણ છે પરંતુ વસ્ત્રાદિ પર મમત્વ ભાવ રાખે તો તે પરિગ્રહ કહેવાય છે. ઉપધિ તો બાજુએ રહી પણ શરીર પરતું મમત્વ તે પણ પરિગ્રહ છે.

ક્રોધના સમયે મૌન રહે, ક્ષમા ધારણ કરે તે ક્રોધ પરિજ્ઞાપૂર્વ ભાવના ૩. લોભને વશ પણ જૂઠું બોલી જવાય છે તેથી લોભોદયમાં બોલે નહિ સંતોષ ધારણ કરે તે ' લોભ પરિજ્ઞાપૂર્વ ભાવના ૪ ભયને વશ પણ જૂઠું બોલાય છે તેથી ભયોદયમાં બોલે નહિ, ધૈર્ય ધારણ કરે તે ' ભય પરિજ્ઞાપૂર્વ ભાવના અને ૫ હાસ્યને વશ જૂઠું બોલાય છે તેથી હાસ્યોદયમાં પણ મૌન ધારણ કરે તે હાસ પરિજ્ઞાપૂર્વ ભાવના ૧. ક્રોધ, ૨ લોભ, ૩ ભય અને ૪ હાસ્ય એ ચારને ૯ કોટિએ ગુણવાથી ૩૬ ભાંગા બીજા મહાવ્રતના થાય છે અને તે ૩૬ ને દિવસ રાત્રિ વગેરે ૬ એ ગુણવાથી ૨૧૬ ભાંગા બીજા મહાવ્રતના થાય છે.

ત્રીજું મહાવ્રત – સૂત્ર " सव्वं अदिण्णादाणाओ वेरमणं " અર્થાત્ ગામ, નગર કે જંગલમાં ૧. અલ્પ ( થોડી કે થોડા મૂલ્યવાળી ) વસ્તુ, ૨. બહુ ( ઘણી કે ઘણા મૂલ્યવાળી ) વસ્તુ, ૩ અણુ (નાની) વસ્તુ, ૪ સ્થૂલ ( મોટી ) વસ્તુ, ૫. સચિત્ત, ( મનુષ્ય પશુ પક્ષી ધાન્યાદિ સજીવ ) વસ્તુ ૬ અચિત્ત ( વસ્ત્ર પાત્રાદિ નિર્જીવ ) વસ્તુ તેના માલિકની આજ્ઞા વિના ત્રિવિધ ત્રિવિધ ગ્રહણ કરે નહિ સર્વથા પ્રકારે ચોરી કરે નહિ. આ ત્રીજા મહાવ્રતની ૫ ભાવના. ૧ નિર્દોષ સ્થાનક તેના માલિકની કે નોકરની આજ્ઞાથી ગ્રહણ કરે તે મિતાવગ્રહ યાચના ભાવના ૨. ગુરુ આદિ જ્યેષ્ઠ પુરુષોની આજ્ઞા વિના આહાર વગેરે ભોગવે નહિ તે અનુજ્ઞાપિત પાન ભોજી ભાવના ૩ સદૈવ દ્રવ્ય ક્ષેત્રકાળની મર્યાદાયુક્ત ગૃહસ્થની આજ્ઞા ગ્રહણ કરે તે અવગ્રહ સિદ્ધિગ્રહિસમિતિ ભાવના ૪ સચિત્ત શિષ્યાદિ અચિત્ત તૃણાદિ મિશ્ર ઉપકરણયુક્ત શિષ્યાદિ વારંવાર આજ્ઞા લઈને મર્યાદાયુક્ત ગ્રહણ કરે તે ' અવગ્રહ વા અવગ્રહિતા અભિક્ષણ ભાવના અને ૫ એક સ્થાનમાં સાથે રહેનારા સ્વધર્મીઓના વસ્ત્ર પાત્રાદિ તેમની આજ્ઞા લઈને ગ્રહણ કરે તે અનુવીચ મિતાવગ્રહ યાચી ભાવના તથા ગુરુ વૃદ્ધ રોગી તપસ્વી જ્ઞાની અને નવ દીક્ષિતની વૈયાવચ્ચ કરે. ઉપર્યુક્ત ૧ અલ્પ ૨. બહુ, ૩ નાની ૪ મોટી ૫. સચિત્ત અને ૬ અચિત્ત એ ૬ ને નવે ગુણવાથી ૫૪ ભાંગા ત્રીજા મહાવ્રતના થાય છે અને તે ૫૪ ને દિવસે રાત્રિએ આદિ ૬ એ ગુણવાથી ૫૪×૬=૩૨૪ ભાંગા ત્રીજા મહાવ્રતના થાય છે

બીજી રીતે પણ અદત્ત ૪ પ્રકારના કહ્યા છે ૧ સ્વામી અદત્ત ( કોઈ વસ્તુ અગર મકાન તેના માલિકની આજ્ઞા વિના અંગીકાર કરે તે ) ૨. જીવ અદત્ત ( કોઈ પણ જીવ પોતાને મારવાની આજ્ઞા આપતો નથી તેથી જીવહિંસા કરવી તે ) ૩ તીર્થંકર અદત્ત ( તીર્થંકર ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વિપરીત વેષ કે આચાર સેવે કે પ્રરૂપે તે ) અને ૪ ગુરુ અદત્ત ( ગુર્વાદિકની આજ્ઞાનો ભંગ કરે તે ) આ ચારે પ્રકારના અદત્તનો ત્યાગ કરે.+

ચોથું મહાવ્રત -સૂત્ર ' सव्वं मेहुणाओ वेरमणं ' અર્થાત્ સર્વથા પ્રકારે મૈથુનથી નિવર્તવું સાધુએ દેવી મનુષ્યણી કે તિર્યંચણીની સાથે અને સાધ્વીએ દેવ, મનુષ્ય કે તિર્યંચની સાથે ત્રિવિધ ત્રિવિધ મૈથુન સેવનનો ત્યાગ કરવો ચોથા મહાવ્રતની ૫ ભાવના— ૧ સ્ત્રીના હાવભાવ, વિલાસ, શૃંગારની કથા કહે નહિ તે નો ઇત્થીણ કહા કહ ઇત્તએ ભાવના.

+ વનાદિ 'નિર્જન સ્થાનમાં આજ્ઞા આપનારના અભાવે નિમમી વસ્તુ શક્રેન્દ્રની આજ્ઞા લઈને પણ ગ્રહણ કરી શકાય છે

૨ સ્ત્રીનાં ગુપ્ત અંગોપાંગ વિકાર દ્દષ્ટિથી જુએ નહિ તે 'નો ણિગ્ગથે ઇત્થીણ માણોહરાઈ ઈંદિયાઈ અલોએત્તએ નિજઝાઇત્તએ ભાવણા' ૩ ગૃહસ્થાશ્રમમાં ભોગવેલા કામભોગોને સંભારે નહિ તે 'ણો ણિગ્ગથે ઇત્થીણ પુવ્વગયાઈ પુવ્વકિલિયાઇ' સુમરિત્તએ ભાવણા'. ૪. મર્યાદા (ભૂખ)થી અધિક તથા કામોત્તેજક સરસ આહાર સદૈવ ભોગવે નહિ તે 'પણિઅ ભત્ત પાણ ભોયણ ભોઇ' ભાવણા' અને ૫ જે મકાનમાં સ્ત્રી, પશુ, પડગ (નપુસક) રહેતાં હોય ત્યાં રહે નહિ તે 'ણો ણિગ્ગંથે ઇત્થી પશુ પડગ સસતાઈ *સયણાસણાઈ સેવિત્તએ ભાવણા' સ્ત્રી, પશુ, પંડગ એ ત્રણને ૯ કોટિએ ગુણવાથી ૨૭ ભાંગા ચોથા મહાવ્રતના છે :

**૫ મું મહાવ્રત**—સૂત્ર 'સવ્વં પરિગ્ગહાઓ વેરમણં' અર્થાત્ ૧ અલ્પ, ૨ બહુ ૩ નાના ૪ મોટા, ૫ સચિત્ત અને ૬ અચિત્ત પરિગ્રહનો× ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરે પાંચમા મહાવ્રતની ૫ ભાવના. ૧. શબ્દ, ૨ રૂપ, ૩. ગધ, ૪ રસ અને ૫ સ્પર્શ. એ પાંચે મનોજ્ઞ મળવાથી રાગ ન કરે અને અમનોજ્ઞ મળવાથી દ્વેષ ન કરે, નારાજ ન થાય. ઉક્ત અલ્પ, બહુ વગેરે ૬ ને ૯ કોટિએ ગુણવાથી ૫૪ ભાગા પાચમા મહાવ્રતના થાય છે અને તે ૫૪ ને દિવસે આદિ ૬ એ ગુણતાં ૩૨૪ ભાંગા થાય છે

## પંચાચાર

**જ્ઞાનચાર**-જ્ઞ=જાણવુ એ ધાતુપરથી જ્ઞાન શબ્દ બન્યો છે જ્ઞાન વિના ઇપ્સિતાર્થની સિદ્ધિ ન હોય તેથી જ્ઞાન આચરણીય છે. આચાર્યજી પોતે જ્ઞાનસપન્ન હોય છે અને અન્યને જ્ઞાનવાન બનાવવા પ્રયત્ન કરે છે શ્રી તીર્થંકર પ્રણિત અને ગણધર રચિત દ્વાદશાંગી શાસ્ત્રોને તેઓ નિમ્નોક્ત ૮ દોષ રહિત પોતે ભણે છે અને બીજાને ભણાવે છે.

## જ્ઞાનના ૮ આચાર

काले विणए वहुमाणे, उवहाणे तह अणिण्हवणे ।
वंजण अत्थ तदुभए, अट्ठविहो नाणमायारो ॥ १ ॥

---

* भूलमेय मह्वस्मस्स, महादोससमुस्सयं ।
तम्हा मेहुण सांसग्गं, निग्गंथा वज्जयंति णं ॥ દશવૈકાલિક અધ્ય ૬ ગા. ૧૭

**અર્થ**—મૈથુનનું સેવન મહા અનર્થનુ મૂળ ૯ લાખ સજ્ઞી મનુષ્ય અને અસખ્યાત અસજ્ઞી મનુષ્યની ઘાતરૂપ મહાદોષનુ સ્થાન અને પાંચે મહાવ્રતોનુ ઘાતક છે. એટલા માટે નિગ્રથ મુનિઓ મૈથુનની ઇચ્છા થાય તેવા સસર્ગ-પરિચયનો ત્યાગ કરે છે

× શ્રી દશ વૈકાલિકના છઠ્ઠા અધ્યયનમા કહ્યું છે કે, સયમ પાળવા અને લજ્જાનું રક્ષણ કરવા જે વસ્ત્ર, પાત્ર, કબલ, રજોહરણાદિ સાધુ રાખે છે તે પરિગ્રહરૂપ નથી, પણ ધર્મોપકરણ છે પરતુ વસ્ત્રાદિ પર મમત્વ ભાવ રાખે તો તે પરિગ્રહ કહેવાય છે. ઉપધિ તો બાજુએ રહી પણ શરીર પરનું મમત્વ તે પણ પરિગ્રહ છે.

ચિરસ્થાયી થાય છે ૩. **वहुमाणे** જ્ઞાનદાતાનો બહુ આદર કરે અને ૩૩ અશાતના § ટાળે ૪ **उवहाणे** શાસ્ત્રપઠન કરતાં પહેલાં અને કરી રહ્યા પછી ઉપધાન (આયંબિલ આદિ તપ) વિધિસહ કરે ૫ **णिण्हवाणे** જ્ઞાનદાતા વિદ્યાગુરુ નાના હોય અથવા અતિ પ્રસિદ્ધ ન હોય તો પણ તેમના ગુણને છુપાવે નહિ અર્થાત્ પોતાના વિદ્યાગુરુ તરીકે અન્ય કોઈ પ્રસિદ્ધ વ્યકિતનું નામ ન આપે ૬. **वंजणे** શાસ્ત્રના વ્યંજન, સ્વર. ગાથા, અક્ષર. પદ અનુસ્વાર, વિસર્ગ લિંગ કાલાદિક જાણે. અર્થાત્ વ્યાકરણો × જાતા હોય ન્યૂનાધિક કે વિપરીત પ્રરૂપણા કરે નહિ ૭ **अत्थ** શાસ્ત્રના યથાતથ્ય અર્થ કરે પણ મન કલ્પિત અર્થ કરે નહિ અને ૮ **तदुभए** મૂળપાઠ અને અર્થ શુદ્ધ અને સત્ય ભણે, ભણાવે, સાંભળે અને સંભળાવે

---

§ **તેત્રીશ અશાતના** —૧-૨-૩ ગુર્વાદિક વડિલોની આગળ, પાછળ કે બરાબર અડકીને બેસે. ૪-૫-૬ આગળ પાછળ અને બરાબર ઊભો રહે ૭-૮-૯ આગળ પાછળ અને બરાબર ચાલે ૧૦ ગુરુની પહેલાં શુચિ કરે ૧૧ ગુરુની પહેલાં ઇરિયાવહી પ્રતિક્રમે ૧૨ ગુરુ સાથે વાર્તાલાપ કરનાર પ્રત્યે શિષ્ય પ્રથમ વાર્તાલાપ કરે. ૧૩ રાત્રિએ ગુરુ પૂછે કે કોણ જાગે છે ત્યારે જાગતાં છતાં ઉત્તર ન આપે. ૧૪. ગોચરીનાં અશનાદિ પ્રથમ ગુરુ કને લાવવા જોઇએ અને ગુરુ સમીપ ગોચરી આલોવવી જોઇએ તે બીજા પાસે પ્રથમ આલોવે ૧૫. તે પ્રમાણે બીજાને પ્રથમ દેખાડે ૧૬ તે પ્રમાણે બીજાને પ્રથમ નિમંત્રે. ૧૭ ગુરુને પૂછ્યા વિના અન્યને પોતાની ઇચ્છાનુસાર આહારાદિ આપે. ૧૮. ગુરુને નિમંત્રણ નહિ કરતાં પોતે મનોજ્ઞ આહાર ભોગવે. ૧૯ ગુરુના બોલાવવા છતા ઉત્તર ન આપે ૨૦ ગુરુ બોલાવે ત્યારે તેની સામા થઈ "મને જ દેખ્યો છે? બીજા કોઇને કેમ બોલાવતા નથી" વગેરે અનુચિત વચન બોલે. ૨૧ ગુરુને આસન પર બેઠા બેઠાં ઉત્તર આપે ૨૨. માથું ધુણાવી "શું કહો છો" એમ ગુરુને કહે. ૨૩ ગુરુ આદેશ કરે ત્યારે કહે કે "આપ કરી લો" ૨૪ ગુરુ સેવા કરવાનો ઉપદેશ આપે ત્યારે જવાબ આપે કે "તમે કરો" ૨૫ ગુરુ ધર્મકથા કહે ત્યારે પોતે અનુમોદના ન કરે ૨૬ ગુરુ વ્યાખ્યાન કરે ત્યારે "તમને સાંભરતું નથી, આનો અર્થ આ છે" એમ કહે, ૨૭ ગુરુ કથા કહેતા હોય ત્યારે તેને છેદી પોતે બોલે. ૨૮. ગુરુ દેશના દેતા હોય ત્યારે કહે કે "ભિક્ષાદિકનો અવસર થયો છે" એમ કહી ગુરુની પરિષદાનો ભંગ કરે, ૨૯ ગુરુની પરિષદા બેઠી હોય ત્યારે બે ત્રણ વાર તેની તે જ કથા પોતે કહ્યા કરે ૩૦ ગુરુની શય્યા સંસ્તારકને પગ વડે સંઘટ્ટો કરે ૩૧ ગુરુની શય્યામાં બેસે, સૂવે કે ઊભો રહે. ૩૨. ગુરુ કરતાં પોતાનું આસન ઊંચુ રાખે અને ૩૩ ગુરુની બરાબર પોતાનું આસન રાખે. આ તેત્રીશ અશાતના દશાશ્રુતસ્કંધ સૂત્રમાં છે.

× આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યયનમાં સાધુએ ૧૬ પ્રકારના વચનના જ્ઞાતા થવુ એમ કહ્યું છે ૧. એકવચન-ઘટ પટ, મનુષ્ય, ઇત્યાદિ, ૨ દ્વિવચન-ઘટૌ, પટૌ, મનુષ્યૌ આદિ, ૩ બહુવચન-ઘટા પટા મનુષ્યા વગેરે ૪ સ્ત્રીવચન-નદી નારી વગેરે, ૫. પુરુષ વચન-દેવ, નર વગેરે, ૬ નપુંસક વચન-કમલ મુખ ઇત્યાદિ, ૭ અધ્યાત્મક વચન-મનમાં હોય તે મુખથી બોલે, ઉત્કર્ષ વચન ગુણાનુવાદ, ૯ અપકર્ષ વચન-અવર્ણવાદ; ૧૦ ઉત્કર્ષ અપકર્ષ-પ્રથમ ગુણાનુવાદ અને પછી અવર્ણવાદ જેમકે સાકર મીઠી છે પણ શરદી કરે છે; ૧૧ અપકર્ષ ઉત્કર્ષ વચન-પહેલાં અવર્ણવાદ પછી ગુણાનુવાદ જેમકે લીમડો કડવો છે પણ આરોગ્યપદ છે, ૧૨, ભૂતકાળ વચન-કર્યું, આપ્યુ, લીધું, વગેરે, ૧૩ વર્તમાનકાળ વચન-કરે છે,

જ્ઞાનના આચારમાંથી વિશુદ્ધે, ભણવાનું અને અધ્યાપન કરવું લેતાં, સાધુએ ગુરૂ ( દીક્ષાચાર્ય કે વાંચના ચાર્ય કે ઉપાધ્યાય ) પાસેથીજ સૂત્ર જ્ઞાનનો અભ્યાસ કરવો એમ સાબિત થાય છે

## દર્શનના ૮ આચાર

**દર્શનાચાર**—પદાર્થના ભાવ હૃદયમાં દેખવા તેને દર્શન કહે છે દર્શનના બે પ્રકાર છે ૧ સત્ય પદાર્થનું સત્ય સ્વરૂપ, અને અસત્ય પદાર્થનું અસત્ય સ્વરૂપ એ બન્ને પદાર્થનું જેવું સ્વરૂપ હોય તેવોજ ભાવ હૃદયમાં ધારે તે "સમ્યગ્દર્શન" અને ૨ જેમ કમળાના રોગવાળો શ્વેત પદાર્થને પણ પીળો દેખે છે તેમ અસત્યને સત્ય અને સત્યને અસત્ય જે ધારે તે "મિથ્યાદર્શન" આચાર્યજીને મિથ્યાદર્શનનો ક્ષય થયો હોય છે અને સમ્યગ્દર્શનના નીચે જણાવેલ ૮ દોષોથી તેઓ પોતે દૂર રહે છે અને બીજાના દોષો ઉડાવે છે

गाथा—निस्संकिय निक्कंखिय, निवितिगिच्छा अमूढदिट्ठि य ।
उववूह थिरीकरणे, वच्छल्ल पभावणे अट्ठ ॥ २ ॥

**અર્થ**—**निस्संकिय** પોતાની અલ્પમતિથી શાસ્ત્રની કોઈ વાત સમજમાં ન આવે તો તેમાં શંકા કરે નહિ કારણ કે સાગરનું પાણી જેમ ગાગરમાં સમાય નહિ તેમ અનંતજ્ઞાની પ્રણિત ગહન તત્ત્વજ્ઞાનને આપણી અલ્પ બુદ્ધિ પહોંચે નહિ પરંતુ જેમ મુલ્યવાન રત્નોની કિંમત વિશ્વાસુ ઝવેરી કરી આપે ત્યારે તેની પર વિશ્વાસ બેસે છે તેવી જ રીતે જિનવચન પર પ્રતીતિ રાખવી વીતરાગ ભગવાન કદિ પણ સ્વાર્થવશ કે અસત્ય પ્રરૂપે નહિ તેઓએ અનંત કેવળ જ્ઞાનમાં જે ભાવ દીઠા તે જ પ્રકાશ્યા છે એવો વિશ્વાસ રાખે. ૨ **निक्कंखिय** અન્ય મતાવલમ્બીનાં જ્ઞાન, તપ, ભોગ, વિલાસ મહિમા, પૂજા, ચમત્કાર આદિ આડમ્બર જોઈને તે મતનો સ્વીકાર કરવાની અભિલાષા કરે નહિ તથા એમ પણ કહે નહિ કે આપણા ધર્મમાં એવું હોત તો ઠીક થાત. મિથ્યા ઢોંગથી આત્મકલ્યાણ થતું નથી. આત્મકલ્યાણ તો ત્યાગ અને આકિંચન્યથી જ કલ્યાણ થાય છે ૩ **निवितिगिच्छा** ભણે તપ, સંયમાદિ ધર્માચરણ કરતાં કરતાં આટલો દીર્ઘ કાળ વીત્યો છતાં આજ પર્યંત તેનું કશું ફળ દ્રષ્ટિગોચર ન થયું તો હવે શું થવાનું હતું, ન માલુમ આ કષ્ટનું કશું ફળ હશે કે નહિ ! આ પ્રમાણે કરણીના ફળમાં સંદેહ આદિ ન કરે. જેમ યોગ્ય ક્ષેત્રમાં વાવેલું બીજ વૃષ્ટિના યોગથી કાળાંતરે ફળદાયી નીવડે છે તેમ આત્મારૂપ ક્ષેત્રમાં વાવેલું કરણી રૂપ બીજ શુભ પરિણામરૂપ જળવૃષ્ટિથી યથાયોગ્ય કાળે પરિપક્વ થઈ અવશ્ય ફળદાયી નીવડે છે કરણી કદાપિ વાંઝણી હોતી નથી એવી દૃઢ શ્રદ્ધા રાખવી ૪ **अमूढदिट्ठी**—જેમ મૂઢ મનુષ્ય ગોળ, ખોળ સોનું પીતળ સરખાં માને છે તેમ ભોળા મનુષ્યો બધા ધર્મ સમાન માને છે પરંતુ જિને પ્રરૂપિત દયામય § પરમ ધર્મની બરાબરી કોઈ પણ

---

આવે છે તે છે વગેરે ૧૪ ભવિષ્યકાળ વચન-કરીશ આપીશ વગેરે ૧૫ પ્રત્યક્ષ વચન—આ છે ૧૬ પરોક્ષ વચન—તે છે આમાંથી જ્યાં જેવું વચન બોલવા યોગ્ય હોય ત્યાં તેવું જ વચન બોલે.

§ आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्—જે પોતાને નારૂં લાગતું હોય તે બીજા પ્રત્યે પણ ન આચરવું.

મત કરી શકે નહિ આવો સર્વોત્કૃષ્ટ ધર્મ મને પ્રાપ્ત થયો છે એ મારાં અહોભાગ્ય છે. આવી દૃઢ શ્રદ્ધા રાખવી ૫ **उववूह**–સમ્યક્ત્વી અને સાધર્મિકના અલ્પ ગુણની પણ શુદ્ધ મનથી પ્રશંસા તથા વૈયાવૃત્ય કરી તેને ઉત્સાહી કરવો. ૬. **थिरीकरणे** કોઈ સાધર્મિકનુ મન ઉપસર્ગ પ્રાપ્ત થવાથી અથવા અન્યદર્શનીના સંસર્ગથી સત્ય ધર્મથી વિચલિત થયું હોય તો તેને સ્વયં ઉપદેશ આપીને ગત્સમાગમ કરાવીને, યથોચિત સાહાય્ય દ્વારા શાતા પમાડીને તેને ધર્મમાં સ્થિર કરવો, દૃઢ શ્રદ્ધાવંત બનાવવો. ૭. **वच्छल्ल**–ગાય જેમ વાછરૂ પર પ્રીતિ રાખે છે તેમ સાધર્મિક પ્રતિ પ્રીતિ રાખવી. રોગીને ઔષધોપચારથી વૃદ્ધ, જ્ઞાની બાલ અને તપસ્વીને આહાર, વસ્ત્રાદિ ઇચ્છિત પદાર્થથી શાતા ઉપજાવી વાત્સલ્ય કરે, ધર્મમાં પ્રેમની વૃદ્ધિ કરે. ૮. **पभावणे**–યદ્યપિ જૈન ધર્મ પોતાના ગુણોથી સ્વયં પ્રભાવક છે, તોપણ દુષ્કર ક્રિયા, વ્રતાચરણ, અભિગ્રહ, કવિત્વશકિત, અવધાન, સદ્બોધાદિ દ્વારા સદ્ધર્મને વિશેષ પ્રદીપ્ત કરે આ બધા સદ્ગુણોનો સ્વીકાર આચાર્યજી સ્વયં કરે છે અને બીજાને કરાવે છે

## ચારિત્રના ૮ આચાર

**૩. ચારિત્રાચાર**–ક્રોધાદિ ચારે કષાયોથી અથવા નરકાદિ ચાર ગતિથી છોડાવી આત્માને મોક્ષગતિ પ્રાપ્ત કરાવે તે ચારિત્રાચાર. શુધ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિમાં ગમન કરાવે તે ચારિત્રાચાર

**ગાથાઃ—पणिहाण जोग जुतो, पंच समिइहिं तिहिं गुत्तिहिं ।**
**एस चरित्तायारो, अट्ठविह होइ नायव्वा ॥ ३ ॥**

**અર્થ:—૧. ઇર્યા સમિતિ**–યતના પૂર્વક ચાલે તેના ૪ પ્રકાર **૧ આલંબન**–ઇર્યા-સમિતિવંત સાધુને જ્ઞાન, દર્શન અને ચારિત્રનું જ અવલંબન છે **૨ કાલ**–રાત્રે માર્ગાતિક્રમણ કરવાથી ત્રસ સ્થાવર જીવોની તથા રાત્રિમાં સદૈવ વરસી રહેલા સૂક્ષ્મ પાણીની રક્ષા થઇ શકતી નથી તેથી સાધુ સૂર્યાસ્ત પહેલા મકાન, વૃક્ષાદિ જે આશ્રયસ્થાન મળે ત્યાં રહી જાય રાત્રે લઘુશંકાદિ માટે ગમનાગમન કરવાનો પ્રસંગ પડે ત્યારે વસ્ત્રથી શરીરનું આચ્છાદન કરી, રજોહરણથી ભૂમિનું પ્રમાર્જન કરતો થકો દિવસે જોઇ રાખેલા સ્થાનમાં જઇ તત્કાલ સ્વસ્થાનમાં આવી જાય **૩ માર્ગ**–ઉન્માર્ગમા ઉધઇ, કીડીનાં દર, અને અસ્પૃશ્ય ભૂમિમાં સચિત્તપણુ તેમજ કાંટા કાકરા હોવાથી જીવહિંસા થાય અને શરીરને બાધા પહોંચે તેથી ઉન્માર્ગમાં ગમનાગમન ન કરે ૪ **યતના**–યતના ચાર પ્રકારે થાય છે. ૧. દ્રવ્યથી નીચી દૃષ્ટિ રાખી ચાલે, ૨ ક્ષેત્રથી દેહ પ્રમાણે ( ૧ ધનુષ્ય ) આગળ જોતો ચાલે, ૩ **કાળથી** દિવસે જોઇને અને રાત્રે પોંજીને ચાલે, અને ૪ **ભાવથી** રસ્તે ચાલતાં નીચે પ્રમાણે ૧૦ બોલ વર્જે (રસ્તે ચાલતાં બીજાં કામ કરવાથી ઉપયોગ–શૂન્યતાને લીધે બરાબર યતના જળવાતી નથી ) ૧. **શબ્દ**–વાર્તાલાપ કરે નહીં, સાંભળે નહીં ૨ **રૂપ**–શૃંગાર, તમશાદિ જુએ નહી ૩ **ગંધ**–કોઇ વસ્તુ સૂંઘે નહી ૪ **રસ**–કોઇ વસ્તુ ચાખે નહીં ૫ **સ્પર્શ** કોમળ, કઠણ કે શીત ઉષ્ણાદિ સ્થાનમા પરિણામ સ્થિર રાખે ૬ **વાચના**–પઠન કરે નહીં ૭. **પૃચ્છના**–પ્રશ્ન પૂછે નહીં ૮ **પરિવર્તના**–શિખેલું ફરી ગોખે નહી. ૯ **અનુપ્રેક્ષા**-સંભારે નહીં. ૧૦ **ધર્મકથા**–ઉપદેશ કરે નહી

૪ "**આદાન ભંડમત્ત નિક્ષેપણા સમિતિ**"—યતનાપૂર્વક ભંડોપકરણ ગ્રહણ કરે, સ્થાપિત કરે, તે ભંડોપકરણ બે પ્રકારના હોય છે. ૧ સાધુને સદૈવ ઉપયોગમાં આવે જેવા કે રજોહરણ, મુખવસ્ત્રિકાદિ તેને ઉગ્ગહિક કહે છે અને ૨ પ્રયોજનથી કામમાં આવે તે પાટ-પાટલા વગેરે તે ઉવગહિક કહેવાય છે સાધુને ઉપકરણ સંબધી શાસ્ત્રમાં આ પ્રમાણે આજ્ઞા છે,

---

૩૨. **मूलकम्म**-ગર્ભધારણ, ગર્ભપાત, સ્થભન આદિ પ્રયોગ બતાવીને લે આ ૧૭ થી ૩૨ સુધીના ૧૬ દોષ ઉત્પાદના તે રસના લોલુપી સાધુ લગાવે છે. ૩૩ **संकिए**-આધાકર્મી આદિ દોષની શકા પડવા છતાં લે. ૩૪ **मखिये**-સચિત્ત પાણી આદિ હાથની રેખામાં કિંચિત્માત્ર હોય તેના હાથથી લે. ૩૫ **निक्खित**-સચિત્ત પૃથ્વી, પાણી અગર કીડીનાં દર ઉપર રાખેલી વસ્તુ લે ૩૬ **पेहिए** સચિત્ત વસ્તુની નીચે અચિત્ત વસ્તુ રાખી હોય તે લે ૩૭ **सारहिए**-સચિત્ત વસ્તુની મધ્યમા રાખેલી અચિત્ત વસ્તુ લે. ૩૮ **दायगो**-અતિ વૃદ્ધ નાનું બાળક, નપુંસક, બીમાર ખસનો દર્દી, સ્તનપાન કરાવતી માતા, સાત મહિના થયા પછીની ગર્ભવતી સ્ત્રી આદિ અયોગ્ય દાતાના હાથથી લે. ૩૯ **मिश्र**-ચણાના ઓળા, ઘઉ, બાજરી, જુવાર કે મકાઈનો પોંક ઇત્યાદિ મિશ્ર વસ્તુ લે. ૪૦ **अप्रणित**-તાજું ધોવાણ, તરતની વાટેલી ચટણી (પૂરા જીવ ચવ્યા ન હોય) એક મુહુર્ત વીત્યા અગાઉ લે ૪૧ **लित्त**-તરતનુ લીંપેલ હોય તે ઉપર ગમનાગમન કરે ૪૨ **छड्डए**-ઢોળતાં કે વેરતાં થકા વહોરાવેલુ લે. આ ૧૦ દોષ સાધુ અને ગૃહસ્થ બન્ને મળીને લગાવે ૪૩ **सजोयणा**-ભિક્ષા લઇ સ્થાનકે આવ્યા બાદ દૂધ છે. માટે સાકર લાવો એ રીતે સ્વાદ નિમિતે સયોગ મેળવે તે ૪૪ **पमाणे**-પ્રમાણથી અધિક લાવવુ કે ખાવુ તે ૪૫ **इगाल**-સ્વાદુ આહારની પ્રશંસા કરે તો અંગારે એટલે કોલસા જેવો સયમ બને ૪૬ **धुम्म**-બેસ્વાદ આહારની નિંદા કરે તો ધુમ્ર જેવો સંયમ બને ૪૭ **कारणे**-સાધુ, ૧ ક્ષુધા વેદનીય ઉપશમાવવા ૨. ગુર્વાદિની વૈયાવચ્ચ કરવા, ૩. ઇર્યાસમિતિનું પાલન કરવા આખની રક્ષા માટે, ૪ સયમનો નિર્વાહ કરવા, ૫ પ્રાણી રક્ષા કરવા, પ્રતિલેખનાદિ ક્રિયા કરવા અને ૬. ધર્મધ્યાન કરવા એ ૭ કારણે આહાર કરે અને ૧ રોગોત્પત્તિ થયે, ૨ ઉપસર્ગ આવ્યે, ૩ બ્રહ્મચર્યમા દૃઢ રહેવા, ૪ જીવરક્ષા કરવા, ૫, તપ કરવા, ૬ અનશન કરવા, એ ૭ કારણે આહારનો ત્યાગ કરે, વિના કારણ આહાર કરે તે દોષ આ પાંચ મંડલના દોષ તે આહાર કરતી વેળા લગાવે ૪૮ **उग्घाड कवाड**-દ્વાર ખોલાવીને લે તો દોષ. ૪૯ **मडी पहुडिआइ**-દેવદેવીને ચડાવવા કરેલ આહાર ને ૫૦ **वलिपाहुडिआए**-બલિ બાકુળા ઉછાળવા કરેલ આહાર લે ૫૧ **अदिठ्ठ**-ભીત કે કપડાંને અતરે રહેલી ન દેખાતી વસ્તુ લે ૫૨ **ठवणा पाहुडिआए**-સાધુને માટે સ્થાપના કરી રાખેલી વસ્તુ લે ૫૩ **परिया**-પ્રથમ નીરસ આહાર આવ્યો હોય તે પરઠી દે અને બીજો સારો આહાર લાવે ૫૪ **दाणट्ठा**-બ્રાહ્મણાદિને દાન દેવા માટે બનાવેલ આહાર લે ૫૫. **पुण्णट्ठा**-મૃત મનુષ્યની પાછળ પુણ્યાર્થે બનાવેલ આહાર લે. ૫૬ **समणट्ठा**-શાક્યાદિ શ્રમણ, બાવા, જોગીને અર્થે બનેલો આહાર લે ૫૭ **वणीमगट्ठा**-દાનશાળા (સદાવ્રત) નુ લે ૫૮ **नियाग**-નિત્ય એક જ ઘેરથી લે ૫૯ **सेज्जांतर**-જેની આજ્ઞા લઈ મકાનમાં ઉતરે તેના ઘરનું લે ૬૦ **रायपिंड**-માંસ, મદિરા, માખણ, મધ આદિ કામોત્તેજક આહાર કે ઔષધ લે ૬૧ **किमिच्छ**-કારણ વિના મનોજ્ઞ ચીજ લાવે કે ખાય ૬૨ **सघट्ट**-માટી, પાણી, અગ્નિ, વનસ્પતિ આદિ સચિત્તનો સઘટ્ટો

શ્વાસથી જીવહિંસા થાય છે, તેથી વસ્ત્રનાં આઠ પડની મુખવસ્ત્રિકા દોરા સહિત મુખ પર અહોનિશ બાંધી રાખે, ઊન સૂતર, રેશમ અને શણની શ્વેત રંગની અને પ્રમાણોપેત (માપસર) વસ્ત્રની ૩ ચાદર (ઓઢવા માટે) રાખે, એક ચોલપટો (પહેરવા માટે) †રાખે, એક બિછાનાનુ વસ્ત્ર રાખે, એક ગુચ્છક (ગુચ્છો) વસ્ત્ર, પાત્ર તથા શરીર પર રહેતા જીવોનું પ્રમાર્જન કરવા રાખે. ખાળ, ગટર વગેરેમા લઘુનીતિ (પેશાબ) કરવાથી દુર્ગંધ ઉત્પન્ન થાય રોગાદિ ઉપજે, ચેપી રોગનો પણ ડર રહે તેની સાથે સમુચ્છિમ મનુષ્ય જીવની હીંસા થાય તેથી એક પાત્રમાં લઘુનીત કરી એકાંત જગ્યામાં છૂટું છૂટું પરઠી દે ભિક્ષા લાવવાનાં પાત્ર રાખવાની ઝોળી, પાણી ગળવાનું ગળણું, પાત્ર સાફ કરવાનું કપડુ વગેરે ઉપકરણો સાધુ સદૈવ પાસે રાખે છે. અને ખપ પડે ત્યારે પાટ, પાટલા, પરાળ (ઘઉં કે ચાવલનાં છોતરાં) ગૃહસ્થને ત્યાંથી યાચી લાવે છે, અને કામ પ્રત્યે પાછા આપે છે. ઉક્ત ઉપકરણોને ૧. **દ્રવ્યથી**— યતનાથી ગ્રહણ કરે, યતનાથી રાખે, બિન જરૂરી બગાડ કે નાશ ન કરે **૨ ક્ષેત્રથી** ગૃહસ્થના ઘરમાં રાખીને ગ્રામાનુગ્રામ વિહાર કરે નહી, કારણ કે પ્રતિબદ્ધ થવાય છે અને પ્રતિલેખનના પ્રમાદનો દોષ લાગે છે. **૩. કાળથી** –પ્રાત કાળ અને સંધ્યાકાળ બન્ને વખત બધાં વસ્ત્ર, પાત્ર અને ઉપકરણોનું પ્રતિલેખન* કરે. પડિલેહણ કરતાં વાત કરે નહી આમતેમ જુએ નહી, પ્રતિલેખન કરેલ વસ્ત્રાદિ પ્રતિલેખ્યા વિનાનાં વસ્ત્રાદિ સાથે ભેળવી દે નહીં પ્રથમ મુહપત્તિ, પછી ગુચ્છો, ચોલપટો, ચાદર, રજોહરણ વગેરેની ક્રમશ પ્રતિલેખના કરે અને **૪. ભાવથી**— ઉપયોગ સહિત ઉપકરણો વાપરે ઉત્તરાધ્યન સૂત્રના ૨૩ મા અધ્યયનમાં કહ્યું છે કે: '**पच्चयत्यं च लोगस्स**' અર્થાત્ સાધુના વેષથી લોકોને પ્રતીતિ થાય છે કે આ સાધુ છે, એટલા માટે વસ્ત્રાદિ ધારણ કરવાની જરૂર છે નહિ કે અભિમાન કિંવા દેહમમત્વને કારણે.

**૫ રિટ્ઠાવણિયા સમિતિ**— 'ઉચ્ચાર' વડીનીત, 'પાસવણ' લઘુનીત 'ખેલ' બળખો 'જલ' –મેલ 'સંઘાણ'-લીંટ વગેરેને ૧. **દ્રવ્યથી**– યતનાપૂર્વક પરઠે જ્યાં જીવજંતુ ન હોય, ફ્રો, બીજ વગેરે ન હોય ત્યાં જતનાથી નાંખે **૨. ક્ષેત્રથી**— જેની માલિકીની તે જમીન હોય તેની આજ્ઞા લે, અગર માલિક ન હોય અને જગ્યા અપ્રતીતકારી કલેશ ઉત્પન્ન કરાવવાવાળી ન હોય તો ત્યા શક્રેન્દ્રજીની * આજ્ઞા લઇને પરઠે ૩ **કાલથી**—દિવસે સારી રીતે જોઇને અને રાત્રે દિવસે જોઇ રાખેલી નિરવદ્ય જગ્યામા પરઠવે **૪ ભાવથી**—શુદ્ધ ઉપયોગ યુક્ત યતનાપૂર્વક પરઠવે જતી વખતે 'આવશ્યહિ' (હું આવશ્યક કામે જાઉ છુ) કહે પરઠતી વખતે માલિકની આજ્ઞા છે એટલ માટે 'અણુજાણહ મેમિ ઉગ્ગહં' કહે પરઠયા પછી આ વસ્તુથી

---

† પ્રતિલેખનના ૨૫ પ્રકાર - વસ્ત્રના ૩ વિભાગ કરી પ્રત્યેક વિભાગની ઉપર નીચે અને મધ્યમા એમ ૩ ઠેકાણે દૃષ્ટિથી દેખે એ ૩×૩=૯ અખોડા થયા એ જ પ્રમાણે વસ્ત્રની બીજી બાજુ જુએ તો ૯ પખોડા એમ ૧૮ થયા. તેમા જીવની શંકા પડે તો આગળના ૩ અને પાછળના ૩ એમ ૬ વિભાગની ગુચ્છાથી પ્રમાર્જના કરે એ ૭ પુરીમા એ ૨૪ પ્રકાર થાય, અને ૨૫ મો પ્રકાર શુદ્ધ ઉપયોગ રાખવો તે.

* દક્ષિણાર્ધ લોકના માલિક શક્રેન્દ્ર, ભગવાન મહાવીરને કહી ગયા છે કે: સાધુ આદિ ચારે તીર્થને નિરવદ્ય કામમાં મારી માલિકીની જગ્યાનો ઉપયોગ કરવાની મારી આજ્ઞા છે.

હવે મારે કોઈ પ્રયોજન નથી એટલા માટે વોસિરે વોસિરે શબ્દ ૩ વાર કહે. સ્થાનકે પાછા આવતાં નિસીહિ શબ્દ ૩ વાર કહે. પછી ઇરિયાવહી પડિક્કમે. આ ૫ સમિતિ થઈ.

૬-૭-૮ મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ.—મન વચન અને કાયા એ ત્રણે એવાં પ્રબલ શસ્ત્ર છે કે ઘણીવાર મહાપાતકી વિચાર, ઉચ્ચાર અને આચાર વડે જીવ નિરર્થક કર્મબંધ કરી લે છે એટલા માટે તેને ૧ આરંભ-પરિતાપ ઉપજાવવાનો વિચાર ૨ સમારંભ-પરિતાપ ઉપજાવવાની સામગ્રી એકઠી કરવાનો વિચાર અને ૩ આરંભ-જીવ ઘાત કરવાનો વિચાર એ ત્રણે પ્રકારના વિચારથી મનનો નિગ્રહ કરી ધર્મધ્યાનમાં મનને જોડે તે મનોગુપ્તિ. ૨. વચનગુપ્તિ-ઉક્ત ત્રણ પ્રકારના સદોષ વ્યવહારથી વચનનો નિગ્રહ કરે. (બોલવાને અવસરે સાધુ નિર્દોષ સત્ય પથ્ય, તથ્ય બોલે) ૩ કાયગુપ્તિ ઉક્ત ત્રણે પ્રકારના આચરણથી કાયાનો નિગ્રહ કરી તપ, સંયમાદિ સત્કાર્યમાં કાયાને જોડે. એ ત્રણ ગુપ્તિ થઈ. એવં ૫ સમિતિ અને ૩ ગુપ્તિ એ ચારિત્રાચારના આઠ ગુણ છે. આચાર્યજી તેના દોષને દૂર કરી શુદ્ધ પાલન પોતે કરે અને બીજા પાસે કરાવે.

## તપના ૧૨ આચાર

૪ તપાચાર.—જેવી રીતે માટી મિશ્રિત સુવર્ણાદિ ધાતુને અગ્નિમાં તપાવવાથી તે ધાતુ માટીથી છૂટી થઈ પોતાનું અસલી રૂપ ધારણ કરી લે છે તેવી રીતે કર્મરૂપ મેલથી ભરાયેલો જીવ તપરૂપી અગ્નિના પ્રયોગથી શુદ્ધ થઈ નિજ રૂપને પ્રાપ્ત કરે છે. શ્રી ઉત્તરાધ્યયન તથા શ્રી ઉવવાઈ સૂત્રમાં તપના ભેદ નીચે પ્રમાણે કહ્યા છે:-

ગાથા – सो तवो दुविहो वुत्तो बाहिरब्भन्तरो तहा ।
बाहिरो छव्विहो वुत्तो, एवमब्भन्तरो तवो ॥१॥
अणसण मूणोयरिया, भिक्खायरिया य रस परिच्चाओ ।
कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥२॥
पायच्छित्तं विणओ वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं च विउस्सग्गो, एसो अब्भिन्तरो तवो ॥३॥

અર્થ: તપના બે પ્રકાર ૧ બાહ્ય અને ૨. અભ્યંતર તેમાં બાહ્ય તપ ૬ પ્રકારના તેમ અભ્યંતર તપ પણ ૬ પ્રકારના કહ્યા છે. ૧ અનશન ૨. ઉણોદરી, ૩. ભિક્ષાચરી, ૪ રસપરિત્યાગ, ૫. કાયક્લેશ, અને ૬ પ્રતિસંલીનતા. આ ૬ પ્રકારના તપને બાહ્ય અર્થાત્ પ્રત્યક્ષ તપ કહ્યા છે અને ૧. પ્રાયશ્ચિત ૨ વિનય ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન અને ૬ વ્યુત્સર્ગ આ ૬ પ્રકારના તપને આભ્યંતર (ગુપ્ત) તપ કહ્યા છે. બાહ્ય તપ કરતાં આભ્યંતર તપમાં કર્મની નિર્જરા અધિક થાય છે. આ બારે તપનું સવિસ્તૃત વર્ણન આ નીચે કરવામાં આવે છે.

૧ અનશન તપ ૧ અશન અન્ન ૨ પાણ-પાણી, ૩ ખાદિમ-મેવો સુખડી, ૪ સાદિમ-મુખવાસ. આ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો તેનું નામ અનશન. તેના બે

ભેદ છે: ૧ ઇતરિય–અમુક મર્યાદિત કાલ માટે તપ કરવો તે, ૨ અવકહિયા–જાવજ્જીવ તપ કરે તે ઇત્તરિય તપના ૬ પ્રકાર–૧ શ્રેણિ તપ, ૨ પ્રતર તપ, ૩ ઘત તપ, ૪. વર્ગ તપ, ૫. વર્ગાવર્ગ તપ, ૬ પ્રકીર્ણ તપ ૧ ચોથ ભકત (૧ ઉપવાસ) છઠ્ઠ ભકત (૨ ઉપવાસ. અટ્ઠમ ભક્ત (૩ ઉપવાસ) એમ ક્રમશ ચઢતા ચઢતાં પક્ષ, માસ, દ્વિમાસ યાવત્ છ મહિનાના ઉપવાસ (છ મહિનાથી અધિક ઉપવાસ થઇ શકતા નથી) આવો તપ કરે તે શ્રેણિ તપ

| —પ્રતર તપ— | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૧ | ૨ | ૩ |

બાજુના કોઠામાં બતાવ્યા પ્રમાણે ૧ ઉપવાસ, પછી છટ્ઠ, પછી અટ્ઠમ, પછી ચાર ઉપવાસ, પછી છટ્ટ પછી અટ્ઠમ એ પ્રમાણે તપ કરે તે પ્રતર તપ. ૨. એ જ પ્રકાર ૧૬×૪=૬૪ ખાનાનુ કોષ્ટ કરતાં આક આવે તે પ્રમાણે તપ કરે તે ઘન તપ. ૩ એ જ રીતે ૬૪×૬૪=૪૦૯૬ કોઠાના આક પ્રમાણે તપ કરે તે વર્ગ તપ ૪ એ જ પ્રમાણે ૪૦૯૬×૪૦૯૬=૧૬૭૭૭૨૧૬ કોઠાના આક પ્રમાણે તપ કરે તે વર્ગાવર્ગ તપ અને કનકાવલી તપ[*] રત્નાવલી[૨] તપ, મુક્તાવલી[૩] તપ એકાવલી[૪] તપ બૃહત્સિહક્રીડા [૫] તપ, લઘુસિહક્રીડા [૬] તપ, ગુણરત્ન સવત્સર[૭]તપ. વજ્ર મધ્ય પ્રતિમા[૮] તપ, જવ મધ્ય પ્રતિમા[૯] તપ, સર્વતો ભદ્ર[૧૦] પ્રતિમા તપ, મહાભદ્ર પ્રતિમા[૧૧] તપ, ભદ્રપ્રતિમા[૧૨] તપ, આયબિલ×વર્ધમાન[૧૩] તપ ઇત્યાદિ પ્રકારના તપ કરે, તે પ્રકીર્ણ તપ, આ ઇતરિય તપાના ૬ ભેદ કહ્યા, અને આયુષ્યનો અત નજીક આવ્યો જાણી અથવા મરણાંત ઉત્સર્ગ પ્રસગે જાવજ્જીવનો તપ કરે ને અવકહિયા તપ. તેના બે ભેદ ૧ ભત્ત પ્રત્યાખ્યાન તે જીવનપર્યંત ચારે આહાર ભેગવવાની બધી અને ૨, પોદોપગમન–ચારે આહાર તથા શરીર બધાનો ત્યાગ કરી વૃક્ષની શાખા સમાન હલન-ચલન રહિત એક જ આસને યાવજ્જીવન રહે તે પાદોપગમન તપ–આમ બે પ્રકારના સંથારા હોય છે

**૨. ઉણોદરી તપ**—આહાર, ઉપધિ તથા કષાય કમી કરે તે ઉણોદરી તપ તેના બે પ્રકાર—૧ દ્રવ્ય અને ૨ ભાવ દ્રવ્યથી ઉણોદરીના ૩ પ્રકાર–૧ વસ્ત્ર પાત્ર કમ રાખે તે ઉપકરણ ઉણોદરી તેથી મમત્વ ઘટે, જ્ઞાનધ્યાનમાં વૃદ્ધિ થાય, સુખે વિહાર થાય. ૨ પુરુષનો ૩૨ ગ્રાસ (કવલ) નો આહાર તેમાં ૮ ગ્રાસ લઇ સતોષ માને તે પોદાન ઉણોદરી, ૧૬ ગ્રાસ લે તે અર્ધ ઉણોદરી ૨૪ ગ્રાસ લે તે પાદ ઉણોદરી, ૩૧ ગ્રાસ લે તે કિંચિત્ ઉણોદરી, આહાર ઓછો લેવાથી પ્રમાદ ઘટે છે ઇચ્છા નિરોધની ટેવ પડે છે, શરીર નીરોગી રહે છે, બુદ્ધિની વૃદ્ધિ થાય છે ઇત્યાદિ અનેક ગુણોની પ્રાપ્તિ થાય ૨ ભાવ ઉણોદરી–ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ચપલતાદિ દોષ કમી કરે

---

* કનકાવલી આદિ તપનુ સ્વરૂપ પૃષ્ટ ૧૦૫ પરના યંત્રોથી જાણવુ

+ એક આયબિલ કરી એક ઉપવાસ કરે, બે આયબિલ કરી એક ઉપવાસ કરે, ત્રણ આયબિલ કરી એક ઉપવાસ કરે, એમ ક્રમશ આયબિલની વૃદ્ધ કરે. મધ્યમાં એક એક ઉપવાસ કરે, યાવત્ ૧૦૦ અયબિલ કરી ૧ ઉપવાસ કરે તે આયંબિલ વર્દ્ધમાન તપ આ તપમાં ૧૪-વર્ષ લાગે છે

બીજા પ્રહરમાં લાવેલુ ચોથા પ્રહરમા ભોગવે. બીજા પ્રહરનું ત્રીજામાં ભોગવે એમ ઘડી વગેરેના અભિગ્રહ કરે અને ૮ **ભાવથી**-ભાવથી પણ ભિક્ષાચરીના અનેક પ્રકાર જેમ કે બધી વસ્તુ અલગ અલગ લાવે અને એકઠી કરીને ખાય. ઇચ્છિત વસ્તુનો ત્યાગ કરે, આહાર કરતા મમત્વ ન કરે રુક્ષવૃત્તિ રાખે ઇત્યાદિ.

**૪ રસ પરિત્યાગ**—જીભને સ્વાદિષ્ટ લાગે, બલવૃદ્ધિ થાય એવી વસ્તુઓનો ત્યાગ કરે તે રસપરિત્યાગ તપ રસનો લોલુપી રોગી બને છે માટે લોલુપતા ત્યાગવી આ તપના ૧૪ પ્રકાર **૧ નીવિગએ**-દૂધ, દહી, ઘી, તેલ, મીઠાઈ એ પાંચ વિગય ત્યાગે **૨ પણિઅરસ પરિચ્ચએ**-ધારે ઘી વગેરે ન લે. **૩ આયમસિત્થભોએ** ઓસામણમાંથી દાણા ખાય **૪ અરસ આહારે** રસ મશાલા રહિત આહાર લે **૫ વિરસ આહારે**-જુનું ધાન્ય રાંધેલુ લે. **૬ અંત આહારે**-શેકેલા ચણા, અડદના બાકલા વગેરે લે **૭. પંત આહારે**-ટાઢા, વાસી આહાર લે **૮ લુકખ આહારે**-લુકખો આહાર લે **૯ તુચ્છ આહારે**-નિ.સાર, બળેલુ સત્વરહિત લે ૧૦ અરસ, ૧૧ વિરસ, ૧૨. અંત, ૧૩ પ્રાંત અને ૧૪ લુકખ આહારથી સંયમનો નિર્વાહ કરે

**૫ કાયકલેશ તપ**-સ્વેચ્છાએ, સ્વાધીનપણે, નિર્જરા અર્થે કાયાને કષ્ટ દે તે કાયકલેશ તપ તેના અનેક પ્રકાર —કાયોત્સર્ગ કરી ઉભા રહે તે 'ઠાણાઠિતિય' કાયોત્સર્ગ કર્યા વિના ઉભો રહે તે 'ઠાણાઇય', બન્ને ઢીંચણ વચ્ચે શરીર ઝુકાવી કાયોત્સર્ગ કરે તે 'ઉક્કડાસણિએ' અને 'પડિમાઠાઇએ' તે સાધુની ૧૨ પડિમા ( પ્રતિજ્ઞા ) ધારણ કરે—૧. પેલી પ્રતિજ્ઞામાં એક મહિના સુધી એક * દાત આહારની એક દાત પાણીની લે ૨ બીજી પ્રતિજ્ઞામા બે મહિના સુધી બે દાત આહારની બે દાત પાણીની લે ૩ ત્રીજી પ્રતિજ્ઞામાં ત્રણ મહિના સુધી ત્રણ દાત આહારની ત્રણ દાત પાણીની લે ૪ ચોથી પ્રતિજ્ઞામા ચાર મહિના સુધી ચાર દાત આહારની ચાર દાત પાણીની લે ૫ પાચમી પ્રતિજ્ઞામા પાંચ મહિના સુધી પાચ દાત આહારની પાંચ દાત પાણીની લે ૬. છઠ્ઠી પ્રતિજ્ઞામા છ મહિના સુધી છ દાત આહારની છ દાત પાણીની લે ૭. સાતમી પ્રતિજ્ઞામાં સાત મહિના સુધી સાત દાત આહારની સાત દાત પાણીની લે ૮ આઠમી પ્રતિજ્ઞામાં ૭ દિન સુધી એકાતર ચોવિહારા ઉપવાસ કરે, દિવસે સૂર્યની આતાપના લે રાત્રે વસ્ત્ર રહિત રહે, રાત્રિના ચત્તો અથવા એકજ પડખાભેર સૂઇ રહે. અગર કાઉસગ્ગમાં બેસી રહે આ ત્રણ પૈકી કોઇ પણ એક આસને સ્થિર રહે દેવ, મનુષ્ય, તિર્યંચના ઉપસર્ગ આવે તો સહન કરે પણ ચલિત થાય નહી ૯ નવમી પ્રતિજ્ઞા પણ આઠમી જેવી જાણવી એટલુ વિશેષ કે રાત્રે દંડાસન, ( ઉભો રહે ) કે લગડાસન, ( પગની એડી અને માથાનુ શિખાસ્થાન જમીનને લગાડી આખુ શરીર કમાનની પેઠે અધ્ધર રાખે ) કે ઉક્કડુ આસન (બન્ને ઘુટણ વચ્ચે શીર ઝુકાવીને રહે ) એ ત્રણમાંથી કોઇ પણ એક આસને આખી રાત રહે ૧૦ દશમી પ્રતિજ્ઞા પણ આઠમી જેવી જાણવી વિશેષમા ગોદોહાસન,

---

* સાધુએ વહોરાવતી વખતે એક વખતે જેટલું અન્નાદિ પાતરામાં પડે તે આહારની એક દાત અને પાણીની ધાર ખંડિત ન થાય ત્યાંસુધી પાણીની એક દાત ગણાય છે. અભિગ્રહ હોય તેથી વધુ દાત ન લેવાય, ઓછી લે તો હરકત નહીં

મિશ્ર વચનને ત્યાગ કરી સત્ય અને વ્યવહાર વચન પ્રવર્તાવે, ઔદારિક, ઔદારિક મિશ્ર,* વૈક્રિય, વૈક્રિય મિશ્ર, આહારક, આહારક મિશ્ર, અને કાર્મણ કાયયોગ એ સાત કાયયોગમાંથી અશુભને છાડી શુભ પ્રવર્તાવે તે 'યોગ પ્રતિસંલીનતા તપ'. અને ૪ વાડી, બગીચા, ઉદ્યાન,

---

વશ, વ્યાપારાદિમાં જૂઠું બોલે. ૫. રાગ અસત્ય-રાગને વશ સ્ત્રી આદિથી જૂઠું બોલે ૬ દ્વેષ અસત્ય-દ્વેષને વશ ખોટું આળ ચડાવે ૭. ભય અસત્ય-ભયને લીધે ચોર વગેરે જૂઠું બોલે ૮ હાસ્ય અસત્ય-મશ્કરી કરતા જૂઠું બોલે આખ્યાયિકા અસત્ય-વ્યાખ્યાનાદિમાં વધારીને વાત કરે ૧૦ શકા અસત્ય-સંશય વશ શાહુકારને પણ ચોર કહે ઉપર પ્રમાણે ક્રોધાદી દુર્ગુણોને વશ બોલાયેલાં વચનો અસત્ય કહેવાય છે. મિશ્ર ભાષના ૧૦ પ્રકાર-૧ આ જ દશ જન્મ્યા એમ કહે પરંતુ ન્યૂનાધિક હોય તે ઉત્પન્ન મિશ્ર ૨ આ જ દશ મર્યા તે વિગત મિશ્ર ૩. આ જ દશ જન્મ્યા, દશ મર્યા તે ઉભય મિશ્ર. ૪. કીડાનો જથ્થો જોઇ કહે સર્વ જીવ છે તેમાં કોઇક મરેલ પણ હોય તે જીવ મિશ્ર ૫. ઘણા મરેલા જોઇ કહે બધા મરી ગયા તે અજીવ મિશ્ર ૬ ઉક્ત બન્ને વાત સાથે કહે તે જીવાજીવ મિશ્ર. ૭ પ્રત્યેક વનસ્પતિને અનંત કાય કહે તે અનંત મિશ્ર. ૮. અનંતકાયને પ્રત્યેક કહે તે પરિત મિશ્ર ૯. સંધ્યા સમયને રાત્રિ કહે તે કાલ મિશ્ર ૧૦ રોઢાને બપોર કહે તે અધ્ધા મિશ્ર હવે સાચું પણ નહીં ને ખોટું પણ નહિ એવી વ્યવહાર ભાષાના ૧૨ પ્રકાર-૧ હે દેવદત્ત! ઇત્યાદિ નામે સંબોધન કરે, દેવદત્ત જીવનું નામ નથી કલ્પિત નામ છે, છતાં બોલાય છે તે આમંત્રણી ૨ તમે આમ કરો ઇત્યાદી આજ્ઞા કરે તે આજ્ઞાપની ૩ અમુક મને આપો ઇત્યાદી યાચના કરે તે યાચની ૪, આ કેમ થયુ ? ઇત્યાદિ પ્રશ્ન પૂછે તે પૃચ્છની. ૫. પાપ કરશે તે દુઃખી થશે એમ કહે તે પ્રજ્ઞાપની. ૬ આ કૃત્ય હુ નહિ કરૂ એમ કહે તે પ્રત્યાખ્યાની. ૭ પ્રશ્નના ઉત્તરમા કહે ઇચ્છાનુસાર કરો તે ઇચ્છાનુલોમા ૮ અર્થ સમજ્યા વિના કહે તમારી મરજી તે અનભિગૃહિતા ૯ અર્થ સમજી અથવા ગભરાઇને કહે હવે શુ કરૂ ? તે અભિગૃહિતા ૧૦ કોઇ કહે સિંધવ લવ ત્યારે વિચારે કે ઘોડો પુરૂષ, વસ્ત્ર અને નિમક એ ચારેને સિંધવ કહે છે હવે શું લઇ જાઉ ? તે સંશયકારિણી. ૧૧ આ એનો પિતાજ છે એવા સ્પષ્ટ અર્થવાળી ભાષા બોલે તે વ્યાકૃત અને ૧૨ બચ્ચાને ડરાવવા માટે કહે કે હાઉ આવ્યું પણ હાઉ શુ ? આવી ભાષા બોલે તે અવ્યાકૃત આ ચાર ભાષાના ૪૨ પ્રકાર કહ્યા તેમાથી અસત્ય અને મિશ્ર ભાષાના ૨૦ પ્રકાર છોડીને સત્ય અને વ્યવહાર ભાષાના ૨૨ પ્રકારની ભાષા પ્રયોજન નિમિત્ત યથોચિત બોલે

* ૧ હાડ, માંસ વગેરે સાત ધાતુનું પુતળુ-મનુષ્ય તિર્યંચનું શરીર તે ઔદારિક યોગ ૨. ઔદારિક શરીર પૂર્ણપણે નિષ્પન્ન ન થતા સુધી અન્ય શરીરનું મિશ્રપણુ રહે તે ઔદારિક મિશ્રયોગ ૩ વિવિધ રૂપોને (વિક્રયાને) ધારણ કરી શકે એટલે નાનુ મોટુ, એક અનેક રૂપે થઇ શકે તેવુ દેવ, નારકીનુ શરીર તે વૈક્રિય યોગ. ૪. વૈક્રિય શરીર પૂર્ણ નિષ્પન્ન ન થતા સુધી વૈક્રિય મિશ્ર યોગ. ૫ ચૌદ પૂર્વધારી મુનિરાજ સંશય ઉત્પન્ન થતા આહારક સમુદ્ઘાત કરી એક હાથનુ પુતળુ બનાવી તીર્થંકર કે કેવળી પાસે મોકલે તે આહારક યોગ ૬ આહારક શરીર કરતી કે સમાતી વખતે પૂર્ણ ન થતા સુધી આહાર મિશ્ર કાય યોગ અને ૭, એક શરીર છોડી બીજા શરીરમાં જતાં વળાવીઆની પેઠે સાથે રહે તે 'કાર્મણકાય યોગ' આ સાત કાયાના યોગમાંથી બન્યા જેટલા યોગ હોય તેટલાને ઉન્માર્ગે જતાં રોકે અને સન્માર્ગે પ્રવર્તાવે તે યોગપ્રતિસંલીનતા તપ.

વેષ પરિવર્તન કરાવી જઘન્ય ૭ માસ ઉત્કૃષ્ટ બાર વર્ષ પર્યંત સમ્પ્રદાયથી અલગ રાખી દુષ્કર તપ કરાવી ગ્રામાનુગ્રામ ફેરવીને બીજી વખત દીક્ષા આપે તે 'પારંચિયપ્રાયશ્ચિત'. (છેલ્લા બે પ્રાયશ્ચિત આ કાળમાં આવતાં નથી.)

૮. **વિનય તપ**-ગુરૂ આદિ વડિલોનાં, વયોવૃદ્ધ, ગુણવૃદ્ધનાં સત્કાર, સન્માન કરે તે વિનય તપ. તેના ૭ પ્રકાર —૧. જ્ઞાન વિનય, ૨ દર્શન વિનય, ૩ ચારિત્ર વિનય, ૪. મન વિનય, ૫. વચન વિનય, ૬. કાયા વિનય, ૭ લોક વ્યવહાર વિનય તેમાં જ્ઞાન વિનયના ૫ પ્રકાર—૧. ઉત્પાતિકી× આદિ બુદ્ધિના ધારક તે 'મતિજ્ઞાની.' ૨ નિર્મળ ઉપયોગી-શાસ્ત્રજ્ઞ તે 'શ્રુતજ્ઞાની,' ૩ મર્યાદામાં રહેલા રૂપી દ્રવ્યોને જાણે તે 'અવધિજ્ઞાની' ૪. અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિયના મનોગત ભાવને જાણે તે 'મન પર્યવજ્ઞાની' અને ૫. સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જાણે તે 'કેવળજ્ઞાની'. આ પાંચ જ્ઞાનીનો વિનય કરે તે જ્ઞાન વિનય ૨. દર્શન વિનયના બે પ્રકાર—૧ શુદ્ધ શ્રદ્ધાવંત આવે તેને સત્કાર દે આસનથી આમંત્રણ કરે, ઊંચા સ્થાને બેસાડે, વંદના ગુણાનુવાદ કરે, નમસ્કાર કરે, પોતાની પાસે ઉત્તમ વસ્તુ હોય તે તેને સમર્પણ કરે, યથાશકિત યથોચિત સેવાભકિત કરે તે શુશ્રુષા અને બીજા અનાશાતના વિનયના ૪૫ પ્રકાર —૧. અમુક અરિહંતના નામ સ્મરણથી દુઃખ કે ઉપદ્રવ થાય, ધન, સ્ત્રી, પુત્રનો, વિયોગ થાય તથા શત્રુનો નાશ થાય ઇત્યાદિ કહે તે 'અરિહંત આશાતના' ૨ જૈન ધર્મમાં સ્નાન, તિલકાદિ કંઇ અવલંબન નથી તે સારૂં નહી એમ કહે તે 'અરહિંત પ્રણીત ધર્મની આશાતના' ૩ પાંચ આચારના પાલક, દીક્ષા શિક્ષાના દાતા આચાર્યજી વયમાં કે બુદ્ધિમાં ન્યૂન હોય તે કારણે તેમનો વિનય ન સાચવે તે 'આચાર્ય આશાતના' ૪ દ્વાદશાંગી શાસ્ત્રના પાઠી, સ્વસમય પરસમયના જાણ અને શુદ્ધ સંયમના પાલણહારના અવર્ણવાદ બોલે, સત્કાર સન્માન ન કરે તે 'ઉપાધ્યાય આશાતના' ૫ એજ પ્રમાણે વયસ્થવિર (૬૦ વર્ષની ઉમરના) દીક્ષા સ્થવિર (૨૦ વર્ષની દીક્ષાવાલા) અને જ્ઞાન સ્થવિર (સ્થાનાંગ સમવાયાંગ સૂત્રના રહસ્યના જાણ) એ ત્રણે સ્થવિરોની અશાતના કરે તે 'સ્થવિર આશાતના' ૬. એક ગુરૂના અનેક શિષ્યો પરસ્પર આશાતના કરે તે 'કુલ આશાતના' ૭ સંપ્રદાયના સાધુ પરસ્પર આશાતના કરે તે 'ગણુ આશાતના' ૮ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘની આશાતના કરે તે 'સંઘ આશાતના' ૯ શાસ્ત્રોકત શુદ્ધ ક્રિયા કરનારની આશાતના કરે તે 'ક્રિયાવંતની આશાતના' ૧૦ એકજ મંડલમાં આહાર કરવાવાળાની આશાતના કરે તે 'સંભોગીની આશાતના' અને ૧૧ થી ૧૫ મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની. અવધિજ્ઞાની, મન પર્યવજ્ઞાની અને કેવળજ્ઞાની એ પાંચ જ્ઞાનીના ગુણ ઓળવે તે 'પાંચ જ્ઞાનની આશાતના'. આ ૧૫ ની ૧. આશાતના વર્જે, ૨ આ ૧૫ ની પ્રેમપૂર્વક ભકિત કરે અને ૩ આ ૧૫ નાં ગુણકીર્તન કરે એમ ૧૫×૩=૪૫ ભેદ આશાતના વિનયના જાણવા ૩. ચારિત્ર વિનયના ૫ પ્રકાર— ૧ સામાયિક (**सम्+आय्+इक**=સમભાવ રૂપ લાભમાં પ્રવર્તક), મન, વચન, કાયાના યોગોને સાવદ્ય (પાપકારી) કાર્યથી ત્રિવિધે રોકે તે 'સામાયિક ચારિત્રી' ૨ છેદોપસ્થાપન **छेद+उपस्थापन**-પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓને જઘન્ય ૭ મે દિવસે, મધ્યમ ૪

× ૧. નવી વાત ઉપજે, હાજર જવાબીપણુ વગેરે ઉત્પાતિકી, ૨ વિનયથી પ્રાપ્ત થાય તે વૈનયિકી, ૩ કામ કરતાં વધે તે કાર્મિકી અને ૪ વય વધતાં વધે તે પારિણામિકી બુદ્ધિ.

મહિને અને ઉત્કૃષ્ટ ૬ મહિને મહાવ્રતારોપણ કરે તથા મહા દોષીને પુન મહાવ્રતારોપણ કરે તે 'છેદોપસ્થાન ચારિત્રી ૩ પરિહાર વિશુદ્ધિ ૯ વર્ષની વયવાળા ૯ પુરૂષ દીક્ષા લે ૯ પૂર્વ પૂર્ણ અને ૧૦ મા પૂર્વની ત્રીજી આચાર વત્થુ સુધી જ્ઞાન ભણીને ૧ વર્ષની દીક્ષા થયા બાદ તીર્થંકરના અથવા પૂર્વના પરિહાર વિશુદ્ધિ ચારિત્રીના મુખથી પરિહાર વિશુદ્ધિ ચારિત્ર ગ્રહણ કરે ઉષ્ણકાળમાં ૧-૨-૩ ઉપવાસ શીતકાળમાં ૨-૩ ૪ ઉપવાસ, વર્ષાકાળમાં ૩ ૪ ૫ ઉપવાસ એ રીતે ૪ પુરૂષ તપ કરે ૪ તેમની વૈયાવચ્ચ કરે અને ૧ વ્યાખ્યાન વાંચે ૬ માસ પૂર્ણ થયે તપ કરનારા વૈયાવચ્ચ કરે વૈયાવચ્ચ કરનારા તપ કરે, ૧ વ્યાખ્યાન દે પુન ૬ મહિના પૂર્ણ થયા બાદ વ્યાખ્યાન વાંચવાવાળા તપ કરે અને આઠે તેમની ભક્તિ કરે એમ ૧૮ મહિના આ ચારિત્રનું પાલન કરે તેજુ પદ્મ અને શુક્લ એ ત્રણ લેશ્યા જ પરિણમે તે પરિહાર વિશુદ્ધિ ચારિત્રી ૪ સૂક્ષ્મ-સંપરાય-સૂક્ષ્મ-કિંચિત્ + સંપરાય કષાય. દશમ ગુણ સ્થાનવર્તી જીવને અંતર્મુહૂર્ત માત્ર સંજ્વલનનો કિંચિત્ લોભ રહે તે 'સૂક્ષ્મ સંપરાય ચારિત્રી ૫ યથાખ્યાન સર્વજ્ઞ દેવે જે રીતે કહ્યું છે તેમ, મૂળગુણ-મહાવ્રતમાં ઉત્તમગુણ-સમિતિ ગુપ્તિ આદિમાં કિંચિત દોષ ન લગાડે વીતરાગના કથનાનુસાર વીતરાગ ભાવથી ચારિત્ર પાળે તે યથાખ્યાત ચારિત્રી આ ચારિત્રવાળાને અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે આ પાંચે ચારિત્રવાળાનો વિનય કરે તે ચારિત્ર વિનય ૪ અપ્રશસ્ત, કર્કશ કઠોર, છેદક, ભેદક પરિતાપકારી એવા વિચાર મનમાં ન આવવા દે અને પ્રશસ્ત કોમળ દયાળુ, નિર્મળ વિચાર કરે તે 'મન વિનય' ૫ કર્કશ, કઠોર છેદક ભેદક પરિતાપકારી ઇત્યાદિ વચનોચ્ચાર ન કરે અને પ્રશસ્ત વચનોચ્ચાર કરે તે વચન વિનય' ૬ ગમનાગમન કરતાં ઉભા રહેતાં, બેસતાં સૂતાં સર્વ ઇંદ્રિયોને અપ્રશસ્ત કાર્યોથી રોકી પ્રશસ્ત કાર્યમાં પ્રવર્તાવે તે કાય વિનય અને ૭ મો લોક વ્યવહાર વિનય તેના ૭ પ્રકાર—૧ ગુરુની આજ્ઞામાં વર્તે ૨ ગુણાધિક સ્વધર્મીની આજ્ઞામાં વર્તે ૩ સ્વધર્મીનું કામ કરે ૪ ઉપકારીનો ઉપકાર માને ૫ અન્યની ચિંતા ટાળવાનો ઉપાય કરે ૬ દેશકાળને ઉચિત પ્રવૃત્તિ કરે ૭ વિચક્ષણતા નિષ્કપટતાપૂર્વક સર્વને પ્રિય લાગે તેવાં સર્વ કામ કરે

૯ વૈયાવચ્ચ તપના ૧૦ પ્રકાર.— ૧ આચાર્ય, ૨ ઉપાધ્યાય, ૩ શિષ્ય ૪ ગ્લાની (રોગી) ૫ તપસ્વી ૬ સ્થવિર ૭ સ્વધર્મી કુળ (ગુરૂભાઈ) ૯ ગણ (સંપ્રદાયના સાધુ) અને ૧૦ સંઘ (તીર્થ) આ દશને આહાર વસ્ત્ર પાત્ર ઔષધોપચાર આદિ જોઈએ તે લાવી આપે પગ ચંપી આદિ કરે તે વૈયાવચ્ચ તપ.

૧૦ સજ્ઝાય તપના ૫ પ્રકાર—૧ ગીતાર્થ-બહુસૂત્રીને પ્રસન્ન કરી તેની પાસે શાસ્ત્રાભ્યાસ કરે તે વાચના, ૨ સૂત્રાર્થમાં સંશય પડે તો જરાપણ શરમ રાખ્યા વિના વિનય પૂર્વક પ્રશ્નોત્તર કરી સંદેહની નિવૃત્તિ કરે તે પૃચ્છના ૩ સંદેહ રહિત ગ્રહણ કરેલા જ્ઞાનને વારંવાર યાદ કરે જેથી જ્ઞાન નિશ્ચલ થાય, સ્મરણશક્તિ વધે તે પરિયટ્ટણા ૪ પુનરાવૃત્તિ કરતાં પોપટની પેઠે શૂન્ય ચિત્ત ન રાખે પણ તેના અર્થ પરમાર્થ પ્રતિ દીર્ઘ ઉપયોગ રાખે તે 'અનુપ્રેક્ષા આથી બુદ્ધિની વૃદ્ધિ અને મહાનિર્જરા થાય છે. અને ૫ ઉક્ત ચાર પ્રકારના નિશ્ચય નિઃસંદેહ પ્રાપ્ત કરેલા જ્ઞાનનો લાભ બીજાને પણ આપે અર્થાત્ પરિષદમાં ઉપદેશ દે તે ધર્મકથા જેથી શાસનની ઉન્નતિ, ધર્મવૃદ્ધિ આદિ મહા ઉપકાર થાય તે પાંચ પ્રકારના સ્વાધ્યાય તપ

**કનકાવલી તપ**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| ૩ | ૩ | ૩ | | ૩ | | ૩ |
| ૩ | * | ૩ | | ૩ | | ૩ |
| ૩ | ૩ | ૩ | | ૩ | ૩ | ૩ |
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| | ૪ | | | | ૪ | |
| | ૫ | | | | ૫ | |
| | ૬ | | | | ૬ | |
| | ૭ | | | | ૭ | |
| | ૮ | | | | ૮ | |
| | ૯ | | | | ૯ | |
| | ૧૦ | | | | ૧૦ | |
| | ૧૧ | | | | ૧૧ | |
| | ૧૨ | | | | ૧૨ | |
| | ૧૩ | | | | ૧૩ | |
| | ૧૪ | | ૩ | | ૧૪ | |
| | ૧૫ | | ૩ ૩ | | ૧૫ | |
| | ૧૬ | | ૩ ૩ | | ૧૬ | |
| | ૩ | ૩ | ૩ ૩ | ૩ | ૩ | |
| | ૩ | ૩ | ૩ ૩ | ૩ | ૩ | |
| | ૩ | ૩ | ૩ ૩ | ૩ | ૩ | |
| | * | ૩ | ૩ ૩ | ૩ | | |
| | | | ૩ ૩ | | | |
| | | | ૩ | | | |

**રત્નાવલી તપ**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| ૨ | ૨ | ૨ | | ૨ | ૨ | ૨ |
| ૨ | | ૨ | | ૨ | * | ૨ |
| ૨ | ૨ | ૨ | | ૨ | ૨ | ૨ |
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| | ૪ | | | | ૪ | |
| | ૫ | | | | ૫ | |
| | ૬ | | | | ૬ | |
| | ૭ | | | | ૭ | |
| | ૮ | | | | ૮ | |
| | ૯ | | | | ૯ | |
| | ૧૦ | | | | ૧૦ | |
| | ૧૧ | | | | ૧૧ | |
| | ૧૨ | | | | ૧૨ | |
| | ૧૩ | | | | ૧૩ | |
| | ૧૪ | | ૨ | | ૧૪ | |
| | ૧૫ | | ૨ ૨ | | ૧૫ | |
| | ૧૬ | ૨ | ૨ ૨ | ૨ | ૧૬ | |
| | ૨ | ૨ | ૨ ૨ | ૨ | ૨ | |
| | ૨ | ૨ | ૨ ૨ | ૨ | ૨ | |
| | ૨ | ૨ | ૨ ૨ | ૨ | ૨ | |
| | | ૨ | ૨ ૨ | ૨ | * | |
| | | | ૨ ૨ | | | |
| | | | ૨ | | | |

**એકાવલી તપ**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| ૧ | ૧ | ૧ | | ૧ | ૧ | ૧ |
| ૧ | * | ૧ | | ૧ | * | ૧ |
| ૧ | ૧ | ૧ | | ૧ | ૧ | ૧ |
| | ૧ | | | | ૧ | |
| | ૨ | | | | ૨ | |
| | ૩ | | | | ૩ | |
| | ૪ | | | | ૪ | |
| | ૫ | | | | ૫ | |
| | ૬ | | | | ૬ | |
| | ૭ | | | | ૭ | |
| | ૮ | | | | ૮ | |
| | ૯ | | | | ૯ | |
| | ૧૦ | | | | ૧૦ | |
| | ૧૧ | | | | ૧૧ | |
| | ૧૨ | | | | ૧૨ | |
| | ૧૩ | | | | ૧૩ | |
| | ૧૪ | | ૧ | | ૧૪ | |
| | ૧૫ | | ૧ ૧ | | ૧૫ | |
| | ૧૬ | ૧ | ૧ ૧ | ૧ | ૧૬ | |
| | ૧ | ૧ | ૧ ૧ | ૧ | ૧ | |
| | ૧ | ૧ | ૧ ૧ | ૧ | ૧ | |
| | ૧ | ૧ | ૧ ૧ | ૧ | ૧ | |
| | * | | ૧ ૧ | | * | |
| | | | ૧ | | | |

કનકાવલી તપની એક પરિપાટીમા તપના દિવસ ૪૩૪ અને પારણાં ૮૮ તેના માસ ૧૭, દિ ૧૨ થાય છે ચાર પરિપાટીનાં ૫ વર્ષ ૯ માસ ૧૮ દિવસ લાગે છે.

રત્નાવલી તપની એક પરિપાટીમાં તપના દિન ૩૮૪ અને પારણાં ૮૮ તેના માસ ૧૫, દિન ૨૨ થાય છે. ચાર પરિપાટીનાં ૫ વર્ષ ૨ માસ ૨૮ દિવસ થાય છે

એકાવલી તપની એક પરિપાટીના તપના દિવસ ૩૩૪ અને પારણાં ૮૮ તેના માસ ૧૪, દિવસ ૨ થાય છે ચાર પરિપાટીનાં ૪ વર્ષ ૮ માસ ૮ દિવસ લાગે છે

| મુક્તાવલી તપ | |
|---|---|
| ૧ | ૧ |
| ૨ | ૨ |
| ૧ | ૧ |
| ૩ | ૩ |
| ૧ | ૧ |
| ૪ | ૪ |
| ૧ | ૧ |
| ૫ | ૫ |
| ૧ | ૧ |
| ૬ | ૬ |
| ૧ | ૧ |
| ૭ | ૭ |
| ૧ | ૧ |
| ૮ | ૮ |
| ૧ | ૧ |
| ૯ | ૯ |
| ૧ | ૧ |
| ૧૦ | ૧૦ |
| ૧ | ૧ |
| ૧૧ | ૧૧ |
| ૧ | ૧ |
| ૧૨ | ૧૨ |
| ૧ | ૧ |
| ૧૩ | ૧૩ |
| ૧ | ૧ |
| ૧૪ | ૧૪ |
| ૧ | ૧ |
| ૧૫ | ૧૫ |
| ૧ | ૧ |
| ૧૬ | ૧૬ |

| બૃહત્સિંહ ક્રીડા | | |
|---|---|---|
| ૧ | | ૧ |
| ૨ | | ૨ |
| ૧ | | ૧ |
| ૩ | | ૩ |
| ૨ | | ૨ |
| ૪ | | ૪ |
| ૩ | | ૩ |
| ૫ | | ૫ |
| ૪ | | ૪ |
| ૬ | | ૬ |
| ૫ | | ૫ |
| ૭ | | ૭ |
| ૬ | | ૬ |
| ૮ | | ૮ |
| ૭ | | ૭ |
| ૯ | | ૯ |
| ૮ | | ૮ |
| ૧૦ | | ૧૦ |
| ૯ | | ૯ |
| ૧૧ | | ૧૧ |
| ૧૦ | | ૧૦ |
| ૧૨ | | ૧૨ |
| ૧૧ | | ૧૧ |
| ૧૩ | | ૧૩ |
| ૧૨ | | ૧૨ |
| ૧૪ | | ૧૪ |
| ૧૩ | | ૧૩ |
| ૧૫ | | ૧૫ |
| ૧૪ | | ૧૪ |
| ૧૬ | ૧૫ | ૧૬ |

| લઘુસિંહ ક્રીડા | | |
|---|---|---|
| ૧ | | ૧ |
| ૨ | | ૨ |
| ૧ | | ૧ |
| ૩ | | ૩ |
| ૨ | | ૨ |
| ૪ | | ૪ |
| ૩ | | ૩ |
| ૫ | | ૫ |
| ૪ | | ૪ |
| ૬ | | ૬ |
| ૫ | | ૫ |
| ૭ | | ૭ |
| ૬ | | ૬ |
| ૮ | | ૮ |
| ૭ | | ૭ |
| ૯ | | ૯ |
| | ૮ | |

મુક્તાવલી તપની એક પરિપાટીના તપના દિવસ ૩ પારણાં દિવસ ૬ તેનું પૂરું એક વર્ષ થાય છે ચાર પરિપાટી ૪ વર્ષમાં પૂર્ણ થાય છે

બૃહત્સિંહક્રીડા તપના દિવસ ૪૯૭ પારણાં ૬૧ તેના મહિના ૧૮ દિન ૧૮ થાય છે ચારે મળી ૬ વર્ષ ૨ મહિના ૧૨ દિવસમાં થાય છે

લઘુસિંહક્રીડા તપના દિવસ ૧૫૪ પારણાં ૩૩ સર્વ માસ ૬ દિન ૭ ચાર મળીને ૨ વર્ષ ૨૮ દિવસ લાગે છે

### વજ્ર મધ્ય પ્રતિમા

સુદી એકમે એક ગ્રાસ લે પછી નિત્ય એક એક ગ્રાસ વધતાં અમાવાસ્યાના દિને ૧૫ ગ્રાસ આહાર, વદિ પડવાના દિવસે ચૌદ ગ્રાસ આહાર એમ ઘટતાં પૂર્ણિમાએ ઉપવાસ કરે તે વજ્ર મધ્ય પ્રતિમા.

### યવ મધ્ય પ્રતિમા

સુદિ પડવાને દિવસે ૧૫ ગ્રાસ આહાર પછી નિત્ય એક એક ગ્રાસ કમી કરતાં અમાવાસ્યાનો ઉપવાસ કરે અને ફરી પડવાનો એક ગ્રાસ આહાર. એમ વધતાં વધતાં પૂનમે ૧૫ ગ્રાસ આહાર તે યવ મધ્ય પ્રતિમા.

## સર્વતો ભદ્ર પ્રતિમા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ |
| ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ |
| ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ |
| ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૬ | ૭ | ૮ |

સર્વતો ભદ્ર પ્રતિમા તપના દિવસ ૩૯૨ પારણા ૪૯ સર્વ મળી ૪૪૧ દિવસે તે તપ પૂર્ણ થાય તેમાં ૧૪ મહિના ૨૧ દિવસ લાગે

## મહાભદ્ર પ્રતિમા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |

મહાભદ્ર પ્રતિમા તપના દિવસ ૧૯૬ પારણા ૪૯ સર્વ મળી ૨૪૫ દિન, આઠ માસ અને પાંચ દિવસે આ તપ પૂર્ણ થાય છે

## ભદ્ર પ્રતિમા તપ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |

ભદ્રપ્રતિમા તપના દિવસ ૭૫ પારણાં ૨૫ બધા મળી દિવસ ૧૦૦ એ તપ ૩ મહિના અને ૧૦ દિવસે પૂર્ણ થાય છે.

| તપ દિન | ગુણરત્ન સંવત્સર તપ | પારણાંના દિન | સર્વ દિન |
|---|---|---|---|
| ૩૨ | ૧૬ ૧૬ | ૨ | ૩૪ |
| ૩૦ | ૧૫ ૧૫ | ૨ | ૩૨ |
| ૨૮ | ૧૪ ૧૪ | ૨ | ૩૦ |
| ૨૬ | ૧૩ ૧૩ | ૨ | ૨૮ |
| ૨૪ | ૧૨ ૧૨ | ૨ | ૨૬ |
| ૩૩ | ૧૧ ૧૧ ૧૧ | ૩ | ૩૬ |
| ૩૦ | ૧૦ ૧૦ ૧૦ | ૩ | ૩૩ |
| ૨૭ | ૯ ૯ ૯ | ૩ | ૩૦ |
| ૨૪ | ૮ ૮ ૮ | ૩ | ૨૭ |
| ૨૧ | ૭ ૭ ૭ | ૩ | ૨૪ |
| ૨૪ | ૬ ૬ ૬ ૬ | ૪ | ૨૮ |
| ૨૫ | ૫ ૫ ૫ ૫ ૫ | ૫ | ૩૦ |
| ૨૪ | ૪ ૪ ૪ ૪ ૪ ૪ | ૬ | ૩૦ |
| ૨૪ | ૩ ૩ ૩ ૩ ૩ ૩ ૩ ૩ | ૮ | ૩૨ |
| ૨૦ | ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ | ૧૦ | ૩૦ |
| ૧૬ | ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ | ૧૬ | ૩૨ |

ઉપર્યુક્ત તપનુ નામ શ્રી ઉવવાઇ સૂત્રમા છે અને તે તપમાંથી કેટલાક તપ કરનારના નામ પણ અંતગડ સૂત્રમા છે ઉક્ત તપની ૪ પરિપાટી કરવામા આવે છે અર્થાત્ પૂર્ણ તપ ચાર વખત કરાય છે તેમાં પહેલી વખત તપ કરતા સર્વ રસ સહિત પારણાં કરે છે બીજી વખત તપ કરતા પારણામાં પાંચે વિગયનો ત્યાગ કરે છે, ત્રીજી વખત પારણામાં વિગયનો લેપ માત્ર પણ વર્જે છે. અને ચોથી વખત તપ કરતાં પારણે આયંબિલ કરે છે આ પ્રમાણે મમત્વનો ત્યાગ કરે છે તે મોક્ષને પ્રાપ્ત કરી શકે છે

૧૧ ધ્યાન તપના ૪૮ પ્રકાર—ધ્યાન ૪ પ્રકારનાં છે તેમાં ૧ આર્ત્ત અને ૨ રૌદ્ર એ બે અશુભ છે અને ૩ ધર્મ અને ૪ શુકલ એ બે શુભ છે ૧ આર્ત્તધ્યાનના ૪ પ્રકાર ૧–૨ મનોજ્ઞ શબ્દ, રૂપ, રસ ગંધ, સ્પર્શનો સંયોગ ઇચ્છે અને અમનોજ્ઞ શબ્દાદિનો વિયોગ ઇચ્છે ૩ ૪ જ્વરાદિ રોગોનો નાશ ઇચ્છે અને પ્રાપ્ત કામભોગો અચળ રહે એમ ઇચ્છે આ ચાર વિચાર તે આર્ત્તધ્યાન. આર્ત્તધ્યાનીનાં ૪ લક્ષણ ૧ આક્રંદન કરે ૨ શોક ચિંતા કરે ૩ અશ્રુપાત કરે. ૪ વલોપાત કરે રૌદ્રધ્યાનીના ૪ વિચાર. ૧ હિંસા કરવાનો, ૨ જૂઠ બોલવાનો, ૩ ચોરી કરવાનો, અને ૪ ભોગોપભોગનો વિચાર કરે તે રૌદ્રધ્યાની રૌદ્રધ્યાનીનાં ૪ લક્ષણ ૧ હિંસાદિ કૃત્ય કરે ધૃષ્ટતાપૂર્વક વારંવાર હિંસા કરે ૨ અજ્ઞાનતાથી હિંસામય ધર્મની સ્થાપના કરે તથા કામશાસ્ત્રનો અભ્યાસ કરે અને ૪ મૃત્યુપર્યંત પાપનું પ્રાયશ્ચિત્ત કરે નહીં ધર્મ ધ્યાનીના ૪ પાયા ૧–રે ! જીવ ! વીતરાગ પ્રભુએ તો આરંભ પરિગ્રહને સંસાર વધારનાર કહ્યો છે અને તું તો તેમાં લુબ્ધ થઇ રહ્યો છે ! તારી શી ગતિ થશે ! આ પ્રમાણે વીતરાગની આજ્ઞાનો વિચાર કરે આજ્ઞાવિચય ૨–રે ! જીવ ! તું રાગ ને દ્વેષ બંધનથી બંધાયો એટલે ચતુર્ગતિમાં અનંત પરિતાપ સહ્યો હવે તો ચેત. અપાયકારી રાગદ્વેષથી નિવૃત્ત થા આવો વિચાર કરે તે અપાયવિચય ૩ રે જીવ ! તારાં શુભાશુભ કર્માનુસાર સુખરૂપ મીઠાં ફળ અને દુઃખરૂપ કડવાં ફળ તને પ્રાપ્ત થયાં છે હવે તે ભોગવ્યા વિના છૂટકો નથી માટે મિથ્યા હર્ષ શોક શું કરે છે ! એમ વિચારે તે વિપાકવિચય અને ૪ ઉર્ધ્વ અધો અને તિર્યક્ એમ ત્રણ લોકના આકારનું સ્વરૂપ વિચારે તે સંસ્થાન વિચય ધર્મધ્યાનનાં ૪ લક્ષણ ૧ વીતરાગ પ્રણીત શાસ્ત્રાનુસાર ક્રિયા કરવાની રુચિ તે આજ્ઞારુચિ ૨ જીવાદિક ૯ તત્ત્વનું સત્ય સ્વરૂપ જાણવાની સ્વાભાવિક રુચિ તે નિસર્ગ રુચિ ૩ ગુરુ આદિનો સદુપદેશ શ્રવણ કરવાની રુચિ તે ઉપદેશ રુચિ અને ૪ આચારાંગાદિ સૂત્ર સાંભળવાની રુચિ તે સૂત્રરુચિ ધર્મધ્યાનનાં ૪ આલંબન. ૧ વાચના, ૨ પૃચ્છના, ૩ પરિવર્તના અને ૪ ધર્મકથા (આનો અર્થ સ્વાધ્યાય તપમાં કહ્યો છે) ધર્મધ્યાનની ૪ અનુપ્રેક્ષા ૧ રે જીવ ! પુરણગલન એટલે ભેગા થવું અને વીખરાવું એવા સ્વભાવવાળા પૌદ્ગલિક પદાર્થોમાં તું રચ્યો પચ્યો રહે છે પણ પુદ્ગલ પરની એ પ્રીતિ જ તને દુઃખરૂપ થઇ પડની છે કારણ કે પુણ્ય પૂર્ણતાની સાથે જોતજોતામાં તેનો નાશ થઇ જશે, અગર આયુષ્ય પૂરતાં તે બધું છોડીને આત્મા જવું પડશે. જેને તું સુખરૂપ માને છે તે સુખરૂપ નથી કિન્તુ દુઃખરૂપજ છે એમ વિચારી એના ઉપરથી મમત્વ છોડી સુખી બન આવો વિચાર કરે તે અનિત્યાનુપ્રેક્ષા ૨ રે ! ચેતન ! તું સ્વજનોને આધારભૂત માની રહ્યો છે પરંતુ જ્યાંસુધી તારી પાસે ધન છે તથા શરીર સશક્ત છે ત્યાંસુધી તેઓ તારી સહાયતા કરશે, જ્યારે તું નિર્ધન કે અશક્ત બનશે ત્યારે તેઓ જ તારો તિરસ્કાર કરશે. સાચો મિત્ર અને સહાયક તો શ્રી જિનેશ્વર દેવ પ્રણીત ધર્મ જ છે એમ જાણી બીજાની આશા છોડ અને સદ્ધર્મનું શરણ ગ્રહણ કર. આવો વિચાર કરે તે અશરણાનુપ્રેક્ષા ૩ રે ! જીવ ! તું એકલો આવ્યો છે એકલો જવાનો છે જેને તું પ્રાણથી પ્યારું ગણી પાળી પોષી પુષ્ટ બની રહ્યું છે તે શરીર પણ તારી સાથે નહીં આવે તો પછી ધન કુટુમ્બાદિનું તો કહેવું જ શું ? તું તો સત્ ચિત્ આનંદરૂપ છે અને આ સર્વેનો સંયોગ વિનાશી છે સંસારના સર્વ ક્ષણભંગુર પદાર્થોના સંબંધી તું આ સંસારમાં અનંત વિટંબના ભોગવી રહ્યો છે છતાં પણ તેનાથી

તારૂં મમત્વ છૂટતુ નથી. કરોળીઆની જેમ પોતે બાંધેલી જાળમાં પોતેજ સપડાય છે અને દુ ખી થાય છે રે ! મૂઢશિરોમણિ ! તને ધિક્કાર છે અરે ! હવે તો મોહનિદ્રામાંથી કંઇક જાગ્રત થા. મારૂ શુ અને પરાયું કયું ? તેનો વિવેક શીખ. પરપદાર્થોની પ્રીતિ છોડ નિજ પદાર્થ જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ રત્નત્રયીની પ્રીતિ કરી સુખી થા. આવો વિચાર કરે તે 'એકત્વાનુપ્રેક્ષા.' અને ૪ રે ! આત્મન્ ! તે નરકમાં ક્ષેત્રવેદના, પરમાધામીકૃત વેદના, તિર્યંચમા છેદનભેદન, તાડન તર્જન, પરાધીનતા, મનુષ્યમાં દરિદ્રતા, રોગશોકાદિ, અને દેવતામાં આભિયોગિક દેવપણે હલકા કામો કર્યા તથા વજ્રપ્રહારો સહ્યા આમ ચારે ગતિમાં અનંત દુ ખો સહન કરતા કરતાં અનંતાનંત કાળ વીત્યો, કષ્ટોથી કર્મ નિર્જરી પુણ્યની વૃદ્ધિ થતા મનુષ્ય જન્માદિ સામગ્રી મળી એટલા માટે હવે તું આરંભ પરિગ્રહનો ત્રિવિધ ત્રિવિધ ત્યાગ કરી, ક્રોધાદિ પ્રકૃતિઓનો નાશ કર કે જેથી તુ આ બધી વિટંબનાથી છૂટે મોક્ષરૂપ પરમપદને પ્રાપ્ત કરી સુખી થાય આવો વિચાર કરે તે 'સંસારાનુપ્રેક્ષા' આ ધર્મધ્યાનના ૧૬ ભેદ થયા હવે ચોથા શુક્લધ્યાનના ૪ પાયા–૧. અનંત દ્રવ્યાત્મક લોકમાંનુ એક દ્રવ્ય ગ્રહણ કરી તેના ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ, અમૂર્તત્વ આદિ અનેક ધર્મોનું ચિંતન કરે, અર્થ ઉપરથી શબ્દ ઉપર અને શબ્દ ઉપરથી અર્થ ઉપર ચિંતન માટે પ્રવર્તે તે ધ્યાન 'પૃથક્ત્વવિતર્ક સવિચાર' કહેવાય છે ૨ ઉત્પાદાદિ દ્રવ્યની એકજ પર્યાયને ભેદભાવ રહિત, એકત્રપણે, આકાશાદિ પ્રદેશોનું અવલંબન કરી રહે. તેનો વિચાર કરે વિચાર પલટે નહી અને આગળ વધતો જાય અથવા આત્માના એક શુદ્ધ ભાવ પર્યાયમા લીન થઇ જવુ તે ધ્યાન એકત્વવિતર્ક નિર્વિચાર કહેવાય છે ૩. એક સમયની સ્થિતિવાળી સર્વથી અતિ સૂક્ષ્મ ઇર્યાપથિકી ક્રિયાજ માત્ર જેમને હોય છે. તેવા તેરમા ગુણસ્થાનવર્તી સયોગી કેવળજ્ઞાનીનુ યોગોનું રૂંધન કરતી વખતનુ ધ્યાન તે સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ' કહેવાય છે, અને ૪ જ્યારે શરીરની શ્વાસ પ્રશ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જાય અને આત્મ પ્રદેશનુ સર્વથા મેરૂની પેઠે અકંપપણુ પ્રકટે અને આત્મપ્રદેશોનો ઘન બની જાય ત્યારે તે ધ્યાન 'સમુચ્છિન્નક્રિયા અનિવૃત્તિ' ધ્યાન કહેવાય છે. શુકલ ધ્યાનનાં ૪ લક્ષણુ - ૧ જેમ તલમાં તેલ, દૂધમાં ઘી, માટીમા ધાતુ એક રૂપ થઇ રહેલ હોય છે, પરંતુ યંત્રાદિ પ્રયોગથી તે અલગ થાય છે, તેમ જ્ઞાનાદિ ત્રણ રત્નોની ક્ષાયિકભાવે આરાધના કરવાથી આત્મ કર્મથી મુક્ત થાય છે આ પ્રમાણે કર્મથી અલિપ્ત રહે અને પરભાવનો ત્યાગ કરીને આત્મભાવમાં લીન થવુ તે વિવેક ૨ પૂર્વ તે માત પિતાદિના અને પશ્ચાત્ તે સાસૂ સસરાદિના સંયોગ તેમજ વિષયકષાયાદિ આભ્યંતર સંયોગ એમ બન્ને પ્રકારના સંયોગનો ત્યાગ અને રાગદ્વેષનો ત્યાગ તે વ્યુત્સર્ગ ' ૩ સ્ત્રી આદિના હાવ ભાવ તે અનુકૂળ ઉપસર્ગ અને દેવ દાનવાદિકૃત દુ ખ તે પ્રતિકૂળ ઉપસર્ગ એ બન્ને પ્રકારના ઉપસર્ગથી ચલિત ન થાય ઇંદ્રની અપ્સરા કે વિકરાલ દૈત્ય જેમને ધ્યાનમાંથી કિંચિત્ માત્ર પણ ચળાવી ન શકે તે 'અવ્યથ' અને ૪ મનોજ્ઞ, અમનોજ્ઞ શબ્દ રૂપ, ગંધ રસ, સ્પર્શમાં રાગદ્વેષ ન કરે તે 'અસમોહ, શુકલધ્યાનના ૪ અવલમ્બન–૧. કોઇપણ જોયેલો કે સાંભળેલા પદાર્થમાથી સાર સાર ગ્રહણ કરે અસારને છોડી દે કદાપિ કિંચિત્માત્ર ક્રોધ ન કરે અને સમતા રસમા લીન રહે તે ક્ષાન્તિ ૨ કોઇપણ વસ્તુ પર મમત્વ ન કરે અને આત્મ સંતોષમાં લીન રહે તે મુક્તિ ૩ કોઇનો દોષ ન જુએ અને બાહ્યાભ્યંતર સરલ રહે તે 'આર્જવ' અને ૪ સદૈવ દ્રવ્ય ભાવથી કોમળ-નમ્ર રહે તે 'માર્દવ

પૂર્વોક્ત પ્રકારથી—જ્ઞાનાચારના આઠ પ્રકાર. ૨. દર્શનાચારના આઠ પ્રકાર, અને ૩ ચારિત્રાચારના આઠ પ્રકાર એમ ૮×૩=૨૪ પ્રકાર. તેમાં અતિચાર દોષ ન લગાડે અને ગુણો ગ્રહણ કરે અને કરાવે તથા તપાચારના ૧૨ પ્રકાર કહ્યા તે મુજબ તપ કરે અને કરાવે. એ પ્રમાણે ૨૪+૧૨=૩૬ ગુણ પણ આચાર્યજીના થાય છે. એ ૩૬ ગુણોના વિકાસમાં આચાર્યજી પોતે વીર્ય ફોરવે છે અને બીજાને વીર્ય સ્ફુરાવે છે તે વીર્યાચાર કહેવામાં આવે છે.

---

૭ સંયમ પાળે, ૮ જ્ઞાનમાં નિમગ્ન રહે, ૯ ભક્તિ કરે, ૧૦ સત્ય પુરૂષને વંદન કરે, ૧૧ શાસ્ત્રાર્થ વિચારે, ૧૨ સદ્બોધ દે, ૧૩ અનુકમ્પા કરે અને ૧૪ સત્યાચારનુ સેવન કરે, અશાતા વેદનીય કર્મ ૧૬ કારણે બાંધે ૧ જીવઘાત કરે, ૨ છેદન કરે, ૩ ભેદન કરે, ૪ પરિતાપ દે, ૫ ચુગલી કરે, ૬ દુખી કરે, ૭ ત્રાસ દે, ૮ આક્રંદ કરાવે, ૯ દ્રોહ કરે, ૧૦ થાપણ ડૂબાવે ૧૧ અસત્ય બોલે, ૧૨ વૈર વિરોધ કરે, ૧૩ ઝગડા કરે, ૧૪ ક્રોધ માન ઉત્પન્ન કરે, ૧૫ પરનિંદા કરે, અને ૧૬ સ્વય દુઃખ શોક કરે. (૪) મોહનીય કર્મ ૬ કારણે બાંધે- ૧ અર્હન્તની નિંદા કરે, ૨ અર્હન્તપ્રણીત શાસ્ત્રની નિંદા કરે, ૩ જૈન ધર્મની નિંદા કરે, ૪ સદ્ગુરુની નિંદા કરે, ૫ ઉત્સૂત્ર પ્રરૂપે અને ૬ કુપંથ ચલાવે. (૫) દેવાયુ ૧૦ કારણે બાંધે-૧ અલ્પકષાયી હોય, ૨ નિર્મળ સમ્યક્ત્વ પાળે, ૩ શ્રાવકના વ્રત શુદ્ધ પાળે, ૪ ગત વસ્તુ ઇષ્ટ વિયોગની ચિંતા ન કરે, ધર્માત્માની ભક્તિ કરે, ૬ દયા દાનની વૃદ્ધિ કરે, ૭ જૈન ધર્માનુરાગી હોય, ૮ બાલતપ કરે, ૯ અકામ નિર્જરા કરે, અને ૧૦ સાધુના શુદ્ધ વ્રત પાળે. તિર્યંચનું આયુષ્ય ૨૦ કારણે બાંધે – ૧ શીયળનો ભંગ કરે, ઠગાઈ કરે, મિથ્યાકર્મ આચરે, ૪ ખોટો ઉપદેશ દે, ૫ કુડા તોલ કુડાં માપ રાખે, ૬ દગાબાજી કરે, ૭ જૂઠું બોલે, જૂઠી સાક્ષી પૂર, સારી વસ્તુમાં ખરાબ વસ્તુ મેળવીને આપે ૧૦ વસ્તુનું રૂપ ફેરવીને વેચે, ૧૧ પશુનું રૂપ પલટાવીને વેચે, ખરાબ વસ્તુ પર ગિલિટ ચડાવીને વેચે, ૧૩ કલેશ કરે, ૧૪ નિંદા કરે, ૧૫ ચોરી કરે, ૧૬ અયોગ્ય કામ કરે, ૧૭–૧૯ કૃષ્ણ, નીલ, કાપોત એ ત્રણ અશુભ લેશ્યાના પરિણામવાળા અને આર્તધ્યાની, એટલા તિર્યંચનુ આયુષ્ય બળ છે. મનુષ્યનુ આયુષ્ય ૧૦ કારણે બાંધે– ૧ દેવગુરુની ભક્તિ કરે, ૨ જીવોની દયા કરે, ૩ શાસ્ત્રોનું પઠનપાઠન કરે, ૪ ન્યાયથી લક્ષ્મી ઉપાર્જન કરે, ૫ ઉલ્લાસ પરિણામે દાન આપે, ૬ નિંદા ન કરે, કોઇને પીડે નહી, ૮ આરભ ઘટાડે, ૯ મમત્વ ઘટાડે અને ૧૦ સદૈવ સરલ સ્વભાવી રહે. નરકનું આયુષ્ય ૨૦ કારણે બાંધે –૧ અતિ લોભ, કરે ૨ મત્સર બહુ કરે, ૩ ક્રોધ બહુ કરે, ૪ મિથ્યા કર્મ આચરે, ૫ પંચેન્દ્રિયનો વધ કરે, ૬ મોટકુ જૂઠું બોલે, ૭ મોટકી ચોરી કરે, ૮ વ્યભિચાર સેવન કરે, ૯ કામ ભોગમાં અતિ રક્ત હોય, ૧૦ પારકાં છિદ્ર ખુલ્લાં કરે, ૧૧ પાંચ ઇંદ્રિયોના વિષયમાં તીવ્ર લુબ્ધ હોય, ૧૨ સઘની ઘાત કરે, ૧૩ જિનવચન ઉત્થાપે, ૧૪ તીર્થંકરના માર્ગની પ્રતિષ્ઠા ઓછી કરે, ૧૫ મદિરાપાન કરે, ૧૬ માંસ ખાય, ૧૭ રાત્રિભોજન કરે, ૧૮ કંદમૂળ વગેરે અભક્ષ્ય ખાય, ૧૯ રૌદ્રધ્યાન ધ્યાય અને ૨૦ કૃષ્ણ આદિ ત્રણ લેશ્યાના પરિણામમાં મૃત્યુ પામે (૬) શુભ નામ કર્મ ૩ કારણથી બાંધે—૧ જૈન ધર્મમાં તલ્લીન હોય, ૨ દયા દાન વાળો હોય અને ૩ મોક્ષનો અભિલાષી હોય. અશુભ નામ કર્મ ૮ કારણે બાંધે— ૧ મિથ્યા ઉપદેશ કરે, ૨ કુમાર્ગ ગ્રહણ કરે, ૩ દાન દે નહી, દેવા દે નહીં, ૪ કઠોર અસત્ય વચન બોલે, ૫ મહા આરભ કરે, ૬ પરનિંદા કરે, ૭ સર્વ જીવોનો દ્રોહ કરે અને ૮ મત્સર પરિણામ

## વીર્યાચાર

૫. વીર્યાચાર—શ્રી ભગવતીજી તથા વ્યવહાર સૂત્રમાં પાંચ પ્રકારના વ્યવહાર કહ્યા છે– સૂત્ર '**पंचविहे ववहारे पण्णत्ते, तं जहा आगमे सुए, आणा धारणा, जीए**' અર્થાત્ ૧ તીર્થંકર ભગવાન, કેવળજ્ઞાની તથા ૧૪ પૂર્વથી ૧૦ પૂર્વ સુધીના સૂત્રના પાઠી (જ્ઞાતા) એમની ઉપસ્થિતિમાં એમની આજ્ઞામાં વર્તે તે 'આગમ વ્યવહાર' ૨ તેમની અનુપસ્થિતિમાં તીર્થંકર પ્રણીત, ગણધર ગ્રંથિત આચારાંગાદિ સૂત્ર વર્તમાનમાં જેટલાં ઉપલબ્ધ હોય તેમાં કથિત આચારાનુસાર પ્રવૃત્તિ કરે તે સૂત્ર વ્યવહાર ૩ તેના અભાવે જે વખતે જે આચાર્યજી હોય તેમની આજ્ઞામાં વર્તે તથા તેઓ દેશાંતરમાં રહ્યા થકા અન્ય દ્વારા આજ્ઞા કરે તે પ્રમાણે વર્તે તે આજ્ઞા વ્યવહાર. ૪ તેના અભાવે આચાર્ય પાસેથી આપણા ગુર્વાદિએ જે પ્રકારની ધારણા કરી હોય તથા પરંપરાથી ધારણા ચાલી આવતી હોય તે પ્રમાણે વર્તે તે ધારણા વ્યવહાર અને ૫ તેના પણ અભાવે દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવમાં ફરક પડયો જાણી, સંઘયણ આદિની હીનતા જોઈ, ચતુર્વિધ સંઘ એકત્ર થઈ જે નિરવદ્ય મર્યાદા–કાનૂન બાંધે તે પ્રમાણે વર્તે તે જીત વ્યવહાર. આ પાંચે વ્યવહારના આચાર્યજી સમ્યક્ પ્રકારે જ્ઞાતા હોય છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરે કરાવે છે નિરંતર જ્ઞાન ધ્યાન તપ, સંયમમાં તથા સદુપદેશાદિ ધર્મવૃદ્ધિના પ્રત્યેક કાર્યમાં પ્રવૃત્ત રહી બળ વીર્ય પરાક્રમ ફોરવે છે અને અન્યને સમજાવે છે કે : અહો ભવ્ય

---

ધારણ કરે. (૭) ઉંચ ગોત્ર ૧૬ કારણે બાંધે— ૧ સમકિત નિર્મળ પાળે, ૨ વિનયવંત હોય, ૩ શિયળ આદિ વ્રત નિર્મળ પાળે ૪ જ્ઞાનમાં વારંવાર ઉપયોગ લગાડે વૈરાગ્યમાં વૃદ્ધિ કરે ૬ યથાશક્તિ દાન દે નિર્મળ તપ કરે, ૮ ચાર તીર્થને સમાધિ ઉપજાવે વૈયાવચ્ચ કરે, ૯–૧૨ અરિહંત, આચાર્ય બહુશ્રુત અને શાસ્ત્રની ભક્તિ કરે ૧૩ બન્ને વખત પ્રતિક્રમણ કરે, ૧૪ અખંડ ક્ષમા રાખે. ૧૫ જૈનમાર્ગની પ્રભાવના કરે, ૧૬ સ્વધર્મીઓની વાત્સલ્યતા કરે એ ૧૬ પ્રકારથી તીર્થંકર ગોત્ર કર્મ બાંધે. નીચ ગોત્ર ૫ કારણે બાંધે ૧ તીવ્ર ક્રોધાદિ કષાય કરે ૨ અન્યના ગુણ ઓળવે, નિંદા કરે ચુગલી કરે ૫ જૂઠી સાક્ષી પૂરે અને ૬ જીવહિંસા આદિ પાપનો આરંભ કરે. (૮) અંતરાય કર્મ ૧૮ કારણે બાંધે— ૧ દયા રહિત, ૨ દીન જીવોને અંતરાય પાડે ૩ અસંયમ ઉપર ક્રોધ કરે, ૪ અનેકાન્તિક ગુરુની વંદનાનો નિષેધ કરે, ૫ જિનમાર્ગની ઉત્થાપના કરે ૬ સિદ્ધાંતનો અર્થ ઉત્થાપે. ૭ જૈન ધર્મ ધારણ કરનારનો નિષેધ કરે ૮ જ્ઞાની ગુણીજનની અવહેલના નિંદા, આશાતના કરે, ૯ સત્કાર્ય કરનારને અંતરાય પાડે ૧૦ દાન પોતે ન દે અને બીજાને દેતા હોય તેનો નિષેધ કરે ૧૧ ધર્મકાર્યમાં વિઘ્ન કરે ૧૨ ધર્મ કરનારની હાંસી મશ્કરી કરે, ૧૩ વિપરીત ઉપદેશ કરે, ૧૪ અસત્ય બોલે ૧૫ અદત્ત લે ૧૬ દાન લાભ, ભોગ ઉપભોગની અંતરાય પાડે ૧૭ ગુણીના ગુણ ઓળવે અને ૧૮ અન્યના દોષ પ્રકટ કરે અંતરાય કર્મ બાંધનાર ઇચ્છિત વસ્તુ પામે નહીં પામે તો ભોગવી શકે નહીં દુઃખી દરિદ્રી હોય એવું જાણી આઠેય કર્મ બાંધવાનાં કારણોથી બચવા આત્માને અવશ્ય બચાવવો જોઈએ. કર્મબંધથી આત્માને બચાવવો તે કર્મવ્યુત્સર્ગ તપ.

જીવો ! આ જીવે ભવભ્રમણ કરતાં ક્ષુધા, તૃષા, શીત, તાપ ઇત્યાદિ દુઃખો પરવશપણે અનંત સહ્યાં, પણ કશી ગરજ સરી નહીં, અકામ નિર્જરા થઈ નહીં, ઉલટું કર્મબંધન કરી અધિકાધિક દુઃખ પામ્યો. માટે હે જીવ ! તું પરવશે સહેલાં દુઃખોનો અનંતમો ભાગ પણ સ્વવશે-ધર્માર્થે સહન કરઃ પ્રાપ્ત કામભોગાદિનો ત્યાગ કરી સંયમાચરણ કર, ગ્રામાનુગ્રામ વિહાર કર. આર્ય, અનાર્ય તરફથી પ્રાપ્ત થતા અનુકૂળ પ્રતિકૂળ પરિસહોને સમભાવે સહન કર આંતરિક વિષય, કષાય, મદ, મત્સર, અહંતા, મમતા રૂપ શત્રુઓનું દમન કર નિરંતર ધર્મારામમાં રમણ કર કે જેથી અલ્પકાળમાં આત્મા આધિ, વ્યાધિ ઉપાધિરૂપ ત્રિવિધ તાપથી તેમજ ભવભ્રમણથી છુટકારો પામે, મોક્ષના પરમાનંદને પ્રાપ્ત કરે આ પરમોત્તમ અવસર પ્રાપ્ત થયો છે માટે ચેતો ! ચેતો ! પ્રમાદ તજી અલભ્ય લાભ મેળવો ઇત્યાદિ બોધથી સમજાવી લોકોને ધર્મમાર્ગમાં જોડે, તથા ચારે તીર્થને યથોચિત સહાય પોતે આપીને તથા બીજા પાસે અપાવીને ધર્મવૃદ્ધિના કામમાં બળ વીર્ય ફોરવે છે, તે વીર્યાચાર તેના ત્રણ ભેદ-૧. ઉપયોગ પૂર્વક ધર્મ કરવું ૨. ધર્મકાર્યમાં વિર્ય ગોપવવું નહિ ૩ યથાશક્તિ ધર્મકાર્ય કરવું. આચાર્યજી આ પ્રમાણે કરે અને બીજા સાધુઓ પાસે કરાવે

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું વર્ણન ચારિત્રાચારમાં કહેવાઇ ગયું છે

## પાંચ ઇન્દ્રિય નિગ્રહ

**૧ શ્રોતેંદ્રિય**-તેના તેના ૩ વિષય ૧ મનુષ્ય, પશુ, પક્ષી આદિ બોલે તે 'જીવ શબ્દ' ૨ ભીંત વગેરેના પડવાથી શબ્દ થાય તે 'અજીવ શબ્દ' ૩ વાજીંત્ર વગાડનાર જીવ તથા વાજીંત્ર અજીવ એ બન્નેના સંયોગે શબ્દોત્પત્તિ થાય તે 'મિશ્ર શબ્દ' શ્રોતેન્દ્રિયના ૧૨ વિકાર. જેમ પુણ્યાત્મા બોલે તે સારૂં લાગે, પાપાત્મા બોલે તો ખરાબ લાગે એ જીવ શબ્દના બે પ્રકાર રૂપિયાનો અવાજ સારો લાગે, ભીંત પડવાનો અવાજ ખરાબ લાગે એ અજીવ શબ્દના બે પ્રકાર ઉત્સવનાં વાજીંત્ર સારાં લાગે, મૃત્યુના વાજીંત્ર ખરાબ લાગે તે મિશ્ર શબ્દના બે પ્રકાર. ઉક્ત ૩ શબ્દો શુભ અને ૩ અશુભ. એમ ૭ પ્રકાર થયા વળી એ ૭ પ્રકારના શબ્દો ક્યારેક સારા લાગે અને ક્યારેક ખરાબ લાગે છે જેમ લગ્નના ફટાણાં ખરાબ છતાં કોઇ સારાં માને અને લગ્ન પ્રસંગે 'રામ બોલો ભાઈ રામ' એ વાક્ય સારૂં છતાં ખરાબ લાગે ઉક્ત ૭ ને રાગદ્વેષથી બમણા કરતાં શ્રોતેંદ્રિયના ૧૨ વિકાર થાય છે શ્રોતેંદ્રિયના વિષયમાં આસક્ત થવાથી હરણ પ્રાણ મુક્ત થાય છે, સર્પ બંદીવાન બને છે, તો મનુષ્યની શી ગતિ થશે ! એમ વિચારી રાગદ્વેષ ઉત્પન્ન થાય તેવા શબ્દ સાંભળે નહિ. કદાપિ સાંભળવામાં આવે તો તે ઉપર રાગદ્વેષ કરી કર્મબંધ કરે નહી શ્રોતેંદ્રિયથી કર્મબંધ કરનાર પ્રાણી ભવાંતરે બહેરો તથા કાનના અનેક રોગવાળો થાય છે અથવા ચતુરિંદ્રિયાદિ ભવ પામે છે કે જ્યાં કાન હોતા જ નથી એથી ઉલટું જે શ્રોતેંદ્રિયને કાબૂમાં રાખે છે તે કાનની આરોગ્યતા પામવા ઉપરાંત મંગળકારી વચનો સાંભળી ક્રમશ વિષયોને જીતી મોક્ષ પ્રાપ્ત કરે છે

**૨. ચક્ષુરિન્દ્રિય**-તેના ૫ વિષય ૧ કાળો, ૨ લીલો, ૩ રાતો, ૪ પીળો, ૫ ધોળો, આ પાંચ વિષયોનો ઉપર્યુક્ત પ્રકારે સજીવ, નિર્જીવ અને મિશ્ર એ ત્રણે ગુણતાં ૧૫ ભેદ થયા તેને શુભ અશુભ બે એ ગુણતાં ૩૦ થયા. તેને રાગદ્વેષ બે એ ગુણતાં ૬૦ વિકાર ચક્ષુરિંદ્રિયના થાય છે ચક્ષુરિંદ્રિયના વિષયમાં આસક્ત થવાથી પતંગ દીપક પર ઝંપાપાત કરી

શ્લોકઃ—कुरङ्ग मतङ्ग पतङ्ग भृङ्ग, मीन हता पंच भी एव पंच ।
एकः प्रमाझीश्च कथं न हन्त्य, सेवते पंच भी रेव पंच ॥

અર્થ:—(સવૈયા) દીપક દેખ પતગ જલા અરૂ શબ્દ સુન મૃગ દુ ખ પાઈ.
સુગ ધ લેઈ મરા ભમરા અરૂ રસકે કાજ મચ્છી ગિરલાઇ,
કામકે કાજ ખુતા ગજરાજ યહ પરપ ચ હુએ દુ ખદાઇ,
પરે પાંચો વશ કયા ગતિ તસ ઐસા જાન પ ચોંહિ વશ કર ભાઇ.

### બ્રહ્મચર્યની નવ વાડ

જેમ ખેડૂત ખેતરની રક્ષા માટે ચોતરફ વાડ કરે છે તેમ બ્રહ્મચારી પુરૂષને બ્રહ્મચર્યની રક્ષાર્થે નવ વાડ કહી છે.

आलओ त्थीजणाइण्णो, त्थीकहा य मणोरमा ।
संथवो चेव नारीण, तासिं इ दियदरिसण ॥ ११ ॥
कुइय रुइय गीय, हस्सभूत्तासियाणि य ।
पणियभत्तपाणं च, अइभायं पाणभोयणं ॥ १२ ॥
गत्तभूसणमिट्ठ च, कामभोगा व दुज्जया ।
नरस्सत्तगवेसिस्स, विस तालउडं जहा ॥ १३ ॥

૧ આ ૦—ઉ દર અને બિલાડી સાથે રહે તો ઉંદરનુ મૃત્યુ થાય, તેવી જ રીતે જ્યા સ્ત્રી, પશુ કે નપુ સક વસતા હોય તે જ સ્થાનમા બ્રહ્મચારી વસે તો તેના બ્રહ્મચર્યનો નાશ થાય છે શ્રી દશવૈકાલિકમા કહ્યુ છે કે —

हत्थ पाय पडिच्छिन्न, कन्न नास विकप्पिय । अवि वाससय नारी, वंभयारी विवज्जए ।

અર્થ—જેના હાથ, પગ, નાક, કાન છેદાયેલા હોય તેવી સો વર્ષની વૃદ્ધા સ્ત્રી પણ જે મકાનમાં રહેતી હોય ત્યાં બ્રહ્મચારીએ રહેવુ નહી ૨ त्थी कहा०—સ્ત્રીના સૌંદર્ય શૃંગાર, હાવભાવનું વર્ણન આદિ વિષયવર્ધક વિકથા કરવી નહી જેમ આંબલી કે લીબુનું નામ માત્ર સાંભળવાથી દાઢમાં પાણી છૂટે છે તેવી રીતે ઉકત વિકથા વિકાર ઉપજાવે છે ૩ सं०—જેમ ઘઉ નો લોટ બાંધ્યા પછી તેની પાસે ભૂરૂ કોળુ રાખવાથી લોટનો કસ ઉડી જાય છે તેમ સ્ત્રી-પુરુષ એક આસને બેસવાથી બ્રહ્મચર્યનો નાશ થાય છે ૪ ता०—જેમ સૂર્યના સામુ વધારે વખત જોવાથી નેત્રનુ તેજ ઘટે છે તેમ સ્ત્રીનાં અ ગોપાગ વિષય બુદ્ધિથી જોવાથી બ્રહ્મચર્ય નષ્ટ થાય છે ૫. कु०—જેમ મેઘગર્જનાથી મોર હર્ષ પામે છે તેમ ભીત કે ખપેડાને આંતરે રહેતાં સયોગી દ પતીના શબ્દ સાંભળવાથી વિકાર ઉત્પન્ન થાય છે ૬ भु० - જેમ કોઇ મુસાફરે એક ડોશીના ઘરની છાસ પીધેલી તે પછી ૭ મહિને પાછા આવતાં તે ડોશીએ કહ્યુ 'તમારા ગયા બાદ છાશમાંથી મરેલો સાપ નીકળ્યો હતો તમે જીવતા રહ્યા તે જોઇ મને આનદ થયો' આટલુ સાંભળતાંજ તે મુસાફરને ઝેર ચડયુ અને તે મરી ગયો આવીજ રીતે સ સારાવસ્થામા ભોગવેલા ભોગોનું સ્મરણ કરવાથી બ્રહ્મચર્ય નષ્ટ થાય છે ૭ प०—જેમ સન્નિપાત જવરવાળાને દૂધ સાકર અહિતકર નીવડે છે, તેવીજ રીતે હમેશા સરસ કામોત્તેજક આહાર લેવાથી બ્રહ્મચર્ય નાશ પામે છે ૮ अ०—જેમ શેરની હાંડીમાં બશેર ખીચડી કોઇ પકાવે તો હાંડી ફૂટી જાય છે તેમ

ક્રોધાગ્નિથી બળતો મનુષ્ય બીજાને પણ બાળે છે ક્રોધરૂપ મદિરા પીનાર માણસ બેભાન બની પોતાની અતિ પ્રિય વસ્તુને પણ તોડી ફોડી નાંખે છે અને પાછળથી પશ્ચાતાપ કરે છે સારૂ કે નરસું કંઇ દેખી નહિ શકવાને લીધે ક્રોધી મનુષ્ય આંધળા જેવો બની જાય છે* ઉપકારીના અનહદ ઉપકારોને ક્ષણમાત્રમા ભૂલી જઇને ક્રોધી મનુષ્ય કૃતઘ્ની બને છે "**कोहो पीइं पणासेइ**" ક્રોધ પ્રીતિનો નાશ કરે છે ક્રોધી મનુષ્ય મહાપ્રયત્ને પ્રાપ્ત થતા સુયોગને સહજમાં ટાળી નાંખે છે ક્રોધ કરવાથી જીવ, કુરૂપ, સત્વહીન, અપજશી અને અનંત જન્મ મરણ કરવાવાળો થાય છે તેથી ક્રોધ એ હળાહળ ઝેર છે આ વગેરે અનંત દુર્ગુણોનો ધારક ક્રોધ છે એમ જાણી આચાર્યજી કદાપિ સંતપ્ત થતા નથી તેઓ પોતે સદૈવ શાન્ત—શીતલીભૂત રહે છે અને અન્યને પણ શાન્ત, શીતલ બનાવે છે

૨ **માન**—માનમોહની કર્મ આત્મપ્રદેશોમાં છે પણ બોલ ઉપરથી માન કળી શકાય છે અને વચનની ઉત્પતિ સ્થાન ડોકમાં છે અને તે વખતે ડોક અક્કડ લાગે છે તે અપેક્ષાએ માનનુ નિવાસસ્થાન ગરદન છે તે મનુષ્યને અક્કડ બનાવે છે "**माणो विणय नासणो**" અર્થાત્ માન વિનયનો નાશ કરે છે વિનય વિના જ્ઞાન નહીં, જ્ઞાનવિના જીવાજીવની પિછાન નહી, જીવાજીવની પિછાન વિના દયા નહી, દયા વિના ધર્મ નહી, ધર્મ વિના કર્મોનો નાશ નહી અને કર્મનાશ વિના મુક્તિનુ શાશ્વત સુખ નહીં. એટલે મોક્ષગતિને અટકાવનાર અભિમાન છે. મોટા મોટા જ્ઞાની, ધ્યાની, તપસ્વી, સયમી પુરુષો પણ માનને વશ પડી પોતાના પાપોને છુપાવી રાખે છે. અને તેના પરિણામે વિરાધક (જિનાજ્ઞાનો ભગ કરનાર) બની દુર્ગતિ પામે છે માનથી અધ બનેલો જીવ, ધન, કુટુમ્બ અને પોતાના શરીરને પણ તૃણવત્ ગણી તેનો નાશ કરતા અચકાતો નથી અને મહા દુખી થાય છે માનીનો સ્વભાવ સદૈવ અવગુણગ્રાહી હોય છે — પરાયાં છિદ્ર શોધ્યાં કરે છે. ઇત્યાદિ દુર્ધ્યાનમાં રહેવાથી નિરતર તેને કર્મબધ થયા કરે છે જ્યા માન હોય ત્યા ક્રોધ પણ હોય જ માન આઠ પ્રકારે ઉત્પન્ન થાય છે "**१ जाति २ लाभ ३ कुलै ४ श्वर्य ५ बलं ६ रूपं ७ तप ८ श्रुति**" અર્થાત્ મારૂં મોસાળ ખાનદાન છે, મારી માતા સુશીલાદિ ગુણસંપન્ન છે ઇત્યાદિ માતાના પક્ષનુ અભિમાન કરવુ તે 'જાત્યભિમાન' ૨ મારા પિતા, પિતામહ કેવા મહાન છે, હુ બ્રાહ્મણ, ક્ષત્રિય, શેઠ, પટેલ, આદિ ઉત્તમ કુલોત્પન્ન છુ એમ પિતાના પક્ષનું અભિમાન કરે તે 'કુલાભિમાન' ૩ મે આવા પરાક્રમો કર્યા છે કોની તાકાત છે કે મારી સામો થાય ઇત્યાદિ બળનું અભિમાન કરે તે 'બલાભિમાન' ૪ હુ કમાઉ છું, અથવા ગૌચરીમા હું હોઉ ત્યારે ઇચ્છિત વસ્તુ મળે છે ઇત્યાદિ કહે તે 'લાભાભિમાન' ૫ મારા સરખુ સ્વરૂપવાન કે તેજસ્વી બીજું કોણ છે? કહે તે 'રૂપાભિમાન' ૬ હુ મહાન્ તપસ્વી છુ અમુક ઉપવાસ તો મારી ગણતરીમાં જ નહી એમ કહે તે 'તપાભિમાન' ૭ હુ સર્વ શસ્ત્રોનો જ્ઞાતા છુ, મે આટલા ગ્રથો રચ્યા, વાદી મારી સામે ટકી શકે જ નહી

---

* When passion enters at the foregate, wisdom goes out from the posterior Fielding's Proverbs જ્યારે ક્રોધ આગલે બારણેથી પ્રવેશ કરે છે ત્યારે બુદ્ધિ પાછલે બારણેથી પલાયન કરી જાય છે Anger begins with folly and ends with repentance (Manders' Proverbs) અર્થાત્ ક્રોધના આરભમા મૂર્ખતા અને અતમા પશ્ચાતાપ હોય છે

ઇત્યાદિ ગર્વ કરવો તે 'શ્રુતાભિમાન. અને મારે આટલો પરિવાર છે હું સર્વપ્રધાનનો સ્વામી ( પૂજ્ય ) છું બધા મળી આજ્ઞાને શિરસાવંદ્ય કરે છે એવું અભિમાન કરે તે ઐશ્વર્યાભિમાન જે મનુષ્ય જે પ્રકારનું અભિમાન કરે છે તે જ પ્રકારની હીનતા અનાગત કાળે પામે છે અર્થાત્ જાત્યાભિમાની નીચ જાતિ કુળાભિમાની નીચકુળ બળાભિમાની નિર્બળતા લાભાભિમાની દરિદ્રતા, રૂપાભિમાની કુરૂપતા, તપાભિમાની તપરહિતપણું, શ્રુતાભિમાની મૂર્ખતા અને ઐશ્વર્યાભિમાની નિરધારપણું પામે છે જે ઉત્તમ વસ્તુ વિશેષ ઉત્તમતા પ્રાપ્ત કરવા માટે સાંપડી છે તે જ વસ્તુદ્વારા નીચતા પ્રાપ્ત કરવી એ કેટલું શોચનીય છે! આમ વિચારી આચાર્ય મહારાજ સદૈવ નિરાભિમાની-મહાવિનીત રહે છે

૩ માયા—મોહનીયની કર્મ પ્રકૃતિઓ સર્વ આત્મપ્રદેશોમાં છે પણ માયા (લોભ અને માનની જેમ) કળી શકાતી નથી અને પેટમાં રહેલી વસ્તુ પણ કળી શકાતી નથી તે ઉપમાની અપેક્ષાએ માયાનું નિવાસસ્થાન પેટ છે તે પ્રકૃતિને વક્ર બનાવે છે શાસ્ત્રમાં સ્થાન સ્થાન પર માયામિથ્યા શબ્દ કહ્યો છે માયા હોય ત્યાં મિથ્યાત્વ પણ હોય છે જે પુરૂષ માયા કરે છે તે મરીને સ્ત્રી થાય છે સ્ત્રી માયા કરે તો મરીને નપુંસક થાય છે નપુંસક માયા કરે તો મરીને તિર્યંચ થાય છે અને માયાવી તિર્યંચ એકેન્દ્રિયપણું પામે છે આમ માયાથી નીચ ગતિ થાય છે માયા સહિત કરેલા તપ સંયમનું ફળ પણ યથોચિત પ્રાપ્ત થતું નથી શ્રી સમવાયાંગ સૂત્રમાં મહામોહનીય કર્મ બાંધવાના ત્રીસ સ્થાન કહ્યાં છે: ૧ ત્રસ જીવને પાણીમાં ડુબાવી મારે ૨ શ્વાસનું રૂંધન કરીને મારે ૩ ધુમાડાથી રૂંધીને મારે ૪ મસ્તકમાં ઘા કરીને મારે ૫ મસ્તક પર ચામડાની વાધરી બાંધીને મારે ૬ મૂર્ખ અપંગ કે પાગલનો ઉપહાસ કરે, ૭-૮ પોતે અનાચારનું સેવન કરી છુપાવે અને બીજાના પર તે દોષ ઢોળે ૯ સભામાં મિશ્રભાષા બોલે ૧૦ ભોગીના ભોગ બળાત્કારે છોડાવે ૧૧ બ્રહ્મચારી ન હોય છતાં બ્રહ્મચારી કહેવડાવે ૧૨ બાલબ્રહ્મચારી ન હોય છતાં બાલબ્રહ્મચારી કહેવડાવે ૧૩-૧૪ સૌએ મળીને જેને મોટેરો સ્થાપ્યો તે સૌને દુઃખમાંથી નીવડે તથા સૌ તે મોટેરાને દુઃખ દે ૧૫ સ્ત્રી-પુરૂષ પરસ્પર વિશ્વાસઘાત કરે ૧૬-૧૭ એક દેશના કે વા અનેક દેશના સજ્જનની ઘાત ચિંતવે ૧૮ સાધુને સંયમથી ભ્રષ્ટ કરે ૧૯-૨૧ તીર્થંકરની, તીર્થંકરપ્રણીત ધર્મની અને આચાર્ય ઉપાધ્યાયની નિંદા કરે ૨૨ આચાર્ય ઉપાધ્યાયની ભક્તિ કરે નહી ૨૩ બહુસૂત્રી ન હોવા છતાં બહુસૂત્રી કહેવડાવે ૨૪ તપસ્વી ન હોવા છતાં તપસ્વી કહેવડાવે ૨૫ જ્ઞાની વૃદ્ધ, રોગી તપસ્વી નવદીક્ષિત એમની સેવાભક્તિ કરે નહીં ૨૬ ચાર તીર્થમાં કુસંપ કરાવે કલેશ કરાવે, ૨૭ જ્યોતિષ મંત્રાદિ પાપસૂત્ર રચે ૨૮ અપ્રાપ્ત દેવ મનુષ્યના સુખોની ઇચ્છા કરે, ૨૯ ધર્મ કરીને દેવતા થાય તેમની નિંદા કરે અને ૩૦ પોતાની પાસે દેવતા ન આવતો હોય છતાં કહે દેવતા આવે છે આ ત્રીસમાંથી કોઈ પણ એક સ્થાન સેવે તે જીવ મહામોહનીય કર્મ બાંધે છે જેના ઉદયથી જીવને ૭૦ ક્રોડાક્રોડ સાગરોપમ સુધી બોધિબીજ સમ્યક્ત્વરત્નની પ્રાપ્તિ થતી નથી. શ્રી દશવૈકાલિક સૂત્રના ૫ મા અધ્યયનમાં કહ્યું છે કે—

गाथा—तव तेणे वय तेणे रूव तेणे य जे नरे ।
आयार भाव तेणे य कुव्वइ देवकिब्बिसं ॥ ४८ ॥

**અર્થ**—દુર્બળ શરીર જોઇ કોઇ પૂછે કે આપ તપસ્વી છો કે? ત્યારે તપસ્વી ન હોય છતાં કહે સાધુ સદા તપસ્વી જ હોય છે તે તપનો ચોર. ૨ કોઇના શ્વેત વાળ જોઇ કોઇ કહે. આપ સ્થવિર છો? ત્યારે સ્થવિર ન હોવા છતાં કહે કે સાધુ સ્થવિર જ હોય તે વયનો ચોર. ૩ રૂપવંત તેજસ્વી જોઇ કોઇ પૂછે કે, અમુક રાજાએ દીક્ષા લીધી છે તે શુ આપ જ છો? ત્યારે કહે કે સાધુ છની ઋદ્ધિના ત્યાગી જ હોય છે. તે રૂપનો ચોર. ૪ અંદર તો અનાચરણ સેવે અને ઉપરથી મલિન વસ્ત્રો ધારણ કરી શુદ્ધાચારી નામ ધરાવે તે આચારનો ચોર ૫ ચોર છતાં શાહુકારી બતાવે, ઠગ છતાં ભકિતભાવ બનાવે તે ભાવનો ચોર આ પાંચ પ્રકારનો ચોર મરીને દેવતામાં ચંડાળ સમાન નીચ જાતિ વાળો મિથ્યાદૃષ્ટિ, દુર્ગચ્છનીય, નિંદનીય એવો કિલ્વિષી દેવતા થાય છે ત્યાથી ચવીને બકરો વગેરે થઇ ત્યાંથી મરી નર્ક તિર્યંચાદિ નીચ ગતિમાં અનત કાળપર્યંત પરિભ્રમણ કરતો રહે છે, પરતુ તેને બોધિબીજની પ્રાપ્તિ થવી બહુજ દુર્લભ હોય છે આવું દુષ્ટ પરિણામ દગલબાજીનુ છે આમ વિચારી આચાર્યજી કદાપિ માયાનું સેવન કરતા નથી બાહ્યાભ્યતર વિશુદ્ધ, નિર્મળ સદૈવ સરળ સ્વભાવી રહે છે

**૪ લોભ**—તેનુ નિવાસસ્થાન રોમ રોમમા છે **"लोहि सव्वविणासणो"** લોભ સર્વ સદગુણોનો નાશ કરે છે એની જાળમાં ફસાયેલો પ્રાણી ક્ષુધા, તૃષા, શીત. તાપ, અપમાન, માર આદિ અનેકવિધ દુખોનો ભોકતા થાય છે, ગુલામી કરે છે, ગરીબોને ફસાવે છે, કુટુબોને દગો દે છે, જાતિ અને ધર્મ વિરૂદ્ધ કૃત્ય કરે છે પચેન્દ્રિયની ઘાત કરે છે ઇત્યાદિ અનેક અકૃત્ય કરતાં કરતાં મૃત્યુના મુખમા પડે છે ત્યાંસુધી પણ તેને તૃપ્તિ નથી કપિલ કેળવી કહે છે કે:—**जहा लाभो तहा लोभो** અર્થાત્ જેમ લાભ વધતો જાય તેમ લોભ પણ વધતો જાય છે. પણ તૃષ્ણાની ખાઇ કદી પૂરાતી નથી. અંતે તો મહા મુસીબતે ઉપાર્જિત કરેલ દ્રવ્ય અહીજ છોડી કરેલાં પાપોનો પોટલો સાથે લઇ નર્ક તિર્યંચાદિ દુર્ગતિમાં ચાલ્યા જવુ પડે છે લોભને અનેક અનર્થોનુ મૂળ જાણી આચાર્ય મહારાજ સદૈવ સંતોષમાં મગ્ન રહે છે

ઉકત ચારે કષાયોના ૫૨૦૦ ભાગા થાય છે જે કષાય સમ્યકત્વની પ્રાપ્તિ થવા ન દે તે અનંતાનુબધીનો ચોક ૧-ક્રોધ તે પર્વતની ફાટ સમાન તે ક્રોધથી દિલમાં પડેલી ફાટ કદી પૂરાય નહી ૨ માન-પત્થરના સ્થભ સમાન તે કદી નમે નહી ૩ માયા-વાંસની ગાંઠ સમાન મહા કપટી અને ૪ લોભ-કિરમજના રંગ સમાન, કપડું બળે પણ રગ ન જાય એ ચારે અનતાનુબંધી કષાયની સ્થિતિ યાવજ્જીવનની, તેના ઉદયમા સમકિતની પ્રાપ્તિ ન થાય અને આ કષાયમાં મરવાવાળો નરક ગતિમાં જાય. ૨ જેના ઉદયમા સકામનિર્જરા રૂપ પ્રત્યાખ્યાનનો લાભ ન થાય તે અપ્રત્યાખ્યાનાવરણીયનો ચોક ૧ ક્રોધ —તળાવની તરાડ સમાન જે વરસાદ વરસતાં મળી જાય, ૨ માન-કાષ્ટના સ્થંભ સમાન જે મહા કષ્ટે નમે, ૩ માયા-મેઢાનાં શીગ જેવી, (આંટા પ્રત્યક્ષ દેખાય, ૪ લોભ- ગાડાના ખંજન જેવો જેનો ડાઘ ક્ષારના પ્રયોગથી જ જાય, એ ચોકની સ્થિતિ એક વર્ષની, ઘાત કરે શ્રાવકના વ્રતની, આ કષાયવાળો મરીને તિર્યંચ ગતિમાં જાય ૩ જેના ઉદયથી સર્વવિરતી (સાધુ) ન થઇ શકે તે પ્રત્યાખ્યાનાવરણીયનો ચોક. ૧ ક્રોધ-ધુળની લીટી સમાન જે હવાથી મળી જાય ૨ માન-નેતરના સ્થભ સમાન

कोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥ દશ વૈકાલિક અ ૮

અર્થ—ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ સર્વ સદ્‌ગુણોનો નાશ કરે છે. એટલા માટે તેનો નિમ્નોક્ત પ્રકારે પ્રતિકાર કરવો.

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे, ।
माया मज्जवभावेण, लोहो संतोसओ जिणे ॥

અર્થ—ઉપશમ (ક્ષમા) થી ક્રોધને જીતે, માર્દવ ( વિનય ) થી અભિમાનને જીતે, આર્જવ ( સરલતા ) થી માયાનો પરાજય કરે અને સંતોષથી લોભને જીતે

આ ૫ મહાવ્રત, ૫ આચાર, ૫ ઇંદ્રયનિગ્રહ, ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૯ વાડ બ્રહ્મચર્યની અને ૪ કષાયનો નિગ્રહ મળી કુલ ૩૬ ગુણયુક્ત આચાર્ય ભગવાન હોય છે.

### ૩૬ ગુણના ધારક આચાર્ય થઈ શકે

૧ જેમની જાતિ ( માતૃપક્ષ ) નિર્મળ હોય તે 'જાતિસમ્પન્ન' ૨ કુલ ( પિતૃપક્ષ ) નિર્મળ હોય તે 'કુલસમ્પન્ન'. ૩ કાળ પ્રમાણે ઉત્તમ સંઘયણ ( પરાક્રમી ) હોય તે 'બલ સમ્પન્ન', ૪ સમચતુરસ્રાદિ ઉત્તમ સંસ્થાન (શરીરનો આકાર) હોય તે 'રૂપ સમ્પન્ન', ૫ કોમળ (નમ્ર) સ્વરૂપ હોય તે 'વિનય સમ્પન્ન', ૬ મતિ શ્રુતાદિ નિર્મળ જ્ઞાનવંત તથા અનેક મતાન્તરના જ્ઞાતા હોય તે 'જ્ઞાન સમ્પન્ન', ૭ શુદ્ધ શ્રદ્ધાવંત હોય તે 'દર્શન સમ્પન્ન,' ૮ નિર્મળ ચારિત્રી શુદ્ધાચારી હોય તે 'ચારિત્ર સમ્પન્ન' ૯ અપવાદ ( નિંદા ) થી લજ્જિત થાય તે 'લજ્જાવંત,' ૧૦ દ્રવ્યથી ઉપધિ ( ભંડોપકરણ ) એ અને ભાવથી ક્રોધાદિ કષાયોએ કરી હળવો હોય તે 'લાઘવસમ્પન્ન', ( આ ૧૦ ગુણ અવશ્ય હોય. ) ૧૧ પરિસહ આવ્યે ધૈર્ય ધારણ કરે તે 'ઉયસી' ( ઓજસ્વી ), ૧૨ પ્રતિભાશાલી હોય તે 'તેયસી' (તેજસ્વી), ૧૩ કોઇની જાળમાં ન ફસાય એવી ચતુરાઇથી બોલે તે 'વચ્ચસી' ( વર્ચસ્વી ) ૧૪ જસસી યશસ્વી ( આ ચાર ગુણ સ્વભાવીક હોય છે ) ૧૫ ક્ષમાથી ક્રોધને જીતે તે 'જીય કોહે', ૧૬ વિનયથી માનનો પરાજ્ય કરે તે 'જીયમાણે', ૧૭ સરલતાથી માયાનો પરાજ્ય કરે તે 'જીયમાયે', ૧૮ સંતોષથી લોભને જીતે તે 'જીયલોહે', ૧૯ ઇંદ્રિયોને કાબૂમાં રાખે તે 'જીઇંદ્રિયે, ૨૦ પાપની નિંદા કરે પણ પાપીની નિંદા ન કરે તથા નિંદકોની દરકાર ન કરે તેમજ સ્વલ્પ નિદ્રા લે તે 'જીયનિંદે', ૨૧ ક્ષુધા તૃષાદિ ૨૨ પરિસહને જીતે તે 'જીયપરિસહે', ૨૨ જીવિતની આશા અને મૃત્યુનો ભય ન રાખે તે 'જીવિયાસમરણ-ભયવિમુક્કા', ( આ ૮ ના જય કરનાર હોય છે ), ૨૩ મહાવ્રતાદિમાં પ્રધાન શ્રેષ્ઠ હોવાથી વયપ્પહાણે', ૨૪ ક્ષાન્તિ આદિ ગુણોમાં પ્રધાન હોવાથી 'ગુણપ્પહાણે', ૨૫ યથોચિત ક્રિયા યથાસમય કાળે કરે તે ક્રિયાના ૭૦ ગુણમાં પ્રધાન હોવાથી 'કરણપ્પહાણે', ૨૬ નિત્ય પાલન કરે તે ચારિત્રના ૭૦ ગુણમાં પ્રધાન હોવાથી 'ચરણપ્પહાણે', ૨૭ અનાચરણને નિષેધવામાં પ્રધાન અર્થાત્ અસ્ખલિત આજ્ઞાના પ્રવર્તક હોવાથી 'નિગ્ગહપ્પહાણે', ૨૮ ઇંદ્ર કે રાજાદિથી પણ ક્ષોભ ન પામે દ્રવ્ય નય, પ્રમાણાદિના સૂક્ષ્મ જ્ઞાનનો નિશ્ચય કરવામાં પ્રવીણ હોવાથી 'નિશ્ચયપ્રધાન', ૨૯ રોહિણી,

(૩) સુંદરાકૃતિ તેજસ્વી શરીરના ધારક હોય તે ત્રીજી 'શરીર સમ્પદા.' તેના ૪ પ્રકાર-૧ પોતાના માપથી પોતાનું શરીર એક ધનુષ્ય લાંબું હોય તે 'પ્રમાણોપેત.' ૨ લંગડો, લૂલો, કાણો, ૧૯ કે ૨૧ આંગળીવાળો ઇત્યાદિ અપંગ દોષ રહિત હોય તે 'અકુટઇ,' ૩ બધિર, અંધત્વાદિ દોષ રહિત હોય તે પૂર્ણેંદ્રિય અને ૪ તપ વિહારાદિ સયમના તેમજ ઉપકારના કાર્યમાં થાકે નહીં એવા દ્રઢ સંઘયણના ધારક હોય તે દ્રઢ સંઘયણી ગુણ

(૪) વાક્ચાતુર્યયુક્ત હોય તે ચોથી વચન સમ્પદા. તેના ૪ પ્રકાર-૧ કોઇ પણ ખંડન ન કરી શકે તેવાં સદૈવ ઉત્તમ વચનના બોલનાર કોઇને તુંકારે ન બોલાવે એમનાં વચન સાંભળી પરપ્રવાદી પણ સાનંદાશ્ચર્ય પામે તે 'પ્રશસ્તવચની,' ૨ કોમળ, મધુર, ગાંભીર્યયુક્ત સુસ્વરથી બોલે તે 'મધુરતા,' ૩ રાગદ્વેષ, પક્ષપાત તથા કલુષિતપણા રહિત બોલે તે 'અનાશ્રિત' અને ૪ ગણગણાટ આદિ દોષ રહિત, સ્પષ્ટ, બાળક પણ સમજી શકે તેવાં વચન બોલે તે 'સ્કુટતા' ગુણ.

(૫) શાસ્ત્ર ગ્રંથ વાંચવાની કુશળતા તે પાંચમી 'વાચનાસમ્પદા.' તેના ૪ પ્રકાર- ૧ શિષ્યની યોગ્યતાનો જાણ, યોગ્ય શિષ્યને તે ગ્રહણ કરી શકે તેટલું જ જ્ઞાન આપે. દુગ્ધપાન સાપને વિષપણે પરિણમે છે તેવી રીતે કુશિષ્યને આપેલુ જ્ઞાન દુર્ગુણવર્ધક નીવડે છે તેથી તેવાને જ્ઞાન ન દે તે 'જોગો' ૨ સમજાય નહી રૂચે નહીં, તેવુ જ્ઞાન સમ્યક્ પ્રકારે પરિણમતુ નથી અને દીર્ઘ કાળ ટકતુ નથી એમ જાણી શિષ્યને રૂચે અને તે પચાવી શકે તેટલું જ્ઞાન આપે તે પ્રણિત' ૩ જે શિષ્ય વિશેષ બુદ્ધિમાન હોય, સમ્પ્રદાયનો નિર્વાહ કરવા તથા ધર્મ દીપાવવા સમર્થ હોય તેને અન્યાન્ય કાર્યોમાં થોડો રોકી, આહાર વસ્ત્રાદિની શાતા ઉપજાવી તથા પ્રોત્સાહન આપી શીઘ્રતાથી સૂત્ર પૂર્ણ કરાવે તે 'નિરયાપયિતા' અને ૪ જેમ પાણીમાં તેલનુ બિન્દુ ફેલાઇ જાય તેમ અન્યને જ્ઞાન પરિણમે તે પ્રમાણે શબ્દ થોડા અને અર્થ ઘણો એવા સરલ શબ્દોમા વાચના આપે તે 'નિર્વાહણા' ગુણ

(૬) બુદ્ધિ પ્રબળ હોય તે છઠ્ઠી 'મતિસમ્પદા' -તેના ૪ પ્રકાર ૧ શતાવધાનીની પેઠે દેખી, સાંભળી, ચાખી, સુંઘેલી કે સ્પર્શેલી વસ્તુના ગુણોને એકજ કાળમાં ગ્રહણ કરે તે 'અવગ્રહ', ૨ ઉકત પાંચેનો તત્કાળ નિર્ણય કરે તે 'ઇહા' ૩ ઉકત પ્રકાર વિચારણા કરી તત્કાળ નિશ્ચયાત્મક બને તે 'અપાય'. અને ૪ નિર્ણિત વસ્તુનું દીર્ઘકાળપર્યંત વિસ્મરણ ન થાય સમય પર શીઘ્ર સ્મૃતિગોચર થાય, અચૂક હાજરજવાબી હોય તે ધારણા ગુણ

(૭) પરપ્રવાદીઓનો પરાજય કરવાની કુશળતા તે સાતમી 'પ્રયોગસમ્પદા'. તેના ૪ પ્રકાર- ૧ આની સાથે સંવાદમાં, પ્રશ્નોત્તરમાં હુ જીતી શકીશ કે નહી એ પ્રમાણે પ્રતિવાદીની અને પોતાની શકિતનો વિચાર કરી વાદ કરે તે 'શકિતજ્ઞાન' ૨ વાદી કયા મતનો અનુયાયી છે તે જાણી લઇ તેના જ મતનાં શાસ્ત્રોથી સમજાવે તે 'પુરૂષજ્ઞાન' ૩ આ ક્ષેત્રના લોકો ઉદ્ધતાઇથી અપમાન કરે, પ્રથમ મીઠું મીઠું બોલે અને પછી બદલી જાય-પ્રતિવાદીને મળી જાય એવા કપટી તો નથી ને ? મિથ્યાત્વીના આડંબરથી ચલિત થઇ જાય એવા અસ્થિર તો નથી ને ? ઇત્યાદિ ક્ષેત્રનો વિચાર કરી વાદ કરે તે 'ક્ષેત્રજ્ઞાન' અને ૪ કદાચ વિવાદ પ્રસંગમાં રાજાદિકનુ આગમન થઇ જાય તો તે રાજાદિક ન્યાયી છે કે અન્યાયી,

સરળ છે કે કપટી નમ્ર છે કે અભિમાની ઇત્યાદિ જાણ્યું હોય કેમકે આગળ જતાં કોઈ રીતે અપમાન તો નહિ કરે વગેરે વિચાર કરી વાદ કરે તે વસ્તુજ્ઞાન.

(૮) સાધુઓને ઉપયોગી વસ્તુનો પહેલેથીજ સંગ્રહ કરી રાખે તે સંગ્રહસંપદા તેના ૪ પ્રકાર-૧ બાળક દુર્બળ ગીતાર્થ તપસ્વી રોગી નવદીક્ષિત એવા સાધુઓને નિર્વાહ થઈ શકે તેવાં ક્ષેત્રો ધ્યાનમાં રાખે તે ક્ષેત્રયોગ્ય ૨ પોતાના કે બહારના સાધુઓને સમય પર કામમાં આવે એવાં સ્થાન પાટ, પાટલા, પરાળ વગેરેનો સંગ્રહ રાખે તે સંગ્રહસક્ત ૩. જે જે કાળમાં જે જે ક્રિયાઓ કરવાની હોય તે તે કાળમાં તે ક્રિયાને ઉપયોગી સાધનોનો સંગ્રહ રાખે તે ક્રિયાવિધિ અને ૪ વ્યાખ્યાનદાતા વાદી વિનયી, વૈયાવચ્ચી ઇ શિષ્યોનો સંગ્રહ રાખે તે શિષ્યોપસંગ્રહ ગુણ.

## ચાર વિનય

સાધુને આચરવા યોગ્ય ગુણોનું આચરણ કરે તે આચારવિનય. તેના ૪ પ્રકાર-૧ પોતે સંયમ પાળે બીજાને પળાવે સંયમથી અપ્રમત્તને સ્થિર કરે તે સંયમ સમાચારી. ૨ પક્ષાદિ પર્વના તપ પોતે કરે બીજા પાસે કરાવે તે તપ સમાચારી. ૩ તપસ્વી જ્ઞાની નવદીક્ષિત વગેરેનું પ્રતિલેખનાદિ કાર્ય સ્વયં કરે બીજા પાસે કરાવે તે ગણસમાચારી, અને ૪ અવસર ઉચિત પોતે એકલો વિહાર કરે અન્યને યોગ્ય જાણી એકલો વિહાર કરાવે તે એકાકી વિહાર સમાચારી

૨ સૂત્રાદિનો વિનય કરે તે શ્રુત વિનય. તેના ૪ પ્રકાર-૧ પોતે ભણે બીજાને ભણાવે ૨ અર્થ યથાતથ્ય ધરાવે ૩ જે શિષ્ય જે જ્ઞાનનો અધિકારી હોય તેને તે જ્ઞાન આપે અને આરંભેલ સૂત્ર પૂર્ણ કરાવી બીજું ભણાવે

૩ અંતઃકરણમાં ધર્મની સ્થાપના કરે તે 'વિક્ષેપ વિનય. તેના ૪ પ્રકાર ૧ મિથ્યાત્વીને સમકિતી બનાવે ૨ સમકિતીને ચારિત્રી બનાવે ૩ સમકિત ચારિત્રથી ભ્રષ્ટ થતાને સ્થિર કરે અને ૪ નવા સમકિતી નવા ચારિત્રી બનાવી ધર્મની વૃદ્ધિ કરે.

૪ ક્રોધાદિ દોષોનો પરિઘાત (નાશ) કરે તે દોષ પરિઘાત વિનય. તેના ૪ પ્રકાર-૧ ક્રોધીને ક્રોધના અવગુણ અને ક્ષમાના ગુણ બતાવી ક્ષમાવંત બનાવે તે 'ક્રોધ પરિઘાત. ૨ વિષયથી ઉન્મત્ત બનેલાને વિષયના અવગુણ, શીલવ્રતના ગુણ બતાવી નિર્વિકારી બનાવે તે વિષય પરિઘાત ૩ રસલોલુપી હોય તેને લુબ્ધતાના અવગુણ અને તપના ગુણ બતાવી તપસ્વી બનાવે તે અન્નપરિઘાત અને ૪ કુગુણથી દુઃખ અને સદ્ગુણથી સુખની પ્રાપ્તિ બતાવી નિરોગી બનાવે તે આત્મદોષ પરિઘાત.

આ ૮ સંપદાના ૩૨ અને ૪ વિનય એમ આચાર્યજીના ૩૬ ગુણનું વર્ણન થયું. આવા જ્ઞાનપ્રધાન, દર્શનપ્રધાન, ચારિત્રપ્રધાન તપપ્રધાન, શૂર, વીર, ધીર, સાત્ત્વિક શાન્ત દાન્ત, ચારે તીર્થના વાગેશ્વર જિનેશ્વરની ગાદીના અધિકારી, જૈનશાસનના નિર્વાહક પ્રવર્તક આદિ આદિ અનેક ગુણગણાલંકૃત આચાર્ય ભગવન્તને મારા ત્રિવિધ ત્રિવિધે વિશુદ્ધ ભાવે વારંવાર નમસ્કાર હો.

શાસ્ત્રોદ્ધારક બાલબ્રહ્મચારી ઋષિ સંપ્રદાયાચાર્ય સ્વ મુનિશ્રી અમોલખઋષિજી મહારાજ દ્વારા વિરચિત 'જૈન તત્ત્વ પ્રકાશ નું 'આચાર્યસ્તવ નામક ત્રીજું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૪ થું

## " ઉપાધ્યાય "

જેઓ ગુરુ વગેરે ગીતાર્થ મહાત્માઓની પાચે હમેશાં રહી, વિનય ભક્તિ કરી, વિચક્ષણુતા પૂર્વક તેઓને પ્રસન્ન રાખી તેમની આજ્ઞાનુસાર શુભયોગ તથા ઉપધાન (તપશ્ચર્યા) આદરીને મધુર વચનોથી સંપૂર્ણ શાસ્ત્રોનો અભ્યાસ કરી પારગત થયા છે, જેઓ ઘણા સાધુ તથા ગૃહસ્થોને પાત્ર અપાત્રની પરીક્ષા કરીને યથાયોગ્ય જ્ઞાનનો અભ્યાસ કરાવે છે તેવા સાધુઓને ઉપાધ્યાય કહે છે.

**જ્ઞાન ગ્રહણ કરવાને અયોગ્ય** માણુસ માટે ઉત્તરાધ્યયન સૂત્રના ૧૧ મા અધ્યયનમાં કહ્યું છે કે—

> अह पंचहिं ठाणेहि, जेहि सिक्खा न लब्भइ ।
> थंभा कोहा पमाएण, रोगेणालस्सएण य ॥

આ પ્રમાણે જે પાચ કારણોથી હિતશિક્ષા મેળવાતી નથી તે પાચ કારણો ૧ અહંકાર, ૨ ક્રોધ ૩ પ્રમાદ ૪ રોગ અને ૫ આલસ્ય.

**જ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય**—૧ થોડુ હસનાર, ૨ હમેશાં આત્માને દમનાર, ૩ નિરભિમની, ૪ પરમાર્થને શોધનાર, ૫ પોતાના ચારિત્રને થોડે યા ઘણે અંશે કલંક ન લગાડનાર, ૬ રસનેંદ્રિયના અલોલપી, ૭ ક્ષમાવંત, ૮ સત્યવાદી એ આઠ ગુણુવાળા મનુષ્યો હિતની વાતો ગ્રહણ કરી શકે છે

**અવિનીતના ૧૪ લક્ષણો**-૧ વારવાર ક્રોધ કરે અથવા દીર્ઘકષાયી, ૨ નિરર્થક કથા-વાર્તા કરે, ૩ સન્મિત્રનો દ્વેષ કરે, ૪ નિજ મિત્રની ગુપ્ત વાત પ્રગટ કરે, ૫ જ્ઞાનનો ગર્વ કરે, ૬ પોતાનો વાંક પારકા ઉપર ઓઢાડે, ૭ નિજ મિત્રપર ગુસ્સો કરે, ૮ સંબધરહિત (મેળ વગરનુ) ભાષણ કરે, ૯ દ્રોહી, ૧૦ અહંકારી, ૧૧ અજિતેંદ્રિય, ૧૨ અસવિભાગી (મળેલી વસ્તુ સમભાવે વહેચી ન આપે તે), ૧૩ અપ્રતીતકારી, ૧૪ અજ્ઞાની એ પ્રમાણે ૧૪ અવ-ગુણુવાળાને અવિનીત કહે છે, એવાને જ્ઞાન યથાતથ્ય પરિણુમતુ નથી ઉલટું નુકશાનકારક નીવડે છે,

**વિનીતનાં ૧૫ લક્ષણો**— ૧ ગતિમાં શાંત, નિવાસ્થાને શાંત, વાણીમા શાંત અને ભાષામાં શાંત એમ ચાર પ્રકારે સ્થિર કે શાન્તસ્વભાવી, ૨ સરળ ચિત્તવાળો, ૩ કુતુહલરહિત, ૪ કોઇનુ અપમાન કે તિરસ્કાર ન કરનાર, ૫ વિશેષ વખત ક્રોધ ન રાખનાર, ૬ મિત્રોથી હળીમળી રહેનાર, ૭ જ્ઞાનના ગર્વ રહિત, ૮ પોતાના દોષ પ્રગટ કરનાર, પણુ બીજા ઉપર આળ નહિ ચડાવનાર, ૯ સ્વધર્મી ઉપર ક્રોધ ન કરનાર, ૧૦ દુશ્મનના ગુણુને પણુ વખાણુનાર, ૧૧ કોઇની છાની વાત પ્રગટ ન કરનાર, ૧૨ વિશેષ આડબર ન કરનાર, ૧૩ તત્ત્વને જાણુનાર, ૧૪ જાતિવંત, ૧૫ લજ્જાવંત તથા જિતેંદ્રિય, એ ૧૫ ગુણો ધારણુ કરનાર વિનીત કહેવાય એવા વિનીત ઘણી સરળતાથી જ્ઞાન ગ્રહણુ કરી શકે છે અને ભવિષ્યમાં સ્વપરહિત સાધી શકે છે

ઉપાધ્યાયજીના ૨૫ ગુણો

गाथाः—बारसंग विउ बुद्धा, करण चरण जुओ ।
पभावणा जोग निग्गो उवज्झाय गुणं वंदे ॥

અર્થ—૧૨ અંગના પાઠક ૧૩–૧૪ કરણસિત્તરી ચરણસિત્તરીના ગુણયુક્ત ૧૫ ૨૨ આઠ પ્રભાવનાથી જૈન ધર્મને દીપાવે, ૨૩–૨૫ મન વચન કાયાના યોગોને કાબુમાં રાખે

દ્વાદશાંગ સૂત્ર—જેમ અંગ (શરીર)ના આધારે જીવ જગતમાં રહે છે તેવીજ રીતે જ્ઞાનના આધારથી ધર્મ આ વિશ્વમાં રહે છે આવા મુખ્ય જ્ઞાનમય જે અંગો છે તેને અંગ સૂત્ર કહે છે તે બાર છે –

૧ આચારાંગ સૂત્ર—તેના બે શ્રુતસ્કંધ છે તેમાં પ્રથમ શ્રુતસ્કંધના ૯ અધ્યયન છે (૧) શસ્ત્રપરિજ્ઞા અધ્યયન, તેના સાત ઉદ્દેશા છે જેમાં અનુક્રમે જીવાજીવ પૃથ્વીકાયનું અપ્કાયનું, અગ્નિકાયનું, વનસ્પતિકાયનું ત્રસકાયનું અને વાયુકાયનું કથન છે (૨) લોક વિજય અધ્યયન તેના ૭ ઉદ્દેશા છે જેમાં અનુક્રમે વિષય ત્યાગનું મદ ત્યાગનું સ્વજનથી મમત્વ ત્યાગનું, દ્રવ્યથી, મમત્વ ત્યાગનું અને હિતશિક્ષણનું કથન છે (૩) 'શીતોષ્ણીય અધ્યયન તેના ૪ ઉદ્દેશા છે જેમાં ક્રમશઃ સુપ્ત તથા જાગૃતનું, તત્ત્વજ્ઞ અતત્ત્વજ્ઞનું, પ્રમાદ ત્યાગનું અને 'જે એક જાણે તે સર્વ જાણે' નું કથન છે (૪) 'સમ્યક્ત્વ અધ્યયન તેના ૪ ઉદ્દેશા છે, જેમાં અનુક્રમે ધર્મનું મૂળ દયા અસાર અજ્ઞાન મુક્ષ પ્રાપ્તિનો ઉપાય અને સુસાધુના લક્ષણનું કથન છે (૫) આવતી કેયાવતી (બીજું નામ 'લોકસાર) અધ્યયન તેના ૭ ઉદ્દેશા જેમાં ક્રમશઃ વિષયાસક્ત સાધુ નહી, સાવદ્યાનુષ્ઠાનના ત્યાગી તે સાધુ કંચન કામિનીના ત્યાગી તે સાધુ અપરિપક્વ સાધુ એકલા ન વિચરે જ્ઞાની અજ્ઞાનીમાં શો ફરક અને પ્રમાદી અપ્રમાદીમાં શો ફરક તેનું વર્ણન છે (૬) ધૂતાખ્ય અધ્યયન તેના પાંચ ઉદ્દેશા છે જેમાં—સ્વજનોના દુઃખનું સ્વજન વિરહના દુઃખ સહવું, જ્ઞાની સાધુની દશાનું ગૌરવ (ત્રણ ગારવ) ત્યાગનું અને ઉત્તમ સાધુનાં લક્ષણનું કથન છે (૭) મહા પરિજ્ઞા (આ અધ્યયન વિચ્છેદ થયુ છે) (૮) વિમોક્ષ તેના આઠ ઉદ્દેશા છે–તેમાં મતાન્તર અને સાધુ, અસાધુનિકોનો પરિત્યાગ શકાનુ નિવારણ, વસ્ત્ર ત્યાગનું અને ભક્ત પ્રત્યાખ્યાન મરણ ઇંગિત મરણ અને પાદોપગમન મરણ આ ત્રણે પંડિત મરણનો વિધિ છે (૯) ઉપધાન શ્રુત તેના ચાર ઉદ્દેશા જેમાં અનુક્રમે મહાવીર સ્વામી વસ્ત્ર સહિતનુ મહાવીર સ્વામીના સ્થાનનુ મહાવીર સ્વામીના પરીષહનુ મહાવીર સ્વામીના આહાર અને તપનુ વર્ણન છે બીજા શ્રુતસ્કંધના ૧૬ અધ્યયનો છે તેમાં અનુક્રમે (૧) પિંડૈષણા–તેમાં આહાર લેવાનો વિધિ (૨) શય્યા રહેવાનો વિધિ (૩) ઇર્યૈષણા –ઇર્યા સમિતિ, (૪) ભાષા સમિતિ નુ (૫) 'વસ્ત્રૈષણા વસ્ત્ર લેવાની વિધિનુ (૬) પાત્રૈષણા –પાત્ર ગ્રહણ કરવાનો વિધિ (૭) અવગ્રહ–આજ્ઞા લેવાનો વિધિ, (૮) ચેષ્ટિત ઉભા રહેવાનો વિધિ (૯) નિસીહિ–બેસવાનો વિધિ (૧૦) ઉચ્ચાર પાસવણ લઘુનીત વડીનીત પરઠવાનો વિધિ (૧૧) શબ્દ–સ્થળ સાંભળવાનો વિધિ (૧૨) રૂપાખ્યા રૂપ જોવાના વિધિ (૧૩) ક્રિયા પરસ્પર પાસે કામ કરાવવાનો વિધિ (૧૪) અન્યોન્યક્રિયાખ્યા પરસ્પર ક્રિયા કરવાનો વિધિ, ૧૫ ભાવનાખ્યા મહાવીર

સ્વામીના ચારિત્રનુ તથા પાંચ મહા વ્રતની ૨૫ ભાવનાનું કથન અને (૧૬) 'વિમુકત' અધ્યયન તેમાં સાધુની ઉપમાનું વર્ણન છે આચારાંગ સૂત્રનાં અગાઉ ૧૮૦૦૦ પદ* હતા. હવે મૂળમાં ફક્ત ૨૫૦૦ શ્લોક છે.

૨ **સુયગડાંગ સુત્ર**—તેના પણ બે શ્રુતસ્કંધ છે—પ્રથમ શ્રુતસ્કંધના ૧૬ અધ્યયન છે—(૧) 'સ્વસમય પરસમય' અધ્યયન, તેમા ભૂતવાદી, સર્વગતવાદી, તજ્જીવ તચ્છરીરવાદી, અક્રિયાવાદી, આત્મવાદી, અફલવાદી, નિયતવાદી, અજ્ઞાનવાદી, ક્રિયાવાદી, ઇશ્વરવાદી, દેવવાદી, ઇડામાંથી લોક પેદા થયો વગેરે મત મતાન્તરોનુ સ્વરૂપ દર્શાવ્યુ છે, તથા કેટલુક સાધુના આચારનુ કથન છે. (૨) 'વૈતાલય' અધ્યયન તેમાં શ્રી ઋષભદેવજીના ૯૮ પુત્રોને ઉપદેશ છે, તથા વિષય ત્યાગવાની યુકિત અને ધર્મનું મહાત્મ્ય બતાવ્યું છે (૩) ઉપસર્ગ પરિજ્ઞાખ્યા' અધ્યયન, તેમાં શ્રી કૃષ્ણ અને શિશુપાલના દષ્ટાંતથી વીરત્વ કાયરત્વનું વર્ણન કર્યુ છે તથા સ્વજનોના પરીષહનો અધિકાર છે. (૪) 'સ્ત્રી પરિજ્ઞા' અધ્યયન આમાં સ્ત્રી ચારિત્રનુ સ્ત્રીના સંગથી દુખપ્રાપ્તિનું કથન છે. (૫) 'નરક વિભકિત' અધ્યયન આમા નરકના દુખોનુ વર્ણન છે (૬) 'વીરસ્તુતિ' અધ્યયન આમાં મહાવીર પ્રભુની સ્તુતિ અનેક ઉપમાઓ સહિત કરેલી છે (૭) 'કુશીલ પરિભાષા' અધ્યયન. આમાં પરમતના કુશીલ અને સ્વમતાના સુશીલનું કથન છે તથા હિંસાનું ખડન કર્યુ છે. (૮) 'વીર્યાખ્યા' અધ્યયન આમા બાલવીર્ય અને પંડિતવીર્યનું સ્વરૂપ છે (૯) 'ધર્મ' અધ્યયન આમાં દયાધર્મનું તથા સાધુના આચારનું વર્ણન છે. (૧૦) 'સમાધિ' અધ્યનન આમાં ધર્મનુ સ્થાન જે સમાધિભાવ છે તેનું સ્વરૂપ દર્શાવ્યું છે. (૧૧) 'મોક્ષમાર્ગ' અધ્યયન આમાં સાધુના આચારના મિશ્ર પ્રશ્નોત્તર છે (૧૨) 'સમવસરણ' અધ્યયન આમા ક્રિયાવાદી વગેરે ચારે વાદીઓના મતનું ખડન કર્યુ છે (૧૩) 'યથાતથ્ય' અધ્યયન આમા સ્વચ્છંદાચારી તથા અવિનીતના લક્ષણ તથા શુદ્ધાચારી ધર્મોપદેશકનાં લક્ષણ બતાવ્યા છે (૧૪) 'ગ્રંથાખ્યા' અધ્યયન આમા એકલવિહારી સાધુના દોષ બતાવી હિતશિક્ષા આપી છે (૧૫) 'આદાનાખ્યા' અધ્યયન આમાં શ્રદ્ધા, દયા, વીરત્વ દઢતા આદિ મોક્ષનાં સાધનોનું કથન છે અને (૧૬) 'ગાથા' અધ્યયન છે તેમાં સાધુનાં ૪ નામોના ગુણ બતાવ્યા છે. આ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ૭ અધ્યનન છે (૧) 'પૌડરિક' અધ્યયન આમા પુડરિક કમળનાં દષ્ટાતથી ચારે વાદીઓનું સ્વરૂપ સમજાવ્યું છે અને પાચમા મધ્યસ્થે ઉદ્ધાર કર્યો તે બતાવ્યુ છે (૨) 'ક્રિયા સ્થાન' અધ્યયન આમાં ૧૩ ક્રિયાનુ કથન છે (૩) 'આહાર પ્રજ્ઞા' અધ્યયન આમાં જીવોને આહાર ગ્રહણ કરવાની રીતનુ તથા ઉત્પત્તિનું કથન છે (૪) 'પ્રત્યાખ્યાન' અધ્યયન આમાં દુષ્પ્રત્યાખ્યાન અને સુપ્રત્યાખ્યાનનુ સ્વરૂપ છે તથા અવિરતિથી દુખપ્રાપ્તિનુ કથન છે. (૫) 'અનાચાર શ્રુતાખ્યા' અધ્યયન આમાં અનાચારના દોષનું તથા શૂન્યવાદીના મતનુ ખંડન કર્યુ છે (૬) 'આર્દ્રકુમાર' નુ અધ્યયન આમાં આર્દ્રકુમારે પરમતવાદીઓની સાથે ધર્મચર્ચા કરી તે અધિકાર છે અને (૭) 'ઉદકપેઢાલ પુત્ર' નું અધ્યયન આમાં ઉદકપેઢાલ પુત્રે શ્રી ગોતમસ્વામી સાથે ચર્ચા કરી તે અધિકાર છે આ સૂયગડાંગ સૂત્રનાં પહેલાં તો ૩૬૦૦૦ પદો હતા હાલ ૨૧૦૦ શ્લોક મૂળના છે

---

* **નોટ.**—૩૨ અક્ષરનો એક શ્લોક એવા ૧૫૦૮૮૬૮૪૦ શ્લોકનુ એક પદ ગણાતું હતું આ કથન દિગમ્બર આમ્નાયના 'ભગવતી આરાધના' શાસ્ત્રમાં છે.

પૃથ્વીનુ વર્ણન છે ચોથામાં ઇન્દ્રિયોનું કથન છે પાંચમામાં-ગર્ભસ્થિતિનું, મનુષ્યના બીજનું, એક જીવના પિતાપુત્રનું, મૈથુનમાં હિંસાનું, તુંગીયા નગરીના શ્રાવકોનુ અને દ્રહના ગરમ પાણીનુ કથન છે છટ્ટામાં—ઓહારિણી (અવધારિણી) ભાષાનુ કથન છે સાતમામા—દેવતાનો અધિકાર છે, આઠમામાં અસુરેન્દ્રની સભાનુ વર્ણન છે નવમામાં અઢીદ્વીપનું વર્ણન છે અને દશમા ઉદ્દેશામા આકાશાસ્તિકાય તથા ઉત્થાનાદિના ગુણ છે **૩ ત્રીજા શતકના**—પહેલા ઉદ્દેશામાં-ઇન્દ્રોની ઋદ્ધિનું, તિષ્યગુપ્ત અણુગારનું કુરુદત્ત અણુગારનું, તામલી તાપસનું, સૌધર્મેન્દ્ર ઇશાનેન્દ્રના ઝગડાનું, તથા સનત્કુમારેન્દ્રના પૂર્વ ભવનુ વર્ણન છે બીજા ઉદ્દેશામાં—અસુરકુમાર, વૈમાનિક દેવની ચોરીનુ અસુરકુમાર સુધર્મ દેવલોક ગયો તેનુ, પૂરણ તાપસનુ અને વજ્રની ગતિનું વર્ણન છે ત્રીજા ઉદ્દેશામાં—મંડિપુત્ર ગણધરના પ્રશ્નોત્તર, અંતક્રિયાનુ અને સમુદ્રની ભરતીનું વર્ણન છે ચોથા ઉદ્દેશામાં—સાધુના અને દેવના જ્ઞાનના ભાંગા, વાયુકાયના વૈક્રિયનું વાદળાંના વિચિત્ર રૂપ અને પરભવની લેશ્યાનુ કથન છે પાચમા ઉદ્દેશામા-સાધુનું વૈક્રિય રૂપ બનાવવાનું વર્ણન છે છટ્ઠા ઉદ્દેશામાં—વિભંગજ્ઞાનનું. સાતમામાં—ચાર લોકપાલનું આઠમામાં દશ પ્રકારના દેવતાનું નવમામા ઇન્દ્રોની પરિષદનુ વર્ણન છે **૪ ચોથા શતકમાં**—ઇશાનેન્દ્રના ચાર લોકપાલનું, તેમની રાજ્યધાનીનુ, નારકીનુ અને પરસ્પર લેશ્યાનું વર્ણન છે **૫ પાંચમા-શતકના**—પહેલા ઉદ્દેશામાં—ચારે દિશામાં સૂર્યોદયનું દિન રાત્રિનું પરિમાણ, ઋતુ પરિણમવાનુ અને અઢીદ્વીપમાં સૂર્યોદયનું કથન છે બીજા ઉદ્દેશામાં—વાયુકાયનુ, ધાન્ય ધાતુ આદિનુ અને લવણ સમુદ્રનું પ્રમાણ છે ત્રીજા ઉદ્દેશામાં—આયુષ્યનું કથન છે. ચોથા ઉદ્દેશામાં છદ્મસ્થ અને કેવળીનુ, હસવાથી તથા નિદ્રાથી કર્મબંધનનુ હરિણગમેષી દેવ અને ગર્ભહરણનું, એવતાકુમારે પાતરૂ પાણીમાં તરાવ્યાનુ, શુક્ર દેવલોકના દેવોનું દેવ અસયતીનુ, દેવતાની અર્ધમાગધી ભાષાનુ, ચાર પ્રમાણનું અનુત્તર વિમાનવાસી દેવના પ્રશ્નોત્તરનુ, કેવળી નોઇન્દ્રિય છે અને પૂર્વધારી સાધુની શક્તિનું વર્ણન છે, પાંચમા ઉદ્દેશામાં છદ્મસ્થ સિદ્ધ ન થાય તેનું અને ભરતક્ષેત્રના ૧૫ કુલકરનાં નામ છે છટ્ઠા ઉદ્દેશામાં અલ્પાયુ અને દીર્ઘાયુ, શુભ આયુ અને અશુભ આયુ કેવી રીતે હોય, ચોરીના માલનું, વસ્તુ લેવા વેચવાવાળાની ક્રિયાનુ, અગ્નિ સળગાવનારના કરતાં બુઝાવનારને ઓછુ પાપ લાગે તે, ધનુષ્યના બાણની ક્રિયાનુ, નારકી જીવો ૪૦૦—૫૦૦ યોજન ઊંચા ઉછળે છે તેનુ, સદોષ સ્થાનકનુ, આચાર્યાદિકના સન્માનથી મોક્ષપ્રાપ્તિનું અને કલકનો બદલો કલકથી મળવાનુ કથન છે સાતમા ઉદ્દેશામાં-પરમાણુ પુદ્ગલનુ અને પાંચ હેતુનુ કથન છે આઠમા ઉદ્દેશામા—નારદપુત્ર નિર્ગ્રંથની ચર્ચા, જીવની અવસ્થિતતા, સોવચયા સાવચયાનું કથન છે નવમા ઉદ્દેશામાં—રાજગૃહીનું, ઉદ્યોત તથા અંધકારનુ, મનુષ્યલોકમાં જ કાળ હોવાનું, અસંખ્ય લોકનુ, અનત અહોરાત્રિનું કથન છે દશમા ઉદ્દેશામાં—ચદ્રમાના નિવાસસ્થાનનું વર્ણન છે **૬ છટ્ઠા શતકના**—પહેલા ઉદ્દેશામા મહા વેદના મહાનિર્જરાની ચોભંગી તથા કરણવેદના અને નિર્જરાનુ—બીજા ઉદ્દેશામાં-આહારનો અધિકાર. ત્રીજા ઉદ્દેશામા વસ્ત્ર કર્મનુ દષ્ટાંત અને કર્મના ૧૬ દ્વાર ચોથા ઉદ્દેશામાં—જીવ, કાળ, સપ્રદેશી અપ્રદેશીનું તથા ૨૪ દડકમાં પ્રત્યાખ્યાનનું પાંચમા ઉદ્દેશામાં-તમસ્કાયનું,

પૃથ્વીનુ વર્ણન છે ચોથામા ઇન્દ્રિયોનું કથન છે પાચમામા-ગર્ભસ્થિતિનુ, મનુષ્યના બીજનુ, એક જીવના પિતાપુત્રનું, મૈથુનમાં હિંસાનું, તુંગીયા નગરીના શ્રાવકોનુ અને દ્રહના ગરમ પાણીનુ કથન છે છઠ્ઠામાં—ઓહારિણી ( અવધારિણી ) ભાષાનું કથન છે સાતમામા—દેવતાનો અધિકાર છે, આઠમામા અસુરેન્દ્રની સભાનુ વર્ણન છે નવમામાં અઢીદ્વીપનું વર્ણન છે અને દશમા ઉદ્દેશામા આકાશાસ્તિકાય તથા ઉત્થાનાદિના ગુણ છે **૩ ત્રીજા શતકના**—પહેલા ઉદ્દેશામાં-ઇન્દ્રોની ઋદ્ધિનું, તિષ્યગુપ્ત અણગારનુ કુરુદત્ત અણગારનું, તામ્રલી તાપસનુ, સૌધર્મેન્દ્ર ઇશાનેન્દ્રના ઝગડાનુ, તથા સનત્કુમારેન્દ્રના પૂર્વ ભવનુ વર્ણન છે બીજા ઉદ્દેશામા—અસુરકુમાર, વૈમાનિક દેવની ચોરીનુ અસુરકુમાર સુધર્મ દેવલોકે ગયો તેનુ, પૂરણ તાપસનુ અને વજ્રની ગતિનું વર્ણન છે ત્રીજા ઉદ્દેશામાં-મંડિપુત્ર ગણધરના પ્રશ્નોત્તર, અંતક્રિયાનુ અને સમુદ્રની ભરતીનુ વર્ણન છે ચોથા ઉદ્દેશામા—સાધુના અને દેવના જ્ઞાનના ભાગા, વાયુકાયના વૈક્રિયનુ, વાદળાના વિચિત્ર રૂપ અને પરભવની લેશ્યાનુ કથન છે પાચમા ઉદ્દેશામાં-સાધુનું વૈક્રિય રૂપ બનાવવાનુ વર્ણન છે છઠ્ઠા ઉદ્દેશામા—વિભંગજ્ઞાનનું. સાતમામા—ચાર લોકપાલનું. આઠમામાં દશ પ્રકારના દેવતાનું નવમામા ઇન્દ્રની પરિષદનુ વર્ણન છે **૪ ચોથા શતકમાં**—ઇશાનેન્દ્રના ચાર લોકપાલનું, તેમની રાજ્યધાનીનુ, નારકીનુ અને પરસ્પર લેશ્યાનું વર્ણન છે **૫ પાંચમા-શતકના**—પહેલા ઉદ્દેશામાં—ચારે દિશામાં સૂર્યોદયનું દિન રાત્રિનું પરિમાણ, ઋતુ પરિણમવાનુ અને અઢીદ્વીપમા સૂર્યોદયનું કથન છે બીજા ઉદ્દેશામાં—વાયુકાયનુ, ધાન્ય ધાતુ આદિનુ અને લવણ સમુદ્રનું પ્રમાણ છે ત્રીજા ઉદ્દેશામાં—આયુષ્યનું કથન છે. ચોથા ઉદ્દેશામા છદ્મસ્થ અને કેવળીનુ, હસવાથી તથા નિદ્રાથી કર્મબંધનનું હરિણગમેષી દેવ અને ગર્ભહરણનુ, એવંતાકુમારે પાતર પાણીમાં તરાવ્યાનુ, શુક્ર દેવલોકના દેવોનું દેવ અસંયતીનુ, દેવતાની અર્ધમાગધી ભાષાનુ, ચાર પ્રમાણનું અનુત્તર વિમાનવાસી દેવના પ્રશ્નોત્તરનુ, કેવળી નોઇંદ્રિય છે અને પૂર્વધારી સાધુની શક્તિનું વર્ણન છે, પાંચમા ઉદ્દેશામાં છદ્મસ્થ સિદ્ધ ન થાય તેનું અને ભરતક્ષેત્રના ૧૫ કુલકરના નામ છે છઠ્ઠા ઉદ્દેશામાં અલ્પાયુ અને દીર્ઘાયુ, શુભ આયુ અને અશુભ આયુ કેવી રીતે હોય, ચોરીના માલનું, વસ્તુ લેવા વેચવાવાળાની ક્રિયાનું, અગ્નિ સળગાવનારના કરતાં બુઝાવનારને ઓછુ પાપ લાગે તે, ધનુષ્યના બાણની ક્રિયાનુ, નારકી જીવો ૪૦૦—૫૦૦ યોજન ઊંચા ઉછળે છે તેનુ, સદોષ સ્થાનકનું, આચાર્યાદિકના સન્માનથી મોક્ષપ્રાપ્તિનું અને કલંકનો બદલો કલંકથી મળવાનુ કથન છે સાતમા ઉદ્દેશામાં-પરમાણુ પુદ્ગલનુ અને પાંચ હેતુનુ કથન છે આઠમા ઉદ્દેશામાં—નારદપુત્ર નિગ્રંથની ચર્ચા, જીવની અવસ્થિતતા, સોવચયા સાવચયાનું કથન છે નવમા ઉદ્દેશામાં—રાજગૃહીનું, ઉદ્યોત તથા અંધકારનુ, મનુષ્યલોકમા જ કાળ હોવાનું, અસંખ્ય લોકનુ, અનંત અહોરાત્રિનું કથન છે દશમા ઉદ્દેશામાં—ચંદ્રમાના નિવાસસ્થાનનું વર્ણન છે **૬ છઠ્ઠા શતકના**— પહેલા ઉદ્દેશામાં મહા વેદના મહાનિર્જરાની ચોભંગી તથા કરણવેદના અને નિર્જરાનુ-બીજા ઉદ્દેશામા-આહારનો અધિકાર. ત્રીજા ઉદ્દેશામા વસ્ત્ર કર્મનું દૃષ્ટાંત અને કર્મના ૧૬ દ્વાર ચોથા ઉદ્દેશામાં—જીવ, કાળ, સપ્રદેશી અપ્રદેશીનું તથા ૨૪ દંડકમા પ્રત્યાખ્યાનનું પાંચમા ઉદ્દેશામા-તમસ્કાયનું,

કૃષ્ણરાજીનું તથા લોકાંતિક દેવોનું વર્ણન છે છઠ્ઠા ઉદ્દેશામાં—નારક દેવના આવાસનું અને મારણાંતિક સમુદ્‌ઘાતનું કથન છે સાતમા ઉદ્દેશામાં—ધાન્યની યોનિનું કાળ પ્રમાણ છે તથા પહેલા આરાનું વર્ણન છે આઠમા ઉદ્દેશામાં—નારકનું ૭ પ્રકારે આયુબંધનું લવણ સમુદ્રના પાણીનું કથન તથા દ્વીપ સમુદ્રોના નામ છે. નવમા ઉદ્દેશામાં—એક કર્મની સાથે અન્ય કર્મ બાંધવાનું દેવતાના વૈક્રિયનું પ્રકાર લેશ્યાનું વર્ણન છે દશમા ઉદ્દેશામાં સુખ દુઃખનો પ્રરૂપણાનું, જીવ અને ચૈતન્ય એકનું, જીવ અને પ્રાણ ભવ્યનું ભવ્ય અભવ્યનું, સુખ દુઃખનું, આહારના ક્ષેત્રનું અને કેવળી નોઇન્દ્રિયનું કથન છે ૭ સાતમા શતકના—પ્રથમ ઉદ્દેશામાં આહારક અણાહારકનું લોકના સંસ્થાનનું, શ્રાવકની સામાયિકનું, પૃથ્વી ખોદતાં ત્રસના ઘાતક નહીં હોવાનું શુદ્ધ આહારદાતા સમાધિ યાવત્ મોક્ષ પ્રાપ્ત કરવાનું કર્મો ગતિ ગમન કરવાનું સાધુને પાપ કર્મબંધ ધુમ્ર, ક્ષેત્રાતિક્રાંત કાલાતિક્રાંત માર્ગાતિક્રાંત પ્રમાણાતીત, એષણીય ગવેષણી, સામુદાણી આહારના અર્થનું વર્ણન છે બીજા ઉદ્દેશામાં સુપ્રત્યાખ્યાન દુપ્રત્યાખ્યાનનું અને જીવ શાશ્વત અશાશ્વતનું સ્વરૂપ છે ત્રીજા ઉદ્દેશામાં વનસ્પતિકાય અનંતકાય લેશ્યાનુસાર કર્મસંચયનું વેદના નિર્જરાનું અને નારકીની શાતા અશાતાનું વર્ણન છે ચોથા ઉદ્દેશામાં—સંસારી જીવનું પાંચમા ઉદ્દેશામાં—ખેચરની ત્રણ યોનિનું છઠ્ઠા ઉદ્દેશામાં—ગતિ આયુ બાંધે ત્યાં ભોગવે મહા અલ્પવેદના ત્યાં મહાવેદના આભોગી અનાભોગીક, ૧૮ પાપથી કર્કશ કર્મબંધનું ત્યાગથી શાતા પ્રાપ્ત કરવાનું, દુઃખ દેવાથી દુઃખ પ્રાપ્ત કરવાનું અને છઠ્ઠા આરાનું વર્ણન છે સાતમા ઉદ્દેશામાં—સંવૃત સાધુની ક્રિયાનું કામભોગનું અવધિ પરમ અવધિનું, અસંજ્ઞીની અકામ વેદનાનું કથન છે આઠમા ઉદ્દેશામાં—હાથી અને કંથવાના સમાન જીવનું દશ સંજ્ઞાનું અને નારકનું વર્ણન છે નવમા ઉદ્દેશામાં—સાધુના વૈક્રિયનું કોણિક અને ચેડા રાજાના સંગ્રામનું ઇન્દ્ર કોણિક રાજાના મિત્ર સંગ્રામમાં મરે તે દેવ કેવી રીતે થાય તેનું કથન છે દશમા ઉદ્દેશામાં—અન્યતીર્થીના પ્રશ્નનું અગ્નિ સળગાવનાર કરતાં બુઝાવનાર અલ્પકર્મી અચિત્ત પુદ્ગલ પ્રકાશક અને તેજોલેશ્યાનું કથન છે ૮ આઠમા શતકના—પહેલા ઉદ્દેશામાં પ્રયોગસા, મિશ્રસા અને વિસ્રસા પુદ્ગલોનું બીજા ઉદ્દેશામાં સાપ વીંછી અને મનુષ્યના વિષનું છદ્મસ્થ દશ વાતો ન જાણે તેનું તથા જ્ઞાન અને અજ્ઞાનનું કથન છે ત્રીજા ઉદ્દેશામાં વૃક્ષોના પ્રકાર શરીરના કટકામાં પ્રદેશનું પૃથ્વીના ચરમાચરમનું કથન છે ચોથા ઉદ્દેશામાં—પાંચ ક્રિયાનું વર્ણન છે પાંચમા ઉદ્દેશામાં—સામાયિકમાં ચોરી કેની હોય અને શ્રાવકના પ્રતિક્રમણાદિનું અને શ્રાવકના વ્રતનું વર્ણન છે છઠ્ઠા ઉદ્દેશામાં—સાધુને શુદ્ધ આહાર આપવાથી એકાંત નિર્જરા અશુદ્ધ આપવાથી અલ્પ પાપ બહુ નિર્જરા, તથા ૨૫ આમંત્રીને દેવામાં પાપ, [illegible] સાધુને માટે આહાર આપ્યો હોય તે [illegible] સાધુને આપવો, આલોચનાનો અર્થી મરે તો પણ આરાધક હોવાનું અને અગ્નિની ક્રિયાનું કથન છે સાતમા ઉદ્દેશામાં—સ્થવિર અને અન્યતીર્થીના અતિ પ્રશ્નનું કથન છે આઠમા ઉદ્દેશામાં પ્રત્યનીકની અંતના સમયનું પાંચ વ્યવહારનું ઇર્યાપથિકી અને સાંપરાયિક ક્રિયા બાંધ, તથા ૨૨ પરિષહ ક્યા કર્મથી હોય છે, સૂર્યના તાપનું અઢીદ્વીપની બહાર આદિ

જ્યોતિષીનુ કથન છે નવમા ઉદેશામાં બંધનું ઘણા વિસ્તારથી વર્ણન છે દશમા ઉદ્દેશામાં-જ્ઞાન ક્રિયાની ચોભંગી છે, જ્ઞાનાદિ ત્રણે આરાધનાનો અધિકાર છે, પુદ્ગલ પરિણામ, કર્મ, જીવ પુદ્ગલ પુદ્ગલીનું સ્વરૂપ છે. **૯ નવમા શતકના**—પહેલા ઉદ્દેશામાં જબુદ્વીપનુ વર્ણન છે. બીજા ઉદ્દેશામાં-અઢીદ્વીપના જ્યોતિષીની સંખ્યા છે. ત્રીજા ઉદ્દેશાથી ત્રીશ ઉદ્દેશ સુધી દક્ષિણ દિશાના ૨૮ અતરદ્વીપાનુ વર્ણન છે એકત્રીશમા ઉદ્દેશામાં-અસોચા સોચા કેવળીનું વર્ણન છે. બત્રીસમા ઉદ્દેશામાં-ગાગેય અણગારના ભાંગા તેત્રીશમા ઉદ્દેશામાં-ઋષભદત્ત બ્રાહ્મણ દેવાનદા બ્રાહ્મણીનો અને જમાલીનો અધિકાર છે. ચોત્રીસમા ઉદ્દેશામા પુરૂષ ઘોડાની ઘાત, ઋષિને મારનાર અનન્ત જીવનો ઘાતક, એકને મારતાં અનેકથી વૈર કરે, અને સ્થાવરના શ્વાસોચ્છવાસનુ વર્ણન છે. **૧૦ દશમા શતકના**—પહેલો ઉદ્દેશ-દિશાનું તથા પાંચ શરીરનું કથન છે બીજામા સવૃત્ત સાધુનું, યોનિનુ, વેદનાનું, અને આલોચનાથી આરાધનાનુ કથન છે. ત્રીજામા આત્મઋદ્ધિનુ, અલ્પઋદ્ધિ મહર્દ્ધિક દેવનું, અશ્વના શબ્દનું, અને ભાષાનું કથન છે ચોથામાં ત્રાયત્રિંશક દેવનુ, પાંચમામાં અગ્રમહિષી દેવીનુ અને છટ્ઠા ઉદ્દેશામાં સૌધર્મો સભાનું તથા ઉત્તર દિશાના ૨૮ અતરદ્વીપનુ વર્ણન છે **૧૧ અગિયારમા શતકના**—આઠ ઉદ્દેશામાં અનુક્રમે ઉત્પલનુ, સલુનુ પલાશનુ, કુભીનુ, પદ્મપત્રનુ, કર્ણિકાનુ અને નલિનીનુ વર્ણન છે. નવમા ઉ૦ મા શિવરાજ ઋષિનું વર્ણન છે દશમામા લોકાલોકનું પ્રમાણ અગિયારમામાં સુદર્શન શેઠનું અને મહાબલ કુમારનુ વર્ણન ' બારમામાં આલભિકા નગરીના શ્રાવકનું, પુદ્ગલોનુ અને પરિવ્રાજકનુ કથન છે **૧૨ બારમા શતકના**—પહેલા ઉદ્દેશામા શખ પોખલીજી શ્રાવકનુ વર્ણન છે. ત્રણ જાગરણાનું, પરસ્પર કલેશથી કર્મબધનુ સ્વરૂપ બીજા ઉ૦ મા જયંતીબાઇના પ્રશ્નોત્તર, ત્રીજામા નરકના નામ ગોત્ર ચોથામા પરમાણુ પુદ્ગલનુ, પુદ્ગલ પરાવર્ત્તનનુ વર્ણન પાંચમામા ૪ કષાયના નામ અને રૂપી અરૂપીનો થોક છઠ્ઠામાં ચંદ્ર સૂર્યના ગ્રહણ રાહુનુ કથન સાતમામાં-જીવે સર્વ લોક સ્પર્શ્યો, સર્વ જીવો સાથે સર્વ પ્રકારના સબધ જોડયા આઠમામાં દેવતા નાગમા મણિમાં ઉત્પન્ન થઇ પૂજાવાનુ, અને હિસક પશુ કુગતિમા જાય તેનુ કથન છે નવમામા પાંચ દેવનો થોક. દશમામાં આઠ આત્માનો પરસ્પર સબધ, આત્માના પ્રશ્નોત્તર છે **૧૩ તેરમા શતકના**—પહેલા ઉદ્દેશામા-નરાવાસમા જીવની ઉત્પત્તિ અને લેશ્યાનાં સ્થાન. બીજામા દેવસ્થાન ત્રીજામાં દેવતાની પરિચારણાનો અધિકાર. ચોથામા નરકનુ, ત્રણ લોકનુ, દશ દિશાના લોકનુ, અસ્તિકાયનું અને લોક સંકોચ વિસ્તારનુ કથન છે. પાચમામાં ત્રણ પ્રકારનો આહાર, છઠ્ઠામાં ભાંગા, ચમરચચા રાજ્યધાનીનુ અને ઉદાયન રાજાનુ વર્ણન છે સાતમામા ભાષાનું અને પાચ મૃત્યુનુ કથન છે. આઠમામાં કર્મપ્રકૃતિનુ સ્વરૂપ નવમામા ગગનગામી સાધુનું કથન. દશમામાં છદ્મસ્થના સમુદ્ઘાતનુ વર્ણન છે. **૧૪ ચૌદમા શતકના**—પહેલા ઉ મા સાધુનુ મરણ, પરભવગતિ, અનન્તર પરમ્પરનુ કથન. બીજામા યક્ષના ઉન્માદથી મોહનો ઉન્માદજ્વર, કાળથી અને ઇંદ્રથી વરસાદ વરસે, તમસકાયમા દેવકૃત કાર્યનુ કથન ત્રીજામા સાધુની વચ્ચે થઈ દેવ ન જઇ શકે, ૨૪ દડકમા સત્કાર, દેવની વચ્ચે થઈ દેવ જઇ શકે, અને નરકમા પુદ્ગલ પરિણામ ચોથામાં પુદ્ગલ, સુખ દુખની જોડ, પરમાણુનું સ્વરૂપ અને ચરમાચરમનુ કથન છે

ભવ્ય દ્રવ્ય નારકીનું કથન, દશમામાં ભાવિતાત્મા, સાધુ શસ્ત્રથી છેદાવે નહી, વાયુ પરમાણુ સ્પર્શે, મહાવીરસ્વામી સોમિલ બ્રાહ્મણના પ્રશ્નોત્તર. **૧૯ ઓગણીશમા શતકના**—પહેલા બીજા ઉ મા લેશ્યાધિકાર ત્રીજામા પૃથ્વી આદિના ૧૨ દ્વાર, સૂક્ષ્મ બાદરનો અલ્પબહુત્વ, પાંચે સ્થાવરમાં સૂક્ષ્મ બાદરનું દૃષ્ટાંત, પૃથ્વીના શરીરની સૂક્ષ્મતા, સંઘટ્ટાથી દુઃખ, ચોથામાં આસ્રવ ક્રિયા નિર્જરા વેદનાના ૧૬ ભાગા. પાચમામાં ચરમ પરમ ૨૪ દંડક. છઠ્ઠામાં દ્વીપ સમુદ્રના પરિમાણ, સાતમામા નરક દેવના વાસ આઠમામાં નિવૃત્તિના ૮૨ બોલ નવમામાં કરણના ૫૫ બોલ. **૨૦ વીશમા શતકના**—પહેલા ઉ માં ત્રસ તિર્યંચનો આહાર, બીજામા લોકાલોકમા આકાશ, ત્રીજામાં ૧૮ પાપ, ચોથામાં પાંચે ઇન્દ્રિયોનો ઉપચય, પાંચમામાં પુદ્ગલોના મરણના ભાગા છઠ્ઠામા ૫ સ્થાવર સ્વર્ગમાં ઉપજે, સાતમામાં ત્રણ બંધ કર્મો ઉપર આઠમામાં કર્મભૂમિ અકર્મભૂમિ મનુષ્ય, ભરત, ઇરવ્રત અને મહાવિદેહ ક્ષેત્રમાં ધર્મનું વિશેષ, ચોવીશ તીર્થંકરના આતરાનો કાળ, ભરતમાં ૧૦૦૦ વર્ષ સુધી પૂર્વનું જ્ઞાન રહે, ૨૧ હજાર વર્ષ, જૈનધર્મ રહે, તીર્થંકર તે તીર્થંકર, તીર્થ તે તીર્થ, ધર્મારાધક મોક્ષ પામે નવમામાં વિદ્યાચારણ જંઘાચારણની ગતિ વિષે દશમામાં સોપક્રમી નિરુપક્રમી આયુષ્ય, આત્મ-ઋદ્ધિ પરઋદ્ધિ, આત્મપ્રયોગ, પર પ્રયોગકત્તિ અકત્તિ સંચય, છ બાર ચોરાશી પરિમાર્જિત **૨૧ એકવીશમા શતકના**-સાત વર્ગ. પ્રત્યેકના દશ દશ ઉદ્દેશા જેમા ધાન્ય તૃણનું કથન **૨૨ બાવીશમા શતકના**–૭ વર્ગ પ્રત્યેકના દશ દશ ઉદ્દેશા તેમા તાડ આદિ વૃક્ષ, લતાદિનુ કથન **૨૩ ત્રેવીશમા શતકના**–૭ વર્ગ પ્રત્યેકના દશ અધ્યયનમાં બટટા આદિ સાધારણ વનસ્પતિનું કથન **૨૪ ચોવીશમા શતકમાં**–૨૪ દંડકનુ કથન. **૨૫ પચીશમા શતકના**-પહેલા ઉ માં ૧૪ પ્રકારના જીવનું, બીજામાં જીવ અજીવ દ્રવ્યનો ઉપભોગ, ત્રીજામા ૫ સંસ્થાન, આકાશશ્રેણિ, દ્વાદશાગ, ચોથામાં કૃતયુગ્માદિથી સેય નિરેય દ્રવ્યાદિનો અલ્પબહુત્વ પાચમામાં કાલપરિમાણ, બે પ્રકારે નિગોદનુ છઠ્ઠામા ૬ પ્રકારના નિર્ગ્રંથનો થોક, સાતમામા ૫ પ્રકારના સંયતીનો થોક, આઠમામા નરકોત્પત્ત ગતિ ગમન નવમામા નરક પ્રતિવાદ **૨૬ છવીશમા શતકના** – ૧૧ ઉદ્દેશામા ક્રમશ પાપકર્મબંધના ૧૦ દ્વાર, અનન્તરોત્પન્નના ૧૧ દ્વાર અનન્તર પરમ્પરાવગાઢ, આહાર, પર્યાપ્તા, અપર્યાપ્તા ચરમાચરમનુ કથન છે **૨૭ સત્યાવીશમા શતકના–૧૧** ઉદ્દેશામા પાપકર્મ સંબંધી ૨૬ મા શતક જેવુ જ છે **૨૮ અઠ્ઠાવીશમાં શતકના–૧૧** ઉ માં પાપકર્મ સમાચરણ બાબત. **૨૯ ઓગણત્રીશમા શતકના-૧૧** ઉ માં પાપકર્મ વેદવા બાબત **૩૦ ત્રીશમા શતકના-૧૧** ઉ ક્રિયાવાદી આદિ ૪ સમવસરણ **૩૧ મા શતકના** ૨૮ ઉ ખુડાગ કૃતયુગ્મ **૩૨ મા શતકના-૨૮** ઉદ્દેશામા ખુડાગ કૃતયુગ્મ, નારકીની ઉત્પતિ **૩૩ મા શતકનાં-**પ્રતિશક **૧૨** છે પ્રત્યેકના **૧૧-૧૧** ઉદ્દેશા છે. તેમાં એકેન્દ્રિયનુ કથન છે **૩૪ મા શતકના-**પ્રતિશક **૧૨** છે. પ્રત્યેકના **૧૧-૧૧** ઉ છે તેમાં એકેન્દ્રિયનુ શ્રેણિ સ્વરૂપ છે **૩૫ મા શતકના** પ્રતિશક ૧૨ છે પ્રત્યેકના ૧૧-૧૧ ઉ. છે તેમાં મહાકૃતયુગ્મનુ કથન છે **૩૬ મા શતકનાં**-પ્રતિશતક ૧૨ છે પ્રત્યેકના **૧૧-૧૧** ઉ છે. તેમા એકેન્દ્રિયના કૃતયુગ્મનું કથન છે આવીજ રીતે **૩૭ મા શતકમા**–તેઇન્દ્રિયનુ. **૩૮ મા શતકમાં**–ચઉરિન્દ્રિયનુ

| નંબર | શ્રાવકનાં નામ | નગરોના નામ | સ્ત્રીઓના નામ | ગાયોની સંખ્યા | ધનની સંખ્યા | ઉપસર્ગ | વિમાન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ | વાણીજ્યગ્રામ | શિવાનંદા | ૪૦૦૦૦ | ૧૨ ક્રોડ સોનૈયા | અવધિ જ્ઞાનનો | અરૂણ |
| ૨ | કામદેવ | ચંપા નગરી | ભદ્રા | ૬૦૦૦૦ | ૧૮ ક્રોડ સો | પિશાચાદિ ૩ | અરૂણનાભ |
| ૩ | ચૂલણીપિતા | વારાણસી | શામા | ૬૦૦૦૦ | ૨૪ ક્રોડ સો. | ભદ્રામાતાનો | અરૂણપ્રભ |
| ૪ | સુસદેવ | વારાણસી | ધન્ના | ૬૦૦૦૦ | ૧૮ ક્રોડ સો | ૧૬ રોગનો | અરૂણકાંત |
| ૫ | ચુલણીશતક | આલભિકા | બહુલા | ૬૦૦૦૦ | ૧૮ ક્રોડ સો | સ્ત્રીનો | અરૂણારિષ્ટ |
| ૬ | કુંડકોલિક | કપિલપુર | પુસા | ૬૦૦૦૦ | ૧૮ ક્રોડ સો. | ધર્મ ચર્ચાનો | અરૂણુજ |
| ૭ | શકડાલપુત્ર | પોલાસપુર | અગ્નિ મિત્રા | ૧૦૦૦૦ | ૩ ક્રોડ સો. | સ્ત્રી ઘાતનો | અરૂણભૂત |
| ૮ | મહાશતક | રાજગૃહી | રેવતી આદિ ૧૩ | ૮૦૦૦૦ | ૨૪ ક્રોડ સો | રેવતી સ્ત્રીનો | અરૂણાવતંસક |
| ૯ | નંદિનીપિતા | શ્રાવસ્તી | અશ્વની | ૪૦૦૦૦ | ૧૨ ક્રોડ સો. | ઉપસર્ગ નહી | અરૂણગવ |
| ૧૦ | સાલિહીપિતા | શ્રાવસ્તી | ફાલ્ગુની | ૪૦૦૦૦ | ૧૨ ક્રોડ સો | ઉપસર્ગ નહી | અરૂણકિલ |

૮ "**અંતગડદશાંગ**"—આમાં ૮ વર્ગ છે પ્રથમ વર્ગના ૧૦ અધ્યયન —૧ ગૌતમકુમાર, × ૨ સમુદ્રકુમાર, ૩ સાગરકુમાર, ૪ ગંભીરકુમાર, ૫ થિમિતકુમાર, ૬ અચલકુમાર, ૭ કપિલકુમાર, ૮ અક્ષોભકુમાર, ૯ પ્રસેનકુમાર અને ૧૦ વિષ્ણુકુમાર એમ ૧૦ અધ્યયન છે. બીજા વર્ગનાં ૮ અધ્યયન—૧ અક્ષોભ, ૨ સાગર, ૩ સમુદ્રવિજય, ૪ હિમવન્ત, ૫ અચલ, ૬ ધરણ, ૭ પૂરણ અને ૮ અભિચંદ્ર આ આઠે અંધકાવષ્ણુના પુત્ર જાણવા ત્રીજા વર્ગના ૧૩ અધ્યયન—૧ અનેકસેન, ૨ અનન્તસેન, ૩ અજિતસેન, ૪ અનિહતરિપુ, ૫ અચલ ૬ શત્રુસેન ૭ સારનકુમાર ૮ * ગજસુકુમાર, ૯ સુમુખ, ૧૦ દુમુખ, ૧૧ કુબેર, ૧૨ દારૂક અને ૧૩ અનાદ્રષ્ટિકુમાર ચોથા વર્ગના ૧૦ અધ્યયન—૧ જાલીકુમાર ૨ મયાલીકુમાર ૩ ઉવયાલી, ૪ પુરુષસેન, ૫ વારિસેન, ૬ પ્રદ્યુમ્ન, ૭ સાંબ, ૮ અનિરૂદ્ધ ૯ સત્યનેમી અને ૧૦ દ્રઢનેમિ. પાંચમા વર્ગના ૧૦ અધ્યયન—૧ પદ્માવતી – રાણી, ૨ ગૌરિ, ૩ ગાંધારી, ૪ લક્ષ્મણા, ૫ સુસીમા, ૬ જાંબૂવતી, ૭ સત્યભામા, ૮ રુકિમણી ( આ આઠ કૃષ્ણની પટ્ટરાણીઓ ) ૯ મૂલશ્રી અને ૧૦ મૂલદત્તા રાણી છઠ્ઠા વર્ગના ૧૬ અધ્યયન—૧ મકાઇ ગાથાપતિ, ૨ વિક્રમ ગાથાપતિ, ૩ મોગરપાણિ યક્ષ ( અર્જુન માળી ), † ૪ કાશ્વ ગાથાપંત,

× આમાં દ્વારિકા નગરીનું વર્ણન છે
* વિસ્તારથી રસિક વર્ણન છે
– આમા દ્વારિકા સળગી તેનુ તથા શ્રી કૃષ્ણ તીર્થંકર થશે તે વર્ણન છે.
† આ ૧૧૪૧ મનુષ્યનો ઘાતક ૭ મહિનામાં મોક્ષમાં ગયો તેનુ વર્ણન છે

૫ ક્ષેમ મા. ૬ ધૃતિધર મા., ૭ કૈલાસ મા. ૮ હરિચંદ મા. ૯ વિરક્ત મા., ૧૦ સુદર્શન મા. ૧૧ પૂર્ણભદ્ર મા. ૧૨ સુમનભદ્ર મા. ૧૩ સુપ્રતિષ્ઠ મા. ૧૪ મેઘ ગાથાપતિ ૧૫ અતિમુક્ત કુમાર * અને ૧૬ અલખ રાજા. સાતમા વર્ગના ૧૩ અધ્યયન—૧ નંદા રાણી, ૨ નંદવતી ૩ નંદુત્તરા, ૪ નંદસેના ૫ મરુતા ૬ સુમરુતા, ૭ મહામરુતા ૮ મરુદેવી ૯ ભદ્રા, ૧૦ સુભદ્રા, ૧૧ સુજાતા, ૧૨ સુમતિ, ૧૩ ભૂતદીના રાણી (આ તેર શ્રેણિક રાજાની રાણીઓ જાણવી) આઠમા વર્ગના ૧ અધ્યયન—૧ કાલી રાણી ૨ સુકાલી ૩ મહાકાલી, ૪ કૃષ્ણા, ૫ સુકૃષ્ણા ૬ મહાકૃષ્ણા ૭ વીરકૃષ્ણા, ૮ રામકૃષ્ણા ૯ પ્રિયસેનકૃષ્ણા ૧ મહાસેનકૃષ્ણા રાણી. (આ દશ શ્રેણિક રાજાની રાણી). આ રાણીઓએ—કનકાવલી, રત્નાવલી મુક્તાવલી આદિ ઘોર તપ કર્યા. આ બધા મળી ૯ જીવો કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં પધાર્યા છે પહેલાં આ અંતગડ સૂત્રમાં ૨૩૨૮ પદો હતાં અત્યાર મૂળ પાઠના ૯૦ શ્લોક રહ્યા છે

૯ 'અનુત્તરોવવાઈ'—આ સૂત્રના ૩ વર્ગ છે પ્રથમ વર્ગના ૧ અધ્યયન—૧ જાલીકુમાર × ૨ માયલીકુમાર ૩ ઉવયાલીકુમાર, ૪ પુરુષસેનકુમાર ૫ વારિષેણકુમાર ૬ દીર્ઘદંતકુમાર ૭ લષ્ટદંતકુમાર ૮ વિહલ્લકુમાર, ૯ વેહાયસકુમાર, અને ૧ મા અભયકુમાર, બીજા વર્ગના ૧૩ અધ્યયન—૧ દીર્ઘસેનકુમાર ૨ મહાસેનકુમાર, ૩ લષ્ટદંતકુમાર ૪ ગૂઢદંતકુમાર ૫ શુદ્ધદંતકુમાર, ૬ હલ્લકુમાર ૭ દ્રુમકુમાર ૮ દ્રુમસેન, ૯ મહાસેન ૧ સિંહ ૧૧ સિંહસેન, ૧૨ મહાસિંહસેન, અને ૧૩ પુણ્યસેનકુમાર (બન્ને વર્ગમાં કહેલા ત્રેવીસે કુમાર શ્રેણિક રાજાના પુત્રો સમજવા.) ત્રીજા વર્ગના ૧ અધ્યયન—૧ ધન્ના અણગાર, + ૨ સુનક્ષત્ર અણગાર ૩ ઋષિદાસ, ૪ પેલ્લકપુત્ર ૫ રામપુત્ર ૬ ચંદ્ર કુમાર ૭ પોટ્ટિલપુત્ર ૮ પેઢાલકુમાર, ૯ પોટ્ટિલકુમાર અને ૧ મા વિહલ્લકુમાર (આ દશે ગાથાપતિ જાણવા). આ ૩૩ અનુત્તરવિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા છે બધા એક ભવ કરીને મોક્ષમાં જશે. આ સૂત્રનાં પહેલાં ૯૪ ૪ પદો હતાં. હમણાં ફક્ત ૨૯૨ શ્લોક મૂળપાઠના છે

૧૦ પ્રશ્નવ્યાકરણ—આમાં બે શ્રુતસ્કંધ છે પ્રથમ શ્રુતસ્કંધમાં ૫ આશ્રવ દ્વારના ૫ અધ્યયન છે જેમાં ૧ હિંસા ૨ જૂઠ ૩ ચોરી ૪ મૈથુન અને ૫ પરિગ્રહથી પાપ નિષ્પન્ન હોવાના કારણ તથા તેનાં ફળનાં કથન છે બીજા શ્રુતસ્કંધમાં સંવરદ્વારનાં ૫ અધ્યયન છે જેમાં ૧ દયા, ૨ સત્ય, ૩ અચૌર્ય ૪ બ્રહ્મચર્ય અને ૫ મૂ નિર્મમત્વ આ પાંચેના અનેક નામ નિષ્પન્ન થવાના કારણ અને તેનાં ફળનું કથન છે આમાં પહેલાં ૯૩૧૬ પદો હતાં. હમણાં ૧૨૫ શ્લોક મૂળપાઠના છે

---

* આઠ વર્ષની વયે દીક્ષા લીધી તેનું ચમત્કારિક વર્ણન છે

× અંતગડ સૂત્રમાં જાલીકુમાર કહ્યા છે તે જાદવ કુળના જાણવા અને આ જાલીકુમાર તે શ્રેણિક રાજાના પુત્ર જાણવા

+ હાલમાં આ સૂત્રમાં ધન્ના અણગારનું ચરિત્ર સવિસ્તર છે બાકી નવ કુમારનાં કથન સંક્ષેપમાં છે

૧૧ 'વિપાક સૂત્ર'*—આમાં પણ બે શ્રુતસ્કંધ છે. પ્રથમ શ્રુતસ્કંધ દુઃખવિપાક છે. તેમાં ૧૦ અધ્યયન—મૃગા લોઢીયો, ૨ ઉજ્જિતકુમાર, ૩ અભંગસેન ચોર, ૪ શકટકુમાર, ૫ બૃહસ્પતિદત્ત, ૬ નંદીસેનકુમાર, ૭ ઉમ્બરદત્ત, ૮ શૌર્યદત્ત મચ્છી, ૯ દેવદત્તા રાણી અને દશમું અંજુ રાણી આ દશે જણ પાપાચરણ કરી તેનાં ફળ સ્વરૂપે ઘોર દુઃખો પામ્યાં અનેક ભવ ભ્રમણ કરી મોક્ષમાં જશે બીજો શ્રુતસ્કંધ સુખવિપાક છે. તેમાં ૧૦ અધ્યયન—૧ સુબાહુકુમાર, ૨ ભદ્રનંદીકુમાર, ૩ સુજાતકુમાર, ૪ સુબાસગકુમાર, ૫ જિનદાસકુમાર, ૬ ધનપતિકુમાર, ૭ મહાબલકુમાર, ૮ ભદ્રનંદીકુમાર, ૯ મહાચંદ્રકુમાર અને ૧૦મા વરકુમાર. આ દશે તપોધન સાધુઓને ઉત્તમ દાન આપી મહા સુખના ભોક્તા થયા આગળ તપ સંયમનું આરાધન કરી સાત ભવ દેવતાના અને આઠ ભવ મનુષ્યના સુખે સુખે કરી સુખથી મોક્ષ પ્રાપ્ત કરશે. આ સૂત્રનાં પહેલાં ૧૧૦ અધ્યયન અને ૧૮૪૦૦૦૦૦ પદો હતાં હમણાં ૧૨૧૬ શ્લોક મૂળપાઠના છે

૧૨ દૃષ્ટિવાદ સૂત્ર—આમા ૫ વત્થુ (વસ્તુ)—૧ પરિક્રમ, ૨ સૂત્ર, ૩ પૂર્વગત, ૪ અનુયોગ અને ૫ ચુલિકા. આમાં પહેલા પરિક્રમના ૭ પ્રકાર–૧ સિદ્ધશ્રેણિ, ૨ મનુષ્યશ્રેણિ (આ બેના ૧૧ પ્રકાર છે), ૩ પુષ્ટનિકા, ૪ અવગાહના શ્રેણિ, ૫ ઉપસમ્પદાશ્રેણિ, ૬ વિજયહિત શ્રેણિ અને ૭ ચ્યુતાચ્યુત શ્રેણિ (આનાં ૧૧-૧૧ પ્રકાર છે) ૨ સૂત્રના ૮૮ પ્રકાર—૧ ઋજુસૂત્ર, ૨ પરિણતાપ હીન, ૩ બહુભંગી, ૪ વિદ્યાચાર, ૫ અનન્તર, ૬ પરમ્પર, ૭ સામાન્ય સૂત્ર, ૮ સંયુક્ત, ૯ સંભિન્ન, ૧૦ યથાતથ્ય, ૧૧ શ્રાવસ્તી, ૧૨ ઘટા, ૧૩ નંદાવર્ત, ૧૪ બહુત, ૧૫ પુષ્ટપુષ્પ, ૧૬ વૈયાવૃત, ૧૭ એવંભૂત, ૧૮ દુયાવર્ત ૧૯ વર્તમાન પદ, ૨૦ સમભિરૂઢ, ૨૧ સર્વતોભદ્રપનાસ અને ૨૨ દ્વિમતીગ્રાહી આ ૨૨ ને ૧ સંગ્રહ ૨ વ્યવહાર, ૩ ઋજુસૂત્ર અને ૪ શબ્દ આ ચાર નયથી ચાર ગુણા કરે ત્યારે ૮૮ થાય છે પૂર્વગતના ચૌદ પ્રકાર તે નીચે પ્રમાણે

(૧) "ઉત્પાદ પૂર્વ"—એમાં છ દ્રવ્યની પર્યાય ઉત્પન્ન થવાનું કથન હતું એ પૂર્વની ૬ વત્થુ હતી અને ૧૧૦૦૦૦૦ પદ હતાં.

(૨) "અગ્રાયણીય પૂર્વ"—એમા દ્રવ્ય, ગુણ, પર્યાય વિષે વર્ણન હતું. એ પૂર્વની ૪ વત્થુ હતી અને ૨૨૦૦૦૦૦ પદ હતાં.

(૩) "વીર્યપ્રવાદ પૂર્વ"—એમાં સર્વ જીવોનાં બળ, વીર્ય, પુરૂષાકાર પરાક્રમ વિષે વર્ણન હતું એ પૂર્વની ૮ વત્થુ હતી અને ૪૪૦૦૦૦૦ પદ હતાં

(૪) "અસ્તિ નાસ્તિ પ્રવાદપૂર્વ"—એમાં શાશ્વતી અને અશાશ્વતી વસ્તુનું સ્વરૂપ દર્શાવેલ હતું એ પૂર્વની ૧૬ વત્થુ હતી અને ૮૮૦૦૦૦૦ પદ હતાં

(૫) "જ્ઞાન પ્રવાદ પૂર્વ"—એમા પાંચ જ્ઞાનનું વર્ણન હતુ. એ પૂર્વની બાર વત્થુ અને ૧૭૬૦૦૦૦૦ પદ હતાં

(૬) "સત્ય પ્રવાદ પૂર્વ"—એમાં ૧૦ પ્રકારના સત્યનું વર્ણન હતું એ પૂર્વની ૧૨ વત્થુ અને ૨૫૨૦૦૦૦૦ પદ હતાં

* દુઃખવિપાકનું વર્ણન તો સવિસ્તર છે સુખવિપાકમાં પ્રથમ અધ્યયન સિવાય શેષ સઘળાનું વર્ણન સંક્ષેપે છે.

૧ શ્રી " ઉવવાઇ " —આ ઉપાંગ " આચારાંગ " સૂત્રનું છે. એ ઉપાંગમાં ચંપાનગરી, કોણિકરાજા, શ્રી મહાવીર પ્રભુ, સાધુજીના ગુણો, તપના બાર પ્રકાર, શ્રી તીર્થંકર મહારાજના સમોસરણની રચના, ચાર ગતિમાં જવાનાં કારણો, દશ હજાર વર્ષના આયુષ્યથી માંડીને મોક્ષ મળે ત્યાં સુધીની કરણી, કેવળસમુદ્ઘાત, મોક્ષનું સુખ, ઇત્યાદિ બાબતોનું બહુ વિસ્તારથી વર્ણન છે. એ ઉપાંગના મૂળ શ્લોક ૧૧૬૭ છે.

૨ " **શ્રી રાયપસેણી** " – –આ ઉપાંગ " સૂયગડાંગ " સૂત્રનું છે એમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુના સંતાનિયા ( ચેલાના ચેલા ) શ્રી કેશી સ્વામી સાથે શ્વેતામ્બિકા નગરીના નાસ્તિક મતવાળા પરદેશી રાજાનો સંવાદ* છે એના મૂળ શ્લોક ૨૦૭૮ છે

---

* શ્રી શ્વેતાંબિકા નગરીના પરદેશી રાજાને ચિત્ત નામે પ્રધાન હતો. એ ચિત્ત પ્રધાન, ભેટ લઇ શ્રી સાવત્થી નગરીના જિતશત્રુ રાજા પાસે ગયો. શ્રી સાવત્થીમાં શ્રી કેશી સ્વામી પાસે ચિત્ત પ્રધાને ઉપદેશ સાભળ્યો અને શ્રાવકનાં વ્રત અંગીકાર કર્યાં. શ્રી કેશી સ્વામી પ્રત્યે ચિત્ત પ્રધાને શ્રી શ્વેતાંબિકા નગરીએ પધારવાની વિનતિ કરી કે જેથી ઉપદેશની અસરથી નાસ્તિક પરદેશી રાજા ધર્મ પામે અને દયા માર્ગનો પ્રભાવ વધે, ઉપકારનું કારણ જાણી શ્રી કેશી સ્વામી શ્રી શ્વેતાંબિકા નગરીએ પધાર્યા ચિત્ત પ્રધાનને મહારાજ પધાર્યાની ખબર પડતાં અશ્વ રથ ફેરવવાને બહાને પરદેશી રાજાને જે બગીચામા શ્રી કેશી સ્વામી બિરાજતા હતા ત્યાં લાવ્યો. સાધુને જોઇ રાજાએ પ્રધાનને પૂછ્યુ કે આ કોણ છે ? પ્રધાને કહ્યું કે જીવ અને કાયા બંને જૂદાં છે એમ માનનાર સાધુ છે તે ઘણાજ વિદ્વાન છે અને ઉત્તમ ઉપદેશ આપે છે એમ મેં સાંભળ્યું છે. આથી પરદેશી રાજા તરત શ્રી કેશી મુનિ પાસે આવી સવાલ જવાબ કરવા લાગ્યો

**પરદેશી રાજા**—અરે શું આપ જીવ અને શરીર એ બંનેને જુદા માનો છો ?

**શ્રી કેશી મુનિ**—હે રાજા તુ મારો ચોર છે

**પરદેશી રાજા**—( ચમકીને ) શું હુ ? નહિ, મે કોઇ દિવસ પણ ચોરી કરી નથી.

**શ્રી કેશી મુનિ**—શુ તારા રાજમાં દાણુ ચોરી કરે તેને તુ ચોર નથી કહેતો ?

[ ચતુર રાજા આ ઉપરથી તરત ચેતી ગયો કે મે મુનિને વિધિપૂર્વક વંદના નમસ્કાર નથી કર્યા તેથી મે દાણચોરી જેવોજ એમનો અપરાધ કર્યો છે એમ મુનિનું કહેવુ છે એમ વિચારી વંદના કરી કહેવા લાગ્યો ]

**પરદેશી રાજા**—મહારાજ ! હું અહીં બેસું ?

**શ્રી કેશી મુનિ** - આ પૃથ્વી તારી છે

[ આવા વિચિત્ર પણ અસરકારક પ્રતિઉત્તર સાંભળી રાજાને વિશ્વાસ બેઠો કે આ સાધુ ઘણા હોશિયાર છે અને મારી ઘણા વખતની શંકાનું સમાધાન નક્કી કરશે ]

**પરદેશી રાજા**—આપ જીવ અને કાયા બે જુદાં જુદા માનો છો ?

**શ્રી કેશી મુનિ**—હા, મરણ સમયે શરીર અહીં પડયુ રહે છે અને અંદરનો જીવ બીજા શરીરમાં ઉત્પન્ન થઇ પોતાના પૂર્વના પુણ્ય પાપનાં ફળ ભોગવે છે

દ્વીપ, કાલોદધિ સમુદ્ર, પુષ્કરદ્વીપ, માનુષ્યોત્તર પર્વત, જ્યોતિષીના ઇંદ્રનું ચ્યવન, પુષ્કર સમુદ્ર, વરૂણ, ક્ષીર, ઘૃત, ઇક્ષુ, નંદીશ્વર, અરૂણ આ નામના દ્વીપ તથા સમુદ્રનુ યાવત સ્વયંભૂરમરણ દ્વીપ તથા સ્વયંભૂરમરણ સમુદ્ર સુધી વર્ણન છે. તથા દ્વીપ સમુદ્રોનું પરિમાણ, સમુદ્રના મચ્છનું પરિમાણ, ઇંદ્રિયોનો વિષય, સમભૂતલાથી જ્યોતિષી દેવનું અંતર, જ્યોતિષીની ગતિ, ઋદ્ધિ વૈમાનિક દેવના બે ઉદ્દેશા ઇત્યાદિ વર્ણન છે. ચોથી પ્રતિપત્તીમા એકેન્દ્રિયના ૫ પ્રકારનુ વર્ણન છે. પાંચમી પ્રતિપત્તીમાં ૭ કાયનું કથન. છઠ્ઠી પ્રતિપત્તીમાં સાત પ્રકારના જીવનુ વર્ણન સાતમીમાં આઠ પ્રકારના જીવનું વર્ણન આઠમીમાં નવ પ્રકારના જીવનું વર્ણન નવમી પ્રતિપત્તીમાં દશ પ્રકારના જીવોનુ વર્ણન તથા અંતમાં સમુચ્ચય જીવાભિગમ છે આ જીવાભિગમ સૂત્રમાં મૂળ શ્લોક ૪૭૦૦ છે.

---

**પરદેશી રાજા**-ઠીક, આ બાબત પડતી મેલીએ હુ આપને બીજો પ્રશ્ન પૂછું છું. એક વખતે મે એક ગુન્હેગારને લોઢાની કોઠીમા પૂરી તે કોઠી ચારે તરફથી મજબૂત બંધ કરી થોડીવાર પછી તે કોઠી ઉઘાડી જોયુ તો તે ગુન્હેગાર માણસ મરણ પામ્યો હતો, પણ તેના શરીરમાથી જીવ કોઇ તરફ જતો મે જોયો નહિ, તો જીવ જુદો હોય તો કોઠીમાંથી શી રીતે ને કયાંથી નીકળી ગયો ?

**શ્રી કેશી મુનિ**-કોઇ ગુફાનાં મજબૂત બારણાં બંધ કરી અંદરથી કોઇ માણસ મોટેથી ઢોલ વગાડે તો તે ઢોલનો અવાજ બહાર આવે છે કે નહિ ?

**પરદેશી રાજા**-આવે છે

**શ્રી કેશી મુનિ**-એવી રીતે દેહરૂપી ગુફામાંથી જીવ નીકળી શકે છે પણ તે દ્રષ્ટિગોચર થતુ નથી પરમજ્ઞાની મહાત્મા જ તે વાત જ્ઞાનથી જાણીને દેખી શકે છે.

**પરદેશી રાજા**-એ પ્રમાણે એક ચોરને મેં કોઠીમાં પૂરી તે કોઠી ચારે તરફથી સજ્જડ બંધ કરી હતી ઘણા દિવસ ગયા બાદ મેં તે ચોરને બહાર કાઢયો તો તેના શરીરમાં અસંખ્ય કીડા પડી ગયા હતા, તો તે કીડા બંધ કોઠીમા શી રીતે પેઠા ?

**શ્રી કેશી મુનિ**-લોઢાનો ખૂબ નક્કર ગોળો અગ્નિમાં તપાવીએ તો તેની અંદર બધી તરફ જે રીતે અગ્નિ પ્રવેશ કરે છે તે પ્રમાણે બંધ કોઠીમાં ચોરના શરીરમાં કીડા ઉપજ્યા. (જીવો બહારથી આવી કીડા રૂપે ઉપજયા)

**પરદેશી રાજા**-કોઇપણ જીવાત્મા સદા એક સરખો રહે છે કે નાનો મોટો, ઓછો વધારે એ પ્રમાણે થાય છે ?

**શ્રી કેશી મુનિ**-કોઇપણ જીવાત્મા પોતે તો સદા એક સરખોજ રહે છે.

**પરદેશી રાજા**-જો એમ છે તો, જુવાન માણસના હાથથી જેવી રીતે બાણુ છૂટે છે તેવી રીતે તે માણસ વૃદ્ધ થતાં શા માટે છૂટતુ નથી ?

**શ્રી કેશી મુનિ**—જેમ નવુ ધનુષ્ય (કામઠું) હોય. તેના પર કોઇ બાણુ ચડાવીને ફેંકીએ તો જેટલે દૂર અને જેટલા જોરથી જાય તેમ જુના ધનુષ્ય પર તે બાણુ ચડાવતાં થતુ નથી તેની પેઠે સમજવુ

**પરદેશી રાજા**—જુવાનથી જેટલો ભાર ઉપાડાય છે તેટલો ઘરડા માણસથી ઉપડતો નથી તેનું શુ કારણુ ?

૪ 'પન્નવણા સૂત્ર'—આ ઉપાંગ શ્રી સમવાયાંગ સૂત્રનું છે તેના ૩૬ પદ છે. (૧) પ્રજ્ઞાપદ તેમાં જીવના ૫૬૩ ભેદ, સિદ્ધના ૧૫ પ્રકાર, પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, અસંજ્ઞીયાની ઉત્પત્તિ, કુલકોડિની સંખ્યા, મનુષ્યના પ્રકાર, અનાર્ય દેશોનાં નામ, સાડી પચીશ આર્ય દેશોનાં નામ, આર્યજાતિ, આર્યકર્મ, આર્યભાષા, આર્યલિપિ અને જ્ઞાન દર્શન, ચારિત્રના પ્રકાર તથા દેવતાના ૧૯૮ ભેદોનું વર્ણન છે (૨) સ્થાનપદમાં-૨૪ દંડકના જીવોનાં નિવાસસ્થાનનું વિસ્તારથી વર્ણન છે સિદ્ધશિલા અને સિદ્ધ ભગવાનનું કથન છે (૩) બહુ વક્તવ્યપદમાં-દિશાનુપાતિ ગતિ[1], ઇન્દ્રિય[2], કાય[3] જોગ[4] વેદ[5] કષાય[6] લેશ્યા[7], દૃષ્ટિ[8] જ્ઞાન[9] દર્શન[10] સંયતિ[11], ઉપયોગ[12], આહારક[13] ભાષક[14] પરિત્ત[15] પર્યાપ્ત[16] સૂક્ષ્મ[17] સંજ્ઞી[18] ભવ્ય[19] અસ્તિકાય[20],

શ્રી કેશી મુનિ—નવું શીકું જેટલું વજન ઉઠાવે છે તેટલું જૂનું શીકું ઉઠાવતું નથી તેની પેઠે સમજવું

પરદેશી રાજા—મેં એક જીવતા ચોરને જોખ્યો પછી તેને ગળચીપ દઈ શ્વાસ રોકી મારી નાખીને જોખ્યો તો પ્રથમના જેટલું જ વજન થયું જો જીવ અને કાયા અલગ અલગ માનીએ તો કાયામાંથી જીવ નીકળી ગયા પછી શરીરનું વજન ઓછું થવું જોઈએ તે કેમ ન થયું?

શ્રી કેશી મુનિ—ચામડાની મશક (કોથળો)ને પ્રથમ તેમાં હવા ભરી જોખી જુઓ, તે પછી તેમાંથી હવા કાઢી નાખીને તોળી જુઓ તો બન્ને વખતનો તોલ એક સરખો રહે છે તેની પેઠે સમજવું

પરદેશી રાજા—મેં એક ચોરના કટકે કટકા કરી જોયું તો તેમાં મેં કોઈ સ્થળે જીવને જોયો નહિ તો પછી શરીરમાં જીવ ક્યાં રહે?

શ્રી કેશી મુનિ—હે રાજા! તું એક કઠિયારાના જેવો મૂર્ખ લાગે છે. એક વખત કેટલાક કઠિયારા વનમાં લાકડાં કાપવા ગયા. તેઓએ પોતામાંના એક કઠિયારાને એક જગ્યાએ બેસાડી કહ્યું કે ભાઈ તું અહીં બેસજે આ અરણીના લાકડામાંથી અગ્નિ સળગાવી ભોજન તૈયાર કરજે અમે બધા લાકડાં કાપીને આવીશું ત્યારે અમારા લાકડામાંથી તને ભાગ આપીશું બીજા બધા લાકડાં કાપવા ગયા. પછી આ કઠિયારે રસોઈને માટે અગ્નિ મેળવવા અરણીના ઉપરના લાકડાં લઈ તેના કટકે કટકા કરી નાખ્યા પણ તેમાંથી દેવતા મળ્યો નહિ. ઉપરે બધા કઠિયારા લાકડાં કાપી ત્યાં આવ્યા અને આ કઠિયારાને અરણીના લાકડાના કટકા કરતો તથા તેમાં અગ્નિ શોધતો જોઈ હસી પડ્યા. તરતજ તેઓએ પોતાના હાથે અરણીના લાકડાંને પરસ્પર ખૂબ ઘસી અગ્નિ ઉત્પન્ન કરી રસોઈ બનાવી. હે રાજન્! તું પણ એવા કઠિયારા જેવો મૂર્ખ છે।

પરદેશી રાજા—મુનિ મહારાજ! હું એમાં કાંઈ સમજ્યો નથી. મને તો પ્રત્યક્ષ દાખલો આપી શરીરમાં જીવ છે એ સાબિત કરી બતાવો તો માનું

શ્રી કેશી મુનિ—રાજા, આ સામેના ઝાડના પાંદડાં શાથી હાલે છે?

પરદેશી રાજા—હવાથી

શ્રી કેશી મુનિ—એ હવા કેવડી મોટી છે તથા તેનો રંગ કેવો છે?

પરદેશી રાજા—એ હવા દેખાતી નથી તેથી હું શી રીતે કહી શકું?

ચરમ ૨૧, ક્ષેત્ર ૨૨, બંધ ૨૩, પુદ્‌ગલ ૨૪, આ ૨૪ દ્વારો ઉપર ૧૪ જીવના ભેદ, ૧૪ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા, એ ૬૧ અને બાસઠમો અલ્પબહુત્વ. એમ ૬૨ બોલ ઉતાર્યા છે જીવના ૨૫૬ ઢગલા અને ૯૮ બોલનો અલ્પબહુત્વ દ્વાર પણ આમાં છે. (૪) સ્થિતિપદમાં-૨૪ દંડકના અપર્યાપ્તા પર્યાપ્તાની, નરકના પાથડાની, ભવનપતિ દેવ, પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, તથા તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ. અકર્મભૂમિ, જ્યોતિષી, દેવલોક એ બધાંની અલગ અલગ સ્થિતિ (આયુષ્ય) બતાવેલ છે (૫) પર્યાયપદમાં-૨૪ દંડકનાં આયુષ્ય, અવગાહના, તથા રૂપી, અરૂપી, અજીવ, પરમાણુથી અનંત પ્રદેશી સ્કંધ આદિની પર્યાતનું કથન છે (૬) વિરહપદમાં-ચ્યવન, ઉદ્વર્તનનુ, પ્રતિ સમય આશ્રયી વિરહ ( અંતર ) પડવાનુ ગતાગતિનુ અને પરભવના આયુબંધનુ કથન છે (૭) શ્વાસોચ્છ્વાસ-પદમાં-૨૪ દંડકના શ્વાસોચ્છ્વાસનુ પરિમાણુ છે (૮) સંજ્ઞાપદમા ૧૦ સંજ્ઞાના નામ તથા સંજ્ઞા કયા કર્મથી થાય તે છે તથા ૨૪ દંડકમાં કેટલી સંજ્ઞા લાભે તે તથા અલ્પમહુત્વ

---

**શ્રી કેશી મુની**—હવા દેખાતી નથી, છતા તે શી રીતે જાણ્યુ કે હવા છે?

**પરદેશી રાજા**—આ પાંદડા હલે છે તેથી

**શ્રી કેશી મુની**—બસ, એ પ્રમાણે શરીરની હાલવા ચાલવા વગેરે ક્રિયાથી આપણે જાણીએ કે તેમાં જીવ છે

**પરદેશી રાજા**—મહારાજ! આપે કહ્યું કે બધા જીવ એક સરખા છે તો કીડી નાની અને હાથી મોટા શી રીતે હોઇ શકે?

**શ્રી કેશી મુનિ**—એક દીવો વાટકાની અંદર જેમ વાટકા જેટલીજ જગામાં પ્રકાશ ફેલાવે છે અને તેજ દીવો મહેલની અંદર મહેલ જેટલી જગામાં પ્રકાશ આપે છે તે વખતે દીવાની જ્યોત કઇ નાની મોટી હોતી નથી પણ એક સરખીજ હોય છે, તે પ્રમાણે જીવનુ શરીરરૂપી ઘરમાં સમજવુ

**પરદેશી રાજા**—મહારાજ? આપની આ બધી વાતો તો ન્યાય પક્ષની છે પણ મારા બાપદાદાના વખતથી જે ધર્મ હુ પાળુ છું તે મારાથી શી રીતે છોડાય?

**શ્રી કેશી મુનિ**—નહિ છોડ તો "લોહ વાણીયા" ની પેઠે તારા હાલ થશે લોહ વાણીયો પોતાની લોઢુ રાખવાની હઠ ન છોડીને પછી ખૂબ પસ્તાવો કરવા લાગ્યો તેમ થશે

**પરદેશી રાજા**—મહારાજ? લોહવાણીયે શુ કર્યું હતુ તે વાત કહેશો?

**શ્રી કેશી મુનિ**—સાભળ ચાર વાણીયા એક વખત કમાવા માટે જ પરદેશ નીકળ્યા. રસ્તામાં એક જગાએ લોઢાની ખાણ આવી ચારે જણે તે ખાણમાથી લોઢાની ગાંઠડી બાંધી લીધી. આગળ ચાલ્યા તો એક જગાએ ત્રાંબાની ખાણ આવી એ ખાણને જોઇ ત્રણ જણે તો લોઢાને ફેંકી દઇ ત્રાંબાની ગાંઠડી બાંધી લીધી ચોથાએ કહ્યુ કે આપણે તો લીધુ તે લીધુ એમ વિચારી લોઢાની ગાંઠડીજ રાખી. આગળ જતા રૂપાની, તે પછી સોનાની ખાણ આવી તે વખતે ત્રણે જણે ત્રાંબાની ગાંઠડી છોડી રૂપાની અને રૂપાની ગાંઠડી છોડી સોનાની ગાંઠડી બાંધી લીધી આખરે હીરા માણેકની ખાણ આવી ત્યારે પણ સોનાની ગાંઠડી છોડી હીરા માણેકની બાંધી લઇ કમાણીમાં ઘણા સુખી થયા પણ પેલા લોહ વાણીયે તો લોઢાની ગાંઠડી ઠેઠ લગી છોડીજ નહી ને નાહક લોઢાનો બોજો ઉપાડી દુખી થયો અને ગરીબ રહ્યો. એ પ્રમાણે તું કદાગ્રહ (હઠ) રાખી તારા બાપદાદાનો ધર્મ નહિ છોડે તો દુખી થઇશ.

અને કાર્માણ શરીરનું સ્વરૂપ, મારણાન્તિક સમુદ્દ્ઘાત કેવી રીતે હોય? શરીરનો પરસ્પર સંબંધ અને દ્રવ્ય પ્રદેશનો અલ્પબહુત્વ છે (૨૨) ક્રિયાપદમાં—કાયિકી આદિ ૫ ક્રિયા, સક્રિય, અક્રિય, ક્રિયાથી કર્મબંધ પરસ્પર ક્રિયા, કાલ ક્ષેત્ર જીવ આશ્રયી ક્રિયા, આરંભિયા આદિ ૫ ક્રિયા ૨૪ દંડક ઉપર પરસ્પર ક્રિયાથી નિવૃત્તિના ચાર ભાગા ઇત્યાદિ કથન છે (૨૩) કર્મબંધ પદના બે ઉદ્દેશા છે પ્રથમ ઉદ્દેશામાં—કર્મબંધના ૫ દ્વાર અને કર્મબંધની વિધિ છે બીજા ઉદ્દેશામાં—આઠ કર્મની ઉત્તર પ્રકૃતિની સ્થિતિ, એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીની કર્મપ્રકૃતિની સ્થિતિ અને કર્મપ્રકૃતિના બંધાધિકારીનું કથન છે (૨૪) કર્મસ્થિતિપદમાં—એક પ્રકૃતિમાં અન્ય પ્રકૃતિનો બંધ થાય તે અને બંધના ભાંગા બતાવ્યા છે (૨૫) કર્મવેદનાપદમાં—એક કર્મ બાંધતાં કેટલા કર્મ વેદે તે બતાવ્યુ છે, (૨૬) કર્મપ્રકૃતિપદમાં—એક કર્મ વેદતાં કેટલાં કર્મ બાંધે તેના ભાગા છે (૨૭) ક્રિયા-પદમાં—એક કર્મ વેદતા કેટલાં કર્મ વેદે તે દર્શાવ્યુ છે (૨૮) આહારપદમાં - આહારના ૧૧ દ્વાર ૨૪ દંડક ઉપર ઉતાર્યા છે (૨૯) ઉપયોગપદમાં—બાર ઉપયોગ ૨૪ દંડક ઉપર ઉતાર્યા છે (૩૦) પશ્યતાપદમાં—દેખવાવાળા ૯ ઉપયોગનું કથન છે (૩૧) સંજ્ઞીપદમા—૨૪ દંડકમાં સંજ્ઞી અસંજ્ઞીના ભેદ બતાવ્યા છે. (૩૨) સંજયાપદમા—સંયતિ આદિ ૨૪ દંડકમાં કોણ? તે બતાવ્યુ છે (૩૩) અવધિપદમાં અવધિજ્ઞાનનુ સ્વરૂપ ૧૦ દ્વારે કરી બતાવ્યું છે (૩૪) પરિચારણપદમાં—દેવ દેવીના ભોગનું વર્ણન છે (૩૫) વેદના પદમાં—વિવિધ વેદનાનુ કથન છે અને (૩૬) સમુદ્ઘાતપદમાં—સાતે સમુદ્ઘાતનું બહુ વિસ્તારથી કથન છે આ પન્નવણા સૂત્રમાથી સેંકડો થોકડા નીકળે છે ગહન જ્ઞાનનો સાગર આ શાસ્ત્ર છે તેના મૂળપાઠના ૭૭૮૭ શ્લોક છે

**૫ જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ**—આ શ્રી ભગવતી સૂત્રનું ઉપાંગ છે આમાં જંબૂદ્વીપની જગતી ભારતક્ષેત્ર, વૈતાઢ્ય પર્વત, ઋષભકૂટ, ૭ આરા, ઋષભદેવજીનું ચરિત્ર, નિર્વાણ મહોત્સવ, ઉત્સર્પિણીનું વર્ણન, વિનીતા નગરી, ભરત ચક્રવર્તીનુ વર્ણન, ચક્રરત્નની ઉત્પત્તિ, દિગ્વિજય-ષટ્ખંડસાધન, ત્રણ તીર્થ વૈતાઢ્યની તિમિસ્રા ગુફા, ઉમગજલા નિમગજલા નદી, આ પાત ચલાત મ્લેચ્છ સાથે લડાઇ, ગંગા સિંધુ દેવી, નવ નિધિની પ્રાપ્તિ, વિનીતા નગરીમાં ચક્રવર્તીનો પ્રવેશ, રાજ્યારોહણ મહોત્સવ, ચક્રવર્તીની ઋદ્ધિ, આરીસાભવનમાં ભરતજીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ, ચુલ્લહિમવંત પર્વત, હેમવયક્ષેત્ર, મહાહિમવંત પર્વત, હરિવાસક્ષેત્ર, નિષધ પર્વત, મહાવિદેહક્ષેત્ર, ગજદંતા પર્વત, ઉત્તરકુરૂક્ષેત્ર, યમકદેવની રાજધાની, જંબૂવૃક્ષ, કચ્છાદિ ૩૨ વિજય, સીતામુખ વન, મેરુ પર્વત, નીલવંત પર્વત, રમ્યકવાસક્ષેત્ર, રૂપીપર્વત, હિરણ્યવક્ષેત્ર, શિખરી પર્વત, ઇરવતક્ષેત્ર આ બધાનુ સવિસ્તર વર્ણન છે તીર્થંકરોના જન્માભિષેકનુ સવિસ્તૃત વર્ણન છે ખંડાજોયણનો થોક ૧૦ દ્વાર. ચંદ્ર સૂર્યની સંખ્યા, સૂર્યમંડલનું અંતર, લાબાં પહોળા, મેરુથી અંતર, હાની વૃદ્ધિ, ઉદય અસ્તની રીત, સંવત્સરનાં નામ, મહિનાના નામ, પક્ષનાં નામ, તિથિનાં નામ, રાત્રિના નામ, મુહુર્તનાં નામ, કરણના નામ, ચળ સ્થિર કરણ, નક્ષત્ર, નક્ષત્રના દેવ, તારાની સંખ્યા નક્ષત્રનાં ગોત્ર, નક્ષત્રના સંસ્થાન, નક્ષત્રનો ચંદ્ર સાથે સંયોગ, કુલ ઉપકુલ નક્ષત્ર, રાત્રિ પૂરનારા નક્ષત્ર, પોરસીનુ પરિમાણ, અધો ઉર્ધ્વ તારા, વિમાનવાહક દેવો, જ્યોતિષીની ઋદ્ધિ, પરસ્પર અંતર અગ્રમહેષી, ૮૮ ગ્રહોનાં નામ, જંબૂદ્વીપના

(૮) "નિરિયાવલિકા" – એ શ્રી ઉપાસકદશાંગનું ઉપાંગ છે. તેનાં ૧૦ અધ્યયન છે. તેમાં શ્રેણિક રાજાના ૧ કાલા, ૨ સુકાલા, ૩ મહાકાલા, ૪ કૃષ્ણકુમાર, ૫ સુકૃષ્ણકુમાર,, ૬ મહાકૃષ્ણકુમાર, ૭ વીરકૃષ્ણકુમાર ૮ રામકૃષ્ણકુમાર, ૯ પ્રિયસેનકુમાર, અને ૧૦ મહાસેનકૃષ્ણકુમાર એ ૧૦ કુમારોનો અધિકાર છે શ્રેણિકનો પુત્ર કોણિક પોતાના પિતાને મારીને રાજા થયો ત્યારબાદ પોતાના નાના ભાઇ વિહલ્લકુમાર પાસેથી હાર અને સિચાનક હાથી બલાત્કારે પડાવી લેવા તત્પર થયો વિહલ્લકુમાર પોતાના નાના ચેડા મહારાજાને શરણે ગયો. બન્ને ભાઇઓ વચ્ચે ઘોર સંગ્રામ થયો ચેડા રાજાએ પોતાના ધર્મમિત્ર ૯ મલ્લી અને ૯ લચ્છી એમ ૧૮ રાજાઓના ૫૭ હજાર હાથી, ઘોડા રથ અને ૫૭ ક્રોડ પાયદન સાથે અને કોણિક પોતાના ૧૦ ભાઇઓ તથા ૩૩ હજાર હાથી, ઘોડા રથ અને ૩૩ ક્રોડ પાયદલ સાથે સામા સામા સગ્રામમા ઉતર્યા ચેડા રાજાએ કોણિકના દશ ભાઇઓને મારી નાખ્યા છેવટ કોણિક રાજાએ ચમરેંદ્ર અને શક્રેન્દ્રની સહાયથી રથમુશન અને મહાશિલાકટક સગ્રામ કર્યો જેમાં ૧ ક્રોડ ૮૦ લાખ મનુષ્ય માર્યા ગયા તેમા એક મનુષ્ય દેવગતિમા અને એક મનુષ્યગતમાં અને બાકીના બધા નરક તિર્યંચ ગતિમાં ગયા હાર દેવતા લઇ ગયા અને સિચાનક હાથી અગ્નિની ખાઇમા પડીને મરી ગયો. ચેડા રાજાને ભુવનપતિ દેવ લઇ ગયા અને વિહલ્લકુમારે દીક્ષા લઇ આત્માર્થ સાધ્યો વગેરે વર્ણન છે

(૯) "કપ્પવડિંસિયા"—એ શ્રી અતગડ દશાશ સૂત્રનુ ઉપાગ છે જેનાં ૧૦ અધ્યયનો છે એમં શ્રેણિક રાજાના પૌત્ર તે કાલિયાદિક દશ કુમારના દીકરા પદ્મ, મહાપદ્મ વગેરેએ દીક્ષા લીધી, અને કાળ કરી દેવલોકમાં ઉપજ્યા તેનો અધિકાર છે

(૧૦) "શ્રી પુપ્ફિયા"—એ શ્રી અનુત્તરોવવાઈ સૂત્રનુ ઉપાગ છે એનાં દશ અધ્યયનો છે એમા ચદ્ર, સૂર્ય, શુક્ર, માણુભદ્ર, પૂર્ણભદ્ર, ઇત્યાદિની પૂર્વભવની કરણીનો તથા સોમલ બ્રાહ્મણ, તથા શ્રી પાર્શ્વનાથ સ્વામીનો સંવાદ, બહુપુત્તિ મા દેવી વગેરેનો અધિકાર છે.

(૧૧) "શ્રી પુપ્ફ ચુલીઆ"—એ શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રનુ ઉપાંગ છે. જેના ૧૨ અધ્યયનો છે તેમા શ્રી હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ, લક્ષ્મી, ઇલા, સુરા, રસા, અને ગધાદેવી કે જે પાર્શ્વનાથ ભગવાનની સાધ્વીઓ હતી અને સયમની વિરાધના કરી દેવીઓ થઇ તેનો અધિકાર છે

(૧૨) "શ્રી વહ્નિ દશા"—એ શ્રી વિપાક સૂત્રનુ ઉપાગ છે એના ૧૦ અધ્યયનો છે તેમાં બળભદ્રજીના નિષઢકુમાર વગેરે કે જેઓ સંયમ લઇ અનુત્તર વિમાનમાં દેવતા થયા તેના પૂર્વ ભવ વગેરેનું વર્ણન છે

(નિરિયાવલિકા, કપ્પવડિસીઆ, પુપ્ફિયાં પુપ્ફચુલિયા અને વહ્નિ દશા એ ઉપાંગનુ એક જૂથ છે એ પાચનુ જૂથ "નિરિયાવલિકા" એ નામથી પ્રસિદ્ધ છે એના મૂળ શ્લોક ૧૧૦૯ છે.

### ૪ છેદસૂત્ર

જેવી રીતે વસ્ત્ર ફાટે કે પાત્ર ફૂટે તો તેને થીગડા આદિ લગાવી સાધીને બરાબર ઠીક કરી લેવામાં આવે છે તેવીજ રીતે ગ્રહણ કરેલા સંયમવ્રતમા નાના મોટા દોષ લાગવાથી તે ખડિત થાય ત્યારે પ્રાયશ્ચિત લઇને તેને સાધવા કે શુદ્ધ કરવાનુ નિમ્નોક્ત સૂત્રોમાં કથન છે તેથી તેને છેદ સૂત્ર કહેવામાં આવે છે

**૧ વ્યવહાર સૂત્ર**—તેના ૧૦ ઉદ્દેશા છે પહેલા ઉદ્દેશામા નિષ્કપટ સકપટ આલોચકનું પ્રાયશ્ચિત્ત પ્રાયશ્ચિત્ત લીધા પછી ફરી પ્રાયશ્ચિત્તનુ કામ કરે તેનુ, પરિહારિક તપ

અને વસ્ત્ર ગ્રહણ કરવાની વિધિ બતાવી છે. ત્રીજા ઉદ્દેશામા—સાધુને સાધ્વીના ઉપાશ્રયમાં જવાનો નિષેધ, ચર્મ લેવાની વિધિ, વસ્ત્ર લંગોટ પહેરવાની વિધિ, ગોચરી કરતી વખતે વસ્ત્ર લેવાની વિધિ, દીક્ષા લેતી વખતે ઉપકરણ લેવાની વિધિ, ચોમાસામાં વસ્ત્ર લેવાથી મના, નાના મોટાની મર્યાદા, ગૃહસ્થના ઘરમા ૧૪ કામ કરવાની મના, પાટ પાટલા લેવાની વિધિ, બીજા સાધુ આવે ત્યારે મકાનની આજ્ઞા લેવાની વિધિ, વ્યંતરવાળા અને નધણીયાતા મકાનમા રહેવાની વિધિ, સેનાનો પડાવ હોય ત્યાં રહેવાની મના અને સવા યોજન આહાર આદિ કલ્પવાની વિધિ બતાવી છે ચોથા ઉદ્દેશામા—મોટા પ્રાયશ્ચિત્તનો અધિકારી દીક્ષાને અયોગ્ય, સૂત્રજ્ઞાન આપવાનો યોગાયોગ, સાધુ સાધ્વીનું સંઘટ્ટન, પ્રથમ પ્રહરનો આહાર, બે ગાઉ ઉપરનો આહાર, સદોષ આહારનું શુ કરવુ ? આહાર લેવાની ચોભંગી બીજા ગચ્છમાં જવાની વિધિ, અન્ય ગચ્છના સાધુ પાસેથી જ્ઞાન ગ્રહણ કરવાની વિધિ મૃતક સાધુને પરઠવવાની વિધિ, કલેશ થાય ત્યારે ખમાવ્યા વિના આહાર કરવાની મના પરિહાર વિશુદ્ધ ચારિત્રની વિધિ નદી ઉતરવાની વિધિ અને તૃણના ઘરમાં રહેવાની વિધિ બતાવી છે પાંચમા ઉદ્દેશામા—વૈક્રિય સ્ત્રી પુરુષના સંઘટ્ટાનો દોષ, સાધુ સાધ્વીએ પરસ્પર કલેશોપશમન કરવુ, સૂર્યોદય અસ્તમા આહાર લેવાની ચોભંગી રાત્રિએ ડકાર (ઘચરકો) આવે તો દોષ, સાધ્વીનો સાધુથી વિશેષ આચાર, માત્રા ગ્રહણ કરવાનું કારણ, પ્રથમ પ્રહરમા લાવેલુ અંતિમ પ્રહરમા ખાવાની મના, સુગંધી દ્રવ્ય શરીરે લગાડવાની મના, પરિહાર વિશુદ્ધિની વૈયાવચ્ચ, સરસ આહાર કરીને તરત તપ કરવો એમ કહ્યુ છે છટ્ઠા ઉદ્દેશામાં—૭ પ્રકારના વચન ન બોલે, ૭ પ્રકારના પ્રાયશ્ચિત્ત લે, સાધુ સાધ્વી પરસ્પર સંઘટ્ટન કરવાનુ કારણ ૭ પ્રકારે પલીમન્થુ અને ૭ સંયમના કલ્પ બતાવ્યા છે આ બૃહત્કલ્પ સૂત્રના ૪૭૩ શ્લોક છે

૩ **નિશીથસૂત્ર**—આના ૨૦ ઉદ્દેશા છે. પહેલા ઉદ્દેશામાં ગુરુમાસિક પ્રાયશ્ચિત્ત, બીજાથી પાંચમા ઉદ્દેશા સુધી લઘુમાસિક પ્રાર્યાશ્ચિત, બારમાથી ઓગણીશમા ઉ૦ સુધી લઘુચૌમાસિક પ્રાયશ્ચિત્ત અને કયાં કયા કામ કરવાથી કયાં કયાં પ્રાયશ્ચિત્ત આવે છે તેની ૧૫૯૦ કલમો (કાનૂન) બતાવેલ છે. અને વીશમા ઉદ્દેશામા—પ્રાયશ્ચિત્ત આપવાની વિધિ બતાવી છે સાધુ સાધ્વીએ આ સૂત્ર ભણ્યા વિના અગ્રેસર થઈ વિહાર કરવો નહી તેના મૂળ ૮૧૫ શ્લોક છે

૪ **દશાશ્રુતસ્કંધ**—આમાં ૧૦ દશા છે પહેલી દશામા વીશ અસમાધિ દોષ, બીજીમા ૨૧ સબળા દોષ, ત્રીજીમાં ૩૩ અશાતના, ચોથીમાં આચાર્યની ૮ સંપદા, પાંચમીમા ચિત્તસમાધિના ૧૦ સ્થાન, છઠ્ઠીના શ્રાવકની ૧૧ પ્રતિમા, સાતમીમાં સાધુની ૧૨ પ્રતિમા, આઠમીમાં મહાવીર સ્વામીનાં પાંચ કલ્યાણક, નવમીમા મહામોહનીય કર્મ બાંધવાનાં ૩૦ સ્થાન અને દશમી દશામા નવ નિયાણાનુ વિસ્તારથી વર્ણન કર્યું છે આ સૂત્રના ૧૮૩૦ મૂળ શ્લોક છે

## ૪ મૂળ સૂત્ર

જેમ વૃક્ષનુ મૂળ દૃઢ હોય તો તે ચિરકાળ ટકી સારાં ફળો આપતુ રહે છે તેમ નીચે બતાવેલા ૪ સૂત્રોના પઠન શ્રવણથી સમ્યકત્વ વૃક્ષનુ મૂળ દૃઢ થાય છે તેથી તેને મૂળ સૂત્ર કહ્યા છે

૧ **દશ વૈકાલિક**—આ સૂત્રના ૧૦ અધ્યયન છે ૧ લા અધ્યયનમાં ધર્મનો મહિમા અને ધર્માચરણ કરવાનુ કર્તવ્ય બતાવ્યુ છે ૨જા અધ્યયનમાં બ્રહ્મચર્યનો મહિમા અને સાધુનું

જીવાજીવ વિભક્તિ નામના અધ્યયનમાં ૫૬૩ ભેદ જીવના, ૫૬૦ ભેદ અજીવના સ્થિતિનું, સ્થાનનું અને સિદ્ધના સ્વરૂપનુ કથન છે ભગવાન મહાવીરે મોક્ષ પધારતી વખતે ૧૮ દેશના રાજા વગેરે પરિષદ સમક્ષ વિપાકના ૧૧૦ અને ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનનું વ્યાખ્યાન ૧૬ પ્રહર પર્યંત આપેલું ઉત્તરાધ્યયનના મૂળ શ્લોક ૨૧૦૦ છે.

**૩ નંદી સૂત્ર**—તેમાં પ્રથમ સ્થવિરાવલીમાં મહાવીર પ્રભુ પછી અનુક્રમે થયેલ ૨૭ આચાર્યોનાં ગુણ કથન, યોગ્ય અયોગ્ય શ્રોતાઓનું કથન, ૫ જ્ઞાન, ૪ બુદ્ધ શાસ્ત્રોનાં નામોની ટીપ વગેરે છે. એના મૂળ શ્લોક ૭૦૦ છે.

**૪ અનુયોગદ્વાર સૂત્ર**—આમાં શ્રુતજ્ઞાનનો મહિમા, દ્રવ્ય ભાવ આવશ્યક, ઉપક્રમ, આનુપૂર્વી, સમાવતાર અનુગમ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અનુપૂર્વી, ૧૦ નામ વિસ્તારથી ૬ ભાવ, ૭ સ્વર, ૮ વિભક્તિ, ૯ રત્નપ્રમાણુ, ૩ પ્રકારનાં અગુલ, પલ્યોપમ-સાગરોપમનું પરિમાણુ, ૫ શરીર, ગર્ભજ મનુષ્યની સંખ્યા, ૪ પ્રમાણુ ૭ નય, સખ્યાત અસંખ્યાત, અનતનું કથન, ૫ ઉપક્રમ, સાધુની ૮૪ ઉપમા, સામાયિકના પ્રશ્નોત્તર ઇત્યાદિ આ શાસ્ત્રમાં ઘણોજ ગહન વિષય છે. અનુયોગદ્વારસૂત્રના ૧૮૯૯ મૂળ શ્લોક છે

**૧ આવશ્યક સૂત્ર**—આમાં ૭ અધ્યયન છે આમાં ૭ આવશ્યક ( પ્રતિક્રમણુ સૂત્રનાં ) છે. તેમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની આવશ્યક કરણી અને તેમાં દોષોત્પત્તિનાં કારણુ સક્ષિપ્તમાં પરતુ બધા જિજ્ઞાસુ સમજી શકે એવી ખુબીથી દર્શાવેલ છે. આનુ જ્ઞાન ચતુર્વિધ સઘને પ્રથમ આવશ્યક છે તેથી આ સૂત્રનુ 'આવશ્યક' નામ છે તેના મૂળપાઠના ૧૦૦ શ્લોક છે.

એ પ્રમાણે ૧૧ અગ, ૧૨ ઉપાંગ, ૪ છેદ અને ૪ મૂળ સૂત્ર મળી ૩૧ અને ૩૨ મુ આવશ્યક સૂત્ર ગણુતાં હાલ કુલે ૩૨ સૂત્રો+ પ્રમાણુ ગણાય છે

---

+ શ્રી નદીજી સૂત્રમાં સૂત્રોના ૭૨ નામો કહ્યા છે. તેમાં ૪૧ સૂત્ર કાલિક છે. તેના નામ—૧ શ્રી આચારાંગ, ૨ શ્રી સૂયગડાંગ, ૩ શ્રી ઠાણાંગ, ૪ શ્રી સમવાયાંગ, ૫ શ્રી ભગવતી ૬ શ્રી જ્ઞાતા, ૭ શ્રી ઉપાસક દશાંગ, ૮ શ્રી અતગડ દશાંગ, ૯ શ્રી અનુત્તરોવવાઇ, ૧૦ શ્રી પ્રશ્ન વ્યાકરણુ, ૧૧ શ્રી વિપાક, ૧૨ શ્રી ઉત્તરાધ્યયન, ૧૩ શ્રી દશાકલ્પ ૧૪ શ્રી વ્યવહાર, ૧૫ શ્રી નિશીથ, ૧૬ શ્રી મહાનિશીથ, ૧૭ શ્રી ઋષિ ભાષિત, ૧૮ શ્રી જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્ત, ૧૯ શ્રી દ્વીપ સાગર પ્રજ્ઞપ્તિ, ૨૦ શ્રી ચંદ્ર પ્રજ્ઞપ્તિ, ૨૧ શ્રી ખુડિયા વિમાન વિભક્તિ, ૨૨ શ્રી મહાલિયા વિમાન વિભક્તિ, ૨૩ શ્રી અગચૂલિયા, ૨૪ શ્રી વગ ચૂલિયા, ૨૫ શ્રી વિવાહ ચૂલિયા, ૨૬ શ્રી અરૂણોવવાઈ, ૨૭ શ્રી વરૂણોવવાઇ, ૨૮ શ્રી ગુરૂડોવવાઇ, ૨૯ શ્રી ધરણોવવાઇ, ૩૦ વેસમણોવવાઇ, ૩૧ વેલધરોવવાઇ, ૩૨ દેવિંદોવવાઇ, ૩૩ ઉઠાણુ સૂએ, ૩૪ સમુઠાણુ સૂએ, ૩૫ નાગ પરિયાવલિયાઉ, ૩૬ નિરિયાવલિયાઓ, ૩૭ કપ્પિયાઓ, ૩૮ કપ્પવંડિસયાઓ, ૩૯ પુપ્ફિયાઓ, ૪૦ પુપ્ફચુલિયાઓ, ૪૧ વહ્નિદશાઓ, એ ૪૧ સૂત્રો કાલિક હોવાથી દિવસના અને રાત્રિના પહેલા અને ચોથા પહોરમાં ભણવામાં આવે છે બાકીના વખતમા નાહ

૩૦ સૂત્રો ઉત્કાલિક છે. તેનાં નામો—૧ દશ વકાલિક, ૨ કપ્પિયાકપ્પિયં, ૩ ચુલ્લકપ્પસૂત્રં, ૪ મહાકપ્પસુય, ૫ ઉવવાઇ, ૬ રાયપસેણી, ૭ જીવાભિગમ, ૮ પન્નવણા,

જીવાજીવ વિભક્તિ નામના અધ્યયનમા ૫૬૩ ભેદ જીવના, ૫૬૦ ભેદ અજીવના સ્થિતિનું, સ્થાનનું અને સિદ્ધના સ્વરૂપનુ કથન છે ભગવાન મહાવીરે મોક્ષ પધારતી વખતે ૧૮ દેશના રાજા વગેરે પરિષદ સમક્ષ વિપાકના ૧૧૦ અને ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનનું વ્યાખ્યાન ૧૬ પ્રહર પર્યંત આપેલું ઉત્તરાધ્યયનનાં મૂળ શ્લોક ૨૧૦૦ છે.

**૩ નંદી સૂત્ર**—તેમાં પ્રથમ સ્થવિરાવલીમાં મહાવીર પ્રભુ પછી અનુક્રમે થયેલ ૨૭ આચાર્યોના ગુણ કથન, યોગ્ય અયોગ્ય શ્રોતાઓનું કથન, ૫ જ્ઞાન, ૪ બુદ્ધ શાસ્ત્રોના નામોની ટીપ વગેરે છે. એના મૂળ શ્લોક ૭૦૦ છે.

**૪ અનુયોગદ્વાર સૂત્ર**--આમાં શ્રુતજ્ઞાનનો મહિમા, ૬ ૫ ભાવ આવશ્યક, ઉપક્રમ, આનુપૂર્વી, સમાવતાર અનુગમ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અનુપૂર્વી, ૧૦ નામ વિસ્તારથી ૬ ભાવ, ૭ સ્વર, ૮ વિભક્તિ, ૯ રત્નપ્રમાણ, ૩ પ્રકારનાં અંગુલ, પલ્યોપમ-સાગરોપમનુ પરિમાણ, ૫ શરીર, ગર્ભજ મનુષ્યની સંખ્યા, ૪ પ્રમાણ ૭ નય, સંખ્યાત અસંખ્યાત, અનંતનું કથન, ૫ ઉપક્રમ, સાધુની ૮૪ ઉપમા, સામાયિકના પ્રશ્નોત્તર ઇત્યાદિ આ શાસ્ત્રમાં ઘણોજ ગહન વિષય છે અનુયોગદ્વારસૂત્રના ૧૮૯૯ મૂળ શ્લોક છે

**૧ આવશ્યક સૂત્ર**—આમાં ૭ અધ્યયન છે આમા ૭ આવશ્યક ( પ્રતિક્રમણ સૂત્રનાં ) છે. તેમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની આવશ્યક કરણી અને તેમાં દોષોત્પત્તિના કારણ સંક્ષિપ્તમાં પરંતુ બધા જિનાગમ સમજી શકે એવી ખુબીથી દર્શાવેલ છે. આનુ જ્ઞાન ચતુર્વિધ સંઘને પ્રથમ આવશ્યક છે તેથી આ સૂત્રનું 'આવશ્યક' નામ છે તેના મૂળપાઠના ૧૦૦ શ્લોક છે

એ પ્રમાણે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ છેદ અને ૪ મૂળ સૂત્ર મળી ૩૧ અને ૩૨ મુ આવશ્યક સૂત્ર ગણના કરતા કુલ ૩૨ સૂત્રો+ પ્રમાણ ગણાય છે.

---

+ શ્રી નંદીજી સૂત્રમાં સૂત્રોનાં ૭૨ નામો કહ્યા છે. તેમાં ૪૧ સૂત્ર કાલિક છે. તેના નામ-૧ શ્રી આચારાંગ, ૨ શ્રી સૂયગડાંગ, ૩ શ્રી ઠાણાંગ, ૪ શ્રી સમવાયાંગ, ૫ શ્રી ભગવતી ૬ શ્રી જ્ઞાતા, ૭ શ્રી ઉપાસક દશાંગ, ૮ શ્રી અંતગડ દશાંગ, ૯ શ્રી અનુત્તરોવવાઇ, ૧૦ શ્રી પ્રશ્ન વ્યાકરણ, ૧૧ શ્રી વિપાક, ૧૨ શ્રી ઉત્તરાધ્યયન, ૧૩ શ્રી દશાકલ્પ ૧૪ શ્રી વ્યવહાર, ૧૫ શ્રી નિશીથ, ૧૬ શ્રી મહાનિશીથ, ૧૭ શ્રી ઋષિ ભાષિત, ૧૮ શ્રી જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, ૧૯ શ્રી દ્વીપ સાગર પ્રજ્ઞપ્તિ, ૨૦ શ્રી ચંદ્ર પ્રજ્ઞપ્તિ, ૨૧ શ્રી ખુડિયા વિમાન વિભત્તિ, ૨૨ શ્રી મહાલયા વિમાન વિભત્તિ, ૨૩ શ્રી અંગચૂલિયા, ૨૪ શ્રી વગ ચૂલિયા, ૨૫ શ્રી વિવાહ ચૂલિયા, ૨૬ શ્રી અરૂણોવવાઈ, ૨૭ શ્રી વરૂણોવવાઇ, ૨૮ શ્રી ગુરૂડોવવાઇ, ૨૯ શ્રી ધરણોવવાઇ, ૩૦ વેસમણોવવાઇ, ૩૧ વેલંધરોવવાઇ, ૩૨ દેવિંદોવવાઇ, ૩૩ ઉઠાણ સૂએ, ૩૪ સમુઠાણ સૂએ, ૩૫ નાગ પરિયાવલિયાઉ, ૩૬ નિરિયાવલિયાઓ, ૩૭ કપ્પિયાઓ, ૩૮ કપ્પવડિંસયાઓ, ૩૯ પુપ્ફિયાઓ, ૪૦ પુપ્ફચુલિયાઓ, ૪૧ વહ્નિદશાઓ, એ ૪૧ સૂત્રો કાલિક હોવાથી દિવસના અને રાત્રિના પહેલા અને ચોથા પહોરમાં ભણવામા આવે છે બાકીના વખતમાં નહિ

૩૦ સૂત્રો ઉત્કાલિક છે. તેનાં નામો —૧ દશ વૈકાલિક, ૨ કપ્પિયાકપ્પિયં, ૩ ચુલ્લકપ્પસૂત્ર, ૪ મહાકપ્પસૂયં, ૫ ઉવવાઇ, ૬ રાયપસેણી, ૭ જીવાભિગમ, ૮ પન્નવણા,

ગાથા:—पिण्डविसोही समिइ, भावणा पडिमा इन्दियनिग्गहो ।
पडिलेहणां गुत्तिओ, अभिग्गहं चेव करण तु ॥

**અર્થ:**-૪ પિંડ વિશુદ્ધિ ૫ સમિતિ, ૧૨ ભાવના, ૧૨ પડિમા, ૫ ઇંદ્રિયનિગ્રહ, ૨૫ પ્રતિલેખના, ૩ ગુપ્તિ અને ૪ અભિગ્રહ એમ કુલ ૭૦ બોલ કરણ સીત્તરીના છે તેમાં આહાર, વસ્ત્ર, પાત્ર અને સ્થાન એ ૪ નિર્દોષ ભોગવે તે પિંડવિશુદ્ધિ. તેનું વર્ણન એષણા સમિતિમાં થઈ ગયું સમિતિના પાચ ભેદ તેનુ વર્ણન ચારિત્રાચારમાં થઇ ગયું સાધુની ૧૨ પડિમા તેનુ વર્ણન કાયકલેશ તપમાં થઈ ગયું ૫ ઇંદ્રિયનિગ્રહ કરવાનું કથન પ્રતિસંલીનતા તપમા થયુ. ૨૫ પ્રતિલેખનાનું વર્ણન ચોથી સમિતિમાં થયું અને ૩ ગુપ્તિનુ કથન ચારિત્રાચારમાં થઇ ગયુ છે એટલે હવે બાકી રહેલું ૧૨ ભાવના અને ૪ અભિગ્રહનુ વર્ણન અહિં કરવામાં આવે છે.

## ૧૨ ભાવના

**૧ અનિત્ય ભાવના**—એમ ચિંતવે કે આ જગતમાં ગામ, ગઢ, બગીચા, કૂવા, વાવ, મહેલ, હવેલી, દુકાન, પશુ, પક્ષી, ઘરેણા, અનાજ, ઇત્યાદિ સર્વ વસ્તુ અનિત્ય છે, પણ હે જીવ! તુ અજ્ઞાન દશામા મૂઢ થઇને એ સર્વ વસ્તુને શાશ્વતી (સદા કાળ રહેનારી) માની બેઠો છે બીજા જડ પદાર્થોની ટાપટીપ કરી શરીરને અને ઘરને શણગારી તુ હમેશાં ખુશી થયાં કરે છે પણ પરપુદ્ગળોથી કરેલી શોભા કદાપિ એક સરખી રહેનારી નથી આવી ભાવના શ્રી ભરતેશ્વર ચક્રવર્તીએ ભાવી હતી શ્રી ઋષભદેવજીના પુત્ર અને સુમંગળા રાણીના જાયા, શ્રી ભરતેશ્વર ચક્રવર્તી રાજા હતા. તેમની રાજધાની વનિતા નગરી હતી એક દિવસે શ્રી ભરત મહારાજા સોળ શણગાર સજી પોતાના આરીસા ભુવનમાં (કાચના મહેલમાં) પોતાના શરીરનું પ્રતિબિંબ જોતા હતા એવામાં હાથની ટચલી આંગળીમાંની મુદ્રિકા (વીંટી) નીકળી પડી. જેથી તે આંગળી ઘણી ખરાબ લાગવા માંડી એ વાત ઉપર વિચાર કરતાં શ્રી ભરત મહારાજા આશ્ચર્ય પામ્યા અને પોતાના શરીર ઉપરનાં એકેક આભૂષણ તથા

---

ભાસ થાય છે જેમકે એક સ્થળે લખ્યુ છે કે 'બે મુહપત્તિ રાખનાર સાધુ મરીને જળ મનુષ્ય થઇ ઘટીમા પીલાયો' અને બીજે સ્થળે લખ્યુ છે કે સાધુને મૈથુનની પ્રબળ ઇચ્છા થાય તો તેણે અમુક ઉપાયથી દ્રવ્ય પ્રાપ્ત કરી તે પૂર્ણ કરવી' વળી એક સ્થળે લખ્યું છે કે-'કમળપ્રભ આચાર્યે પ્રથમ શુદ્ધ પ્રરૂપણા કરી તીર્થંકરગોત્રના દલિક એકત્ર કર્યા અને પછી મંદિર બનાવવાનો ઉપદેશ કરવાથી અનન્ત સંસારી થયા' અને બીજે સ્થળે લખ્યુ છે કે-'મંદિર પર ઝાડ ઊગ્યાં હોય તો સાધુ યત્નાથી તેને કાપી નાખે' આવા પરસ્પર વિરોધી વચનો તથા વ્રતખંડનના ઉપાયો જેમાં બતાવ્યા હોય તે શાસ્ત્ર કેવી રીતે પ્રમાણભૂત માની શકાય? આ ઉપરાંત શંકરાચાર્યે તથા મુસલમાન બાદશાહોએ પણ જૈનશાસ્ત્રોને ઘણું નુકશાન પહોંચાડયું છે આથી જૈન જ્ઞાનની ભારે હાની થઇ છે વિ સમ્વત્ ૧૫૦૦ આસપાસ પડેલ બીજો મહાદુષ્કાળ વીત્યા બાદ અમદાવાદ (ગુજરાત) ના ઉપાશ્રયના જૈન જ્ઞાનભંડારમાંથી ૩૨ શાસ્ત્ર અખંડિત નીકળ્યાં બાકીનાં શાસ્ત્રોને ઉધઇએ કોરી ખાધેલા આ કારણે સ્થાનકવાસી જૈનો ૩૨ શાસ્ત્રોને સર્વાંશે માને છે બાકીનાં શાસ્ત્રોમાંથી જે ઉપર્યુક્ત ૩૨ સૂત્રોથી અવિરૂદ્ધ કથન હોય તેને માનવામાં કોઇ હરકત નથી શ્રી નંદી સૂત્રમાં કહેલાં નામો પૈકી એજ નામનાં કેટલાંક સૂત્રો આજે મળી આવે છે, પરંતુ તેમાં પૂર્વાપર વિરોધ હોવાથી આ સૂત્રો વિશ્વાસનીય નથી.

વસ્ત્ર અનુક્રમે ઉતારતાં ઉતારતાં નગ્ન રૂપ થઈ ઉભા રહ્યા, અને પોતાના મનને કહેવા લાગ્યા કે જો તારૂં રૂપ તો આવું છે ફક્ત પારકા પદાર્થોના ઠાઠમાઠથી તારી શોભા હતી. એ પારકા પદાર્થો (પર પુદ્ગલો) તો તારા છે જ નહિ. એ પર પુદ્ગલો તો વિનાશી છે અને તું (આત્મા) તો અવિનાશી છે એ પ્રમાણે ભિન્ન પ્રકૃતિ છે તો પછી તારી ને તેની પ્રીતિ શી રીતે ટકી રહેશે! હે આત્મન્! જો તું એની સાથે વધારે પ્રીતિ કરીશ તો તારે જરૂર રોવું પડશે. તારા દેખતાં એ વસ્તુનો નાશ થશે તો તું પશ્ચાત્તાપ કરીશ કે હાયરે! મારી અમુક અમુક પ્યારી ચીજો ક્યાં ગઈ! ને તું એ વસ્તુઓને છોડી જતો રહીશ તો પણ તું રોતા મરીશ કે હાયરે "હું આ બધી સંપત્તિઓ છોડી એકલો જાઉં છું" આ પ્રમાણે આ આત્મા ખરેખર ભિન્ન હોવાથી તારી પોતાની છતી શક્તિ છે ત્યાં સુધી આ બધી નાશવંત ચીજો જેનો તું માલિક છે એમ માની બેઠો છે તેનો ખુશીથી ત્યાગ કરી આત્મી નીજાનંદે સુખી થા. એ પ્રમાણે શ્રી ભરતેશ્વર મહારાજ વિચાર પર ચઢ્યા અને વિચારતાં વિચારતાં તરત ત્યાંજ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ તે જ વખતે શ્રી જૈન શાસનના રક્ષક દેવતાએ આવી સાધુવેશ, રજોહરણ, મુહપત્તિ આદિ સમર્પણ કર્યાં તરત દીક્ષા લઈ સભામાં આવી પ્રતિબોધ કરતાં ૧ હજાર મોટા મોટા રાજાઓ દીક્ષા લેવા તૈયાર થયા. તે સૌને દીક્ષા દઈ અનેક દેશમાં વિહાર કરી કર્મનો ક્ષય કરી તે જ ભવે મોક્ષે પધાર્યા

૨. "અશરણ ભાવના"—એવો વિચાર કરે કે હે જીવ! આ જગત્માં તેને શરણ (આધાર) આપનાર કોઈ છે નહિ. બધાં સગાંવહાલાં સ્વાર્થનાંજ હોય છે. સ્વાર્થ ન હોય તો તે તમામ તારાં સગાં છે જ નહિ. જ્યારે કર્મના ઉદયે તારા પર દુઃખ આવી પડશે ત્યારે તને સહાય કરવા કોઈ પણ માણસ ઉભું રહેશે નહિ. તારી ગરીબી, તારો રોગ, તારા પરની આફત, તારી શરીરહાનિ વગેરે બધા દુઃખમાં ભાગ કોઈ પડાવશે નહિ. આ અશરણ ભાવના શ્રી અનાથી નિગ્રંથ મહાત્માએ ભાવી હતી. એક વખત રાજગ્રહી નગરીના શ્રેણિક રાજા હવા ખાવા સારૂ પોતાના મંડિકુક્ષ નામના બગીચામાં ગયા ત્યાં એક ઝાડ નીચે અતિ સુંદર ને મનોહર રૂપવાળા શાંત દાંત અને ધ્યાનસ્થ મુનિનું રૂપ જોઈ અતિ આશ્ચર્યની સાથે વંદન કરી શ્રેણિક મહારાજ પૂછવા લાગ્યા કે હે મહાનુભાવ મહાત્મા! આપ આવી ભરયુવાન અવસ્થામાં સાધુ શા માટે થયા! મુનિ મહાત્માએ જવાબ દીધો કે હે રાજા! હું અનાથ છું. આવો જવાબ સાંભળી શ્રેણિક રાજાને તેમના પર દયા આવી અને કહેવા લાગ્યા કે આપ અનાથ હો તો આપનો નાથ હું બનીશ. આવો, મારા રાજ્યાન્તરમાં ત્યાં હું મારી વ્હાલી કન્યા પરણાવીશ અને રાજ્ય આપી સુખી કરીશ. શ્રી અનાથી મુનિ મહાત્માએ કહ્યું કે હે રાજા! તું પોતે જ અનાથ છો તો બીજાનો નાથ તું શી રીતે થઈ શકશે! આ વચનો સાંભળી રાજા ઘણો દિલગીર થયો અને કહેવા લાગ્યો કે જેની આજ્ઞામાં તેત્રીસ હજાર હાથી-ઘોડા રથ છે તેત્રીસ ક્રો પાયદળ છે પાંચસે રાણી છે અને એક ક્રોડ ઓગણીસ લાખ ગામ છે એવી ઋદ્ધિવાળા મને આપ અનાથ કહો છો તો આપને મૃષાવાદનો દોષ શું નહિ લાગે! શ્રી અનાથી મુનિએ જવાબ આપ્યો કે હે રાજા! તું અનાથ સનાથનો ભેદ સમજી શક્યો નથી. સાંભળ, હું કૌશાંબી નામે નગરીના પ્રભુતધન સંચય નામે શેઠનો પુત્ર છું. એક દિવસ મારા શરીરમાં વેદના થવા પ્ર ર જેવી અતિ આકરી મહાવેદના ઉત્પન્ન થઈ એ વેદના કોઈ પણ ઉપાયે શાંત ન થઈ ઘણા ઘણા વૈદ, મંત્ર, તંત્ર વાદી, પોતપોતાના શાસ્ત્રમાં પ્રવીણ

કુશળ એવા મારી વેદના મટાડવા આવ્યા અને ઔષધ, ઉપચાર, પથ્ય, યત્ન, વગેરે તમામ કરી ચૂકયા, પણ રોગ શમ્યો નહિ. મને પ્રાણથી અધિક પ્યારો ગણનાર મારાં સર્વ સ્વજન હતાં તે સૌ તન અને ધનથી મહેનત કરી કરીને થાકી ગયાં, પણ કોઇ દુખ મટાડી શકયું નહિ. મારી મરજી પ્રમાણે જ ચાલનારી અને મને સદા રાજી રાજી રાખનારી એવી મારી પતિવ્રતા સ્ત્રીએ મારી પીડાના દુઃખથી દુખી થઇ, ભોજન અને સ્નાનનો ત્યાગ કર્યો, અને રાત દિવસ ચિંતાતુર રહી મને રોગરહિત જોવા ઇચ્છતી છતાં સ્ત્રી પણ મારૂં દુખ મટાડી શકી નહિ બધાંને થાકી ગયેલાં જોઈ, મેં મારાં મન સાથે વિચાર કર્યો કે, જો હુ આ વેદનામાંથી છૂટું, અને મારૂ દુખ દૂર થઇ જાય તો તરતજ આરભ પરિગ્રહના ત્યાગી, શાંત, દાંત એવા મુનિના પદનો સ્વીકાર કરૂં આટલો નિશ્ચિત વિચાર કર્યો કે તરતજ મારી વેદના અદશ્ય થઇ ગઇ પછી કુટુંબી-જનોની આજ્ઞા લઇ, મેં દીક્ષા ગ્રહણ કરી અને ફરતો ફરતો અહીં આવ્યો છું આ વૃત્તાંત સાંભળી શ્રેણિક રાજાને અનાથ-સનાથપણાનું રહસ્ય. જાણવામાં આવ્યું અને બૌદ્ધ ધર્મનો ત્યાગ કરી જૈનધર્મ સ્વીકાર્યો. મુનિને ભોગનું નિમંત્રણ કરેલું તે માટે ક્ષમા યાચી સ્વસ્થાનકે ગયો અનાથી નિર્ગંથ પણ વિશુદ્ધ કરણી વડે કર્મનો ક્ષય કરી મોક્ષમાં ગયા. આ કથન શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનમાં છે

(૩) "**સંસાર ભાવના**"— એવો વિચાર કરે કે હે જીવ! અનંત જન્મ મરણ કરી તુ સર્વ સંસારમાં ભટકયો. વાળની અણી જેટલો આ જગતનો ભાગ તારા જન્મ મરણ વિનાનો ખાલી નથી વળી હે જીવ ! તે સર્વ જીવો સાથે સર્વ જાતનાં સગપણો કર્યાં જેની તુ માતા હતો તેની તુ સ્ત્રી થયો, એટલે માતા મરીને સ્ત્રીરૂપે થયો, અને વળી સ્ત્રી તરીકે મરીને પાછો માતા રૂપે થયો એજ પ્રમાણે જ્યાં તુ પિતા હતો ત્યાં તું પુત્ર થયો અને પુત્ર હતો ત્યાં પિતાપણે ઉપજ્યો આ પ્રમાણે પરસ્પર સર્વ જાતનાં સગપણો અનંતીવાર તુ કરી આવ્યો. આ બાબતનો સૂક્ષ્મ વિચાર કરીએ તો જગતવાસી સર્વ જીવો આપણાં સ્વજન છે આ ભાવના શ્રી મલ્લિનાથના છ મિત્રોએ ભાવી હતી.. શ્રી મિથિલા નગરી કુંભ નામે રાજાની પ્રભાવતી નામે રાણીની કુખે મલ્લિકુવરી નામે પુત્રી અવતરી મલ્લિકુવરી ત્રણ જ્ઞાન સહિત હતાં એ મલ્લિકુવરીએ એક મોહન ઘર (મન હરણ કરે એવો બગલો) બનાવ્યું, જેની બરોબર વચમાં સોનાની એક પોલી પૂતળી, પોતાના જેટલીજ મોટી અને રૂપાળી બનાવી મલ્લિકુવરી ભોજન કરે ત્યારે તે પુતળીના માથા ઉપરનું ઢાંકણું ઉઘાડી તેમાં હંમેશા ભોજનનો એક ગ્રાસ (કોળીઓ) નાખી પાછુ ઢાંકણુ બધ કરી દેતાં એક વાર છ દેશના રાજા મલ્લિ-કુંવરીના મહારૂપનો મહિમા સાંભળી લશ્કર લઇ મિથિલા નગરીમાં આવ્યા. કુભ રાજા પાસે માગણી કરી કે તમારી પુત્રી અમને પરણાવો કુભ રાજા ચિંતામાં પડયો કે છ રાજામાંથી કોને પરણાવું ને કોને નહિ ‘ પિતાની ચિંતા સાંભળી મલ્લિકુંવરીએ કહ્યું, પિતાજી આપ ચિંતા ન કરશો હું છએ રાજાને સમજાવી દઇશ. પછી મલ્લિકુંવરીએ છએ રાજાને જુદા જુદા તેડાવી મોહન ઘરની છ કોટડીઓમાં જુદા જુદા પૂરી તે કોટડીઓ બંધ કરી દીધી, કોટડીની જાળીમાંથી છએ રાજા વચમા રહેલી પૂતળીનું રૂપ જોઇ તેના પર અત્યત મોહિત થયા છે એવું મલ્લિકુંવરીએ જાણ્યુ કે તરતજ તે પૂતળીનું બારણું ઉઘાડી નાખ્યું. આ પોલી પૂતળી ઘણા

વખત થઈ રહેલું અનાજ નાખવામાં આવતું તેથી ભારે દુર્ગંધી સડી ગયેલા ધાનની નીકળી આ દુર્ગંધથી છએ રાજા ગભરાવવા લાગ્યા એટલે મલ્લિકુંવરીએ ત્યાં આવીને કહ્યું કે નરેશો ! જે પૂતળીને જોઇને તમે સૌ મોહિત થયા હતા તેનેજ દેખતાં હવે ગભરાઓ છો શા માટે ! સોનાની પૂતળીમાં રોજ ભોજનનો ગ્રાસ નાખવાથી આવી દુર્ગંધી નીકળી તો આ મારા શરીરરૂપી હાડ માંસ, ત્વચા વાળી પૂતળીમાં તો રોજ અનેક ગ્રાસ (કોળીઆ) નખાય છે તેથી દુર્ગંધી કેટલી હશે ! આવી દુર્ગંધીના ભંડારરૂપ કાયાને જોઇને શું મોહિત થાઓ છો ! તમારા પાછલા ભવો યાદ કરો. ત્રીજે ભવે હું મહાબલ રાજા હતો, અને તમે છ મારા મંત્રીઓ હતા આપણે સાથે જ દીક્ષા લીધી હતી એ દીક્ષાના સમયમાં મેં ધર્મના કામમાં કપટ કરેલું તેથી હું તમે પુરુષો છો તેમ સ્ત્રીનો અવતાર પામી છું સંસારનું સ્વરૂપ તો વિચારો! તમે મને પરણવા તૈયાર થયા છો ! ! ધિક્કાર છે આ સંસારને ! આ વાત સાંભળી છ રાજાને જાતિસ્મરણ જ્ઞાન (પાછલા ભવો જાણવાનું જ્ઞાન) ઉત્પન્ન થયું છએ જણ પ્રતિબોધ પામ્યા શ્રી મલ્લિકુંવરીએ દીક્ષા લઇ શ્રી મલ્લિનાથ તીર્થંકરનું પદ દીપાવ્યું ત્યાર બાદ છએ રાજાઓએ પણ તેમની પાસે દીક્ષા લીધી ઉગ્ર કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે પધાર્યા. આ કથન શ્રી જ્ઞાતાસૂત્રના આઠમા અધ્યયનમાં છે

(૪) એકત્વ ભાવના—એવો વિચાર કરે કે હે જીવ ! આ જગતમાં કોઇ કોઇનું સગું નથી એકલો તું આવ્યો છે અને એકલો જવાનો છે પાપો કરીને તેં જે ધન વગેરે ઋદ્ધિસિદ્ધિનો સંગ્રહ કર્યો છે અને પૂર્વના કર્મના યોગે તને જે કુટુંબ પરિવાર મળ્યો છે તે તારા મરવા સમયે સાથે આવનાર નથી. ધન ધરતી પર કે ધરતીમાં જ્યાં હશે ત્યાં પડ્યું રહેશે. પશુ પક્ષી ઘરમાં રહી જશે, તારી વ્હાલી સ્ત્રી દરવાજા સુધી અને કુટુંબ પરિવાર સ્મશાન સુધી આવશે. તને અત્યંત પ્રિય એવું આ શરીર પણ ચિતામાં બળીને ખાખ થઈ જશે પણ સાથે આવશે નહિ. એવું જાણી એકાંતપણું ધારણ કર એવી એકાંત ભાવના શ્રી મૃગાપુત્રે ભાવી હતી. શ્રી સુગ્રીવ નગરમાં બલભદ્ર રાજા હતા તેને મૃગા નામે રાણી હતી, તેના પુત્રનું નામ મૃગાપુત્ર હતું તે મૃગાપુત્ર એક પ્રસંગે પોતાની સુંદર ને મનોહર સ્ત્રીઓની વચ્ચે પોતાના રત્નજડિત મહેલની બારી ઉપર બેસી બજારનો દેખાવ જોતા હતા. એવામાં રસ્તે જતા એક ગુણવાન પણ તપોધની (તપ રૂપી ધનને સંગ્રહ કનાર) સાધુને જોઇ શ્રી મૃગાપુત્રને જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું પૂર્વના ભવમાં પોતે પણ સંયમ પાળેલો તે જોઇ સંયમી થવાની પ્રબળ ઇચ્છા થઇ સંયમ લઇ જંગલમાં મૃગની પેઠે એકલા વનવાસી રહી પૂજા કરણી કરી મોક્ષ પહોંચ્યા. આ કથન ઉત્તરાધ્યયનના ૧૯ મા અધ્યયનમાં છે

(૫) પરત્વ (અન્યત્વ) ભાવના—એવો વિચાર કરે કે જીવ ! આ જગતમાં સૌ સ્વાર્થી છે પોતાની મતલબ હોય ત્યાં સુધી સૌ આપણને માન આપે. આપણી આજ્ઞામાં રહે અને જી જી કરી હુકમ ઉઠાવે. મતલબ પૂરી થઇ કે પછી કોઇ કોઇનું નથી એવી ભાવના શ્રી નમિરાજ ઋષિએ ભાવી હતી. શ્રી મિથિલા નગરીમાં શ્રી નમિરાજને એક વખતે દાહજ્વરનો (શરીરમાં બળતરા આપે તે) રોગ પેદા થયો. એ રોગની શાંતિને માટે એમની ૧૦૦૮ રાણીઓ બાવના ચંદનનું લાકડું ઘસીને પોતાના હાથના

શરીરને ચોપડતી હતી તે વખતે તે રાણીઓના હાથમાં પહેરેલાં અનેક કંકણો (ચુડીઓ) નો ખડખડાટ કાનમાં પડવાથી શ્રી નમિરાજને વિશેષ દર્દ થવા માડયું. વિચક્ષણ રાણીએ દર્દનો ભેદ સમજી પોતાના હાથમાના તમામ કંકણ કાઢી નાખી ફકત મંગળની નિશાની માટે એક એક કંકણ હાથમા રાખી બાવના ચંદન ઘસવા લાગી કંકણોનો અવાજ બધ થવાથી શ્રી નમિરાજે પૂછ્યુ કે પહેલાં બહુ ખડખડાટ થતો હતો અને હવે કેમ નથી થતો? રાણીઓએ સાચેસાચી વાત કરી દીધી અનેકથી ગડબડ પણ એકથી નહિ એ વાત ઉપર વિચાર કરતા કરતા વૈરાગ્ય ઉત્પન્ન થયો અને નિશ્ચય કર્યો કે ઓહો! હુ આં બધાના સજોગમા રહ્યો છું તો જ દુખી છુ. એવો વિચાર થતા વેંત રોગ શમી ગયો, અને નિદ્રા આવી ગઇ નિદ્રામા સ્વપ્ન આવ્યું તેમાં સાતમુ દેવલોક દીઠુ. એ દેવલોક દેખતાં આંખ ઉઘડી ગઈ. જાગૃત દશામા પાછા એજ વિચાર ઉપર ચડયા, તરત જાતિ સ્મરણ જ્ઞાન થયું પુત્રને રાજ આપી ચારિત્ર લઇ, વનવાસ સ્વીકાર્યો શ્રી નમિરાજ જેવા ઉત્તમ રાજાનો વિયોગ થતા સર્વ પ્રજા એ વિયોગ-દુખથી ગભરાઇને વિલાપ કરવા લાગી એ વિલાપ સાંભળી શક્રેન્દ્રને દયા અવી શ્રી નમિરાજ ઋષિના ચારિત્રબળની દ્રઢતાની પરીક્ષા લેવા માટે શક્રેન્દ્રે એક વૃદ્ધ બ્રહ્મણનુ સ્વરૂપ લઈ કહ્યુ કે અહો રાજર્ષિ! આ બધા લોકો શા માટે વિલાપ કરે છે? શ્રી રાજર્ષિએ જવાબ દીધો કે આ નગરીની બહાર એક અતિ સુંદર વૃક્ષ છે તે ફળ, ફૂલ, પાદડા અને ડાળોથી ભારે ખીલ્યુ છે એ ઝાડ ઉપર ઘણા પક્ષીઓ આવી આરામ લેતા હતાં એક દિવસ વાયુના તોફાનથી તે વૃક્ષ તૂટી પડયું અને તેનુ માત્ર ઠુંઠુ રહી ગયુ તે વખતે સર્વ પક્ષીઓ પોતપોતાના સ્વાર્થની વાતો યાદ કરી વિલાપ કરવા ને રોવા લાગ્યા હે ઇંદ્ર! તેજ રીતે આ નગરીના બધા લોકો પોતપોતાની મતલબનો વિયોગ જોઇ (મારો વિયોગ નહિ) રૂવે છે એ પ્રમાણે શક્રેંદ્ર ૧૧ પ્રશ્ન પૂછ્યા તે અગિયારેનુ સમાધાન કર્યુ તેથી ઇંદ્રે શ્રી નમિરાજ ઋષિને વંદના નમસ્કાર કર્યા અને પોતાને માર્ગે સ્વર્ગમા જતો રહ્યો શ્રી નમિરાજર્ષિ કરણી કરી મોક્ષમા પધાર્યા, (ઉત્ત૦ અ૦ ૯)

**(૬) અશુચિ ભાવના**—એવો વિચાર કરે કે હે જીવ! તું તારા શરીરને સ્નાન-મજન લેપન-વગેરેથી શુદ્ધ કરવા ઇચ્છે છે, પણ તે કોઇ દિવસ શુદ્ધ થવાનુ નથી કારણકે તેની ઉત્પત્તિનો તથા તેની અદર શુ છે તેનો જરા વિચાર તો કર. પ્રથમ તો તે માતાનુ રકત (રજ) અને પિતાનુ શુક્ર (વીર્ય) એ બેનો આહાર કરી બન્યુ છે માતાના ઉદરમા તે અશુચિ સ્થાનમાં એટલે જ્યાં વિષ્ટા-મૂત્ર રહેતા છે ત્યા વૃદ્ધિ પામી રકતના નાળામાથી બાહેર નીકળ્યુ બહાર આવ્યા પછી માનું દૂધ પીને મોટું થયું માનુ દૂધ પણ જેમ શરીરમાં લોહી-માસ રહે છે તે પ્રમાણે રહે છે, હાલ એ શરીર અનાજ ખાય છે તે અનાજ પણ અશુચિમય ખાતરમાથી પેદા થાય છે.

હવે શરીરની અદરના પદાર્થોનો જરા વિચાર કર શરીરમાં છ ધાતુ છે (૧) રસ, (૨) લોહી, (૩) માસ, (૪) મેદ (૫) હાડ, (૬) મજ્જા, (૭) શુક્ર જે આહાર કરવામાં આવે છે તે પિત્તના તેજથી પાકીને પહેલા ચાર દિવસમાં રસ થાય છે બીજા ચાર દિવસમાં રસનું લોહી થાય છે એમ ચાર ચાર દિવસે એકેક ધાતુ બનતા બનતા છેવટે ૧ મહિને છેલ્લો ધાતુ શુક્ર (વીર્ય) બને છે શરીરમાં સાત ધાતુ છે (૧, ૨, ૩) જીભનો, નેત્રનો અને ગળાનો

મેદ અને રસ, (૪) કાનનો મેલ ને માંસ, (૫) વીર્ય નખના હાડકાની ઉપધાતુ, (૬) આંખના ગીડ મોઢાની ઉપધાતુ (૭) મોં ઉપરની ચીકણાશ શુક્રની ઉપધાતુ ખાસ કરીને જે ધાતુ છે તેને 'વસા' તથા 'ઓજ' કહે છે એ માંસ ઘી જેવું ચીકણું આખા શરીરમાં સર્વ ઠેકાણે રહેલુ શીતળ, અને પુષ્ટિકારક બળવાન છે ચામડાની સાત જાત છે (૧) સામની એટલે ઉપલી ચામડી. તે ચીકણી છે અને શરીરને શોભાવનારી છે (૨) લાલ રંગની ચામડી એમાં તલ મસા પેદા થાય છે (૩) શ્વેત એટલે ધોળી ચામડી તેમાં ચર્મ દળ પેદા થાય છે (૪) તાંબાના રંગ જેવી ચામડી એમાં કોઢ રોગ પેદા થાય છે (૫) છેદની ચામડી એમાં અઢાર પ્રકારના રોગ પેદા થાય છે (૬) રોહણી નામે ચામડી એમાં ગુમડાં કંઠમાળ વગેરે રોગ પેદા થાય છે (૭) સ્થુળ ત્વચા, એમાં વિદ્રધિ પેદા થાય છે ત્રણ દોષનું સ્વરૂપ—(૧) વાત (વાયુ) (૨) પિત્ત (૩) કફ એ ત્રણને કેટલાક ત્રણ રોગ કહે છે અને કોઈ ત્રણ મેલ કહે છે તેનું વિવેચન. (૧) વાયુ શરીરમાં સર્વ ઠેકાણે વસ્તુઓના વિભાગ કરવાનું કામ વાયુ કરે છે એ વાયુ સૂક્ષ્મ શીતળ હલકો અને ચપળ છે જે વસ્તુ ખાવામાં આવે છે તેને એ વાયુ તરફથી નળીઓ મારફતે યોગ્ય ઠેકાણે પહોંચાડે છે એ વાયુના ૫ સ્થાન છે (૧) મળનું સ્થાન, (૨) કોઠા એટલે પેટ, (૩) અગ્નિસ્થાન (૪) હૃદય (૫) કંઠ એ પાંચ સ્થળે વાયુ રહે છે (૧) ગુદા (મળદ્વાર)માં રહેનાર વાયુને અપાન વાયુ કહે છે (૨) નાભિમાં રહે છે તે વાયુને સમાન વાયુ કહે છે (૩) હૃદયમાં રહે છે તે વાયુને પ્રાણ વાયુ કહે છે (૪) કંઠમાં રહે છે તે વાયુને ઉદાન વાયુ કહે છે (૫) શરીરમાં સર્વ સ્થળે રહી રહેલ છે તે વાયુને વ્યાન વાયુ કહે છે વાયુ પ્રકૃતિવાળાના લક્ષણો—આંખના વાળ કુમ રૂક્ષતાને લીધે શરીર દુઃખવું મન ચપળ અને બોલવામાં વાચાળ હોય છે વાયુ પ્રકૃતિવાળાને આકાશમાં ઉડવાનાં સ્વપ્ન આવે છે એ પ્રકૃતિવાળાને રજોગુણી કહે છે (૨) પિત્ત એ ગરમ પાતળું પીળું, કડવું, તીખું અને રુક્ષ હોવાથી ખાટું થઈ જાય છે એ પિત્ત શરીરમાં પાંચ સ્થળે રહીને પાંચ પ્રકારના ગુણો પેદા કરે છે (૧) આશયમાં તલ જેવો અગ્નિ થઈને રહે છે એ અગ્નિ પાંચ પ્રકારની અસર પેદા કરે છે (1) મંદાગ્નિથી કફ થાય છે (2) તીક્ષ્ણ અગ્નિથી પિત્ત થાય છે (3) વિષમ અગ્નિથી વાત થાય છે (4) સમ અગ્નિ સારો (5) વિષમ અગ્નિ નઠારો (૨) ત્વચામાં (ચામડીમાં) પિત્ત રહીને સુંદરતા ઉપજાવે છે (૩) નેત્રમાં પિત્ત રહીને વસ્તુઓ દેખાડે છે (૪) પ્રકૃતિમાં પિત્ત રહીને ખાધેલી વસ્તુઓને પચાવી તેમાંથી રસને લોહી બનાવે છે (૫) હૃદયમાં પિત્ત રહીને બુદ્ધિ ઉત્પન્ન કરે છે એ બુદ્ધિના પાંચ નામો છે (૧) પાચક (૨) ભ્રાજક (૩) રંજક (૪) આલોચક (૫) સાધક પિત્તપ્રકૃતિવાળાના લક્ષણ-જુવાનીમાં ધોળા વાળ થાય બુદ્ધિમાન હોય, પરસેવો ઘણો આવે ક્રોધ હોય, અને સ્વપ્નમાં તેજ આવે. પિત્ત પ્રકૃતિવાળાને તમોગુણી કહે છે (૩) કફ એ ચીકણો ભારે ટાઢો અને મીઠો હોય છે દગ્ધ થાય તો ખારો થઈ જાય છે. એને રહેવાનાં પાંચ સ્થાન છે (૧) આશયમાં (૨) મસ્તકમાં (૩) કંઠમાં (૪) હૃદયમાં, (૫) સંધિમાં. એ પાંચ ઠેકાણે કફ રહીને સ્થિરતા તથા કોમળતા પેદા કરે છે એના પાંચ નામ છે. (૧) ક્લેદન. (૨) સ્નેહન (૩) બોધન, (૪) અવલંબન (૫) શ્લેષ્મ. કફ પ્રકૃતિવાળા ગંભીર અને મંદ બુદ્ધિ હોય છે. તેનું શરીર ચીકણું અને દેહ બળવાન હોય છે સ્વપ્નમાં પાણી દેખે છે કફ પ્રકૃતિવાળાને સત્વગુણી કહે છે શરીરમાં માંસ, હાડકાં અને મેદ એને બાંધનારી [illegible] નસો છે તેને સ્નાયુ

કહે છે આ શરીર હાડકાંને આધારે ઉભુ રહે છે એ હાડકાંને સ્નાયુનો આધાર છે શરીરમાં સૌથી મોટી ૧૬ નસો છે એ સોળ નસોને કરંડ કહે છે એ કરડ શરીરને સંકોચવાનુ તથા પ્રચારવાનુ બળ આપે છે. માંસરંધ્રાનું સ્વરૂપ કાનનાં, નાકનાં અને આંખનાં બબ્બે છિદ્ર મળી ૭ છિદ્ર, (૭) જનનેંદ્રિય છિદ્ર, (૮) ગુદા દ્વાર, (૯) મુખદ્વાર એ પ્રમાણે ૯ છિદ્ર કે દ્વાર પુરૂષને હોય છે એ ઉપરાંત સ્ત્રીને (૧૦) ગર્ભાશયનુ છિદ્ર (૧૧-૧૨) બે પરસ્થાન એટલે સ્તનનાં છિદ્ર; એ પ્રમાણે બાર છિદ્ર હોય છે બીજા ઝીણાં ઝીણાં છિદ્રો તો અનેક છે

શરીરમાં કાળજાનું વજન ૨૫ પલ, આંખનુ ૨ પલ, શુક્રનુ ૩૦ ટાંક, લોહીનુ એક અઢક, ચરબીનું અધો અઢક, માથાના ભેજાનું (મગજનું) એક પાથા, મૂત્રનું એક અઢક. વિષ્ટાનું એક પાથા, પિત્તનું એક કલબ, અને શ્લેષ્મનું (કફનું) એક કમલ છે. એ પ્રમાણે શરીરનું વજન છે. એ વજનથી વધુ થઇ જાય તો રોગ પેદા થાય અને ઘટે તો મોત નીપજે, શરીરમાં ૧૬૦ નાડીઓ નાભિની ઉપર રસ ધરનારી છે, એકસો સાઠ નાભિની નીચે છે, એકસો સાઠ ત્રીછી (ત્રાસી બાજુમાં) એટલે હાથ વગેરેમાં લપેટાણી છે ૧૬૦ નાડીઓ નાભિની નીચે ગુદાને વીટાઇ રહી છે, ૨૫ નાડી શ્લેષ્મને એટલે કફના સ્થાનને, પચીશ નાડી પિત્તનાં સ્થાનને, અને દશ નાડી શુક્રને ધરનારી છે એ પ્રમાણે સર્વ મળી ૭૦૦ નાડીઓ છે.

શરીરમાં બે હાથ, બે પગ, એમ ચાર શાખા છે દરેક શાખામા ૩૦-૩૦ હાડકાં હોવાથી ૧૨૦ હાડકાં છે, વળી ૫ જમણી કમરમાં, ૫ ડાબી કમરમાં, ચાર યોનિમાં, ચાર ગુદામા, એક ત્રિકનમાં, બોતેર બે પસવાડામા, ત્રીશ વાંસામાં, આઠ હૃદયમા, બે આંખમાં, નવ ડોકમાં, ચાર ગળામા, બે હડપચીમા, ૩૨ દાત મોમાં, એક નાકમાં, એક તાળવામાં એ પ્રમાણે સર્વ મળી ૩૦૦ હાડકાં છે. શરીરમાં સાડાત્રણ ક્રોડ રોમ એટલે રૂવાડા છે જેમાથી બે કરોડ એકાવન લાખ રૂવાડાં ગળાની નીચે, અને નવાણુ લાખ ગળાની ઉપર છે એ પ્રમાણે અનેક રીતે શરીર અશુચિથી, અપવિત્રતાથી, આધિ, વ્યાધિ અને ઉપાધીથી પૂર્ણ ભરેલું છે જ્યાંલગી પુણ્યની પ્રબળતા છે, ત્યાં લગી એ બધી અપવિત્રતા-અશુચિ ગુપ્ત રહી છે અને ઉપર ગોરી, કાળી, રાતી ચામડી ઢંકાઇ રહી છે પણ જ્યારે પાપનો ઉદય થાય છે એટલે, પાપનાં ફળ પ્રગટે છે ત્યારે શરીરને બગડતા જરા પણ વાર લાગતી નથી આ અશુચિભાવના શ્રી સનતકુમાર ચક્રવર્તીએ ભાવી હતી અયોધ્યા નગરીમાં મહારૂપવત શ્રી સનતકુમાર નામે ચક્રવર્તી રાજા હતો, તેના રૂપની પ્રશંસા પહેલા દેવલોકના ઇદ્રે દેવસભામાં કરી, તે એક દેવતાએ માની નહિ પરીક્ષા કરવા તે દેવ તરત વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ચક્રવર્તીની પાસે આવ્યો શ્રી સનતકુમાર ચક્રવર્તીનું રૂપ જોઈ દેવ ઘણુ અચરજ પામ્યો એ વખતે ચક્રવર્તી સ્નાન કરતો હતો તેણે દેવને પૂછ્યું, અરે વિપ્ર! ક્યાથી ચાલ્યા આવો છો? દેવે જવાબ દીધો, કે છેક નાનપણમાં આપના રૂપની પ્રશંસા સાંભળી મે તત્તજ ચાલવુ શરૂ કર્યું ચાલતા ચાલતા મારી આટલી વૃદ્ધ ઉંમર થઇ ગઇ ત્યારે આજ મને આપના દર્શન થયા અને મારો મનોરથ પૂર્ણ થયો આ વાત સાંભળીને ચક્રવર્તીને અભિમાન થયુ અને ગર્વ આણી બોલ્યો, હમણાં તું મારૂં રૂપ જુએ છે તેના કરતા જ્યારે હું સોળ શણગાર સજી રાજસભામાં તમામ પરિવાર સાથે બેસું ત્યારે જો જોઇશ તો અતિશય આશ્ચર્ય પામીશ આવી ગર્વિષ્ટ વાણી કહેતાં જ ચક્રવર્તીનુ શરીર એકદમ બગડી ગયુ અને તેમાં કીડા પડી ગયા શરીરની એવી દશા જોઇ

માસખમણુ તપ આદર્યા. ફરતાં ફરતાં બનારસી નગરીની બહાર યક્ષના દેવળમા ધ્યાન ધરી ઉભા રહ્યા. રાજાની પુત્રી એ દેવળમાં કુરૂપ સાધુને જોઈ તેના ઉપર થુંકી, થુકવાની સાથેજ તે રાજપુત્રીનુ મોં વાંકું થઇ ગયુ રાજાને ખબર પડી. તપસ્વી ઋષિના શ્રાપથી ડરી. રાજાએ પોતાની તે કન્યા, તે ધ્યાનસ્થ મુનિને અર્પણું કરી હરિકેશી મુનિ ધ્યાન પાળી રાજાને કહેવા લાગ્યા કે હે રાજન્! અમે બ્રહ્મચારી સાધુઓ સ્ત્રીને મનથી પણ ન ઇચ્છીએ રાજા ઘણોજ ગભરાયો, વિચાર કરવા લાગ્યો કે હવે આ કન્યાનું શુ કરૂં ? રાજાના પુરોહિતને બોલાવી પૂછ્યુ. પુરોહિતે કહ્યુ કે તારી રાજકન્યા ઋષિપત્ની છે તેથી કોઇ બ્રાહ્મણને દઇ દે, ભોળા રાજાએ તે કન્યા તે પુરોહિત બ્રાહ્મણનેજ અર્પણ કરી પાણિગ્રહણને વખતે એક યજ્ઞનો આરંભ કર્યો. જોગાનજોગ, એજ યજ્ઞમાં હરિકેશી મુનિ ભિક્ષા લેવા પધાર્યા ઘણાં બાળકો આ બેડોળ સાધુને જોઇ યજ્ઞની બહાર લાકડી, પથરા વગેરે મારવા લાગ્યા. ત્યારે તે રાજકન્યા બોલી કે અરે મૂર્ખ બાળકો! તમારૂં મોત આવ્યુ છે કે શું? એટલુ કહેતાંજ તે તમામ બાળકો અચેત થઇ પૃથ્વી પર પડી ગયા બધા બ્રાહ્મણો ગભરાઇને દોડયા હરિકેશી મુનિ પાસે બાળકોના અપરાધની માફી માગવા લાગ્યા. મુનિએ કહ્યું કે ભાઇ, અમે સાધુઓ ગમે તે દુખો પડે છતાં મનથી પણ કોઈનું બુરૂ ઇચ્છીએ નહિ બાળકોને બેભાન કરવાનું કામ તિંદુક નામના યક્ષથી થયુ હોય તો જ્ઞાની જાણે, બધા બ્રાહ્મણોએ, મુનિને પૂર્ણ ભાવથી પારણું કરાવ્યું પછી મુનિએ બ્રાહ્મણોને ઉપદેશ આપ્યો કે, હે વિપ્રો! આ આત્મા અનાદિ કાળથી હિંસામય ધર્મમાં વીટાઇ રહ્યો છે આ મનુષ્ય જન્મ પણ તેઓએ તેવી રીતે ગુમાવ્યો હવે અધર્મરૂપી-હિંસારૂપી યજ્ઞનો ત્યાગ કરો જીવરૂપ કુંડમાં, અશુભ કર્મ રૂપ ઇંધન (લાકડાં) તપ રૂપી અગ્નિએ કરી બાળો અને પવિત્ર થાઓ. તમારો આ યજ્ઞ તો આસ્રવ યજ્ઞ છે માટે તે આસ્રવ યજ્ઞનો ત્યાગ કરી, સંવર રૂપી પવિત્ર ને દયામય યજ્ઞ આદરો એજ યજ્ઞ આત્માને તારનાર ને શરણરૂપ છે બ્રાહ્મણોને આ ઉપદેશ રૂચ્યો અને હિંસાધર્મનો ત્યાગ કરી ધર્મી બન્યા પછી મુનિ ત્યાંથી વિહાર કરી અનુક્રમે ઉત્તર કરણી કરી, કર્મને બાળી પ્રજાળી મોક્ષમાં પધાર્યા (ઉત્ત૦ અ૦ ૧૨.)

૯ "નિર્જરા ભાવના"— એવો વિચાર કરે કે, હે જીવ! તે સવરકરણી કરી નવાં આવતાં પાપને રોકર્યાં, પરંતુ તે પહેલાં કરેલાં છે તે પાપોનો ક્ષય કરનારી તો એક નિર્જરા જ છે એ નિર્જરારૂપ તપશ્ચર્યા ૧૨ પ્રકારની છે તેમાં ૭ બાહ્ય નિર્જરા અને ૭ અભ્યંતર નિર્જરા એ ૧૨ પ્રકારની તપશ્ચર્યા આ લોકનાં તથા પરલોકનાં કોઇપણ સુખ કે કીર્તિની ઇચ્છા રહિત થઇને ફક્ત મોક્ષાર્થે બનીને કરો, તો તમારૂં જરૂર પરમકલ્યાણ થશે એ નિર્જરાભાવના અર્જુનમાળીએ ભાવી હતી શ્રી રાજગ્રહી નગરીની બહારના એક બગીચાના અર્જુનમાળીની બંધુમતી નામે સ્ત્રી મહાસ્વરૂપવાન હતી બંધુમતીનું રૂપ જોઇ ૭ લપટ પુરુષો તેના પર મોહિત થયા તેમણે તે બગીચાના મોગરપાણિ નામના યક્ષને જે વખતે અર્જુનમાળી નમસ્કાર કરતો હતો તે વખતે તેને મજબૂત બાંધી તેની બધુમતી સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો; આ મહાઅન્યાય જોઇ યક્ષદેવતાએ અર્જુનમાળીના શરીરમાં પ્રવેશ કરીને તે ૭ લંપટ પુરુષો તથા સાતમી બધુમતી એ સાતેને મારી નાંખ્યાં અને ત્યાંથી તે યક્ષ દેવતા, અર્જુનમાળીના શરીરમાં રહી રોજ નિર્દોષ ગમે તે ૭ પુરૂષ તથા

સાતમી સ્ત્રી એ પ્રમાણે ખુન કરવા મંડ્યો. એ પ્રમાણે પાંચ માસ ને ૧૩ દિવસ સુધી કર્યું અને તેથી ૧૧૪૧ મનુષ્યોનો પ્રાણ નીકળી ગયો. ગામના બધા લોક ગભરાયા ને તરફના તમામ રસ્તા ઉજડ થયા. એવામાં પુણ્યોદયે શ્રી મહાવીરસ્વામી પોતાના ૧૪૦૦૦ સાધુના પરિવાર સાથે પધાર્યા અને તે જ બગીચામાં ઉતર્યા. પ્રભુના દર્શનને વાસ્તે [illegible] સુદર્શન શેઠ નીડર બની નીકળ્યા. શેઠ ગામ બહાર નીકળ્યા તેવામાં અર્જુનમાળી પોતાના હાથમાં રહેલું મુદ્‌ગર ઉછાળતો ઉછાળતો આવ્યો. પણ સુદર્શન શેઠનું ધર્મતેજ જોઈને અર્જુનમાળીના શરીરમાંથી યક્ષ નીકળી ભાગી ગયો જેથી અર્જુનમાળી મુર્છા ખાઈ જમીન પર પડી ગયો. શ્રી સુદર્શન શેઠ અર્જુનમાળીને ઉઠાડી શ્રી મહાવીરપ્રભુ પાસે લાવ્યા. પ્રભુનો ઉપદેશ સાંભળી અર્જુનમાળીએ દીક્ષા લીધી. છઠ્ઠછઠ્ઠના ઉપવાસ શરૂ કર્યા. પારણાને દિવસે રાજગૃહી નગરીમાં ભિક્ષા લેવા જાય ત્યારે જેના જેના કુટુંબના માણસોને માર્યા હતાં તે સૌ અર્જુનમાળીને જોઈ ઘરમાં પુરી ખુબ મારકુટ કરે છતાં અર્જુન મુનિ સમભાવ આણી સહન કરે અને મારનારાને કહે કે મેં તમારા કુટુંબીઓને પ્રાણ રહિત કર્યા છે છતાં તમે મને ફક્ત માર કૂટજ કરો છો પણ જીવતો છોડો છો એ મારા ઉપર અતિશય મોટો ઉપકાર છે એવી મહા ક્ષમા ધારણ કરી ભારે તપશ્ચર્યા કરી ૭ માસમાં કર્મોના સમુહને તોડી મોક્ષ પધાર્યા (અંતગડ સૂત્ર)

૧૦ 'લોક સંસ્થાન ભાવના'—એવો વિચાર કરે કે, આ લોકનું (જગતનું) શું સંસ્થાન એટલે આકાર છે? આ લોકનું સંસ્થાન દીવો કરવાના ગણું કોડીઆના જેવું છે (લોકના સંસ્થાનનું વિસ્તારવાર વર્ણન બીજા પ્રકરણમાં આવી ગયું છે) એ લોકભાવના શિવરાજ ઋષીએ ભાવી હતી. બનારસી નગરીની બહાર ઘણા તાપસો હતા તેમાં જબરી તપશ્ચર્યા કરનાર એક શિવરાજ નામે તાપસને "વિભંગ જ્ઞાન" ઉત્પન્ન થયું. એ વિભંગ જ્ઞાનના બળે તે સાત દ્વીપ અને સાત સમુદ્ર જેટલી પૃથ્વી જોઈ લોકોને કહેવા લાગ્યો કે મને મહાજ્ઞાન ઉત્પન્ન થયું છે એ મહાજ્ઞાનના જોરથી હું સાત દ્વીપ તથા સાત સમુદ્ર સંપૂર્ણ પૃથ્વી દેખું છું. બસ, આટલીજ પૃથ્વી છે અને તે પછી આગળ નાદમ અંધકાર છે. પછી તે ગામમાં ભિક્ષા લેવા આવ્યો, ત્યારે ગામના બધા માણસો કહેવા લાગ્યા કે શ્રી મહાવીર સ્વામી તો અસંખ્યાતા દ્વીપ અને અસંખ્યાતા સમુદ્રો છે એમ ફરમાવે છે અને શિવરાજ ઋષિ સાત દ્વીપ અને સાત સમુદ્ર કહે છે એ શી રીતે મેળ ખાય? એ વાત સાંભળીને શિવરાજ ઋષિએ વિચાર્યું કે હું શ્રી મહાવીર સ્વામી પાસે જઈને ખાત્રી કરૂં કે મારી નજરોનજરની (પ્રત્યક્ષ) વાત શી રીતે ખોટી હોય? હું જોઉં છું તે ઉપરાંત પૃથ્વી હોય તો મને બતાવે. એમ વિચાર કરતો શ્રી મહાવીર ભગવાન પાસે તે આવ્યો. શ્રી મહાવીર પ્રભુના દર્શન થતાં ઋષિને વિભંગજ્ઞાનનું અવધિજ્ઞાન થયું જેથી તે સાત દ્વીપ, સાત સમુદ્રથી વધારે જોવા લાગ્યો. ઉત્તરોત્તર તેણે અસંખ્યાત દ્વીપ ને અસંખ્ય સમુદ્ર જોયા. તરત પ્રભુજીને નમસ્કાર કરી તેમનો શિષ્ય થયો. છેવટે કર્મનો ક્ષય કરી શ્રી શિવરાજ ઋષીશ્વર મોક્ષે પધાર્યા * (ભગવતી સૂત્ર.)

(૧૧) બોધિબીજ ભાવના —એવો વિચાર કરે કે હે જીવ! તારો નિસ્તાર (મોક્ષ) કઈ કરણીથી થશે! જીવને મોક્ષના સુખ પ્રાપ્ત કરવામાં મુખ્ય સાધન સમ્યક્ત્વ છે

* વૈષ્ણવ લોકો આ કારણને લીધે સાત દ્વીપ ને સાત સમુદ્ર માનતા હોય તો કોણ જાણે.

સમ્યક્ત્વ વિના જીવ, ઊંચામાં ઊંચી કરણી કરી ઠેઠ નવ ગ્રૈવેયક લગી અવતાર ધારણ કરી આવ્યો, પણ તેથી કાંઇ ખરૂં કલ્યાણ ન થયું હવે સમ્યક્ત્વ ફરસવાનો મહાન્ અવસર આવ્યો છે માટે કષાયાદિ પ્રકૃતિઓને શમાવી સમ્યક્ત્વરૂપી રત્ન મેળવ સમ્યક્ત્વ છે તે દોરો પરોવેલી સોયના જેવું છે. દોરો પરોવેલી સોય કચરામાં ખોવાઇ જતી નથી તે પ્રમાણે સમકિતી જીવ સંસાર સાગરમાં બહુ પરિભ્રમણ કરતો નથી વધુમાં વધુ અર્ધ પુદ્‌ગલ પરાવર્તનની અંદર સમકિતી જીવ અવશ્ય મોક્ષ મેળવે છે એ બોધિબીજ ( સમ્યક્ત્વની ) ભાવના શ્રી ઋષભદેવ મહારાજના ૯૮ પુત્રોએ ભાવી હતી શ્રી ઋષભદેવ મહારાજના મોટા પુત્ર શ્રી ભરતેશ્વર છ ખંડ સાધી પાછા આવ્યા છતા ચક્ર રત્ન, આયુધશાળામા પ્રવેશ ન કરે. એથી રાજના પુરોહિતને પૂછતાં તેણે કહ્યું કે છ ખંડ સાધી આપની આણુ ચોમેર વરતાણી પણ આપના ૯૯ ભાઇઓ છે તેમણે આપની આના સ્વીકારી નથી શ્રી ભરતેશ્વરે તરત દૂત મોકલી ભાઇઓને કહેવરાવ્યુ કે તમે સૌ સુખે રાજ કરો પણ મારી આજ્ઞા સ્વીકાર કરો ૯૯માથી ૯૮ ભાઇઓ બોલ્યા કે પિતાજી અમને રાજ આપી ગયા છે તેથી અમે તેમને પાસે જઇને પૂછીશુ તેઓ જેમ ફરમાવશે તેમ કરીશુ એ પ્રમાણે કરી ૯૮ ભાઇઓ શ્રી ઋષભદેવ ભગવાન પાસે આવી કહેવા લાગ્યા કે ભરત બહુ ઋદ્ધિના ગર્વમાં આવી અમને સતાવે છે, તેથી હવે અમે શુ કરીએ ? શ્રી ઋષભદેવ સ્વામીએ ફરમાવ્યું કે હે રાજપુત્રો । **संबुज्झ किं न बुज्झह, संबोहि खलु पेच्च दुल्लहा ॥** પ્રતિબોધ પામો, તમને આવુ રાજ્ય તો અગાઉ અનતીવાર મળ્યું, પણ બોધિબીજ જે સમ્યક્ત્વ તેની પ્રાપ્તિ થવી અતિશય દુર્લભ છે માટે મારી તો એ આજ્ઞા છે કે સમ્યક્ત્વ ચારિત્રનો સ્વીકાર કરી મોક્ષનગરીનુ મહાન્ અને અક્ષય રાજ મેળવો એ રાજ ઉપર શ્રી ભરત ચક્રવર્ત્તીનું પણ જોર ચાલે નહિ શ્રી ઋષભદેવ ભગવાનની ઉત્તમ બોધદાયક હિતકર વાણી સાંભળી એક સાથે ૯૮ ભાઇઓ પ્રતિબોધ પામ્યા દીક્ષા લઈ ઉત્તમ કરણી કરી કર્મનો સંપૂર્ણ ક્ષય કરી મોક્ષ પધાર્યા ( સૂયગડાંગ અ ૨ ની કથામાં )

(૧૨) " ધર્મ ભાવના "—એવો વિચાર કરે કે હે જીવ ! મનુષ્યનો અવતાર તો કેવળ નિર્વાણ ( મોક્ષ ) મેળવવા માટે જ છે મનુષ્ય ભવ સિવાય મોક્ષ ગતિ પ્રાપ્ત પણ થતી નથી એ મોક્ષ દશ ધર્મકરણી કરવાથી જ મળે છે. નર ભવ માત્ર ધર્મકાર્ય કરવા માટે જ મળ્યો છે કહ્યુ છે કે **धर्मो " विशेषो खलु मानवानाम् । धर्मेण हीनाः पशुभिः समानः "** પશુઓ કરતા મનુષ્ય જન્મમાં ફક્ત ધર્મજ વિશેષ છે ધર્મકરણી વિનાના મનુષ્યે ધર્મકરણી અવશ્ય કરવી શ્રી જિનેશ્વર ભગવાને ધર્મનું મૂળ દયા છે એમ ફરમાવેલું છે. કહ્યુ છે કે " દયા ધર્મકા મૂલ હૈ " ધર્મનું લક્ષણજ " અનુકંપા " છે. એ ધર્મ ભાવના શ્રી ધર્મરૂચિ અણગારે ભાવી હતી. શ્રી ચંપા નગરીમાં શ્રી ધર્મરૂચિ અણગાર પોતાને માસખમણનુ પારણુ કરવાનુ હોવાથી નાગેશ્રી બ્રહ્મણને ઘેર વહોરવા પધાર્યા તે જ રોજ નાગેશ્રીએ કડવા તુંબડાનું શાક ભૂલથી બનાવ્યુ હતું તે શ્રી ધર્મરૂચિ મહારાજને વહોરાવી દીધુ, મુનિએ તે લઇ, પોતાના ગુરુજીને બતાવ્યું ગુરુજીએ હુકમ કર્યો કે ભારે તપશ્ચર્યા કરવાથી તમારો કોઠો નિર્મળ થઇ ગયો છે તેથી આ વિષમય શાક ખાશો તો તમારૂં અકાળ મૃત્યુ થશે માટે કોઇ નિરવદ્ય ( જ્યાં પાપ ન લાગે તેવી ) જગા

હોય ત્યાં પરઠી આવજે. શ્રી ધર્મરુચિ મુનિ શાક લઈ ઈંડવાયની ભૂમિ હતી ત્યાં જઈ શાકમાંથી પ્રથમ એક ટીપું નાખ્યું તરતજ તે ટીપા પર અનેક કીડીઓ ચડી ગઈ અને મરી ગઈ. મુનિએ વિચાર કર્યો કે ગુરુજીએ ફરમાવ્યું છે કે નિરવદ્ય (પાપ રહિત જગ્યા જ્યાં કોઈ જીવ ન મરે તેવી) જગ્યાએ પરઠી આવજે. એક ટીપું નાંખતાં આટલી કીડીઓ મરી ગઈ તો મારે અનર્થ થયો તો તમામ શાક પરઠવાથી ભારે જુલમ થશે. વિચાર કરતાં એવું સૂઝ્યું કે આસ નિરવદ્ય જગ્યા તો મારું પોતાનું પેટ છે અને દેહ તો નાશવંત છે. એવા દેહમાં શાક નાંખવાથી ઘણા જીવોની રક્ષા થાય એવો ઉપકાર નાશવંત શરીરથી બને એ તો મારે લાભનું કારણ છે, એમ ચિંતવતાં વિષમય તમામ શાક પોતે ખાઈ ગયા. થોડી વાર ન થઈ ત્યાં શરીરમાં અગ્નિ (દાહ) પ્રગટયો છતાં સમભાવે આયુષ્ય પૂર્ણ કર્યું અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉપજ્યા ભવાંતરે કર્મોનો સર્વથા ક્ષય કરી મોક્ષ પધારશે. (જ્ઞાતા અ. ૧૬)

આ બારે ભાવનામાંથી જેવું જેવું એક એક ભાવના માત્ર ભાવી તેમનાં આત્માનું પરમ કલ્યાણ થયું તો જે જીવ બારે ભાવના ભાવશે તે તો જરૂર મોક્ષ પામશે એવું જાણી શ્રી ઉપાધ્યાય ભગવાન બારે ભાવના સદા ભાવે છે.

## ૪ અભિગ્રહ

અભિગ્રહના ચાર પ્રકાર છે ૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી, ૩ કાળથી ૪ ભાવથી. એ ચાર જાતના અભિગ્રહ ઉપર શ્રી મહાવીર સ્વામીનું દૃષ્ટાંત—છદ્મસ્થ દશામાં વિહાર કરતા શ્રી વીર પ્રભુએ એકવાર ૧૩ બોલનો એવો અભિગ્રહ ધારણ કર્યો કે— ૧) દ્રવ્યથી-અડદના બાકળા[1]—સુપડાના ખૂણા[2]માં હોય, (૨) ક્ષેત્રથી-દાન દેનારી અર્ધી ઘરના ઉંબરા[3]માં બેઠી હોય ઉંબરાની બહાર[4] એક પગ હોય અને એક પગ અંદર હોય, (૩) કાળથી ભિક્ષા[5]નો વખત વીતી ગયો હોય (૪) ભાવથી—દાન દેનારી રાજાની[6] કન્યા હોય, તેના પગ[7]માં બેડી હાથ[8]માં હાથકડી માથે[9] મુંડો, કચ્છોટો[10] વાળેલો આંખમાં[11] આંસુ અને અઠ્ઠમની તપસ્યા[12] વાળી હોય અને તે મને આહાર[13] આપે તો મારે લેવો.

એવું બન્યું કે ચંપાનગરીના દધિવાહન રાજાનું રાજ બીજા રાજાએ લઈ લીધું તેથી દધિવાહન રાજાની ધારણી રાણી પોતાના શિયળની રક્ષા કરવા સારુ પ્રાણ ત્યાગ કરી એક પુત્રી ચંદનબાળાને છોડી મરણ પામી એક શેઠ ચંદનબાળાને લઈ કૌશાંબી નગરીમાં આવ્યો. શેઠને ત્યાં વેચી શેઠની ગેરહાજરીમાં શેઠની સ્ત્રી મૂળાએ ચંદનબાળાનું માથું મુંડાવ્યું કચ્છ પહેરાવ્યો હાથપગમાં બેડી નાંખી અને ભોંયરામાં (ઘરના નીચેના ભાગમાં) રાખી પોતે પોતાના પિતાને પિયેર જતી રહી ત્રણ દિવસ બાદ શેઠ આવ્યા. તેમણે ભોંયરામાંથી ચંદનબાળાને બહાર કાઢી એ વખતે બીજું કંઈ ન હોવાથી અડદના બાકળા સુપડામાં નાંખી તેને ખાવા આપ્યા એવામાં શ્રી મહાવીરસ્વામી ત્યાં પધાર્યા પ્રભુને જોઈ ચંદનબાળા ઘણો હર્ષ પામી આંખમાં હરખને લીધે આંસુ આવ્યા એ સ્થિતિમાં સતી ચંદનબાળાએ પાંચ માસ ને પચીસ દિવસના ઉપવાસને પારણે શ્રી પ્રભુને અડદના બાકળા વહોરાવ્યા ઉત્તમ પાત્રને ઉત્તમ ભાવથી દાન દેતાં સતીએ અનંત સંસાર પરીત કર્યો આકાશમાંથી બાર ક્રોડ સોના મહોરોનો વરસાદ વરસ્યો સતીના બેડી તૂટી ગઈ અને માથાપર વાળ

આવી ગયા છેવટે પ્રભુને તો કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ અને મોક્ષ પધાર્યા. સતી ચંદનબાળાએ પણ સંયમ લીધો અને મોક્ષ પહોંચ્યાં.

એવો ચાર પ્રકારનો અભિગ્રહ શ્રી ઉપાધ્યાય ધારણ કરે છે

કરણસિત્તરીના બોલમાં ૪ પિંડ વિશુદ્ધિ, ૫ સમિતિ, ૧૨ ભાવના, ૧૨ પડિમા, ૫ ઇંદ્રિય નિગ્રહ, ૨૫ પડિલેહણા, ૩ ગુપ્તિ ૪ અભિગ્રહ એ પ્રમાણે સર્વ મળી ૭૦ થયા

## ચરણ સિત્તરી

**ગાથા—वय समणधम्म, सजम वेयावच्च च वंभगुत्तीओ ॥**
**नाणाइ तिय तव, कोहो निग्गहाइ चरणमेयं ॥**

**અર્થ:—** મહાવ્રત પાંચ, શ્રમણધર્મ દશ પ્રકારનો, સતર પ્રકારે સંજમ, દશ પ્રકારે વૈયાવચ્ચ, નવ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ, ત્રણ પ્રકારે જ્ઞાનાદિ રત્ન બાર પ્રકારે તપ, અને ચાર પ્રકારે ક્રોધાદિ કષાયનો નિગ્રહ એ પ્રમાણે ચારિત્ર ગુણના કુલ ૭૦ બોલ છે.

'ચરણ' ના ૭૦ બોલના વિસ્તાર હવે દર્શાવે છે.

**'वय'**—એટલે વ્રત તે પાંચ મહાવ્રત જાણવા તેનો અધિકાર ત્રીજા પ્રકરણની શરૂઆતમાં આવી ગયો છે.

**'सम्मण धम्म'**—શ્રમણ એટને સાધુજી તેનો ધર્મ ૧૦ પ્રકારનો છે.

**ગાથા—खंति मुत्ति य अज्जव । मद्दव लाघव सच्चं ॥**
**सजम तव चेइय । वभचेरवासीय ॥ ***

**અર્થ**—૧ ક્ષમા, ૨. મુક્તિ (નિર્લોભતા), ૩. આર્જવ (સરળતા), ૪. માર્દવ (મૃદુતા-નમ્રતા), ૫ લાઘવ (લઘુતા), ૬ સત્ય, ૭ સયમ, ૮ તપ, ૯ જ્ઞાન, ૧૦ બ્રહ્મચર્ય એ દશ પ્રકારનો સાધુજીનો ધર્મ છે તેનુ વિવેચન ટુંકામા કહે છે

**૧ ખંતિ (ક્ષમા)**—ક્રોધરૂપી મહાન્ શત્રુને મારવો એનુ નામ ક્ષમા છે કોઇ ખરાબ વચન કહે તે વખતે જ્ઞાની જન એના વિચાર કરે કે મે એનો અપરાધ કર્યો છે કે નહિ ? જો એનો અપરાધ કર્યો હોય તો એમ માને કે મે એનો અપરાધ કર્યો છે તેનો તે ખરાબ બદલો લે છે એતો ઘણુ સારૂં થયું. અહીંને અહીં બદલો ચુકાવી લીધો નહિ, તો હવે પછીના જન્મમાં વ્યાજ સહિત બદલો દેવો પડત એવો વિચાર કરી બદલો લેનારને ક્ષમાના બળથી શાંત કરે હવે જો અહી અપરાધ ન કર્યો હોય ને સામો ધણી ગાળ આપે તો એમ માને કે આપણે તેના અપરાધી નથી, માટે આપણને ગાળ લાગેજ નહિ ગાળો આપી

---

*धृति क्षमा दमोऽस्तेय, चौचमिन्द्रियनिग्रहः ।
धी विंद्या सत्यमक्रोधो, दशक धर्मलक्षणम् ॥ મનુસ્મૃતિ અ૦ ૬ શ્લોક ૨૩.

**અર્થ**—ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધૈર્ય, વિદ્યા, સત્ય, અક્રોધ અને નમ્રતા એ ધર્મના ૧૦ લક્ષણ મનુએ પણ કહ્યા છે.

આપીને તે પોતાની મેળેજ બાળીને ગાળો આપનો બોધ થશે.× વળી ગાળ ખાનાર આપણે એમ વિચાર કરવો કે સામો ધણી મને ચોર દુરાચારી વ્યભિચારી, ઠગ, કપટી, ગમાર, વગેરે શબ્દો કહે છે તો તે ગાળો મારા પૂર્વ ભવનું સ્મરણ કરાવે છે હું અનાદિ અનંત વખત એવા ભવ કરી આવ્યો છું છતાં હજી મારી અકાર્ય ઠેકાણે નથી આવી તે ઠેકાણે લાવવી જોઈએ. વળી કેટલીક ગાળો તો આશીર્વાદ રૂપ છે જેવી કે—(૧) તારૂં નખોદ જાય એ પ્રમાણે કહે તો સમજવું કે હું મોક્ષમાં જાઉં ત્યારેજ મારૂં નખોદ જાય. (૨) કર્મ હીન—કહે તો ચિંતવે કે હલકાં કર્મ અગર કર્મ રહિત તો શ્રીભગવાન જ હોય છે ! (૩) 'અકર્મી' કહે તો એમ માને કે 'અકર્મી' તો શ્રી સિદ્ધ ભગવાન છે" (૪) 'સાળા' કહે તો વિચારે કે "ઉત્તમ જનને સર્વ સ્ત્રીઓ બેન સમાન છે તેથી બેનના સ્વામીને હું સાળો જ થઉં" એ પ્રમાણે બધી બાબતો સવળી ગ્રહણ કરે.* વળી એવો વિચાર કરે કે જેવી જેની પાસે ચીજ હોય તેવી તે આપે છે કંદોઈને ત્યાં જઈએ તો મીઠાઈ મળે છે× અને મોચીને ત્યાં જઈએ તો જોડાજ મળે છે જો તને ગાળો કોઈ આપે અને ખરાબ લાગે તો તો તું તે ગાળો તારા પવિત્ર હૃદયમાં ગ્રહણ કરી શામાટે મલિન અંતઃકરણ કરે છે ! કોઈ પણ સારો માણસ પોતાના સોનાના થાળમાં વિષ્ટા ~~કદિ પણ ભરશે~~ નહી એવી ગાળો તું ગ્રહણ નહિ કરે તો તને ક્રોધ પણ પેદા નહિ થાય. વળી એવો પણ વિચાર કરવો કે ગાળ દેનાર તે ઘણોજ ઉપકારી છે કારણ કે તે પોતાનો પુણ્યનો ભંડાર ખુટાડી (આપણે સહન કરીએ તો) આપણાં કર્મની નિર્જરા કરે છે આવો વખત ફરી ફરી આવવો મુશ્કેલ છે એવું જાણી ગાળોને

---

×દોહરો—દીધી ગાળી એક પણ પલટી ગાળ અનેક
જો ગાળો દેતાં નહી રહેશે પહેલી એક.

કોઈએ આપણને ગાળ દીધી એ ગાળ આપણે સહન કરી લઈએ અને સામી ગાળ ન દઈએ તો તે માત્ર એકનો એકજ રહે છે પણ જો તેણે એક ગાળ દીધી અને આપણે બે દીધી જેથી તેણે ચાર દીધી એમ વિસ્તાર વધતો જાય છે અને ગાળોનો પાર રહેતો નથી. માટે ચૂપ રહેવું એ પણ જ સાર છે.

*દોહરો—સીધી ગણતાં મોક્ષ છે ઉલટી દુર્ગતિ દેત
ત્રણ અક્ષરને ઓળખો બે લઘુ છે ગુરૂ એક.

અર્થ—બે લઘુ ને એક ગુરૂ અક્ષર છે એવો શબ્દ 'સમતા' છે જો એ શબ્દને સીધો ગ્રહણ કરે તો સમતા ધારણ કરતાં મોક્ષ થતા મળે છે પણ સમતા શબ્દને ઉંધો કરી ગ્રહણ કરે તો 'તામસ' શબ્દ થાય છે તે તામસપણું ગ્રહણ કરવાથી દુર્ગતિમાં જવું પડે છે

×દોહરો—જે પાસે જે ચીજ છે તેવી તે આપેજ
રામ નામ પોપટ વદે, કા કા કાગ કહેજ

સમભાવથી સહન કરવી જો તું સહન ન કર અને તેના જેવોજ થઇશ તો । પછી જ્ઞાની ને અજ્ઞાનીમાં ફેર શું રહ્યો ? બને સરખાજ થયા માટે જ્ઞાની રહેવુ અને ગાળો સહન કરવી.

વળી સામો માણસ ક્રોધમાં આવીને કઠણ વચનો કહેવા માંડે તો તે દરેક વચનના અર્થ પર મનમાં વિચાર કરવો કે એ કહે છે તે સર્વ દુર્ગુણ મારા આત્મામાં છે કે નહિ ? જો તે બધા દુર્ગુણો મારા આત્મામાથી નીકળી જાય તો ઘણોજ ખુશી થાઉં. વૈદ્યરાજ તો નાડી જોઇને દરદીનો રોગ બતાવે છે પણ એણે તો નાડી જોયા વગર મારા દુર્ગુણરૂપી રોગ બતાવ્યો ‡ તેથી એ તો મહાન્ ઉપકારી છે હવે બતાવેલા દુર્ગુણ રૂપી રોગનો ઇલાજ કરીને તેની જડ કાઢું જેથી હું પવિત્ર બનુ વળી તે કઠણ વચન કહેનારના જેવા દુર્ગુણો તારા આત્મામાં ન હોય તો એમ વિચાર કરવો કે, શુ એના કહેવાથી હું પવિત્ર છુ તે અપવિત્ર-ખોટો થઇ જવાનો હતો ? હીરો સાચો છે તેને કોઈ કાચ કહે તેથી હીરો કદાચ થઈ જશે ? કદી નહીં.

કોઇ મારે તો જ્ઞાની પુરુષ એવો વિચાર કરે કે એ મારનાર મારા પૂર્વ જન્મના કોઇ વેરનો બદલો માગતોજ હશે તે અત્યારે લેવા આવ્યો છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં ફરમાવ્યું છે કે **कडाण कम्माण न मोक्ख अत्थि** ॥ કરેલાં કર્મનો બદલો દીધા વગર કદી છૂટકારો એજ નહી જો હુ એ બદલો અત્યારે ખુશીથી નહિ લેવા દઉ તો હવે પછીના બીજા ત્રીજા ભવમાં પણ દેવો પડશે માટે અત્યારેજ શાંત પરિણામ રાખી સમભાવથી બદલો લેવા દઉં તો

---

†દોહરો—ગાળ ખમો તો ગુણ ઘણા, ગાળ દીયો બહુ દોષ,
એક મેળવે નારકી, એક મેળવે મોક્ષ.

'Who so ever shall smite thee on thy right cheek turn to him' the other also

જો તને કોઇ ડાબા ગાલ ઉપર તમાચો મારે તો તુ જમણો ગાલ બીજો તમાચો ખાવાને તેની તરફ ધરજે.

'Bless them that course you' Matt. V A A

જે તને શાપ આપે તેને તું આશીર્વાદ દે

**अक्कोसेजा परे भिक्खु न तेसिं पडिसंजले ।**
**सरिसो होइ बालाणं, तम्हा भिक्खू, न संजले ॥ उत्त० अ० २ ॥**

અર્થ—સાધુને કોઈ કઠણ વચન કહે તો તેણે તેના ઉપર ક્રોધ કરવો નહિ, કારણ કે આક્રોશ વચન કહેનાર તો અજ્ઞાની છે, પણ સાધુ તો જ્ઞાની હોવાથી તેના પર કોપ કરે તો પછી અજ્ઞાની ને જ્ઞાની બન્ને એક સરખા ગણાય એમ વિચારી એવે પ્રસગે સાધુ ક્ષમા ધારણ કરે

‡—દોહરો—બૂરા બૂરા સૌને કહુ, બૂરા નહિ તે હોય,
જો ઘટ શોધુ માહરો, મુજસમ બૂરા ન કોય,
બૂરા બૂરા તુજને કહે, તુ ભલો કરી માન,
બૂરૂ મીઠું હોય છે, સર્વ બને પકવાન

વેરમાં ફુત્કારો થશે § જેમ કોઇ ગરીબ માણસને સો રૂપીઆનું દેણું ભરી આપવાની શક્તિ ન હોય અને તે નરમાશથી શાહુકાર પાસે જઇ દીનતા ધરી દુ:ખ કરજની ફારગતી માગે તો શાહુકાર તેની નમ્રતા અને ગરીબાઇ પર ધ્યાન કરી જરૂર આપે એવી સમજણ રાખી શત્રુની પાસે જઇ નમ્રતાથી કહે કે મારાથી કોઇ અપરાધ થયો હોય તો માફ કરો. ઇત્યાદી શાંતિવાળા ઉપાયોથી શત્રુને શાંત કરે તો તરત માફી મળે અને વૈર વધતું બંધ થાય મહાત્વાગ્ના થાય હોય તે પણ પાણીથી બુઝાઇ જાય છે તો હૃદયમાં દેખાડેલી નમ્રતાથી કેમ શાંત ન થાય જરૂર થાય જ એવી નમ્રતાથી પ્રથમ શત્રુને શાંત કરી પછી તેની ભૂલ, દુર્ગુણ કે કમજોર થઇ હોય તે બતાવી તેનામાં પણ સુધારો કરવો વળી જ્ઞાનીજન એવો વિચાર કરે કે મને કોઇ મારે છે તે પુદ્‌ગળોથી બનેલા મારા શરીરને મારે છે અને શરીર તો એક વખત જરૂર મરવાનું છે મારા આત્માને કોઇ મારી શકતું નથી મારો આત્મા તો અજર ને અમર છે એને મારવાને ત્રણે લોકની અંદર કોઇ સમર્થ નથી. વળી એ મારનાર તો તારી પરીક્ષા લેવા આવ્યો છે કે આ જ્ઞાનીએ ક્ષમારૂપી ધર્મ અંગીકાર કર્યો છે કે કઇ કચાશ ? માટે એ વખતે ક્ષમાધર્મમાંથી પાછું ન હઠવું પણ પરીક્ષા લેવા દેવી ને તેમાં પાસ થવું એવા કસોટીના પ્રસંગો ન આવે તો ખાત્રી પણ શી રીતે થાય કે શ્રી મહાવીરપ્રભુએ ફરમાવેલી યતિધર્મની ૧૦ આજ્ઞાઓની પહેલી આજ્ઞા જે ખંતી (ક્ષમા) તે બરાબર પાળી શકાય છે કે નહિ ! નરક ગતિમાં પરમાધામીનો ભયંકર માર સહન કર્યો અને પશુ આદિ તિર્યંચ ગતિમાં અનેક જાતના પ્રકારને માર્‌કૂટ થઇ તે ખમી એના જેવી તો હાલ કઇ છે નહિ, જ્યાં શામાટે ભાગે છે ? ને આ પ્રકાર સમભાવ રાખી સહન કરીશ તો પછી નરક વગેરે ગતિનાં દુ:ખ ખમવાં નહિ પડે કઠણ વચન કહેનાર અને મારકૂટ કરનાર પુરુષ નહોત તો શી રીતે લોકમાં ખબર પડે કે તું ક્ષમાવંત છે ? એ તો તારી પ્રખ્યાતિ કરે છે ! વિચાર તો કર કે તારા મહાન્ ધર્મપિતા શ્રી મહાવીરસ્વામી અનંત શક્તિઓના ધરનાર જ્યાં, દૃષ્ટિ માત્રથી સામા માણસને ભસ્મ કરી નાખે એવા છતાં એ મહા સમર્થ પુરુષને ગોવાળીઆએ માર્યા ત્યારે તેમના ઉપર જરા પણ ક્રોધ ન આણ્યો, વળી એમના પર ગોશાળાએ તેજોલેશ્યા ફેંકી કે જે તે પ્રભુએ છદ્મસ્થ હતા ત્યારે તેના તરફ શીતળલેશ્યા નાખી તાપસની તેજુલેશ્યાથી બચાવી શીતળ કર્યો હતો, એ મહાન્ ધર્મપિતા શ્રીમહાવીર પ્રભુનું અનુકરણ તારે અવશ્ય કરવું જોઇએ જે વૈર લેવા પૂર્ણ સમર્થ પુરુષ છે છતાં ક્ષમા કરે તેની જ બલિહારી છે બાકી નિર્બળ ક્ષમામાં નરકગતિ વગેરેમાં તો ન છૂટકે અશક્તિની ક્ષમા જ છે એ ક્ષમા તો ખરી ક્ષમા નથી ક્ષમાનો ઉત્તમ અર્થ પણ એ છે કે સબળ છતાં વેર ન લેવું એવી ક્ષમા ધારણ કરનાર મહાપુરુષો જ મોક્ષ મેળવે છે વેર લેવું એ પણ બહુ છે માટે આપણી એજ બહુ સુરીક છે

---

§—બાઇબલમાં Luke VI 37 માં કહ્યું છે કે —

Forgive and Ye shall be forgiven એટલે ક્ષમા કર, તને ક્ષમા મળશેજ વળી તે જ બાઇબલમાં matt V 39 માં જણાવ્યું કે :—

Who so ever shall smite thee on thy rigt cheek turn to him the other also જો તને કોઇ જમણા ગાલ પર તમાચો મારે તો તું બીજો ગાલ ધરજે તમાચો મારવાને તેની તરફ ધર ?

આવા ઉત્તમ વિચારો કરી જ્ઞાની ક્ષમાવાન્ પુરુષ સાગર, ચંદન, ફૂલ, વૃક્ષ, નદી જેવો સદા રહે છે દુ ખ દેનારને પણ સુખી કરે છે તારા ક્ષણભંગુર શરીરના વિનાશથી બીજાઓને સુખ થતું હોય તો થવા દે તુ બીજાઓને સુખી દેખી સુખી થા એજ ક્ષમા છે, અને એજ ક્ષમા આ લોકમાં અને પરલોકમાં પરમ સુખદાતા છે સંસાર સાગર તારનારી જ્ઞાનાદિ પરમ ગુણો ધારણ કરનારી, અનેક ભવ્ય ગુણો પ્રગટાવનારી એક ક્ષમા જ છે. એવી ક્ષમા ચિંતામણિ કલ્પવૃક્ષ, કામકુંભ, કામધેનું વગેરેથી પણ અતિશય સુખકારક છે. મનને પવિત્ર કરનાર, શરીરનુ માતા પ્રમાણે રક્ષણ કરનાર, જગતને વશ કરવામાં મોહિની-મંત્ર બરાબર, એ ક્ષમા છે ક્ષમાવંત પુરુષ કોઈનું પણ બૂરૂ ઈચ્છતો ન હોવાથી તેનો કોઈ પણ વેરી હોતો નથી *

આ જગતમાં જે જે શુભ ગુણો છે તે સર્વનો સમાવેશ ક્ષમામાં થાય છે. ક્ષમાએ તે સર્વ ગુણો ધારણ કર્યા છે ક્ષમા વિના એકે સદ્ગુણ ટકે જ નહીં તેટલા માટે કહેલું છે કે-" ॥ **क्षमा स्थाप्यते धर्म** ॥ ' ક્ષમા ધર્મનું સ્થાપન કરે છે અર્થાત્ ધર્મને રહેવાનું સ્થાન ક્ષમા છે વળી કહેલુ છે કે - " **क्षमा तुल्यं तपो नास्ति** " ક્ષમાના જેવુ બીજું એકે તપ નથી અધ્યાત્મ પ્રકરણમાં લખ્યું છે કે-૬૬૦૦૦૦૦૦ ઉપવાસનું જે ફળ છે તેના કરતા, સમર્થ છતાં એક ગાળ સમભાવથી સહન કરનારને વિશેષ ફળ છે એવુ મહા લાભનુ કારણ જાણી મુમુક્ષુ જનોએ ક્ષમાધર્મની આરાધના કરવી શ્રી ઉપાધ્યાયજી મહા-રાજ ક્ષમારૂપ સદાચરણ ધારણ કરી મોક્ષરૂપ અનત સુખને મેળવે છે

(૨) મુત્તિ (નિર્લોભતા)—જો કદી તૃષ્ણાનો વધારો થાય તો એવો વિચાર કરે કે, જેટલી વસ્તુનો તને સંજોગ મળવાનો છે તેટલોજ મળશે સંજોગ કરતાં વધારેની ઇચ્છા કરીશ તો ધાર્યો અર્થ સરશે નહિ, અને વધારામાં કર્મબંધનુ કારણ થશે વળી જ્યા વિશેષ સંપત્તિ છે ત્યા વિશેષ દુ ખનો વાસ છે ‡ કહ્યુ છે કે—॥ **संपत्ति समं वपत्ति** ॥ ચક્રવર્તી રાજા જેટલી અને દેવલોક જેટલી ઋદ્ધિસિદ્ધિ મળી છતા સંતોષ ન થયો. તો હવે માટીની ઝુંપડીથી શી રીતે તૃષ્ણા મટવાની છે ? સાધુને તો વિશેષ ઉપકરણો થાય તો વિહાર વગેરે સમયે ભારે કષ્ટ ઉઠાવવું પડે છે, વિશેષ ઉપકરણો હોય તો પડિલેહણ વિગેરે

* " Forgiveness is the noblest revenge " Matt V. 39 ક્ષમા છે તે સર્વથી ઉંચા પ્રકારનુ વેર છે

‡ મુસલમાની ગીઝની વંશના સુલતાન મહમુદે સોળ વખત હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી, બહુજ દ્રવ્ય લુટયું નગરકોટના સોમનાથ મહાદેવના મંદિરમાંથી ૨૦ મણ જવાહીર, ૨૦૦ મણ સોનું, ૨૦૦૦ મણ ચાંદી અને અગણિત રોકડ નાણું લૂંટી ભેગુ કર્યું હતું. જ્યારે મરવા પડયો ત્યારે તમામ ધનનો ઢગલો કરાવી તેના પર બેસી રોવા લાગ્યો કે અરેરે ! ! આ તમામ ધનને છોડી હું તો ચાલ્યો જાઉં છુ આમાંથી એક કોડી પણ મારી સાથે નહી આવે. એ પ્રમાણે તૃષ્ણા બહુ જ દુ ખ દેનારી છે.

(૪) 'મદ્દવ' ( નમ્રતા )—વિનય છે તે જૈનશાસનનુ મૂળ છે, અને મોક્ષ દાતા છે. વિનયવંત સૌને વ્હાલો લાગે છે વિનીત હોય તેજ સર્વોત્તમ ગુણો સંપાદન કરી શકે છે * જો કદી અભિમાન રૂપી દુર્ગુણ આવી જાય તો અભિમાનથી છૂટવા કેવા વિચારો કરવા તે જણાવે છે (૧) જાત્તિનું અભિમાન આવે તો વિચાર કરવો કે હે જીવ ! તું અનતી વાર ચંડાળ વગેરે નીચ જાતિમાં જન્મ ધારણ કરી અનેક ખરાબ કામો કરી આવ્યો છે તે બધું ભૂલી હવે શું બડાઇ મારે છે ? (૨) કુલનું અભિમાન આવે તો વિચારવું કે, હે જીવ ! તું અનેક વાર વર્ણશંકર કુળમાં જન્મ ધારણ કરી, અનેક દુરાચાર સેવી આખા જગતથી તિરસ્કાર પાત્ર થઇ આવ્યો છે (૩) બળનું અભિમાન આવે તો વિચારે કે, તીર્થંકર, ચક્રવતીં અને વાસુદેવ જેવાના બળ, આગળ તારૂં બળ કોણ ગણત્રીમાં છે ? વળી તુ અનેકવાર કીડી કથન જેવાં નિર્બળ પ્રાણીરૂપે ઉપજી આવ્યો છે તેનો વિચાર કર (૪) લાભનું અભિમાન આવે તો વિચારે કે લબ્ધિવત મુનિરાજની આગળ તારો લાભ ખડના તણખલા બરોબર પણ નથી. તું તે શું મેળવી શકવાનો હતો ? (૫) રૂપનુ અભિમાન આવે તો વિચારે કે ઔદારિક શરીરમાં અનેક રોગ ભર્યા છે, તો તારા રૂપનો વિનાશ થતાં વાર નહિ લાગે શ્રી તીર્થંકર મહારાજ કે જેઓ ૧૦૦૮ ઉત્તમ લક્ષણના ધણી છે, અને જેની આગળ સ્વર્ગના ઇંદ્રનુ તેજ પણ સૂર્યની પાસે ઘરના દીવા જેવુ લાગે છે તે શ્રી તીર્થંકર પ્રભુના રૂપ આગળ તારૂં રૂપ કોણ ગણતરીમાં છે ? વળી તું કુક્કર, શ્વાન પાડો કાગડો વગેરે પ્રાણી રૂપે હતો ત્યારે તારૂ રૂપ ક્યાં ગયું હતુ ? (૬) તપનુ અભિમાન આવે તો એમ વિચારે કે શ્રી મહાવીર પ્રભુએ જે તપશ્ચર્યા કરી તેની અપેક્ષાએ તારૂ તપ તો સાગર પાસે ટીપા બરોબર છે. શ્રી મહાવીર પ્રભુએ સાડા બાર વર્ષ ને પદર દિવસ છદ્મસ્થપણે રહ્યા તેમાં છમાસી તપ એક છમાસમાં પાંચ દિવસ ઓછા એવો અભિગ્રહ તપ ચોમાસી તપ નવ, ત્રણમાસી તપ બે, બેમાસી તપ છ, અઢીમાસી તપ બે, અર્ધા માસનો તપ બોતેર વાર, ભદ્ર, મહાભદ્ર, અને શિવભદ્ર પડિમા અનુક્રમે સોળ, પદર અને સોળ દિવસની, બારમી

---

* **विणओ जिण सासणे मूल, विणओ निव्वाण साहगो।**
**विणओ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो ॥**

**અર્થ**—જૈન શાસનનુ મૂળ વિનય એટલે નમ્રતા છે વિનીતને જ મોક્ષ મળે છે. જેનામાં વિનય પણ નથી તેનાં ધર્મ અને તપ વ્યર્થ છે

**विणयाओ नाण, नाणाओ दंसण दंसणाओ चरण, चरण त्ति मोक्खो।**

**અર્થ**—વિનયથી જ્ઞાન, જ્ઞાનથી સમકિત, સમકિતથી ચારિત્ર અને ચારિત્રથી મોક્ષ મળે છે એ પ્રમાણે એક વિનય ગુણથી અનુક્રમે ઉત્તમોત્તમ ગુણોની પ્રાપ્તિ થઇ અંતે મોક્ષનાં અનત સુખો મળે છે

'Huminity is the foundation of every virtue'

**અર્થાત્**—દરેક સદ્દગુણોનો પાયો નમ્રતા છે.

'M.ns merits rise in proportion on their modesty.'

જેમ જેમ મનુષ્ય નમ્ર થાય છે તેમ તેમ તેની લાયકાત વધતી જાય છે.

રાખવામાં છે * સમુદ્રમાં જે ન્હાય છે ને ડૂબકીઓ મારે છે તેનાપર કરોડો મણ પાણી આવી જાય છે છતાં તે પાણીનો જરાપણ ભાર લાગતો નથી, પણ એ પાણીનો એક ઘડો ભરી લે છે કે તરત ઘડા જેટલા પાણીનો ભાર લાગે છે. એનો સાર એ છે કે સ્નાન વખતે સમુદ્રના પાણી ઉપર માલીકીરૂપી મમત્વભાવ (મારાપણુ) નહોતું તેથી તેનો જરા પણ ભાર લાગ્યો નહિ, પણ જેવો એક ઘડો ભરી લીધો કે તરતજ ઘડામાંના પાણી પર મારાપણારૂપી માલેકી આવી અને તેથી તેનો ભાર લાગ્યો. બસ, આ સંસારમાં મારાપણુંજ મહાદુઃખદાતા છે. હે પ્રાણી ! તુ જરા વિચાર કર, કે તારૂ પોતાનું આ જગતમાં કોણ છે ? પોતાનુ તેજ કહેવાય કે જે આપણા હુકમ પ્રમાણે વર્તે, આપણી આજ્ઞા સદા ઉઠાવે હવે જો કે તારૂ શરીર જેને તુ સૌથી પ્યારૂં અને તારૂં પોતાનુજ ગણે છે તે જ તારી પોતાની આજ્ઞા માનતું નથી. તું પોતે રોગ, ઘડપણ, નબળાઇ, વગેરેને જરાપણ ઇચ્છતો નથી છતા તારૂં શરીર તારી આજ્ઞા ન માની તેની સોબત કરે છે તું તારા શરીરને માટે એમ કહે છે કે આ મારૂં શરીર, તારા માતા પિતા શરીરને માટે કહે છે કે મારો પુત્ર, તારા ભાઇ બેન એમ કહે છે કે મારો ભાઇ, તારી વ્હાલી પત્ની કહે છે કે મારો પતિ એ પ્રમાણે સર્વે સ્વજનો તારા શરીરને 'મારૂં મારૂ' કહી બોલાવે છે. શરીર એક અને ધણી ઘણા ! હવે વિચાર કર કે આ શરીર કોનું છે ? કહ્યું છે કે 'નાં ઘર તેરા, નાં ઘર મેરા, ચીડીઆં રેન બસેરા હૈ' ખરી વાત એ છે કે આવુ પ્યારામાં પ્યારૂં શરીર પણ તારૂં થતુ નથી તો ધન, કુટુબ વગેરે તો તારા શી રીતે હોઇ શકે ? એવા એવા વિચારો અને ચિંતવણા કરી સદા અમમત્વપણે રહે અને લઘુતા ગ્રહણ કર.—

(૬) 'સચ્ચે' (સત્ય)—સાચ સૌને વહાલું લાગે છે કોઇને આપણે જૂઠો કહીએ તો તેને ઘણું ખરાબ લાગે છે જૂઠું એવુ ખરાબ છે છતાં દુનિયા એવી બૂરી ચીજોને શા માટે સ્વીકારતી હશે ? '**सत्यान्नास्ति परो धर्मः**' સત્ય સમાન બીજો કોઇ ઉત્તમ ધર્મ નથી' ધર્મનું મૂળ સત્ય છે, અને સત્ય વચનને માટે મુખમા બંદોબસ્ત પણ બહુ છે.

**દોહરો—વચન રત્ન મુખ કોટડી, હોઠ કપાય જડાય,**
**પહેરગીર બત્રીશ છે, રખે પરવશ પડી જાય.**

મોં રૂપી ઘરમા, હોઠ રૂપી કમાટ છે તેમાં સત્ય વચન રૂપી મહાન્ રત્નો સાચવી રાખ્યા છે, અને તેની સાચવણને માટે બત્રીશ દાત રૂપી બત્રીસ સિપાઇ રાખ્યા છે રખેને,

---

* મારાપણાને વિષે એક ઠેકાણે કહ્યુ છે કે—

મારૂં ત્યાં લગી મહાદુઃખી, ચિંતા જ્યાં લગી શોક,
જ્ઞાન વિના એ નવ મટે, જાલીમ મોટા રોગ,

વળી શાસ્ત્રમાં કહ્યું છે કે—

**गाथा—एगो ऽहं नत्थि मे कोइ, नाह-मन्नस्स कस्सइ ॥**
**एवं अदीनमणसो, अप्पाणमणु सासइ ॥**

**અર્થઃ**—હું એકલો છુ, મારૂં કોઇ છે નહિ, અને હું પણ કોઇનો નથી એમ ચિંતવતો દીનપણા રહિત આત્મા પર કાબૂ રાખી વિચરે.

તે રત્નો પારકાને હાથ જતાં રહે ! ! મતલબ કે વચન છે તે રત્ન છે તે કાઢતાં પહેલાં ખૂબ વિચાર કરવો. પરવશ થઈને એટલે લાચાર થઈને મોંમાંથી જૂઠું વચન ન કાઢવું. પરવશપણે વચન જેમ તેમ બોલી ન નાંખવું.

વળી જૂઠું એટલે એવું એવો અર્થ કરીએ તો એવા જૂઠાને કોઈ પણ ઉત્તમ પુરુષ સ્વીકાર કરતો નથી. સત્ય છે તે મનુષ્યરૂપી ઉત્તમ અવતારનું મોટું ભૂષણ છે એવો વિચાર કરી નિરર્થક વાદોમાં, વિકથામાં ગપસપમાં રાચી ન જવું અને એ રીતે આ મનુષ્ય જન્મ ગુમાવી ન દેવો. કોઈને દુઃખ લાગે એવું વચન કહેવું એ પણ જૂઠું જ છે. કાણાને કાણો, નપુંસકને હીજડો, કોઢવાળાને કોઢીઓ, વગેરે દુઃખકારી અને નુકસાન થવાની સાથે પાપ લાગે તેવાં વચન બોલવાં જ નહિ. સત્ય તથ્ય, પ્રિય, અવસરને યોગ્ય, નિર્દોષ વચન ઉચ્ચારવાં જોઈએ. +સત્યવ્રત પાળી આ દુનિયામાં નીડર સાહસિક સતેજ અને દૃઢ રહી ઉજ્જ્વળ યશ પ્રાપ્ત કરી આગળ જતાં જરૂર મોક્ષ મેળવે છે.

(૭) સંયમ—આત્માને કઈ રીતે કબૂમાં રાખવો એનું નામ સંયમ છે. આત્મા પર સંયમ મેળવવો બહુ મુશ્કેલ કામ છે. શાસ્ત્રમાં ૪૮ જાતના મનુષ્યોને સંયમ (દીક્ષા) આપવાની મના કરેલી છે કારણ કે અનુભવથી એમ જણાયું છે કે એ ૪૮ મનુષ્યોને દીક્ષા દેવાથી—સંયમ આરાધવાથી કલ્યાણ નથી. એ ૪૮ મનુષ્યો આ પ્રમાણે છે.

(૧) આઠ વર્ષથી નાની ઉમર હોય તેને, (૨) સિત્તેર વર્ષથી મોટી ઉમર હોય તેને, (૩) સ્ત્રીને દેખી કામાતુર થઈ જાય તેને, (૪) પુરુષ વેદનો ઉદય વધારે હોય તેને (૫) અંગ જડને (અપંગ જાડું શરીર હોય તેને) વચન જડને (પૂરું ન બોલી શકે તેને) સ્વભાવ જડને (મૂર્ખને) (૬) કોઢ ભગંદર ક્ષયરોગ, ક્ષય વગેરે મોટા રોગ હોય તેને, (૭) રાજાના ગુનેગારને (૮) દેવ અગર ભૂત વગેરેના દોષથી ગાંડો થઈ ગયો હોય તેને (૯) ચોરને, (૧૦) આંધળાને (૧૧) ગોલાને (દાસી પુત્રને), (૧૨) મહા ક્રોધીને, (૧૩) મૂર્ખ–ભોળાને (૧૪) હીનાંગીને (નાક કાન લંગડા વગેરેને) તથા હીન જાતિ કે ભંગી ભીલ–કોળીને (૧૫) બહુ કરજવાનને (૧૬) મતલબીને, (૧૭) આગળ પાછળ કોઈ જાતનો ડર હોય તેને (૧૮) સ્વજનની આજ્ઞા ન હોય તેને એ પ્રમાણે ૧૮ બોલ પુરુષના

---

\+ सत्यं ब्रूयात्, प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ॥
प्रियं च नानृतं ब्रूयात्, एष धर्मः सनातनः ॥ १३८ ॥
भद्रं भद्रमिति ब्रूयात्, भद्रम् भद्रमिति वदेत् ।
शुष्कं वैरं विवादं च, न कुर्यात् केनचित् सह ॥ १३९ ॥

મનુસ્મૃતિ અધ્યાય ૪

અર્થ—સદા સત્ય અને પ્રિય બોલો, સત્ય હોય પણ અપ્રિય હોય તે ન બોલો, બીજાને ખુશ રાખવા જૂઠું કદી ન બોલો. એ સનાતન આર્ય ધર્મ છે.

હે ભદ્ર! સદા હિતકર બોલો, કોઈની સાથે નાહક વેર કે વિવાદ થાય એવું ન બોલો. વચનનું ભૂષણ એજ છે.

ને એવાજ ૧૮ બોલ સ્ત્રીના ગણવા એટલે ૩૬ અને એ ઉપરાંત સ્ત્રીના ૨ બોલ વધારે ણવા તે (૩૭) ગર્ભવતી સ્ત્રીને, (૩૮) બચ્ચું ધાવણું હોય તેને, એ પ્રમાણે ૩૮ અને (૩૯) પુંસક* હોય તેને. એ પ્રમાણે ૩૯ સિવાય બીજા જે કોઇ અભિલાષી જન હોય તેને ક્ષા આપી શકાય.

સયમ એ મહા સુખનું સ્થાન છે સયમ વિના મોક્ષ નથી. સર્વ પ્રકારની ઉપાધ અને ચિંતાથી મુકત થઇ જેણે સયમ ગ્રહણ કર્યો છે અને લાભ. સુકાળ, દુકાળ જન્મ, મરણ, વગેરે સમયે કોઇ પ્રકારનો હર્ષ શોક થતો નથી. એવો સંયમ ધર્મ આદરવાથી પામર મનુષ્ય પણ ઇદ્રને અને રાજાને નમવા યોગ્ય અને પૂજ્ય થાય છે સંયમ એ મહાન લાભનું કારણ છે, કહ્યુ છે કે:—

**गाथा—मासे मासे उ जो बाले, कुसग्गेणं तु भुजए ॥**
**न सो सुयक्खाय धम्मस्स, कलं अग्घइ सोलसिं ॥**

**અર્થાત્**—મિથ્યાત્વી અને હિંસાધર્મી માણુસ ક્રોડ પૂર્વ લગી માસમાસખમણ તપ કરે, માસખમણના પારણાને રોજ ડાભ નામે ખડની અણી પર રહે તેટલા અન્નનો માત્ર આહાર કરે, અને અંજલિમાં આવે તેટલુંજ પાણી પીએ, એ પ્રમાણે આખો જન્મારો તપ કરે ને જે ફળ પામે તે ફળથી સમ્યકત્વી પ્રાણીના એક નોકારસી (બે ઘડીનાં પચ્ચક્ખાણનું ફળ વધી જાય છે વળી દેશવિરતિ (પાંચમા ગુણસ્થાનકવાળા) ના આખા જન્મના વ્રત પચ્ચક્ખાણનાં ફળ કરતાં દીક્ષા લીધેલા સયમીની એક ઘડી વધી જાય, એવુ મહા લાભનું સ્થળ સયમ છે. એવા ચિંતામણી રત્ન જેવા સંયમને કાકરાને પેઠે ગણી જે ફેકી દે છે, તે મહા અધમ પ્રાણી છે પણ એજ સંયમને ત્રણ કરણ અને ત્રણ જોગથી શુદ્ધ આરાધના, શુદ્ધ પ્રતિપાલના, અને શુદ્ધ ફરસના કરે તો આ ભવમાં પરમપૂજ્ય, પરમસુખી અને મહાપુરુષ બની, આગળ ઉપર મોક્ષરૂપી મહાલક્ષ્મીને અવશ્ય મેળવે

**(૮) તવે (તપ)**—જેમ માટીમાં મળી ગયેલુ સોનું, અગ્નિના જોરે પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કરે છે અને માટી જૂદી થઇ જાય છે તે પ્રમાણે કર્મરૂપી મેલવાળો આત્મા, તપરૂપ અગ્નિના પ્રતાપે નિજસ્વરૂપ (સિદ્ધ સ્વરૂપ) ને પ્રાપ્ત થાય છે. ઇંદ્રિયોનું દમન કરવાને કર્મરૂપી મેલ બાળવાને, અને આત્માને અંકુશમાં રાખી ઉત્તમ માર્ગ તરફ વાળવાને તપ એ મોટો ઉપાય છે હે જીવ! તેં આ જગતમા જેટલા ઉત્તમ ઉત્તમ પદાર્થ ખાવા યોગ્ય છે તે અનંતી વાર ખાધા એક, બે નહિ, પણ અનત મેરૂ પર્વત થાય તેટલી ખાંડ અને મોટામાં મોટો સમુદ્ર-સ્વયંભૂરમણ સમુદ્ર તેવા અનત સમુદ્ર જેટલું દૂધ અને ઘી ખાધુ તો પણ તારૂ પેટ હજી ભરાયુ નહિ હવે વિચાર કર કે એ તુચ્છ વસ્તુઓથી શુ ઇચ્છા તૃપ્ત થવાની છે? એવુ જાણી જ્ઞાનીજન અનેક પ્રકારની તપસ્યા આદરે

* ૭ કારણે નપુંસક થયો હોય તેને દીક્ષા આપવામા જરા પણ હરકત નથી. ૧ રાજાના જનાનખાનામાં રહેવા સારૂ ગુપ્ત અગ છેદન કર્યું હોય તેને, ૨ આઘાત લાગતાં અંગ શિથિલ થયુ હોય તેને, ૩ મંત્રથી, ૪ ઔષધથી, ૫ ઋષિના શાપથી અને ૬ દૈવયોગથી પુરુષાતન રહિત થયો હોય તેને પરતુ જે જન્મથી નપુસક હોય તેને દીક્ષા ન અપાય

ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી જ્ઞાની કહેવાતા નથી, પણ જેનામાં ૧૦ લક્ષણ શોભતાં હોય તે જ્ઞાની કહેવાય છે (૧) ક્રોધ રહિત (૨) વૈરાગ્યવંત (૩) જિતેંદ્રિય, (૪) ક્ષમાવંત (૫) દયાવંત (૬) સર્વને પ્રિયકારી, (૭) નિર્લોભી, (૮) નિર્ભય, (૯) શોકરહિત, (૧૦) દાતા એ દશ લક્ષણવાળો જે હોય તેને જ્ઞાની કહેવામાં આવે છે.

જ્ઞાની મહાત્મા આ ભવમાં સર્વમાન્ય થાય છે, અને પરમ સુખ શાંતિથી આયુષ્યને વ્યતીત કરે છે પરભવમાં સ્વર્ગ અને અક્ષય મોક્ષ સુખને મેળવે છે

**(૧૦) બંભચેરવાસે**-બ્રહ્મચર્ય એટલે શીલવ્રત ધારણ કરવુ તે-બ્રહ્મચારીને ખુદ પરમેશ્વર "**तं बंभ भगव**" એ પ્રમાણે શબ્દોથી પોતાના જેવા કહે છે, એટલે બ્રહ્મચારી પોતે ભગવાન છે મહાભારતના શાંતિ પર્વમાં ૨૪૩ મહા અધ્યાયમાં

**॥ ब्रह्मचर्येण वै लोकान् जनयन्ति परमर्षयः ॥**

મહાઋષિઓએ બ્રહ્મચર્યના પ્રતાપથી લોકોમાં વિજય કર્યો હતો વળી કહ્યું છે કે—
॥ **ब्रह्मचर्य मायुष्यकारणम्** ॥ આયુષ્ય એટલે જીંદગીમાં બધી રીતે હિતકર્તા બ્રહ્મચર્યજ છે.
વળી:- **आयुस्तेजो बलं विर्य, प्रज्ञाश्रीश्च महाशयः ॥पुण्यं च मत्प्रियत्वं च हयन्तेऽब्रह्मचर्यया** ॥ ગીતમસ્મૃતિ અધ્યાય ૪

એટલે જેઓ બ્રહ્મચર્યને પાળતા નથી, તેનુ બળ, વીર્ય, બુદ્ધિ, આયુષ્ય, તેજ, શોભા, શૌર્ય, સૌંદર્ય, ધન, યશ, પુણ્ય, અને પ્રીતનો નાશ થાય છે

એ પ્રમાણે અનેક શાસ્ત્રોમા સ્થળે સ્થળે બ્રહ્મચર્યની પ્રશંસા અને ગુણો તથા અબ્રહ્મચર્યના દુર્ગુણો બતાવ્યા છે એવું જાણી કામવાસનાનો નાશ કરી બ્રહ્મચર્યવ્રત અખંડ ધારણ કરવુ કદાપિ સ્ત્રી, વગેરે ભોગવિલાસના પદાર્થો દેખી મન ચલાયમાન થઈ જાય તો તે પદાર્થોના દુર્ગુણો ઉપર ધ્યાન લગાવવું, તે એવી રીતે કે હે જીવ ! તું શું જોઇને મોહિત થાય છે ? જો તો ખરો કે સ્ત્રીના શરીરની અંદર શુ શું વસ્તુઓ ભરી છે ? તેના કાનમા મેલ છે, આંખમાં ચીપડા, નાકમાં લીટ, મોંમાં થુંક, પેટમાં વિષ્ટા (મળ) અને આખા શરીરમાં હાડકાં, માંસ, લોહી વગેરે સર્વે અપવિત્ર પદાર્થો પરિપૂર્ણ ભરેલા છે

ગાથા: **जहा सुणी पूइकन्न, निक्कसिज्जइ सव्वंसो ।**
**एव दुस्सील पडिणीए, मुहरी निक्कसिज्जइ ।** उत्त० अ० १

જેવી રીતે ઘણો ભૂખ્યો કુતરો, સૂકાઇ ગયેલાં હાડકાંનો કડકો મળતાં તેને આનંદથી ચાટ્યાં, કરડ્યાં, ચાવ્યા, કરે છે, અને એમ કરતાં હાડકાંની અણીદાર કટકીઓ તેના તાળવામાં વાગતાં કાણા પડે છે એથી તાળવામાનુ લોહી પેલા હાડકાના કટકા ઉપર પડતાં કૂતરાને વિશેષ સ્વાદ આવે છે અને હાડકા પર ઘણો મોહિત થઇ વધારે ને વધારે ચાવે છે. આખરે તાળવામાં કાણા વિશેષ પડે છે, તેને દુખ થવા માંડે છે એટલે દુખનું કારણ હાડકાનો કડકો નાખી દઈ પોતે પોતાનુ લોહીઆળું મોં ચાટી આનદ માને છે એમ થતાં થતાં તાળવામાંના કાણાં સડે છે, તેમાં કીડા ઉપજે છે, મો ઘણુંજ વાસ મારે છે તે ઘણો જ દુખી થાય છે

અને જ્યાં જાય છે ત્યાંથી લોકો તેને કાઢી મૂકે છે ત્યારે ભૂખ્યો તરસ્યો દુબળો થઇ ટળવળી પીડાથી માથાં પછાડી મરી જાય છે દુરાત્મા જેઓ વિષયમાં લુબ્ધ છે તેવા માણસો + સ્ત્રીરૂપી રાક્ષસીનો ખોળામાં અતિ મોહિત થઇ પોતાનું વીર્ય ક્ષય પામે છે છતાં ખુશી માને છે ! વીર્ય ક્ષય થવાથી તેમજ ચિત્ત વિષયમાંજ પરોવાયેલું રહે છે તેથી ચાંદી વિસ્ફોટક જલંદર, રક્તપિત્ત વગેરે ગરમીના રોગો ઉપજે છે આખરે અતિશય પસ્તાવો કરતાં કરતાં મરણ પામી દુર્ગતિમાં અવતાર લેવો પડે છે એવો વિચાર કરી કામવાસનામાંથી મનને ખેંચી બ્રહ્મચર્ય તરફ વાળવું

બ્રહ્મચારીએ હમેશાં એવો વિચાર કરવો કે હે આત્મા તું જે ઠેકાણે અશુચ પાન સહન કરી ઉત્પન્ન થયો પછી તેજ મલિન જગ્યાપર મોહિત થઇ વિષયરૂપી કાદવમાં ખુંચતો જાય છે તો તને કાંઇપણ શરમ નથી થતી ! આપણી માતા બેન વગેરેના શરીરનો જે જે રીતે દેખાવ, રૂપ આકાર છે તે જ પ્રમાણે સર્વ સ્ત્રીઓનું છે છતાં ખરાબ દ્રષ્ટિથી કેવળ સ્ત્રીજાતિ ઉપર જોવાયજ કેમ ! વગેરે વિચારો કરી કામરૂપી ઇચ્છાઓને દબાવી મનને પૂર્ણ શાંતિમાં વાળવું

જેવી રીતે ગુમડાને આરામ થવા માંડે છે ત્યારે તેમાં ચળ ખણજ આવે છે એવે સમયે જો ખંજવાળવા માંડે તો ગુમડામાંથી લોહી નીકળે છે અને તેને મટતાં ઘણીવાર લાગે છે પણ જો આત્માને વશ રાખી ગુમડાને હાથ ન લગાડે તો થોડા વખતમાં તે ગુમડું મટી જાય છે અને પૂરો આરામ આવી જતાં સુખ થાય છે એ રીતે આ મનુષ્ય જન્મમાં કર્મવિકારરૂપી ગુમડું મટી મોક્ષરૂપી આરામ મેળવવાનો સમય આવ્યો છે ત્યારે બીજી ગતિ કરતાં માણસના જન્મમાં કામવાસનાનો ઉદય ( મનુષ્યને મૈથુન સંજ્ઞા ઘણી ) વધારે હોય છે. એ સમયે આત્માને કબજામાં રાખી વિષયનું સેવન ન કરે અને બ્રહ્મચર્ય પાળે તો થોડા કાળમાં જન્મ જરા મરણ, વ્યાધિ, આધિ ઉપાધિ વગેરે સર્વ રોગોનો સંપૂર્ણ નાશ થઇ જાય અને શાંત સ્વરૂપની પ્રાપ્તિ થાય એવા એવા વિચારો કરી તે વિચારોનું પાલન કરી પ્રાણીજનો આત્માને શાંત કરે અને સ્ત્રી તથા પુરુષો સર્વે અખંડ બ્રહ્મચર્ય પાળે.

શ્લોક—ब्रह्मचर्यस्य यद्गुणं शृणु त्वं वसुधाधिप ॥
आजन्म मरणाद्यस्तु, ब्रह्मचारी भवेदिह ॥ १ ॥
न तस्य किंचिदप्राप्य मिति विद्धि नराधिप ।
बहवः कोट्यस्त्वृषीणां ब्रह्मलोके वसन्त्युत ॥ २ ॥
सत्ये रतानां सततं दान्तानामूर्ध्वरेतसाम् ॥
ब्रह्मचर्यं दहेद्राजन् सर्वं पापान्युपासितम् ॥ ३ ॥

---

+ स्तोक-दर्शनात् हरते चित्तं स्पर्शनात् हरते बलम्,
संभोगात् हरते वीर्यं नारी प्रत्यक्ष राक्षसी

અર્થ—સ્ત્રીને જોવાથી તે ચિત્તને હરી લે છે સ્પર્શ કરવાથી બળને હરી લે છે ભોગવવાથી વીર્યનો નાશ કરે છે. એટલા માટે સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી-સર્વ સુખનો નાશ કરનારી છે.

ભીષ્મપિતામહ યુધિષ્ઠિરને કહે છે કે, હે યુધિષ્ઠિર! બ્રહ્મચર્યના ગુણો સાંભળો. જેણે મરણપર્યંત શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું છે તેને કોઇપણ શુભ ગુણની ખામી નજ હોય. ખુદ પરમાત્મા તથા સર્વે ઋષિ મુનિઓ તેના ગુણ ગાય છે આ જન્મમાં તે અનેક સુખો ભોગવી, છેવટે પરમ પદવી જે સિદ્ધપદ તેને મેળવે છે બ્રહ્મચારી જનો નિરંતર સત્યવાદી જિતેંદ્રિય, શાંત આત્મા, શુભભાવોથી ભરેલા, રોગ રહિત, પરાક્રમી, શાસ્ત્રોના અનુભવી, પ્રભુના ભકત, ઉત્તમ ધર્મગુરુ બનીને તમામ પાપોનો નાશ કરી સિદ્ધગતિ મેળવે છે ×

**સત્તર પ્રકારનો સંયમ**—ચરણસિત્તરીના ૭૦ બોલમાંના ૧૭ પ્રકાર સંજમના છે તે વર્ણવે છે

(૧) હિંસા, (૨) જૂઠ, (૩) ચોરી, (૪) મૈથુન, (૫) પરિગ્રહ, એ પાંચ આસ્રવથી નિવર્તે, (૬) શ્રોત્ર, (૭) ચક્ષુ, (૮) ઘ્રાણ (નાક), (૯) રસના (જીભ), (૧૦) સ્પર્શેંદ્રિય (ચામડી) એ પાચ ઇંદ્રિયો વશ કરે, (૧૧) ક્રોધ, (૧૨) માન, (૧૩) માયા (કપટ), (૧૪) લોભ, એ ચાર કપાયથી છૂટે, (૧૫) મનથી કોઇનુ બુરૂ ચિંતવવુ, (૧૬) વચન ખોટું બોલવું, (૧૭) કાયાને અજતનાથી પ્રવર્તાવવી એ ત્રણ દંડથી મુકત થવું, એ પ્રમાણે સંયમ ૧૭ પ્રકારનો છે.

### બીજી રીતે ૧૭ પ્રકારનો સંયમ—

**(૧) "પૃથ્વીકાય સંયમ"**—એક જુવારના દાણા જેટલી પૃથ્વીકાયની કણીમાં અસંખ્યાતા જીવો છે. એ માહેનો એક જવ નીકળીને કબૂતર કબૂતર જેવડી કાયા બનાવે તો તે કણીમાંના જીવો એક લાખ જોજન લાંબા પહોળા જંબૂદ્રીપમા સમાય નહિ, પૃથ્વીકાયના જીવોનુ પિંડ એ પ્રમાણેનુ જાણી સંયમધારી મુનિઓ તેને જરાપણ દુઃખ ન થાય તેમ વિચરે પૃથ્વીકાયનો સ્પર્શ ન કરે મકાન બાંધવા, ધુળ ખોદવી, ખેતર ખેડવા, બાગ કરવા, વગેરે જે જે કામોથી પૃથ્વીકાયની હિંસા થાય એવો ઉપદેશ તો થાયજ શી રીતે?

**(૨) "અપકાય સયમ"**—અપ (પાણી) કાયના એક ઝીણા ટીપામા અસંખ્યાતા જીવો છે એમાંથી એકેક જીવ નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો જંબૂદ્રીપમા સમાય નહિ અપકાયના જીવોની એ પ્રમાણેની હકીકત જાણી સંયમધારી મુનિ મહારાજ પાણીનો સ્પર્શ ન કરે સ્નાન કરવુ, રસોઇ કરવી, વસ્ત્ર ધોવાં વગેરે બાબનોનો ઉપદેશ તો તેમનાથી થાયજ શી રીતે?

**૩ "તેઉકાય સંયમ"**—તેઉ (અગ્નિ) ના એક તણખામાં અસંખ્યાતા જીવો છે. તેમાંથી એકેક જીવ નીકળીને રાઇના દાણા જેવડી કાયા કરે તો જંબૂદ્રીપમાં સમાય નહિ. એ પ્રમાણે જીવોનુ સ્વરૂપ જાણી સયમધારી મુનિ અગ્નિનો સ્પર્શ ન કરે દેવતા કરવો, ભઠ્ઠી સળગાવવી, ધુપ કરવો વગેરે ઉપદેશ તો થાયજ શી રીતે?

---

× સાધુ પુરુષના આ ૧૦ ગુણોના અધિકાર જાણવા ઇચ્છા હોય તો પરમ પૂજ્ય મહારાજ અમોલખઋષિની બનાવેલી 'ધર્મતત્વ સંગ્રહ" નામની ચોપડી અવશ્ય વાંચવી, વિચારવી આ ગ્રંથ સાદી હિંદી ભાષામા છે

(૪) "વાઉકાય સંયમ"—વાયુ (હવા) ની એક નાનામાં નાની લેરમાં અસંખ્યાત જીવો છે અને એકવાર ઉઘાડે મોઢે બોલતાં અસંખ્યાત જીવો હણાય છે તેમનો એક જીવ નીકળીને વડના બી જેવડી કાયા કરે તો જંબુદ્વીપમાં સમાય નહિ એ પ્રમાણે સમજીને સંયમધારી મુનિરાજ મુખ પર મુખવસ્ત્રિકા બાંધે છે પંખો નાખવો, સીસો સીચાવું, વસ્ત્ર ફેરવવાં વગેરે પવનની ઘાત થાય તેવાં કામોનો ઉપદેશ તો થાય જ શી રીતે? અગ્નિકાયના જીવોથી વાયુકાયના જીવો સૂક્ષ્મ છે

(૫) "વનસ્પતિકાય સંયમ"—વનસ્પતિમાં ત્રણ પ્રકારે જીવો હોય છે કેટલીક વનસ્પતિમાં એક શરીરે એક જીવ હોય છે જેમકે અનાજના દાણા બી વગેરે કેટલીક વનસ્પતિમાં સંખ્યાતા અસંખ્યાતા જીવો હોય છે જેમકે— પાંદડાં શાક વગેરે. કેટલીક વનસ્પતિમાં એક શરીરમાં અનંતા જીવો હોય છે જેમકે— કંદ, મૂળ અને કોમળ (કુણી) વનસ્પતિ વગેરે એવું જાણી વનસ્પતિનો સ્પર્શ સંયમધારી મુનિ મહારાજ ન કરે, તો પછી ફૂલ તોડવાં, ફળ વાપરવાં, ફળ ફૂલનું છેદન ભેદન ફૂલના હાર-ગજરા બનાવવા વગેરેના ઉપદેશ દેવાનું ગયું જ ક્યાં?

કોઈ કહે છે કે પૃથ્વી વગેરે પાંચ સ્થાવર કાયના જીવોમાં હલન ચલન, વગેરેની શક્તિ છે નહિ તેથી તેનો સ્પર્શ વગેરે કરતાં તેને દુઃખ શી રીતે થાય? ન જ થાય. આ બાબતનું સમાધાન—

શ્રી આચારાંગ સૂત્રના પહેલા અધ્યયનના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે કોઈ માણસ જન્મથી આંધળો, જન્મથી બહેરો અને જન્મથી મુંગો હોય તેવા અશક્તને બીજો કોઈ માણસ પગથી માંડીને ઠેઠ માથા લગી અંગ ઉપાંગના શસ્ત્ર વડે કટકે કટકા કરે તો તેને કેવી પીડા થાય છે? એ માણસના મનમાં પીડા થાય છે તે જ્ઞાની પુરુષ જાણે છે પણ પીડા પામનારો માણસ પોતાના ઘોર દુઃખની વાત કોઈને કહી શકતો નથી તે પ્રમાણે પાંચ સ્થાવરના જીવોને અડવાથી કાપવાથી છેદન ભેદનથી અસહ્ય પીડા થાય છે પણ તે પીડા બતાવવાને તેને વાચા વગેરે સાધનો નથી કર્મના ઉદયથી તેઓ પરવશ લાચાર બનીને પડ્યા છે તેથી તે બિચારા શું કરે? એવી રીતે એ જીવોને અશરણ અને અનાથ જાણી સંયમી મુનિ તેના પોતાના આત્માની પેઠે રક્ષા કરે છે

(૬) "બેઇંદ્રિય સંયમ"—કાયા અને મુખ એ બે ઇંદ્રિયવાળા જળો કોડા વગેરે.

(૭) 'તેઇંદ્રિય સંયમ'—(તેઇંદ્રિય સંયમ) કાયા મુખ નાક એ ત્રણ ઇંદ્રિયવાળા કીડી માંકડ વગેરે

(૮) 'ચૌરિંદ્રિય સંયમ" (ચૌરિંદ્રિય સંયમ)—કાયા, મુખ નાક અને આંખ એ ચાર ઇંદ્રિયવાળા માખી મચ્છર વગેરે.

એ ત્રણ પ્રકારના વિકલેન્દ્રિય જીવોની સંયમધારી મુનિ રક્ષા કરે છે

**(૯) "પંચેદ્રિય સંયમ"**—કાયા, મુખ, નાક, આંખ અને કાન એ પાંચ ઇંદ્રિયવાળા નારકી, તિર્યંચ (પશુ, પંખી, સર્પ, માછલા, મગર, ઉંદર વગેરે) મનુષ્ય અને દેવતા, એ ચારનો સંભાળ કરે

એવી રીતે એકેંદ્રીય જીવો તથા બે ઇંદ્રિયથી પચેંદ્રિય લગીના ત્રસ પ્રાણીઓની ત્રણ કરણ અને ત્રસ જોગથી રક્ષા કરી કિંચિત્ માત્ર દુઃખ ન ઉપજાવે કેટલાંક માણસો (૧) આયુષ્ય નભાવવાને અર્થે એટલે શરીરના નિર્વાહને અર્થે, (૨) યશ, કીર્તિ મેળવવા સારૂ ઓચ્છવ વગેરે કરવામાં, (૩) માનની મગરૂરી વધારવા સારૂ પૂજા સત્કાર કરાવવામાં, (૪) જન્મ મરણથી છૂટવા સારૂ એટલે ધર્મ થાય અને મોક્ષ મળે એ હેતુથી, (૫) દુઃખોથી છૂટવા સારૂ, એ પાંચ કારણે છકાયના જીવોની જેઓ હિંસા પોતે કરે છે, બીજા પાસે કરાવે છે. અને બીજાઓ જે હિંસા કરી રહ્યા છે તેને ભલું જાણે છે એ સર્વને મહા મૂર્ખ જાણવા જો કે એઓ તો સુખ મેળવવા હિંસા કરે છે પણ ભવિષ્યમાં તેઓને દુઃખ રૂપ થશેજ એ પ્રમાણે શ્રી વીરપ્રભુએ શ્રી આચારાંગ સૂત્રના પહેલા અધ્યયનમા દર્શાવેલું છે

**(૧૦) "અજીવકાય સંયમ"**—વસ્ત્ર, પાત્ર, પુસ્તક વગેરે અજીવ વસ્તુઓને જતનાથી (સભાળપૂર્વક) વાપરે નહિ એથી તે ચીજે લાંબો વખત ન ટકતાં તરત નકામી થાય છે અને બીજી લેવી પડે છે, અને આરંભની ક્રિયા લાગે છે દુનિયામાં કોઇ પણ ચીજ, વગર આરંભે નીપજતી નથી તેમ ગૃહસ્થ લોકોને તે મફત પણ મળતી નથી એવી વસ્તુને ગૃહસ્થ લોકો કેવળ ધર્મને અર્થે સાધુઓને વહોરાવે છે, તો સયમધારી સાધુઓને ઘટારત છે કે બીજી સારી વસ્તુની લાલચની ખાતર, અગર અજતનાથી પોતાની પાસેની વસ્તુઓનો નાશ ન કરવો જોઇએ અજીવ વસ્તુ પર મમત્વ ન રાખવો તેમજ જતનાથી વાપરવી કે જેથી જીવ હિંસા ન થાય

**(૧૧) "પેહા સંયમ"**—કોઇ વસ્તુને જોયા તપાસ્યા વિના ઉપયોગમાં લેવી નહીં. એમ જોઇ તપાસીને વાપરવાથી ઝેરી જતુઓ વગેરેના વિષની અસર થતી નથી અને શરીરની રક્ષા થાય છે, તેમજ જીવ રક્ષા થાય છે

**(૧૨) "ઉપેહા સંયમ"**—મિથ્યાત્વીઓ અને આચારમાં ભ્રષ્ટ થયા હોય તેમનો સમાગમ છોડે કોઇ પણ દિવસ સગ ન કરે મિથ્યાત્વી હોય તેને સમકિતી જૈન બનાવે વળી જૈન ગૃહસ્થો હોય તેમને સાધુના માર્ગની સમજણ આપે અને ધર્મથી ડગતો હોય તેને બચાવી દ્રઢ કરે. સઘની કોઇ વ્યક્તિ પડવાઇ થાય તો તેની ઉપેક્ષા ન કરવી પણ સુધારવા કોઇ મિથ્યાત્વી ન માને તો તેના ઉપર દ્વેષ ન કરવો પણ મધ્યસ્થ (ત્રટસ્થ) રહેવુ

**(૧૩) "પ્રમાર્જના સંયમ"**—અધારાવાળી જગામાં તથા રાત્રિને વખતે રજોહરણથી પૃથ્વીને પૂજ્યા વિના હાલચાલ ન કરે વસ્ત્ર, પાત્ર, પુસ્તક અને પોતાના શરીર પર કોઈ જીવ જોવામા કે જાણવામાં આવે તો ગુચ્છા અગર પૂંજણીથી પૂજી પછી તેને દૂર કરે.

**(૧૪) "પરિઠાવણીઆ સંયમ"**—મળ, મૂત્ર, વગેરે પરઠવવાની ચીજોને જ્યાં લીલોતરી, અનાજના દાણા, કીડી વગેરે ન હોય ત્યાં સભાળ રાખી પરઠવે.

(૧૫) "મન"—વશ રાખે, સંકલ્પ વિકલ્પ (આડા અવળા વિચાર) ન કરવા.

(૧૬) "વચન"—અસત્ય ન બોલે.

(૧૭) "કાયા"—જતનાથી શરીરને પ્રવર્તાવે.

એવી રીતે સંયમના સત્તર પ્રકાર છે એ સત્તર પ્રકારના સંયમને શ્રી ઉપાધ્યાય સંપૂર્ણ રીતે પાળે છે

'દશ પ્રકારની વૈયાવચ્ચ"—(૧) આચાર્ય, (૨) ઉપાધ્યાય, (૩) તપસ્વી (૪) નવદીક્ષિત (૫) ગ્લાન (રોગી) (૬) સ્થવિર (૭) સ્વધર્મી (૮) કુલ (૯) ગણ, (૧૦) સંઘ એ દશની યથાયોગ્ય સેવાભક્તિ કરે એ ૧૦ પ્રકારની વૈયાવચ્ચ શ્રી ઉપાધ્યાય હમેશાં કરે છે

"બ્રહ્મ ગુપ્તિઓ"—નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે એ વિષેનું વિવેચન ત્રીજા આચાર્યજીના પ્રકરણમાં વિસ્તારથી કહ્યું છે

'નાણાઈતિયં'—જ્ઞાનાદિ ત્રણ રત્નની સમ્યક્ પ્રકારે આરાધના કરે. (૧) જ્ઞાનથી કરીને વસ્તુનું યથાતથ્ય સ્વરૂપ જાણે (૨) દર્શનથી કરીને વસ્તુને યથાતથ્ય સરધે (૩) ચારિત્રથી ગ્રહણ કરવા યોગ્ય ગ્રહણ કરે

"તવ"—બાર પ્રકારનો તપ કરે એ બાબતનું વર્ણન આચાર્યજી વિષેના ત્રીજા પ્રકરણમાં વિસ્તારથી આપેલું છે

કોહો નિગ્ગહાઇ"—ક્રોધ, માન, માયા લોભ એ ચાર કષાયોનો નિગ્રહ કરે

એનું વર્ણન પણ ત્રીજા પ્રકરણમાં સવિસ્તર આવી ગયું છે એ પ્રમાણે, ૫ આચાર, ૧૦ પ્રકારે યતિ ધર્મ ૧૭ પ્રકારે સંયમ ૧૦ પ્રકારે વૈયાવચ્ચ, ૯ પ્રકારે બ્રહ્મચર્યની વાડ ૩ રત્ન ૧૨ પ્રકારે તપ ૪ કષાયનો નિગ્રહ, કુલ ૭૦ ગુણ ચરણ સિત્તરીના થયા. કરણ સિત્તરી અને ચરણસિત્તરીના સિત્તેર સિત્તેર ગુણથી શ્રી ઉપાધ્યાય મહારાજ સદા શોભે છે ‡

## ૮ પ્રભાવના

આઠ મોટા ગુણો આવી ગયા છે હવે શ્રી ઉપાધ્યાય મહારાજમાં ૮ પ્રભાવના ગુણ હોય છે તે વર્ણવે છે ધર્મને ફેલાવવો દીપાવવો અને પ્રગટ કરવો તેને "પ્રભાવના" કહે છે એવા ધર્મ પ્રભાવના આઠ જાતની છે

(૧) પ્રવચન પ્રભાવના"—જે કાળમાં જેમના જેટલાં સૂત્રો અને શાસ્ત્રો હોય તેને જાણે, * સર્વ શાસ્ત્રમાં પ્રવીણ હોય તે જ સર્વને યોગ્ય જ્ઞાન દઈને ધર્મને દીપાવે. વિપક્ષ કરનારા વચનોને જમીનદોસ્ત કરવા તે પ્રવચન પ્રભાવના છે જૈનેતર શાસ્ત્રોએ જૈન ધર્મનું કેટલું મહત્વ કહ્યું છે કેવી રીતે ઇકરાર કરી સ્તુતિ કરી છે તે બતાવવા માટે જૈનેતર શાસ્ત્રો વાંચે.

(૨) "ધર્મકથા પ્રભાવના"—શ્રી ઠાણાંગ સૂત્રમાં ચાર પ્રકારની કથા કહી છે તે દરેકના ચાર ચાર ભેદ ગણતાં સોળ પ્રકારની દેશના થાય છે. તે સોળ દેશના એટલે ધર્મ કથા કરી જન મનને રીઝવે चउव्विहा कहा पण्णत्ता तंजहा-(૧) આક્ષેપણી (૨) વિક્ષેપણી (૩) સંવેગણી (૪) નિર્વેદણી.

* જે કામ હંમેશા કરવામાં આવે તેને "ચરણ" કહે છે અને કારણસર એટલે પ્રયોજન આવ્યે કરવું પડે તેને "કરણ" કહે છે

(૧) " અક્ખેવણી ' (અક્ષેપની)—સાંભળનારના હૃદયમાં જૈન ધર્મ આબેહુબ ઠસી જાય તેવી કથા તેના ૪ ભેદ છે (૧) સાધુના આચાર અને શ્રાવકની ક્રિયા, વગેરેનો ઉપદેશ કરે. (૨) વ્યવહારમાં શી રીતે ચાલવુ, સભામાં કઇ રીતે ઉપદેશ આપવો, અને પ્રાયશ્ચિત આપી આત્માને શી રીતે શુદ્ધ કરવો તે બતાવે (૩) મનમાં પ્રશ્ન ધારીને કોઇ આવેલ હોય તો તેનો સશય દૂર થઇ જાય એવો ઉપદેશ કરે કોઇ પ્રશ્ન વગેરે પુછે, તો તેને એવા માર્મિક શબ્દોથી ઉત્તર આપે કે જેથી પૂછનારના રોમેરોમમાં તે વાત પાકી ઠસી જાય. (૪) વ્યાખ્યાન વખતે સાતે નયની રીતે સ્યાદ્વાદ શૈલીથી સર્વને સરળ ને શોભીતી, પરસ્પર વિરોધ ન આવે તેવી, બીજાની નિંદા ન થાય એવી, અને પોતાના ધર્મના ગુણો અને સિદ્ધાતો બીજાના મનમાં ઠગી જાય એવી શબ્દરચનાવાળી વાણી પ્રકાશે

(૨) " વિક્ખેવણી " (વિક્ષેપની)—સન્માર્ગ છોડી ઉન્માર્ગે જતો હોય એવાને પાછો સન્માર્ગ પર સ્થિર કરે, સન્માર્ગ પર સ્થાપી દ્રઢ કરે તે વિક્ખેવણી કથા તેના ૪ ભેદ છે (૧) સ્વમતની દેશના આપતા વચમાં, વચમાં બીજા ધર્મ શાસ્ત્રોના એવા અર્થ કરે કે જેથી સાંભળનારને જૈન ધર્મના મહત્વનો વિશ્વાસ આવે (૨) સભામાં અન્ય મતવાળાની સખ્યા વિશેષ હોય તો તેના ધર્મની વાતો કરતાં વચમાં વચમાં શુદ્ધ ધર્મનું રહસ્ય બતાવે જેથી અન્ય મતવાળા સમજે કે જૈન ધર્મ શુદ્ધ અને ચમત્કારી છે. તેથી મિથ્યાત્વનો ત્યાગ કરવાની મરજી થાય. (૩) સમ્યક્ત્વ વગેરેનુ સ્વરૂપ પ્રગટ કરતાં વચમા મિથ્યાત્વનુ સ્વરૂપ દેખાડે જેથી શ્રોતાજન મિથ્યાત્વથી પોતાના આત્માને બચાવી શકે (૪) મિથ્યાત્વનું સ્વરૂપ સમજાવતા વચમાં સમ્યક્ત્વનુ સ્વરૂપ પણ કહે જેથી શ્રોતાજનની સમ્યક્ત્વ ગ્રહણ કરવાની ઇચ્છા થાય

(૩) "સવેગણી"—જે કથા સાંભળતાં સાંભળનારના અતકરણમાં વૈરાગ્ય ઉપજે અને મોક્ષની ઇચ્છા થાય તેવી કથા એન ૪ ભેદ છે (૧) આ દુનિયાનુ અનિત્યપણુ બતાવે, અને મનુષ્ય જન્મ, સમ્યક્ત્વધર્મની પ્રાપ્તિ, સત્શાસ્ત્રોનુ શ્રવણ, સાધુ મહારાજનો સમાગમ વગેરેની દુલર્ભતા બનાવે જેથી સાભળનારનુ ચિત્ત સાસારિક પદાર્થ ઉપરથી ઉતરી, ધર્મ ગ્રહણ કરવા તરફ ખેંચાય. (૨) પરલોક, દેવતા, ઇદ્ર અને ચક્રવર્તી મહારાજાની ઋદ્ધિ, મોક્ષનું સુખ, પાપના માઠાં ફળ અને નરક ગતિના દુખોનું વર્ણન એવા વિસ્તારથી કરે કે સાંભળનારા પાપના માઠાં ફળ અને દુખથી ડરી પાપ કર્મ ન કરે, અને દેવલોક તથા મોક્ષના સુખ લેવાની ઇચ્છા કરે. (૩) સ્વજન, મિત્ર, નાતિજન વગેરેનું સ્વાર્થીપણું વિસ્તારથી બતાવી, એમના ઉપરનો મમત્વ ભાવ ઓછો કરાવે તથા સત્સગનો મહિમા દર્શાવી સાધુ સંગતિ કરવા ઉત્સક બનાવે (૪) રાત દિવસ પરપુદ્ગલોમાંજ મન રમ્યાં કરે છે જેથી મહા પવિત્ર આત્મપ્રદેશો મલિન થયેલ છે અને સત્ય વસ્તુ તથા અસત્ય વસ્તુની ખરેખરી ઓરખ થતી નથી એવું જ્ઞાન આપી, જ્ઞાન, દર્શન અને ચરિત્રરૂપી ત્રણ રત્નોને પવિત્ર બનાવે જેથી આત્મ સ્વરૂપ પ્રગટ થતાં અનત સુખની પ્રાપ્તિ થાય વગેરે વગેરે વિવેચન વિશેષ કરી શ્રોતાજનના હૃદયમાં ઠસાવે

(૪) " નિંવ્વેગણી "—જે કથા સાંભળતાં સંસાર ઉપરથી મન ઉતરી, સંયમ લેવાની ઇચ્છા થાય તે " નિંવ્વેગણી કથા " એના ૪ ભેદ છે. (૧) કેટલાક ફળ દુંખદાથી થાય છે જેમકે—ચોરી કરવાથી પગમા બેડી જડાય છે, વ્યભિચાર કરવાથી ચાંદી, પ્રમેહ વગેરે રોગ અને મોત પણુ થાય છે વગેરે સમજાવી સસાર ઉપર શ્રોતાજનને ઉદ્વેગ થાય એવુ ઠસાવે છે (૨) આ ભવમાં કરેલાં કેટલાક શુભ કર્મોનુ ફળ આ ભવમાં જ મળે છે એવુ બતાવે છે.

જેમો— તપ અને સંયમ પાળવાથી તમામ જાતની ચિંતાથી મુક્ત તથા પૂજ્ય થવાય છે (૩) આ ભવમાં કરેલાં અશુભ કર્મોનાં ફળ હવે પછીના ભવમાં નરક વગેરે અશુભ ગતિ પામી તે ભોગવે છે એનું સ્વરૂપ બતાવે (૪) ગયા ભવોમાં કરેલાં શુભ કર્મોનાં ફળ રૂપે આ લોકમાં ઋદ્ધિ વગેરે સુખ મળ્યાં છે તે દર્શાવે.

(૩) "નિરપવાદ પ્રભાવના"—કોઈ સ્થળે જૈન મતવાળાને ધર્મભ્રષ્ટ કરવાનું ઘા ઘડ્યું હોય અને અનેક માણસો જૈન સાધુનો મહિમા સાંભળી ચર્ચા કરવા આવ્યા હોય, તેવે પ્રસંગે વિવેકી સાધુ ચતુરાઈથી સ્વમતનાં અને અનેક પરમતનાં શાસ્ત્રોના પ્રમાણ આપી વાદી પ્રતિવાદીરૂપે ખરા ખોટા પક્ષનું સ્વરૂપ બતાવી સ્વમતને (જૈનધર્મને) સ્થાપે.

(૪) "ત્રિકાળજ્ઞ પ્રભાવના"—જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ચંદ્રપ્રજ્ઞપ્તિ વગેરે શાસ્ત્રોમાં ભૂગોળ, ખગોળ નિમિત્ત, જ્યોતિષ, વગેરે જે જે વિદ્યા છે તેમાં પારંગત હોય. જેથી ભૂત ભવિષ્ય, વર્તમાન એ ત્રણે કાળની સારી અને નઠારી તમામ વાતનું જ્ઞાન થાય. લાભાલાભ સુખ-દુઃખ જીવિતવ્ય-મરણ, વગેરે જાણી ઉપકારક અને કલ્યાણકારી સ્થળે પ્રકાશે. જેથી જૈન ધર્મની મહા યશ પણ નિમિત્ત ભાખે નહિ આપઘાતને સમયે સાવધાન રહે.

(૫) તપ પ્રભાવના—યથાશક્તિ દુષ્કર (કઠિન) તપશ્ચર્યા કરે કે જે તપશ્ચર્યા જોઈ લોકોને ચમત્કાર ઉપજે અન્યમતવાળાઓની તપશ્ચર્યા તો કેવળ નામની છે એઓ તો એક ઉપવાસમાં પણ મિષ્ટાન્ન જમી તપ કર્યાનું જણાવે છે પણ જૈનની તપસ્યા તો દુષ્કર છે જેથી લોકોને ચમત્કાર ઉપજે.

(૬) "વ્રતપ્રભાવના"—વિગયનો ત્યાગ અલ્પ ઉપધિ મૌન સખ્ત અભિગ્રહ, કાઉસગ્ગ આતાપનામાં ધ્યાનનિમગ્ન, દુષ્કર ક્રિયા વગેરે વ્રતો ધારણ કરી લોકોને ચમત્કાર ઉપજાવે.

(૭) 'વિદ્યા પ્રભાવના'—રોહિણી પ્રજ્ઞપ્તિ આદિ, પરશરીરપ્રવેશિની ગમન-ગામિની વગેરે વિદ્યા મંત્રયંત્ર અંજનસિદ્ધિ, ગુટિકા, રસસિદ્ધિ, ઇત્યાદિ અનેક વિદ્યામાં પ્રવીણ હોય છતાં એ વિદ્યાનો ઉપયોગ ન કરે કોઈ ખાસ મોટું કારણ ઉપજે તો લોકોને જૈનધર્મનું મહત્ત્વ બતાવીને ચમત્કાર ઉપજાવે પછી પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થાય.

(૮) "કવિ પ્રભાવના"—અનેક પ્રકારના છંદ કવિતા ઢાળ શ્લોક, સ્તવન, વગેરે ઉત્તમ કાવ્ય બનાવી તેમાં અનુભવ રસ વડે ભરપૂર ગૂઢાર્થ યોજી આત્મજ્ઞાનની શક્તિ ખીલવી જૈન ધર્મને દીપાવે એટલે રગે રગે ત્યાગ વૈરાગ્ય વ્યાપી જાય એવી કવિતા ખાસ બનાવે.

એ આઠ પ્રભાવના વડે જૈનમતને દીપાવે. પણ અભિમાન ન કરે કે હું કેવો વિદ્વાન દેદિપ્યમાન અને જૈન ધર્મને શોભાવનાર છું ? અભિમાનીની વિદ્યા ફળતી નથી અને લોકોમાં અપમાન થવાનો સંભવ છે માટે આઠ પ્રભાવનાવાળા ઉપાધ્યાય ગુણી થઈ સદા નમ્ર ભાવ રાખે.

"જોગ નિગ્રહ"—મન વચન ને કાયા એ ત્રણ જોગને કબજામાં રાખે.

એ પ્રમાણે શ્રી ઉપાધ્યાય (૧ થી ૧૨) અંગના જાણકાર (૧૩-૧૪) કરણ સિત્તરી અને ચરણ સિત્તરીના ગુણો યુક્ત, (૧૫ થી ૨૨) આઠ પ્રભાવના ગુણ (૨૩ થી ૨૫) ત્રણ યોગને વશ રાખે. કુલ ૨૫ ગુણ શ્રી ઉપાધ્યાય ભગવંતના પૂર્ણ થયા.

## શ્રી ઉપાધ્યાયની ૧૬ ઉપમાઓ

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૧ મા અધ્યયનમાં ઉપાધ્યાયજી મહારાજને ૧૬ ઉપમાથી અલંકૃત કર્યા છે-

(૧) "શંખ રૂપ"–જેમ દૂધે ભર્યો શંખ શોભે છે અને તેમાંનું દૂધ બગડતું નથી તે પ્રમાણે શ્રી ઉપાધ્યાય મહારાજમાં જ્ઞાન શોભી રહે છે અને તે જ્ઞાનનો કોઈ દિવસે વિનાશ થતો નથી. વળી જેમ શ્રી વાસુદેવના પંચાયન શંખના અવાજથી મહા સૈન્ય નાસી જાય તે પ્રમાણે શ્રી ઉપાધ્યાય મહારાજના ઉપદેશથી સર્વે પાખંડીઓ ભાગી જાય–

(૨) "અશ્વ રૂપ"–જેમ કંબોજ દેશનો ઘોડો બન્ને તરફ વાજિંત્રોને લીધે શોભા આપે છે તેવી રીતે શ્રી ઉપાધ્યાય ભગવંત સજ્ઝાય રૂપી વાજિંત્રો વડે પૂર્ણ શોભા આપે છે

(૩) "સુભટ રૂપ" જેમ શૂરો સુભટ એટલે ક્ષત્રિય રાજા ચોતરફ બિરદાવલી બોલતા અનેક બંદીજનોથી શોભતો શત્રુઓનો પરાજય કરે છે, તેવી રીતે તે ઉપાધ્યાય ચતુર્વિધ સંઘથી શોભતા મિથ્યાત્વીઓનો પરાજય કરે છે

(૪) 'હાથી રૂપ"–જેવી રીતે સાઠ વર્ષનો જુવાન હાથી હાથણીઓના પરિવારમાં શોભે છે તેવી રીતે શ્રી ઉપાધ્યાય મહારાજ બહુ સૂત્રના જ્ઞાન રૂપ યુવાવસ્થા પ્રાપ્ત કરીને તથા નાનીઓના પરિવારથી શોભે છે, અને હાથીની પેઠે સ્થિર રહી કોઈ પણ વિતંડાવાદીઓથી હઠતા નથી કિન્તુ તેમને હઠાવે છે

(૫) "વૃષભ રૂપ"–જેવી રીતે બળદ પોતાના બન્ને અણીદાર શીંગડાથી ગાયોના ટોળામાં શોભે છે તેમ શ્રી ઉપાધ્યાયજી મહારાજ, નિશ્ચય અને વ્યવહાર રૂપી શીંગડાં વડે પરમતવાદીઓને હઠાવીને મુનિ મંડળમાં શોભે છે.

(૬) "સિંહ રૂપ"–જેવી રીતે કેશરી, સિંહ, તીક્ષ્ણ દાઢો વડે જંગલમાં સર્વ જાનવરોને ક્ષોભ ઉપજાવે છે તેવી રીતે ઉપાધ્યાયજી મહારાજ સાત નય વડે સર્વે કદાગ્રહીઓને હરાવે છે

(૭) "વાસુદેવ રૂપ"–જેવી રીતે ત્રિખંડાધિપતિ વાસુદેવ સાત રત્નની મદદથી તમામ વેરીઓને હઠાવી ત્રણ ખંડના ધણી થાય છે, તેવી રીતે શ્રી ઉપાધ્યાયજી મહારાજ તપ, સંયમ, વગેરે શસ્ત્રોથી કર્મ રૂપી વેરીઓનો પરાજય કરી, જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ત્રણ રત્નના આરાધક થાય છે

(૮) "ચક્રવર્તી રૂપ"–જેમ ૭ ખંડના સ્વામી ચક્રવર્તી મહારાજ ૧૪ રત્નો વડે, નરેંદ્ર, સુરેન્દ્ર, સૌને પૂજ્ય થાય છે તેમ શ્રી ઉપાધ્યાયજી ૧૪ પૂર્વની વિદ્યા મેળવીને જગતમાં પૂજ્ય થાય છે

(૯) "ઇંદ્ર રૂપ"—જેમ શક્રેંદ્ર પોતાની હજાર આંખોથી* દેવતાઓની સભાને મોહિત કરે છે, તેમ શ્રી ઉપાધ્યાય મહારાજ અનેકાંત સ્યાદ્વાદ માર્ગનો પ્રકાશ કરીને ભવ્ય જીવોને મોહિત કરે છે

---

* પૂર્વના ભવમાં શ્રી શક્રેંદ્રનો જીવ કાર્તિક શેઠ હતો. કાર્તિક શેઠે પોતાના ૫૦૦ ગુમાસ્તા સાથે દીક્ષા લીધી એથી કાર્તિક શેઠનો જીવ ઇંદ્રની પદવી પામ્યો અને ૫૦૦ ગુમાસ્તાઓ મરીને સામાનિક (બરાબરીઆ) દેવ થયા, જે દેવો સદા ઇંદ્રની સાથેજ રહે છે. એ રીતે ૫૦૦ દેવોના નેત્રો સાથે ગણતા શક્રેંદ્ર સહસ્રનેત્રી કહેવાય છે.

(૧૦) 'સૂર્ય રૂપ'—જેમ સૂર્ય અતિ તેજસ્વી પ્રભા વડે અંધકારનો નાશ કરે છે તેમ શ્રી ઉપાધ્યાય મહારાજ નિર્મળ જ્ઞાનનો પ્રકાશ કરીને ભ્રમરૂપી અંધકારનો નાશ કરે છે.

(૧૧) "ચંદ્ર રૂપ"—જેમ પૂર્ણકળા વડે ચંદ્રમા ગ્રહ નક્ષત્ર અને તારાનાં ઝુમખાં એના પરિવાર વડે રાત્રિને મનોહર બનાવે છે તેમ શ્રી ઉપાધ્યાય ચાર તીર્થના પરિવાર વડે જ્ઞાનરૂપી શીતળ અને પૂર્ણ કળા વડે સૌના મન હરણ કરે છે.

(૧૨) કોઠાર રૂપ"—જેમ (ચોર મુષકાદિના ઉપદ્રવ રહિત) સુરક્ષિત અને વિવિધ પ્રકારનાં ધાન્યથી ભરેલા ગૃહસ્થોના કોઠાર શોભે છે તેમ નિશ્ચય વ્યવહારરૂપ બે કમાડો અને ૧૧ અંગ, ૧૨ ઉપાંગરૂપ ધાન્યથી ભરેલા, ઉપાધ્યાયજી મહારાજ શોભે છે.

(૧૩) 'જંબૂ સુદર્શન વૃક્ષરૂપ"—જેવી રીતે ઉત્તરકુરુ ક્ષેત્રમાં જંબૂદ્વીપના અધિપતિ અનાદૃત દેવનું નિવાસસ્થાન જંબૂસુદર્શન વૃક્ષ પત્ર પુષ્પ ફળાદિથી શોભે છે તે રીતે શ્રી ઉપાધ્યાય મહારાજ આર્ય ક્ષેત્રમાં જ્ઞાનરૂપી વૃક્ષના દેવ બનીને અનેક શ્રુત રૂપ ડાળાં ફળ ફૂલ વગેરેથી શોભે છે.

(૧૪) સીતા નદી રૂપ"—જેવી રીતે મહાવિદેહ ક્ષેત્રની સીતા નામે મોટી નદી પાંચ લાખ બત્રીસ હજાર નદીઓના પરિવાર વડે શોભે છે તેવી જ રીતે શ્રી ઉપાધ્યાયજી મહારાજ હજારો શ્રોતાજનોના પરિવારથી શોભે છે.

(૧૫) મેરુ પર્વત"—જેમ સર્વે પર્વતોનો રાજા મેરુ પર્વત, અનેક ઉત્તમ ઔષધિઓ તથા ચાર વનથી શોભે છે તેમ શ્રી ઉપાધ્યાય મહારાજ અનેક લબ્ધિઓ તથા ચાર તીર્થ [ચતુર્વિધ સંઘ] વડે શોભે છે.

(૧૬) સ્વયંભૂરમણ સમુદ્રરૂપ"—સૌથી મોટો સ્વયંભૂરમણ મહાસમુદ્ર અક્ષય અને સ્વાદિષ્ટ પાણી વડે શોભે છે તેમ શ્રી ઉપાધ્યાયજી મહારાજ અક્ષય જ્ઞાને કરીને ભવ્ય જીવોને રુચે તેવી રીતે તે જ્ઞાનનો પ્રકાશ કરતા શોભે છે ઇત્યાદિ અનેક શુભ ઉપમાયુક્ત શ્રી ઉપાધ્યાય મહારાજ બિરાજે છે વળી શ્રી ઉપાધ્યાયજી ગુરુ મહારાજને અભિમાન્ આવતાં ક્રોધ, કૌતુકરહિત (ચમત્કાર) માયા કપટ રહિત, કોઈનો પણ તિરસ્કાર ન કરે એવા, સર્વ સાથે મિત્ર ભાવવાળા, જ્ઞાનના અહંકાર આદિ અભિમાન રહિત, બીજાના દોષ ન જોનાર, શત્રુની પણ નિંદા (અવર્ણવાદ) નહિ કરનાર, ક્લેશરહિત, ઇંદ્રિયોના દમનાર, લજ્જાવંત વગેરે અનેક ગુણોથી શોભે છે એવા જિન કેવળી તો નહિ પણ "अजिणा जिण संकासा" કેવળી નહિ પણ જિન કેવળી જેવા યથાતથ જ્ઞાનનો પ્રકાશ કરનાર શ્રી ઉપાધ્યાયજી મહારાજને ત્રિકાળ વંદના નમસ્કાર હોજો

ગાથા—समुद्द-गंभीर समा दुरासया अचक्किया केणइ दुप्पहंसया ।
सुयस्स पुण्णा विउलस्स ताइणो खवित्तु कम्मं गइमुत्तमं गया ॥
ઉત્તરાધ્યયન સૂત્ર ૧૧-૩૧

અર્થ—સમુદ્ર જેવા ગંભીર એટલે કોઈ [illegible] નહિ, કોઈ પરાભવ કરી ન શકે તેવા, કોઈથી ડરે નહિ તેવા, શ્રુતના જ્ઞાને કરી પૂર્ણ ભરેલા, છકાયના જીવોના રક્ષપાલ એવા શ્રી ઉપાધ્યાય મહારાજ કર્મનો ક્ષય કરી જરૂર મોક્ષ પધારશે. એઓને મારી ત્રિકાળ અને ત્રિકરણ શુદ્ધ વંદના નમસ્કાર હજો

શાસ્ત્રોદ્ધારક બાલબ્રહ્મચારી જૈન ધર્મ પ્રચારાચાર્ય સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી મહારાજ દ્વારા વિરચિત જૈન તત્ત્વ પ્રકાશનું શ્રી ઉપાધ્યાય નામક ત્રીજું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૫ મું.

## "સાધુજી"

જેમ મંત્રવાદી, પોતાનો ધારેલો અર્થ સિદ્ધ કરવા સારુ તમામ લક્ષ તે તરફ ખેંચી, અનેક ઉપસર્ગો પૂર્ણ દ્રઢતાથી સહન કરે છે, તેમ જે પુરુષ પોતાના આત્માની સિદ્ધિ કરવા તરફ નજર રાખીને એટલે એકાંત મોક્ષના હેતુ માટેજ આત્મસાધના કરે છે તેને સાધુ કહે છે.

શ્રી સૂયગડાંગ સૂત્રના ૧ લા શ્રુતસ્કંધના ૧૬ મા અધ્યયનમાં શ્રી સાધુને ૪ નામથી વર્ણવ્યા છે.

**सूत्र—"अहाह भगवं-एव, से दंते द्दविए, वोसट्ठकाएत्ति वच्चे १ माहणेत्तिवा, २ समणेत्ति वा, ३ भिक्खूत्ति वा, ४ णिग्गंथेत्ति वा, त नो वूही महामुणि ॥१॥**

**पडिआह-भंते कह नु दते दविए वोसट्ठकाएत्ति वच्च महणेत्ति वा, समणेत्ति वा, भिक्खूत्ति वा, णिग्गंत्थेति वा, तं नो वूहिं महामुणी ॥१॥**

**અર્થ**—શ્રી તીર્થંકર ભગવાન, દમિતેંદ્રિય, મુકિતયોગ્ય, અને જેણે અશુભ યોગનો ત્યાગ કર્યો છે એવા સાધુને ૪ નામથી વર્ણવે છે (૧) માહણ, (૨) સમણ, (૩) ભિક્ખુ (૪) નિર્ગ્રન્થ,

ત્યારે શિષ્યે પ્રશ્ન કર્યો કે—અહો ભગવંત ! એ ચાર નામના ગુણની જુદી જુદી વ્યાખ્યા કહી બતાવશો ?

(૧) માહણ કોને કહે ? (૨) સમણ કોને કહે ? (૩) ભિક્ખુ કોને કહે ? અને (૪) નિર્ગ્રન્થ કોને કહે ?

**सूत्र—" इति विरए सव्व पावकम्मेहिं, पेज्ज, दोस, कलह, अब्भक्खाण, पेसुन्न परपरिवाय, अरइ, रइ, मायामोस, मिच्छादसणसल्ल विरए, समिए, सहिए, सया जए, णो कुझे, णो माणी, माहणेत्ति वच्चे "**

**અર્થ**—તેથી શ્રી ભગવંત, માહણ વગેરે શબ્દના અર્થ અને ગુણ અનુક્રમે ફરમાવે છે

હે શિષ્ય ! જે કાયિક વગેરે સર્વે ક્રિયાથી તથા સર્વ પાપ કર્મ રાગ દ્વેષ, કલેશ, ચાડી, નિંદા, હર્ષ શોક, કપટસહિત જૂઠું બોલવુ, ખોટા મતની શ્રદ્ધા, ઇત્યાદિથી નિવર્ત્યા છે, અને પાંચ સમિતિ સહિત, છકાયના જીવોની અને સંયમની સદાકાળ રક્ષા કરનાર, ક્રોધ વગેરે ચાર કષાયથી રહિત, અને ગુણધારી છતાં ગુણોના ગર્વ વગરના છે તેમને 'માહણ' એટલે 'મહાત્મા' કહેવા *

**(૨) सूत्र—"एत्थवि समणे अणिस्सए, अणियाणे, आइदाण च अवाय च, मुसावाय च, बहिद्धं च, कोहं च, माण च, बहिद्ध माय च, लोह च, पेज्ज च, दोस च, इच्चेव जओ जओ आदाण अप्पणोपहो स हेउ, तओ आदाणतो पुव्व पडिविरिए, पाणाइवायाइ, दंते दविए, वोसट्ठकाए समणेत्ति वच्चे "**

**અર્થ**—હવે સમણ (શ્રમણ સાધુ)ના લક્ષણો કહે છે. કોઇના પ્રતિબંધ એટલે નેશ્રા તેમજ આશ્રયરહિત, કરણીના ફળની વાંછારહિત, કષાયરહિત ( શાંત ), હિંસા, જૂઠ, ચોરી,

---

* 'માહણ' શબ્દનો અર્થ 'બ્રાહ્મણ' પણ થાય છે. એ પ્રમાણેના ગુણો જેનામાં હોય તેને 'બ્રાહ્મણ' કહેવા

કાયાની ચપળતા રોકે, (૧૮) "ભાવ સચ્ચે"—અંત:કરણના ભાવો નિર્મલ કરી, ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં આત્માને જોડે (૧૯) "કરણ સચ્ચે" કરણસિત્તરીના સીત્તેર ગુણો સહિત તથા સાધુને જે જે ક્રિયાઓ જે જે રીતે કરવાનું શાસ્ત્રમા ફરમાવ્યુ છે તે સર્વ યોગ્ય વખતમા કરે, જેમકે પાછલી રાતનો એક પહોર બાકી રહે ત્યારે જાગૃત થઇને આકાશ તરફ નજર કરી તપાસે કે કોઇ પ્રકારની "અસઝ્ઝાય" તો નથી કે ? જો દિશાઓ નિર્મળ હોય તો શાસ્ત્રની સઝ્ઝાય કરે પછી "અસઝ્ઝાય" (અસ્વાધ્યાય) ની દિશા એટલે લાલ દિશા થાય ત્યારે પ્રતિક્રમણ કરે સૂર્યોદય થયા પછી પ્રતિલેખના (પડિલેહણ) એટલે વસ્ત્ર વગેરે સર્વ ઉપકરણ જુએ, પછી ઇરિયાવહીનો કાઉસગ્ગ કરી ગુરુ આદિ વડિલ સાધુને વંદન કરી પૂછે કે—હુ સ્વાધ્યાય કરૂ ? વૈયાવચ્ચ કરૂ ? અથવા ઔષધાદિ લાવવાનુ કામ હોય તો તે કરૂ ? ગુર્વાદિ આજ્ઞા કરે તે પ્રમાણે કરે. વળી એક પહોર પૂરો થાય ત્યાં લગી સ્વાધ્યાય કરે. તથા શ્રોતાઓનો યોગ્ય સમુદાય હોય તો ધર્મોપદેશ (વ્યાખ્યાન) આપે: તે પછી ધ્યાન અને શાસ્ત્રના અર્થોનુ ચિંત્વન કરે. ને ભિક્ષાનો કાળ હોય તો ગોચરી નિમિત્તે જઇ શુદ્ધઆહાર, શાસ્ત્રની વિધિ પ્રમાણે લાવી શરીરને ભાડું આપે–શરીરને નભાવે. (ચોથા આરામાં એક ઘરમાં ૨૮ પુરુષ અને ૩૨ સ્ત્રી હોય તો તે ઘર ગણત્રીમાં લેવાતું અને સાઠ મનુષ્યોની રસોઇ તૈયાર કરતા રહેજે બે પહોર દિવસ વહ્યો જતો, વળી તે વખતે બધા માણસો એકજ† વખત ભોજન લેતા હતા એ વગેરે કારણોથી ચોથા આરામા સાધુઓ ત્રીજે પહોરે ભિક્ષા લેવા માટે જતા હતા શાસ્ત્રમાં કહ્યું છે કે "काले कालं समायरे" એટલે જે સ્થળમા ભિક્ષાને માટે જે કાળ હોય તે વખતે ગોચરીએ જવુ (ભિક્ષાના કાળનો વિચાર કર્યા વગર આગાઉથી કે પાછળથી જાય તો ગોચરી માટે ઘણું ફરવુ પડે. ધારેલો આહાર ન મળે, શરીરને કિલામના થાય લોકોમા પણ નિંદા થાય કે ટાણુ કટાણું જોયા વગર સાધુ શા માટે ફરતા હશે ? સ્વાધ્યાય અને ધ્યાનનો વખત પણ ચૂકાય તેથી અંતરાય પડે વગેરે દોષોનો વિચાર કરી સાધુએ કાળનો વિચાર કરી ભિક્ષા લેવા સારૂ જવુ) એટલે શાસ્ત્રોક્ત વિધિથી આહાર કરે પછી પાછું ધ્યાન અને શાસ્ત્રોની ચિંતવના કરે છેવટે દિવસના ચોથે પહોરે ફરી પડિલેહણ (પ્રતિલેખના) કરી સ્વાધ્યાય કરે. સાંજે અસજ્ઝાયને વખતે દેવસી પ્રતિક્રમણ કરે અને અસજ્ઝાય નિવર્તી ગયા પછી રાત્રિના પહેલા પહોરે સજ્ઝાય કરે. બીજે પહોરે ધ્યાન અને શાસ્ત્રવિચારણા કરે અને ત્રીજા પહોરને અંતે નિદ્રામાથી મુક્ત થાય. રાત દિવસની સાધુની ક્રિયા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છવીશમા અધ્યયનમાં કહેલી છે એ સિવાય ક્રિયાના નાના નાના ભેદ ઘણા છે તે ગુરુ મહારાજ પાસેથી ધારણ કરવા (૨૦) "જોગ સચ્ચે"—મન, વચન અને કાયાના યોગની સત્યતા તથા સરળતા રાખે, યોગાભ્યાસ, આત્મસાધન, શમ, દમ, ઉપશમ વગેરે સાધનાઓની પ્રતિદિન વૃદ્ધિ કરે (૨૧) "સંપન્નતિઉ"—સાધુ ત્રણ વસ્તુ સહિત છે (૧) નાણ સંપન્ન—તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અંગ, ઉપાંગ, પૂર્વ વગેરે જ્ઞાન જે કાળમાં જેટલુ હોય તેનો ઉમંગ સહિત અભ્યાસ કરે, વાચના–પૃચ્છના પર્યટના

† પહેલા આરામા માણસોને ત્રણ ત્રણ દિવસને આંતરે, બીજે આરે બબ્બે દિવસને આંતરે, ત્રીજે આરે એક એક દિવસને આંતરે અને ચોથા આરામાં એક દિવસમા એક વખત ભોજનની ઇચ્છા થતી હતી

समाइ पेहाई परिव्वयंतो । सिया मणो निस्सरइ वहिद्धा ॥
न सा महं नो वि अहं पि तीसे । इच्चेव ताओ विणएज्ज रागं ॥

અર્થ—સ્ત્રી વગેરે જોઇને કદી સાધુનુ મન સંયમથી ખસી, ભ્રમિત થઇ જાય તો એવો વિચાર કરે કે આ સ્ત્રી મારી નથી તેમ હું એનો નથી. એ પ્રમાણે વિચાર કરી તેના પરનો સ્નેહ-રાગ નિવારવો. એમ છતાં મન શાંતિ ન પામે તો,

आयावयाही चय सोगमल्लं । कामे कमाहि कमियं खु दुक्खं ॥
छिंदाहि दोसं विणएज्ज राग । एव सुही होहिसि संपराए ॥ ५ ॥

અર્થ—શરીરનુ સુકોમળપણું છોડી સૂર્યની આતાપના લેવી, ઉણોદરી વગેરે બાર પ્રકારનો તપ કરવો, આહાર ઓછો કરવો, ભૂખ સહન કરવી, એ પ્રમાણે કરવાથી શબ્દાદિક કામભોગ અને તેનાથી ઉત્પન્ન થતા રાગદ્વેશ દૂર રહેશે અને આત્માને સુખ પ્રાપ્ત થશે (૯) ' ચરિયા પરીષહ "—એક જગાએ રહેવાથી પ્રેમરૂપી બંધનમાં ફસાઇ જવાય છે, માટે સાધુએ ગામાનુગામે વિચરવુ જોઇએ ૮ મહિનામાં આઠ વિહાર અને ચોમાસામાં એક એમ કુલ નવ કલ્પી વિહાર તો કરવા જ જોઇએ વૃદ્ધ રોગી અને તપસ્વી હોય તેને તથા તેમની સેવા કરનારને તેમજ જ્ઞાનના અભ્યાસ નિમિત્તે રહેવામાં હરકત નહી (૧૦) "નિસીહિયા પરીષહ"—ચાલતાં ચાલતાં સાધુને રસ્તામાં વિશ્રામ લેવા સારૂ એક ઠેકાણે બેસવુ પડે એવે પ્રસગે સારી નરસી જમીન મળે તો રાગદ્વેષ ન કરે (૧૧) "સેજ્જા પરીષહ"—કોઇ જગાએ એક રાત અને કોઇ જગાએ ચાતુર્માસાદિક અધિક કાળ રહેવુ પડે ત્યાં મનની રુચિ પ્રમાણે શય્યા, સ્થાનક વગેરે ન મળે પણ ખંઢેર જેવુ અને ટાઢ તાપ વગેરેનો ઉપદ્રવ થાય તેવાં મકાન ને શય્યાનો સયોગ બને તો મનમાં જરાપણ ઉદ્વેગ ન આણે (૧૨) "અક્કોસ પરીષહ" —ગામમાં રહેતા સાધુની ક્રિયા, વેશ વગેરે જોઇ કોઇ અદેખો અને પર ધર્મનો અભિમાની મનુષ્ય કઠોર વચન કહે, નિંદા કરે, આળ ચડાવે, ઠગ પાખંડી વગેરે શબ્દો કહે, તો સમભાવ રાખી સહન કરે (૧૩) "વહ પરીષહ" —કોઇ મનુષ્ય ક્રોધમાં આવી જઈ મારે તો પણ મુનિ શાંતિ સમાધિથી સહન કરે (૧૪) "જાયણા પરીષહ" —ઓસડ વગેરે ચીજોની જરૂર પડતાં યાચના કરવા જવું પડે તો એમ ન માને કે "હુ મોટા ઘરનો પુત્ર થઇને શી રીતે માગું ?" એવુ અભિમાન, શરમ કે ગ્લાનિ ન આણે પણ એમ વિચારે કે સાધુનો નિર્વાહ તો યાચના (માગણી) કરવા પર જ છે (૧૫) "અલાભ પરીષહ" —યાચના કરતા છતાં પણ ઇચ્છિત વસ્તુ ન મળે તો જરાપણ ખેદ ન આણે (૧૬) "રોગ પરીષહ" —શરીરમાં કોઇપણ જાતિનો રોગ થયો હોય તો હાય હાય ! વોય માડી ! ત્રાહિ ત્રાહિ ! વગેરે દીન શબ્દો ન બોલે (૧૭) "તણફાસ પરીષહ" —રોગથી દુબંળ થયેલા શરીરથી પૃથ્વીનો કઠણ સ્પર્શ સહન ન થાય તેવે પ્રસંગે સાધુને ગાદી તકીઓ તો ખપે નહિ પણ કમોદ વગેરેના નરમ પરાળના બિછાના પર શયન કરે. એ પરાળ-ઘાસનો સ્પર્શ પણ ન ખમાય તો ગૃહસ્થાવાસને સભારે નહિ (૧૮) "જલ્લ પરીષહ" —મેલ, પરસેવો વગેરેથી ગભરાઇને સાધુ સ્નાનની ઇચ્છા ન કરે (૧૯) "સક્કાર પુરક્કાર પરીષહ" —સાધુને કોઇ વંદના નમસ્કાર ન કરે, સત્કાર ન આપે, તેથી જરા-

દાંતોની ‡ શોભાને માટે ઘસે તો અના૦ (૧૬) સંપ્રશ્ન—ગૃહસ્થને કે અસંયતિને સુખશાતા પૂછે તો અના૦ (૧૭) 'દેહ પ્રલોયન'—કાચ, પાણી વગેરેમાં પોતાનો ચહેરો જુએ તો અના૦ (૧૮) 'અષ્ટાપદ'—જુગાર રમે તથા અષ્ટાંગ નિમિત્ત પ્રકાશે તો અના૦ (૧૯) નાલિક'—ચોપાટ, ગંજીપો, શેતરંજ આદિ રમે તો અના૦ (૨૦) 'છત્ર'—છત્રી ધારણ કરે (૨૧) 'તિગિચ્છ'—વિના કારણ બલવૃદ્ધિ આદિને માટે ઔષધ લે (૨૨) 'વાહની'—જોડા, ચાંખડી, મોજા વગેરે પગમાં પહેરે (૨૩) 'જોત્યારંભ'—દીપક, ચૂલો આદિ અગ્નિનો આરંભ કરે. (૨૪) 'શય્યાતર પિંડ'—જેની આજ્ઞા લઇને મકાનમાં ઉતર્યા હોય તેને ત્યાંથી આહાર પાણી લે, (૨૫) 'આસંદી'—ખુરશી, ખાટલો વગેરે નેતર કે સીંદરી આદિથી ભરેલા આસન પર બેસે, (૨૬) 'ગૃહાંતરશય્યા'—વૃદ્ધાવસ્થા રોગ કે તપશ્ચર્યાદિ કારણ વગર ગૃહસ્થને ત્યાં બેસે, (૨૭) 'ગાત્રમર્દન'—પીઠી આદિ શરીરે લગાવે, (૨૮) 'ગૃહી વૈયાવૃત્ય'—ગૃહસ્થની વૈયાવચ્ચ કરે અથવા ગૃહસ્થ પાસે વૈયાવચ્ચ કરાવે, (૨૯) 'જાત્યાજીવી'—સગપણ, ઓળખાણ વગેરે મેળવી આહાર પાણી લે, (૩૦) તપ્તનિવૃત—જે વાસણમાં પાણી ગરમ કર્યું હોય તે વાસણ ઉપર, નીચે તેમજ મધ્યમાં ગરમ થયુ ન હોય તેવા વાસણનું પાણી લે, (૩૧) 'આતુર શરણ'—રોગ, દુઃખ વગેરેથી ગભરાઇને કુટુંબીઓનુ શરણ વાંછે, (૩૨ થી ૪૫) મૂળ, આદુ, ઇક્ષુખંડ, (શેરડી) સૂરણાદિ કંદ, મૂલ જડી, ફળ, બીજ, સંચળ, સિંધાલુણ, અગરનું મીઠું, રોમ દેશનુ મીઠું, સમુદ્રનું મીઠું, પાંશુક્ષાર, કાળું મીઠુ એ ચૌદ વસ્તુ સચેત ગ્રહણ કરે તો અના૦ (૪૬) વસ્ત્રાદિને સુગંધી દ્રવ્યનો ધુપ દે, (૪૭) વિના કારણ વમન કરે, (૪૮) બસ્તીકર્મ કરે, [ગુદા દ્વારા પાણી કે દવા પ્રક્ષેપ કરી મળ ત્યાગ કરે,] (૪૯) વિરેચન વિના-કારણ જુલાબ લે, (૫૦) અંજન-શોભાને માટે આંખમાં કાજળ, સુરમો વગેરે આંજે, (૫૧) 'દંતવણે'-દાંત રંગે, અને (૫૨) 'ગાત્રભંગ'-કસરત, મલકુસ્તી વગેરે કરે તો અનાચરણ ઉપર્યુક્ત ૫૨ અનાચરણનો ત્યાગ કરી સાધુજી શુદ્ધ સંયમ પાળે છે શ્રી દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમાં ૫૨ અનાચરણ બતાવ્યાં છે.

## ૨૦ અસમાધિ દોષ.

(૧) જલ્દી જલ્દી ચાલે તો, (૨) પ્રકાશિત સ્થાનમાં દૃષ્ટિથી જોયા વિના ચાલે અને અપ્રકાશિત સ્થાનમાં રજોહરણાદિકથી પૂંજ્યા વિના ચાલે તો, (૩) પૂંજે બીજી જગાએ ને પગ મૂકે બીજી જગાએ તો, (૪) પાટ, પાટલા, બાજોઠ વધારે ભોગવે તો, (૫) રત્નાધિક ગુણવંતની સામે બોલે તો, (૬) સ્થવિર સાધુનું મોત ઇચ્છે તો, (૭) સર્વે પ્રાણ, ભુત, જીવ, અને સત્વની ઘાત ઇચ્છે તો, (૮) ઘડી ઘડીમાં ગુસ્સે થાય તો, (૯) નિંદા કરે તો, (૧૦) વારવાર નિશ્ચય ભાષા (આ કામ કરીશ, આ સ્થળે જઇશ વગેરે) બોલે તો, (૧૧) નવા નવા ઝગડા ઉપજાવે તો, (૧૨) જૂના કજીઆ ઉખેળે, ચૂંજરી ગયેલી વાતો પાછી સભારે અગર ખમત ખામણાં કર્યાં પછી પાછી લડાઇ કરે તો, (૧૩) બત્રીશ પ્રકારની અસજ્ઝાયમા સજ્ઝાય કરે તો, (૧૪) રસ્તાની ધૂળથી એટલે સચેત રજથી પગ ભર્યા હોય ને પૂજ્યા વિના આસન ઉપર બેને તો, (૧૫) પાછલી એક

‡ દાંતમાં રસી વગેરે રોગ થયો હોય તેવે પ્રસંગે ઔષધ તરીકે વાપરે તો હરકત નહિ

ગુરુની પાસે કહે, ( ૨ ) શિષ્યનો વાંક બીજાની આગળ ગુરુ પ્રકાશે નહિ, ( ૩ ) કષ્ટ પડે તો પણ ધર્મમાં દૃઢ રહે ( ૪ ) તપશ્ચર્યા કરીને આ લોકમાં યશ-મહિમાની, સુખની ઇચ્છા તેમજ પરલોકમાં દેવપદ, રાજપદ મળે તેવી ઇચ્છા કરે નહિ ( ૫ ) "આસેવના" (જ્ઞાનાભ્યાસ સંબંધી ) "ગ્રહણા" ( આચાર તે ગોચરી સબંધી ), શિક્ષા ( શિખામણ ) કોઇ આપે તો તે હિતકારી માને ( ૬ ) શરીરની શોભા વિભૂષા, ( ટાપટીપ, ઠાઠમાઠ ) કરે નહિ (૭) ગુપ્ત તપ કરે, ( ગૃહસ્થને ખબર ન પડવા દે કે સાધુને તપ છે ) તથા લોભ કરે નહિ ( ૮ ) જે જે કુળોમાં ભિક્ષા લેવાનું શ્રી પ્રભુનું ફરમાન છે તે તમામ કુળોમાં ગોચરી અર્થે જાય ( ૯ ) પરીષહ આવે તો ચઢતા પરિણામ રાખી સહન કરે પણ ક્રોધ ન કરે ( ૧૦ ) સદા સરળતાથી એટલે નિષ્કપટપણાથી વિચરે ( ૧૧ ) સયમ ( આત્મદમન ) કરે ( ૧૨ ) સમકિત સહિત એટલે શુદ્ધ શ્રદ્ધાયુકત રહે ( ૧૩ ) ચિત્તને સ્થિર કરે ( ૧૪ ) જ્ઞાનાચાર, દર્શનાચાર ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર એ પાચ આચારમા પ્રવર્તે. (૧૫) વિનય એટલે નમ્રતા સહિત પ્રવર્તે ( ૧૬ ) તપ, જપ, ક્રિયા અનુષ્ઠાન વગેરેમાં સદા વીર્ય પરાક્રમ ફોરવે ( ૧૭ ) સદા વૈરાગ્યવત રહે ( ૧૮ ) નિજ આત્માના ગુણને એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રને રત્નના ખજાનાની પેઠે બંદોબસ્ત કરી સાચવે ( ૧૯ ) પાસત્થાના એટલે જેઓ ઢીલા ને શિથિલ પડી ગયા છે તેમના જેવા પરિણામ ન આણતા ચઢતા ને વધતા પરિણામથી રહે ( ૨૦ ) ઉપદેશ રૂપે કે પ્રવૃતિ રૂપે પણ સદા સંવરકરણીને પુષ્ટિ મળે તેમ રહે ( ૨૧ )પોતના આત્માના જે જે દુર્ગુણો ધ્યાનમા આવે તેને ટાળવા સારું ઉપાય કરે. ( ૨૨ ) કામ ( શબ્દ, રૂપ સબધી ), ભોગ ( ગધ, રસ ને સ્પર્શ સબધી ) નો સંજોગ નળે તો લુબ્ધ ન થાય ( ૨૩ ) નિયમ, અભિગ્રહ, ત્યાગ વૈરાગ્યની હમેશાં યથાશકિત વૃદ્ધિ, કરે, ( ૨૪ ) ઉપધિનો=વસ્ત્ર, પાત્ર, સૂત્ર, શિષ્ય, વગેરેનો અહકાર કરે નહિ, (૨૫) મદ, વિષય કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદનો સદા ત્યાગ કરે, ( ૨૬ ) થોડું બોલે અને જે જે વખતે જે જે ક્રિયા કરવાની છે તે બરોબર કરે, ( ૨૭ ) આર્ત્ત રૌદ્ર એ બે ધ્યાન છોડીને ધર્મ અને શુકલ એ બે ધ્યાન હમેશા ધ્યાય, [ ૨૮ ] મન, વચન અને કાયાને સદા શુભ કાર્યમાં પ્રવર્તાવે, [ ૨૯ ] મારણાતિક વેદના આવે તો પણ પરિણામની ધારા ધર્મમાં સ્થિર રાખે, [ ૩૦ ] સર્વ સંગનો ત્યાગ કરે, [ ૩૧ ] ગુરુની પાસે આલોયણા, નિંદણા કરે એટલે ગુપ્ત પાપોનો પ્રકાશ કરી પ્રાયશ્ચિત્ત લે અને પોતાના આત્માની નિંદા કરે, [ ૩૨ ] મરણનો અવસર નિકટ જાણી સથારો કરે, આહાર અને શરીરનો પણ ત્યાગ કરી સમાધિભાવમા દેહોત્સર્ગ કરે.

આ ૩૨ બાબતોનો સાધુએ સંગ્રહ કરી એટલે હૃદયમા ધારી તે પ્રમાણે ચઢતા પરિણામે હમેશાં યથાશકિત પ્રવૃત્તિ કરવી પુરુષાર્થ કરવાથી સૌ સાધી શકાય છે. માટે ઉદ્યમ કરવો આ ૩૨ યોગ શ્રી સમવાયાંગ સૂત્રમાં છે

એ પ્રમાણે સાધુને માટેની અનેક ક્રિયાનું શાસ્ત્રમાં વર્ણન છે એ વર્ણન પ્રમાણે જે પવિત્ર આત્માને સપૂર્ણ ગુણ પ્રાપ્ત થાય તો તેને યથાખ્યાત ચારિત્ર કહે છે. આ પંચમકાળમા સંપૂર્ણ ગુણધારી મહાત્મા મળવા મુશ્કેલ છે છતા એમ કદી ન માનવુ કે પાંચમાં આરામાં સાધુ નથી એ બાબતનુ સમાધાન કરવા શાસ્ત્રમાં છ પ્રકારના નિયંઠા (નિગ્રથ) કહ્યા છે

## ૫ પ્રકારના નિયંઠા ( નિર્ગ્રંથ )

જેઓ દ્રવ્યથી પરિગ્રહની ગાંઠ બાંધે નહિ અને ભાવથી આઠ કર્મોનો તથા રાગ, દ્વેષ મોહ અને મિથ્યાત્વનો નાશ કરે તેઓને નિયંઠા (નિર્ગ્રંથ) કહે છે એના ૫ પ્રકાર છે

(૧) 'પુલાક નિયંઠા'—જેમ કમોદ તથા ઘઉંનું ખેતર લણી તેનો પરાળ સહિત ઢગલો કરે તેમાં દાણા થોડા અને ખડનો ભાગ ઘણો તેમ પુલાક નિયંઠામાં ગુણ થોડા અને દુર્ગુણ ઘણા હોય છે પુલાક નિયંઠાના બે ભેદ છે (૧) લબ્ધિ પુલાક—કોઈએ મોટો અપરાધ કર્યો હોય તે પ્રસંગે પુલાક લબ્ધિથી ચક્રવર્તીની સેનાને પણ બાળી નાખે. એ "લબ્ધિ પુલાક નિયંઠ" કહેવાય. (૨) "આસેવના પુલાક"—તે જ્ઞાન, દર્શન અને ચારિત્રની વિરાધના કરે આ પ્રકારના નિયંઠા હાલ છે નહિ.

(૨) "બકુસ નિયંઠા"—કમોદ તથા ઘઉંના ઊંબના પરાળ સહિત ઢગલો હોય તેમાંથી પરાળ જુદું પાડી નાખે અને ઊંબીઓનો ઢગલો કરે તો તે ઢગલામાં પ્રથમના કરતાં ખડ થોડું છે તો પણ દાણા કરતાં વધારે તે પ્રમાણે બકુસ નિયંઠામાં પણ ગુણ થોડા ને દુર્ગુણ વધારે હોય. બકુસ નિયંઠાના વળી બે ભેદ છે (૧) "ઉપકરણ બકુસ" તે વસ્ત્ર ને પાત્રાં ( પાત્ર-ભાજન ) વિભૂષા રાખે, ખારા વગેરેથી ધોવે તે. (૨) "શરીર બકુસ" તે હાથ પગ ધોવે કેશ નખ સમારે શરીરની વિભૂષા કરે પરંતુ કર્મ ખપાવવાનો ઉદ્યમ તો કરે.

(૩) "કષાય કુશીલ નિયંઠા"—ઘઉં અને કમોદના ઉંબની ઊંબીના ઢગલામાંથી માટી કાંકરા વગેરે તારવી ખળામાં ખળાના પગોથી કચરાતી દાણા છૂટા પડ્યા તે વખતે તે વખતે દાણા અને કાંકરા લગભગ બરાબર હોય છે તેમ કષાય કુશીલ નિર્ગ્રંથ સંયમ પાળે, જ્ઞાનાભ્યાસ કરે, તપશ્ચર્યા યથાશક્તિ કરે, બીજી પણ ક્રિયાઓ કરે, છતાં કષાયનો થોડો ઉદય થાય તે જ્ઞાન પડે ત્યારે પણ આચારે હદ બાંધ્યા કરે, કોઈના કરતાં વેશ અને નિંદા સાંભળી કોપ કરે પોતાનાં જ્ઞાન, ક્રિયા તપ વગેરેનાં વખાણ સાંભળી અભિમાન કરે ક્રિયા કરવામાં તથા અન્ય મતવાળાની સાથે ચર્ચા કરી પરાજય કરવામાં માયા કપટ કરે તેમ શિષ્ય, વસ્ત્રાદિની વૃદ્ધિનો લોભ પણ કરે. એ ચારે કષાય થોડી થોડી આવે તો પણ આત્માની નિંદા કરી ત્વરત કષાય રહિત થઈ જાય.

(૪) "પ્રતિસેવના નિયંઠા" ખળામાં ઊંબીઓ કચરાતાં પછી તેને પવન હોય ત્યારે ઉપણે છે એ ઉપણેલા ઢગલામાં દાણા ઘણા અને તણખલાં કાંકરા થોડા હોય છે તે પ્રમાણે પ્રતિસેવના નિયંઠા વાળા સાધુ મૂળગુણમાં પાંચ મહાવ્રતમાં અને રાત્રિભોજનમાં જરા પણ દોષ લગાડે નહિ પણ દશ પચ્ચખ્ખાણ વગેરે ઉત્તર ગુણોમાં સૂક્ષ્મ ઉપયોગને લીધે જરા જરા દોષ લગાડે છે એવા દોષની ખબર પડે ત્યારે તરત પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થાય છે

(૫) "નિર્ગ્રંથ નિયંઠા"—ખળામાં ચોક્ખા કરેલા દાણાને પાથરી આખે જોઈ ઢગલો તમામ કાંકરા અને કચરો કાઢી વિશેષ શુદ્ધ કરે છે. તેવી રીતે નિર્ગ્રંથ નિયંઠું સમજવું એના બે ભેદ છે (૧) "ઉપશમ કષાયી"—જેમ ચૂલામાં રાખની નીચે અગ્નિ ભારે છે (દબાવે છે) તે પ્રમાણે ક્રોધાદિ કષાયને જ્ઞાનાદિ ગુણોથી દબાવે. પણ હજી એ વધારેલા કષાયનો ફરી થવાનો સ્વભાવ છે (૨) "ક્ષીણ કષાયી"—જેમ દેવતા ઉપર પાણી નાખી તેને સાવ ઠારી નાખે છે તે પ્રમાણે કષાયરૂપી અગ્નિને શાંત કરી પોતાના આત્માને મૂળ ગુણો

ઉત્તર ગુણો વગેરેનો જરા પણ દોષ લાગવા દે નહિ. ફક્ત કોઇ ઉપશમ નિયંઠાને મરણ સમયે સંજ્વલનનો લોભ કિંચિત્ માત્ર રહે છે, બાકી સર્વ પ્રકારે શુદ્ધ છે ગુ૦ ૧૧, ૧૨

(૬) "સ્નાતક નિયંઠા"—કચરો ને કાંકરા વીણીને શુદ્ધ કરેલા દાણા પાણીથી ધોઇ, સાફ લૂગડાથી લુછે તો રજમેલરહિત, અતિ શુદ્ધ અને નિર્મળ થાય છે તે પ્રમાણે સ્નાતક નિર્ગ્રંથ ચાર ઘનઘાતી કર્મ રહિત, યથાખ્યાત ચારિત્રવાળા, અને ખુદ તીર્થંકર ભગવાન અગર તો કેવળી ભગવાન સમજવા. ગુણસ્થાન ૧૩, ૧૪

આ ૭ પ્રકારના નિયઠા છે, તેમાંથી ૧, ૪, ૫, ૬ એ ચાર નિયઠાનો જન્મ પંચમ કાળમાં નિષેધ છે ફકત બીજા પ્રકારના "બુકસ" અને ત્રીજા પ્રકારના "કષાય કુશલ" એ બે જાતના નિયઠા હોય છે નિયંઠા સબંધી વર્ણન જાણી, સાધુઓનું ન્યૂનાધિક જ્ઞાન અને ક્રિયા જોવામાં આવે તો પક્ષપાત વધારવો નહિ. તેમ રાગ દ્વેષની વૃદ્ધિ કરવી નહિ માત્ર યથાતથ્ય ગુણની પરીક્ષા કરવી એક રૂપીઆનો પણ હીરો હોય છે અને લાખ રૂપીઆનો પણ હીરો હોય છે એમ વિચારવુ. એક રૂપીઆવાળા હીરાને કોઇ કાચ નહિ કહે પણ હીરો જ કહેશે. કાચ તો તેને કહેવાય કે જેઓમા સયમનો જરા પણ ગુણ નથી, એવા પાંચ પ્રકારના સયમ રહિત સાધુ અવદનીય કહ્યા છે

## ૫ પ્રકારના અવંદનીય સાધુ

(૧) 'પાસત્થા' (૨) 'ઉસન્ના' (૩) 'કુસીલિઆ' (૪) 'સંસત્તા' (૫) 'અપછંદા' તેનુ વર્ણન કરે છે

(૧) 'પાસત્થા' એના બે ભેદ છે (૧) 'સર્વવ્રત પાસત્થા' તે જેઓ જ્ઞાન દર્શન અને ચારિત્રથી તદ્દન ભ્રષ્ટ હોય, બહુરૂપી ભાડ ભવાયાની પેઠે માત્ર વેશધારી જ હોય (૨) 'દેશ વ્રત પાસત્થા' તે છન્નુ દોષવાળો આહાર લે અને લોચ કરે નહિ

[૨] 'ઉસન્ના' એના બે ભેદ છે (૧) 'સર્વ ઉસન્ના' તે સાધુને માટે નીપજાવેલા પાટ, સ્થાનક વગેરે ભોગવે, (૨) 'દેશ ઉસન્ના'—તે બે વખત પડિલેહણ, પડિક્રમણું, ગોચરી ન કરે, સ્થાનક છોડી ઘરોઘર ફરતો ફરે અને અયોગ્ય સ્થળે અથવા ગૃહસ્થને ઘેર વિના કારણ બેસે

(૩) 'કુશીલિયા'—તેના ત્રણ ભેદ છે. (૧) 'નાણકુશીલિયા' તે જ્ઞાનના આઠ અતિચાર દોષ લગાડે, (૨) 'દસણ કુશીલિયા' તે દર્શનના આઠ અતિચાર દોષ લગાડે, (૩) 'ચારિત્ર કુશીલિયા' તે ચારિત્રના આઠ અતિચાર દોષો લગાડે (એ ચોવીસ પ્રકારના અતિચાર દોષોનુ વર્ણન ત્રીજા પ્રકરણમાં પંચાચારના વિષયમાં વિસ્તારથી આવી ગયુ છે) વળી એ કુશીલિયા ૭ કર્મ કરે છે (૧) 'કૌતુક કર્મ'—ઔષધ, ઉપચાર વગેરે કરે. અખંડ સૌભાગ્ય રહેવા સ્ત્રીઓને સ્નાનાદિક ક્રિયા કરાવે, (૨) 'ભૂતકર્મ'—ભૂત, પલિતના તથા વાયુ વગેરેના મત્ર, તત્ર, જંત્ર કરે અને દોરા કરી આપે, (૩) 'પ્રશ્નકર્મ'—રમળ વિદ્યા, શકુનાવલી વિદ્યા, વગેરેના યોગ જણાવી પ્રશ્નોના ઉત્તર દે અને લાભ હાનિ બતાવે, (૪) 'નિમિત્ત કર્મ'—જ્યોતિષની રીતે નિમિત્ત ભાખે અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનની હકીકત જણાવે (૫) 'આજીવિકા કર્મ' એના સાત ભેદ છે. પોતાની જાત જણાવીને, કુળ જણાવીને, શિલ્પકળા જણાવીને, ધધો જણાવીને, વેપાર જણાવીને, ગુણો જણાવીને, અને સૂત્રજ્ઞાન જણાવીને, પોતાનો નિર્વાહ કરે. (૬) 'કક્ક કુરૂક કર્મ'—માયા કપટ કરે, દંભ કરે, ઢોગ કરે અને

માર્ગમાં પ્રવર્તે છે (૪) સર્પ જેમ બીલમાં સીધો પ્રવેશ કરે છે તેમ સાધુ આહારનો ગ્રાસ મોઢામાં આમતેમ નહિ મમળાવતાં સીધો ગળે ઉતારે. (૫) જેમ સર્પ પોતાની કાચળી છોડીને તરત નાશી જાય અને તે તરફ પાછી નજર સરખી પણ ન કરે તેમ સાધુ, સંસાર ત્યાગ કર્યા પછી તેની લેશ માત્ર ઇચ્છા ન કરે (૬) જેમ સર્પ કાંટા, કાંકરા વગેરેથી ડરીને પોતાનુ શરીર સંભાળીને ચાલે છે તેવી રીતે સાધુ દોષોથી તથા પાખંડીઓથી સંભાળી વિચરે (૭) જેમ સર્પથી તમામ ડરે છે તેમ લબ્ધિવંત સાધુથી રાજા, દેવ, ઇંદ્ર સૌ ડરે છે તો બીજા સામાન્ય મનુષ્યો ડરે તેમાં શી નવાઇ!

(૨) "ગિરિ"– સાધુ પર્વતના જેવા હોય, (૧) જેમ પર્વતમાં અનેક પ્રકારની જડીબુટ્ટી ઔષધિઓ હોય છે તે પ્રમાણે સાધુ પણ અક્ષીણ માણસી વગેરે અનેક લબ્ધિ ધરાવનારા હોય છે જેમ પર્વતને વાયુ, ડોલાવી શકતો નથી તેમ સાધુ ઉપસર્ગો, પરીષહો પડે છતાં કંપાયમાન ન થાય, અડગ રહે (૩) જેમ પર્વત સર્વ જીવોનો આધારભૂત (ઘાસ, લાકડા, પત્થર, માટી. ફળ વગેરેથી અનેકની ઉપજીવિકા ચલાવનાર) છે, તેમ સાધુ છકાયના જીવોના રક્ષક-આધારભૂત છે. (૪) જેમ પર્વતમાંથી નદીઓ વગેરે નીકળે છે તેમ સાધુમાંથી જ્ઞાન વગેરે ગુણો પ્રગટે છે (૫) જેમ મેરૂ પર્વત સર્વ પર્વતોમાં ઊંચો છે તેમ સાધુ સર્વે જીવોમા ઉચ્ચ ગુણોના ધારક હોય છે, (૬) જેમ કેટલાક પર્વતો રત્નમય છે, તેમ સાધુ ત્રણ રત્ન (જ્ઞાન-દર્શન-ચારિત્ર)ના આરાધક છે જેમ પર્વત મેખલાથી શોભે છે તેમ સાધુ શિષ્યો તથા શ્રાવકોથી શોભે છે

(૩) "જલણ"–સાધુ અગ્નિ જેવા છે (૧) જેમ અગ્નિમા લાકડા, ખડ વગેરે ઇંધન નાંખવાથી તૃપ્તિ પામે નહિ તેમ સાધુ, જ્ઞાનાદિ ગુણો ગ્રહણ કરી તૃપ્તિ ન પામે. (૨) જેમ અગ્નિ પોતાના તેજ વડે દીપે છે તેમ સાધુ, તપ સંયમ વગેરે ઋદ્ધિ વડે દીપે છે. (૩) જેમ અગ્નિ કચરાને બાળી નાંખે છે તેમ સાધુ કર્મરૂપી કચરાને તપ વડે બાળી નાંખે છે (૪) જેમ અગ્નિ અંધકારનો નાશ કરી પ્રકાશ કરે છે તેમ સાધુ મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરી ધર્મનો ઉદ્યોત કરે છે, (૫) જેમ અગ્નિ સુવર્ણ, ચાંદી વગેરે ધાતુને શોધીને નિર્મળ કરે છે તેમ સાધુ ભવ્ય જીવોને વ્યાખ્યાન વાણી વગેરેથી મિથ્યાત્વરૂપી મળ રહિત કરે (૬) જેમ અગ્નિ ધાતુ અને માટીને જૂદા પાડી આપે છે તેમ સાધુ જીવ અને કર્મને જૂદા પાડે છે (૭) જેમ અગ્નિ માટીના કાચાં ઠામને પકાવીને પાકાં કરે છે તેમ સાધુ કાચા શિષ્યોને અને શ્રાવકોને ઉપદેશ આપી ધર્મમાં પાકા-દ્રઢ કરે

(૪) "સાગર"—સાધુ સમુદ્ર જેવા છે (૧) સાગરની પેઠે સદા ગંભીર રહે (૨) જેમ સમુદ્ર મોતી, પરવાળા વગેરે રત્નોની ખાણ છે અને તેથી રત્નાકર કહેવાય છે તેમ સાધુ જ્ઞાનાદિ રત્નોની ખાણ છે (૩) જેમ સમુદ્ર મર્યાદા છોડે નહિ તેમ સાધુ શ્રી તીર્થંકર મહારાજની આજ્ઞાની મર્યાદા ઓળગે નહિ (૪) જેમ સમુદ્રમા તમામ નદીઓ આવીને મળે છે તેમ સાધુમાં ઉત્પાતિયા વગેરે ચારે બુદ્ધિ હોય છે (૫) જેમ સમુદ્ર મચ્છ, મગર વગેરેના તોફાનોથી ક્ષોભ પામે નહિ તેમ સાધુ પરિગ્રહથી તથા પાખંડીઓથી ક્ષોભ પામે નહિ (૬) જેમ સમુદ્ર છલકે નહિ તેમ સાધુ છલકે નહિ (૭) સમુદ્રના પાણીની પેઠે સાધુનું હૃદય સદા નિર્મળ રહે

(૫) 'નભતલ' —સાધુ આકાશ જેવા છે (૧) આકાશની પેઠે સાધુનું મન સદા નિર્મળ રહે (૨) જેમ આકાશ થાંભલા, ભીંત વગેરેના આધાર રહિત રહેલ છે, તેમ સાધુ ગૃહસ્થીઓ વગેરેના આશ્રય કે નેશ્રા રહિત વિચરે છે (૩) જેમ આકાશમાં સર્વ પદાર્થો સમાય છે તેથી તે સર્વ પદાર્થોને રહેવાના પાત્રરૂપે છે તેમ સાધુ જ્ઞાનાદિ સર્વ ગુણોનું પાત્ર છે (૪) જેમ આકાશ ટાઢ તાપ વગેરેથી કરમાય નહિ તેમ સાધુ અપમાન, નિંદા વગેરે થાય તો પણ ઉદાસ ન બને. (૫) જેમ આકાશ વરસાદ વગેરેના યોગથી પ્રફુલ્લિત ન બને તેમ સાધુ સત્કાર વંદના માન પામતાં ખુશી થાય નહિ (૬) જેમ આકાશ શસ્ત્ર વગેરેથી છેદનભેદન ન પામે તેમ સાધુના ચારિત્ર વગેરે ગુણોનો કોઈ નાશ કરી શકે નહિ (૭) જેમ આકાશ અનંત છે તેમ સાધુના ધર્મ આચાર વગેરે ગુણો પણ અનંત છે

(૬) 'તરુગણ' સાધુ વૃક્ષ (ઝાડ) જેવા છે (૧) જેમ વૃક્ષ ટાઢ, તાપ વગેરે દુઃખો સહન કરીને મનુષ્ય પશુ, પક્ષી વગેરે આશ્રિતોને શીતળ છાયા વગેરે સુખ આપે છે તેમ સાધુ પણ અનેક ઉપસર્ગ પરીષહ સહન કરીને જગતના જીવોને સદુપદેશ વગેરે આપી આશ્રયભૂત ને સુખદાતા થાય છે (૨) જેમ વૃક્ષની સેવાથી ફળની પ્રાપ્તિ થાય છે તેમ સાધુની સેવાથી ઇષ્ટ ગુણની પ્રાપ્તિ થાય છે (૩) જેમ વૃક્ષ મુસાફરોને વટેમાર્ગુઓને વિશ્રામદાતા છે તેમ સાધુ પણ ચાર ગતિમાં ભટકતા જીવોના આધારભૂત છે (૪) જેમ ઝાડને કુહાડાથી કાપવામાં આવે છતાં ગુસ્સે થાય નહિ તેમ સાધુ પણ ઉપસર્ગ આપનાર કે નિંદા કરનાર વગેરે પર ક્રોધ કરે નહિ. (૫) જેમ ઝાડને કોઈ સુખડ કંકુ કેસર ચોપડે તો આનંદ ન પામે તેમ સાધુ-સત્કાર-સન્માન મળતાં ખુશી ન થાય. (૬) જેમ વૃક્ષ પોતાનાં ફળ, પત્ર, ફૂલ વગેરે બીજાને આપીને બદલો લેવાનું ઇચ્છે નહિ તેમ સાધુ જ્ઞાનાદિ ગુણ બીજાને કે ઉપદેશ આપીને બદલો લેવાનું ઇચ્છે નહિ (૭) જેમ વૃક્ષ તાપ, ટાઢ, પવન દુકાળ વગેરેની અસરથી સુકાઈ જાય છતાં પોતાનું સ્થાન છોડે નહિ તેમ સાધુ પણ પ્રાણાંત કષ્ટ પ્રાપ્ત થાય તો પણ ચારિત્રાદિ ધર્મનો નાશ થવા ન દે, એમ નહિ પણ સ્થિર રહે.

(૭) 'ભ્રમર' —સાધુ ભમરા જેવા છે (૧) જેમ ભમરો ફૂલમાંથી રસ ગ્રહણ કરે છતાં ફૂલને પીડા ન ઉપજાવે, તેમ સાધુ આહાર પાણી વગેરે લેતાં છતાં દાતારને જરા પણ દુઃખ ન ઉપજાવે. (૨) જેમ ભમરો ફુલનો મકરંદ (રસ) ગ્રહણ કરે છતાં કોઈને અટકાવ ન કરે તેમ સાધુ ગૃહસ્થને ત્યાંથી આહાર વહોરે છતાં કોઈને અંતરાય ન પાડે. (૩) જેમ ભમરો અનેક ફૂલોમાં પરિભ્રમણ કરી પોતાનો નિર્વાહ ચલાવે તેમ સાધુ અનેક ગામોમાં પરિભ્રમણ કરી અનેક ઘરો ફરી આહારાદિ મેળવી શરીરનું પોષણ કરે (૪) જેમ ભમરો ઘણો રસ મળવા છતાં સંગ્રહ ન કરે તેમ સાધુ આહારાદિનો સંગ્રહ ન કરે (૫) જેમ ભમરો વગર બોલાવ્યે ફૂલોમાં ઓચિંતા ભમે છે તેમ સાધુ પણ ભિક્ષા નિમિત્તે ગૃહસ્થના બોલાવ્યા વિના ઓચિંતા જાય છે (૬) જેમ ભમરનો પ્રેમ કમળ ઉપર વધારે હોય છે તેમ સાધુનો નિર્દોષ આહાર પર તથા ચારિત્ર ધર્મ પર અધિક પ્રેમ હોય છે (૭) જેમ ભમરા માટે વાડી, બગીચા વગેરે બનાવ્યા નથી. તેમ ગૃહસ્થ તરફથી જે આહાર વગેરે સાધુને માટે ન નીપજાવ્યું હોય તે જ સાધુને કામ આવે છે

(૮) 'મય'—સાધુ મૃગ તુલ્ય છે. (૧) જેમ મૃગ સિંહથી ડરે છે તેમ સાધુ પાપથી ડરે છે (૨) જે ઘાસ ઉપર થઇને સિંહ ચાલ્યો હોય તે ઘાસ હરણ ખાય નહિ, તેમ જે આહાર દોષીલા થયા તે સાધુ કદી પણ ભોગવે નહિ (૩) જેમ મૃગ સિંહના ડરથી એક સ્થળે રહે નહિ, તેમ સાધુ પ્રતિબંધથી ડરે, અને મર્યાદા ઉલ્લંઘી એક સ્થાનમાં ન રહે (૪) જેમ મૃગને રોગ થાય તો પણ તે ઓસડ કરે નહિ તેમ સાધુ પણ પાપકારી તેમજ સચિત્ત ઔષધ કરે નહિ (૫) જેમ રોગાદિને કારણે મૃગ એક સ્થાનમાં રહે તેમ, રોગ, વૃદ્ધપણું, વગેરે કારણોથી સાધુ એક સ્થળમાં રહે. (૬) જેમ મૃગ રોગાદિમાં કારણોમાં સ્વજનોની સહાય ઇચ્છે નહિ તેમ સાધુ પણ રોગ પરીષહ, ઉપસર્ગ થાય ત્યારે ગૃહસ્થોનું તેમજ સ્વજનોનું શરણ ઇચ્છે નહિ, (૭) જેમ મૃગ નિરોગી થતા તે સ્થાન છોડી અન્ય સ્થાને વિચરે તેમ સાધુ પણ કારણ મુક્ત થતાં ગ્રામાનુગ્રામ વિહાર કરે

(૯) 'ધરણી'—સાધુ પૃથ્વી તુલ્ય છે (૧) જેમ પૃથ્વી ટાઢ, તપ, છેદન, ભેદન, વગેરે દુઃખ સમભાવથી સહન કરે છે, તેમ સાધુ પણ સમભાવથી પરીષહ, ઉપસર્ગ વગેરે સહે છે, (૨) જેમ પૃથ્વી ધન ધાન્ય વગેરેથી ભરપૂર છે તેમ સાધુ સંવેગ, શમ, દમ, વગેરે ગુણોથી ભરેલા છે (૩) જેમ પૃથ્વી તમામ બીજ વગેરેની ઉત્પત્તિનું કારણ છે તેમ સાધુ, સર્વ સુખદાતા ધર્મબીજની ઉત્પત્તિનુ કારણ છે (૪) જેમ પૃથ્વી પોતાના શરીરની સંભાળ કરે નહિ તેમ સાધુ પોતાના દેહની મમત્વભાવથી સાર સંભાળ કરે નહિ (૫) જેમ પૃથ્વીને કોઇ છેદે, ભેદે, મળમુત્ર કરે તો પણ કોઇની પાસે રાવ ફરિયાદ ન કરે તેમ સાધુને કોઈ મારે, પછાડે અપમાન કરે તો પણ ગૃહસ્થને જણાવે નહિ, (૬) જેમ પૃથ્વી અન્ય સંજોગથી ઉત્પન્ન થયેલા કાદવનો નાશ કરે છે તેમ સાધુ, રાગ દ્વેષ, કલેશ વગેરે કાદવનો નાશ કરે છે (૭) જેમ પૃથ્વી સર્વે પ્રાણી, ભૂત, વગેરેના આધાર રૂપ છે તેમ સાધુ પણ, આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, શ્રાવક વગેરેના આધારરૂપે છે

(૧૦) 'જલરૂહ'—સાધુ કમળના ફૂલ તુલ્ય છે (૧) જેમ કમળનું ફૂલ કાદવમાંથી ઉત્પન્ન થયું, પાણીના સંજોગથી વધ્યું, છતાં તેમાં ફરીવાર લેપાય નહિ, તેમ સાધુ ગૃહસ્થને ત્યાં ઉપજ્યા, ગૃહસ્થને ત્યાં ભોગ ભોગવી મોટા થયા છતાં તેજ કામ ભોગમાં લેપાય નહિ પણ ન્યારા રહે ( ૩ ) કમળનું ફૂલ સુગંધી, શીતળતા, વગેરેથી વટેમાર્ગુઓને સુખ ઉપજાવે છે તેમ સાધુ ઉપદેશ આપીને ભવ્ય જીવોને સુખ ઉપજાવે છે, ( ૪ ) જેમ પુંડરિક કમલની સુગંધ ચારે તરફ ફેલાય છે તેમ સાધુના શીલ, સત્ય, તપ, જ્ઞાન, દર્શન વગેરે ગુણોની સુગંધ ચોગરદમ વિસ્તરે છે. ( ૫ ) જેમ ચંદ્રવિકાસી સૂર્યવિકાસી કમળો અનુક્રમે ચંદ્ર અને સૂર્યના દર્શનથી ખીલે છે તેમ ગુણજ્ઞોના મેળાપથી મહામુનિઓનાં હૃદયકમળ ખીલે છે ( ૬ ) જેમ કમળ સદા પ્રફુલ્લિત રહે છે તેમ સાધુ સદા, ખુશી રહે છે ( ૭ ) જેમ કમળ સદા સૂર્ય અને ચંદ્રની સન્મુખ રહે છે તેમ સાધુ, તીર્થંકર દેવની આજ્ઞાની સન્મુખ રહે છે એટલે આજ્ઞાનુસાર વર્તે છે ( ૭ ) જેમ પુંડરિક કમળ ઉજ્જવળ છે તેમ સાધુનું હૃદય પણ ધર્મધ્યાન તથા શુક્લધ્યાન વડે સદા ઉજ્જવળ છે.

( ૧૧ ) 'રવિ'—સાધુ સૂર્ય તુલ્ય છે. (૧) જેમ સૂર્ય પોતાના તેજથી અંધકારનો નાશ કરી જગતના સર્વ પદાર્થોને પ્રકાશમાં લાવે છે તેમ સાધુ, જીવ, અજીવ વગેરે નવ

પદાર્થોનું યથાર્થ સ્વરૂપ ભવ્ય જીવોના હૃદયમાં પ્રગટ કરે છે (૨) જેમ સૂર્યના ઉદયથી કમળોનું વન પ્રફુલ્લિત થાય છે તેમ સાધુના આગમનથી ભવ્ય જીવોનાં મન પ્રફુલ્લિત થાય છે (૩) જેમ સૂર્ય રાત્રિના ચાર પહોરના એકઠા થયેલા અંધકારનો ક્ષણ માત્રમાં નાશ કરે છે તેમ સાધુ અનાદિકાળના મિથ્યાત્વનો નાશ કરે છે (૪) જેમ સૂર્ય તેજના પ્રતાપે દીપે છે તેમ સાધુ તપરૂપી તેજથી શોભે છે (૫) જેમ સૂર્યનો પ્રકાશ થતાં ચંદ્ર, ગ્રહ અને તારાઓનું તેજ ઝાંખું પડી જાય છે તેમ સાધુના પધારવાથી મિથ્યાત્વીઓ અને પાખંડીઓનું તેજ મંદ પડી જાય છે (૬) સૂર્યનો પ્રકાશ થતાં જેમ દેવતાનું (અગ્નિનું) તેજ ફિક્કું પડી જાય છે તેમ સાધુનો જ્ઞાનરૂપ પ્રકાશ ક્રોધરૂપી અગ્નિને મંદ કરે છે (૭) જેમ સૂર્ય પોતાનાં હજાર કિરણોથી શોભે છે તેમ સાધુ જ્ઞાનાદિક હજારો ગુણો વડે તથા ચાર તીર્થના પરિવાર વડે શોભે છે

(૧૨) 'પવન' સાધુ પવન તુલ્ય છે (૧) જેમ પવન સર્વ સ્થાનમાં ગમન કરે છે તેમ સાધુ સર્વ સ્થળે સ્વેચ્છાચારે વિચરે. (૨) જેમ પવન અપ્રતિબંધ વિહારી છે તેમ સાધુ ગૃહસ્થ વગેરેના પ્રતિબંધથી રહિત થઈને વિચરે છે (૩) જેમ વાયુ હલકો છે તેમ સાધુ દ્રવ્યે ને ભાવે (ચાર કષાય પાતળા પાડ્યા છે તેથી) હલકા છે (૪) જેમ વાયુ ચાલતાં ચાલતાં ક્યાંનો ક્યાં નીકળી જાય તેમ સાધુ પણ અનેક દેશ વિચરે (૫) જેમ વાયુ સુગંધી અને દુર્ગંધીનો પ્રચાર કરે છે તેમ સાધુ ધર્મ અધર્મ પુણ્ય, પાપ વગેરે શુભ અશુભ પદાર્થોનું સ્વરૂપ બતાવે છે (૬) જેમ વાયુ કોઈનો અટકાવ્યો અટકે નહિ તેમ સાધુ મર્યાદા ઉપરાંત કોઈના રોક્યા રોકાય નહિ (૭) જેમ વાયુ ઉષ્ણતાને મટાડે છે તેમ સાધુ સંવેગ, વૈરાગ્ય અને સદ્બોધરૂપી પવનથી આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપી ઉષ્ણતાં નિવારી શાંતિ શાંતિ પ્રસરાવે છે

### સાધુજીની બીજી ૩૨ ઉપમા

(૧) કાંસી પત્ર સમ જેમ કાંસાનો વાટકો પાણીથી લેપાય નહિ તેમ મુનિ મોહ માયાથી લેપાય નહિ. (૨) શંખવત્ —જેમ શંખને રંગ ચડે નહિ તેમ મુનિ સ્નેહ રંગમાં રંગાય નહિ (૩) "જીવ ગઈ સમ —જેમ જીવને પરભવમાં જતાં તેની ગતિ કોઈ રોકી શકે નહિ તેમ મુનિ અપ્રતિબંધ વિહારી થઈ વિચરે છે (૪) સુવર્ણ સમ —જેમ સોનાને કાટ લાગે નહિ તેમ સાધુને પાપરૂપ કાટ લાગે નહિ (૫) બિંબ સમ જેમ આરીસામાં રૂપ દેખાય તેમ સાધુ જ્ઞાન વડે નિજાત્મ સ્વરૂપ દેખે. (૬) કુર્મ સમ જેમ કોઈ વનના સરોવરમાં ઘણા કાચબા રહેતા હતા. તેઓ આહાર કરવા માટ પાણીમાંથી બહાર નીકળતા. તે વખતે વનમાં રહેનાર અનેક શિયાળ તેમનો ભક્ષ કરવા આવતા. જેઓ હોશિયાર હતા તેઓ શિયાળને જોઈ આખી રાત પોતાનું પંચાંગ (ચાર પગ અને પાંચમું માથું એમ પાંચ અંગ) ઢાલ નીચે છુપાવી સ્થિર પડ્યા રહેતા. અને સૂર્ય ઉદય થતાં રાત્રે શિયાળ ચાલ્યા જતા રહેતા તેથી પોતાને ઠેકાણે (પેલા સરોવરમાં) પહોંચી સુખી થતા અને કેટલાક કાચબાઓ ઉતાવળા થઈ શિયાળીઆ જતા રહ્યા છે કે નહિ તે જોવા ઢાલની બહાર માથું કાઢતા કે તરત જ લાગ જોઈ બેઠેલા પાપી શિયાળીઆ તેમનું શરીર ખેંચી તોડી ફાડીને ખાઈ જતા. એ પ્રમાણે સાધુ પાંચ ઇંદ્રિયોને જ્ઞાનરૂપી ઢાલ નીચે ગોપવી છુપાવી

ધ્યાની રાખે છે. સ્ત્રી, આહાર વગેરે ભોગરૂપી શિયાળના કબ્જામાં આવી પડતા નથી અને છેવટે શાંતિમાં આયુષ્ય પૂર્ણ કરી મોક્ષરૂપી સરોવરમાં સમાઇ સુખી થાય છે. (૭) 'પદ્મ કમળ ઇવ'—જેમ પદ્મ કમળ કાદવમાં પેદા થાય છે, પાણીમાં ને પાણીમાં વૃદ્ધિ પામે છે છતાં પાણીથી અસંગ રહે છે, લેપાતું નથી તેમ સાધુ સંસારમાં ઉત્પન્ન થયા, મોટા થયા પણ ત્યાગી થયા પછી સંસારના ભોગમાં લેપાતા નથી. (૮) 'ગગણ ઇવ'— જેમ આકાશને કોઇ થાંભલો નથી, નિરાધાર છતાં આબાદ ટકી રહેલ છે તેમ સાધુ કોઈના આશ્રય વિના રહી આનંદથી સંયમરૂપી જીવતર વ્યતીત કરે છે. (૯) 'વાયુ ઇવ' – વાયુ જેમ એક ઠેકાણે રહે નહિ તેમ સાધુ વિચર્યા કરે છે. (૧૦) ચંદ્ર ઇવ'–ચદ્રમાની પેઠે સાધુ સદા નિર્મળ ને ઉજ્જવળ હૃદયવાળા અને શિતળ સ્વભાવી હોય છે. (૧૧) 'આઇચ્ચ ઇવ' જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ સાધુ મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરે છે (૧૨) 'સમુદ્ર ઇવ' –જેમ સમુદ્રમાં અનેક નદીઓનું પાણી આવે છે છતાં છલકાતો નથી-મર્યાદા ઓળંગતો નથી તેમ સાધુ સર્વનાં શુભ અશુભ વચનો સહે, પણ કોપ ન કરે. (૧૩) 'ભારંડ ઇવ' – ભારંડ પખીને બે મુખ ને ત્રણ પગ હોય છે તે પખી સદા આકાશમાં જ રહ્યાં કરે છે. ફક્ત આહાર લેવા ટાણે પૃથ્વી પર આવે છે. ત્યારે પાંખો પહોળી કરી બેસે છે એક મુખથી ચારે તરફ જોયા કરે છે કે કોઈ તરફ મને કાંઇ પણ દુ:ખ ન થાય અને બીજા મોઢાથી આહાર કરે છે જરા ખડખડાટ થાય કે શંકા પડે તો તરતજ ઉડી જાય છે તેવી રીતે સાધુ સદા સંયમમા જ પોતાના સ્થાનમા રહે ફક્ત આહાર વગેરે સંયમના નિર્વાહના કામ પ્રસંગે ગૃહસ્થને ઘેર જાય, ત્યારે દ્રવ્ય દ્રષ્ટિ ( ચર્મચક્ષુ ) તો આહારની તરફ રાખે, અને અંતર દ્રષ્ટિથી અવલોકન કર્યા કરે કે મને કોઇ પ્રકારનો દોષ લાગી ન જાય, જો જરાપણ દોષ લાગવા જેવુ દેખે અગર શંકા પડે તો તત્ક્ષણ ત્યાંથી ચાલ્યા જાય (૧૪) 'મંદર ઇવ' – જેમ મેરૂ પર્વત પવનથી કંપે નહિ તેમ સાધુ, પરીષહ ઉપસર્ગ વગેરે આવે તો સંયમથી ચલાયમાન ન થાય, (૧૫) 'તોય ઇવ'–જેમ શરદ ઋતુનું પાણી સદા નિર્મળ રહે તેમ સાધુનુ હૃદય સદા નિર્મળ રહે (૧૬) 'ખગીહત્થી ઇવ'–જેમ ગેડા નામના પશુને એકજ દાંત હોય છે અને તેનાથી તે સૌનો પરાજય કરી શકે છે, તેમ સાધુ એક નિશ્ચયપર સ્થિર રહી, આઠ કર્મરૂપ સર્વ શત્રુઓનો પરાજય કરે છે. (૧૭) 'ગંધહત્થી ઇવ'-જેમ ગંધ હસ્તીને સંગ્રામમાં જેમ જેમ ભાલાના ઘા લાગે છે તેમ તેમ વિશેષ વિશેષ શૂરો બની શત્રુઓનો પરાજય કરે છે તેમ સાધુને જેમ જેમ પરીષહ વગેરે આવી પડે તેમ તેમ વિશેષ બળ, વીર્ય ફોરવી શૂરા બની કર્મ શત્રુનો પરાજય કરે. (૧૮) 'વૃષભ ઇવ' જેમ મારવાડ દેશનો ધોરી–બળદ ઉપાડેલો ભાર પ્રાણ જાય તો પણ વચમાં પડતો મેલે નહિં પણ ઠેઠ પહોંચાડે તેમ સાધુ પાંચ મહાવ્રતરૂપી મહાન ભાર પ્રાણાંત કષ્ટ સહન કરીને વચમાં મૂકી ન દેતાં સહીસલામત ઠેઠ પાર પહોંચાડે (૧૯) 'સિંહ ઇવ'—જેમ કેસરી સિંહ કોઇ પણ પશુનો ડરાવ્યો ડરે નહિ, તેમ સાધુ કોઇ પણ પાખંડીઓથી ચલાયમાન થાય નહિ (૨૦) 'પુઢવી ઇવ'—જેમ પૃથ્વી ટાઢ, તાપ, ગંગાજળ, મૂત્ર, નિર્મળ અને મલીન ચીજો સર્વ સમભાવથી સહન કરે છે, અને ધરતી માતા કહી જેઓ પૂજા કરે છે તેઓની તરફ તેમ ખોદવાડ, ગંદવાડ નાખે છે અને ખોદે છે તેઓની તરફ સમભાવ રાખે છે તેજ પ્રમાણે

વગરનું વહાણ પોતે તરે છે અને બીજાને પણ તારીને પાર ઉતારે છે તેમ સાધુ કનક-કાંતારૂપી છિદ્રોથી રહિત છે તેથી પોતાનાં આશ્રિતજનોને સંસાર સમુદ્રની પાર ઉતારે છે. જેમ ફળ આવેલા ઝાડને કોઈ પથરો મારે તો તે ઝાડ, પથરો મારનારને ફળ આપે છે, તેમ સાધુનો કોઇ અપકાર કરે તો તેવા અપકારીઓ ઉપર પણ ઉપકાર વરસાવે છે વગેરે અનેક ઉપમાઓ સાધુ મુનિરાજને અપાય છે એવા અનેક શુભ ઉપમાયુક્ત, આત્માર્થી, લુખવર્તી (ઉદાસી ભાવવાળા અથવા નિષ્કામ વર્તી), મહાપંડિત, શૂર, વીર, ધીર, શમ, દમ, યમ, નિયમ, ઉપશમવંત, અનેક પ્રકારના તપના કરનાર, અનેક આસનના સાધનાર, સંસાર તરફ પીઠ દઇ મોક્ષ માર્ગનેજ નજર સામે રાખનાર, સર્વે જીવોના હિતાર્થી, અનેકાનેક ઉત્તમ ગુણના ધરનાર, શ્રી સાધુ મુનિરાજને મારી ત્રણે કાળ, ત્રણે કરણથી શુદ્ધ વંદના નમસ્કાર હોજો.

## ઉપસંહાર

**॥ નમો અરિહંતાણં ॥ નમો સિદ્ધાણં ॥ નમો આયરિયાણં ॥ નમો ઉવજ્ઝાયાણં ॥ નમો લોએ સવ્વસાહૂણં ॥ ઇતિ નવકાર (નમસ્કાર) મહામંત્રઃ**

એ પંચ પરમેષ્ટી પદમાં શ્રી અરિહંત-તીર્થંકરના ૧૨ ગુણ, શ્રી સિદ્ધના ૮ ગુણ, શ્રી આચાર્યના ૩૬ ગુણ, શ્રી ઉપાધ્યાયના ૨૫ ગુણ, અને શ્રી સાધુના ૨૭ ગુણ એ પ્રમાણે સર્વે ગુણો મળી ૧૦૮ થાય છે તેથીજ માળાના પારા (મણકા) પણ ૧૦૮ રાખ્યા છે આ સઘળા ગુણોનું વર્ણન પૂર્વોક્ત પાંચે પ્રકરણમાં અલગ અલગ કહેવાઈ ગયું છે

જેવી રીતે વેદાન્તી, શૈવ, વૈષ્ણવ આદિ સંપ્રદાયોમાં 'ગાયત્રી મંત્ર' અને ઇસ્લામ ધર્મમાં 'કલમા' માનનીય છે તેવી રીતે બલ્કે તેથી પણ અધિક જૈન સંપ્રદાયમાં નવકારમંત્ર માનનીય અને પરમ આદરણીય છે ગાયત્રી અને કલમા તો મત મતાંતરને કારણે અનેક થઇ ગયા છે, પરંતુ જૈનના સર્વ સંપ્રદાયોમાં નવકાર મહામંત્ર એકજ છે

### અંતિમ મંગલાચરણ,
### શાર્દૂલ વિક્રીડિત છંદ

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः, सिद्धाश्च सिद्धिस्थिता ।
आचार्या जिनशासनोन्नतिकराः, पूज्या उपाध्यायकाः ॥
श्रीसिद्धांतसुपाठका मुनिवरा, रत्नत्रयाराधकाः ।
पचैते परमेष्ठिन· प्रतिदिन, कुर्वन्तु वो मङ्गलम् ॥

ઇતિ પરમપૂજ્ય, ન્યાયાંભોનિધિ, સ્યાદ્વાદશૈલિદર્શક, શ્રી શ્રી ૧૦૦૮ શ્રી કહાનજી ઋષિજી મહારાજના સંપ્રદાયના, ક્રિયાપાત્ર, જ્ઞાનનિધિ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી ખૂબાઋષિજી મહારાજના શિષ્ય આર્ય મુનિ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી ચેનાઋષિજી મહારાજના શિષ્ય બાલબ્રહ્મચારી પંડિત મુનિવર **શ્રી અમોલખઋષિજી** મહારાજ વિરચિત "જૈન તત્ત્વ પ્રકાશ" નામના ગ્રંથનું "સાધુજી" નામનું પાંચમું પ્રકરણ અને

**"જૈન તત્ત્વ પ્રકાશ" ગ્રંથનો**
**પૂર્વાર્દ્ધ પ્રથમ ખંડ સમાપ્ત**

# પ્રકરણ પહેલું

## શ્રી ધર્મની પ્રાપ્તિ

**गाथा—लब्भन्ति विउला भोए, लब्भन्ति सुरसंपया ।**
**लब्भन्ति पुत्तमित्तं च, एगो धम्मो न लब्भइ ॥**

આ જગતમાંના તમામ જીવોને એકાંત સુખની અભિલાષા છે તે અભિલાષા પૂર્ણ કરનાર આ વિશ્વમાં જો કોઈ પણ પદાર્થ હોય તો એક માત્ર ધર્મ છે, કેમકે જો કોઇ બીજો પદાર્થ એકાંત સુખની અભિલાષા પૂર્ણ કરનાર હોત તો કોઇ પ્રાણી આજ સુધી દુખી રહેત નહિ. હાલ જે ભવ છે તેની પહેલાંના ભવોમાં દરેક પ્રાણીએ દેવતાના તથા મનુષ્યના અનંત ભવ કરીને, પાંચે ઇન્દ્રિયોના ભોગ વિલાસ ભોગવ્યા. દેવતાઓના રત્નજડિત મહેલો, દિવ્ય વસ્ત્રાભૂષણો વગેરે સંપત્તિ અનંતીવાર મળી, પુત્ર, મિત્ર અને સ્વજનથી સુખ મળતું હોત તો તે પણ અનંતીવાર મળ્યું છતા એકાંત સુખની પ્રાપ્તિ થઇ નહિ એ એકાંત સુખની ( જે સુખ તે હંમેશાં સુખ જ રહે છે, દુખમાં ફેરવાઇ જતુ નથી તેની ) પ્રાપ્તિ તો માત્ર ધર્મનુ શરણ ગ્રહણ કરવાથી થાય છે એવા મહા ઉત્તમ ધર્મ મળવો દુષ્કર છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

**न सा जाइ न सा जोणी, न तं कुलं न तं ठाण ॥**
**न जाया न मुआ जत्थ, सव्वे जीवा अणंतसो ॥**

**અર્થ**—આ જગતમાં એવી કોઇ જાતિ, યોની કુળ કે સ્થાન નથી કે જ્યાં આ જીવ જન્મ્યો ન હોય કે મરણ પામ્યો ન હોય. સારાંશ કે સર્વ જાતિ, સર્વે યોનિ સર્વે કુળ અને સ્થાનમાં આ પ્રમાણે જીવ અનંતીવાર ઉત્પન્ન થયો છે અને મરણ પામ્યો છે આ જગતમાં જેટલા જીવો છે તે સર્વેની સાથે માતા-પિતા-ભાઇ-બેન-સ્ત્રી પુત્ર વગેરે જે જે જાતના સંબધો જગતમા છે તે સર્વ સંબંધ અનતાનંતવાર આપણો જીવ કરી આવ્યો છે કોઇ પણ જીવ સાથે કોઇ પણ જાતનો* સંબંધ બાધવો બાકી રહ્યો નથી છતા કોઇ પણ તેની ઇચ્છા પૂર્ણ કરી શકયુ નહિ અને જીવને જોઇએ છીએ તે ઇચ્છિત અખંડ સુખ આપી શકયું નહિ, સુખ ન આપી શકવાથી જીવ તે સર્વને છોડીને આવ્યો છે કેટલીકવાર તો આપણા જીવને લીધે એ સ્વજનોને રોવુ પડયુ હતું, અને કેટલીક વાર એ સ્વજનોને લીધે આપણા જીવને રોવુ પડયું હતુ જો એ બધા સ્થાનક અને સંબધો અખંડ સુખ દેતાં હોત, તો રૂદન કરી દુખી થવાનું શુ કારણ? ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યુ છે કે—

---

* આ એક વ્યવહારિક વચન છે જેમકે મુબઇ ઘણા વરસ લગી રહેનાર માણસ કહે કે "મેં તમામ મુબઇ જોઇ છે" પરંતુ ખરી રીતે જોતાં તમામ મુંબઇને તે જોઇ શકયો નથી તેવી રીતે અવ્યવહાર રાશિમાંથી તરતના નીકળેલા જીવો સાથે આ સંબધોની વાત બેસતી નથી.

गाथा—माया पिया ण्हुसा भाया, भज्जा पुत्ता य ओरसा ॥
नालं ते तव ताणाय, लुप्पंतस्स सकम्मुणा ॥

અર્થ—માતા પિતા, પુત્રની વહુ ભાઈ, ભાર્યા પુત્ર વગેરે સ્વજનો તને શરણ આધારરૂપ (સુખદાતા) નથી કારણ તે બિચારા કેટલા પોતપોતાના કર્મના ઉદય પ્રમાણે ધીમે ભોગવી રહ્યાં છે તેથી તને શી રીતે સુખી કરી શકે ? એવું જાણી હે ભવ્ય પ્રાણીઓ આ વિશ્વમાં તમારું ખરેખર હિત અને સુખ કરનાર જો કોઈ હોય તો એક ધર્મ જ છે એમ સત્ય સમજજો. એવો સુખદાતા ધર્મ મળવો બહુજ મુશ્કેલ છે એટલા માટે આ શાસ્ત્રની પહેલી ગાથામાં કહ્યું છે કે ॥ एगो धम्मो न लब्भइ ॥ તે બરોબર છે આ જગતમાં ઉત્તમ ગણાતી વસ્તુ જેવી કે સુવર્ણ રત્ન વગેરે બહુજ થોડી છે એમ વિચાર કરતાં સમજાય છે સુવર્ણ અને રત્ન જેવા પદાર્થોથી ધર્મ અનંતગણો કિંમતી છે એ નક્કી છે તો એવો ‡ પરમસુખદાતા ધર્મ સહેજે શી રીતે હાથ લાગે ? ધર્મની પ્રાપ્તિ કેટલી મુશ્કેલી ભોગવ્યા પછી થાય છે તે વિષે સાંભળો.

“ मणुया अणंत खुत्तो ” § (અથવા) અનંતીવાર સર્વે જીવો સંસારમાં પરિભ્રમણ કરી આવેલા છે એ પદમાંના ‘ मणुया ” એટલે “ અથવા [illegible] ઉપરથી એવો નિશ્ચય થાય છે કે આ જીવ ‘અંતર નિગોદ’ એટલે અવ્યવહાર રાશિ (કે જે જીવ રાશિમાંથી અનંત જીવો હજુસુધી પોતાનું ઓંનિગોદ છોડી બેઇન્દ્રિ વગેરેમાં આવ્યા નથી તેમાં) પ્રથમ હતો એ અવ્યવહાર રાશિમાં તેનો અનંતકાળ વ્યતીત થયો, એમ કાળ વ્યતીત થતાં થતાં અકામ નિર્જરાવડે (મન વિના ટાઢ, તાપ ક્ષુધા, તૃષા વગેરે

---

‡ Religion what treasures untold
Reside in that heavenly world
More precious than silver and gold.
Or all thish earth can afford.

ધર્મ એ સ્વર્ગીય ખજાનામાં રહેલો અમૂલ્ય ખજાનો રહે છે. સોનું, રૂપું, રત્ન મોતી અને પૃથ્વીની સર્વ ચીજોથી પણ ધર્મ અતિશય મૂલ્યવાન છે.

§ આ પાઠ શ્રી ભગવતી સૂત્રમાં તથા જંબુદ્વીપ પન્નતિ સૂત્રના ઉપલા લખમાં છે તેમજ શ્રી હેમાચાર્ય કૃત સ્યાદ્વાદ મંજરીની ટીકામાં પણ કહેલ છે

गाथा—गोलाय असंखिज्जा, असंख निगोय गोलओ भणिओ
इक्किक्क निगोयम्मि अणंत जीवा मुणेयव्वा ॥ १ ॥

અર્થ—નિગોદમાં ગોળા અસંખ્યાતા છે એક એક ગોળામાં અસંખ્યાતા નિગોદના શરીર છે, તથા એક એક શરીરમાં અનંત અનંત જીવ છે

गाथा—सिज्झंति जत्तिया खलु इह संववहारजीवरासीओ।
एंति अणाइ वणस्सइ रासीओ तत्तिया तम्मि ॥

અર્થ—વ્યવહાર રાશિમાંથી જેટલા જીવો સિદ્ધગતિમાં જાય છે તેટલા જીવો અનાદિ નિગોદ નામની વનસ્પતિની રાશિમાંથી નીકળી વ્યવહારરાશિમાં આવી જાય છે.

પામતો) કંઇ કર્મો પાતળાં પડ્યાં ત્યારે વ્યવહારરાશિમાં આવ્યો અને "अणंत खुत्तो" એટલે અનંત પુદ્દગલપરાવર્તન કર્યાં. એ પુદ્દગળ પરાવર્તનનો વિષય અતિ સૂક્ષ્મ છે તે વર્ણવે છે.

## "પુદ્દગળ પરાવર્તન"

જીવ આઠ રીતે પુદ્દગલ પરાવર્તન કરે છે (૧) દ્રવ્યથી (૨) ક્ષેત્રથી (૩) કાળથી, (૪) ભાવથી એ ચારમાંના દરેકના વળી બે ભેદ છે. (૧) બાદર, (૨) સૂક્ષ્મ એ રીતે ૮ ભેદે પુદ્દગળ પરાવર્તન થાય છે તેનો વિસ્તાર કહે છે.

(૧) 'દ્રવ્યથી બાદર પુદ્દગળ પરાવર્તન'—૧ "ઔદારિક શરીર" કે જે શરીર હાડ, માંસ અને ચામડીના પૂતળા રૂપે મનુષ્ય તથા તિર્યંચને હોય છે. (૨) "વૈક્રિય શરીર" કે જે અન્ય નઠારાં અથવા સારાં પુદ્દગલોના પૂતળારૂપે નારકી અને દેવતાઓને હોય છે (૩) "તૈજસ શરીર" ‡ કે જે શરીર, અંદર રહીને, આહારને પચાવે છે તે શરીર સંસારી સર્વ જીવોની અંદર હોય છે (૪) "કાર્મણ શરીર' કે જે ગ્રહણ કરેલા આહાર તથા કર્મપુદ્દગલના વિભાગ કરી તેના રસને યથાયોગ્ય ઠેકાણે પહોંચાડે છે એ શરીર પણ સર્વ

---

શ્લોક—अतएव च विद्वत्सु, मुच्यमानेपु सततम् ।
ब्रह्माण्ड लोक जीवानामन्तत्वात् शून्यता ॥३॥

**અર્થ**—એટલા માટે સંસારમાંથી જ્ઞાની જીવો નિરંતર મોક્ષગામી થાય છે છતા સંસારી જીવ રાશિ અનંતરૂપ હોવાથી કોઇ દિવસ એનો અંત આવતો નથી.

શ્લોક—अन्त्य न्यूनातिरिक्तत्वै, युंज्यते परिमाणवत् ॥
वस्तुन्यपरिमेयतु, नूनं तेपामसंभमः ॥ ४ ॥

**અર્થ** - જે વસ્તુનું સંખ્યાતાની ગણતરીએ પરિણામ થાય છે, એ વસ્તુનો કોઇક વખતે પણ અંત આવે છે, ઓછી થાય છે અને સમાપ્તિ પણ આવી જાય છે, પણ જે વસ્તુનુ પરિણામ કોઇ રીતે થતું નથી એટલે અપરિમેય છે તે વસ્તુનો કદી અંત પણ આવતો નથી, કદી ઘટતી પણ નથી અને કદી સમાપ્તિ પણ પામતી નથી.

‡ અહીં ત્રીજું આહારક શરીર લીધુ નહિ, કારણકે એ શરીર ચૌદ પૂર્વધારી આહારક લબ્ધિવંત મુનિને જ પ્રાપ્ત થાય છે જ્યારે કોઇ ચતુર્દશપૂર્વીને ગહન વિષયમાં સંદેહ થાય અને સર્વજ્ઞનું સંનિધાન ન હોય ત્યારે તે ઔદારિક શરીર વડે અન્ય ક્ષેત્રમાં જવુ અસંભવિત સમજી પોતાની વિશિષ્ટ લબ્ધિનો પ્રયોગ કરે છે અને તે દ્વારા હાથ જેવડુ નાનું શરીર બનાવે છે તે શુભ પુદ્દગલોથી ઉત્પન્ન થયેલું હોવાથી સુંદર હોય છે, પ્રશસ્ત ઉદ્દેશથી બનાવેલું હોવાથી નિરવદ્ય હોય છે. અને અત્યંત સૂક્ષ્મ હોવાથી અવ્યાઘાતી હોય છે એટલે કે કોઇને રોકે કે કોઇથી રોકાય એવું હોતુ નથી આવા શરીરથી તે અન્ય ક્ષેત્રમાં સર્વજ્ઞની પાસે જઇ સંદેહ દૂર કરે છે, પછી એ શરીર વિખરાઇ જાય છે આ કાર્ય ફક્ત અંતર્મુહૂર્તમાં થઇ જાય છે. લબ્ધિ ફોરવી તેનું પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થાય છે. આ મુનિ અર્ધા પુદ્દગલ પરાવર્તનથી વધારે સંસાર પરિભ્રમણ કરતા નથી તેથી પુદ્દગલ પરાવર્તનમાં આહારક શરીરને ગણ્યુ નથી.

સંસારી જીવોને હોય છે એ પ્રમાણે ચાર શરીર લેવાં (૫) મનજોગ (૬) વચનજોગ† (૭) શ્વાસોચ્છ્વાસ એ સાત બોલના જેટલા પુદ્ગળ લોકમાં છે તે સર્વને જીવ ફરસી આવે તે તે દ્રવ્યથી 'બાદર પુદ્ગળ પરાવર્તન' થયું કહેવાય.

(૨) 'દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્ગળ પરાવર્તન"—ઉપરની કહી તે સાત વસ્તુનાં પુદ્ગળોને અનુક્રમે ફરસે. જેમકે પ્રથમ તો ઔદારિક શરીરના જેટલાં પુદ્ગળો લોકમાં હોય તે સર્વને ફરસી લે, પછી વૈક્રિય શરીરનાં સર્વ પુદ્ગળો અનુક્રમે ફરસે તે પછી તે જ પ્રમાણે તેજસ શરીરના એમ કાર્મણ શરીરના એમ મનજોગના વચનજોગના અને શ્વાસોચ્છ્વાસનાં સર્વ પુદ્ગળો અનુક્રમે ફરસે. ઔદારિક શરીરના પુદ્ગળો અનુક્રમે ફરસતાં ફરસતાં હજી પૂરેપૂરાં ફરસી લીધાં નથી તેવામાં જો વૈક્રિયાદિકના પુદ્ગળો ફરસવામાં આવે તો ઔદારિક શરીરનાં જે પુદ્ગળો પ્રથમ ફરસી લીધાં હતાં તે ગણતરીમાં ન લેતાં ફરી પહેલેથી ઔદારિક શરીરનાં પુદ્ગળ ફરસવા માંડે એમ થવાથી તે જ્યાં સુધી ઔદારિક શરીરનાં જ તમામ પુદ્ગળો અનુક્રમે ફરસી લે તો તે ગણતરીમાં લેવાય. એ રીતે સાતેમાંના દરેકનાં પુદ્ગળો અનુક્રમે ફરસી પૂરાં કરે તો તેને "દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્ગળ પરાવર્તન" કહે છે.

(૩) ક્ષેત્રથી બાદર પુદ્ગળ પરાવર્તન'—મેરુ પર્વતથી આરંભ કરીને સર્વ દિશાઓ અને વિદિશાઓમાં આકાશ પ્રદેશની અસંખ્યાતી શ્રેણિઓ ઠે અલોક લગી ગયેલી છે એ તમામ આકાશ પ્રદેશોને જન્મ મૃત્યુથી ફરસી લે. એક વાળાગ્ર જેટલી જમીન પણ બાકી ન છોડે તેને "ક્ષેત્રથી બાદર પુદ્ગળ પરાવર્તન" કહે છે.

(૪) ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્ગળ પરાવર્તન"—મેરુ પર્વતથી ઉપર પ્રમાણે જે આકાશની શ્રેણિઓ નીકળી છે તેમાંની એક આકાશ શ્રેણિ ઉપર અનુક્રમે જન્મ મરણ કરતાં કરતાં ઠે અલોક લગી, વચમાં તે શ્રેણિનો એક પણ આકાશ પ્રદેશ પડતો મૂક્યા વિના ફરસે. પછી સમીપની બીજી આકાશ શ્રેણિ મેરુથી અનુક્રમે લઈ તે ઉપર જન્મ મરણ કરે તે પછી ત્રીજી શ્રેણિ પર એમ અનુક્રમે અસંખ્યાતી આકાશ પ્રદેશની શ્રેણિઓ જન્મ મરણ કરી ફરસે. એક શ્રેણિ મેરુથી માંડીને અનુક્રમે જન્મ મરણથી ફરસતાં ફરસતાં હજી પૂરી ફરસાણી નથી તેવામાં જો એ જ એ આકાશ પ્રદેશ પર અગર બીજા સ્થાન પર મરણ કરે તો તે મરણ ગણતરીમાં ન લેતાં પ્રથમથી તે શ્રેણિ જેટલી ફરસાણી તે બાદ ગણવી મેરુથી માંડીને ફરીથી અનુક્રમે તે ભાગના આકાશ પ્રદેશ અનુક્રમે ફરસે એ પ્રમાણે સમીપની બીજી શ્રેણિ, પછી ત્રીજી શ્રેણિ એમ આકાશની બધી એટલે અસંખ્યાતી શ્રેણિઓ અનુક્રમે જન્મ મરણ કરી ફરસે તો તેને "ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્ગળ પરાવર્તન" કહે છે.

(૫) 'કાળથી બાદર પુદ્ગળ પરાવર્તન"—(૧) સમય (૨) આવલિકા—આંખોને અલ્પ રહે વીંચતાં એક આંખમાં જેટલો વખત લાગે તેને એક આવલિકા કહે છે (૩) શ્વાસોચ્છ્વાસ (૪) સ્તોક (૭ શ્વાસોચ્છ્વાસ જેટલા વખતને ૧ સ્તોક કહે છે) (૫) લવ (પકી ઉનાળાની ઘાસ કાપતાં જેટલા વખતમાં એક ડોગો કપાય તેટલા વખતને ૧ લવ કહે છે) (૬) મુહૂર્ત—(બે ઘડી) (૭ અહોરાત્રિ (દિનરાત) (૮) પક્ષ (પખવાડીઉં) (૯) માસ (૧૦) ઋતુ (વસંત ગ્રીષ્મ વગેરે બે બે માસની) (૧૧) અયન, દક્ષિણાયન ઉત્તરાયન તે

† શરીરનાં નામો પ્રથમ આવી ગયાં છે તેથી કાયજોગ અહીં ગણ્યો નથી

૭ ૭ માસનું). (૧૨) સંવત્સર (૧ વર્ષ) (૧૩) યુગ (૫ વર્ષનો એક યુગ), (૧૪) પૂર્વ (૭૦ લાખ, ૫૬ હજાર ક્રોડ વર્ષનું ૧ પૂર્વ (૧૫) પલ્ય (શાસ્ત્રમાં કહેલ માપનો ૧ કૂવો વાળના અગ્ર ભાગથી ભરે એ દ્રષ્ટાંતે ૧ પલ્ય) (૧૬) સાગર (દશક્રોડ પલ્યનો ૧ સાગર), (૧૭) અવસર્પિણીકાળ (ઉતરતો કાળ તેના ૭ આરા એટલે ૧૦ ક્રોડાક્રોડ સાગર) (૧૮) ઉત્સર્પિણી કાળ (ચડતો કાળ તેના ૭ આરા ગણતાં ૧૦ ક્રોડાક્રોડ સાગર) ૧૯ કાળચક્ર (એક અવસર્પિણી ને એક ઉત્સર્પિણી મળીને થાય એટલે વીશ ક્રોડાક્રોડ સાગર) એ સર્વ કાળને જન્મ મરણે કરીને ફરસે તેને કાળથી બાદર પુદ્દગળ પરાવર્તન કહે છે

(૬) ' કાળથી સૂક્ષ્મ પુદ્દગળ પરાવર્તન "—સમયથી માંડીને કાળચક્ર લગી અનુક્રમે જન્મ મરણ કરી ફરસે જેમકે—પહેલી સર્પિણીનો કાળ બેસે તેના પહેલા સમયમા જન્મીને મરે, પછી બીજી વખત સર્પિણી કાળ બેસે તેના બીજા સમયમાં જન્મીને મરે. એ પ્રમાણે કરતા આવળિકાનો કાળ પૂરો ન થાય ત્યાં લગી કરે. પછી વળી સર્પિણી કાળ આવે ત્યારે તેની પહેલી આવળિકામાં જન્મીને મરે, સમયની પેઠે સ્તોક પૂરો થાય ત્યા લગી આવળિકામા અનુક્રમે જન્મે ને મરે એ પ્રમાણે સ્તોક, લવ, વગેરે ૧૭ પ્રકારના કાળમાં અનુક્રમે જન્મ મરણ કરી ફરસી લે ત્યારે કાળથી સૂક્ષ્મ પુદ્દગળ પરાવર્તન થયું એમ કહેવાય

(૭) " ભાવથી બાદર પુદ્દગળ પરાવર્તન "— કાળો, લીલો, રાતો, પીળો, ને ધોળો, એ પાંચવર્ણ, સુગધ અને દુર્ગંધ, એ બે ગધ, ખાટો, મીઠો, તીખો, કડવો ને કષાયલો એ પાંચ રસ, હલકો, ભારે ટાઢો, ઉનો, લુખો, ચોપડયો, સુવાળો, ખરખરો એ પ્રમાણે ૮ સ્પર્શ, એ ૨૦ બોલવાળા સર્વ પુદગળોને જન્મ મરણ કરીને ફરસે તો ભાવથી પુદ્દગળ પરાવર્તન થયુ

(૮) " ભાવથી સૂક્ષ્મ પુદ્દગળ પરાવર્તન "— પહેલાં કાળા રગના જેટલાં પુદ્દગળો લોકમાં છે તે સર્વને અનુક્રમે જન્મ મરણ કરી ફરસે, જેમકે પહેલા એક ગુણ કાળા પુદ્દગળને પછી બે ગુણ કાળા પુદ્દગળને એમ અનત ગુણ કાળા પુદ્દગળ અનુક્રમે ફરસતાં ફરસતા વચમાં બીજા વર્ણ, ગધાદિકના પુદ્દગળ ફરસી લે તો ચાલી આવતી ફરસના ગણતરીમાં ન લેવાય અને ફરી પહેલેથી ફરસના શરૂ કરવી એ પ્રમાણે વીશે બોલ પહેલેથી છેલ્લે અનુક્રમે ફરસે તો તેને ભાવથી સૂક્ષ્મ પુદ્દગળ પરાવર્તન કહે છે

એ આઠ પ્રકારે પરાવર્તન કરતાં એક પુદ્દગળ પરાવર્તન થયું એવાં એવાં અનત પુદ્દગળ પરાવર્તન આ સંસારમાં જીવે કર્યા છે

પુદ્દગળ પરાવર્તન વિષેના સૂક્ષ્મ જ્ઞાન ઉપર દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરવો કે હે જીવ! જન્મી જન્મીને અને મરી મરીને આ સસાર અનંતીવાર પૂરો કર્યો! એવી રીતે પરિભ્રમણ કરતાં કરતાં અનત ભેદે અનતા પુણ્યનો ઉદય થયો ત્યારે સર્વે પરિભ્રમણ મટાડનાર મનુષ્યદેહ માંડમાંડ પ્રાપ્ત થયો છે*

---

*કાળ સોથી બાદર દ્રવ્ય છે તેનુ દ્રષ્ટાંત-(૧) જેમ ઘણા પાનની થોકડીમાં કોઇ મહા પરાક્રમી પુરુષ જોરથી સોય ઘોચે તે સોયને એક પાનને વીધી બીજા પાન લગી પહોંચતાં અસખ્યાતા

છે અને બાર લાખ ક્રોડ કુળ છે પૃથ્વીના જીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય બાવીશ હજાર વર્ષનું છે (૨) અપકાય—(પાણી) એની સાત લાખ જાતિ છે. સાત લાખ ક્રોડ કુળ છે. એનુ ઉત્કૃષ્ટ આયુષ્ય સાત હજાર વર્ષનુ છે (૩) તેઉકાય (અગ્નિ)—એની સાત લાખ જાતિ છે. ત્રણ લાખ ક્રોડ કુળ છે એનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ અહોરાત્રિનું (ત્રણ રાત ને ત્રણ દિવસનુ) છે. (૪) વાઉકાય (હવા)--એની સાત લાખ જાતિ છે સાત લાખ ક્રોડ કુળ છે. એનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ હજાર વર્ષનું છે. એ ચાર સ્થાવરોમાં અપણા જીવે એકીસાથે અસખ્યાતો કાળ વીતાડયો. (૫) વનસ્પતિ કાય—એની ચોવીશ લાખ § જાતિ છે. અઠ્ઠાવીશ ક્રોડ કુળ છે. એનું દશ હજાર વર્ષનુ ઉત્કૃષ્ટ આયુષ્ય છે. એમાં નિગોદ લેખે ગણીએ તો અનત કાળ ગુમાવ્યો, ત્યાંથી અનંત પુણ્યની વૃદ્ધિ થતાં એકેંદ્રિયમાંથી બે બેઇંદ્રિય (કાયા અને મુખ એ બે ઇંદ્રિયવાળા જીવો—કીડા વગેરે) મા આવ્યો. એ બેઇદ્રિય જીવોની બે લાખ જાતિ છે. સાતક્રોડ કુળ છે એનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૧૨ વર્ષનું છે. ત્યાથી અનંત પુણ્યની વૃદ્ધિ થઇ ત્યારે તેઇદ્રિય (કાયા, મુખ અને નાક એ ત્રણ ઇદ્રિયવાળા જીવો—માંકડ, કીડી, વગેરે) માં ઉપજ્યો. એની બે લાખ જાતિ છે આઠ લાખ ક્રોડ કુળ છે, એનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૪૯ દિવસનુ છે. ત્યાંથી અનંત પુણ્યની વૃદ્ધિ થતાં ચૌરેંદ્રિય (કાયા મુખ, નાક અને આંખ એ ચાર ઇદ્રિયવાળા જીવો—માખી મચ્છર, વીંછી વગેરે) માં જન્મ થયો. એની બે લાખ જાત છે નવ લાખ ક્રોડ કુળ છે. એનુ આયુષ્ય ૭ મહિનાનું છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરેદ્રિય જીવોને વિકલેદ્રિય જીવો કહે છે એ ત્રણ વિકલેદ્રિય જીવોમાં જન્મ મરણ કરીને એકીસાથે સંખ્યાતો કાળ કાઢયો.

§ ત્યંથી અનંતી પુણ્યવૃદ્ધિ થઈ તેથી "અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય" થયો; અને ત્યાથી પણ અનંત પુણ્યની વૃદ્ધિ થઇ ત્યારે "સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય" થયો. એ અસંજ્ઞી અને સંજ્ઞી તિર્યંચ પચેદ્રિયની ચાર લાખ જાતિ છે અને ૫ ભેદ છે તે પાંચ ભેદ વર્ણવે છે (૧) "જળચર" (પાણીમાં રહેનારા મચ્છ, કાચબા વગેરે જીવો) એના સાડાબાર લાખ ક્રોડ કુળ છે સંજ્ઞી અસંજ્ઞી બંને જાતના જળચર જીવોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ક્રોડ પૂર્વનું છે (૨) થળચર (પૃથ્વી ઉપર ચાલનારા ગાય, ઘોડા વગેરે પ્રાણી) એનાં દશ લાખ ક્રોડ કુળ છે.

---

પ્રમાણે તમામ કાયની થઇને ૮૪ લાખ જોનિ થશે જેનો વર્ણ ગધ, રસ, સ્પર્શ અને સંઠાણ એક હોય તેને એક જાતિ કહેવી. જાતિ છે તે માતાનો પક્ષ છે (૨) કુળની સમજણનું દૃષ્ટાંત ભમરો એ એક જાતિ તે પણ એક ભમરો ફુલમાંનો, એક ભમરો લાકડામાંનો, અને એક ભમરો કચરામાનો એ પ્રમાણે ભમરાની એક જાતિનાં ત્રણ કુળ થયાં એ પ્રમાણે તમામ કુળોની સખ્યા જ્ઞાનીએ ફરમાવી છે તે સત્ય કરી જાણવી

§ વનસ્પતિકાયની ૨૪ લાખ જાતિ (યોનિ) છે. તેમાં ૧૦ લાખ જાતિ પ્રત્યેક વનસ્પતિની અને ૧૪ લાખ જાતિ સાધારણ વનસ્પતિકાયના જીવોની છે

§ નિગોદથી માંડીને અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિયપણે ઉપજ્યો ત્યાં લગી જીવ, પરત્રશપણે ભૂખ, તરસ, ટાઢ, તાપ, છેદન વગેરે ઘણાં દુખો સહન કરતી વખતે "અકામનિર્જરા" થાય છે, તે પણ પુણ્યવૃદ્ધિનું કારણ છે

અસંજ્ઞી થળચરનું ઉત્કૃષ્ટ આયુષ્ય ચોરાશી હજાર વર્ષનું અને સંજ્ઞીનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ પલ્યનું છે (૩) ખેચર (આકાશમાં ઉડનાર કબૂતર પોપટ વગેરે પક્ષી) એના બાર લાખ ક્રોડ કુળ છે અસંજ્ઞી ખેચરનું ઉત્કૃષ્ટ આયુષ્ય બોતેર હજાર વર્ષનું અને સંજ્ઞી ખેચરનું ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યનો અસંખ્યાતમો ભાગ છે (૪) ઉરપર (પેટ ઘસીને ચાલનારા સાપ અજગર વગેરે પ્રાણી) એના દશ લાખ ક્રોડ કુળ છે અસંજ્ઞી ઉરપરનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રેપન હજાર વર્ષનું અને સંજ્ઞી ઉરપરનું ઉત્કૃષ્ટ આયુષ્ય ક્રોડ પૂર્વનું છે (૫) ભુજપર (ભુજાના જોરથી ચાલનાર ઉંદર વગેરે પ્રાણીઓ) એના નવ લાખ ક્રોડ કુળ છે અસંજ્ઞી ભુજપરનું ઉત્કૃષ્ટ આયુષ્ય બેતાળીસ હજાર વર્ષનું અને સંજ્ઞી ભુજપરનું ઉત્કૃષ્ટ આયુષ્ય ક્રોડ પૂર્વનું છે એ પંચેંદ્રિય જીવ ઉત્કૃષ્ટા ૮ ભવ લગોલગ કરે છે એ આઠ ભવનાં સાત ભવ સંખ્યાતા આયુષ્યવાળા અને એક ભવ અસંખ્યાત વર્ષના આયુષ્યવાળો હોય છે

ફરતો ફરતો જીવ નરક ગતિમાં અવતાર લે તો નરકના જીવોની ૪ લાખ જાતિ છે પચીસ લાખ ક્રોડ કુળ છે ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરનું છે નરકમાં જીવનો એક સાથે એક જ ભવ થાય છે લગોલગ બીજો ભવ થતો નથી * પરિભ્રમણ કરતો કરતો જીવ દેવગતિમાં ઉપજે તો ત્યાં ચાર લાખ જાતિ છે દેવતાના છવીસ લાખ ક્રોડ કુળ છે ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ સાગરનું છે દેવગતિમાં પણ જીવનો એક જ ભવ થાય છે એ પ્રમાણે મનુષ્ય ગતિમાં આવતાં પહેલાં જીવને બીજી ત્રણ ગતિમાં અતિશય પરિભ્રમણ કરવું પડે છે તે પરિભ્રમણ કરતાં અનંત પુણ્યનો ઉદય થાય તો મનુષ્ય ગતિ પામે છે એ મનુષ્ય ગતિમાં ચૌદ લાખ જાતિ છે બાર લાખ ક્રોડ કુળ છે ઉત્કૃષ્ટ આયુષ્ય ૩ પલ્યનું છે મનુષ્ય ગતિમાંપણ જો યુગલીયા મનુષ્ય તરીકે ઉપજે તો એક જ ભવ થાય છે અને કર્મભૂમિ મનુષ્યમાં અધિક પરિભ્રમણ કરી ઉપજે તો લગોલગ સાત ભવ કર્મભૂમિ મનુષ્યના થાય છે † એ પ્રમાણે અનેક મુશ્કેલીઓ વટાવ્યા પછી મનુષ્ય ગતિમાં અવાય છે શ્રી પન્નવણા સૂત્રમાં જીવોની અલ્પાબહુત્વ પ્રકારે ગણત્રી કરી છે તેમાં સહુથી થોડા ગર્ભજ મનુષ્ય કહ્યા છે વળી ગર્ભજ મનુષ્યને ઉપજવાનું સ્થાન

* નરક અને સ્વર્ગ (દેવલોક) નો એક ભવજ થાય છે નરકનો જીવ મરીને નરકમાં ન ઉપજે તેમ દેવતા મરીને દેવતાપણે ન ઉપજે વળી નરકનો જીવ મરીને દેવતાપણે ન ઉપજે અને દેવતા મરીને નારકીપણે ન ઉપજે કારણ કે વિશેષ શુભ અને વિશેષ અશુભ કર્મો કરવાનું સ્થળ ખાસ કરીને મૃત્યુ લોકમાં (તિર્છા લોકમાં) છે અહીં આગળ કરેલા શુભ કર્મોનો લાભ સ્વર્ગમાં દેવપણે ઉપજવાથી મળે, અને અશુભ કર્મનું ફળ નરક ગતિમાં નારકીપણે ઉપજવાથી મળે છે દૃષ્ટાંત—જેમ માણસ પોતાની દુકાને મોજમજા છોડી પ્રમાદ રહિત થઈ કમાણી કરે તો તે પોતાના ઘેર જઈ સુખેથી આરામ પામે છે પણ જો માણસ દુકાને મોજમજા ઉડાવી પ્રમાદી બની પોતાના પૈસામાં ખાડ પડાવે છે તેને પોતાને ઘેર આપત્તિથી ફરી પડે છે અર્થાત્ મરીનાઈ વગેરે દુઃખ ભોગવવું પડે છે દુકાનને મધ્ય લોક સમજો અને ઘરને સ્વર્ગ તથા નરક સમજો

† એ ભવ થતાં ૮૪ લાખ જીવ યોનિ થઈ અને એક ક્રોડ સાડીસત્તાણું લાખ એરંશી ક્રોડનાં કુળ થયાં

ત્રીછા લોકમાં માત્ર અઢી દ્વીપની અંદર છે આખા લોકનું ઘનાકારે પરિણામ ૩૪૩ રાજુ છે તેમાં અઢી દ્વીપ માત્ર તો ૪૫ લાખ જોજનમાં જ છે વળી તે ૪૫ લાખ જોજનમાં પણ બે લાખ ને આઠ લાખ જોજનના પહોળા એવા મોટા સમુદ્રો પડયા છે એ સિવાય દ્વીપની ભૂમિમાં પણ નદીઓ, પહાડો, વનો વગેરે ઘણાં સ્થળો મનુષ્ય રહિત છે. એ બધો વિચાર કરતાં મનુષ્યભવ મળવો ઘણો દુષ્કર છે

## ૨ આર્યક્ષેત્ર.

(૨) "આર્ય ક્ષેત્ર"—મનુષ્યનો અવતાર માત્ર મળવાથી કંઇ ધર્મપ્રાપ્તિ થઇ ગઇ એમ ન સમજવુ મનુષ્ય ગતિ તો મળી પણ તેમાં આર્ય ભૂમિ મળવી બહુ દુર્લભ છે મનુષ્યની ઉત્પત્તિના અઢી દ્વીપની અંદર ત્રીશ ક્ષેત્ર તો અકર્મ ભૂમિ (જુગલીઆ) મનુષ્યનાં છે અને છપ્પન ક્ષેત્ર અંતર દ્વીપનાં મનુષ્યનાં છે એ છયાશી ક્ષેત્રનાં મનુષ્યો ધર્મ-કર્મમાં બિલકુલ સમજતાં નથી. એ મનુષ્યો તો પોતાનાં પૂર્વે કરેલા પુણ્યોના ફળો, દેવતાઓની પેઠે સુખ ભોગવે છે માટે અઢી દ્વીપમાં કર્મ ભૂમિ મનુષ્યનાં પંદર ક્ષેત્ર માત્ર ધર્મ કરણી કરવાનાં રહ્યાં એ પંદર ક્ષેત્રમાં પાંચ મહાવિદેહ ક્ષેત્ર છે ત્યાં તો સદા કાળ જૈન ધર્મ પ્રવર્તે છે, અને બાકીનાં પાંચ ભરત ક્ષેત્ર અને પાંચ ઇરવત ક્ષેત્રમાં દશ ક્રોડાક્રોડી સાગરનો સર્પિણી કાળમાંથી એક ક્રોડાક્રોડ સાગરથી સહેજ વધારે વખત ધર્મ કર્મ કરવાનો રહે છે પાંચ ભરત ને પાંચ ઇરવત એ દશ ક્ષેત્રમાંના એકેક ક્ષેત્રમા બત્રીશ હજાર દેશ છે બત્રીશ હજાર દેશમાંથી પણ ધર્મ કર્મ કરવાના તો માત્ર સાડીપચીશ આર્ય દેશ જ છે સાડીપચીશ આર્ય દેશના નામો * તેનુ મુખ્ય શહેર અને ગામોની સંખ્યા કહે છે (૧) 'મગધ દેશ'—એની રાજધાની રાજગ્રહી નગરી છે અને એ દેશમાં એક ક્રોડ છાસઠ લાખ ગામો છે (૨) 'અંગ દેશ'—ચંપાનગરી અને પચાસ લાખ ગામો. (૩) 'વંગ દેશ'—તામલિપ્તી નગરી અને એંશી હજાર ગામો છે (૪) 'કલિંગ દેશ'—કંચનપુર નગર અને અઢાર હજાર ગામો છે. (૫) 'કાશી દેશ'—વારાણસી નગરી અને એક લાખ પંચાણુ હજાર ગામો છે (૬) 'કોશલ દેશ'—શાકેતપુર નગર અને નવ હજાર ગામ છે (૭) 'કુરૂદેશ'—ગજપુર નગર, પંચાવન હજાર ગામ (૮) 'કુશાવર્તદેશ'—સૌરીપુર નગર, છાસઠ હજાર ગામ (૯) "પંચાળ દેશ"—કંપિલપુર નગર અને ત્રણ લાખ ને ત્રાશી હજાર

---

* શ્લોક—आसमुद्रात्तु वै पूर्वात् आसमुद्रात्तु पश्चिमात् ॥
तयो रेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥ મનુસ્મૃતિ.

અર્થ— ઉત્તરમાં હિમાલય પર્વત, દક્ષિણમા વિંધ્યાચળ પર્વત, અને પૂર્વ પશ્ચિમે સમુદ્રો એની વચ્ચે આર્ય ભૂમિની હદ છે

શ્લોક—सरस्वती दृषद्वत्यो र्द्वे च नद्योर्यदन्तरम् ॥
तद्देव निर्मितं देशमार्यावर्तं प्रचक्ष्यते ॥
મનુસ્મૃતિ શ્લોક ૧૭ અધ્યાય ૨.

અર્થ— સરસ્વતી નદીની પશ્ચિમે, અટક નદીની પૂર્વમાં, હિમાલયથી દક્ષિણમા અને રામેશ્વરની ઉત્તરે એ ચારે દિશાની વચ્ચે જેટલો દેશ છે તે આર્યાવર્ત કહેવાય છે

ગામો છે (૧૦) જંગલ દેશ—અહિછત્રા નગરી, છત્રીસ હજાર ગામો (૧૧) સૌરાષ્ટ્ર દેશ—દ્વારિકા નગરી, ૭ લાખ એંશી હજાર ત્રણસો તેત્રીસ ગામો (૧૨) 'વિદેહ દેશ'—મિથિલા નગરી આઠ હજાર ગામો (૧૩) 'વત્સ દેશ'—કૌશામ્બી નગરી, અઠ્ઠાવીસ હજાર ગામો (૧૪) શાંડિલ્ય દેશ—નંદીપુર નગર એકવીસ હજાર ગામો (૧૫) "મલય દેશ"—ભદ્દિલપુર નગર સાત હજાર ગામો (૧૬) 'વચ્છ દેશ—વૈરાટપુર નગર અડતાલીસ હજાર ગામો (૧૭) વરણ દેશ—અચ્છા નગરી, બેતાળીસ હજાર ગામો (૧૮) 'દશાર્ણ દેશ—મૃત્તિકાવતી નગરી, બેતાળીસ હજાર ગામો (૧૯) 'ચેદિ દેશ—શૌક્તિમતી નગરી, તેતાળીસ હજાર ગામો (૨૦) સિંધુ સૌવીર દેશ—વીતભય નગર, ૫ લાખ પંચ્યાશી હજાર ગામો (૨૧) શૂરસેન દેશ—મથુરા નગરી, આઠ હજાર ગામો (૨૨) 'ભંગ દેશ—પાવાપુર નગર છત્રીસ હજાર ગામો (૨૩) 'પુરિવર્ત દેશ—માસ નગર એક હજાર ચારસો વીસ ગામો (૨૪) કુણાલ દેશ—શ્રાવસ્તી નગરી તેત્રીસ હજાર ગામો (૨૫) 'લાઢ દેશ—કોટિવર્ષ નગરી બે લાખ બેતાળીસ હજાર ગામો (૨૫॥) કેકય દેશ (અર્ધો)—શ્વેતાંબિકા નગરી, બે હજાર પાંચસો ગામો આ આર્યદેશો છે

અહો! જરા દીર્ઘદૃષ્ટિથી વિચારો કે સમ્પૂર્ણ લોકના હિસાબે આર્યક્ષેત્ર કેટલું કમ છે! આ ક્ષેત્રમાં મનુષ્ય જન્મ મળવો મહા દુર્લભ છે

## ૪ ઉત્તમ કુળ

(૩) ઉત્તમ કુળ—એવા આર્ય દેશમાં જન્મ થયા પછી ઉત્તમ કુળનો યોગ મળવો બહુ જ મુશ્કેલ છે. મહાન્ પુણ્યશાળી હોય તેનો જ ઉત્તમ કુળમાં જન્મ થાય છે. કેટલાક કુલીન માણસો પુત્ર ન હોવાને લીધે ભારે આતુર રહે છે પણ પૂર્વના પ્રબળ પુણ્ય સમૂહ વિના પુત્રપ્રાપ્તિ થતી નથી. કારણ કે આ દુનિયામાં પુણ્યશાળી જીવો થોડા હોય છે. પણ નીચ કુળોમાં જોઈએ તો પાપી જનોની પેદાશ ઘણી જ જોવામાં આવે છે કારણ કે આ જગતમાં પાપી જીવો બહુજ જોવામાં આવે છે વળી કેવળ જાતિ માત્રથી જ ઉચ્ચ નીચ કહી શકાય નહિ. કારણ કે શરીરની આકૃતિ, અવયવ શરીરના અંદરના વિભાગ તો સર્વ મનુષ્યોના એક સરખા જ હોય છે પરંતુ શાસ્ત્રમાં ઉચ્ચ નીચપણું જાતિથી નહિ પણ કર્મથી કહ્યું છે ઉત્તમ ગુણોવાળા અને સત્કર્મ કરનારા મનુષ્યો ઉચ્ચ કુળના છે અને નીચ કર્મ કરનારા મનુષ્યો નીચ કુળના છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૫ મા અધ્યયનમાં શ્રી જયઘોષ મુનિ આ પ્રમાણે કહે છે—

ગાથા—કમ્મુણા બમ્ભણો હોઇ કમ્મુણા હોઇ ખત્તિઓ ।
વઇસ્સો કમ્મુણા હોઇ, સુદ્દો હવઇ કમ્મુણા ॥ ૩૩ ॥

અર્થાત્, કર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કહેવાય છે "બ્રહ્મ જાનાતીતિ બ્રાહ્મણઃ" કે બ્રહ્મ એટલે આત્માને જાણે-આત્મજ્ઞાન પ્રાપ્ત કરે તે જ બ્રાહ્મણ કહેવાય "ક્ષતાત્ત્રાયતે ઇતિ ક્ષત્રિયઃ" અનાથોનું રક્ષણ કરે તે ક્ષત્રિય, વણિજ (નીતિથી

* અનાર્ય પરદેશી રાજાને શ્રી કેશીશ્રમણ આચાર્યે ધર્મ સમજાવ્યો હતો. એ આચાર્ય મહારાજ એ દેશની જેટલી જમીનમાં વિચર્યા તેટલી જગ્યા આર્યભૂમિ થઈ બાકીની અનાર્યભૂમિ રહી

વેપાર) કરે તે વૈશ્ય કહેવાય અને સેવા કરે તે શૂદ્ર કહેવાય છે. વળી ગ્રંથાંતરમાં નીચ જાતિનાં લક્ષણ નીચે પ્રમાણે બતાવ્યા છે—

न विशेष इति वर्णानाम् सव ब्रह्ममयं जगत् ।
ब्राह्मणपूर्वं श्रेष्ठं हि कर्मणा वर्णतां गतम् ॥

મહાભારત શાંતિ પર્વ

**અર્થ.**—વર્ણનું કંઇ વિશેષપણુ નથી આ બધું જગત્ બ્રહ્મમય છે પ્રથમ બધા બ્રાહ્મણ હતા, પછી જેવા જેવા કર્મ કર્યાં તેવા વર્ણને પ્રાપ્ત થયા.

**"अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं २ वर्ण मापद्यते जातिपरिवृत्तो"**

અર્થાત્—ઉત્તમ વર્ણવાળા પણ અધર્માચરણથી નીચનાને પ્રાપ્ત થતા જાય છે. અને

**"धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं २ वर्णमापद्यते जातिः"**

અર્થાત્–નીચ વર્ણવાળા પણ ધર્માચરણથી ઉત્તમતાને પ્રાપ્ત થતા જાય છે આ પ્રમાણે આપસ્તંબ ધર્મ સૂત્રના પ્રશ્ન ૨ પટલ ૪ માં કહ્યું છે.

विश्वामित्रो वसिष्टश्च मतंगो नारदोऽपि च
तपो विशेष संप्राप्ता, उत्तमत्वं न जातिनः ॥

શુક્રનીતિ અધ્યા૦ ૪ પ્રકરણ ૪

વિશ્વામિત્ર, વસિષ્ટ અને નારદ ઋષિ નીચ જાતિમાં ઉત્પન્ન થયા છતાં પણ તપશ્ચરણ કરીને ઉત્તમ થય છે, એટલા માટે જાતિનું કશુ વિશેષત્વ નથી.

जपो नास्ति, तपो नास्ति, नास्ति चेन्द्रियनिग्रहः ॥
दया दान दमो नास्ति, इति चंडाललक्षणम् ॥

**અર્થાત્**—પરમેશ્વરનો જપ, સ્મરણ, ધ્યાન, ગુણાનુવાદ, સ્તવનકીર્તન ન કરે, રાતદિન પોતાના ઘર ધંધામાં જ રાચ્યો પચ્યો રહે, વ્રત-નિયમ-ઉપવાસ ન કરે પણ સદા ખાઇ પીને શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં આનંદ માને, ભક્ષ્ય અભક્ષ્ય વસ્તુનો પણ વિચાર કરે નહિ પણ અગ્નિની પેઠે કંઇપણ ન છોડતાં સર્વનો આહાર કરે, પાંચ ઇંદ્રિયોને ખરાબ રસ્તે જતી રોકે નહિ, પણ હમેશાં ગાનતાન, મોજમજા, નાટક ચેટક તથા પરસ્ત્રીઓ સાથે વિષયભોગ ભોગવી આનંદ માને, કોઇપણ દુખી પ્રાણીને દેખીને દિલમાં અનુકંપા લાવે નહિ અને સદા પૃથિવ્યાદિક છ એ કાયના જીવોની હિંસા કર્યા કરે અને મદ્યમાંસનું ભક્ષણ કરે, કોઇને પણ કિંચિન્માત્ર દાન આપે નહિ, મહાપરિગ્રહી, કંજુસ અને મૂંજી બનીને બીજો કોઇ ઉદાર જન દાન કરતો હોય તેને અટકાવી અંતરાય કર્મ બાંધે છે, આત્મદમન, નિયમ, વ્રતપચ્ચક્ખાણ કંઇપણ કરે નહિ, એ પ્રમાણેનાં લક્ષણો જેમાં હોય તેને નીચ ચંડાળ જાતિનો ગણવો. એ દુર્ગુણો જેનામાં ન હોય, યથાશક્તિ જપ, તપ, ઇંદ્રિયદમન, દયા, દાન કરે તેને ઉત્તમ કુળનો કહેવો એવું ઉતમ કુળ જૈનકુળ છે, અને જૈન કુળમાં જન્મ થવો મહા મુશ્કેલ છે.

હોવાથી પચતું પણ નથી અપચો થવાથી અનેક રોગો ઉત્પન્ન થાય છે વૃદ્ધનું શરીર અશક્ત, નકામું, તથા અળખામણું લાગે એવુ થતું જતુ હોવાથી સ્વજનો અપમાન કરે છે ઇત્યાદિ અનેક દુખો જરા અવસ્થામાં છે. એ રીતે બાળપણુ ને ઘડપણના મળી બાર હજાર દિવસો ફોકટ ગયા હવે જે છ હજાર દિવસો જુવાન અવસ્થાના રહ્યા તેમાં પણ કોઈ વાર શરીરમા અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, રોગથી મુક્ત થાય તો કોઇ સ્વજનના વિયોગનુ દુ ખ પડતાં વિલાપ કરવામાં દિવસો જાય છે, એમાંથી પણ કાંઇ આરામ મળે ત્યાં તો લેણુ દેણુ આબરૂ, લાભ હાનિ, તેજી મંદી, કજીઆ કકાસ, સગપણ વિવાહ, વગેરે અનેક ઉપાધિઓ આવી પડે છે હે ! હિસાબી સુજ્ઞ બંધુઓ ! હવે વિચાર તો કરો કે સો સો વર્ષનું આયુષ્ય છતા તેમાંના કેટલા દિવસો તમે સુખમાં ગાળો શકો છો ? વળી કહ્યુ છે કે -

ગાથા—गब्भाइमज्जंति बुयाबुयाणां, नरा परा पंचसिहा कुमारा ॥
जोवणगा मज्झिमा थेरगायं, चयंति आयुक्खय पलीणा ॥ સૂયડાંગ સૂત્ર

**સારાંશ**—ભોગ ભોગવવા ટાણે નવ લાખ સજ્ઞી પંચેદ્રિય મનુષ્ય સ્ત્રીના ગર્ભાશયમાં ઉપજે છે એમાના એક, બે કે ચાર જીવતા રહે છે બાકીના બધા પુરુષના વીર્યના સ્પર્શથી મરી જાય છે તે પછી પણ કેટલાક ગર્ભાશયમા તરતજ, કેટલાક ગર્ભાશયમા થોડા મહિના થયા પછી, કેટલાક અન્ય અસહ્ય સયોગ થવાથી, કેટલાક પ્રસવતાંજ આડા આવે છે ત્યારે કાપીને કાઢવા પડે છે તેથી, કેટલાક જન્મ થયા બાદ મૂર્ખાઇને લીધે બાળપણુમા, અને કેટલાક ભરજુવાનીમા મૃત્યુ પામે છે બધા વિઘ્નોથી બચી જો કોઇ ઘડપણુ લગી ટકે છે તો તેનો છેવટ કાળ તો આવે છે જેમ ફરતી ઘટીના બે પડ વચ્ચે જે દાણા આવ્યા તે આખા ને આખા રહેવાનો ભરોસો રહેતો નથી, ઘંટીના કેટલાક આંટા ફર્યા પછી તેનો લોટ થવાનો જ, તે પ્રમાણે કાળ રૂપ ઘટી છે, તેનાં બે પડ છે, ભૂતકાળરૂપી નીચેનુ એક સ્થિર પડ* અને ભવિષ્ય કાળરૂપી ઉપરનું ફરતુ પડ એમ બે પડ છે, એ બે પડની વચમાં સાંસારિક અનત જીવો આવેલા છે, હવે એ જીવોની કાયાનો શો ભરોસો કે આટલા દિવસની અદર કાયા પડી જઇ તેની ભસ્મ થશે જ ! ! એમની કાયાનો એક દિવસ અત આવશે એટલી વાત તો નક્કી છે કરોડો ઉપાય

---

*શ્લોક—आदित्यस्य गतागतै रहरहैः संक्षीयते जीवितं ।
व्यापारै र्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ॥
दृष्ट्वा जन्म जरा विपत्ति मरणं त्रासश्चनोत्पद्यते ।
पीत्वा मोहमयीं प्रमाद मदिरा मुन्मत्तीभूत जयत् ॥

**અર્થ**—સૂર્યનો ઉદય અસ્ત થવાથી દિવસે દિવસે આયુષ્ય ઘટતું જાય છે, છતાં અનેક કામકાજ અને ઉપાધિઓમા ઘુચાયો હોવાથી જીવને કાળની ખબર પડતી નથી, વળી કેટલાકને પોતે જન્મ, જરા અને મરણનાં દુખો ભોગવતા જુએ છે છતા ત્રાસ થતો નથી કે હું પણ મરી જવાનો છુ માટે શુભ ધર્મ કર્મ સાધી લઉં ! ! નિશ્ચય એ સત્ય છે કે મોહથી ભરેલો પ્રમાદરૂપી દારૂનો પ્યાલો પીને જગત્ ઉન્મત્ત (ગાંડુ) બની ગયુ છે

કરે પણ કાળથી કોઈ બચે નહિ વળી કાળ આવે ત્યારે આળીને ઊભો રહે છે. તે સુખ કે અસુખ સુખ દુઃખ, રાજા, રંક, બાળક, જુવાન, વૃદ્ધ વગેરેનો કંઈ પણ વિચાર કરતો નથી, વગેરે વિચાર કરતાં લાંબી આવરદા હોવી એ મહા દુર્લભ છે અને કદી હોય તો એ આઉ-આગની ને પુણ્યની નિશાની છે પણ તેમાં ધર્મ કરણી કરવાને જરા પણ પ્રમાદ ન કરવો.

## ૫ પૂર્ણ ઇન્દ્રિયો

લાંબુ આયુષ્ય પણ કોઈ પુણ્યના જોગથી મળી જાય પણ તેટલાથી કંઈ આત્માર્થ સિદ્ધ થતું નથી. લાંબા આયુષ્યની સાથે પાંચે ઇન્દ્રિય પૂરી ને નિરોગી એ પાંચમું સાધન મળવું પણ કઠિન છે. પાંચ ઇંદ્રિયો નિરોગી મળ્યા વિના ધર્મકર્મ થઈ શકતું નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે— ॥ जाविंदिया न हायंति ताव धम्मं समायरे ॥ જ્યાં સુધી ઇંદ્રિયોની નિર્બળતા નથી થઈ ત્યાં સુધી ધર્મ કરણી કરી લે. કાને બ્હેરો હોય તે ધર્મશ્રવણ કરી શકે નહિ અને ધર્મશ્રવણ વિના મોક્ષજ્ઞાન પણ ન થાય. આંધળો માણસ ધર્મશ્રવણ કરે પણ આંખો વિના જીવોની દયા (જતના) શી રીતે પાળી શકે ? માટે પાંચ ઇંદ્રિયો નિરોગી મળવી મહા મુશ્કેલ છે

## ૬ નિરોગી શરીર

“ પૂર્ણ તંદુરસ્ત શરીરની પ્રાપ્તિ ” એ છઠ્ઠા સાધન વિના ધર્મ ક્રિયા બનવી મુશ્કેલ છે. પૂર્ણ નિરોગી શરીર કોઈક પૂરા ભાગ્યશાળીનું સારા કાળ હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે ॥ वाही जाव न वड्ढइ, ताव धम्मं समायरे ॥ જ્યાં સુધી શરીરમાં વ્યાધિએ જોર નથી કર્યું ત્યાં સુધી ધર્મ કરી લે. આપણા શરીરમાં પાંચ કરોડ અડસઠ લાખ નવાણું હજાર પાંચસો ચોરાશી (૫૬૮૯૯૫૮૪) રોગો શુભ/ને પરિપૂર્ણ રહેલા છે. પુણ્યકર્મનો ઉદય છે ત્યાંસુધી તે સર્વ રોગો અંદર દબાઈ રહ્યા છે પણ જ્યારે પાપનો ઉદય થશે કે તરત તે રોગો બહાર નીકળી થોડીવારમાં શરીરનો વિનાશ કરી નાંખશે, તાવ માથાનો દુઃખાવો, પેટમાં વાયુની પીડા વગેરે રોગ હમેશાં રહ્યાં કરે તો ધર્મકરણી શી રીતે બને ! કહ્યું છે કે પહેલું સુખ નિરોગી કાયા. જો શરીર નિરોગી હોય તો તમામ કામ સારાં થાય છે અને દાન જપ તપ ધ્યાન સંવર વગેરે મોક્ષ કરણી સધાય છે માટે શરીર નિરોગી મળવું પણ મુશ્કેલ છે

કોઈ કોઈ સ્થળે છઠ્ઠા સાધન તરીકે નિરોગી શરીરને બદલે “ ધનની જોગવાઈ ” બતાવેલ છે મરાઠી ભાષામાં કહે છે કે “ પહિલે પોટોબા, મગ વિઠોબા ” એટલે પ્રથમ ગુજરાનનું પૂરું સાધન મળે તો પછી પરમેશ્વરનું નામ યાદ આવે છે લક્ષ્મીનો જોગ હોય અને તેમાં સંતોષરૂપી સુખ મળે તો નિશ્ચિંતતાથી ધર્મધ્યાન કરી શકાય છે માટે લક્ષ્મીની જોગવાઈ પણ મળવી મુશ્કેલ છે.

## ૭ સદ્ગુરુ સંગ

આગળની ૬ જોગવાઈઓ તો જીવને અનંતી વાર મળી છતાં—અર્થસિદ્ધિ ન થઈ કેમકે સાતમું સાધન “ સદ્ગુરુની સંગત ” મળવી બહુ જ કઠણ છે. આ જગતમાં પાખંડી દુરાચારી સ્વાર્થી ઢોંગી ગુરુઓ તો ઘણા છે અને એવાને માનનારા ભોળા લોકો પણ ઘણા છે એક સ્થળે કહ્યું છે કે :—

દોહરો—પાખંડી પૂજાય છે, પંડિત પર નહિ ધ્યાન,
ગોરસ લ્યો ઘરઘર કહે, દારૂ મળે દુકાન

દૂધ જેવો ઉત્તમ પદાર્થ વેચવા દૂધવાળી ઘેર ઘેર ફરે છે છતા દૂધ લેનારા ઘણા થોડા નીકળે છે ! ! પણ દારૂ–શરાબ જેવી મહા અપવિત્ર ને નિંદ્ય ચીજ તેના પીઠામાંજ વેચાય છે છતાં ત્યાં જોઈએ તો લેનારાની કેટલી ભીડ થઈ હોય છે ? ! એ પ્રમાણે ગામે ગામ વિચરનારા ઉત્તમ ગુરુને માનનારા જગત્‌માં થોડા હોય છે પણ પાખંડીઓને સત્કાર સન્માન આપનારા, તેમની આજ્ઞા ઉઠાવી તે પ્રમાણે ચાલનારા, તેમના પર ધન–કુટુંબ વગેરે કુરબાન કરનારા, અરે અફસોસ કે પોતાની પ્યારી ધર્મપત્નીને પણ તેમની સેવામાં પ્રેમદા રૂપે હાજર કરનારા આ જગતમા ઘણા માણસો છે. આથી વધારે અજ્ઞાનપણું ને ભોળાપણું બીજું શુ હોઈ શકે ? ! કહ્યું છે કે —

દોહરો—ગુરુ લોભી ચેલા લાલચુ, દોનોં ખેલે દાવ,
દોનોં બૂડે બાપડે, બેઠ પત્થરકી નાવ;

લોભી ગુરુઓને ચેલા પણ લાલચ વાળા મળે છે, બંને પોતપોતાના સ્વાર્થના દાવ ખેલી એક બીજાને અને આ દુનિયાના ભોળા લોકોને ભમાવી અનેક ચાળે ચડાવે છે પણ એવા ગુરુઓ અને ચેલાઓ આખરે સંસાર સાગરના કીચડમાં ખુંચી અનેક દુ:ખ ભોગવે છે, જેમ પત્થરના બનાવેલા વહાણ પર બેસનાર ખલાસી અને ઉતારૂઓ સર્વે ડૂબી મરે છે; તેવી રીતે લોભી ગુરુ અને લાલચુ ચેલાના હાલ થાય છે. એવા પાખંડીઓથી આત્મકલ્યાણ શી રીતે બને ? જેને પોતાનો નીચ સ્વાર્થ સાધવાની જ સગાઈ છે અને ચિત્ત પણ સ્વાર્થમાં જ મશગુલ છે તેઓ બીજાને શી રીતે તારી શકે ?

દોહરો—કાનીયા માનતા કર; તુ ચેલો હુ ગર,
રૂપીઓ નાળિયેર ધર, ભાવે ડુબ કે તર

પાખંડી ગુરુ પોતાના ભોળા ભકતને કહે છે કે—હે કાનિયા ! મારી માનના કર, કારણ કે તુ મારો ચેલો થયો છે અને હું તારો ગુરુ છું રૂપીઓ ને નાળિયેર મારા ચરણમા ધરી દે. પછી ચાય તો ડુબ કે તર તેની મને પરવા નથી ! ! એ પ્રમાણે જેઓ કનક અને કાન્તાને સેવનારા, છકાયનો આરંભ કરનારા, સંસારીઓથી પણ વિશેષ ઘાતકી, લોભીને લંપટ છે એવા ગુરુઓ પોતે પણ ડુબે છે અને પોતાના ચેલાઓને પણ પાતાળમાં (નરકગતિમાં) લેતા જાય છે જે ગુરુ લોભી હશે તેને બીજાની ગરજ હશે જ અને તેથી ખરેખરો બોધ કે જ્ઞાન તે આપશે નહિ. તે એમ સમજશે કે જો ભકતને વધુ કહેવાશે તો તેને ખોટુ લાગશે અને ફાળામાં (ખરડામાં) ઓછા રૂપીઆ મંડાવશે ! એટલા માટે શ્રોતા લોકોને સારૂં સારૂ લાગે તેવુ ઝટ ઝટ સંભળાવી મતલબ સાધી લે છે શ્રોતાઓ ડુબે કે તરે તેનુ તેને કામ નથી ! ! તેને તો માત્ર રૂપીઓ વગેરે હાથ કરવા સાથે જ લેવા દેવા છે ! ! એવા પાખંડી ગુરૂઓને માટે નાચેનું કાવ્ય યોગ્ય છે

સવૈયા—

છોડકે સંસાર છાર, છારસે વિહાર કરે, માયાકો નિવારી, ફિર માયા દિલ ધારી હૈ ॥
પિછના તો ઘોયા કીચ, ફિર કીચ બીચ રહે, દોનોં પંથ ખોયે, બાત બની સો બિગારી હૈ ॥

નહિ'-કોઈપણ પ્રશ્નનો ઉત્તર પોતાને ન આવડે તો હઠ પકડી જૂદી સ્થાપના ન કરે પણ નમ્રતાથી કહે કે મને એ પ્રશ્નનો ઉત્તર આવડતો નથી તેથી કોઈ જ્ઞાની મહાશયને પૂછી નિશ્ચય કરી જવાબ આપીશ (૧૨) 'નિંદ્ય કર્મથી રહિત'-ચોરી વ્યભિચાર, વિશ્વાસઘાત વગેરે નિંદ્ય કામો જેણે કર્યાં ન હોય, કારણકે સદ્‌ગુણી હોય તે જ કોઈથી દબાતો નથી. (૧૩) 'કુળહીન ન હોય' ( કુલીન હોય )-હલકા કુળનો હોય તો શ્રોતાઓ તેની મર્યાદા રાખે નહિ અને વચન માન્ય પણ ન કરે (૧૪) 'અંગહીન ન હોય'-અંગહીન હોય તો શોભે નહિ (૧૫) 'કુસ્વરી ન .હોય-ખરાબ અવાજ વાળાનાં વચનો શ્રોતાને સારાં લાગતાં નથી (૧૬) બુદ્ધિમાન હોય, (૧૭) મિષ્ઠ વચની હોય (૧૮) કાંતિવાળો હોય. (૧૯) સમર્થ હોય, એટલે ઉપદેશ દેતાં થાકે નહીં (૨૦) ઘણા ગ્રંથોનું અવલોકન કર્યું હોય. (૨૧) અધ્યાત્મ અર્થનો જાણ હોય (૨૨) શબ્દના રહસ્યનો જ્ઞાતા, (૨૩) અર્થનો સંકોચ તથા વિસ્તાર કરી જાણે (૨૪) અનેકયુક્તિ તથા તર્કનો જ્ઞાતા, (૨૫) સર્વે શુભ ગુણયુક્ત હોય. એ ૨૫ ગુણ જેનામાં હોય તે જ અસરકારક ને યથાર્થ સદુપદેશ આપી શકે એવા § ગુણ યુકત સદ્‌વકતા સાધુનો જોગ મળવો ઘણો મુશ્કેલ છે સદ્‌ગુરૂના સંગથી ૧૦ ગુણોની પ્રાપ્તિ થાય છે એમ શ્રી ભગવતીસૂત્રમા કહ્યું છે.

**ગાથા :—सवणे नाणे विनाणे, पच्चक्खाणे य संजमे ॥**
**अणणहए तवे चेव, वोदाणे अकिरिया सिद्धि ॥**

---

**શ્લોક :—तिलसर्पप मात्रं तु, ये नरा मांसं भक्षन्ति ।**
**ते नरा नरकं गच्छन्ति यावच्चंद्रदिवाकरौ ॥**

અર્થાત્-જે માણસ, તલ કે સરસવના દાણા જેટલું માંસ ખાશે તે નરકગતિમાં પડી જ્યાં લગી સૂર્ય ચંદ્ર રહેશે ત્યાં લગી મહા દુઃખ પામશે પંડિતનો શ્લોક સાંભળી રાજા બોલ્યો, અમે તો પેટ ભરીને માંસ ખાઈએ છીએ પણ તલ ને સરસવના દાણા જેટલું ખાતા નથી, અમારી શી ગતિ થશે? પંડિત બોલ્યા કે આપ વૈકુંઠમા જાશો કારણ કે શ્લોકમાં તો તલ જેટલું માંસ ખાનારને નરક ગતિ કહેલી છે, પણ પેટ ભરીને જે ખાશે અને પોતાના આત્મદેવને સંતોષ ઉપજાવશે તેને તો સ્વર્ગ મળશે આ તરફ નરક કુંડ છે અને પેલી તરફ સ્વર્ગ કુંડ છે પેટ ભરીને ખાનાર જોરથી છલંગ મારશે તો સ્વર્ગમાં જઈ પહોચશે જુઓ એ પ્રમાણે લોભી પંડિતોનો ઉપદેશ

§ સદ્રષ્ટ તરંગિણી નામે દિગંબર આમ્નાયના ગ્રંથમાં કહ્યું છે કે:-વકતા આઠ ગુણનો ધારણહાર હોવો જોઈએ—

**શ્લોક:-समदमघर बहुणाणी, साद्ध लोकोय भाववेत्ताए**
**पिछखिमय वीयरागो, सिसाहित इच्छोया एव गुरुपुज्जो ॥**

**અર્થ**:-(૧) સમભાવી એટલે સમાવંત (૨) દમિતેંદ્રિય (૩) શ્રોતાઓથી અધિક જ્ઞાની, (૪) સર્વ જીવોના સુખનો ઇચ્છનાર. (૫) લૌકિક સાધનોની કળાનો જ્ઞાતા (૬) ક્ષમાવંત (૭) વીતરાગી અગર વીતરાગના માર્ગનો અનુયાયી અને ૮ શિષ્યના હિતને ઇચ્છનારો તે ગુરુ પૂજ્ય છે.

અર્થ :—સાધુના સમાગમે પ્રથમ જ્ઞાન સાંભળવાનો જોગ અને (૨) જે સાંભળે તેને અવશ્ય જ્ઞાન પ્રાપ્તિ થાય (૩) જ્ઞાન મેળવ્યા પછી વિજ્ઞાન (વિશેષ જ્ઞાન) થવું એ સ્વાભાવિક છે (૪) વિજ્ઞાન થતાં સુકૃત અને દુષ્કૃતનાં ફળનો જ્ઞાતા થાય તેથી દુષ્કર્મનાં પચ્ચખ્ખાણ કરે (૫) દુષ્કૃતનાં પચ્ચખ્ખાણ થવાથી સંયમ (આશ્રવનું રૂંધન કર્યું માટે) થયો (૬) આશ્રવનું રૂંધન કર્યું એટલે તીર્થંકરની આજ્ઞાનો આરાધક થયો (૭) આશ્રવનું રૂંધન કર્યું અને તીર્થંકરની આજ્ઞાને આરાધી તે તપ છે (૮) એ તપના પ્રભાવે કર્મ ક્ષય થાય છે (૯) કર્મ ક્ષય થવાથી અક્રિયાવંત એટલે અજોગી અને સર્વ પાપથી રહિત થાય છે (૧૦) સર્વ પાપથી રહિત થાય તેને મોક્ષ નામે એટલે સિદ્ધગતિ છે એ પ્રમાણે સાધુના સંગ અને દર્શનથી મોટા મોટા લાભો થાય છે.

## ૮ શાસ્ત્ર શ્રવણ

સદુપદેશ એટલે સાંભળવાનો જોગ પ્રાપ્ત થયો પણ આત્માનું કલ્યાણ ન થાય કારણ કે શાસ્ત્ર શ્રવણ કરવું એ આત્મિક સાધન પણ મુશ્કેલ છે આ દુનિયામાં ધર્મ શાસ્ત્ર શ્રવણ કરવામાં રુચિ રાખનારા બહુ જ થોડા હોય છે કોઈ કહે કે ભાઈ! સાધુ મહારાજ પધાર્યા છે વ્યાખ્યાન વાંચે છે સાંભળવા વાસ્તે આવો, તેનો ઉત્તર સામો માણસ એવો આપે કે સાધુ તો નવરા છે! એમને એ વિના બીજું કામ જ નથી! આપણે પાછળ તો બાળબચ્ચાં ઘરબાર, ધંધો વગેરે અનેક ઉપાધિ લાગી છે શું આપણે સંસાર છોડી જાવા થવું છે કે વખાણવાણી સાંભળ્યાં કરીએ! એવામાં કોઈ બીજા માણસ આવીને કહે કે આજ નવીન પ્રકારનું નાટક આવ્યું છે એ સાંભળતાં તરત પૂછશે કે કોનું નાટક છે? ટિકિટનો ભાવ શું છે? આજ શાનો ખેલ છે? મહેરબાની કરીને અમને સાથે લઈ જજો!

એમ કહી માબાપની આજ્ઞા લીધા સિવાય, બાળબચ્ચાંને રોતાં મૂકી ઠંડ, તરસ, ટાઢ, તાપ, અંધાર વગેરે કશાની દરકાર રાખ્યા વગર ટાઈમ પહેલાં ત્યાં પહોંચે પાપથી કમાએલા પૈસા વાપરીને ટિકિટ લે નીચ જાતિ વાળાના ધક્કા ખાતો અંદર જાય, અંદર બેસવાની જગ્યા ન મળે તો ઉભો રહે. પેશાબની ઇચ્છા થાય તો રોકી રાખે, ઉંઘ આવે તો આંખો ચોળી, પાણી છાંટી પરાણે જાગતા રહે! નહિ તો કેમ બાપાનો તમાસો જોવા ન મળે! પેશાબ અટકવાથી અને ટાઈમ પ્રમાણે ઉંઘ ન લેવાં ઉજાગરો કરવાથી અનેક રોગ ભોગવવા પડે છે વળી એ નાટકમાં કૃષ્ણ રુક્મિણી વગેરે ઉત્તમ પુરુષો અને સ્ત્રીઓની સામે કુદૃષ્ટિથી જુએ કુચેષ્ટા કરે જો કોઈ માણસ પોતાની માબેનનાં રૂપો બનાવી નાટકશાળામાં નાચે તો પ્રેક્ષકને કેટલું ખરાબ લાગે! અરે અજ્ઞાનીઓ! જરા વિચાર તો કરો કે જેને તમે પરમેશ્વર રૂપે, સતીરૂપે, અને સતીરૂપે માનો છો એનું નાટક તમે નાચી હસીને જુઓ છો! કંઈ શરમ નથી આવતી! જેની પૂજ્યભક્તિ રૂપણ સાક્ષીથી તમે દુનિયામાં સુખ ભોગવો છો એનેજ તમે શી રીતે આસનપર બેસીને ધન પુજન કરો છો! કંઈ શરમ આવે છે! એવા અધર્મી મહાપાતકી નાટકચેટક ખોટા બનાવોમાં એવામાં રોકવા રોકવા જાઓ છો અને ધર્મશાસ્ત્ર શ્રવણ કરવામાં લજ્જા આવે છે અને બહાનાં બતાવો છો! મહાપાપીના નસીબમાં ઉત્તમ ધર્મ શી રીતે આવે!

વળી કેટલાક કહે છે કે અમારાથી ધર્મ કરણી બને નહિ તેથી સાંભળવાથી લાભ શો! એવાને માટે એવો જવાબ છે કે ભાઈ! જે સાંભળશે તે અવશ્ય એક દિવસ કરશે. જેમ

કોઇએ સાંભળ્યું કે ફલાણા મકાનમાં ભૂત રહે છે તો તે મકાનમાં તેનુ ચાલશે ત્યાં લગી તે જશે નહિ. કદી જવાની જરૂર પડી તો પણ મનમાં ડરશે કે અહી ભૂત થાય છે, રખેને મને કંઇ હરકત કરે ત્યાં એક પહોરનુ કામ હશે તો એક ઘડીની અંદર તે કામ પૂરૂ કરી તે મકાનમાંથી તરત નીકળી જશે એ મકાનની અંદર રહેશે ત્યાં લગી બીકણુ બનો રહેશે એ પ્રમાણે શાસ્ત્ર શ્રવણ કરવા આવનાર એમ સાંભળે કે અમુક કામથી પાપ લાગે તો બનશે ત્યાં લગી તે કામ તે નહિ કરે. કદાપિ ઘણી જરૂર પડી ને તે પાપકારી કામ કરવું પડયુ તો પાપના ડરથી થોડામાં પૂરૂં કરશે અને પાપથી ડરતો રહેશે. એમ કરતાં કરતાં એક દિવસે પાપને પણ છોડી દેશે. કેટલાક વળી એમ પણ કહે છે કે ધર્મ શાસ્ત્રોના શ્રવણમાં અમને સમજણ નથી પડતી તેથી સાંભળીને શું કરવુ ! એનો ઉત્તર એ છે— કે કોઇને સર્પ અગર વીંછી દરડે છે ત્યારે તેનુ ઝેર ઉતારવા સારૂ મંત્રવાદી તેની સામે બેસી મંત્ર ભણે છે ઝેરથી પીડાતા માણસને એ મંત્રોની કાંઇ સમજણ પડતી નથી છતાં ઝેર તો ઉતરે છે એવી રીતે સૂત્ર સાભળવાથી પોતાનાં પાપો ઓછાં થશે સાંભળતાં સાંભળતાં સમજણ પડવા લાગશે, એમ સાભળવાથી અવશ્ય લાભ તો છે જ. દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં કહ્યુ છે કે·—

सुच्चा जाणइ कल्लाणं सुच्चा जाणइ पावगं ॥
उभय पि जाणइ सुच्चा, ज सेय तं समायरे ॥

**અર્થ**—શાસ્ત્ર શ્રવણ કરશે તો જાણશે કે અમુક કામોથી પુણ્ય થાય છે, અને અમુક કામોથી પાપ થાય છે પુણ્ય પાપથી અનુક્રમે સુખ અને દુઃખ થાય છે. એ બંનેના ફળ જાણી જે શ્રયકારી માલુમ પડે તેનો સ્વીકાર કરશે. એટલા માટે અવશ્ય સદગુરૂનો ઉપદેશ સાંભળવો જોઇએ

## શ્રોતાના ગુણો

(૧) ધર્મની ખાસ પરીક્ષા હોય જેમ કોઇને અમુક સારી વસ્તુની પસંદગી કરવી હોય તો તે વસ્તુની કેટલી રીતે પરીક્ષા કરે છે. જેમકે એક પૈસાનો માટીનો ઘડો લેવો હોય તો પણ તેને ઉંચે નીચે અંદર તપાસીને લે છે વળી ઘરેણાને તપાવીને પરીક્ષા કરે છે લુગડાનું પોત અને કુમાશ જોઇ પરીક્ષા કરે છે, ઇત્યાદિ સર્વ વસ્તુઓ જૂદી જૂદી રીતે પરીક્ષા કરી લેવાય છે એવી નાશવંત વસ્તુઓ ભલે પરીક્ષા કરીને લીધી હોય તેમજ તેને ઘણી સંભાળથી સાચવી હોય તો પણ તેનો વિનાશ થાય છે વળી તેવી વસ્તુ સુખ દેનારી હોય છતાં દુઃખ આપનારો નીવડે છે હવે ધર્મ જેવી વસ્તુ તો સદા સુખજ આપનારી છે, તેમ કોઇ દિવસ તેનો વિનાશ થતો નથી તેની તો પૂર્ણ પરીક્ષા કરવી જોઇએ એમાં કાંઇ શક નથી છતાં ધર્મની પરીક્ષા કરનારા માણસો ઘણા જ થોડા દેખાય છે. એક કાવ્યમાં કહ્યું છે કે —

एक एकके पीछे चले, रस्ता न कोइ बूजता ।
अंधे फसे सब घोरमे, कहांतक पुकारे सूझता ॥
वडा उंट आगे हुवा, पीछे हूइ कतार, ।
सब हि डूबे वापडे, बडे उंटके लार; ॥

(૮) નિશ્ચય અને વ્યવહારનો જ્ઞાતા હોય—સાંભળવામાં તો અનેક વાતો આવે છે એમાંથી નિશ્ચયની વાતને નિશ્ચયમાં અને વ્યવહારની બાબતને વ્યવહારમાં સમજે. વિખવાદ ક્લેશ કરે નહિ, જેમકે નિશ્ચયની અપેક્ષાએ તો જીવ અધુરે આયુષ્યે મરે નહિ પણ વ્યવહારની અપેક્ષાએ સાત કારણે આયુષ્ય તુટી પણ જાય એ પ્રમાણે અપેક્ષા સમજનાર હોય (૯) વિનયવંત હોય-સાંભળતાં સાંભળતાં સંશય ઉપજે તો અતિ નમ્રતાપૂર્વક એનો નિર્ણય કરે (૧૦) અવસરનો જાણ હોય—જે વખતે જેવો ઉપદેશ ચલાવવાનો અવસર હોય તે પ્રમાણે પોતે નમ્રતાથી ઉપદેશકને પ્રશ્ન પૂછી ઉપદેશ ચલાવવાનો યત્ન કરે (૧૧) દૃઢ શ્રદ્ધાવંત હોય—શાસ્ત્રના અનેક સૂક્ષ્મ ભાવ સાંભળી ચિત્તને ડામાડોળ ન કરે અને સત્ય વચનને હૃદયમાં સરધે કોઇ વચન સમજણમાં ન ઉતરે તો પોતાની બુદ્ધિ ઓછી છે એમ ગણે (૧૨) ફળમાં નિશ્ચયવંત હોય—વ્યાખ્યાન સાંભળવાથી મને જરૂર ફાયદો થશે એવો દૃઢ નિશ્ચય રાખે (૧૩) ઉત્કંઠાવાળો હોય-ભૂખ્યાને ભોજનની તરસ્યાને પાણીની, રોગીને ઓસડની, લોભીને ધનની અને ભૂલા પડેલાને સથવારાની, જેવી ઉત્કંઠા હોય છે તેટલી ઉત્કંઠા શ્રોતાને જિનેશ્વરની વાણી શ્રવણ કરવામાં હોવી જોઇએ (૧૪) રસગ્રાહી હોય જેમ ક્ષુધાતુર માણસ ઇચ્છિત વસ્તુનો જોગ મળતાં પ્રેમથી તે વસ્તુ ભોગવે તેમ જિનેશ્વરની ઉત્તમ વાણી સાંભળવાનો જોગ મળ્યો હોવાથી તેમાંથી પૂર્ણ રસ ગ્રહણ કરે (૧૫) આ લોકના સુખની તથા માન-કીર્તિની ઇચ્છા રહિત થઇ સૂણે, (૧૬) પરલોકમાં પણ એકાંત મોક્ષના હેતુ માટે જ સાંભળે (૧૭) વક્તા-ઉપદેશકને તન, મન, ધનથી યથાયોગ્ય સહાય દે (૧૮) વક્તાનું મન પ્રસન્ન રાખે (૧૯) સાંભળેલી વાતની ચોયણા કરી નિશ્ચય કરે (૨૦) સાંભળ્યા પછી સગાં, સ્નેહી, પડોશી વગેરેની પાસે ધર્મકથા પ્રગટ કરી તેમને પણ ધર્મ ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવે (૨૧) સર્વે શુભ ગુણોનો ગ્રાહક હોય

---

ઉત્તમ શ્રોતાના ગુણ વિષે

છપ્પય

શ્રોતા ગુણ છે પ્રથમ, નેહ ભર નયણાં નિરખે,
હસ્ત વદન હોંકાર, સાર પંડિત ગુણ પરખે,
શ્રવણ ધરે ગુરૂ વચન, સૂણતાં રાખે સરખે,
ભાવ ભેદ રસ પ્રીછ, રીઝ મન માંહી હરખે,
સમજે વિનય વિચાર, સાર ચતુરાઇ આગળા,
કહે કૃપા એવી સભા, તબ દાખે પંડિત કળા ૧

હવે કુશ્રોતાનાં લક્ષણો કહે છે— છપ્પય

કોઇ બેઠા ઉંઘે જ, જાય કોઈ અધવચ ઊઠી,
હારત કરે કોઇ ટોળ, કરે નિંદા બહુ રૂઠી,
કોઇ રમાડે બાળ, ધર્મ મત ગપ છે જૂઠી,
કોઇ ન લેતા સાર, વચ્ચે કોઇ પાડે ત્રૂટી,
ગળે હાથ કો દઇ કરી, પગ વચ્ચે ઘાલે ગળા,
કહે કૃપા એવી સભા, પંડિત કયમ દાખે કળા! ૨

— સાધુ કૃપારામજી.

## ૯ શુદ્ધ શ્રદ્ધા

શાસ્ત્ર શ્રવણ કરવાનો જોગ તો મળ્યો પણ નવમું સાધન જે "શાસ્ત્ર સાંભળી તેના પર શુધ્ધ શ્રધ્ધા બેસવી" એ મહા મુશ્કેલ છે. સાંભળ્યું તો ઘણીએ વાર, પણ પ્રભુએ કહ્યું છે તેમ "सद्धा परम दुल्लहा" શ્રધ્ધા પરમ દુર્લભ છે. જેઓ શાસ્ત્ર સાંભળવા જાય છે તેમાના કેટલાક તો બાપદાદાના કુળની રીત છે માટે કેટલાએક પોતે જૈન કુળમાં અવતાર લીધો છે માટે વ્યાખ્યાન સાંભળવુ જોઇએ તેટલા માટે, કેટલાક પોતે નામાંકિત ગૃહસ્થ છે, સભામાં સૌથી આગળ બેસે છે, પોતાને સૌ ધર્મી કહે છે તેટલા માટે, કેટલાક પોતાના ગામમાં સાધુ પધાર્યા છે માટે ૫–૧૦ જણ મળીને સાંભળવા જવુ જોઇએ. નહિ જવાય તો પોતાના ગામનુ ઘણું ખરાબ કહેવાશે તેટલા માટે, કેટલાક લાભે લોભે એટલે 'કરૂગા સમાઇ[૧] તો હોવેગા કમાઇ[૨]' 'કરીશ જો અઠાઇ[૩] તો મળશે મીઠાઇ' એમ વિચારી સાધુ મહારાજનું મન બહુજ ખુશ રાખે છે અને કંઇક મંત્ર, તંત્ર, જંત્ર, વગેરે બતાવી ન્યાલ કરશે, તેટલા માટે, કેટલાક માન મગરૂરીથી એટલે 'વ્યાખ્યાનમાં જઇએ તો લોકોમાં ધર્મી કહેવાઇએ તેટલા માટે, કેટલાક દેખાદેખીથી એટલે પોતાનું કુટુંબ વગેરે સાંભળવા જાય છે તો પોતાને પણ જવું જોઇએ તેટલા માટે, કેટલાક મોટા માણસોની શરમને લીધે એમ અનેક બ્હાને શ્રધ્ધા વગર જેઓ શ્રી વીતરાગની વાણી શ્રવણ કરે છે એને ધર્મજ્ઞાન અને તેના ઉત્તમ લાભ પ્રાપ્ત થવા બહુમુશ્કેલ છે *

---

શ્રોતાઓ પ્રથમ ઘણી તકલીફ આપી જ્ઞાન ગ્રહણ કરે, પણ ગુણવાન થઇ જ્ઞાનાદિ ગુણનો ફેલાવો ઘણી સારી રીતે કરે છે (૧૧) 'અત્તર જેવા' –અત્તરને જેમ જેમ મસળે તેમ તેમ વધુ વધુ સુગંધ આપે તેમ કેટલાએક શ્રોતાઓ પ્રેરણા બુદ્ધિવાળા હોઇ ઘણા હોશિયાર હોય છે અને જ્યાં જ્યાં જાય છે ત્યાં ધર્મ રૂપી સુગંધ ફેલાવે છે [૧૦ ને ૧૧ એ બે પ્રકારના શ્રોતા મધ્ય છે] (૧૨) 'બકરી જેવા' જેમ બકરી નીતર્યું નીતર્યું અને ઉપરનુ જ પાણી પીએ છે, પણ પાણીને જરા પણ બગાડે નહિ તેમ કેટલાએક શ્રોતાઓ, ઉપદેશક વકતાને જરા પણ તકલીફ દેતા નથી, તેમની અલ્પજ્ઞતા વગેરે દુર્ગુણ તરફ નજર કરતા નથી, પણ સદ્ગુણ સદગુણને ગ્રહણ કરી તૃપ્ત થાય છે (૧૩) 'ગાય જેવા' - જેમ ગાય એઠવાડ, ગંદવાડ વગેરે નિસાર પદાર્થને ખાઇને પણ ઉત્તમ દૂધ આપે છે, તેમ કેટલાએક શ્રોતાઓ થોડું જ્ઞાન ગ્રહણ કરીને પણ, દાતાને આહાર, વસ્ત્ર, પાત્ર, શાસ્ત્ર, ઔષધ, ઇત્યાદિ ઇચ્છિત અને નિર્દોષ દાન દઇ, સત્કાર-સન્માન ગુણગ્રામ કરી ખૂબ સાતા ઉપજાવે છે (૧૪) 'હંસ જેવા'–કેટલાક શ્રોતા હંસની પેઠે શુદ્ધ મોતી જેવા બાહ્ય ને અભ્યંતર અતિ પવિત્ર શાસ્ત્ર-વચનને ગ્રહણ કરી શાંત અને સર્વને સુખદાતા બને છે. [૧૨ થી ૧૪ એ ત્રણ પ્રકારના શ્રોતા ઉત્તમ છે] એ પ્રમાણે ૧૪ પ્રકારના શ્રોતાના ગુણો જાણી અધમતા ત્યાગી, મધ્યમતા, ઉત્તમતા અને ગુણને યથાશકિત જે ગ્રહણ કરશે તે જ જ્ઞાનાદિ ગુણોને વરશે

૧–સામાયિક ૨–લાભ, કમાણી, ૩–આઠ ઉપવાસ

---

* यस्य नास्त्ति स्वयं प्रज्ञा शास्त्र तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणं किं करिज्यति ॥ ચાણકયનીતિ

અર્થ-આંધળાને દર્પણ નિરુપયોગી છે તેવીજ રીતે જેનામાં સ્વયં પ્રજ્ઞા નથી હોતી તેન શાસ્ત્ર નિરુપયોગી છે.

દોહરો—દીધી પણ લાગી નહિ, રીતે ચૂલે ફૂંક
ગુરુ બિચારા શું કરે ચેલામાંહી ચૂક

અર્થ—જેમ અગ્નિરહિત પણ રાખ સહિત ચૂલામાં ફૂંક મારવાથી મોઢું રાખથી ભરાઈ જાય પણ અગ્નિ પ્રદીપ્ત થાય નહિ તેમજ અયોગ્ય શ્રોતાને ધર્મ સમજાવતાં વક્તાને પરિશ્રમ પડે પણ ઉપકાર ન થાય. તેમાં જ્ઞાની ગુણી વક્તાનો કશો દોષ નથી વળી ભર્તૃહરી કહે છે—

શ્લોક—पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किम् ॥
नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ॥
वर्षा नैव पतंति चातकमुखे, मेघस्य किं दूषणम् ॥
यद्भाग्यं विधिना ललाटलिखितं कर्मस्य किं दूषणम ॥

વસંતઋતુ બેઠી છતાં કેરડાનાં ઝાડોને પાંદડાં ન આવે તો તેમાં વસંતઋતુનો શો દોષ? જાજ્વલ્યમાન સૂર્યનો પ્રકાશ છતાં દિવસે ઘૂવડ ન દેખે તો તેમાં સૂર્યનો શો દોષ? વરસાદ પૂર્ણ વરસ્યો છતાં ચાતક પક્ષીના મુખમાં પાણીનું ટીપું ન પડે તો તેમાં વરસાદનો શો દોષ? એ પ્રમાણે ભારે કર્મી જે જીવ છે જેના આત્મામાં અજ્ઞાન અને મિથ્યાત્વજ ભર્યું છે તેને સદ્ગુરુ ઉપદેશ આપે છતાં સુધરે નહિ તેમજ ધર્મ પર શ્રદ્ધા ન રાખે તો તેમાં ગુરુ શું કરે? તેમ તેના જ્ઞાન પણ શું કરે? જેને કર્મની બહોળતા છે તેને ગમે તેટલો બોધ આપવા છતાં સુધરશે જ નહિ. કોરડુ મગને હજારો મણ લાકડાં નાખી, પાણીમાં નાખતાં તે ચડતા નથી અને એવા ને એવા રહે છે તેમ અભવ્ય તથા ભારેકર્મી જીવોનું સમજવું

દોહરો—ચાર કોસકા માંડવા તે વાણીક પીરે
ભારી કર્મી જીવડા, વહાં ભી રહ ગયે કોરે

ગાયના આંચળમાં ઈતરડી નામે જીવડું બેઠું છે તે એક ચામડી જેટલે આંતરે આંચળમાં મજાનું દૂધ ભર્યું છે છતાં તે છોડી લોહીને જ ચુસે છે તેમ ભારેકર્મી જીવો સદ્ગુરુના સદ્ બોધને શ્રવણ કરી તેમાંથી સાર વસ્તુ છોડી અસારને ગ્રહણ કરે છે અને નિંદા કરે છે કે શું સાંભળીએ! સાધુ તો પોતાની જ વાત લઈને બેઠા છે આ પાળો, સત્ય બોલો વગેરે, પણ એવી રીતે ચાલનાર આજ છે કોણ? નિર્ભાગ્ય માણસે જાણવું જોઈએ કે—

पादे पादे निधानानि योजने रसकुम्पिका ॥
भाग्यहीना न पश्यन्ति बहुरत्ना वसुन्धरा ॥

અત્યારે પણ છતી ઋદ્ધિના ત્યાગી, મહા વૈરાગી, પંડિત, તપસ્વી ક્રિયાપાત્ર એવા એવા અનેક શુદ્ધાચારી સાધુ સાધ્વીઓ પૃથ્વીને શોભાવી રહ્યા છે તેમજ શ્રાવક, શ્રાવિકા પણ અલ્પારંભી અલ્પ પરિગ્રહી સંસારમાં રહ્યા છતાં પણ અનેક ધર્મ કરણી કરીને પોતાના આત્માને સુધારનારા ઘણા શ્રાવક શ્રાવિકાઓ બિરાજે છે વળી પાંચમા આરાના છેડા સુધી એવી રીતે ચારે તીર્થ (સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકા) કાયમ વિરાજશે, પણ ઉત્તમ વસ્તુ શોધી મળે એ સ્વભાવિક છે તેવા રત્ન પરખવા માણસોની નજરે ક્યાંથી આવે? તેથી માટે વારંવાર કહેવામાં આવે છે કે શ્રદ્ધા-પ્રતીતિ રાખવા ખાસ થવી શ્રદ્ધા ફરીજ છે

## ૧૦ શુદ્ધ ફરસના

ફક્ત શ્રદ્ધાથી પણ કાર્યસિદ્ધિ થતી નથી પણ તેની સાથે દશમું સાધન "શુદ્ધ ફરસના હોવી" એ બહુજ મુશ્કેલ છે, અર્થાત્ પોતે જાણી તો લીધું કે શ્રી જિનેશ્વર મહારાજનો ઉપદેશ તદ્દન સત્ય છે છતાં અશુભનો ત્યાગ ન કરે અને શુભ વસ્તુ આદરે નહિ તો મોક્ષપ્રાપ્તિ-આત્મકાર્યની સિદ્ધિ શી રીતે થાય ?

ધર્મની શ્રદ્ધાવાળા સમકિતી જીવો ચારે ગતિમાં અસંખ્યાતા છે, પરંતુ પૂર્ણપણે ધર્મની સ્પર્શના કરવાની શક્તિ તો કેવળ મનુષ્યમાં જ હોય છે મનુષ્યોમાં પણ કેટલાક ઉત્તમ સાધનો પ્રાપ્ત થવા છતાં પણ ધર્મથી વંચિત રહી જાય છે તેના બે કારણ છે- ૧ સ્વાભાવિક-પ્રત્યાખ્યાનાવરણીય આદિ ચારિત્રમોહનીય કર્મ પ્રકૃતિઓના ઉદયથી શ્રેણિક મહારાજ, કૃષ્ણ વાસુદેવ વગેરેની પેઠે ધર્મનું સ્વરૂપ સમજવા છતાં પણ અને કરવાની ઇચ્છા છતાં પણ વ્રતાચરણ રૂપ ધર્મ કરી શકતા નથી. તથાપિ તેમનું કર્તવ્ય છે કે, જેવી રીતે ઉક્ત બન્ને નરેશ્વરોએ તન, મન, ધન ધર્મ અર્થે અર્પણ કરી પોતાનાં પ્રાણપ્યારાં સ્ત્રી પુત્રાદિને દીક્ષા અપાવી, દીક્ષાના મહોત્સવ કર્યા દીક્ષા લેનારના કુટુંબનું પોતાના કુટુંબની પેઠે પાલન કર્યું, અનાથોની સહાયતા કરી, અમારીપડહ વગડાવ્યો આવી જ રીતે ધર્મવૃદ્ધિ કરી લાભ લેવો જોઇએ અને જેમણે ધર્મનું આરાધન-વ્રત પ્રત્યાખ્યાન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી છે તેમનું કર્તવ્ય છે કે, પ્રમાદનો ત્યાગ કરી બની શકે ત્યાં સુધી તો સર્વવિરતિ (સાધુ) પણું અંગીકાર કરવું જોઇએ જો દીક્ષા લેવાની યોગ્યતા ન હોય તો શ્રાવકના વ્રતો અવશ્ય સ્વીકારવા જોઇએ ધર્મારાધનના શાસ્ત્રમાં પાંચ સાધનો બતાવ્યા છે. ૧ ઉત્થાન-સાવધાન થવું, ૨ કમ્મ-પ્રવૃત્ત થવું, ૩ બલ સ્વીકાર કરવો, ૪ વીર્ય-પાલન કરવું અને ૫ પુરુષાકાર પરાક્રમ-પાર પહોંચાડવું આ પાંચેને ક્રમશ અંગીકાર કરનાર કર્તવ્યનું યથાતથ્ય ફળ પ્રાપ્ત કરી શકે છે. એટલા માટે સાધકોના ઇપ્સિતાર્થની સિદ્ધિનો આ અંતિમ દશમો બોલ છે આવા સાધકોએ કપિલ કેવળીના નિમ્નલિખિત ફરમાનને પોતાનું લક્ષ્યબિંદુ બનાવવું જોઇએ -

ગાથા:—अधुवे असासयमि ससारम्मि दुक्ख पउराए ॥
किं नाम हुज्ज तं कम्यं, जेणाहं दुग्गइ न गच्छेस्म ॥

જગતમાંની તમામ વસ્તુ અધ્રુવ છે, નિશ્ચળ નથી, અશાસ્વતી છે, જેવી અત્યાર વસ્તુ દેખાય છે તેવી સાંજે હશે નહિ, અને વણમતાં વણસતાં તેનો નાશ પણ થઇ જાય છે, વળી અસાર સંસાર આધિ (ચિંતા) વ્યાધિ (રોગ) અને ઉપાધ (કામકાજ) રૂપી દુઃખોથી પૂર્ણ ભરેલો છે, એમાં રાજા કે રંક કોઇ પણ સુખી છે નહિ

नवि सुही देवता देवलोए, नवि सुही पुढवीपइ राया ॥
नवि सुही सेठ सेणावइए, एगंत सुही मुणि वीयरागी ॥

એક વીતરાગી યથાખ્યાત ચારિત્રવાન સાધુ સિવાય, દેવતા, રાજા, શેઠ અને સેનાપતિ કોઇ સંસારમાં સુખી નથી એવાં એવા શાસ્ત્રવચનો સાંભળી વિચાર કરવો કે—મને પણ ઉમરનાં આટલાં વર્ષ ગયાં છતાં ખરૂં સુખ પ્રાપ્ત થયું નહિ. જેને જેને મેં સુખ ગણ્યું તે

દોહરો—દીધી પણ લાગી નહિ રીતે ચૂલે ફૂંક,
ગુરૂ બિચારા શું કરે ચેલામાંહી ચૂક

અર્થ—જેમ અગ્નિરહિત પણ રાખ સહિત ચૂલામાં ફૂંક મારવાથી મોઢું રાખથી ભરાઈ જાય પણ અગ્નિ પ્રદીપ્ત થાય નહિ તેમ જ અયોગ્ય શ્રોતાને ધર્મ સમજાવતાં વક્તાને પરિશ્રમ પડે પણ ઉપકાર ન થાય તેમાં જ્ઞાની ગુણી વક્તાનો કંઈ દોષ નથી વળી ભર્તૃહરી કહે છે—

શ્લોક पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किम् ॥
नोलुकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ॥
धारा नैव पतंति चातकमुखे, मेघस्य किं दूषणम् ॥
यद्भाग्य विधिना ललाटलिखित कर्मस्य किं दूषणम ॥

વસંતઋતુ બેઠા છતાં કેરડાના ઝાડોને પાંદડાં ન આવે તો તેમાં વસંતઋતુનો શો દોષ? જાજ્વલ્યમાન સૂર્યનો પ્રકાશ છતાં દિવસે ઘૂડ ન દેખે તો તેમાં સૂર્યનો શો દોષ? વરસાદ ખૂબ વરસ્યો છતાં ચાતક પક્ષીના મુખમાં પાણીનું ટીપું ન પડે તો તેમાં વરસાદનો શો દોષ? એ પ્રમાણે ભારે કર્મી જે જીવ છે જેના આત્મામાં અજ્ઞાન અને મિથ્યાત્વજ ભર્યું છે તેને સદ્‌ગુરૂ ઉપદેશ આપે છતાં સુધરે નહિ તેમજ ધર્મ પર શ્રદ્ધા ન રાખે તો તેમાં ગુરૂ શું કરે? તેમ તેના કાન પણ શું કરે? જેને કર્મની મહોળતા છે તેને ગમે તેટલો બોધ આપવા છતાં સુધરશેજ નહિ. કોરડુ મગને હજારો મણ લાકડાં બાળી, પાણીમાં નાખતાં તે ચઢતાં નથી અને એવા ને એવા રહે છે તેમ અભવ્ય તથા ભારેકર્મી જીવોનું સમજવું.

દોહરો—ચાર કોસકા માંડ્યા, વે વાણીક ઘારે
ભારી કર્મી જીવડા વદી ભી રહ બસે કોરે

ગાયના આંચળમાં ઈતરડી નામે જીવડું ચોંટે છે તે એક ગાયડી જેટલે અંતરે આંચળમાં મળતું દૂધ ભર્યું છે છતાં તે લોહી લોહીને જ ચૂસે છે તેમ ભારેકર્મી જીવો સદ્‌ગુરૂના સદ્‌બોધને શ્રવણ કરી તેમાંથી સાર વસ્તુ છોડી અસારને ગ્રહણ કરે છે અને નિંદા કરે છે કે શું સાંભળીએ? સાધુ તો પોતાની જ વાત લઈને બેઠા છે દયા પાળો, સત્ય બોલો વગેરે, પણ એવી રીતે પાળનાર આજ છે કોણ? નિરભાગી માણસે જાણવું જોઈએ કે—

पादे पादे निधानानि योजने रसकुम्पिका ॥
भाग्यहीना न पश्यन्ति, बहुरत्ना वसुंधरा ॥

અત્યારે પણ છતી ઋદ્ધિના ત્યાગી, મહા વૈરાગી, પંડિત તપસ્વી ક્રિયાપાત્ર એવા એવા અનેક ગુણધારક સાધુ સાધ્વીઓ પૃથ્વીને શોભાવી રહ્યા છે તેમજ આવ્રત ધનવંત દયા ધર્મ અલ્પારંભી અલ્પ પરિગ્રહી સંસારમાં રહ્યા છતાં પણ અનેક ધર્મ કરણી કરીને પોતાના આત્માને સુધારનારા ઘણા શ્રાવક શ્રાવિકાઓ વિરાજે છે વળી પાંચમા આરાના છેડા લગી એવી રીતે ચારે તીર્થ (સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા) કાયમ વિરાજશે, પણ ઉત્તમ વસ્તુ થોડી મળે એ સ્વભાવિક છે તેથી મહા વગરના માણસોની નજરે ક્યાંથી આવે? તેટલા માટે વારવાર કહેવામાં આવે છે કે મહા-પ્રતાપિ આરવા પ્રાપ્ત થવી મહા દુર્લભ છે

## ૧૦ શુદ્ધ ફરસના

ફક્ત શ્રદ્ધાથી પણ કાર્યસિદ્ધિ થતી નથી પણ તેની સાથે દશમું સાધન "શુદ્ધ ફરસના હોવી" એ બહુજ મુશ્કેલ છે, અર્થાત્ પોતે જાણી તો લીધું કે શ્રી જિનેશ્વર મહારાજનો ઉપદેશ તદ્દન સત્ય છે. છતાં અશુભનો ત્યાગ ન કરે અને શુભ વસ્તુ આદરે નહિ તો મોક્ષપ્રાપ્તિ-આત્મકાર્યની સિદ્ધિ શી રીતે થાય ?

ધર્મની શ્રદ્ધાવાળા સમકિતી જીવો ચારે ગતિમાં અસંખ્યાતા છે, પરંતુ પૂર્ણપણે ધર્મની સ્પર્શના કરવાની શક્તિ તો કેવળ મનુષ્યમા જ હોય છે. મનુષ્યોમા પણ કેટલાક ઉત્તમ સાધનો પ્રાપ્ત થવા છતાં પણ ધર્મથી વંચિત રહી જાય છે તેના બે કારણ છે- ૧ સ્વાભાવિક-પ્રત્યાખ્યાનાવરણીય આદિ ચારિત્રમોહનીય કર્મ પ્રકૃતિઓના ઉદયથી શ્રેણિક મહારાજ, કૃષ્ણ વાસુદેવ વગેરેની પેઠે ધર્મનુ સ્વરૂપ સમજવા છતાં પણ અને કરવાની ઇચ્છા છતાં પણ વ્રતાચરણ રૂપ ધર્મ કરી શકતા નથી તથાપિ તેમનુ કર્તવ્ય છે કે, જેવી રીતે ઉક્ત બન્ને નરેશ્વરોએ તન, મન, ધન ધર્મ અર્થે અર્પણ કરી પોતાના પ્રાણપ્યારાં સ્ત્રી પુત્રાદિને દીક્ષા અપાવી, દીક્ષાના મહોત્સવ કર્યા દીક્ષા લેનરના કુટુંબનુ પોતાના કુટુબની પેઠે પાલન કર્યું, અનાથોની સહાયતા કરી, અમારીપડહ વગડાવ્યો આવી જ રીતે ધર્મવૃદ્ધિ કરી લાભ લેવો જોઇએ અને જેમણે ધર્મનું આરાધન-વ્રત પ્રત્યાખ્યાન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી છે તેમનુ કર્તવ્ય છે કે, પ્રમાદનો ત્યાગ કરી બની શકે ત્યાં સુધી તો સર્વવિરતિ (સાધુ) પણું અગીકાર કરવુ જોઇએ જો દીક્ષા લેવાની યોગ્યતા ન હોય તો શ્રાવકના વ્રતો અવશ્ય સ્વીકારવાં જોઇએ ધર્મારાધનના શાસ્ત્રમાં પાચ સાધનો બતાવ્યા છે. ૧ ઉત્થાન-સાવધાન થવુ, ૨ કમ્મ-પ્રવૃત્ત થવુ, ૩ બલ સ્વીકાર કરવો, ૪ વીર્ય-પાલન કરવુ અને ૫ પુરુષાકાર પરાક્રમ-પાર પહોંચાડવુ આ પાંચેને ક્રમશ અગીકાર કરનાર કર્તવ્યનુ યથાતથ્ય ફળ પ્રાપ્ત કરી શકે છે. એટલા માટે સાધકોના ઇપ્સિતાર્થની સિદ્ધિનો આ અતિમ દશમો બોલ છે આવા સાધકોએ કપિલ કેવળીના નિમ્નલિખિત ફરમાનને પોતાનુ લક્ષ્યબિંદુ બનાવવુ જોઇએ -

ગાથા:—अधुवे असासयमि ससारम्मि दुकख पउराए ॥
कि नाम हुज्ज तं कम्यं, जेणाहं दुग्गइं न गच्छेम्म ॥

જગતમાંની તમામ વસ્તુ અધ્રૂવ છે, નિશ્ચળ નથી, અશાસ્વતી છે, જેવી અત્યારે વસ્તુ દેખાય છે તેવી સાંજે હશે નહિ, અને વણસતાં વણસતાં તેનો નાશ પણ થઇ જાય છે, વળી અસાર સંસાર આધિ (ચિંતા) વ્યાધિ (રોગ) અને ઉપાધ (કામકાજ) રૂપી દુખોથી પૂર્ણ ભરેલો છે, એમાં રાજા કે રક કોઇ પણ સુખી છે નહિ

नवि सुही देवता देवलोए, नवि सुही पुढवीपइ राया ॥
नवि सुही सेठ सेणावइए, एगंत सुही मुणि वीयरागी ॥

એક વીતરાગી યથાખ્યાત ચારિત્રવાન સાધુ સિવાય, દેવતા, રાજા, શેઠ અને સેનાપતિ કોઇ સંસારમાં સુખી નથી એવાં એવા શાસ્ત્રવચનો સાંભળી વિચાર કરવો કે—મને પણ ઉમરનાં આટલાં વર્ષ ગયાં છતાં ખરું સુખ પ્રાપ્ત થયુ નહિ. જેને જેને મે સુખ ગણ્યું તે

તો આવતી ભવે દુઃખ ભાગી થવું રહે છે તો હવે પછીની ઉમરમાં એના એજ સંસારમાં સુખ ક્યાંથી મળે ? માટે કોઈ એવી કરણી છે કે જેથી મને દુર્ગતિ અને દુઃખ પ્રાપ્ત થાય જ નહિ ? શુભ કર્મોનાં ફળ શુભ છે અને અશુભ કર્મોના ફળ અશુભ છે એ પણ મેં સારી રીતે જાણ્યું માટે મારે હવે અશુભ કર્મોનો ત્યાગ કરી શુભ કરણી સાધવા મથવું જોઈએ તે વિના સત્ય સુખની પ્રાપ્તિ કોઈને થઈ નથી અને મને પણ નહિ થાય. એમ વિચારી સદાચરણીની સેવના કરે. એવી રીતે દશમું સાધન “ધર્મ” કરણીની યથાતથ્ય કરવાના હોવી અતિશય કઠિન છે

અહો ભવ્ય જીવો ! એ દશ સાધનો ઉપરથી આપ સૌ આપના મનમાં દીર્ઘદૃષ્ટિથી વિચાર કરો કે સદ્ધર્મની પ્રાપ્તિ કેટલી મુશ્કેલ છે ! મહાન્ પુણ્યના ઉદયને લીધે હાલ એ દશ સાધનની પ્રાપ્તિ થઈ છે એમ વિચાર કરશો તો જણાશે. માટે એ દશ સાધનનો ઉપયોગ શ્રી વીતરાગ પ્રરૂપિત ધર્મ કમાવામાં કરી મનુષ્ય જન્મ સાર્થક કરવો જોઈએ, એવી મારી અતિ નમ્ર વિનંતિ છે

મનહર—(દશ મહાન્ લાભની પ્રાપ્તિ વિષે)
પામ્યો નર[1] દેહ વળી આર્ય[2] ક્ષેત્ર સુખદાઈ
ઉચ્ચ કુળની[3] વધાઈ આયુ[4] પૂર્ણ પામીયો,
પાંચ ઇંદ્રિ પૂરી ખરી કાયા તે નિરોગી ધરી,
સાચી જોગ[6] પ્રાપ્તિ થતી સાધુ સમ[7] પામીયો,
સૂત્ર[8] તણી જોગવાઈ, શ્રદ્ધાઈ કર[9] જમાઈ
કરણી[10] કરે ધરાઈ પૂર્ણ લાભ પામીયો,
“ અમોલ ” એ મેળ દશ, મળે સદ્ભાગ્ય વશ;
કર્મદળ બાળ જાય, મોક્ષગતિ પામીયો.

ઇતિ પરમ પૂજ્ય શ્રી કહાનજી ઋષિની સંપ્રદાયના બાલ બ્રહ્મચારી મુનિ
શ્રી અમોલખઋષિજી વિરચિત શ્રી જૈન તત્ત્વ પ્રકાશ ગ્રંથના દ્વિતીય ખંડનું
“ધર્મ પ્રાપ્તિ” નામક પ્રથમ પ્રકરણ સમાપ્ત.

---

# પ્રકરણ બીજું

## સૂત્ર ધર્મ.

ગાથા:–पढमं नाणं तओ दया, एवं चिठ्ठइ सव्व संजए ।
अन्नाणी किं काही, किंवा नाही सेय पावगं ॥
દશવૈકાલિક અધ્યયન ૪ ગાથા ૧૦

"પ્રથમ જ્ઞાન અને પછી દયા" જ્ઞાનથી જીવ અજીવને જાણે તોજ તેની રક્ષા કરી શકે. માટે સર્વે ધર્માત્માઓએ પ્રથમ જ્ઞાનનો અભ્યાસ જરૂર કરવો જોઇએ જેને જ્ઞાનનો અભ્યાસ નથી, તેને પોતાના આત્માનુ સુખ–કલ્યાણ કયા કર્મોથી થાય છે, અને દુ ખો કયા કર્મોથી આવે છે. તે જાણી નહિ શકે. જે સુખ દુ ખ લાવનારા કર્મોને નહિ જાણે તે શું કરી શકશે ? કઇજ નહિ

ગાથા—नाणस्स सव्वस्स पगासणाए, अन्नाण मोहस्स विवज्जणाए ।
रागस्स दोसस्स य संखएणं, एगंत सोक्खं समुवेइ मोक्खं ॥

હૃદયમાં જ્ઞાનરૂપી દિવ્યપ્રકાશ થવાથી, અજ્ઞાન અને મોહનો નાશ થાય છે અજ્ઞાન અને મોહનો નાશ થવાથી હૃદયમાં જ્ઞાનમય મહાન્ દિવ્યપ્રકાશ પૂર્ણ સ્વરૂપે પ્રગટે છે એ દિવ્ય પ્રકાશથી જગતના તમામ પદાર્થોનુ અને રાગદ્વેષથી થતા કર્મબધના ફળોનું હસ્તામલકવત્ જાણપણુ થાય છે એ જ્ઞાનવડે જે કોઇ, તમામ કર્મોનું મૂળ રાગદ્વેષ જ છે એમ જાણી તેનો ત્યાગ કરશે તે એકાંત, શાશ્વત અને અવિનાશી મોક્ષના સુખનો સદૈવ ભોગવનાર થશે માટે સાચા સુખની ઇચ્છાવાળા પ્રાણીઓએ સદ્જ્ઞાનનો અભ્યાસ પ્રથમ કરવો જોઇએ

એ જ્ઞાન તો અપાર અને અનત છે. તેનો સમ્પૂર્ણ પાર તો શ્રી કેવળજ્ઞાની પામી શકે છે અને તેઓ જ સર્વજ્ઞ છે, તો પણ પોતપોતાની શક્તિ પ્રમાણે સૌ જ્ઞાનાભ્યાસ કરી શકે છે સર્વજ્ઞપદ, શકિત પ્રમાણે થોરો કે વધારે જ્ઞાનાભ્યાસ જેઓ કરશે તેઓને ભવિષ્યમા અનુક્રમે એટલે કેવળજ્ઞાનીની પદવિ પ્રાપ્ત થશે જ

હવે અહી જ્ઞાનરૂપી મહાસાગરમાથી બિંદુરૂપે જ્ઞાનની જે જે ખાસ બાબતોની મોક્ષાભિલાષી પ્રાણીઓને આવશ્યકતા છે, તે સક્ષેપમાં યથામતિ દર્શાવુ છુ ૯ તત્ત્વ, ૭ નય, ૪ નિક્ષેપ, ૪ પ્રમાણ વગેરે ઉપયોગી બાબતોનું જ્ઞાન થવાથી પ્રાણી પોતાના આત્માને ક્યાંથી અને કઇ રીતે સુખ મળશે તે શોધી શકશે

### નવ તત્ત્વ

ગાથા—जीवाजीवा य बंधो× य, पुन्नंपावासवो तहा ।
संवरो निज्जरा मोक्खो, संतेए, तहिया नव ॥
ઉત્ત અ ૨૮ ગાથા ૧૪

---

× આ ગાથામા બધતત્ત્વ ત્રીજુ જણાવ્યુ છે, અને ખરેખર બધતત્ત્વ ત્રીજુ જ જોઇએ કારણ કે જીવ અને અજીવ બન્નેનો સબધ થવો તે બંધ છે હાલમાં રૂઢિની પ્રબળતાથી તે આઠમું બોલાય છે તેથી આ ગ્રથમાં ઠેકઠેકાણે આઠમું લીધુ છે.

પરમાણુઓ એકઠા થઇ તેનો સ્કંધ બને છે તેમ અસંખ્ય પ્રદેશાત્મક જીવ છે પરમાણુઓનો તો સંયોગ વિયોગ થાય છે. એકઠા મળે છે અને વળી વિખરાઇ જાય છે. પણ આત્માના પ્રદેશ કદી વિખૂટા પડતા નથી અનંતકાળ પર્યંત આત્મા અસંખ્યાત પ્રદેશમય રહે છે.

શ્રી ઠાણાંગ સૂત્રમાં બીજે ઠાણે બે પ્રકારના જીવ કહ્યા છે " **रूवी जीवा चेव अरूवी जीवा चेव** " અર્થાત્ જે કર્મરહિત, શુદ્ધ, સ્વચ્છ, સચ્ચિદાનંદ સિદ્ધ પરમાત્મા છે તે અરૂપી જીવ છે. અને અરૂપી હોવાને લીધે જ રૂપી કર્મો તેને સ્પર્શી શકતા નથી તેથી તેમની અવસ્થા અથવા સ્વભાવનો પલટો કદાપિ થતો નથી, અનંત કાળ સુધી તેઓ એકજ અવસ્થામાં સંસ્થિત રહે છે સંસારી જીવની બાબતમાં- જેમ માટી અને સોનું અનાદિ કાળથી ભેળા જ છે તેમ જીવ અને કર્મ અનાદિ કાળથી સાથે જ છે. અને તે કર્મ પુદ્દગલો જ લોહચુમ્બકની પેઠે અન્ય કર્મ પુદ્દગલોનું આકર્ષણ કરી ગ્રહણ કરે છે આ કર્મોની ન્યૂનાધિકતાને લીધેજ જીવ ગુરુત્વ લઘુત્વને પ્રાપ્ત થાય છે ( હલકો ભારે બને છે ), તેથી જ તે ઉંચ નીચ યોનિમાં જાય છે અનેક પ્રકારનાં શરીરો ધારણ કરી રૂપાંતર પામ્યાં કરે છે આ બધા જીવના પર્યાય કહેવાય છે જીવ જુદાં જુદાં રૂપો ધારણ કરે છે તેથી તેના જુદા જુદા ભેદ કહેવાય છે એવા ભેદો જ્ઞાનીની દૃષ્ટિએ તો અનંત છે, પણ મુમુક્ષુ જીવોને સુલભતાથી બોધ થવાને માટે શ્રી જિનેશ્વર દેવે તેનો મર્યાદિત સંખ્યામાં સમાવેશ કર્યો છે

**જીવના ભેદો**—૧ ભેદ-સર્વ જીવોનું ચૈતન્ય લક્ષણ એક છે તેથી સંગ્રહનયે એક ભેદે જીવ કહેવાય ૨ ભેદ-સિદ્ધ અને સંસારી ૩ ભેદ-ત્રસ × સ્થાવર, અને સિદ્ધ ૪ ભેદ-સ્ત્રીવેદી, પુરૂષવેદી, નપુંસકવેદી, અને અવેદી ૫ ભેદ-નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવતા અને સિદ્ધ ૬ ભેદ-એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિન્દ્રિય, પંચેંદ્રિય અને અનિંદ્રિય ૭ ભેદ-પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય અને અકાય. ૮ ભેદ-નારકી, તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય મનુષ્યણી, દેવતા, દેવી અને સિદ્ધ ૯ ભેદ-નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચારના અપર્યાપ્તા * અને પર્યાપ્તા મળી ૮ અને ૯ સિદ્ધ. ૧૦ ભેદ-પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરેંદ્રિય, પંચેંદ્રિય, ૧૦ મા સિદ્ધ ૧૧ ભેદ-પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ એ ૫ સૂક્ષ્મ અને ૫ બાદર † એમ દશ અને ૧૧ મો સિદ્ધ ૧૨ ભેદ-પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ, ત્રસ એ ૭ ના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી બાર, ૧૩ મા સિદ્ધ. ૧૪ ભેદ-નારકી, તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય મનુષ્યણી, ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક અને એ ચાર દેવતા, અને ૪ તેના દેવીઓ મળી તેર અને ૧૪મા સિદ્ધ ૧૫ ભેદ- સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરેંદ્રિય, અસંજ્ઞી, પંચેંદ્રિય અને સંજ્ઞીપંચેંદ્રિય § એ સાતના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી ચૌદ અને ૧૫મા સિદ્ધ વિસ્તારથી જીવના ભેદ ૫૬૩ થાય છે. તેમાં નારકીના ૧૪ ભેદ, તિર્યંચના ૪૮ ભેદ, મનુષ્યના ૩૦૩ ભેદ અને દેવતાના ૧૯૮ ભેદ છે

---

× ત્રસ એટલે હાલતા ચાલતા જીવ તે બેઇંદ્રિયથી માંડી પંચેંદ્રિય સુધી અને સ્થાવર એટલે પૃથ્વીકાય વગેરે સ્થિર રહેનારા એકેંદ્રિય જીવો

* આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોચ્છવાસ, ભાષા અને મન એ ૬ પર્યાપ્તિ છે, તેમાંથી

## નારકીના ૧૪ ભેદ

૧ ધમા, ૨ વંશા, ૩ શીલા ૪ અંજના, ૫ રિઠ્ઠા ૬ મઘા અને ૭ માઘવતી એ સાત નારકી જીવોના પર્યાપ્તા અને અપર્યાપ્તા એટલે ૭×૨=૧૪ ભેદ નારકીના થયા.

## તિર્યંચના ૪૮ ભેદ

૧ પૃથ્વી થાવરકાય (પૃથ્વીકાય) તેના ૪ ભેદ—૧ સૂક્ષ્મ પૃથ્વીકાય કે જે સર્વ લોકમાં કાજળની કુંપીની પેઠે ઠાંસોઠાંસ ભરેલા છે પણ આપણને દૃષ્ટિગોચર થતા નથી તે ૨ બાદર પૃથ્વીકાય કે જે લોકના દેશવિભાગમાં રહેલા છે અને તેમાંના કેટલાક આપણે જોઈ શકીએ છીએ અને કેટલાક જોઈ શકતા નથી. એ બેના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળીને ૪ ભેદ પૃથ્વીકાય જીવોના જાણવા. હવે તેમાંથી બાદર પૃથ્વીકાયના વિશેષ ભેદ કહે છે ૧ કાળી માટી ૨ લીલી માટી ૩ લાલ માટી, ૪ પીળી માટી, ૫ સફેદ માટી ૬ પાંડુ અને ૭ ગોપીચંદન એમ કોમળ માટીના ૭ પ્રકાર છે અને ૧ ખાણની માટી ૨ મરડીયા કાંકરા ૩ વેણુ–રેતી, ૪ પાષાણ–પત્થર ૫ શિલા, ૬ નિમક ૭ સમુદ્રનો ક્ષાર ૮ લોઢાની માટી ૯ તાંબાની માટી ૧૦ તરૂઆની માટી ૧૧ સીસાની માટી ૧૨ ચાંદીની માટી ૧૩ સોનાની માટી ૧૪ વજ્ર હીરા ૧૫ હરતાલ ૧૬ હિંગળો, ૧૭ મનસીલ ૧૮ રત્ન, ૧૯ સુરમો ૨૦ પ્રવાલ ૨૧ અબરખ અને ૨૨ પારો, એ ૨૨ પ્રકાર કઠણ પૃથ્વીકાયના છે તેમાંથી રત્નના ૧૮ પ્રકાર કહ્યા છે ૧ ગોમી રત્ન ૨ રૂચક રત્ન ૩ અંક રત્ન ૪ સ્ફટિક રત્ન ૫ લોહિતાક્ષ રત્ન ૬ મરકત રત્ન ૭ મસારગલ રત્ન, ૮ ભુજમોચક રત્ન ૯ ઇંદ્રનીલ રત્ન, ૧૦ ચંદનીલ રત્ન ૧૧ ગેરૂક રત્ન ૧૨ હંસગર્ભ રત્ન ૧૩ પોલક રત્ન ૧૪ ચંદ્રપ્રભ રત્ન ૧૫ વૈડૂર્ય રત્ન ૧૬ જલકાંત રત્ન ૧૭ સૂર્યકાંત રત્ન ૧૮ સુગંધી રત્ન ઇત્યાદિ અનેક પ્રકાર પૃથ્વીકાય (માટી)ના જાણવા. તેના ૪ ભેદ છે ૧ સૂક્ષ્મ પૃથ્વીકાયના અપર્યાપ્તા ૨ સૂક્ષ્મ પૃથ્વીકાયના પર્યાપ્તા, ૩ બાદર પૃથ્વીકાયના અપર્યાપ્તા, ૪ બાદર પૃથ્વીકાયના પર્યાપ્તા.

૨ અપ્પ થાવરકાય (અપકાય)—તેના ૪ ભેદ—૧ સર્વ લોક વ્યાપ્ત સૂક્ષ્મ અપકાય અને ૨ લોકના દેશ વિભાગમાં રહેલા બાદર અપકાય. તે બન્નેના અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ ૪ ભેદ તેમાંથી બાદર અપકાય (પાણી)ના વિશેષ ભેદ કહે છે—૧ વરસાદનું પાણી, ૨ ઓસ

---

પહેલી વખત પર્યાપ્તિ બાંધતા જીવ બાંધે છે બાંધવાની પર્યાપ્તિમાંથી જે અંતમાં જેટલી બાંધવાની હોય તેટલી પૂરેપૂરી ન બંધાય રહે ત્યાં સુધી અપર્યાપ્તો કહેવાય. અને જેટલી બાંધવાની છે તેટલી બાંધી લે ત્યારે પર્યાપ્તો કહેવાય.

† પાંચે સૂક્ષ્મ સ્થાવરકાય સંપૂર્ણ લોકમાં ઠાંસોઠાંસ ભરી છે તેમનું શરીર અત્યંત બારીક હોવાથી ચર્મ ચક્ષુવાળા જોઈ શકતા નથી અને માટી પાણી આદિ જે જોઈ શકાય છે તે બાદર કહેવાય છે.

§ જે માતપિતાના સંયોગથી મનુષ્ય તિર્યંચ ઉત્પન્ન થાય, દેવતાની શય્યામાં દેવ ઉત્પન્ન થાય ને તથા નરકની કુંભીઓમાં નારકી ઉત્પન્ન થાય તે સંજ્ઞી જીવ. તે સિવાયના બધા સમૂર્છિમ જીવ જે મનુષ્ય તિર્યંચમાં ઉત્પન્ન થાય છે તે અસંજ્ઞી જીવ જાણવા. સંજ્ઞીને મન હોય છે અસંજ્ઞીને મન હોતું નથી.

રાત્રિના સમયે વરસે તે ઠારનું પાણી, ૩ બારીક બારીક બુંદ પડે તે મેઘરવાનું પાણી, ૪ ધુમસનું પાણી, ૫ ગડાનું પાણી, ૬ ઓસનુ પાણી, ૭ ઉનું પાણી (પૃથ્વીમાં ઘણે ઠેકાણે ગંધક વગેરેની ખાણની અસરથી કુદરતી ગરમ પાણી નીકળે છે તે પણ સચેત પાણી જાણવુ), ઠંડુ પાણી, ૯ લવણ સમુદ્રનુ તથા અન્ય કૂવાદિનુ ખારૂં પાણી ૧૦ ખાટુ પાણી ૧૧ દૂધ જેવુ (ક્ષીર સમુદ્રનું) પાણી, ૧૨ વારૂણીનુ મદિરા જેવુ પાણી, ૧૩ ઘી જેવુ (ઘૃત સમુદ્રનુ) પાણી, ૧૪ મીઠુ પાણી, (કાલોદધિ સમુદ્રનુ) ૧૫ ઇક્ષુ (શેરડી)ના રસ જેવુ પાણી (અસંખ્યાતા સમુદ્રનું પાણી એવુ છે) ઇત્યાદિ અનેક પ્રકારનું પાણી છે અપકાયના ૪ ભેદ છે ૧ સૂક્ષ્મ અપકાય અપર્યાપ્તા, ૨ સૂક્ષ્મ અપકાય પર્યાપ્તા, ૩ બાદર અપકાય અપર્યાપ્તા, ૪ બાદર અપકાય પર્યાપ્તા

**૩ સપિથાવરકાય** (તેઉકાય)—તેનો પહેલો ભેદ સૂક્ષ્મ છે. તે સૂક્ષ્મ તેઉકાયના જીવો આખા લોકમા ઠાસો ઠાસો ભર્યા છે સૂક્ષ્મ તેઉકાયના બે ભેદ છે. (૧) અપર્યાપ્તા સૂક્ષ્મ તે૦ કા૦ (૨) પર્યાપ્તા સૂક્ષ્મ તે૦ કા૦ તેઉકાયનો બીજો ભેદ બાદર છે તે બાદર તેઉકાય લોકના દેશ ભાગમા (અમુક ભાગમા) છે તેના પણ બે ભેદ છે, (૧) અપર્યાપ્તા બાદર તેઉકાય. (૨) પર્યાપ્તા બાદર તેઉકાય બાદર તેઉકાયના ૧૪ ભેદનાં નામ ૧ નિર્ધૂમ અગ્નિ ૨ કુંભારના નીભાડાની અગ્નિ, ૩ તૂટતી જવાળા, ૪ અખંડજ્વાળા ૫ ચકમકની અગ્નિ ૬ વિજળીની અગ્નિ, ૭ તારા ખરે તેની અગ્નિ, ૮ અરણીના લાકડાની અગ્નિ, ૯ વાંસની અગ્નિ, ૧૦ કાષ્ટની અગ્નિ, ૧૧ સૂર્યકાંત કાચની અગ્નિ (આઇગ્લાસની), ૧૨ દાવાનળની અગ્નિ, ૧૩ ઉલ્કાપાતની ( આકાશમાથી વિનાશકાળે અગ્નિ વરસે તે ) અગ્નિ અને ૧૪ વડવાનળની અગ્નિ (સમુદ્રમાંથી પાણીને શોષણ કરનાર અગ્નિ) એ ચૌદ નામો અગ્નિના છે, ઇત્યાદિ ઘણી જાતની તેઉકાય છે તેઉકાયના મુખ્ય ચાર ભેદ છે. ૧ સૂક્ષ્મ તેઉકાયના અપર્યાપ્તા (૨) સૂક્ષ્મ તે૦ કા૦ પર્યાપ્તા (૩) બાદર તે૦ કા૦ અપર્યાપ્તા (૪) બાદર તે૦ કા૦ પર્યાપ્તા એ પ્રમાણે ૪ ભેદ થયા

**સુમતિ થાવર (વાઉ) કાય**–એના બે ભેદ સૂક્ષ્મ અને બાદર એ બેના વળી બબે ભેદ છે, અપર્યાપ્તા અને પર્યાપ્તા. તેથી વાઉકાયના મુખ્ય ચાર ભેદ થયા (૧) સૂક્ષ્મ વાઉકાયના અપર્યાપ્તા (૨) સૂક્ષ્મ વા૦ કા૦ પર્યાપ્તા (૩) બાદર વાઉકાયના અપર્યાપ્તા (૪) બાદર વા૦ કા૦ પર્યાપ્તા સૂક્ષ્મ વાઉકાય આખા લોકમાં ઠાસોઠાસ ભર્યા છે અને બાદર વાઉકાય લોકના દેશ ભાગમાં (અમુક ભાગમાં) છે વળી બાદર વાઉકાયના ૧૬ ભેદ છે, ૧ પૂર્વનો વાયુ, ૨ પશ્ચિમનો ૩ ઉત્તરનો, ૪ દક્ષિણનો ૫ ઊંચી દિશાનો, ૬ નીચી દિશાનો ૭ તિરછી દિશાનો, ૮ વિદિશાનો (ઇશાન વગેરે ચાર ખૂણાનો) ૯ ભ્રમર વાયુ (ચકર પડે તે), ૧૦ મંડળવાયુ, (ચાર ખૂણે ફરે તે), ૧૧ ગુંડળ વાયુ (ઊંચો ચડે તેવો,) ૧૨ ગુંજ વાયુ (વાજાં વાગે એવો અવાજ આવે તે,) ૧૩ ઝંઝાવાયુ (ઝાડ ઉખાડી નાખે તે), ૧૪ શુદ્ધ વાયુ (મધુર મધુર ચાલે તે), ૧૫ ઘન વાયુ, ૧૬ તન વાયુ (એ બે વાયુ નર્ક અને સ્વર્ગની નીચે છે), એ પ્રમાણે ૧૬ નામો છે ઇત્યાદિ વાઉકાયના અનેક પ્રકાર છે

**૫ પયાવચ્ચ ( વનસ્પતિ ) સ્થાવર કાય**–એના બે ભેદ સૂક્ષ્મ અને બાદર તેમાં સૂક્ષ્મના વળી બે ભેદ છે અપર્યાપ્તા અને પર્યાપ્તા બાદર વનસ્પતિ કાયના બે ભેદ છે

ઘણી જાત છે સોયના અગ્રભાગ ઉપર રહે એટલી સાધારણ વનસ્પતિમા અસખ્યાતી શ્રેણિ (ઘરોની શેરી) એમાંની એકેક શ્રેણિમા અસંખ્યાતી પ્રતર (ઘરના માળા) એમાંની એકેક પ્રતરમાં અસંખ્યાતા ગોળા (અરીઠાના ગોટાની પેઠે ઘર), એકેક ગોળામાં અસંખ્યાતાં શરીર (જેમ પુદ્ગળસ્કંધમાં પરમાણુનો રચના છે તેમ), અને એકેક શરીરમાં અનંતા જીવ રહ્યા છે સોયના× અગ્ર ભાગ ઉપર રહેલી સાધારણ વનસ્પતિમાં રહેના જીવોનો વિચાર કરતાં, એ વનસ્પતિને સ્પર્શ કરતા અનત જીવોની હાનિ થવાથી કેટલું પાપ લાગે રહેજે જણાય છે જૈન તથા વૈષ્ણવોના ધર્મમાં બતાવ્યું છે કે એ સાધારણ વનસ્પતિનો આહાર કરવો એ મહા પાપનું કારણ છે સાધારણ વનસ્પતિ એ નરદમ અનત જીવોનો પિડ છે. જમીનમાંથી કદમૂળ બહાર કાઢવાં એ સ્ત્રીનો કાચો ગર્ભ બહાર કાઢવા જેવુ છે કંદમૂળ જમીનમાં રહેના કદમૂળ સદા કાચાં જ હોય છે. કોઇ દિવસ પાકતા નથી. તેથી અભક્ષ્ય કહેલ છે સાધારણ વનસ્પતિ કાયના જીવો એક શ્વાસોચ્છ્વાસ જેટલા વખતમા ૧૭ાા જન્મ મરણ કરે છે, એ લેખે એક મુહૂર્તમા ૬૫૫૩૬ ભવ કરે છે* પૃથ્વી, પાણી, અપ અને તેઉ એ ચાર સ્થાવરકાયમા અસંખ્યાતા જીવો હોય છે ત્યારે પાંચમી વનસ્પતિકાયમા સખ્યાતા, અસખ્યાતા અને અનંત જીવો હોય છે

૬ જંગમકાય—(ત્રસ જીવ) છકાયના જીવના ભેદમા છઠ્ઠો ભેદ જગમકાય છે જગમ કાયના જીવોને "ત્રસ જીવો" કહે છે એ જંગમકાયના જીવોના કુલ ૫૪૧ ભેદ છે તેમાંથી મનુષ્યના ૩૦૩, દેવનાના ૧૯૮ અને આગળ વર્ણવ્યા તે નારકીના ૧૪ ભેદ મળી ૫૧૫ ભેદ બાદ કરતાં બાકી ૨૬ ભેદ તિર્યંચ જંગમકાયના છે, તે એવી રીતે કે બે ઇંદ્રિય જીવ, તેઇંદ્રિય જીવ, ચોરેંદ્રિય જીવ, એ ત્રણ વિગલેંદ્રિયના અપર્યાપ્તા ને પર્યાપ્તા ગણતા તિર્યંચ વિગલેંદ્રિયના ૬ ભેદ થયા હવે જગમકાય (ત્રસ)માં જે તિર્યંચ પંચેંદ્રિય છે તેના જલચર, થલચર, ઉરપર, ભુજપર અને ખેચર એમ પાંચ ભેદ છે તે દરેકના સમૂર્ચ્છિમ અને ગર્ભજ એમ બે વર્ગ છે તેથી દશ ભેદ થયા અને તે દશેના અપર્યાપ્તા અને પર્યાપ્તા ગણતાં તિર્યંચ પંચેંદ્રિયના કુલ વીશ ભેદ થયા તેમાં વિગલેંદ્રિયના છ ઉમેરતાં છવીશ ભેદ થયા, તે અગાઉ વર્ણવેલા પાચ સ્થાવરકાયના બાવીશ ભેદોમાં ઉમેરતાં અગાઉ જણાવેલ છે તેમ તિર્યંચના કુલ ૪૮ ભેદ છે.

હવે "જગમકાય" એટલે ત્રસ જીવોનું વિસ્તારથી વર્ણન છે

---

× કોઇ શકા કરે છે કે સોયની અણી ઉપર રહેલી કંદમૂળની કટકી ઘણી નાની હોઇને જગા પણ બહુજ થોડી રોકે છે, એટલી થોડી જગામાં અનંત જીવોનો સમાવેશ શી રીતે થાય? તો તેનો ઉત્તર એ છે કે—એક માણસે કરોડ ઓષધિઓ ભેગી કરી તેનો અર્ક કાઢી તેલ બનાવ્યુ, અગર તો કરોડ ઔષધિને ખૂબ વાટી તેનું ચૂર્ણ બનાવ્યુ હવે તેમાંથી સોયના અગ્ર ભાગ ઉપર જે તેલ કે ચૂર્ણ આવે તેમાં કરોડ ઔષધિ છે તેવી રીતે સમજવું, હાલ પણ એક વીટીમાં બાજરાના દાણા જેટલો કાચ હોય છે તેમાં મોટા મોટા માણસોના આઠ ફોટોગ્રાફ દેખાય છે કૃત્રિમ પદાર્થોમાં એટલી સત્તા છે તો પછી કુદરતી પદાર્થોનું તો શું કહેવું? માટે જિન પ્રભુનાં વચનોમાં જરા પણ સદેહ લાવવો નહિ

વાળા ‡ લાંબામાં લાંબુ એક હજાર જોજનનું શરીર હોય છે (૪) ' ભુજપર ' ભુજા (હાથ)ના જોરથી ચાલનારા જીવ—ઉંદર, નોળીઆ, ઘૂંસ, કાકીડા, વિસમગ, ગરોળી, ઘોયરા, ઘો વગેરે (૫) 'ખેચર'—આકાશમાં ઉડનારા પક્ષીઓ તેના ચાર ભેદ—૧ ' ચરમ પખી ' ચામડીની પાંખવાળા, ચામાચીડીઆં (કાનકરડીઆં), વડવાગળાં (વડ વાંદરી), વગેરે; ૨ ' રોમપંખી ' રેશા રોમરાય વાળ કે પીછાંની પાંખવાળા પખી, મોર, ચકલાં, કબુતર, પોપટ, મેના, જળકુકડી, ચીલ, બગલાં, કોયલ, તેતર, બાજ (શકરો), હોલાં, ચંડુલ વગેરે. ૩ 'વતત પંખી' પહોળીજ પાંખ સદા રહે તેવાં પખી ૪ 'સમુગ પંખી'—ડાબલાની પેઠે ગોલ અને સદા બીડાયેલી રહે તેવી પાંખવાળા પંખી, ત્રીજી અને ચોથી જાતનાં પંખી અઢીદ્વીપની બહારજ છે.

## મનુષ્યના ૩૦૩ ભેદ

મનુષ્યના મુખ્ય બે ભેદ ગર્ભજ અને સમૂચ્છિંમ. તેમાં ગર્ભજમાં ૧૫ કર્મભૂમિ ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપવાસી મળી ૧૦૧ ભેદ છે. તે ૧૦૧ જાતના મનુષ્યના અપર્યાપ્તા અને પર્યાપ્તા એવા બબ્બે ભેદ ગણતાં ૨૦૨ પ્રકાર ગર્ભજ મનુષ્યના થયા એ ૧૦૧ પ્રકારના ગર્ભજ મનુષ્યમાંથી નીકળતી મળમૂત્ર વગેરે ચૌદ પ્રકારની વસ્તુઓમાં જે મનુષ્ય ઉપજે છે તેને સમૂચ્છિંમ મનુષ્ય કહે છે તે અપર્યાપ્તા જ મરે છે તેથી સમૂચ્છિંમ મનુષ્યના ૧૦૧ ભેદ થાય છે એમ ગર્ભજના ૨૦૨ અને સમૂચ્છિંમના ૧૦૧ મળી મનુષ્યના કુલ ૩૦૩ ભેદ છે. તેનો વિસ્તાર કરી બતાવે છે

ગર્ભજ મનુષ્યની જાતમાં **૧૫** કર્મભૂમિ મનુષ્ય છે જેઓ ' અસિ હથીઆર બાંધીને, 'મસી' લખાણ, વેપારવણજ કરી, અને 'કસી' કૃષિકર્મ એટલે ખેતીવાડી કરીને; એમ ત્રણ પ્રકારનાં કર્મ કરીને આજીવિકા (ઉદરપૂર્ણ) કરે છે તેને ' કર્મભૂમિ ' મનુષ્ય કહે છે. તેને રહેવાનાં **૧૫** ક્ષેત્ર છે એક ભરત એક ઇરવત અને એક મહાવિદેહ એમ કર્મભૂમિ મનુષ્યના ત્રણ ક્ષેત્રો જંબુદ્વીપમાં છે બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ એમ છ ક્ષેત્રો ધાતકીખંડ દ્વીપમાં છે, એજ પ્રમાણે બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ મળી છ ક્ષેત્રો પુષ્કરાર્દ્ધ દ્વીપમાં છે. ૩, ૬, ને ૬ મળી કુલ પંદર ક્ષેત્રો કર્મ કર્મભૂમ મનુષ્યનાં અઢી દ્વીપમાં છે **અકર્મભૂમિ મનુષ્ય**—જેને અસી, મસી અને કસી એ ત્રણ પ્રકારના વ્યાપાર (કર્મ) નથી પણ દશ પ્રકારનાં * કલ્પવૃક્ષો તેની ઇચ્છા પૂરે છે તેવાં મનુષ્યને અકર્મભૂમિનાં મનુષ્ય કહે છે તેને રહેવાના ૩૦ ક્ષેત્ર છે તેમાં એક દેવકુરૂ, એક ઉત્તરકુરૂ એક હરિવાસ, એક રમ્યકવાસ, એક હેમવય, અને એક હિરણ્યવય એમ અકર્મભૂમિ મનુષ્યનાં છ ક્ષેત્ર જંબુદ્વીપમાં છે બે દેવકુરૂ, બે ઉત્તરકુરૂ, બે હરિવાસ, બે રમ્યકવાસ, બે હેમવય અને બે હિરણ્યવય એમ બાર ક્ષેત્ર ધાતકીખંડ દ્વીપમાં છે અને તેજ પ્રમાણે બારક્ષેત્ર પુષ્કરાર્ધદ્વીપમાં છે ૬, ૧૨ અને ૧૨ મળી કુલ ત્રીશ ક્ષેત્રો અકર્મભૂમિ મનુષ્યનાં અઢી દ્વીપમાં છે. **અંતરદ્વીપનાં મનુષ્ય**—લવણ સમુદ્રનાં પાણી ઉપર આઠ દાઢા છે તેમાં બધા મળી છપ્પન

‡ એ અઢીદ્વીપની બહાર થાય છે.

* કલ્પવૃક્ષ સંબંધી વિશેષ હકીકત પહેલા ખંડમાં છ આરાનું વર્ણન છે ત્યાં જોવી.

દ્વીપ છે તેને અંતરદ્વીપ કહે છે અને તેમાં રહેનાર મનુષ્યોને અંતરદ્વીપના મનુષ્ય કહે છે. ભરતક્ષેત્રની ઉત્તરે ચુલ્લહિમવંત તથા ઐરવતની દક્ષિણે શિખરી નામે પર્વત છે તે દરેકને બન્ને છેડે બબ્બે દાઢો (હાથીના બહાર નીકળેલા દાંતની પેઠે) નીકળીને લવણ સમુદ્રમાં ગયેલી છે એમાંની એકેક દાઢ ઉપર સાત સાત દ્વીપ આવેલા છે તેથી બધા મળી ૭×૮=૫૬ અંતરદ્વીપ થયા. તેઓ પણ અકર્મભૂમિના મનુષ્યની પેઠે ૧૦ પ્રકારના કલ્પવૃક્ષનાં ફળ ભોગવે છે. ૧૫ કર્મભૂમિના ૩૦ અકર્મભૂમિના અને ૫૬ અંતરદ્વીપના મળી ૧૦૧ ભેદ ગર્ભજ મનુષ્યના થયા તેના અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ બબ્બે ભેદ ગણતાં ૨૦૨ ભેદ ગર્ભજ મનુષ્યના થયા.

સંમુર્છિમ મનુષ્ય—એ ૧૦૧ ક્ષેત્રના ગર્ભજ મનુષ્યના શરીરમાંથી નીકળતી ચૌદ× વસ્તુઓમાં જે જીવ પેદા થાય છે તેને સંમુર્છિમ મનુષ્ય કહે છે તે અપર્યાપ્તા જ મરે છે માટે તેના ૧૦૧ ભેદ ગણતાં કુલ ૩૦૩ ભેદ મનુષ્યના થયા.

### દેવતાના ૧૯૮ ભેદ

૧૦ ભવનપતિ દેવતા ૧૫ પરમાધામી દેવતા, ૧૬ વાણવ્યંતર દેવતા, ૧૦ જંભક દેવતા ૧૦ જ્યોતિષી દેવતા, ૩ કિલ્વિષી દેવતા, ૧૨ દેવલોકના દેવતા ૯ લોકાંતિક દેવતા, ૯ ગ્રૈવેયકના દેવતા ૫ અનુત્તર વિમાનના દેવતા એ સર્વ મળી ૯૯ જાતના દેવતા છે તેના અપર્યાપ્તા અને પર્યાપ્તા એવા બબ્બે ભેદ છે તેથી ૯૯×૨=૧૯૮ ભેદ દેવતાના થયા. †

૧૪ નારકીના ભેદ, ૪૮ તિર્યંચના ભેદ, ૩૦૩ મનુષ્યના ભેદ અને ૧૯૮ દેવતાના ભેદ કુલ મળી ૫૬૩ ભેદ સર્વ જીવોના થયા. જીવના ઉત્કૃષ્ટા ભેદ તો અનંત થાય છે. એ રીતે જીવતત્ત્વ "જ્ઞેય" એટલે જાણવા યોગ્ય છે ॥ इति जीवतत्त्वं ॥

### (૨) અજીવ તત્ત્વ

અજીવ તત્ત્વનાં લક્ષણ-જીવનું પ્રતિપક્ષી તત્ત્વ તે અજીવ તત્ત્વ છે તે જડ ચેતના

× સંમુર્છિમ મનુષ્યો ઉપજે તે ચૌદ સ્થાનકનાં નામ—૧ ઉચ્ચારેસુ વા-ઝાડા (વિષ્ટા)માં ઉપજે તે, ૨ પાસવણેસુ વા—પેશાબમાં ઉપજે તે ૩ ખેલેસુ વા—બળખામાં ઉપજે તે, ૪ સંઘાણેસુ વા—નાકના લીંટ (શ્લેષ્મ)માં ઉપજે તે ૫ વંતેસુ વા—વમન (ઉલટી)માં ઉપજે તે, ૬ પિત્તેસુ વા—પિત્તમાં ઉપજે તે ૭ પુએસુ વા—પરુ, રસીમાં ઉપજે તે, ૮ સોણિએસુ વા—લોહીમાં ઉપજે તે ૯ સુક્કેસુ વા—શુક્ર-વીર્યમાં ઉપજે તે ૧૦ સુક્કપોગ્ગલપરિસાડિએસુ વા—સુકાયેલા વીર્યાદિના પુદ્ગલ ભીના થાય ત્યારે ઉપજે તે ૧૧ વિગયજીવકલેવરેસુ વા—મુવેલા મનુષ્યના કલેવર (શરીર)માં ઉપજે તે ૧૨ ઇત્થીપુરિસસંજોગેસુ વા—સ્ત્રી પુરુષના સંજોગમાં ઉપજે તે ૧૩ નગરનિદ્ધમણેસુ વા—નગરની ખાળ વગેરેમાં ઉપજે તે ૧૪ સવ્વેસુ ચેવ અસુઇઠાણેસુ વા—મનુષ્ય સંબંધી સર્વે અશુચિનાં સ્થાનક (ચીરા વગેરેમાં) ઉપજે તે. એ ચૌદ વસ્તુ મનુષ્યના શરીરમાંથી દૂર થયા પછી અંતર્મુહૂર્ત જેટલા વખતમાં તેમાં અસંખ્યાત સંમુર્છિમ મનુષ્ય પેદા થાય છે અને મરે છે એની રચના કરવાથી પણ અસંખ્ય સંમુર્છિમ મનુષ્યની ઘાત થાય છે માટે અશુચિનાં સ્થાનોની જતના કરો તો દ્રવ્ય (બાહ્ય) અને ભાવ (અભ્યંતર) બન્ને લાભ થાય.

† આ દેવતાઓનું વિશેષ વર્ણન પ્રથમ ખંડના બીજા પ્રકરણમાં થઈ ગયું છે

રહિત અકર્તા અભોક્તા, અનાદિ અનંત અને સદા શાશ્વત છે સદૈવ કાળ નિર્જીવ (જડ) રહેવાથી તે અજીવ કહેવાય છે, અજીવ તત્ત્વના મુખ્ય બે ભેદ છે ૧ અરૂપી તેના નામ—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ. ૨ રૂપી તે પુદ્‌ગલાસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુદ્‌ગલના ગુણ છે તે પુદ્‌ગલથી કદી પૃથક્ થતા નથી એક પરમાણુમાં ૧ વર્ણ ૧ ગંધ, ૧ રસ, અને ૨ સ્પર્શ લાભે છે દ્વિપ્રદેશી સ્કંધમાં ૨ વર્ણ, ૨ ગંધ, ૨ રસ અને ૪ સ્પર્શ લાભે છે આ રીતે પરમાણુઓનો સમુહ થવાથી, તેમા ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ અને ૫ સંસ્થાન લાભે છે જેના બે વિભાગની કલ્પના પણ થઇ શકે નહિ એવા સૂક્ષ્મ પુદ્‌ગલને પરમાણુ કહે છે બે પરમાણુ મળવાથી દ્વિપ્રદેશી સ્કંધ, ત્રણ પરમાણુ મળવાથી ત્રિપ્રદેશી સ્કંધ યાવત્ સંખ્યાતા પરમાણુ મળવાથી સંખ્યાત-પ્રદેશી સ્કંધ, અસંખ્યાત પ્રદેશ મળવાથી અસંખ્યાત પ્રદેશી સ્કંધ અને અનંત પરમાણુ-ઓના મેળાપથી અનંત પ્રદેશી સ્કંધ કહેવાય છે, આ સ્કંધ ભેદ પડવાથી કમી પણ થાય છે અને સંયોગ પામીને અધિક પણ થાય છે આ રીતે પુદ્‌ગલોમાં ભેદ સંઘાતન થતાંજ રહે છે પરંતુ પરમાણુ કદાપિ નાશ પામતુ નથી, તેમજ કોઇ પણ પરમાણુ નવીન ઉત્પન્ન થતુ નથી અનાદિ કાળથી જેટલાં પરમાણુઓ છે તેટલાંજ અનંત કાળ સુધી રહેશે અભવ્ય જીવોની રાશિથી અનંતગુણ અધિક અને સિદ્ધની રાશિને અનંતમે ભાગે કમ એટલા પરમાણુઓનો જે સ્કંધ બને છે તેજ સકર્મક થઇ આત્માને ગ્રહણ કરવા યોગ્ય પુદ્‌ગલસ્કંધ હોય છે, એવા અનંત પુદ્‌ગલસ્કંધોથી કર્મવર્ગણા બને છે અનંત કર્મવર્ગણાથી કર્મપ્રકૃતિ બને છે આ પ્રમાણે જેટલાં પુદ્‌ગલો આત્મસંયોગી છે તે "પ્રયોગસા" પુદ્‌ગલ કહેવાય છે. આત્માને લાગીને જે પુદ્‌ગલો અલગ થઈ ગયાં છે તે "મિશ્રસા" પુદ્‌ગલ કહેવાય છે અને જે પુદ્‌ગલોને આત્મા સાથે સંબંધ થયો નથી તે "વિસ્રસા" પુદ્‌ગલ કહેવાય છે. આ ત્રણે પ્રકારનાં પુદ્‌ગલ દ્વિપ્રદેશી આદિ સ્કંધો અને પરમાણુઓ સમ્પૂર્ણ લોકમાં અનંતાનંત છે. તેથી પુદ્‌ગલોના ભેદ પણ અનંતાનંત થાય છે પરંતુ ભવ્યાત્માઓને સુલભતાપૂર્વક બોધ કરાવવાને માટે અજીવના સંક્ષિપ્તમાં ૧૪ ભેદ કહ્યા છે અને વિસ્તારે ૫૬૦ ભેદ થાય છે

અજીવતત્ત્વના ૧૪ ભેદ—૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, એ ત્રણના દરેકના ત્રણ ત્રણ ભેદ છે ૧ સ્કંધ (ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બે દ્રવ્ય લોક—વ્યાપક હોવાથી તે બન્નેનો સ્કંધ લોક પ્રમાણે છે અને આકાશાસ્તિકાય દ્રવ્ય લોકાલોક વ્યાપક હોવાથી તેનો લોકાલોક વ્યાપી છે), ૨ દેશ (સ્કંધનો અમુક વિભાગ) ૩ પ્રદેશ (જેના બે ભાગ ન કલ્પી શકાય) એમ ૩×૩=૯ ભેદ થાય અને ૧૦મો કાળ એ દશ ભેદ અરૂપી અજીવના સંક્ષેપમાં થયા અને ૪ ભેદ રૂપી અજીવના તે ૧ પુદ્‌ગલાસ્તિકાયનો સ્કંધ, ૨ પુદ્‌ગલાસ્તિકાયનો દેશ, ૩ પુદ્‌ગલાસ્તિકાયનો પ્રદેશ અને ૪ પરમાણુ પુદ્‌ગલ. (સ્કંધની સાથે જોડાયેલો પરમાણુ તે પ્રદેશ કહેવાય અને છૂટો હોય તે પરમાણુ કહેવાય) એ સામાન્ય પ્રકારે ૧૪ ભેદ અજીવતત્ત્વના થયા

વિસ્તાર કરતા અજીવતત્ત્વના ૫૬૦ ભેદ થાય છે. જેમા અરૂપી અજીવના ત્રીશ ભેદ છે તે કહે છે—પૂર્વ ૧૦ ભેદ અરૂપી અજીવના કહ્યા છે તે; બાકીના ત્રીશ ભેદો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ગુણ એ પાંચ બોલ દરેક અરૂપી અજીવ ઉપર લગાડતાં થાય છે તેમાં

ધર્માસ્તિકાયના પાંચ ભેદ છે ધર્માસ્તિકાય એ દ્રવ્યથી એક જ છે, ક્ષેત્રથી લોકમાં સંપૂર્ણ વ્યાપી રહેલ છે કાળથી આદિ અંત રહિત અથવા અનાદિ અનંત છે ભાવથી અરૂપી-અવર્ણ અગંધે, અરસે, અને અફાસે છે ગુણ થકી હાલવાં ચાલવાં જીવોને (સંસારી જીવોને) તથા પુદ્‌ગલોને ચલણ સહાયતા છે અધર્માસ્તિકાયના પાંચ ભેદ છે અધર્માસ્તિકાય એ દ્રવ્યથી એક જ છે ક્ષેત્રથી—લોકમાં સંપૂર્ણ વ્યાપી રહેલ છે કાળથી—આદિ અંત રહિત અથવા અનાદિ અનંત છે ભાવથી અરૂપી અવર્ણ, અગંધે, અરસે અને અફાસે, ગુણથી—જીવ પુદ્‌ગલને સ્થિર રહેવામાં સહાયભૂત છે આકાશાસ્તિકાયના પાંચ ભેદ છે આકાશાસ્તિકાય એ દ્રવ્યથી એક જ છે ક્ષેત્રથી—લોક અને અલોકમાં સંપૂર્ણ વ્યાપી રહેલ છે (એ ચૌદ રાજ ૧૫ છે લોકાકાશમાં તો અનેક દ્રવ્યો છે પણ અલોકાકાશમાં આકાશની અગ્યાર ચૌદ સિવાય કોઈ પણ દ્રવ્ય નથી) કાળથી આદિ અંત રહિત અથવા અનાદિ અનંત છે ભાવથી—અરૂપી, અવર્ણ અગંધે, અરસે, અને અસ્પર્શ ગુણથી—અવકાશના દાન અવકાશ દેવાનો કાળ ના પાંચ ભેદ છે કાળ એ દ્રવ્યથી—અનેક રીતે છે તેમાં અનંતકાળ વીત્યો અને ભવિષ્યમાં અનંત છે ક્ષેત્રથી—વ્યવહાર કાળ તો અઢી દ્વીપના ચંદ્ર સૂર્ય ચાલે છે તેથી સમય, ઘડી, પ્રહર, રાત દિન, પક્ષ માસ, વર્ષ તે ઠેઠ સાગરોપમ વગેરે સુધી ગણાય છે. અઢી દ્વીપની બહાર ચંદ્ર સૂર્ય સ્થિર છે તેથી ત્યાં રાત્રિ, દિન વગેરે કંઈ નથી. નરક અને સ્વર્ગમાં પણ રાત્રિ દિવસ છે નહિ માટે અઢી દ્વીપની બહાર સર્વ સ્થળે કાળનું પરિમાણ નથી છતાં અઢી દ્વીપના કાળની ગણતરી પ્રમાણે, જીવો વગેરેની સ્થિતિ બતાવી છે, બાકી અનુ કાળ તો ફક્ત સિદ્ધ ભગવંત સિવાય સર્વે જીવોને આયુષ્ય પૂર્ણ થયે લક્ષણ કરી રહ્યો છે કાળથી—આદિ અંત રહિત અથવા અનાદિ અનંત છે, હંમેશથી છે અને હંમેશ રહે, ભાવથી—અરૂપી, અવર્ણ, અગંધે, અરસ, અફાસે. ગુણથી—પર્યાયનું પરિવર્તન કરનાર નવાને જૂનું કરે અને જૂનાને ખપાવે એ રીતે સર્વ પર વર્તી રહ્યો છે એમ આ ચાર પાંચ ભેદ ગણતાં ૪×૫=૨૦ ભેદ થયા તે પ્રથમના ૧૦ માં મેળવતાં અજીવ અરૂપીના વિસ્તારથી ૩૦ ભેદ થયા. એ ચારે અરૂપી અજીવ તત્ત્વ સદા શાશ્વતા છે હવે રૂપી અજીવ તત્ત્વના વિસ્તારથી ૫૩૦ ભેદ વર્ણવે છે

રૂપી અજીવના ૫૩૦ ભેદ—રૂપી અજીવ તત્ત્વ તે પુદ્‌ગલ તેમાં ૫ વર્ણ ૨ ગંધ, ૫ રસ ૫ સંસ્થાન, અને ૮ સ્પર્શ રહેલા છે હવે પાંચ વર્ણમાના એકેક વર્ણમાં ૨ ગંધ, ૫ રસ ૫ સંસ્થાન અને ૮ સ્પર્શ એ ૨૦ બોલ લાભે તેથી (કાળો લીલો, રાતો પીળો ને ધોળો એ પાંચે વર્ણમાં) ૨૦×૫=૧૦૦ ભેદ થયા, હવે સુરભિ ગંધ એટલે સુગંધ અને દુરભિગંધ એટલે દુર્ગંધ એ બે ગંધમાંના દરેકમાં ૫ વર્ણ ૫ રસ ૫ સંસ્થાન અને ૮ સ્પર્શ મળી ૨૩ બોલ લાભે તેથી બે ગંધના ૨૩×૨=૪૬ ભેદ થયા હવે તીખો કડવો, કસાયેલો ખાટો, અને મીઠો એ પાંચ રસમાંના દરેકમાં ૫ વર્ણ, ૨ ગંધ, ૫ સંસ્થાન અને ૮ સ્પર્શ મળી ૨૦ બોલ લાભે તેથી પાંચ રસના ૨૦×૫=૧૦૦ ભેદ થયા હવે પરિમંડલ (ચુડલી જેવું ) વટ (મેળ લાડુ જેવું) ત્રંસ (ત્રિકોણ) ચઉરંસ (ચોખૂણ) અને આયત (નગારા જેવું) એ પાંચ સંસ્થાનમાંના દરેક સંસ્થાનમાં ૫ રંગ, ૨ ગંધ ૫ રસ, અને ૮ સ્પર્શ મળી ૨૦ બોલ લાભે તેથી પાંચે સંસ્થાનના મળી ૨૦×૫=૧૦૦ ભેદ થયા, હવે ખરખરો સુંવાળો

ભારે, હળવો, ટાઢો, ઉનો, ચોપડયો, લૂખો, એ આઠમાંના એકેક સ્પર્શના ૫ રંગ, ૨ ગંધ ૫ રસ, ૫ સંઠાણ અને (દરેક સ્પર્શમાં તે સ્પર્શ તથા તેનો પ્રતિપક્ષી સ્પર્શ એમ બબ્બે, સ્પર્શ ન ગણવા, ખરખરો ને સુંવાળો એ બે પ્રતિપક્ષો છે, તેમજ ભારે ને હળવો એ બે, ટાઢો ને ઉનો એ બે, ચોપડયો ને લૂખો એ બે પરસ્પર પ્રતિપક્ષી છે તેથી) ૬ સ્પર્શ મળી ૨૩ બોલ લાભે તેથી આઠે સ્પશના ૨૩×૮=૧૮૪ ભેદ થયા બધા મળી ૧૦૦+૪૬+૧૦૦+૧૦૦+૧૮૪=૫૩૦ ભેદ રૂપી અજીવ તત્ત્વના થયા, તેમા અરૂપી અજીવ તત્ત્વના ૩૦ બોલ અગાઉ દર્શાવ્યા તે મેળવતાં અરૂપી રૂપી બને અજીવ તત્ત્વના ૫૬૦ ભેદ થયા.

## ૩ પુણ્યતત્ત્વ

શુભ કમાણીએ કરી, શુભ કર્મના ઉદયે કરી જેનાં ફળ ભોગવનાં આત્માને મીઠાં લાગે તેને પુણ્ય કહે છે પુણ્ય એ શુભકર્મ છે. મન, વચન, કાયાના શુભ વ્યાપારથી આત્મા જે શુભ કર્મપુદ્‌ગલોને ગ્રહણ કરે છે તે કર્મ પુદ્‌ગલોને પુણ્ય કહે છે, અને એ ત્રણે અશુભ યોગોથી જે કર્મ પુદ્‌ગલો ગ્રહણ કરાય છે તે પાપ કહેવાય છે. પુણ્ય સુખરૂપ ફળ આપે છે અને પાપ દુઃખરૂપ ફળો આપે છે જેવી રીતે સાંસારિક સુખના સાધનભૂત સ્થાન, વસ્ત્ર, ભોજનાદિ સામગ્રી પ્રાપ્ત કરવા જતાં પ્રથમ થોડું કષ્ટ પડે છે, પણ પછી લાંબા કાળ સુધી તે સુખ આપે છે, એવી જ રીતે પુણ્ય ઉપાર્જન કરવામાં પ્રથમ તો કષ્ટ સહન કરવુ પડે છે, પણ પછી દીર્ઘકાલપર્યંત ઘણુ સુખ મળે છે કહેવત પણ છે કે દુઃખને અંતે સુખ. પુણ્ય ઉપાર્જન કરવુ મહા મુશ્કેલ છે પુદ્‌ગલો પરથી મમત્વ ઉતર્યા વિના, ગુણજ્ઞ થયા વિના, આત્માને વશ કરી યોગોને શુભ કાર્યમાં લગાવ્યા વિના પુણ્યાનુબંધી પુણ્યોપાર્જન થતુ નથી

પુણ્ય નવ પ્રકારે બંધાય છે ૧ અન્નપુન્ને-(અન્નદાન આપવાથી), ૨ પાણપુન્ને-પાણીનુ દાન આપવાથી), ૩ લયણપુન્ને-(પાત્ર-વાસણનું દાન દેવાથી), ૪ સયણપુન્ને-'શય્યા મકાન દેવાથી), ૫ વત્થપુન્ને-(વસ્ત્ર દેવાથી), ૬ મનપુન્ને-(મનથી સર્વનુ ભલું ચિંતવવાથી), ૭ વચન-પુન્ને-(વચનથી સૌના ગુણાનુવાદ કરવાથી તથા ઉપકારી સુખદાતા વચન ઉચ્ચારવાથી), ૮ કાયપુન્ને-(શરીરથી બીજાની વૈયાવચ્ચ કરવાથી અને ગુણી મનુષ્યોને શાતા ઉપજાવવાથી), ૯ નમસ્કાર પુન્ને-યોગ્ય ઠેકાણે નમસ્કાર કરવાથી તથા સર્વેની સાથે વિનય રાખવાથી) એ નવ પ્રકારનાં પુણ્ય કરતી વખતે પુદ્‌ગળો ઉપરથી મમતા ઉતારવી પડે છે, મહેનત પણ કરવી પડે છે એ પુણ્યનાં ફળ ભોગવતી વખતે આરામ અને સુખ મળે છે એ નવ પ્રકારે બાંધેલાં પુણ્યના ફળો ૪૨ પ્રકારે ભોગવે છે તેના નામ- ૧ સાતાવેદનીય, ઉંચ ગોત્ર, ૩ મનુષ્ય ગતિ, ૪ મનુષ્યાનુપૂર્વી,* ૫ દેવ ગતિ, ૬ દેવાનુપૂર્વી, ૭ પંચેદ્રિયની જાતિ, ૮ ઔદારિક શરીર, ૯ વૈક્રિય શરીર, ૧૦ આહારક શરીર, ૧૧ તૈજસ શરીર, ૧૨ કાર્મણ શરીર ૧૩ ઔદારિક શરીરનાં અંગોપાંગ×, ૧૪ વૈક્રિય શરીરનાં અંગોપાગ, ૧૫ આહારક શરીરનાં અંગોપાગ, ૧૬ વજ્રઋષભનારાચ સંઘયણ, ૧૭ સમચતુરસ્ર સંઠાણ, ૧૮ શુભ વર્ણ, ૧૯ શુભ ગંધ ૨૦ શુભ રસ, ૨૧ શુભ સ્પર્શ, ૨૨ અગુરલઘુનામ (લોઢાના ગોળા જેવુ શરીર

---

* જીવને એક ભવમાંથી બીજા ભવમાં લઇ જનારી પ્રકૃતિ તે અનુપૂર્વી.

× અંગ એટલે શરીર અને ઉપાંગ એટલે હાથ, પગ, આંગળી વગેરે

સ્રી, ગૃહ વગેરે ન ભોગવી શકે), ૧૦ વીર્યાંતરાય (તપ, સંયમ, ધર્મ કરી ન શકે) ૧૧ નિદ્રા (જે નિદ્રા સુખેથી આવે અને જેમાંથી સુખેથી જગાય), ૧૨ નિદ્રાનિદ્રા (જે નિદ્રા મુશ્કેલીએ આવે અને જેમાંથી મુશ્કેલીએ જગાય), ૧૩ પ્રચલા (બેઠાં બેઠાં નિદ્રા આવે), ૧૪ પ્રચલા પ્રચલા (ચાલતા ચાલતાં નિદ્રા આવે). ૧૫ થિણુદ્ધિ નિદ્રા (જે નિદ્રામાં વાસુદેવનું અર્ધું પરાક્રમ આવે તે), ૧૬ ચક્ષુ દર્શનાવરણીય (આંધળો હોય તે) ૧૭ અચક્ષુ દર્શનાવરણીય (આંખ વિનાની ચાર ઇંદ્રિયોની હીનતા હોય) ૧૮ અવધિ દર્શનાવરણીય; ૧૯ કેવળ દર્શનાવરણીય, ૨૦ અસાતા વેદનીય, ૨૧ નીચ ગોત્ર, ૨૨ મિથ્યાત્વ મોહનીય (જેમ કોઇ નિસ્સો કરી બેશુદ્ધ થયેલો ઉલટું સમજે તેમ મિથ્યાત્વ મોહનીવાળો જીવ ધર્મને અધર્મ, અધર્મને ધર્મ સમજે, ૨૩ સ્થાવરપણુ, સૂક્ષ્મપણુ ૨૫ અપર્યાપ્તપણું, ૨૬ સાધારણપણુ, (એક શરીરમાં અનંતા જીવ હોય તેવુ), ૨૭ અસ્થિર નામ, (શરીરનો શિથિલ બાંધો) ૨૮ અશુભ નામ, ૨૯ દૌર્ભાગ્ય નામ, (૩૦) દુસ્વર નામ, ૩૧ અનાદેય નામ, (કોઇ માને નહિ), ૩૨ અયશોકીર્તિ નામ, ૩૩ નરક ગતિ, ૩૪ નરકનુ આયુષ્ય, ૩૫ નરકાનુ પૂર્વી, ૩૬ અનંતાનુબંધી ક્રોધ ૩૭ અનતાનુબધી માન ૩૮ અનંતાનુબંધી માયા ૩૯ અનતાનુબધી લોભ, ૪૦ અપ્રત્યાખ્યાની ક્રોધ, ૪૧ અપ્રત્યાખ્યાની માન, ૪૨ અપ્રત્યાખ્યાની માયા, ૪૩ અપ્રત્યાખ્યાની લોભ, ૪૪ પ્રત્યાખ્યાની ક્રોધ ૪૫ પ્રત્યાખ્યાની માન, ૪૬ પ્રત્યાખ્યાની માયા, ૪૭ પ્રત્યાખ્યાની લોભ, ૪૮ સંજ્વલનનો ક્રોધ, ૪૯ સંજ્વલનનું માન, ૫૦ સંજ્વલનની માયા, ૫૧ સંજ્વલનનો લોભ, [૩૬થી ૫૧ લગી સોળ કષાય છે §] ૫૨ હાસ્ય (હસવુ), ૫૩ રતિ, ૫૪ અરતિ, ૫૫ ભય ૫૬ શોક, ૫૭ દુગછા, ૫૮ સ્રી- વેદ, ૫૯ પુરૂષ વેદ, ૬૦ નપુસક વેદ, ૬૧ તિર્યંચની ગતિ ૬૨ તિર્યંચની અનુપૂર્વી, ૬૩ એકેંદ્રિયપણુ ૬૪ બેઇંદ્રિયપણું, ૬૫ તેઇંદ્રિયપણું ૬૬ ચોરેંદ્રિયપણું, ૬૭ અશુભ ચાલવાની ગતિ, ૬૮ ઉપઘાત નામ કર્મ, (પોતાના શરીરથી પોતાનું મૃત્યુ થાય), ૬૯ અશુભ વર્ણ, ૭૦ અશુભ ગધ, ૭૧ અશુભ રસ, ૭૨ અશુભ સ્પર્શ, ૭૩ ઋષભનારાચ સઘયણ, ૭૪ નારાચ સઘયણ, ૭૫ અર્ધ નારાચ સઘયણ, ૭૬ કિલકુ સંઘયણ, ૭૭ છેવટુ સઘયણ, ૭૮ નિગોહ પરિમડળ સઠાણ, ૭૯ સાદિ સઠાણ, ૮૦ વામન સઠાણ, ૮૧ કુબ્જ સઠાણ ૮૨ હુડ સંઠાણ, એ ૮૨ પ્રકારથી પાપના ફળ ભોગવવા પડે છે. એ પાપ, હેય એટલે છોડવા યોગ્ય છે.

### આસ્રવ તત્વ

આસ્રવની વ્યાખ્યા—જેમ વહાણમાં કાણાંના મારફતે પાણી આવવાથી તે ભરાઇ જાય છે તેમ જીવરૂપી તળાવમાં આસ્રવરૂપી છિદ્રો વાટે કર્મ પાપરૂપી પાણી આવવાથી જીવ પાપે કરીને ભરાઇ જાય છે અને સંસાર સાગરમાં ડૂબે છે

**આસ્રવનાં દ્વાર**—આસ્રવ એટલે પાપ આવવાનાં નાળા ૨૦ છે (૧ મિથ્યાત્વ આસ્રવ (કુદેવ, કુગુરૂ, અને કુધર્મની શ્રદ્ધા તથા પચીશ પ્રકારનાં મિથ્યાત્વનું સેવન) (૨) અવ્રત આસ્રવ (પાંચ ઇંદ્રિયો, મન, એ છ મોકળાં રાખે અને છકાયના જીવોની હીસા એમ બાર પ્રકારે અવ્રત લાગે છે તે (૩) પ્રમાદ આસ્રવ (મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા) (૪) કષાય (૧૬) (કષાય અને

§ એ ૧૬ પ્રકૃતિના અર્થને માટે પહેલા ખંડનું ત્રીજું પ્રકરણ જોવું.

૬ નોકષાય મળી ૨૫ છે) (૫) અશુભ યોગ (મન વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિ) (૬) પ્રાણાતિપાત (૭) મૃષાવાદ, (૮) અદત્તાદાન, (૯) મૈથુન, (૧૦) પરિગ્રહ (૧૧ થી ૧૫) શ્રોતેંદ્રિય, ચક્ષુઇંદ્રિય, ઘ્રાણેંદ્રિય, રસેંદ્રિય અને સ્પર્શેન્દ્રિય એ પાંચ ઇંદ્રિયોને અશુભ કામમાં લગાવે (૧૬ થી ૧૮) મન વચન અને કાયાના યોગને અશુભ કામમાં પ્રવર્તાવે (૧૯) ભંડ ઉપકરણ એટલે વસ્ત્ર પાત્ર વગેરે જતના રહિત લે લે, (૨૦) શુચિ કુસગ્ગ કરે (તૃણમાત્ર જેવી વસ્તુ પણ અજતનાથી લે અને રાખે)

આસ્રવદ્વારના વિશેષે ૪૨ ભેદ છે—૧ મિથ્યાત્વ, ૨ અવ્રત, ૩ પ્રમાદ, ૪ કષાય, ૫ અશુભ યોગ ૬ પ્રાણાતિપાત, ૭ મૃષાવાદ, ૮ અદત્તાદાન ૯ મૈથુન, ૧૦ પરિગ્રહ, ૧૧ ક્રોધ, ૧૨ માન ૧૩ માયા, ૧૪ લોભ, ૧૫ અશુભ મનોયોગ, ૧૬ અશુભ વચનયોગ ૧૭ અશુભ કાયયોગ એ ૧૭ અને ૨૫ ક્રિયા એમ કુલ ૪૨ ભેદ થયા.

## ૨૫ પ્રકારની ક્રિયા

જેનાથી કર્મ આવે તેને ક્રિયા કહે છે એ ક્રિયાના બે ભેદ છે (૧) જીવથી લાગે તે જીવક્રિયા, અને (૨) અજીવથી લાગે તે અજીવક્રિયા. જીવથી લાગે તેના બે ભેદ છે (૧) સમ્યક્ત્વી જીવને લાગે તે સમકિતી જીવની ક્રિયા. (૨) મિથ્યાત્વી જીવને લાગે તે મિથ્યાત્વી જીવની ક્રિયા. અજીવક્રિયા બે પ્રકારની છે (૧) સાંપરાયિક ક્રિયા—કષાયોદયવાળો આત્મા કાયયોગ આદિ ત્રણ પ્રકારે શુભ અશુભ યોગથી જે કર્મ બાંધે છે તે અને (૨) ઇર્યાપથિક ક્રિયા—ઉપશાંતકષાયી અને ક્ષીણકષાયી (અકષાયી) વીતરાગીને ફક્ત યોગની પ્રવૃત્તિથી લાગે તે. તેમાં ઇર્યાપથિક ક્રિયા ફક્ત એક પ્રકારની છે અને સાંપરાયિક ક્રિયાના ૨૪ પ્રકાર છે

(૧) કાયિકી ક્રિયા—દુષ્ટભાવયુક્ત થઈને કાયયોગ પ્રબલ કરવો અથવા અજતનાથી કાયાને પ્રવર્તાવવી તે કાયિકી ક્રિયા—અથવા શરીર દુર્બળ થઈ જવાથી ઇચ્છાદિ વિચારથી વ્રત નિયમાદિનું પાલન કે ધર્માચરણ કરે નહિ તેને પણ કાયિકી ક્રિયા લાગે છે તેના બે ભેદ છે— (૧) અનુપરત કાયિકી ક્રિયા—જેમણે આ ભવમાં પ્રત્યાખ્યાન દ્વારા આસ્રવનો નિરોધ કર્યો નથી તેમને સંસારમાં જેટલાં આરંભ સમારંભનાં કામો થયાં છે તે બધાની નિરંતર અવ્રતની ક્રિયા આવ્યા કરે છે તે અવ્રતીની કાયિકી ક્રિયા અને (૨) દુષ્પ્રયુક્ત કાયિકી ક્રિયા—જે સાધુ શ્રાવક પ્રત્યાખ્યાન કરવા છતાં પણ અયતનાએ શરીર પ્રવર્તાવે તે વ્રતી કાયિકી ક્રિયા.

(૨) અધિકરણિકી ક્રિયા—ચાકુ છરી સોય કાતર તલવાર, ભાલા, બરછી ધનુષ્યબાણ બંદૂક, તોપ જેવાંની ચાલાક, હળ ઘંટી સાંબેલું વગેરે શસ્ત્રોનો સંગ્રહ કે પ્રયોગ કરવાથી તથા ક્રોધ કુભાવ યુક્ત વાક્ય શસ્ત્ર સમાન દુઃખદાયી વચનોચ્ચાર કરવાથી અધિકરણિકી ક્રિયા લાગે છે, તેના બે પ્રકાર (૧) સંયોજનાધિકરણિકી—શસ્ત્ર અધુરાં હોય તે પૂરાં કરવા—જેમ તલવારની મૂઠ ઘડીને બીડવી, ચાકુનો હાથો વગેરે બેસાડવાં, જૂની ધારને તીક્ષ્ણ ધાર કરવી જેથી તે શસ્ત્ર ઉપયોગમાં આવે અને આરંભનાં કામો ચાલુ થાય. વચનશસ્ત્રની ક્રિયા જુના કષ્ટ ઉપયોગથી લાગે (૨) નિર્વર્તનાધિકરણિકી—શસ્ત્રો નવાં બનાવી એકઠાં કરે અને વેચે એ શસ્ત્રોથી જગતમાં જેટલાં જેટલાં પાપ થાય તેની ક્રિયા બનાવનારને લાગે છે વચન

રૂપી શસ્ત્રથી નવા કજીયા ઉપજાવે તો ક્રિયા લાગે વચનરૂપી શસ્ત્રથી મરણ પામેલા જીવો દુર્ગતિમાં અતિ દુઃખ પામે છે, માટે વચનરૂપી શસ્ત્રથી પણ અધિકરણિકી ક્રિયા લાગે છે કોઈ શસ્ત્રનો પોતાને અર્થે ઉપયોગ કરવાથી પણ ક્રિયા લાગે છે.

(૩) પ્રાદ્વેષિકી—અદેખાઇના વિચાર કરવાથી લાગે છે. બીજાને ધનવાન, બળવાન, સુખી, સત્તાધીશ, વિદ્વાન દેખી દ્વેષભાવ લાવે, ઇર્ષ્યા કરે, અને એવુ ચિંતવે કે એ કયારે દુઃખી ને પાયમાન થાય ? વળી લોભીઓ, ચોર જૂઠા વગેરે જીવો દુઃખ પામે અગર નુકશાન થાય તો તે ખુશી થાય અને બોલી નાંખે કે બહુ સારૂં થયુ. એ પાપી એજ લાગનો હતો, દુષ્ટ જનો ઉપર તો દુઃખ પડવુ જ જોઇએ વગેરે—એ પ્રાદ્વેષિકી ક્રિયાના બે ભેદ છે. (૧) જીવ ઉપર દ્વેષ લાવવો—મનુષ્ય, પશુ વગેરે જીવોને દુઃખ થાય અગર મરી જાય અગર નુકશાન થાય તો રૂડું માને (૨) અજીવ ઉપર દ્વેષ લાવવો—વસ્ત્ર, ઘરેણાં, મકાન વગેરે અજીવ ચીજોનો વિનાશ કયારે થશે એમ ચિંતવે એ બંને કર્મબંધના હેતુ છે. અજીવ વસ્તુ ઉપર સુગ આવે તો પણ ક્રિયા લાગે

(૪) પરિતાપનિકી ક્રિયા—તે હાથનો મુઠી લાકડી વગેરેથી શરીરનાં અવયવ છેદવા કે તાડન તર્જનથી પરિતાપ ઉપજાવતા લાગે છે તેના બે ભેદ—(૧) 'સ્વહસ્ત' પોતાને હાથે અને વચનથી પોતાને અને બીજાને દુઃખ દે. (૨) 'પરહસ્ત' બીજાને હાથે અને વચનથી પોતાને કે બીજાને દુઃખ દેવરાવવુ તે

(૫) પ્રાણાતિપાતિકી ક્રિયા—વિષ, શસ્ત્ર, વગેરેથી જીવોની ઘાત કરે તો પ્રાણાતિપાત ક્રિયા લાગે છે તેના બે ભેદ—(૧) 'સ્વહસ્ત' પોતાને હાથે જીવોને મારે, શિકાર ખેલે વગેરે (૨) 'પરહસ્ત' બીજાની પાસે જીવોને મરાવે, શિકારી કૂતરા, ચિત્તા વગેરે જનાવરને છૂટા મૂકી જીવોનો ઘાત કરાવે, અગર મારનારને "માર, માર, માર, શું જોઇ રહ્યો છે ? !" વગેરે શબ્દોથી, શાબાશી દે, ઇનામ પણ દે.

(૬) આરંભિકી ક્રિયા—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, અને હાલતાં ચાલતાં પ્રાણી એ છકાયની હિંસાનો ત્યાગ નથી કર્યો ત્યા લગી એમનો જેટલો આરંભ આ જગતમાં થઇ રહ્યો છે, તે સર્વ પાપની ક્રિયા લાગે છે, તેના બે ભેદ છે (૧) જીવોનો આરંભ થઇ રહ્યો હોય તેની, (૨) અજીવ (નિર્જીવ વસ્તુ)નો આરંભ થાય તેની

(૭) પારિગ્રહીકી ક્રિયા—ધન, ધાન્ય, દ્વિપદ, ચતુષ્પદ વગેરે પરિગ્રહ રાખવાનો ત્યાગ ન હોય તો આખા લોકમાં જેટના પરિગ્રહ છે તેની ક્રિયા તેને લાગે છે. એના બે ભેદ છે. (૧) 'જીવપારિગ્રહિકી ક્રિયા'—દાસ, દાસી, પશુ, પક્ષી અનાજ વગેરેની મમતા કરવાથી હમેશાં લાગે, ૨) 'અજીવ પારિગ્રહિકી ક્રિયા'—વસ્ત્ર, પાત્ર, ભૂષણ, ધન, મકાન, વગેરેની મમતા કરવાથી હમેશાં ક્રિયા આવે છે તે ત્યાગ ન કર્યો હોય તે વસ્તુની ક્રિયા લાગે તેમજ દ્રવ્યથી ત્યાગેલી વસ્તુ પર મમત્વ કરવાથી પણ ક્રાયા લાગે સયમ નિભાવવા માટે જે વસ્તુની જરૂર છે તેના પર મમત્ત કરવ થી ક્રિયા લાગે

(૮) માયાપ્રત્યયા—કપટ કરવાથી ક્રિયા લાગે છે તે તેના બે ભેદ છે (૧) આત્મભાવ વક્રતા—પોતે પોતાના આત્માને જ છેતરે, માયાયુકત વિચાર કરે, દગાબાજી કરે, જગતમાં

અમને શા માટે ખબર ન પડે ? પાછલા ભવોનું જ્ઞાન કેમ ન હોય ? તે ભવોમાં આત્મા અનેક વર્ષો લગી રહ્યો તે બધું શી રીતે ભૂલી ગયો ? એનો એ જવાબ છે કે, ભાઇ, પૂર્વ જન્મની વાત તો દૂર રહી પણ તમે આ ભવમાં માતાના ઉદરમાંથી નીકળ્યા છો એ વાત તો સાવ સાચી છે કહો ત્યારે માતાના ઉદરમાં શી શી રચના હતી અને તમે શી રીતે ત્યાં રહ્યા હતા ? ભાઇ, જાગ્રત દશામાંથી સ્વપ્ન દશામાં આવો છો ત્યારે જાગ્રતની સ્થિતિનું અને શરીરનુ ભાન પણ ભૂલી જાઓ છો, તેનો તથા સ્વપ્નની વાતો જાગ્રત થતાં સાંભરતી નથી તેનો ખ્યાલ કરો. એ વિચારતાં પૂર્વ ભવની વાત તો કેટલી દૂર રહી છે તે ક્યાંથી યાદ આવે? વળી હળુકર્મી જીવોને એવા પૂર્વ ભવોની વાતો યાદ આવી પણ છે અને તેઓએ પૂર્વ ભવો તાદૃશ્ય દીઠા પણ છે, માટે હળુકર્મી (અલ્પકર્મી) બનો અને મિથ્યાત્વીઓના કુતર્કથી ભરમાઓ નહિ. ૨૫ પ્રકારના મિથ્યાત્વ સેવવાથી તથા ૩૬૩ પાખંડીના મતોમાંથી કોઇ પણ મતનું કોઇ પણ કાર્ય સેવવાથી મિથ્યાત્વ પ્રત્યયી ક્રિયા લાગે છે.

(૧૧) દૃષ્ટિકા (દિટ્ઠિયા) ક્રિયા—કોઇ વસ્તુને જોવાથી ક્રિયા લાગે તેના બે ભેદ છે (૧) 'જીવ દિટ્ઠિયા'—સ્ત્રી, પુરૂષ, હાથી, ઘોડા, બાગ, બગીચા, નાટકચેટક વગેરે જોવા જવાથી લાગે તે (૨) 'અજીવદિટ્ઠિયા'—વસ્ત્ર, આભૂષણ, ધન, મકાન વગેરે જોવા જવાથી ક્રિયા લાગે તે.

(૧૨) સ્પૃટિકા (પુટ્ઠિયા) ક્રિયા—કોઈ પણ વસ્તુનો સ્પર્શ કરવાથી ક્રિયા લાગે તે. તેના બે ભેદ છે (૧) 'જીવપુટ્ઠિયા'—સ્ત્રી, પુરૂષ, પશુ પક્ષી વગેરે જીવોના અંગોપાંગનો તથા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ વગેરેનો સ્પર્શ કરવાથી જે ક્રિયા લાગે તે. કેટલાક ભોળા માણસો કંઇપણ સ્વાર્થ કે કામ વિના ધાન્યની વાટકી લઇ જોવા મંડી જાય છે. તેમજ કોઇપણ સજીવ ચીજ જોવામાં આવે તો તેનો સ્પર્શ કરવા મંડી જાય છે. તેમણે ખૂબ વિચાર કરવાનો છે. જ્ઞાની પુરૂષોએ કહ્યું છે કે.—કોઇ ઘરડોજ વૃદ્ધ પુરૂષ હોય, અને તે રોગ તથા શોકથી શરીરે સાવ જીર્ણ થઇ ગયો હોય, એને કોઈ બત્રીસ વર્ષનો, જુવાન યોદ્ધો મુષ્ઠિપ્રહાર (ઠોંસાબાજી) કરે તેથી જેવુ દુઃખ થાય તેવુ દુઃખ પૃથ્વી, પાણી, દાણા વગેરે એકેંદ્રિય જીવોનો સ્પર્શ કરવાથી, તેને થાય છે એકેંદ્રિયના કેટલાક સુકોમળ જીવો તો એવા સ્પર્શથી મરી પણ જાય છે. એવુ અનર્થનુ કારણ જાણી ખાસ કારણ વિના સજીવ વસ્તુનો સ્પર્શ નહિ કરવો (૨) 'અજીવપુટ્ઠિયા'—વસ્ત્ર, ભૂષણુ વગેરે અજીવ ચીજોનો સ્પર્શ કરવાથી ક્રિયા લાગે છે માટે પરીક્ષા માટે પણ વગર નિમિત્તે અજીવ ચીજોનો (અચેત વસ્તુનો) પણ સ્પર્શ ન કરવો

(૧૩) પ્રાતીતિકા (પાડુચ્ચિયા) ક્રિયા-કોઇના ઉપર દ્વેષ ભાવ* રાખવાથી ક્રિયા લાગે તે. તેના બે ભેદ છે-(૧) 'જીવ પાડુચ્ચિયા'—મા, બાપ, સ્ત્રી, પુત્ર, મિત્ર, શિષ્ય, ચોર, શત્રુ, ખુની, અધર્મી, ભેંસ, ઘોડા, સાપ, વીંછી, કુતરા, માકડ, મચ્છર, કીડા વગેરે

---

* શતાવધાનીજી શ્રી રત્નચંદ્રજી મહારાજદ્વારા સમ્પાદિત 'અર્દ્ધમાગધીકોષ'માં પાડુચ્ચિયા ક્રિયાનો અર્થ આ પ્રમાણે છે —"બહારની વસ્તુનો આશ્રય કરવાથી લાગતી ક્રિયા—કર્મબંધ." અને પં—હરગોવિંદદાસકૃત 'પાઇઅ સદ્દ મહણ્ણવો' માં પણ એવો જ અર્થ કર્યો છે

અનુવાદક.

તોડી નાંખે, અગર કષાયને વશ થઇ કડકા કરે તેથી જે ક્રિયા લાગે તે એવો પણ અર્થ કરે છે હૃદય ભેદે એવી કથા કરવાથી જે ક્રિયા લાગે તે. તેના બે ભેદ (૧) 'સજીવ'–સ્ત્રીઓના, પશુઓના વગેરેના હાવ ભાવ કરી, રૂપ બતાવી હર્ષ ઉપજાવનારી અગર શોક, દિલગીરી અને મૃત્યુના દેખાવ કરી ખેદ ઉપજાવનારી કથા કરવાથી લાગે તે. (૨) 'અજીવ'–વસ્ત્ર ભૂષણ વગેરેથી હર્ષ ઉપજાવનારી અગર ઝેર, અશુચિ હથિયાર વગેરેથી શોક ઉપજાવનારી કથા કરવાથી લાગે તે.

(૧૯) અનાભોગપ્રત્યયી ( અણાભોગવત્તિયા ) ક્રિયા–ઉપયોગરહિત એટલે જતના વિના કામ કરવાથી ક્રિયા લાગે તે તેના બે ભેદ (૧) વસ્ત્ર, પાત્ર, વગેરે સાધનો વગર જોયે, અસાવધાનપણે ગ્રહણ કરે તેમજ જ્યા ત્યા રાખે તેથી ક્રિયા લાગે તે (૨) વસ્ત્ર, પાત્ર વગેરે સાધનોનુ અસાવધાનપણે પડિલેહણ કરે, પુંજે, તેની ક્રિયા લાગે તે. (શાસ્ત્રમાં કહ્યું છે કે, સાધુ અજતનાથી ક્રિયા કરે તેમાં કદાચ કોઇ જીવની હાનિ ન થાય તો પણ તેને હિંસક કહેવો, અને જતના-ઉપયોગથી ક્રિયા કરતાં છતા કોઇ જીવની અજાણમાં હિંસા થઇ જાય તો પણ તેને દયાળુ કહેવો.)

(૨૦) અણવકખવત્તિયા ક્રિયા-હિંસામાં ધર્મ દર્શાવે, તપ સંયમ વગેરે મહિમા માટે કરે, આ લોક તથા પરલોક વિરૂદ્ધના કામો કરવાથી ક્રિયા લાગે તે બીજો એવો પણ અર્થ થાય છે કે–કોઇ કામ કરવાની અભિલાષા નથી પણ સ્વભાવ બળે તે થઇજ જાય જેમકે લુગડાં મેલા કરવાની ઇચ્છા નથી, છતાં પડયાં પડયાં પણ મેલાં અને જીર્ણ થઇ જાય તેના બે ભેદ–(૧) પોતાના શરીરથી હલન, ચલન વગેરે કામ કરતાં લાગે તે. (૨) કલેશને વશ થઈ પોતાના હાથથી પોતાના શરીરનો ત્યાગ કરતાં લાગે તે. નહિ કરવા જેવું કોઇ પણ કામ કરવાથી આ ક્રિયા લાગે

(૨૧) અણાપઓગવત્તિયા ક્રિયા–બે વસ્તુઓનો સંજોગ મેળવી આપવાની પોતે દલાલી કરે તેથી ક્રિયા લાગે તે. તેના બે ભેદ–(૧) "સજીવ" સ્ત્રીપુરૂષનો, ગાયબળદનો વગેરેનો સજોગ મેળવી આપવાની, દલાલીથી (૨) ' અજીવ "–વેપાર કરીઆણું, ભૂષણ, વસ્ત્ર વગેરેની દલાલી કરવાથી જે ક્રિયા લાગે તે–પાપકર્મની દલાલીથી બચવુ જોઇએ બીજો એવો અર્થ છે કે, અસાવધાનપણે પાપકારી (સાવદ્ય) ભાષા બોલે, ગમનાગમન કરે, શરીરને સકોચે, પ્રસારે, તથા બીજાની પાસે કામ કરાવતાં હિંસા થાય તે 'અણાપઓગવત્તિયા ક્રિયા' કહેવાય.

(૨૨) સામુદાણિયા ક્રિયા–એક કામ ઘણા જણ મળીને કરે તે સામુદાણિયા ક્રિયા કહેવાય કંપની કરી વેપાર કરે, ભેળા થઇ નાટક જુએ, મંડળ બંધાઇ સોદા કરે, ટોળે મળી ચોપાટ ગંજીપો વગેરે રમત ખેલે, હજારો લોકો એક સાથે ફાંસીની શિક્ષા જુએ, બજારમાં વેચાતી ચીજ ઘણા જણ સહીઆરી વેચાતી લે, વેશ્યાનો નાચ જોવો, મેળા, જાત્રા, મહોત્સવ વગેરેમાં માણસો એકઠાં મળે, વગેરે પ્રસંગોમાં સામુદાણિયા ક્રિયા લાગે છે. એવા પ્રસંગોમા સર્વ મનુષ્યોના એક સરખા પરિણામ (વિચાર) થાય છે, તેથી એક સાથે કર્મનો બંધ પણ પડે છે અને તેનાં ફળ પણ આગમા, વહાણુ આગબોટ ડૂબે તેમાં, અને પ્લેગ વગેરે મરકીના પ્રસંગે એક સાથે મરણ પામી ભોગવે છે, સામુદાણિયા ક્રિયાના ત્રણ ભેદ છે (૧) 'સાંતર'–સામુદાણી કામ અંતર સહિત કેટલાક કરે સૌ મળી એક વખત કર્યા પછી વચમાં થોડો વખત છોડી દે છે. વળી ઘણા દિવસ પછી તે કામ કરે છે. (૨)

'નિરંતર'—સામુદાણી કામ કેટલાક નિરંતર કરે વચમાં છોડી દે નહિ. (૨) 'સાંતર'—કેટલાક અંતર સહિત સામુદાણી કામ કરે અને અંતર રહિત પણ કરે.

(૨૩) પેજ્જવત્તિયાક્રિયા—પ્રેમભાવના ઉદયથી જે ક્રિયા લાગે છે તે. તેના બે ભેદ—(૧) માયા કપટ કરવાથી (૨) લોભ કરવાથી. આ સ્થળે માયા અને લોભ તે રાગની પ્રકૃતિઓમાં ગણી છે એટલે એ બે કષાયને પેટામાં ગણી છે.

(૨૪) દોસવત્તિયા ક્રિયા—દ્વેષભાવના ઉદયથી જે ક્રિયા લાગે છે તે, તેના બે ભેદ (૧) ક્રોધ કરવાથી, (૨) માન કરવાથી. આ સ્થળે ક્રોધ અને માનને દ્વેષ કષાયની પ્રકૃતિમાં ગણી છે. એ પ્રમાણે સાંપરાય ક્રિયાના ૨૪ બોલ થયા.

(૨૫) ઇરિયાવહિયા ક્રિયા—૧૧-૧૨-૧૩ મા ગુણસ્થાનવર્તી વીતરાગી ભગવંતોને નામકર્મોદયથી મનાદિ ત્રણ યોગની શુભ પ્રવૃત્તિ થાય છે. તેથી શાતા વેદનીય કર્મનાં દળિયાં ઓછાં થાય છે પરંતુ તેઓ અકષાયી હોવાથી પ્રકૃતિ અને પ્રદેશ એ બે બંધ થાય છે પણ સ્થિતિ અને અનુભાગ એ બે બંધ થતા નથી. કેમકે કષાય વિના કેવળ યોગ કર્મબંધક થતો નથી. આથી વીતરાગને પ્રથમ સમયે લાગેલાં શાતાવેદનીય કર્મ પુદ્‌ગલો બીજે સમયે વેદી ત્રીજે સમયે નિર્જરે છે. અર્થાત્ દૂર કરે છે. તેના બે ભેદ—'છદ્મસ્થની—૧૧ મા તથા ૧૨ મા ગુણસ્થાનવર્તી સાધુને હાલતાં ચાલતાં લાગે તે. (૨) કેવળીની—જે સયોગી (૧૩મા ગુણસ્થાનવર્તી) કેવળી ભગવાનને હાલતાં ચાલતાં જે ક્રિયા લાગે છે.

એ પચીસે ક્રિયા કર્મબંધનું કારણ જાણી સમ્યગ્દષ્ટિ પ્રાણીએ છાંડી દેવી જોઈએ.

એ રીતે નવતત્ત્વમાંના પાંચમા આસ્રવ તત્ત્વના ૪૨ ભેદ છે તે હેય એટલે ત્યાગવા યોગ્ય છે.

## ૬ સંવરતત્ત્વ

કર્મ પાપરૂપી પાણીથી જીવરૂપ વહાણ ભરાઈ ગયું છે તેથી આસ્રવરૂપી છિદ્રોની આડે વ્રત પચ્ચક્ખાણ આદિ પાટીઓ લગાડવાં જેથી પાપરૂપ જળનો પ્રવાહ આવતો બંધ થાય તેને સંવર કહે છે. એ સંવરના ૨ ભેદ છે. સંવર અને આસ્રવ એ પરસ્પર વિરોધી છે. જ્યાં આસ્રવ ત્યાં સંવર નહિ અને જ્યાં સંવર ત્યાં આસ્રવ નહિ. સંવરના ૨૦ પ્રકાર આસ્રવના ૨૦ પ્રકારથી ઉલટા છે.

(૧) સમ્યક્ત્વ, (૨) વ્રતપચ્ચક્ખાણ કરે (૩) પ્રમાદ છોડે (૪) કષાય છોડે (૫) યોગને સ્થિર કરે (૬) જીવ દયા પાળે (૭) સત્યવચન બોલે, (૮) દત્તવ્રત આદરે, (૯) બ્રહ્મચર્ય પાળે, (૧૦) પરિગ્રહ છોડે (૧૧ થી ૧૫) શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના, સ્પર્શના એ પાંચ ઈન્દ્રિયો વશ કરે (૧૬ થી ૧૮) મન વચન અને કાયાના ત્રણ યોગ વશ કરે, (૧૯) ભંડ ઉપકરણ ઉપયોગ સહિત લે અને મૂકે (૨૦) સૂચિ કુશગ્ર ન કરે એટલે સોય અને તણખલા જેવી નાની ચીજ પણ જતનાથી લે અને રાખે, એ ૨૦ પ્રકારે સંવર થાય છે.

---

× કેવળજ્ઞાનીઓના મનોયોગની પ્રવૃત્તિ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોને પ્રશ્નનો ઉત્તર આપવામાં વચનયોગની પ્રવૃત્તિ વ્યાખ્યાન તથા પ્રશ્નકારને ઉત્તર આપવામાં અને કાયયોગની પ્રવૃત્તિ હલનચલનમાં આવેલાં દેખ, ક્ષેત્રાદિની રચના આદિ શુદ્ધ કર્મમાં જ હોય છે.

વિશેષ રીતે સંવરના ૬૭ ભેદ થાય છે. ૧ ઇર્યા સમિતિ, ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ, ૪ આદાન ભંડ નિક્ષેપના સમિતિ, ૫ પારિહાવણિયા સમિતિ, એ પાંચ સમિતિ તથા ૬ મનગુપ્તિ ૭ વચનગુપ્તિ ૮ કાયાગુપ્તિ એ ત્રણ ગુપ્તિ મળી આઠ પ્રવચન માતાને પાળે, ૯ ક્ષુધા, ૧૦ તૃષા, ૧૧ શીત, ૧૨ ઉષ્ણ, ૧૩ દંશમંસ (ડાંસ–મચ્છર) ૧૪ અચેલ, ૧૫ અરિત, ૧૬ સ્ત્રી, ૧૭ ચરિયા (ચાલવું), ૧૮ નિસિહિયા (બેસવું), ૧૯ શય્યા, ૨૦ આક્રોશ વચન, ૨૧ વધ, ૨૨ યાચના, ૨૩ અલાભ, ૨૪ રોગ, ૨૫ તૃણ સ્પર્શ, ૨૬ મેલ ૨૭ સત્કાર પુરસ્કાર, ૨૮ પ્રજ્ઞા, ૨૯ અજ્ઞાન, ૩૦ દર્શન એ ૨૨ પરિષહ જીતે ૩૧ ખતિ (ક્ષાતિ–ક્ષમા), ૩૨ મુત્તિ (નિર્લોભતા), ૩૩ અજ્જવ (નિષ્કપટતા–સરળતા), ૩૪ મદ્દવ, (કોમળતા), ૩૫ લાઘવ (લઘુતા) ૩૬ સચ્ચે (સત્ય), ૩૭ સયમ, ૩૮ તપ, ૩૯ ચિયાએ (ત્યાગ), ૪૦ બ્રહ્મચર્ય (શિયળ), એ દશ પ્રકારના યતિધર્મને આરાધે, ૪૧ અનિત્ય, ૪૨ અશરણ, ૪૩ સંસાર, ૪૪ એકત્વ, ૪૫ અન્યત્વ, ૪૬ અશુચિ, ૪૭ આસ્રવ, ૪૮ સંવર, ૪૯ નિર્જરા, ૫૦ લોક, ૫૧ બોધિબીજ, ૫૨, ધર્મ, એ બાર ભાવના ભાવે, ૫૩ સામાયિક, ૫૪ છેદોપસ્થાપનીય, ૫૫ પરિહારવિશુદ્ધ, ૫૬ સૂક્ષ્મ સંપરાય, ૫૭ યથાખ્યાત, એ પાંચ ચારિત્ર પાળે.

એ સતાવન પ્રકારે સંવર કરણી આદરવાથી આત્મારૂપી વહાણમાં આસ્રવરૂપી છિદ્રોમાંથી પાપરૂપ પાણી આવતું બંધ થાય છે અને વહાણ સંસાર સમુદ્રને પેલે પાર સહિસલામત પહોંચે છે

## ૭ નિર્જરા તત્વ.

આત્મારૂપી વહાણમાં કર્મ પાપરૂપી પાણી આવતું હતુ તે તો સંવર કરણીરૂપી પાટીઆ આડા દઇ રોકયુ, પણ તે પહેલાં આવી ગયેલું પાણી ઉલેચીને વહાણને પાણી વગરનું કરવુ જોઈએ તો જ વહાણ પેલે પાર પહોંચે માટે સંવરકરણી આદરીને પૂર્વ કર્મના જે જે દળીયા આત્મ પ્રદેશમાં છે તે દળીયાંને ખપાવી આત્માને મોક્ષ ગતિને યોગ્ય કરે તેને નિર્જરા તત્વ કહે છે એ નિર્જરાના બાર પ્રકાર છે ૧ અણસણ–અન્ન વગેરે ચાર આહાર થોડો વખત અગર જાવજીવ લગી છોડે ૨ ઉણોદરી–આહાર અને ઉપકરણ ઓછાં કરે, ૩ વૃત્તિ સંક્ષેપ–ભિક્ષાચારી એટલે ગોચરી કરે, ૪ રસપરિત્યાગ–રસનો ત્યાગ કરે; ૫ કાયકલેશ–કાયાને જ્ઞાન બુદ્ધિથી કષ્ટ આપે, ૬ પડિસંલીણયા– આત્માને વશ કરે એ ૭ પ્રકાર બાહ્ય એટલે પ્રગટ તપ આદરે, ૭ પ્રાયશ્ચિત્ત–પાપનું નિવારણ તે થયેલાં પાપોથી નિવર્તવા દંડ લે, (૮) વિનય નમ્રતા રાખે ૯ વૈયાવૃત્ય–ગુરૂ વગેરેની ભક્તિ–સેવા કરે, ૧૦ સજ્ઝાય–શાસ્ત્ર જાણે, ૧૧ ધ્યાન–શાસ્ત્રના અર્થની વિચારણા કરે, ૧૨ કાઉસ્સગ્ગ (કાર્યોત્સર્ગ) એ ૭ અભ્યતર એટલે ગુપ્ત તપ છે કુલ ૧૨ ભેદ નિર્જરાના છે તે આદરી આત્મામાં રહેલાં કર્મના દળનો ક્ષય કરવો ×

---

× નિર્જરા તત્વનો વિશેષ વિસ્તાર પ્રથમ ખંડના ત્રીજા પ્રકરણમાં 'તપાચાર'ના ભેદ છે તેમાં છે.

## ૮ બંધતત્ત્વ.

જેમ દૂધમાં પાણી, માટીમાં ધાતુ, ફુલમાં અત્તર, તલમાં તેલ રહેલ છે તેમ આત્મપ્રદેશ અને કર્મ પુદ્ગળ એક બીજામાં બંધાઈ રહેલ છે તેને બંધતત્ત્વ કહે છે. એ બંધતત્ત્વના ચાર પ્રકાર છે. ૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ, ૪ પ્રદેશબંધ.

### પ્રકૃતિબંધ

પ્રકૃતિબંધ તે કર્મનો સ્વભાવ તથા પરિણામ. હવે આઠ કર્મ કેટલી રીતે બાંધે છે અને તેનાં ફળ કેટલી રીતે ભોગવે છે તે વર્ણવે છે.

૧ જ્ઞાનાવરણીય કર્મ—૬ પ્રકારે બાંધે છે. ૧ નાણપડિણિયાએ—જ્ઞાન તથા જ્ઞાનીની નિંદા કરે, ૨ નાણનિન્હવણિયાએ—જ્ઞાનીના ઉપકાર ઓળવે (છુપાવે), ૩ નાણ આસાયણાએ—જ્ઞાન તથા જ્ઞાનીની આશાતના (અપમાન તિરસ્કાર) કરે, ૪ નાણ અંતરાએણં—જ્ઞાનીને તથા શીખનારને અંતરાય પાડે, ૫ નાણ પઓસેણં—જ્ઞાની ઉપર દ્વેષ કરે, ૬ નાણ વિસંવાયણા જોગેણં—જ્ઞાની સાથે ખોટા ઝગડા વિખવાદ કરે. એ ૬ પ્રકારે બાંધેલાં જ્ઞાનાવરણીય કર્મનું ફળ ૧ પ્રકારે ભોગવે છે. ૧ મતિ જ્ઞાનાવરણીય—બુદ્ધિ નિર્મળ ન થાય, ૨ શ્રુત જ્ઞાનાવરણીય—ઉપયોગ શ્રુત નિર્મળ ન પામે, ૩ અવધિ જ્ઞાનાવરણીય—અવધિ જ્ઞાન પામે નહિ, ૪ મનઃપર્યવ જ્ઞાનાવરણીય—મનઃપર્યવ જ્ઞાન પામે નહિ, ૫ કેવળ જ્ઞાનાવરણીય—કેવળ જ્ઞાન પામે નહિ, ૬ સોતાવરણે—બહેરો હોય, ૭ નેત્તાવરણે—આંધળો હોય, ૮ ઘાણાવરણે—બુચો હોય, ૯ રસાવરણે—બોબડો-મૂંગો હોય, અને સ્વાદ ન લઈ શકે, ૧ ફાસાવરણે—કાયા શૂન્ય હોય એટલે કાયા બહેર મારી ગઈ હોય.

૨ દર્શનાવરણીય કર્મ—૬ પ્રકારે બાંધે છે તે ક્રમે બોધ જ્ઞાનાવરણીય કર્મબંધના જે રીતે છે તે રીતે અહીં [illegible] ઉપર ઉતારવા. હવે ૬ પ્રકારે બાંધેલ દર્શનાવરણીય કર્મના ફળ ૯ પ્રકારે ભોગવે છે. ૧ ચક્ષુ દર્શનાવરણીય, ૨ અચક્ષુ દર્શનાવરણીય, ૩ અવધિ દર્શનાવરણીય, ૪ કેવળ દર્શનાવરણીય, ૫ નિદ્રા (સુખે જાગૃત થાય) ૬ નિદ્રા નિદ્રા (દુઃખે જાગૃત થાય) ૭ પ્રચલા (બેઠાં બેઠાં નિદ્રા આવે) ૮ પ્રચલા પ્રચલા (તે રસ્તે ચાલતાં આવે) ૯ થિણદ્ધિનિદ્રા (આ નિદ્રા ૬ મહિને આવે તેમાં અર્ધા વાસુદેવનું બળ હોય. આ નિદ્રામાં મરે તે નરકમાં જાય)

---

* કેટલે સ્થળે નીચે પ્રમાણેના ૧ પ્રકારે જ્ઞાનાવરણીય કર્મના ફળ ભોગવે છે એમ જણાવ્યું છે.

૧ શ્રોત્ર આવરણ ૨ શ્રોત્ર વિજ્ઞાન આવરણ ૩ નેત્ર આવરણ ૪ નેત્ર વિજ્ઞાન આવરણ, ૫ ઘ્રાણ આવરણ ૬ ઘ્રાણ વિજ્ઞાન આવરણ ૭ રસ આવરણ, ૮ રસ વિજ્ઞાન આવરણ, ૯ સ્પર્શ આવરણ, ૧ સ્પર્શ વિજ્ઞાન આવરણ

વળી બીજે સ્થળે ૫ પ્રકારે ભોગવે છે એમ કહ્યું છે. પાંચ પ્રકાર—૧ મતિ જ્ઞાનાવરણીય, ૨ શ્રુત જ્ઞાનાવરણીય, ૩ અવધિ જ્ઞાનાવરણીય ૪ મનઃપર્યવ જ્ઞાનાવરણીય, ૫ કેવળ જ્ઞાનાવરણીય.

—અનુવાદક

૩ વેદનીય કર્મ—તેના બે ભેદ છે. ૧ સાતાવેદનીય, ૨ અસાતાવેદનીય. સાતાવેદનીય કર્મ ૧૦ પ્રકારે બાંધે છે. ૧ પાણાણુ કંપયાએ—પાણી ( બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચોરેંદ્રિય ) પર દયા લાવે, ભુયાણુ કંપયાએ—વનસ્પતિ પર અનુકંપા લાવે, ૩ જીવાણુ કંપયાએ—પચેંદ્રિય જીવોના દયા લાવે, ૪ સત્તાણુકંપયાએ—પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુની દયા પાળે, બહુણું પાણાણું ભૂયાણં જીવાણુ સતાણં અદુખણિયાએ—ઘણાં પ્રાણી, ભૂત, જીવ અને સત્વને દુઃખ ન દે. ૬ અસોયણાએ—શોક ન ઉપજાવે, ૭ અઝુરણયાએ—ઝુરણા (ત્રાસ) ન કરાવે, ૮ અટિપ્પણયાએ રૂદન ન કરાવે, ૯ અપિટ્ટણયાએ—મારે નહિ, ૧૦ અપરિતાવણયાએ—પરિતાપ ન ઉપજાવે. એ દશ પ્રકારે બાંધેલા સાતા વેદનીય કર્મનાં શુભ ફળ આઠ પ્રકારે ભોગવે છે ૧ મણુન્ના સદ્દા—મન પસંદ શબ્દ—રાગ રાગણી સાંભળે, ૨ મણુન્નારૂવા—મન પસંદ રૂપ—સ્ત્રી, નાટક વગેરે જુએ ૩ મણુન્ના ગંધા—મન પસંદ ગંધ—અત્તરાદિ સુંઘે ૪ મણુન્ના રસા—મન પસંદ રસ—મિઠાઇ મેવા વગેરે ભોજન મળે ૫ મણુન્ના ફાસા—મન પસંદ સ્પર્શ એટલે શય્યા, આસન, વગેરે મળે. ૬ મનસુહયા-મન આનંદમા રહે ૭ વચન સુહયા-વચન મધુર હોય ૮ કાય સુહયા-કાયા નિરોગી અને સ્નેરૂપવાન હોય

અશાતા વેદનીય કર્મ બાર પ્રકારે બાંધે છે × ૧ પ્રાણી ભૂત, જીવ, સત્વને દુઃખ દે. ૨ શોક કરાવે, ૩ ઝુરણુ કરાવે, ૪ રૂદન કરાવે, ૫ મારે, ૬ પરિતાપ ઉપજાવે એ છ રીતે સામાન્યપણે કરે અને છ રીતે વિશેષપણે કરે એમ બાર રીતે અશાતા વેદનીય કર્મ બાંધે છે. તેનાં અશુભ ફળ આઠ પ્રકારે ભોગવે છે ૧ અમણુન્ના સદ્દા, ૨ અમણુન્ના રૂવા, ૩ અમણુન્ના ગંધા, ૪ અમણુન્ના રસા, ૫ અમણુન્ના ફાસા, ૬ મણુદુહયા—મન ઉદાસ રહે, ૭ વચન દુહયા-વચન કઠોર હોય, ૮ કાય દુહયા-કાયા રોગી ને કુરૂપ હોય, એ આઠ પ્રકાર સાતા વેદનીયથી બરોબર ઉલટા ગણુવા

૪ મોહનીય કર્મ—છ પ્રકારે બાંધે છે ૧ તીવ્ર ક્રોધ, ૨ તીવ્ર માન, તીવ્ર માયા, ૪ તીવ્ર લોભ, ૫ તીવ્ર દર્શન મોહનીય-ધર્મને નામે અધર્મ આચરણ કરવાથી, ૬ તીવ્ર ચારિત્ર મોહનીય અચારિત્રધારી અથવા કુચારિત્ર જેવા આચરણ આચરવાથી, એમ છ પ્રકારે મોહનીય કર્મ બંધાય છે. તેના ફળ પાંચ પ્રકારે ભોગવે છે. ૧ સમ્યકત્વ મોહનીય ૨ મિથ્યાત્વ મોહનીય ૩ મિશ્ર મોહનીય ૪ કષાય મોહનીય ક્રોધાદિ ચાર કષાયવંત અગર અનંતાનુબંધી વગેરે સોળ કષાયવંત થાય, ૫ નોકષાય મોહનીય-હાસ્ય વગેરે નવ નોકષાવંત થાય એ પ્રમાણે પાંચ પ્રકારે અથવા વિસ્તાર કરીએ તો ૩ દર્શન મોહનીય ૧૬ કષાય મોહનીય અને, ૯ નોકષાય ચારિત્ર મોહનીય કુલ ૨૮ પ્રકારે મોહનીય કર્મનાં ફળ ભોગવે છે

૫ આયુષ્ય કર્મ—કુલ ૧૬ પ્રકારે બાંધે છે. તેમાં નારકીનું આયુષ્ય ચાર પ્રકારે બાંધે છે ૧ મહારંભયાએ—છએ કાયના જીવોની જેમાં સદા હિંસા-થયા કરે તેવાં કામ કરવાથી,

---

× કોઈ બાર પ્રકાર આ પ્રકારે ગણે છે. ૧ પરદુખણયાએ, ૨ પરસોયણયાએ, ૩ પરઝુરણયાએ, ૪ પરતિપ્પણયાએ, ૫ પરપિટ્ટણયાએ, ૬ પરપરિયાવણયાએ, ૭ બહુણં પાણાણં ભૂયાણં જીવાણું સત્તાણુ દુખણયાએ, ૮ સોયણયાએ, ૯ ઝુરણયાએ, ૧૦ તિપ્પણયાએ, ૧૧ પિટ્ટણયાએ, ૧૨ પરિતાવણિયાએ

વચન, ૧૨ દીણ સરયા'–દીનવચન ૧૩ 'અણિટ્ઠ સરયા'–કઠોર વચન, ૧૪ 'અકંત સરયા'–અપ્રિય શબ્દ એ પ્રમાણે ૧૪ રીતે ભોગવે છે

નામકર્મની ૯૩ અથવા ૧૦૩ પ્રકૃતિ થાય છે–૪ ગતિ, ૫ જાતિ, ૫ શરીર, ૩ શરીરના અંગોપાંગ§ ૫ શરીરનાં× બંધન, ૫ શરીરનાં સંઘાતન, ૬ સંઠાણ, ૬ સંઘયણ, ૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ, ૪ *અનુપૂર્વી (ચાર ગતિની) ૨ વિહાયોગતિ (શુભ વિહાયોગતિ તે ગંધહસ્તી તથા રાજહંસ જેવી ચાલ અને અશુભ વિહાયોગતિ તે ઊંટ જેવી ચાલ.) એ પ્રમાણે પાંસઠ પિંડપ્રકૃતિ થઈ, ૬૬ પરાઘાત નામ–પોતાનાં શરીરથી સર્પની પેઠે બીજાની ઘાત થાય, ૬૭ ઉશ્વાસ નામ, ૬૮ અગુરુલઘુનામ, (લોઢાના ગોળા જેવું શરીર છતાં ફુલ જેવું લાગે), ૬૯ આતાપ નામ–સૂર્યની પેઠે તેજસ્વી, ૭૦ ઉદ્યોત નામ–ચંદ્રની પેઠે શીતળ, ૭૧ ઉપઘાત નામ–પોતાના શરીરથી રોઝની પેઠે પોતે જ મરે, ૭૨ તીર્થંકર નામ, ૭૩ નિર્માણ નામ, ૭૪ ત્રસ નામ, ૭૫ બાદર નામ. ૭૬ પ્રત્યેક નામ, ૭૭ પર્યાપ્ત નામ, ૭૮ સ્થિર નામ, ૭૯ શુભ નામ, ૮૦ સૌભાગ્ય નામ, ૮૧ સુસ્વર નામ, ૮૨ આદેય નામ, ૮૩ જશોકીર્તિ નામ, ૮૪ સ્થાવર નામ, ૮૫ સૂક્ષ્મ નામ, ૮૬ સાધારણ નામ, ૮૭ અપર્યાપ્ત નામ, ૮૮ અશુભ નામ, ૮૯ અસ્થિર નામ, ૯૦ દૌર્ભાગ્ય નામ, ૯૧ દુસ્વર નામ, ૯૨ અનાદેય નામ, ૯૩ અજશોકીર્તિ નામ, એ ૯૩ પ્રકૃતિ નામ કર્મની થાય છે આમાં‡ બંધનની પાંચના બદલે ૧૫ પ્રકૃતિ ગણતાં ૧૦૩ પ્રકૃતિ થાય છે

૭ ગોત્ર કર્મ—તેના ઊંચ ગોત્ર અને નીચ ગોત્ર એવા બે ભેદ છે ઊંચ ગોત્ર આઠ પ્રકારે બાંધે છે ૧ જાઇ અમયેણું–જાતિ એટલે માતાના પક્ષનું અભિમાન ન કરે, ૨ કુલ અમયેણુ–કુલ એટલે પિતાના પક્ષનું અભિમાન ન કરે, ૩ બલ અમયેણું–બળ એટલે પરાક્રમનું અભિમાન ન કરે, ૪ રૂપ અમયેણુ–રૂપનો મદ ન કરે, ૫ તવ અમયેણું—તપશ્ચર્યાનો મદ ન કરે, ૬ સૂયઅમયેણું—સૂત્રજ્ઞાન એટલે બુદ્ધિનો ગર્વ ન કરે, ૭ લાભ અમયેણું—લાભનો મદ ન કરે, ૮ ઇસ્સરિય અમયેણુ—ઐશ્વર્યનો મદ કરે નહી એ

§ અંગ ૮ છે ૧ મસ્તક, ૨ છાતી, ૩ પેટ, ૪ પીઠ, ૫–૬ બે હાથ, ૭–૮ બે જાંગ, આંગળીઓ વગેરે ઉપાંગ કહેવાય છે, અને નખ વગેરે અંગોપાંગ કહેવાય છે

× શરીરને ગ્રહણ કરવા યોગ્ય પુદ્દગલોને ગ્રહણ કરી એકત્ર કરે તે સંઘાતન અને બાંધીને સ્થિર કરે તે બંધન કહેવાય છે.

* જે કર્મ જીવને બીજા ભવમાં લઇ જાય તે અનુપૂર્વી કહેવાય

‡ નામકર્મની ૯૩ પ્રકૃતિમાં બંધન નામકર્મના ૫ ભેદ જ ગણવામાં આવ્યા છે પરંતુ વિસ્તારથી બંધન નામકર્મની ૫ ના બદલે ૧૫ પ્રકૃતિ ગણવામાં આવે છે ત્યારે નામકર્મના ૧૦૩ ભેદ થાય છે. તે ૧૫ ભેદ નીચે મુજબ છે

(૧) ઔદારિક ઔદારિક બંધનનામ (૨) ઔદારિક તૈજસ બંધનનામ (૩) ઔદારિક કાર્મણ બંધનનામ (૪) વૈક્રિય વૈક્રિય બંધનનામ (૫) વૈક્રિય તૈજસ બંધનનામ (૬) વૈક્રિય કાર્મણ બંધનનામ (૭ આહારક આહારક બંધનનામ (૮) આહારક તૈજસ બંધનનામ (૯) આહારક કાર્મણ બંધનનામ (૧૦) ઔદારિક તૈજસ કાર્મણ બંધન (૧૧) વૈક્રિય-તૈજસ-કાર્મણ બંધન (૧૨) આહારક તૈજસ કાર્મણ બંધન (૧૩) તૈજસ તૈજસ બંધન (૧૪) તૈજસ કાર્મણ બંધન (૧૫) કાર્મણ કાર્મણ બંધન

મળી એકંદર ૧૭૮ પ્રકૃતિ છે પણ તેમા નામકર્મની ૧૦૩ પ્રકૃતિઓ વિસ્તારે કહી છે તે મેળવીએ તો ૨૮૧ પ્રકૃતિ થાય છે એ પ્રમાણે આઠ કર્મની પ્રકૃતિનો બંધ તેને પ્રકૃતિબંધ કહે છે

## (૨) સ્થિતિ બંધ

(૨) સ્થિતિ બંધ હવે આઠે કર્મની સ્થિતિનો કાળ કહે છે ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ અંતરાય એ ત્રણ કર્મની સ્થિતિ, જઘન્ય અંતમુંહૂર્તની અને ઉત્કૃષ્ટી ત્રીશ ક્રોડાક્રોડ સાગરોપમની છે તે ત્રણે કર્મનો અબાધાકાળ‡ ત્રણ હજાર વર્ષનો છે

૪ સાતા વેદનીય કર્મની સ્થિતિ જઘન્ય ૨ સમયની (ઇરિયા વહિયા ક્રિયા આશ્રયે ગણતાં) અને ઉત્કૃષ્ટિ ૧૫ ક્રોડાક્રોડ સાગરની છે અબાધાકાળ કરે તો જઘન્ય અંતમુંહુર્ત અને ઉત્કૃષ્ટો દોઢ હજાર વર્ષનો છે અસાતા વેદનીય કર્મની સ્થિતિ જઘન્ય ૧૨ મુહુર્તની અને ઉત્કૃષ્ટી ત્રીશ ક્રોડાક્રોડ* સાગરની છે એનો અબાધાકાળ જઘન્ય અંતમુંહુર્તનો ઉત્કૃષ્ટો ત્રણ હજાર વર્ષનો છે. ૫ મોહનીય કર્મની સ્થિતિ જઘન્ય અંતમુહુર્તની ઉત્કૃષ્ટ ૭૦ ક્રોડાક્રોડ સાગરોપમની છે તેનો અબાધાકાળ જઘન્ય અંતમુંહુર્ત, ઉત્કૃષ્ટો સાત હજાર વર્ષનો છે ૬ આયુષ્ય કર્મની સ્થિતિ, ચારે ગતિની સ્થિતિ બતાવી છે તે પ્રમાણે જાણવી નારકી દેવતાની સ્થિતિ જ૦ ૧૦ હજાર વર્ષની, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની—મનુષ્ય તિર્યંચની સ્થિતિ જ૦ અંત૦ ઉ૦ ૩ પલ્યની, અબાધાકાળ જ૦ અંતમુહુર્તનો ઉ૦ સંખ્યાતા વર્ષના આયુષ્યવાળાને ભોગવાતા આયુષ્યના ત્રીજા નવમા, ૨૭ મા ભાગનો યાવત્ અંતિમ આયુષ્ય અંતમુહૂર્ત રહે તેના પણ ત્રીજા ભાગનો જાણવો અને અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળાને અબાધાકાળ ૬ મહિનાનો જાણવો (૭–૮) નામ અને ગોત્ર કર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહુર્તની ઉત્કૃષ્ટી ૨૦ ક્રોડાક્રોડ સાગરોપમની છે તેના અબાધાકાળ બે હજાર વર્ષનો છે. એ પ્રમાણે આઠ કર્મની સ્થિતિ બાંધે તેને સ્થિતિબંધ કહે છે

## ૩ અનુભાગ બંધ

(૧) જ્ઞાનાવરણીય કર્મે આત્માનો અનંત જ્ઞાનગુણ ઢાંકયો છે. (૨) દર્શનાવરણીય કર્મે આત્માનો અનંત દર્શન ગુણ ઢાંકયો છે (૩) વેદનીય કર્મે આત્માનુ અનંત અવ્યાબાધ આત્મિક સુખ રોકયુ છે મોહનીય કર્મે આત્માના અનંત ક્ષાયિક સમકિતનો ગુણ રોકયો છે ૫ આયુષ્ય કર્મે આત્માનો અક્ષય સ્થિતિનો ગુણ રોકયો છે ૬ નામકર્મે, આત્માનો અમૂર્તિપણાનો ગુણ રોકયો છે ૭ ગોત્ર કર્મે આત્માનો અગુરુલઘુ ગુણ રોકયો છે ૮ અંતરાય કર્મે આત્માનો અનંત આત્મિક શકિતનો ગુણ રોકયો છે કર્મોનો રસોદય બે પ્રકારે થાય છે અભવ્ય તથા એકેદ્રિયાદિ જીવોને તીવ્ર રસોદય હોવાથી તેઓ પરાધીન થઇ આત્મિક ગુણોને પ્રગટ કરવામાં અસમર્થ બનેલા છે અને જે ભવ્ય જીવોના રસોદય મંદ પડતા જાય છે તે અકામ નિર્જરા કે સકામ નિર્જરાથી જેમ જેમ કર્મોના રસ પાતળા પાડે છે, તેમ તેમ ઉચ્ચત્વને પ્રાપ્ત થતા થતા સમ્પૂર્ણ આત્મિક ગુણોને પ્રગટ કરી દે છે

---

‡ કર્મ બાધ્યા પછીથી તે ઉદય આવે (એટલે તેનાં ફળ ભોગવવા પડે) ત્યાં લગીનો કાળ તે 'અબાધાકાળ' કહેવાય એટલે કર્મ બાંધવુ અને તે ભોગવવુ એ બેની વચ્ચેનો કાળ.

* શ્રી પન્નવણા સૂત્રમાં એક સાગરોપમના ૭ ભાગ કરીએ તેમાંના ૩ ભાગ અને એક પલ્યનો અસખ્યાતમો ભાગ ઉણાની કહી છે તે એકેંદ્રિય આશ્રયી જાણવી.

## ૪ પ્રદેશબંધ

આઠે કર્મોના પ્રદેશ (કર્મ પુદ્ગલોના દળિયા) આત્મપ્રદેશની સાથે કેવા પ્રકારે સંબંધિત છે તે દૃષ્ટાંત દ્વારા દર્શાવે છે ૧ જેમ સૂર્યની* આડે વાદળાં આવવાથી સૂર્યનો પ્રકાશ મંદ પડે છે તેમ જ્ઞાનાવરણીય કર્મના આવરણથી આત્માનો જ્ઞાનરૂપ પ્રકાશ મંદ રહે છે ૨ જેમ આંખો પર પાટા બાંધવાથી પદાર્થો દેખી શકાતા નથી, અગર રંગીન ચશ્મા ચઢાવવાથી વિપરીત રંગનો ભાસ થાય છે તેમ દર્શનાવરણીય કર્મના બંધ કે ચશ્માને લીધે પદાર્થો દેખી શકાતા નથી અથવા દેખે છે તો યથાતથ્ય સમજમાં આવતા નથી ૩ જેમ મધ ચોપડેલી તલવાર ચાટવાથી પ્રથમ સહેજ મીઠાશ લાગે પણ પાછળથી મહા દુઃખદાયક નીવડે છે તેવી જ રીતે સાતાવેદનીયમાં લુબ્ધ જીવો કિંચિત્ સુખભોગમાં લુબ્ધ થવાથી મહા દુઃખ પ્રાપ્ત કરી લે છે અને અફીણથી ખરડાયેલ તલવાર ચાટવાથી પૂર્વ પશ્ચાત્ ઉભય પ્રકારે દુઃખ થાય છે તેજ પ્રમાણે અશાતાવેદનીય કર્મ બાંધતાં અને ભોગવતાં બન્ને વખત દુઃખ ઉપજે છે ૪ જેમ દારૂડીયો સુધ બુધ વિસરી ભાન ભૂલી જાય છે તેમ મોહનીય કર્મના ઉદયથી જીવ આત્મ ભાન ભૂલી વિભાવ પરિણામી થઈ પુદ્ગલાનંદી બની જાય છે. ૫ જેમ જેલમાં પડેલ મનુષ્ય યથેચ્છ ગમનાગમન કરી શકતો નથી તેમ આયુષ્ય કર્મના ઉદયથી જીવ દેહરૂપી કારાગૃહમાં રૂંધાઈ રહે છે ૬ જેમ ચિત્રકાર મરજીમાં આવે તેવાં ચિત્ર વિચિત્ર ચિત્રો બનાવે છે તેમ નામકર્મના યોગથી વિચિત્ર પ્રકારનાં શરીરો અને નાનાવિધ રૂપો ધારણ કરે છે ૭ જેમ કુંભાર એક જ માટીમાંથી અનેક પ્રકારનાં વાસણો બનાવે છે તેમ ગોત્રકર્મના ઉદયથી એક જ પ્રકારના શરીરે કરી અનેકવિધ જાતિનો અનુભવ કરે છે અને ૮ જેમ રાજાની આજ્ઞા થઈ કે અમુક મનુષ્યોને અમુક રકમ આપવી છતાં ભંડારી (કોષાધ્યક્ષ) આપે ત્યારે જ તેને લાભની પ્રાપ્તિ થઈ શકે તેવી જ રીતે સત્તામાં તો સર્વ જીવની પાસે સર્વ સુખો પ્રાપ્ત કરવાની શક્તિ છે પરંતુ અંતરાય કર્મના ઉદયથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકાતી નથી. આ પ્રમાણે આત્મપ્રદેશની સાથે કર્મપ્રદેશનો સંબંધ થવાથી આઠયા કર્મ પુદ્ગલો (પ્રદેશો)ના ઉદયાનુસાર સંસારમાં વિચિત્રતા પામે છે

એ ચારે બંધ ઉપર દૃષ્ટાંત—૧ સૂંઠ મેથી વગેરે ચીજો નાખીને લાડુ બનાવ્યો તે લાડુ વાયુ, પિત્ત વગેરેનો નાશ કરે તે તેની પ્રકૃતિ (સ્વભાવ) કહેવાય. ૨ તે લાડુ એક મહિનો બે મહિના એમ જેટલો સમય તે ને તે સ્વરૂપે રહે તેને સ્થિતિ (કાળનું પ્રમાણ) કહેવાય. ૩ તે લાડુ કડવો, મીઠો કે તીખો હોય તે રસ (અનુભાગ) કહેવાય. અને ૪ તે લાડુમાં કોઈ થોડા કણને પરિણામે નીપજ્યો, કોઈ બહુ કણને પરિણામે નીપજ્યો. એમ લાડુ વિગેરેનું દળનું ઓછાવત્તાપણું જે પ્રમાણ (પ્રદેશ)ને પ્રદેશબંધ કહેવાય છે એ દૃષ્ટાંતથી ચારે બંધનું સ્વરૂપ સમજવું

---

* જ્ઞાનાવરણીય કર્મને કોઈ આંખના પાટા સમાન કહે છે અને દર્શનાવરણીય કર્મને રાજાના દરવાન સમાન કહે છે

## ૯ મોક્ષ તત્ત્વ

બંધનો પ્રતિપક્ષી મોક્ષ છે ચારે બંધથી બંધાઇ રહેલો જીવ, તમામ કર્મબંધથી છૂટી મુક્ત થાય તેને મોક્ષ કહે છે એ મોક્ષ ચાર પ્રકારે મળે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનમાં કહ્યુ છે કે —

**नाणेण जाणई भावे, दसणेण य सद्दहे ।**
**चरित्तेण य गिण्हाइ, तवेण परिसुज्झई ॥ ॥३५॥**

અર્થ—૧ સમ્યગ્ જ્ઞાને કરીને, નિત્ય અનિત્ય, શાશ્વત અશાશ્વત, શુદ્ધ અશુદ્ધ, હિત અહિત, લોક અલોક, આત્મા અનાત્મા, ઇત્યાદિ સર્વ વસ્તુઓનુ સ્વરૂપ જાણે, ૨ સમ્યગ્ દર્શને (સમ્યકત્વે) કરીને, જ્ઞાનવડે જે સ્વરૂપ જાણ્યુ છે તેને તથારૂપે સાચુ કરીને દ્રઢ માને, તથા શંકા વગેરે દોષ રહિત રહે, ૩ સમ્યક્ ચારિત્ર વડે, દર્શને કરીને જે જે દ્રઢ માન્યુ છે તેમાંથી આત્મહિતકર-મોક્ષદાતા માલૂમ પડે તેને આચરણમાં ઉતારે, અને છોડવા યોગ્ય હોય તેને છોડે, ચારે ગતિમાંથી તરી પાચમી મોક્ષ ગતિએ પહોંચવાના ઉપાય આદરે, ૪ તપે કરીને, ચારિત્ર વડે જે જે ઉપાયો આદર્યા છે તે વધતા જતા શુદ્ધ ઉત્સાહથી નભાવી પાર પાડે, એ ચાર કારણથી મોક્ષ મળે છે.* મોક્ષ શાસ્ત્રના પહેલાજ સૂત્રમાં કહ્યુ છે કે—"**सम्यगूदर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः**" અર્થાત્ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે મળી મોક્ષનુ સાધન છે એ ચારમાથી જ્ઞાન અને દર્શન એ બન્ને તો આત્માના અનાદિ અનત ખાસ નિજ ગુણો છે, તે મોક્ષ ગયા પછી પણ સર્વકાળ શાશ્વત રહે છે એ બન્ને ગુણો સહચારી હોય છે જેમ સૂર્યનો તાપ અને પ્રકાશ એક બીજાને છોડીને રહી શકતા નથી તેમજ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એક બીજા સિવાય રહેતાં નથી અર્થાત જ્ઞાન વિના દર્શન નહિ અને દર્શન વિના જ્ઞાન નહિ 1 એ બન્નેને નિર્મળ કરી સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનાં સાધન ચારિત્ર અને તપ છે. એ બન્ને ગુણો સાદિ સાંત છે અર્થાત્ મોક્ષપ્રાપ્તિ થતા સુધી તેની આવશ્યકતા છે. ઉપર્યુક્ત ચારે પ્રકારના ગુણારાધનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે

## નવતત્ત્વની ચર્ચા

દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ વિચાર કરીએ તો, નવે તત્ત્વનો સક્ષેપમાં, બે તત્ત્વમા સમાવેશ થાય છે (૧) જીવ, (૨) અજીવ. જીવ છે તે સદા જીવ જ છે, અને અજીવ છે તે સદા અજીવ જ છે. બાકીના સાત તત્ત્વો પર્યાયાર્થિક નયની અપેક્ષાએ વિચારતાં જીવ અને અજીવ એ બેમાં સમાય છે કારણ કે તે સાતે તત્ત્વો એ બેમાથી ઉત્પન્ન થયા છે પ્રથમ એ સાતમાંના પુણ્ય, પાપ, આસ્રવ અને બધ એ ચારનો મુખ્યતાથી ને ગૌણતાથી વિચાર

* મોક્ષ તત્ત્વનો વિશેષ વિસ્તાર પ્રથમ ખડના ત્રીજા પ્રકરણમાં છે

1 સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પહેલા જે મતિ આદિ અજ્ઞાનરૂપે જીવોમાં હોય છે તે મિથ્યાદ્રષ્ટિની નિવૃત્તિથી સમ્યગ્રૂપે પરિણત થઇ જાય છે એટલે તે મતિ આદિ જ્ઞાન કહેવાય છે

નય છે ૨ પ્રમાણનો અંશ તે નય ૩ નયવાદ એટલે અપેક્ષાવાદ ૩ નયવાદ એટલે વિચારોની મીમાંસા ૫ કોઇ પણ વિષયનું સાપેક્ષપણે નિરૂપણ કરનાર વિચાર એ નય. આમ વિદ્વજ્જનોએ નયની જુદી જુદી રીતે વ્યાખ્યાઓ કરેલી છે.

સામુચ્ચયે (સામાન્યપણે) નયના બે પ્રકાર છે ૧ વ્યવહારનય—જે વડે વસ્તુનું બાહ્ય સ્વરૂપ જાણવામાં આવે તથા જે અપવાદ માર્ગમાં લાગુ પડે તે વ્યવહારનય, અને ૨ નિશ્ચય નય—જે વડે વસ્તુનુ અભ્યંતર સ્વરૂપ જાણવામા આવે તથા જે ઉત્સર્ગ માર્ગમાં લાગુ પડે તે નિશ્ચયનય વિશેષપણે નયના ૭ પ્રકાર છે —૧ નૈગમનય, ૨ સંગ્રહનય, ૩ વ્યવહારનય, ૪ ઋજુસૂત્રનય, ૫ શબ્દનય, ૬ સમભિરૂઢનય અને ૭ એવંભૂતનય એ સાતે નયોનું સ્વરૂપ કહે છે—
૧ નૈગમનય—"**न एको गमो विकल्पो यस्य स नैगमं पृथक् पृथक् सामान्यविशेषयोर्ग्रहणात्**" અનેક પ્રકારથી સામાન્ય અને વિશેષ ગ્રહણ કરવાથી નૈગમ કહેવાય છે. એક ગમથી નહિ પણ અનેક ગમથી, અનેક પ્રકારથી અને અનેક માર્ગથી જે નય કોઇ પણ વસ્તુને માને છે તે નયને નૈગમનય કહે છે નૈગમનયવાળો સામાન્યને માને એટલે કોઇ પણ વસ્તુમાં તેના નામ અંશ માત્ર ગુણ હોય તો પણ તેને પૂર્ણ વસ્તુ માને, વળી વિશેષને પણ માને એટલે કોઇ પણ વસ્તુમાં તેના નામ પ્રમાણે પૂર્ણ ગુણ હોય તો પણ તે વસ્તુ માને ગયા કાળમાં કામ થઈ ગયુ તેને, વર્તમાન કાળમા કામ થાય છે તેને અને આવતા કાળમાં કામ બનશે એ ત્રણે કાર્યને સત્ય માને નૈગમનવાળો નિક્ષેપા ચારે માને.

૨ સગ્રહનય—**संगृह्णाति विशेषान् सामान्यतया सत्तायां क्रोडी करोति यः स सग्रहः** અર્થાત્ વિશેષ પદાર્થોને જે સામાન્યપણે ગ્રહણ કરી લેવો તેનું નામ સંગ્રહનય જેમકે એક નામ લેવાથી તે નામને સર્વગુણ, સર્વપર્યાય, અને સર્વ પરિવાર સાથે ગ્રહણ કરે થોડામાં ઘણુ સમજે, ઉદાહરણ—કોઇ શાહુકારે તેના નોકરને કહ્યું કે 'દાતણ લાવો' ત્યારે નોકરે એક 'દાતણ' શબ્દના અનુસારે, દાતણ, પાણીનો લોટો, આરિસો, દાતિયો, દંતમંજન, સળી, સુરમો વગેરે વસ્તુ લાવી મૂકી વળી શેઠે કહ્યુ કે 'પાન લાવો' એટલે તેણે પાન, સોપારી, કાથો, ચૂનો, મસાલો વગેરે આણી આગળ મૂકયું એ પ્રમાણે કોઇએ બગીચાનું નામ લીધુ તો સગ્રહનયવાળો ઝાડ, ફળ, ફુલ, વગેરે તમામ સમજે છે. સગ્રહનયવાળો સામાન્યને માને છે પણ વિશેષને બનાવતો નથી એ નયવાળો ત્રણ કાળની વાત માને અને નિક્ષેપા ચારે માને દ્રવ્યોના સમુહોમાંથી જે બધાને લાગુ પડે એવી સામાન્ય સત્તા બતાવે તે સગ્રહનય જેમકે લોકમા ૭ દ્રવ્ય અને અલોકમાં એક દ્રવ્ય તેથી દ્રવ્યત્વથી લોક અને અલોકનું એકત્વ બતાવે, ઘણા મનુષ્યો હોય તેમાં મનુષ્યત્વથી સર્વ મનુષ્યોનું એકત્વ બતાવી દીએ, સર્વ જીવોને એક જીવ શબ્દથી બોલાવે.

---

* દરેક નય વસ્તુમા પોતપોતાનો અંશ બતાવે છે, સર્વનયોના સર્વ અંશોનો સમન્વય કરવો તેનું નામ સ્યાદ્વાદ અને સ્યાદ્ વાદ અપેક્ષાવાળુ હોઇને વસ્તુ સ્વરૂપ બરાબર બતાવી શકે છે માટે તે પ્રમાણ રૂપ છે એકજ નયના અભિપ્રાયનો આગ્રહ અને બીજી નયોના અભિપ્રાયનો નિશેધ તે દુર્નય (મિથ્યાત્વ) છે એક નય પોતાનો અભિપ્રાય બતાવીને બીજી નયોના નિષેધ ન કરે તે સુનય છે અને તે સ્યાદ્વાદમાં દાખલ થઇ શકે છે.

ગાથા:—वत्थ ध मलंकारं, इत्थिओ सयणाणि य ।
अच्छंदा जे न भुजंति, न से चाइ त्ति वुच्चइ ॥
દશ વ૦ અધ્ય ૨ ગાથા ૨.

અર્થ—જે સર્વ સંસાર છોડીને ત્યાગી બન્યા છે તેઓ ઉત્તમ વસ્ત્ર-ભૂષણ-સ્ત્રી-શય્યા ઇત્યાદિ ભોગવતા તો નથી પણ ભોગવવાની અભિલાષા કરે છે તેને ત્યાગી કહેવા નહી

ગાથા:—जे य कंते पिए भोए, लद्धे वि पिट्ठि कुव्वइ ।
साहीणे चयई भोए, से हु "चाइ" त्ति वुच्चई ॥३॥
દશ વૈ૦ સૂ૦ અધ્ય૦ ૨

અર્થ—જે ગૃહસ્થાવાસમાં રહીને વલ્લભકારી, પ્રિયકારી, ઇચ્છિત ભોગનો સંજોગ મળ્યો છે છતાં ભોગવતો નથી, તેને ત્યાગી કહેવો આ વચન ઋજુસૂત્ર નયના આધારે જાણવુ ઋજુસૂત્ર નયવાળો ફકત ભાવ નિક્ષેપ જ સત્ય માને છે.

(૫) શબ્દ નય—**कालर्लिगवचनैर्वाचकेन शब्देन तुल्यं पर्यायभेदेऽपि एकमेव वाच्यं मन्यमानः शब्दो नयः**—પર્યાય ભેદ હોવા છતાં પણ જે કાળ લિંગ વાચક શબ્દોને એક રૂપે માનવા તે શબ્દ નય. કોઇ વસ્તુનું જે નામ હોય તે નામના શબ્દના અર્થને જ ગ્રહણ કરે. એક વસ્તુનાં ઘણા નામો હોય તો તે નામોના શબ્દના અર્થ ઉપરના અર્થનેજ શબ્દ નયવાળો ધ્યાનમા રાખે છે જૂદા જૂદાં નામના શબ્દોના અર્થ પ્રમાણે તે વસ્તુમા ગુણ છે કે નહિ તે શબ્દ નયવાળો જોતો નથી પણ મૂળ નામનેજ માને છે ઇન્દ્રનાં શક્રેન્દ્ર, પુરંદર, શચિપતિ દેવેન્દ્ર વગેરે ઘણા નામો છે છતાં તે બધા શબ્દોનો એક 'ઇન્દ્ર' નામનો જ અર્થ ગ્રહણ કરે છે. જૂદાં જૂદાં નામના શબ્દના જૂદા જૂદા અર્થને ગ્રહણ કરે નહી શબ્દ નયવાળો, લિંગ શબ્દમાં ભેદ માનતો નથી સામાન્યને નહિ પણ વિશેષ ગ્રહણ કરે વર્તમાન કાળની વાતને માને, અને ચાર નિક્ષેપમાથી ફકત ભાવ નિક્ષેપને માને શબ્દ નયમાં ફકત શબ્દનુ વિશેષપણુ લીધું છે.

૬ સમભિરૂઢ નય—**सं सम्यक् प्रकारेण यथापर्यायैरूढमर्थं तथैव भिन्नवाच्यं मन्यमान समभिरुढो नयः**—સમ્યક્ પ્રકારથી યથારૂઢ અર્થને તે જ પ્રકારે ભિન્ન વાચ્ય જે માનવુ તે સમભિરૂઢ નય શબ્દમાં આરૂઢ થઈ વ્યુત્પત્તિભેદે તેનો અર્થ કરે એટલે શબ્દના અર્થ પ્રમાણે ગુણ હોય તો માને શબ્દના અર્થ પ્રમાણે વસ્તુમાં પૂર્ણ ગુણ પ્રગટયો ન હોય, પણ કંઇક ઓછો હોય તોએ માને, એમ ધારે કે પૂર્ણ ગુણ કયારેક પ્રગટશેજ જેમકે—અરિહંત ભગવાનને પહેલા પ્રકરણમાં 'સિદ્ધ' ગણ્યા તે, સમભિરૂઢ નય પ્રમાણેનુ વચન ગણવુ, 'શબ્દ નય' કરતા 'સમભિરૂઢ નય,' માં એટલુ વધારે છે કે છઠા નયવાળો શબ્દના અર્થને કાયમ કરે છે (સ્થાપે છે) ઉદાહરણ,—ઇન્દ્રનુ નામ શક્રેંદ્ર ત્યારેજ માને કે જ્યારે સિંહાસન પર બેસી પોતાની શકિતથી ન્યાય કરે, અને સર્વે દેવતાઓને પોતાના હુકમ ચલાવે તે જ પ્રમાણે હાથમાં વજ્ર લઇ દેવતાઓના બંડને મટાડે તો જ 'પુરંદર' માને ઇંદ્રાણીઓની સભામા બેસી બત્રીસ પ્રકારના નાટક જુએ ત્યારે 'શચિપતિ' છે એમ માને અને સામાનિક, આત્મરક્ષક વગેરે દેવતાઓની સભામાં બેસે ત્યારે જ 'દેવેન્દ્ર' માને.

મારા બિછાના જેટલી જગામા રહું છું. ત્યારે વ્યવહાર નય વાળો બોલ્યો કે, તમે તમારાં બધા બિછાનામા રહો છો ? જવાબ દીધો કે મારા શરીરે જેટલા આકાશ પ્રદેશ ગ્રહણ કર્યા છે તેટલામાં રહું છું ત્યારે ઋજુ સૂત્ર નય વાળો બોલ્યો કે શરીરમાં તો હાડ, માંસ, ચામડી, કેશ, વગેરે છે, અસંખ્ય સૂક્ષ્મ, સ્થાવર કાય અને બાદર વાયુ કાય વગેરે જીવો છે, તથા બેઇંદ્રય (કરમીઆં) પ્રમુખ ઘણા રહે છે, તેટલા માટે એમ કહો કે મારા આત્માએ જેટલા આકાશ પ્રદેશ અવગાહ્યા (ગ્રહણ કર્યા) છે, તેમાં હુ રહુ છું, ત્યારે શબ્દ નય વાળો બોલ્યો કે, આત્મ પ્રદેશમા તો ધર્માસ્તિકાય વગેરે પાચે અસ્તિકાયના અસખ્ય પ્રદેશ છે, તેથી એમ કહો કે, હું મારા સ્વભાવમાં રહું છું. ત્યારે સમભિરુઢ નય વાળો બોલ્યો કે સ્વભાવની પ્રવૃત્તિ તો ક્ષણે ક્ષણે બદલે છે, વળી તેમાં યોગ, ઉપયોગ લેશ્યા વગેરે ઘણી વસ્તુ છે, માટે એમ કહો કે હુ મારા નિજાત્મ ગુણમાં રહું છું. ત્યારે છેવટ એવંભૂત નય વાળો બોલ્યો કે, નિજાત્મ ગુણમાં તો જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ છે અને પ્રભુએ ફરમાવ્યું છે કે એક સમયે બે ઠેકાણે ઉપયોગ રહી શકે નહિ માટે એમ જ કહો કે હું મારા શુદ્ધ નિજાત્મ ગુણનો જે વખતે જે ઉપયોગ પ્રવર્તે છે તેમાં રહું છું. સાતે નયનુ આ દ્રષ્ટાંત શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં બતાવ્યું છે

દ્રષ્ટાત બીજુ—કોઇ નૈગમ નયવાળો સુતાર, પાલી (અનાજ ભરવાનું લાકડાનું માપ) બનાવવાને માટે લાકડુ લેવા જતો હતો, ત્યારે વ્યવહાર નયવાળે પ્રશ્ન કર્યો કે, કયાં જાઓ છો ? સુતારે જવાબ દીધો કે પાલી લેવા જાઉ છુ. તે પછી લાકડુ કાપતી વેળા, લાકડું લઇ ઘેર આવતી વેળા, પાલી બનવતી વેળા, એમ જે જે વખતે પૂછ્યું તે તે વખતે જવાબ દીધો કે પાલી બનાવુ છુ જયારે એવો જવાબ સાભળ્યો કે 'પાલી બનાવી' ત્યારે વ્યવહાર નયવાળો ચૂપ રહ્યો એ સમયે સંગ્રહ નયવાળો બોલ્યો કે અનાજનો સગ્રહ કરો ત્યારે પાલી કહેજો, ઋજુસૂત્ર નયવાળો બોલ્યો કે ધાન્યનો સગ્રહ કરવાથી પાલી કહેવાય નહિં, પણ ધાન્યનું તેનાથી માપ કરો ત્યારે પાલી કહેવાય શબ્દ નયવાળો કહે કે, ધાન્યનુ માપ કરી એક પાલી, બે પાલી, ત્રણ પાલી એમ ગણો ત્યારે પાલી કહેવાય સમભિરુઢ નયવાળો બોલ્યો કે કોઇ કાર્યથી માપ થશે ત્યારે પાલી કહેવાશે. એવંભૂત નયવાળે કહ્યું કે, પાલીથી માપતી વખત તે માપમા ઉપયોગ હશે તોજ પાલી કહેવાશે એ પ્રમાણે અનેક દ્રષ્ટાંતોથી સાતે નયનું સ્વરૂપ જાણવુ.

એ સાત નયથી સર્વ વસ્તુઓને માને તે સમકિતી ગણાય જે એક નયને જ માને અગર કોઇ વાતમા એક નય તાણે એને મિથ્યાદ્રષ્ટિ જાણવો. કારણ કે એક વસ્તુથી પૂર્ણ કાર્ય થતુ નથી. દરેક કાર્ય નીપજાવવામા જેટલા જેટલા સયોગની જરૂર છે તેટલા તેટલા-સંયોગ મળે ત્યારે તે કાર્ય પૂર્ણ નીપજે છે દ્રષ્ટાત—કોઇએ પુછ્યુ કે અનાજ શાથી ઉત્પન્ન થાય છે ? ત્યારે એકે જવાબ દીધો કે પાણીથી, બીજાએ કહ્યુ કે, પૃથ્વીથી, ત્રીજાએ-હળથી, ચોથાએ-વાદળથી, પાંચમાએ-બીથી, છઠ્ઠાએ-ઋતુથી, સાતમાએ-નસીબથી નીપજે છે હવે કહો કે સાત જવાબમાંથી કયો જવાબ સાચો અને કયો જવાબ ખોટો કહેવાય ? જો સાતે વસ્તુ અલગ અલગ રહે તો કોઇ પણ કાર્ય નીપજે નહિ તેથી દરેક વસ્તુ ખોટી ઠરી પણ સાતે વસ્તુ એકત્ર થાય તો કામ વખતસર સિદ્ધ થાય તેથી સાતે

સૂત્રનય વાળો-જીવ તથા પુદ્ગલ જે વર્તમાન કાળમાં ધર્માસ્તિકાયના ચલણસહાય ગુણથી ગમન કરે તેને ધર્માસ્તિકાય કહે છે ભૂત ભવિષ્ય કાળને ગ્રહણ કરતો નથી ૫ શબ્દનય વાળો-દેશ પ્રદેશની અપેક્ષા રાખતો નથી. ધર્માસ્તિકાયના સ્વભાવ માત્રને જ ધર્માસ્તિકાય માને છે ૬ સમભિરૂઢનય વાળો ચલણ સહાય જે સ્વભાવિક ધર્માસ્તિકાયનો ઉપકાર છે તેને ધર્માસ્તિકાય કહે. અને ૭ એવંભૂતનય વાળો-સપ્તભંગી સપ્તનય ઈત્યાદીથી ધર્માસ્તિકાયના ગુણ સિદ્ધ કરી શકે એવો જ્ઞાની જ્ઞાતા હોય તેને જ ધર્માસ્તિકાય માને છે અધર્માસ્તિકાય પર પણ સાત નય ધર્માસ્તિકાયની પેઠે જ જાણવા તેમાં એટલું વિશેષ કે. જ્યા ચલનસહાય ગુણ કહ્યો છે ત્યાં અધર્માસ્તિકાયનો સ્થિતિ ગુણ સમજવો આકાશાસ્તિકાય પર ૭ નય—૧ નૈગમનય વાળો આકાશના એક પ્રદેશને આકાશાસ્તિકાય માને છે, ૨ સંગ્રહનય વાળો સ્કંધ, દેશની અપેક્ષા રાખ્યા વિના **एगे लोए, एगे अलोए** અર્થાત્ એક લોકાકાશ, એક અલોકાકાશ એને આકાશાસ્તિકાય માને ૩ વ્યવહારનય વાળો ઉર્ધ્વ, અધો અને તિર્યક્ લોકના આકાશને આકાશાસ્તિકાય માને છે. ૪ ઋજુસૂત્રનયવાળો આકાશ પ્રદેશમાં જે સમયે જે વસ્તુ જે આકાશ પ્રદેશમા હોય તેને આકાશ કહે જેમકે ઘટાકાશ પટાકાશ જે જીવ અને પુદ્ગળ રહે તેમા ષડગુણ હાનિ વૃદ્ધિના પ્રમાણે જે ક્રિયા કરે છે તેને આકાશાસ્તિકાય કહે છે ૫ શબ્દનય વાળો અવગાહ (અવકાશ) લક્ષણ વાળી પોલારને આકાશાસ્તિકાય કહે છે ૬ સમભિરૂઢનય વાળો વિકાસ ગુણને આકાશાસ્તિકાય કહે ૭ એવંભૂતનય વાળો આકાશાસ્તિકાયના દ્રવ્ય, ગુણ, પર્યાય, ઉત્પાદ, વ્યય ધ્રુવ, એ સર્વેના જ્ઞાયકનો તેમાં ઉપયોગ હોય ત્યારે આકાશાસ્તિકાય કહે છે

કાળ પર સાત નય—૧ નૈગમનય વાળો-સમયને કાળ કહે કારણ કે ત્રણે કાળના સમયનો એક સરખો ગુણ છે ૨ સંગ્રહનય વાળો-એક સમયથી માંડીને કાળચક્ર લગીના

---

સપ્તભંગીની સમજણ—૧ પ્રત્યેક પદાર્થ પોતપોતાના દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવની અપેક્ષાથી અસ્તિરૂપ છે તેથી પહેલો ભંગ **'સ્યાદસ્તિ' (स्यात्+अस्ति)** ૨ એ જ પદાર્થ પર દ્રવ્ય, પર ક્ષેત્ર વગેરેની અપેક્ષાથી નાસ્તિ રૂપે છે તેથી બીજો ભંગ **'સ્યાન્નાસ્તિ' (स्यात्+नास्ति)** ૩ સર્વ પદાર્થો પોતપોતાની અપેક્ષાથી અસ્તિરૂપ છે અને પરની અપેક્ષાએ નાસ્તિ રૂપ છે તેથી **'સ્યાદસ્તિ સ્યાન્નાસ્તિ'** ૪ પદાર્થોનુ સ્વરૂપ જેવુ છે તેવું એકાંતપક્ષે કહી જાય નહિ, કારણ કે અસ્તિ રૂપે કહે તો નાસ્તિ રૂપનો અભાવ થાય અને નાસ્તિ રૂપે કહે તો અસ્તિનો અભાવ થાય અથવા એકી સાથે બન્ને પક્ષની વાત થઇ શકે નહિ તેથી **'સ્યાદવક્તવ્ય' (स्यात्+अवक्तव्य)** ૫ એકજ સમયમા સર્વ સ્વપર્યાયોનો સદ્ભાવ અસ્તિત્વ રૂપે છે છતાં તે સર્વ ભાવ એકજ વખતે કહી શકાય નહિ તેથી **'સ્યાદસ્તિ અવક્તવ્ય'** ૬ એ પ્રમાણે એકજ સમયે નાસ્તિત્વના સર્વ ભાવો કહી શકાય નહિ તેથી **'સ્યાન્નાસ્તિ અવક્તવ્ય'** ૭ પદાર્થના અસ્તિત્વ અને નાસ્તિત્વ બંને ભાવ તો એકજ સમયમાં એક સાથે છે પરંતુ એક સમયમાં એકી સાથે કહી શકાય નહિ, કારણ કે વાણી તો કર્મ પુદ્ગળ છે. તેથી **સ્યાદસ્તિ નાસ્તિ અવક્તવ્ય**. એ પ્રમાણે સપ્તભંગીથી સર્વ પદાર્થોનુ સ્વરૂપ સમજવું. સાત ભંગીથી વધારે ભંગ કદાપિ થાય નહિ

તમામ માપને કાળ કહે. ૩ વ્યવહારનય વાળો દિવસ રાત, પખવાડિયું માસ, વરસ વગેરેને કાળ કહે તે અઢીદ્વીપની બહાર કાળ માને નહિ ૪ ઋજુસૂત્રનય વાળો—વર્તમાન સમયને કાળ માને અતીત (ગયો) અનાગત (આવતો) એ બે કાળને ન માને. ૫ શબ્દનય વાળો—જીવ અને અજીવના પર્યાયોને પલટાવતો થકો પ્રવર્તે તેને કાળ માને ૬ સમભિરૂઢનય વાળો—જીવ અને પુદ્ગળની સ્થિતિ પૂરી કરવામાં સન્મુખ હોય તેને કાળ કહે છે ૭ એવંભૂતનય વાળો—કાળના દ્રવ્ય, ગુણ પર્યાયના જ્ઞાયકનો તેમાં ઉપયોગ પ્રવર્તે ત્યારે કાળ કહે છે પુદ્ગલાસ્તિકાય પર સાત નય—૧ નૈગમનય વાળો—પુદ્ગળના સ્કંધના એક ગુણની મુખ્યતાને ગ્રહણ કરી વર્ણ, ગંધ, રસ, સ્પર્શના એક ગુણને પુદ્ગળ માને છે ૨ સંગ્રહનય વાળો—દરેક પુદ્ગળની પર્યાયને એક પુદ્ગળ નામથી બોલાવે ૩ વ્યવહારનય વાળો—વિસસા, મિશ્રસા અને પ્રયોગસા એ ત્રણ પ્રકારના પુદ્ગલોનો જે વ્યવહાર દ્રષ્ટિગોચર થતો હોય તેને પુદ્ગલાસ્તિકાય કહે. ૪ ઋજુસૂત્રનય વાળો—જે પુદ્ગળ વર્તમાન કાળમાં પુરણ ગલન સ્વભાવમાં વર્તે તેને પુદ્ગલાસ્તિકાય કહે. ૫ શબ્દનય વાળો—પુદ્ગલની પુરણ ગલન રૂપી જે ક્રિયા તેને પુદ્ગલાસ્તિકાય કહે ૬ સમભિરૂઢનય વાળો—પુદ્ગલની ષડ્ગુણ હાનિ વૃદ્ધિ, ઉત્પાદવ્યય ધ્રુવતા એને પુદ્ગલાસ્તિકાય, કહે. ૭ એવંભૂતનય વાળો—પુદ્ગલોના દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવ, તેના + દ્રવ્ય-ગુણ-પર્યાય વગેરેના જ્ઞાયકનો તેમાં ઉપયોગ હોય તે વખતે પુદ્ગલાસ્તિકાય કહે એ પ્રમાણે અજીવ તત્વ ઉપર સાત નય સમજવા

પુણ્ય તત્વ ઉપર સાત નય—નૈગમનય પુણ્યના ફળને પુણ્યતત્વ માને જેમકે કોઈને ત્યાં દુપદ ચોપદ ધન ધાન્ય વગેરે બહુ જ ઋદ્ધિ એટલે શુભ પુદ્ગલોનો સંયોગ જોઈને લોકો કહે છે કે જુઓ, આ પુણ્યશાળી જીવને પુણ્યના યોગથી આવો રૂડો સંયોગ મળ્યો છે એ પ્રમાણે પુણ્યનાં કર્મને ( શુભ પુદ્ગલોના સંજોગને ) કારણ રૂપે એટલે પુણ્ય તત્વ રૂપે માને છે ૨ સંગ્રહનય આત્મ પ્રદેશો સાથે પુણ્ય પ્રકૃતિનો બંધ અને સત્તા બતાવે છે પુણ્ય તત્વના સર્વ ભેદોને એક સામાન્ય સંગ્રહ પુણ્યમાં દાખલ કરે છે ૩ વ્યવહાર નયનું પુણ્ય તત્વ— ઉચ્ચ કુળ જાતિ, પાંચ ઈંદ્રિય સંપૂર્ણ નિરોગી શરીર નવ પ્રકારે પુણ્ય વ્યવહાર વગેરે વ્યવહારમાં ઉપયોગી વસ્તુ બતાવે છે શારીરિક માનસિક સુખ રૂપી પુણ્ય પ્રકૃતિના વ્યવહારને જોઈ તેને પુણ્યતત્વ કહે છે કારણ કે પ્રકૃતિઓના વિપાકની રીત જોતાં એ પુણ્ય પ્રકૃતિનો વ્યવહાર જણાય છે ૪ ઋજુસૂત્રનય વર્તમાન પુણ્ય પ્રકૃતિનો ઉદય બતાવે છે તથાપિ ઉતરેલી શાતાને પાપતત્વમાં લય? શુભ કર્મના ઉદયથી સંપૂર્ણ મનોજ્ઞ વસ્તુ પ્રાપ્ત થાય, એટલે જ્યાં જાય ત્યાં આરામમાન પામે ઇચ્છિત વસ્તુનો સંયોગ મળે વગેરે જોઈને કહે કે એ પુણ્યતત્વ છે ૫ શબ્દનય વર્તમાન કાળમાં જે શુભ ભોગવી રહેલ છે તેને જ પુણ્યતત્વ માને છે તે પુણ્યના શુભ ભાવ અને પુણ્યના ફળના અનુભવમાં સુખરૂપી સ્પષ્ટ ભાવ બતાવે છે

---

+દ્રવ્ય બે ૧ જીવ દ્રવ્ય ૨ અજીવ દ્રવ્ય. ગુણ—જીવનો ગુણ જ્ઞાનાદિ, અજીવનો ગુણ પુદ્ગલની અપેક્ષાએ વર્ણાદિ પર્યાય બે—૧ આત્મભાવ અને ૨ કર્મભાવ. અજીવના દ્રવ્ય, ગુણ પર્યાયમાં અજીવ અને જીવના દ્રવ્ય, ગુણ, પર્યાયમાં જીવ ગ્રહણ કરવો. અજીવનો સમુચ્ચય ગુણ-જડતા.

વ્યવહારનય વાળો, ત્રણે કાળમાં પુણ્યના વહેવારમાં રહેનારને પુણ્યવંત માને છે અને શબ્દનય વાળો તો એક વર્તમાન કાળમાં જે સુખ ભોગવે તે જ વખત પુણ્યવત માને છે. જેમકે-કોઈ ચક્રવર્તી મહારાજા ઉંઘમાં સુતા છે. એ વખતે વ્યવહારનય વાળો તો એને પુણ્યવત કહેશે કારણ કે એણે ગયા કાળમાં સુખ ભોગવ્યું છે અને આવતા કાળમાં સુખ ભોગવશે. પણ શબ્દનય વાળો, એને પુણ્યવંત નહિ કહે, કારણ કે ઉંઘ છે તે તો પાપ કર્મનો ઉદય છે. જે વખતે તે ચક્રવર્તી ઊંઘમાંથી જાગી સાતાવેદનીય કર્મ ભોગવી સુખ પામશે ત્યારે તેને પુણ્યવંત કહેશે. વર્તમાન કાળ આશ્રી ઋજુસૂત્રનય અને શબ્દનયનુ એકત્વ જણાય છે પણ ઋજુસૂત્રનય વાળો પુન્ય પ્રકૃતિના ઉદય બતાવે છે અને શબ્દનયવાળો ઇષ્ટ ભાવ બતાવે છે,

૬ સમભિરૂઢનય—પુણ્ય પ્રકૃતિનાં નિમિત્તથી આનંદમાં લીન થાય ત્યારે પુણ્યવત માને ૭ એવંભૂતનય—પુણ્ય પ્રકૃતિના ગુણનાજ્ઞાયકને પુણ્યવંત માને એટલે પુન્ય તત્ત્વના ઉપયોગમાં વર્તતો જ્ઞાયક જીવ

(૪) પાપતત્ત્વ ઉપર સાત નય—પુણ્ય તત્ત્વની પેઠે પાપતત્ત્વને પણ સમજી લેવું

(૫) આસ્રવ તત્ત્વ ઉપર સાત નય—નૈગમનય કર્મ રૂપે પ્રગમે એવાં પુદ્ગલ (કર્મ વર્ગણાને) આસ્રવ કહે ૨ સંગ્રહનય—મિથ્યાત્વ વગેરે પુદ્ગલો, પ્રયોગસા પુદ્ગલ રૂપે પરિણમે તે કર્મનાં દળીઆને આસ્રવ કહે આઠ કર્મોનું આત્મ પ્રદેશોમાં આગમન. ૩ વ્યવહારનય—અપ્રત્યાખ્યાનીના ઉદયથી થતી અશુભ યોગની પ્રવૃત્તિને અશુભ આસ્રવ અને શુભ યોગની પ્રવૃત્તિને શુભ આસ્રવ કહે અને શુભાશુભ યોગની પ્રવૃત્તિને મિશ્ર આસ્રવ કહે છે ૪ ઋજુસૂત્રનય વર્તમાન કાળમાં શુભાશુભ યોગ પ્રવર્તે તેને આસ્રવ કહે

૫ શબ્દનય—જે આસ્રવ આવવાના મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ કષાયરૂપી પરિણામોનુ સ્થાન છે તેને આસ્રવ માને છે ૬ સમભિરૂઢનય—કર્મ ગ્રહણ કરવાના જે ગુણો રાગ અને દ્વેષ ભાવ તેને આસ્રવ કહે ૭ એવંભૂતનય—સંયોગી આત્માનું સકંપપણું તેને આસ્રવ કહે.

પ્રશ્ન—ઋજુસૂત્રનય વાળાએ ફકત યોગને જ આસ્રવ કહ્યો તો મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ અને કષાય એ ચારને કેમ ન ગણ્યા ?

સમાધાન-યોગ તે દ્રવ્ય પ્રાણનો વિષય છે અને મિથ્યાત્વ આદિ પરિણામો તે ભાવ છે

પ્રશ્ન—આત્મા યોગ દ્વારા અંતરાલવર્તી (દૂર) નાં પુદ્ગલોને ગ્રહણ કરે છે કે બન્ને નયોના વિષય જુદા છે, દરેક નય પોતપોતનો વિષય બતાવે છે

ઉત્તર—આત્માવગાહી પુદ્ગલોને જ ગ્રહણ કરે છે, દૂરનાં નહિ

સુચના—શુભાશુભ યોગમાં ષડ્ગુણ હાનિ વૃદ્ધિ થાય છે અહીં એકાંતપણાનો સંભવ નથી કેમકે એકાંત શુભ યોગ અગર એકાંત અશુભ યોગ મળવો મુશ્કેલ છે. કેવળીના અને સકષાયી જીવોના શુભ યોગમાં કેટલો ફરક છે તે દીર્ઘ દ્રષ્ટિથી વિચારી લેવું જ્યાં ફકત ઇરિયાવહિ ક્રીયા જ છે (ગુ૦ ૧૧, ૧૨, ૧૩) ત્યાં એકાંત શુભયોગ છે.

પ્રશ્ન—એક સમયમાં બે કાર્યની ના કહી છે તો પછી શુભાશુભ આસ્રવ કેવી રીતે કહ્યો ?

---

× ઉપાદાન કારણ અને નિમિત્ત કારણનો ખુલાસો—દ્રષ્ટાંત—ઉપાદાન ગાય અને દોનાર નિમિત્ત મળવાથી દુધ ઉત્પન્ન થયું, ઉપાદાન દૂધ અને નિમિત્ત છાશ (મેળવણ) તેથી દહી ઉત્પન્ન થયુ, ઉપાદાન દહી અને નિમિત્ત રવૈયો તેથી માખણ થયુ એ પ્રમાણે ઉપાદાન માતા અને નિમિત્ત પિતા તેથી પુત્ર થયો એ પ્રમાણે ઉપાદાન અને નિમિત્તનો ભેદ સમજવો

મોક્ષતત્ત્વ ઉપર સાત નય-નિશ્ચયનયની અપેક્ષાએ તો મોક્ષમાં નયનો વ્યવહાર છે જ નહિ. પણ પર્યાયાર્થિકનયથી ભેદ પ્રકાશવા રૂપે મોક્ષતત્ત્વ ઉપર નય ઉતારે છે ૧ નૈગમનય-ચારે ગતિના બંધથી છૂટવુ તેને મોક્ષ કહે ૨ સંગ્રહનય-પૂર્વે કરેલાં કર્મોથી છૂટીને નિરાવગ્ગ આત્મ પ્રદેશો તેને મોક્ષ કહે ૩ વ્યવહારનય-યથાખ્યાત ક્ષાયક ચારિત્ર તે વ્યવહારનયનુ મોક્ષ કહે, ૪ ઋજુસૂત્રનય-વર્તમાન સમયે થતો સર્વ કર્મનો અભાવ તેને મોક્ષ કહે ૫ શબ્દનય-ક્ષાયક અને શુદ્ધ પરિણામિક ભાવ ૬ સમભિરૂઢ-સિદ્ધગતિ ગમન. ૭ એવંભૂતનય-જે સિદ્ધ ક્ષેત્રમાં સ્થિત સિદ્ધ ભગવંતને મોક્ષ માને છે

## ચાર નિક્ષેપ

કોઈ પણ એક નામવાળી વસ્તુમા ગુણનુ કે અવગુણનુ અવલોકન કરીને તેનું શુદ્ધ કે અશુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવુ તેને નિક્ષેપ કહે છે. એવા નિક્ષેપ ચાર છે. ૧ નામ નિક્ષેપ, ૨ સ્થાપના નિક્ષેપ, ૩ દ્રવ્ય નિક્ષેપ, ૪ ભાવ નિક્ષેપ

૧ નામ નિક્ષેપ-જે કહેવાથી વસ્તુનો બોધ થાય તેને નામ કહે છે તે નામ ત્રણ પ્રકારના હોય છે ૧ યથાર્થ નામ—જેમકે ઉજ્જવલ હોવાથી હંસ, ચેતનાયુક્ત હોવાથી ચૈતન્ય, સદૈવ જીવિત રહે તેથી જીવ પ્રાણોનો ધારક હોવાથી પ્રાણી, આ પ્રકારે નામ પ્રમાણે જેમાં ગુણ હોય તેને યથાર્થ નામ જાણવુ. ૨ અયથાર્થનામ-નામ પ્રમાણે જ્યાં ગુણ ન હોય જેમકે વ્યક્તિનું નામ હીરાચંદ, મોતીભાઇ, કચરાભાઇ, વગેરે હોય છે પણ તે નામ પ્રમાણે ગુણ હોતા નથી. ૩ અર્થશુન્ય નામ-જેનો કાઇ અર્થ ન થાય તેવુ નામ. જેમકે-વાજાંઓના અવાજ પશુ પક્ષીઓના અવાજ, ખાંસી, છીક, બગાસું, વગેરે એ નામેનો કઇ અર્થ થતો નથી

૨ સ્થાપના નિક્ષેપ-જે વસ્તુ મૂળ વસ્તુની પ્રતિકૃતિ, મૂર્તિ અથવા ચિત્ર હોય અથવા જેમાં મૂળ વસ્તુનો આરોપ કર્યો હોય તે એના ૪૦ ભેદ છે. ૧ કઠ્ઠ કમ્મેવા-લાકડાની, ૨ ચિત્ત કમ્મેવા-ચિત્રની, ૩ પોત કમ્મેવા-પોત (ચીંડ)ની, ૪ લેપ કમ્મેવા—ખડી આદિના લેપનની, ૫ ગંઠીમેવા-દોરા દોરી વગેરેની ગાંઠોની, ૬ પુરીમેવા-ભરત ભરીને અથવા ધાતુ ગાળી સંચામાં ભરી વસ્તુ બનાવે, ૭ વેઢી મેવા—કોતરણી કરીને શૃંખલાદિના વેષ્ટનથી બનેલી, સંઘાઇમેવા-કોઇ વસ્તુનો સંજોગ મેળવીને બનાવે તે, ૯ અકખેવા-અકસ્માત કોઇ વસ્તુના પડવાથી આકાર બની જાય ને તથા ૧૦ વરાહએવા-ચોખા વગેરેથી બનેલી, ઉક્ત ૧૦ પ્રકારની વસ્તુની કોઇ મનુષ્ય, પશુ, પક્ષી દેવ તથા દ્વીપ, સમુદ્ર, મકાન, બગીચા આદિની આકૃતિ બનાવે તે ૧૦ પ્રકારના બબ્બે ભેદ છે (૧) એગંવા—એક આકાર બનાવે, ૨ બહુઅંવા-વિશેષ આકાર બનાવે એ રીતે ૨૦ પ્રકાર થયા એ વીશ સ્થાપના બે પ્રકારે થાય છે ૧ સદ્ભાવ સ્થાપના—જેવી મળ વસ્તુ અથવા મનુષ્ય કે પ્રાણી હોય તે પ્રમાણે આબેહૂબ, લક્ષણ નિશાની, લંબાઇ, પહોળાઇ, જાડાઇ, વગેરે બરોબર બનાવે જેમ હાલ ફોટોગ્રાફ પાડે છે, છબી, પૂતળાં બનાવે છે, તેમ નજરે જોતાં જ તે વસ્તુ કે પ્રાણીનો તાદ્રશ્ય ભાસ થાય એવી સ્થાપના સદ્ભાવ સ્થાપનાને કહે છે ૨ અસદ્ભાવ સ્થાપના—મૂળ વસ્તુ કે પ્રાણીના જેવુ રૂપ લંબાઇ, પહોળાઇ, આકાર વગેરે નહિ પણ મન કલ્પિત જેમ આવ્યુ તેમ કોઇ પણ વસ્તુઓનો સંયોગ મેળવી તે આકાર બનાવે જેમકે—ગોળ પત્થરને તેલ સિંદુર લગાવી ભૈરવના, હનુમાનના, ગણેશની મૂર્તિ સ્થાપે એ રીતે વીશ પ્રકારના બબ્બે ભેદ ગણતાં સ્થાપના નિક્ષેપના કુલ ચાલીશ ભેદ થયા.

એ ચાર નિક્ષેપમાંના પહેલા ત્રણ (નામ, સ્થાપના ને દ્રવ્ય) નિક્ષેપ ગુણરહિત નિરુપયોગી હોવાથી 'અવત્થુ' એટલે અવસ્તુ (નકામા) કહ્યા છે અને ચોથા ભાવનિક્ષેપ ગુણયુક્ત હોવાથી ઉપયોગી કહ્યો છે એ ચારે નિક્ષેપાનુ વર્ણન શ્રી 'અનુયોગદ્વાર' સૂત્રમાં છે

## નવતત્ત્વ પર ચાર નિક્ષેપ.

(૧) પહેલે જીવ તત્ત્વ પર ચાર નિક્ષેપ—૧ નામ નિક્ષેપ—જીવ અથવા કોઇ પણ વસ્તુનુ 'જીવ' એવુ નામ રાખે તે નામ નિક્ષેપ ૨ સ્થાપના નિક્ષેપ—ચિત્ર, મૂર્તિ આદિ સ્થાપના કરે તે સ્થાપના નિક્ષેપ. ૩ દ્રવ્ય નિક્ષેપ—૭ દ્રવ્યમાંથી જીવ જે દ્રવ્ય અસંખ્યાત પ્રદેશી છે તે ૪ ભાવ નિક્ષેપ—ઉદય ભાવ, ઉપશમ ભાવ, ક્ષયોપશમ ભાવ, ક્ષાયિક ભાવ અને પારિણામિક ભાવ એ પાંચ ભાવમાં પ્રવર્તે તે. ‖

અજીવતત્ત્વ પર ચાર નિક્ષેપ—૧નામ નિક્ષેપ—'અજીવ' એવુ નામ તે. ૨ સ્થાપના નિક્ષેપ—અજીવની સ્થાપના કરી અજીવનું રૂપ બનાવે તે ૩ દ્રવ્ય નિક્ષેપ—ધર્માસ્તિકાય દ્રવ્ય, અધર્માસ્તિકાય દ્રવ્ય, આકાશાસ્તિકાય દ્રવ્ય, કાલ દ્રવ્ય, પુદ્‌ગલ દ્રવ્ય એ પાંચ અજીવ દ્રવ્ય ૪ ભાવ નિક્ષેપ—એ પાચે અજીવદ્રવ્યના જે જે સદ્‌ભાવરૂપે (ખરેખરા) ગુણો છે તેને 'ભાવ' કહીએ. જેમકે ધર્માસ્તિકાય ચલણસહાય, અધર્મ૦ સ્થિરસહાય, આકાશ અવગાહનાદાતા, કાળનીવર્તની, અને પુદ્‌ગળના વર્ણ ગધ રસ સ્પર્શાદિ

૩ પુણ્યતત્ત્વ ઉપર ૪ નિક્ષેપ—૧ નામનિક્ષેપ તે કોઇ પણ વસ્તુનું 'પુણ્ય' એવુ નામ રાખ્યુ તે ૨ સ્થાપનનિક્ષેપ તે પુણ્યના અક્ષરાદિની સ્થાપના કરે તે ૩ દ્રવ્યનિક્ષેપ તે શુભ વર્ગણાનાં પુદ્‌ગલો જીવના પ્રદેશોની સાથે પરિણમે તે ૪ ભાવનિક્ષેપ તે પુણ્ય પ્રકૃતિના ઉદયથી જીવ, હર્ષ, આહલાદ વગેરે સાતા વેદે તે

૪ પાપતત્ત્વ ઉપર ચાર નિક્ષેપ-૧ નામનિક્ષેપ-તે કોઈ પ્રાણી પદાર્થનું 'પાપ એવુ નામ તે ૨ સ્થાપનાનિક્ષેપ તે અક્ષર ચિત્ર વગેરેથી પાપને સ્થાપી બતાવે તે. ૩ દ્રવ્ય

---

‖ એ પાચ ભવની ૫૩ પ્રકૃતિઓ છે તેમાં ૧ ઉદયભાવની પ્રકૃતિ ૨૧ છે, ૪ ગતિની ૬ લેશ્યાની, ૪ કષાયની, ૩ વેદની, ૧ અસિદ્ધની, ૧ અજ્ઞાણીની, ૧ અવ્રતીની, અને ૧ મિથ્યાત્વની કુલ મળી ૨૧

૨ ઉપશમ ભાવની ૨ પ્રકૃતિ છે-૧ ઉપશમ સમકિતની ૨ ઉપશમ ચારિત્રની કુલ ૨

૩ ક્ષાયિક ભાવની ૯ પ્રકૃતિ છે–૫ દાનાદિ અંતરાયનો ક્ષય, ૧ કેવળજ્ઞાન, ૧ કેવળ દર્શન, ૧ ક્ષાયિક સમ્યકત્વ અને ૧ ક્ષાયિક યથાખ્યાત ચારિત્ર કુલ મળી ૯.

૪ ક્ષયોપશમ ભાવની ૧૮ પ્રકૃતિ છે ૪ પહેલા ચાર જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ પહેલાં ત્રણ દર્શન, ૫ અંતરાય. ૧ ક્ષયોપશમ ચારિત્ર, ૧ ક્ષયોપશમ સમ્યકત્વ, અને ૧ સંયમાસંયમ કુલ મળી ૧૮

૫ પરિણામિક ભાવની પ્રકૃતિ ૩ છે ૧ ભવ્ય પરિણામી, ૨ અભવ્ય પરિણામી, ૩ જીવ પરિણામી કુલ ૩ એ રીતે પાચ ભાવની પ્રકૃતિ ૨૧, ૨, ૯, ૧૮, ૩ કુલ મળી ૫૩ છે.

હવે પાચે ભાવના વિશેષ ભેદ ગણાવે છે.

૬ સંવરતત્ત્વ ઉપર ૪ નિક્ષેપ-૧ નામનિક્ષેપ તે કોઇનું સંવર એવું નામ દે તે ૨. સ્થાપનાનિક્ષેપ તે અક્ષરાદિ સ્થાપે તે. ૩ દ્રવ્યનિક્ષેપ તે સમ્યકત્વ, વ્રતાદિ ધારણ કરી આત્મામાં કર્મ પુદ્ગળ આવતાં રોકે તે ૪ ભાવનિક્ષેપ તે દેશથી કે સર્વથા યોગનું નિરૂંધન કરી આત્માનું અકંપિતપણું ( સ્થિરતા ) પ્રાપ્ત કરવું તે. તથા રાગદ્વેષનું મંદ કરવું અને તેનો અભાવ કરવો

૭ નિર્જરાતત્ત્વ ઉપર ચાર નિક્ષેપ-(૧-૨) નામ અને સ્થાપના નિક્ષેપ અગાઉની પેઠે સમજવા ૩ દ્રવ્યનિક્ષેપ તે જીવના પ્રદેશથી કર્મપુદ્ગલો ખરે તે ૪ ભાવનિક્ષેપ તે આત્મા ઉજ્વળ થઇ જ્ઞાનલબ્ધિ, ક્ષયોપશમલબ્ધિ ક્ષાયિકલબ્ધિ ઇત્યાદિ લબ્ધિ પ્રાપ્ત કરીને પરભાવનો ત્યાગ કરીને આત્મિક સુખમા લીન થાય.

૮ બંધતત્ત્વ ઉપર ચાર નિક્ષેપ-(૧-૨) નામ અને સ્થાપના પૂર્વવત ૩ દ્રવ્યનિક્ષેપ તે કર્મવર્ગણાના પુદ્ગલો આત્મપ્રદેશની સાથે બંધાય તે ૪ ભાવનિક્ષેપ તે મદ્યપાન ( દારૂ પીધા ) ની પેઠે કર્મબંધનો નિશો ચડે તે રૂપી રાગ અને દ્વેષ.

૯ મોક્ષતત્ત્વ ઉપર ચાર નિક્ષેપ-(૧-૨) નામ અને સ્થાપના પૂર્વવત્ ૩ દ્રવ્યનિક્ષેપ તે જીવદ્રવ્ય કર્મરહિત નિર્મળ બને તે અને ૪ ભાવનિક્ષેપ તે ક્ષાયિક સમ્યક્ત્વ, કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રગટ થઇ આત્મા સિદ્ધસ્વરૂપી બને તે

## ચાર પ્રમાણ

જેના વડે વસ્તુની વસ્તુતા સિદ્ધ થાય તેને પ્રમાણ કહે છે. નય અને પ્રમાણ બન્ને જ્ઞાન જ છે વસ્તુના અનેક ધર્મોમાંથી જ્યારે કોઇ એક ધર્મ દ્વારા વસ્તુનો નિર્ણય કરવામાં આવે ત્યારે તે નય કહેવાય અને અનેક ધર્મદ્વારા વસ્તુનો અનેક રૂપથી નિશ્ચય કરવામાં આવે ત્યારે તે પ્રમાણ કહેવાય, નય વસ્તુને એક દૃષ્ટિએ ગ્રહણ કરે છે અને પ્રમાણ એને અનેક દૃષ્ટિઓથી ગ્રહણ કરે છે

પ્રમાણ ચાર છે.-૧ પ્રત્યક્ષ પ્રમાણ, ૨ અનુમાન પ્રમાણ, ૩ આગમ પ્રમાણ અને ૪ ઉપમા પ્રમાણ.

૧ પ્રત્યક્ષપ્રમાણ-વસ્તુનું પ્રત્યક્ષપણે જ્ઞાન થાય તે, તેના બે પ્રકાર - ૧ ઇન્દ્રિય-પ્રત્યક્ષપ્રમાણ ૨ નોઇન્દ્રિય પ્રત્યક્ષપ્રમાણ. તેમાં ઇન્દ્રિયપ્રત્યક્ષના બે પ્રકાર -૧ દ્રવ્યેંદ્રિય-પ્રત્યક્ષ અને ૨ ભાવેંદ્રિયપ્રત્યક્ષ તેમાં દ્રવ્યેંદ્રિયપ્રત્યક્ષના વળી બે પ્રકાર ૧ નિવૃત્તિ અને ૨ ઉપકરણ તેમા નિર્વૃત્તિના વળી બે પ્રકાર -૧ અભ્યંતર નિવૃત્તિ તે જે નેત્રાદિ ઇંદ્રિયની આકૃતિ રૂપ બનીને સ્વસ્થાનમા આત્મપ્રદેશો રહે તે. અને ૨ બાહ્યનિવૃત્તિ તે જે નામકર્મના ઉદયથી પાંચે ઇન્દ્રિયના આકારરૂપ પુદ્ગલસમુહ આત્મપ્રદેશની સત્તને અવગાહ્યા કરે તે હવે બીજું ઉપકરણ ( ઉપકારી હોય તે ) તે પણ બે પ્રકારનું છે. ૧ અભ્યતર ઉપકરણ તે જે નેત્રોમાં કૃષ્ણ શ્વેત મંડલ છે તે અને ૨ બાહ્ય ઉપકરણ તે જે ધુળ, તૃણ આદિથી આંખોનું રક્ષણ કરી રહેલ છે પોપચાં પાંપણ વગેરે

ભાવઇંદ્રિયના પણ બે પ્રકાર છે ૧ લબ્ધિ તે જ્ઞાનવરણીય કર્મના ક્ષયોપશમથી જે ઇંદ્રિયોમાં જાણવાના શકિત પ્રકટે તે અને ૨ ઉપયોગ તે જે લબ્ધિના સામર્થ્યથી આત્મા ઇંદ્રિયોના વિષયમાં પ્રવૃત્ત થાય. અર્થાત્ સમયસર ઇંદ્રિયો યથોચિત કામ આપે. જેમકે—૧ શ્રોતેન્દ્રિય સાંભળવાનું, ૨ ચક્ષુરિન્દ્રિય દેખવાનું, ૩ ઘ્રાણેન્દ્રિય વાસ જાણવાનું ૪ રસેન્દ્રિય સ્વાદ જાણવાનું અને ૫ સ્પર્શેન્દ્રિય શીત, ઉષ્ણ વગેરે સ્પર્શ જાણવાનું કામ આપે છે. તેમાંથી (૧)

**અર્થાવગ્રહ**—મન અને ચક્ષુ એ બે અપ્રાપ્યકારી છે તે દ્વારા થતું જ્ઞાન અર્થાવગ્રહથી જ થાય છે. તે દ્વારા વ્યંજનાવગ્રહ થતો જ નથી. આંખમાં નાખેલું કાજળ આંખ જોઇ શકતી નથી, દૂરની વસ્તુને જોઇ શકે છે. અને મન પણ તેવા પ્રકારનું છે. તેથી તે બન્નેને વ્યંજન વસ્તુના સંયોગની જરૂર હોતી નથી અર્થાવગ્રહ ૭ એ ઇન્દ્રિયોનો હોય છે

**મતિજ્ઞાનના ૨૮ ભેદ**—પાંચ ઇન્દ્રિયો અને છઠું મન. તેના અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા એમ ચાર ચાર ભેદ દરેકના ગણતાં ૬×૪=૨૪ થયા. તેમાં પ્રાપ્યકારી ચાર ઇન્દ્રિયોના ચાર ભેદ વ્યંજનાવગ્રહના થાય છે ભેળવતાં ૨૪+૪=૨૮ ભેદ થયા. બીજી રીતે ૭ ઇન્દ્રિયોના ઇહા, અવાય અને ધારણા મળી ૧૮, ૭ ઇન્દ્રિયોના અર્થાવગ્રહ ૬ અને ચાર ઇન્દ્રિયોના વ્યંજનાગ્રહ ૪ એમ કુલ મળી ૧૮+૬+૪=૨૮ ભેદ.

વિસ્તારથી મતિજ્ઞાનના ૩૪૦ ભેદ થાય છે ઉપર પ્રથમ શ્રોતેન્દ્રિયનો અવગ્રહ કહ્યો તેના ૧૨ પ્રકાર છે જેમ અનેક પ્રકારનાં વાજીંત્ર વાગે છે અને અનેક મનુષ્યો સાંભળી રહ્યા છે, પણ તેમાંથી મતિજ્ઞાનના ક્ષયોપશમ પ્રમાણે—૧ બહુ કોઇ એક જ વખતે ઘણા શબ્દ ગ્રહણ કરે. ૨ અબહુ તે કોઇ થોડા શબ્દ ગ્રહણ કરે ૩ બહુવિધ તે આ ઢોલ છે, આ ત્રાંસાં છે વગેરે ભેદભાવ સહિત ગ્રહણ કરે ૪ અબહુવિધ તે કોઇ ભેદભાવને સમજે નહિ. ૫ ક્ષિપ્ર તે કોઇ શીઘ્રતાથી સમજે. ૬ અક્ષિપ્ર તે કોઈ વિલંબથી સમજે ૭ સલિંગ તે કોઇ અનુમાનથી સમજે. ૮ અલિંગ તે કોઇ અનુમાન વિના સમજે ૯ સંદિગ્ધ તે કોઇ શંકાયુક્ત સમજે ૧૦ અસંદિગ્ધ તે કોઇ શંકા રહિત સમજે ૧૧ ધ્રુવ તે કોઇ એક જ વખતમાં બધું સમજી જાય. અને ૧૨ અધ્રુવ તે કોઇ વારંવાર જાણવાથી સમજે જેવી રીતે આ શ્રોતેન્દ્રિયના અવગ્રહના ૧૨ બોલ કહ્યા તેવી જ રીતે શ્રોતેન્દ્રિયનો ઇહાના ૧૨ બોલ એ પ્રમાણે જે ઉપર ૨૮ ભેદ કહ્યા છે તે દરેક બોલ ઉપર ૧૨–૧૨ બોલ ઉતરવા એ રીતે ૨૮×૧૨=૩૩૬ ભેદ મતિજ્ઞાનના થયા. આ ૩૩૬ ભેદ શ્રુતનિશ્રિત (સાંભળ્યા વચનને અનુસારે મતિ વિસ્તરે તે શ્રુતનિશ્રિત) મતિજ્ઞાનના જાણવા. હવે મતિજ્ઞાનનો બીજો પ્રકાર અશ્રુતનિશ્રિત (તે નહીં સાંભળ્યું, નહીં જોયું તો પણ તેમાં મતિ વિસ્તરે તે) મતિજ્ઞાન તેના ચાર ભેદ તે ચાર પ્રકારની બુદ્ધિ—૧ ઔત્પાતિકી (કોઇ પ્રસંગ પર કાર્ય સિદ્ધ કરવામાં બુદ્ધિ એકાએક પ્રગટ થાય છે) ૨ વૈનયિકી (ગુર્વાદિકની વિનય ભક્તિ કરવાથી પ્રાપ્ત થતી બુદ્ધિ) ૩ કાર્મિકી (જોતાં, લખતાં, ચિતરતાં, વણતાં, વાવતાં આદિ અનેક શિલ્પકળાનો અભ્યાસ કરતાં કુશળ થાય તે) અને ૪ પારિણામિકી (વય પરિણમે તેમ

---

શબ્દના પુદ્‌ગલો વડે શ્રોતેન્દ્રિયના પ્રદેશ પૂર્ણ ભરાયા પછી તે શબ્દ ગ્રહણ કરે છે, આ 'અવગ્રહ' થયો પછી તે વિચારે છે કે, મને કોણ બોલાવે છે? આમ વિચારવું તે 'ઇહા'. પછી અમુક જ વ્યક્તિ મને બોલાવે છે એવો નિશ્ચય થાય તે 'અવાય' અને તે સાંભળેલા શબ્દોને ધારી રાખે અને ઘણો કાળ પછી પ્રસંગોપાત કહે કે આ એજ વ્યક્તિનો અવાજ છે કે જેણે મને તે દિવસે જગાડયો હતો તે 'ધારણા' જેવી રીતે શ્રોતેન્દ્રિયના અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા એ ચાર બોલ કહ્યા, તેવીજ રીતે ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય અને મન ઉપર પણ ચાર ચાર બોલ તે તે ઇન્દ્રિયના વિષય આશ્રયી જાણી લેવા.

બુદ્ધિ પરિણમે તથા બહુશ્રુતી સ્થવિર, પ્રત્યેકબુદ્ધ વગેરેને આલોચન કરતાં બુદ્ધિની વૃદ્ધિ થાય તે) આ પ્રમાણે શ્રુતનિશ્રિતના ૩૩૬ અને અશ્રુતનિશ્રિતના ૪ ભેદ મળી કુલ ૩૪૦ ભેદ મતિજ્ઞાનના થયા.

૨ શ્રુતજ્ઞાન સાંભળવાથી કે દેખવાથી જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન. તેના ૧૪ ભેદ—૧ અક્ષરશ્રુત. અ, આ વગેરે સ્વર અને ક ખ વગેરે વ્યંજન એ વડે જે જ્ઞાન થાય. તે ૨ અનક્ષર શ્રુત—તે અક્ષરના ઉચ્ચાર વગર ખાંસીથી છીંકથી, હાથથી નેત્રાદિની ચેષ્ટાથી જ્ઞાન પ્રાપ્ત થાય તે ૩ સંજ્ઞીશ્રુત—વિચારવું, નિર્ણય કરવો, સમુચ્ચય અર્થ કરવો, વિશેષ અર્થ કરવો, અનુપ્રેક્ષા કરવી અને નિશ્ચય કરવો આ ૭ બોલ સંજ્ઞી જીવોમાં હોય છે એ ૭ બોલથી સંજ્ઞાદિ ધારણ કરે. ૪ અસંજ્ઞી શ્રુત—ઉક્ત ૭ બોલ રહિત પૂર્વાપર નિર્ણય રહિત ભણે, ભણાવે, સાંભળે, સંભળાવે તે ૫ સમ્યક્ શ્રુત—અર્હત્ પ્રણીત, ગણધરગ્રંથિત, તથા જઘન્ય ૧૦ પૂર્વ જ્ઞાન પૂર્ણ ભણેલા હોય તેના રચેલા × શાસ્ત્રો તે. ૬ મિથ્યાશ્રુત—પોતાની મતિ કલ્પનાથી બનાવેલા ગ્રંથો જેમાં હિંસાદિ પાપે આશ્રવ સેવન કરવાનો ઉપદેશ હોય જેવો કુપ્રાવચન શાસ્ત્રો વૈદક જ્યોતિષ, કામશાસ્ત્રો વગેરે ૭ સાદિશ્રુત—આદિ સહિત શ્રુતજ્ઞાન ૮ અનાદિશ્રુત—આદિ રહિત શ્રુતજ્ઞાન. ૯ સપર્યવસિત શ્રુત—અંત સહિત શ્રુતજ્ઞાન. ૧૦ અપર્યવસિત અંતરહિત શ્રુતજ્ઞાન* ૧૧ ગમિકશ્રુત—દૃષ્ટિવાદ અંગનું † જ્ઞાન ૧૨ અગમિક શ્રુત—આચારાંગાદિ કાલિક સૂત્રનું જ્ઞાન. ૧૩ અંગપ્રવિષ્ટ દ્વાદશાંગ સૂત્ર અને ૧૪ અનંગપ્રવિષ્ટ તેના બે ભેદ ૧ આવશ્યક—સામાયિકાદિ ૬ આવશ્યક અને ૨ આવશ્યક વ્યતિરિક્ત—કાલિક ઉત્કાલિકાદિ સૂત્ર

ઉક્ત મતિ અને શ્રુતજ્ઞાનનો પરસ્પર ક્ષીરનીરની પેઠે ઘનિષ્ટ સંબંધ છે જગતનો કોઈ પણ જીવ આ બે જ્ઞાન વગરનો હોતો નથી પરંતુ સમ્યગ્દૃષ્ટિવાળાના જ્ઞાનને જ્ઞાન કહે છે અને મિથ્યાદૃષ્ટિના જ્ઞાનને અજ્ઞાન કહે છે ઉત્કૃષ્ટ મતિશ્રુતજ્ઞાનનો ધારક સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવને જાણે છે તેથી તે શ્રુતકેવળી કહેવાય છે જાતિસ્મરણજ્ઞાન તે મતિજ્ઞાનનો ચોથો પ્રકાર ધારણા તેમાં સમાય છે જાતિસ્મરણ જ્ઞાનથી ઉત્કૃષ્ટ ૯૦૦ ભવ (જો સંજ્ઞી પંચેન્દ્રિયના આંતરારહિત નવસો ભવ કર્યા હોય તો) જોઈ શકાય છે

---

× દશ પૂર્વથી ન્યૂન જ્ઞાનવાળાના બનાવેલા ગ્રંથો પૂર્ણ વિશ્વસનીય ન સમજવા કારણ કે નવ પૂર્વ સુધીનું જ્ઞાન અભવ્ય જીવ પણ પ્રાપ્ત કરી શકે છે

* સાદિ, અનાદિ, સપર્યવસિત, અપર્યવસિત શ્રુતનો ખુલાસો ૧ દ્રવ્યથી—એક જીવ અધ્યયન કરવા બેઠો તે અધ્યયન પૂર્ણ કરી તેનો આદિ અંત હોવાથી એક જીવ આશ્રયી સાદિ સાંત, ઘણા જીવો ભૂતકાળમાં અનાદિકાળથી ભણતા છે અને ભવિષ્યમાં ભણશે. તેનો આદિ અંત ન હોવાથી અનાદિ અનંત. ૨ ક્ષેત્રથી ભરત, ઐરવત ક્ષેત્રમાં શાસ્ત્રનું પરિવર્તન હોવાથી સાદિ સાંત શ્રુત હોય છે અને મહાવિદેહમાં સદૈવ સરખો કાળ હોવાથી અનાદિ શ્રુત હોય છે ૩ કાળથી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ આશ્રી સાદિ સાંત અને નોઅવસર્પિણી નોઉત્સર્પિણી આશ્રી અનાદિ અનંત અને ૪ ભાવથી પ્રત્યેક તીર્થંકરના પ્રરૂપિત ભાવ આશ્રી સાદિ સાંત અને ક્ષાયોપશમિક ભાવ આશ્રી અનાદિ અનંત શ્રુતજ્ઞાન જાણવું

† દૃષ્ટિવાદ અંગનો ખુલાસો પ્રથમ ખંડના ચોથા પ્રકરણમાં છે.

૩ અવધિજ્ઞાન મર્યાદામા રહેલા રૂપી પદાર્થોને ઈંદ્રિયોની અપેક્ષા વિના જે જ્ઞાન વડે જાણી શકાય તે અવધિજ્ઞાન. તેના ૮ પ્રકાર–૧ ભેદદ્વાર–અવધિજ્ઞાન બે પ્રકારનુ છે ૧ ભવપ્રત્યય (ઉત્પત્તિની સાથે જ પ્રકટ થાય છે તે) દેવતા નારકી અને તીર્થંકરોને હોય છે અને ૨ લબ્ધિપ્રત્યય–મનુષ્ય તિર્યંચને કરણી કરવાથી ક્ષયોપશમથી થાય છે. ૨ વિષયદ્વાર–અવધિજ્ઞાનથી સાતમી નરકના નારકી જઘન્ય અર્ધો ગાઉ દેખે, ઉત્કૃષ્ટા એક ગાઉ દેખે, છઠ્ઠી નરકવાળા જ ૧ ગાઉ ૧ાા ગાઉ દેખે; પાંચમી નરકવાળા જ ૧ાા ગાઉ ઉ. ૨ ગાઉ, ચોથી નરકવાળા જ. ૨ ગાઉ ઉ ૨ાા ગાઉ, ત્રીજી નરકવાળા જ. ૨ાા ગાઉ ઉ ૩ ગાઉ, બીજી નરકવાળા જ. ૩ ગાઉ ઉ. ૩ાા ગાઉ, દેખે, પહેલી નરકવાળા જ. ૩ાા ગાઉ ઉ. ૪ ગાઉ અવધિજ્ઞાનથી જાણી દેખી શકે છે ‡ અસુરકુમાર દેવોનું જ ૨૫ યોજન ઉ. અસખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે તેના નવનિકાયના દેવો જ ૨૫ યોજન, ઉ સંખ્યાત દ્વીપ સમુદ્ર દેખે વાણુવ્યંતર દેવો જ ૨૫ યોજન ઉ સંખ્યાત દ્વીપ સમુદ્ર દેખે. જ્યોતિષ્ક દેવો જઘન્ય ઉત્કૃષ્ટ સંખ્યાત દ્વીપ સમુદ્ર દેખે વૈમાનિક દેવો ઊંચે પોતાના વિમાનની ધ્વજા સુધી દેખે તિરછા પલ્યોપમના આયુષ્યવાળા દેવતા સખ્યાત દ્વીપ સમુદ્ર દેખે× અને સાગરોપમના આયુષ્યવાળા અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે, અને નીચે પડેલા બીજા દેવલોકના દેવો પ્રથમ નરક સુધી દેખે. ત્રીજા ને ચોથા દેવલોકના દેવો બીજી નરક સુધી દેખે પાંચમા છઠ્ઠા દેવલોકના દેવો ત્રીજી નરક સુધી દેખે. સાતમા આઠમા દેવલોકના દેવો ચોથા નરક સુધી દેખે, નવમા, દશમા, અગિયારમા અને બારમા દેવલોકના દેવો પાંચમી નરક સુધી દેખે. નવ ગ્રૈવેયકના દેવ છઠ્ઠી નરક સુધી દેખે. ચાર* અનુત્તરવિમાનના દેવ સાતમી નરક સુધી દેખે. અને સર્વાર્થસિદ્ધિ વિમાનવાસી દેવ સમ્પૂર્ણ લોકમાં કંઇક કમ જાણે દેખે સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય જ અગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉ અસંખ્યાત દ્વીપ સમુદ્ર દેખે સજ્ઞી મનુષ્ય જ અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ સમ્પૂર્ણ લોક અને લોક જેવડા અલોકમાં અસંખ્યાતા ખંડ દેખવાની શક્તિ છે † ૩ સસ્થાનદ્વાર–અવધિજ્ઞાનથી નારકી ત્રિપાઇના આકારે દેખે ;ભુવનપતિ પાલા (ટોપલા)ને આકારે દેખે વ્યંતર પડાને આકારે દેખે. જ્યોતિષી ઝાલરને આકાર દેખે બાર દેવલોકના દેવો મૃદંગને આકારે દેખે ગ્રૈવેયકના દેવ ફૂલની છાબડીને આકારે દેખે અનુત્તરવિમાનવાસી કુમારિકાની કંચુકીને આકારે દેખે અને મનુષ્ય તિર્યંચ

---

‡ નારકી જીવો મહાવેદના અનુભવવાથી કે જાતિસ્મરણજ્ઞાનથી પાછલા ભવોની વાત જાણી શકે છે પણ દેખી શકતા નથી કારણ કે તે પરોક્ષ જ્ઞાન છે

× પહેલા બીજા દેવલોકના દેવો. અને કિલ્વષી દેવો પૈકી જેમનુ પલ્યોપમનુ આયુષ્ય છે તેજ સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે છે બાકીના બધાં અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે છે

* કોઇ સ્થળે પહેલીથી છઠ્ઠી ગ્રૈવેયક સુધીના દેવ છઠ્ઠી નરક સુધી, અને ઉપલી ૩ ગ્રૈવેયકના દેવ સાતમી નરક સુધી દેખે છે એમ જણાવ્યું છે

† જે અવધિજ્ઞાન અગુલનો અસંખ્યાતમો ભાગ ક્ષેત્ર દેખે છે તે કાળથી આવલિકાના અસંખ્યાતમાં ભાગના કાળની વાત જાણે છે. અગુલનો સંખ્યાતમો ભાગ ક્ષેત્ર દેખે તે એક

અવધિજ્ઞાનથી મન.પર્યવજ્ઞાનની વિશેષતા—અવધિજ્ઞાનથી મનઃપર્યવજ્ઞાનનું ક્ષેત્ર થોડું છે, પરંતુ વિશુદ્ધતા અધિક છે. અવધિજ્ઞાન ચારે ગતિવાળાને થાય છે, પણ મન પર્યવજ્ઞાન તો કેવળ મનુષ્યગતિમાં સાધુને જ થાય છે ૩ અવધિજ્ઞાનથી જઘન્ય અંગુલના અસંખ્યાતા ભાગ જેટલું ક્ષેત્ર જાણે છે તથા અધિક પણ જાણે છે પણ મનપર્યવજ્ઞાન તો અઢી દ્વીપ પ્રમાણે જ હોય છે. ૪ જે રૂપી સૂક્ષ્મ પર્યાયોને અવધિજ્ઞાની જાણી શકતા નથી તેને મન.પર્યવજ્ઞાની જાણી શકે છે

૫ કેવળજ્ઞાન—સર્વથી નોઇન્દ્રિય આત્મ પ્રત્યક્ષપ્રમાણનો એક જ ભેદ છે તે કેવળજ્ઞાન આ જ્ઞાન મનુષ્ય, સંજ્ઞી, કર્મભૂમિના, સંખ્યાત- વર્ષાયુવાળા, પર્યાપ્તા, સમ્યગ્દૃષ્ટિ, સંયતિ, અપ્રમાદી, અવેદી, અકષાયી. ચાર ઘાતિકર્મવિનાશક, ૧૩મા ગુણસ્થાનકવર્તીને જ પ્રાપ્ત થાય છે કેવળજ્ઞાનમાં સર્વ દ્રવ્ય સર્વ ક્ષેત્ર, સર્વ કાળ અને સર્વ ભાવ હસ્તામલકવત્ પ્રકાશિત થાય છે આ જ્ઞાન અપ્રતિપાતી હોય છે. અર્થાત્ કેવળજ્ઞાન પ્રકટ થયા પછી જઘન્ય અંતર્મુહૂર્તમાં અને ઉત્કૃષ્ટ ૮ વર્ષ કમ ક્રોડ પૂર્વમાં અવશ્ય મોક્ષપ્રાપ્તિ થાય છે.

(૨) અનુમાનપ્રમાણ—અનુમાનથી વસ્તુનું જ્ઞાન થાય તેના ત્રણ પ્રકાર—૧ પૂવ્વં, ૨ સેસવ્વં, ૩ દિટ્ઠી સામ. ૧ પૂવ્વં તે કોઇનો પુત્ર બાલ્યાવસ્થામાં પરદેશ ગયો અને યુવાન થઇ પાછો આવ્યો ત્યારે તેની માતા તેની દેહાકૃતિ, વર્ણ, તિલ, મસાદિ પૂર્વના પ્રમાણે કરી તેને પિછાણે તે ૨ સેસવ્વં તેના ૫ ભેદઃ ૧ કજ્જેણં, ૨ કારણેણં, ૩ ગુણેણં, ૪ અવયવયાણં, ૫ આસરેણં તેમાં ૧ કજ્જેણં, તે જેમ મોરને કેકારવથી, હાથીને, ગુલગુલાટ શબ્દથી, ઘોડાને હણહણવાથી ઇત્યાદિ કાર્યથી પિછાણે તે કજ્જેણં. ૨ કારણેણં તે વસ્ત્રનું કારણ તંતુ પણ તંતુનું કારણ વસ્ત્ર નહિ. ગજીનું કારણ ઘાસ પણ ઘાસનું કારણ ગજી નહિ રોટલીનું કારણ લોટ પણ લોટનું કારણ રોટલી નહિ, ઘડાનું કારણ માટી પણ માટીનું કારણ ઘડો નહિ. મુક્તિનું કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર પણ જ્ઞાનાદિનું કારણ મુક્તિ નહિ ઇત્યાદિ કારણથી વસ્તુને પિછાણે તે કારણેણં ૩ ગુણેણં તે નિમકમાં રસ ગુણ પુલમાં ગંધ ગુણ, સુવર્ણમાં કસોટીનો ગુણ ઇત્યાદિ ગુણે કરી વસ્તુ પિછાણે તે ગુણેણં ૪ અવયવવાણં તે શીંગડાથી ભેંસને, કલગીથી કૂકડાને, દાંતથી સુવરને, નખથી વાઘને, કેશવાળીથી કેશરી સિંહને, સૂંઢથી હાથીને, શસ્ત્રથી સુભટને, કાવ્યાલંકારથી કવિને, એક દાણો દબાવી પકાવેલાં ધાન્યને પિછાણે ઇત્યાદિ અવયવે કરી પિછાણવું તે અવયવયાણં અને ૫ આસરેણં ધુમ્રથી અગ્નિને, વાદળથી મેઘને, બંગલાથી જલાશયને અને ઉત્તમ આચરણોથી ઉત્તમ પુરુષને પિછાણે તે આસરેણં અને ૩ દિટ્ઠી સામ તેના બે પ્રકાર—૧ સામાન્ય, ૨ વિશેષ, તેમાં સામાન્ય તે જેમ એક રૂપિયાને જોવાથી તેના જેવા ઘણા રૂપિયાને જાણે મારવાડના એક ધોરીને જોવાથી તેના જેવા ઘણા ધોરી (બળદ) ને પિછાણે. દેશાતરના કોઈ એક મનુષ્યને જોઈ તેના જેવા ઘણા મનુષ્યોને જાણે એક સમદૃષ્ટિને જોવાથી તેના જેવા ઘણા સમદૃષ્ટિને જાણે ઇત્યાદિ પ્રકારથી જાણે તે સામાન્ય અને ૨ વિશેષ—જેમ કોઇ વિચક્ષણ સાધુજીએ વિહાર કરતાં રસ્તામાં ઘણું ઘાસ ઉગેલું જોયું, પાણીનાં નવાણ ભરેલાં જોયાં, બાગ બગીચા લીલાછમ જોયા તેથી જાણે કે અહીં ભૂતકાળમાં વૃષ્ટિ ઘણી થઇ હતી આગળ જતાં જોયું તો ગામ નાનું, ગામમાં શ્રાવકનાં ઘર થોડાં, શ્રાવકના ઘરમાં સંપત્તિ પણ થોડી, પણ શ્રાવક શ્રાવિકા ઘણાં જ ભક્તિવંત, ઉદાર પરિણામી, ઉત્કૃષ્ટ, ભાવથી દાન દેવાવાળા ત્યારે અનુમાનથી જાણ્યું કે

ગાથા—"कम्मकत्ता अयं जीवो, कम्म छित्ता जीव वुयाणवो ।
अरुवी णिच्च अणाइ, पयं जीवस्स लक्खणं ॥"

અર્થ—શુભાશુભ કર્મોનો કર્તા, ભોકતા અને વિનાશક તે જીવ. તે અરૂપી અને શાશ્વત છે ઇત્યાદિ શાસ્ત્રીય પ્રમાણથી જીવનુ સ્વરૂપ સિદ્ધ કરવામાં આવે તે આગમ પ્રમાણ.

૨ અજીવતત્ત્વ—૧ પ્રત્યક્ષ પ્રમાણથી જડલક્ષણવાળું, જીવનું પ્રતિપક્ષી, પુદ્‌ગળઆશ્રી વર્ણાદિ પર્યાયો જાણી શકાય એવું અને મળવા વીખરાવવાના સ્વભાવવાળુ તત્ત્વ તે ૨ અનુમાન પ્રમાણથી નવા જૂનાપણું કરે. પર્યાય બદલે તેથી કાળનુ અનુમાન થાય છે. જીવની ગતિ, સ્થિતિ, વિકાસ વગેરેમાં સહાયક ઇત્યાદિ અનુમાનથી પિછાણે તે, જેમકે જીવને સકંપ દેખીને અનુમાનથી જાણે કે એ ધર્માસ્તિક કાયના સ્વભાવથી છે, અકંપ દેખીને જાણે કે એ અધર્માસ્તિકાયના સ્વભાવથી છે દૂધથી પૂર્ણ ભરેલા પ્યાલામાં ખાંડ સમાઇ જાય તે દેખીને અનુમાનથી જાણે કે પુદ્‌ગલને સમાવવાનો આકાશાસ્તિકાયનો સ્વભાવ છે અને પુદ્‌ગળનો મળવાનો સ્વભાવ છે વગેરે ૩ ઉપમા પ્રમાણથી—જેમ ઇંદ્રધનુષ્ય અને સધ્યાનો વાન બદલાઇ જાય તેમ પર્યાયો બદલે જેમ પીપળાનુ પાન, કુંજરનો કાન સધ્યાનો ભાણુ ચંચળ છે તેમ પુદ્‌ગલોનો સ્વભાવ ચ ચળ છે વગેરે ઉપમાથી પુદ્‌ગળ અજીવને ઓળખે ૪ આગમ પ્રમાણથી શ્રી ભગવતીસૂત્રના ૨૦ મા શતકમાં પુદ્‌ગલપર્યાયનો ઘણો વિસ્તાર છે. ધર્મ, અધર્મ, આકાશ એ ત્રણેનુ એક એક દ્રવ્ય સ્કંધ, દેશ પ્રદેશમય છે પ્રત્યેક પ્રદેશની અનંત પર્યાય છે, કારણકે અનત જીવ અને પુદ્‌ગલોની ગતિ, સ્થિતિ અને અવગાહનમાં તે સહાયક થઇ રહ્યા છે. તેવી જ રીતે કાલદ્રવ્ય, વસ્તુને નવી પુરાણી બનાવવામાં સહાયક છે આ ચારે દ્રવ્ય અનાદિ, અનંત, અરૂપી, અચેતન છે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય અસંખ્યાત પ્રદેશી છે આકાશ અનંત પ્રદેશી છે કાલ અપ્રદેશી છે અને પુદ્‌ગલદ્રવ્ય પરમાણુથી સ્કંધપર્યંત પ્રવર્તક છે એક પરમાણુની અપેક્ષા ૧ વર્ણ, ૧ ગંધ ૧ રસ અને ૨ સ્પર્શ અનેક પરમાણુની અપેક્ષા ૫ વર્ણ. ૨ ગંધ, ૫ રસ ૪ અથવા ૮ સ્પર્શ એમ ૧૬ અથવા ૨૦ બોલ પુદ્‌ગલદ્રવ્યમાં હેય છે. આ પાંચે અજીવદ્રવ્ય ગુણ પર્યાય યુક્ત છે.

પુણ્યતત્ત્વ ઉપર ૪ પ્રમાણ—૧ પ્રત્યક્ષ—તે શુભ વર્ણ, ગંધ રસ, સ્પર્શ, મન આનંદી, વચન હર્ષયુકત, કાયાથી સાતાવેદનીય વેદતો જોઈ પુણ્યવંત કહે ૨ અનુમાન—જાતિ કુળ, બળ રૂપ, સપદા, ઐશ્વર્યની ઉત્તમતા જોઇ અનુમાન કરે કે આ પુણ્યવત છે. ૩ ઉપમા—ગોળ નાંખીએ તેવું ગળ્યું થાય તેવી રીતે પુણ્યના રસમાં પણ ષડ્‌ગુણ હાનિ વૃદ્ધિ જાણવી પુણ્યની અનંત પર્યાય અને અનંત વર્ગણા છે જેમકે પુણ્યોદયથી દેવાયુનો બધ પડયો, પણ કાળની અપેક્ષાથી ચોઠાણવડિયો રસ હોય છે. જેમ જેમ શુભયોગની પ્રવૃત્તિ વધારે તેમ તેમ પુણ્યની વૃદ્ધિ થાય છે વળી પણ પુણ્યાનુબંધી પુણ્ય તે તીર્થંકરવત્ પુણ્યાનુબધી પાપ તે હરિકેશીવત્ પાપાનુબધી પુણ્ય તે ગોશાલકવત્ તથા અનાર્ય રાજાવત અને પાપાનુબંધી પાપ તે નાગેશ્રીવત્ ઇત્યાદિ ઉપમાંથી પુણ્યનું સ્વરૂપ સમજે તે ઉપમા પ્રમાણ વળી પુણ્યવતને પુણ્યવંતની ઉપમાંથી પિછાણે, જેમકે "દેવો દોગુંદગો જહા" અર્થાત્ ઇદ્રના ત્રાયત્રિંશક (ગુરુસ્થાની) દેવો સમાન પુણ્યવત પ્રાણી સુખ ભોગવે છે તથા "ચંદો ઇવ તારણં ભરહો ઇવ મણુસ્સાણં" અર્થાત્ જેમ તારાગણમાં ચંદ્ર શોભે તેમ માણસોના વૃંદમાં ભરત મહારાજા શોભે છે. ઇત્યાદિ ૪ આગમપ્રમાણ—

મીઠાશ સમાન સમ્યકૃત્વ એમ મિશ્રપણું હોય છે આ જીવ સર્વ ધર્મ સરખા માને છે કારણ કે તેને સુક્ષ્મતા તારવતા આવડતી નથી આ જીવ દેશે ઉણા અર્ધ પુદ્દગલપરાવર્તનમાં સંસારનો પાર પામે **૪ અવિરતિસમ્યગ્દ્રષ્ટિ ગુણસ્થાનકે** વર્તતો જીવ અનંતાનુબંધી ૪ કષાય તથા દર્શન મોહનીયની ૩ પ્રકૃતિ એ સાતનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય કરી સુદેવ, સુગુરુ, સુધર્મ પર શ્રદ્ધા આણે સાધુ આદિ ચારે તિર્થનો ઉપાસક બને જો પૂર્વ આયુષ્યનો બંધ પાડ્યો ન હોય તો ૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ, ૩ ભવનપતિ, ૪ વાણુવ્યંતર, જ્યોતિષી, ૬ સ્ત્રીવેદ અને ૭ નપુંસકવેદ એ સાત બોલનુ આયુષ્ય ન બાંધે અર્થાત્ એ સાત બોલમાં ઉપજે નહી. કદાચિત્ આયુબંધ પડી ગયો હોય તો તે ભોગવી પછી ને ઉચ્ચ ગતિને પામે છે **૫ દેવવિરતિ ગુણસ્થાનક** પૂર્વોક્ત ૭ પ્રકૃતિનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય કરે અને અપ્રત્યાખ્યાનાવરણીયનો ચોકનો ક્ષયોપશમ કરે પ્રકૃતિઓનો ક્ષયોપશમ આદિ કરીને શ્રાવકનાં ૧૨ વ્રત ૧૧ પ્રતિમા (પ્રતિજ્ઞા), નવકારશી આદિ છમાસી તપ ઇત્યાદિ ધર્મ ક્રિયામા યથાશક્તિ ઉદ્યુક્ત રહે તે જીવ જો પડિવાઈ ન થાય તો જઘન્ય ત્રીજે ભવે ઉતકૃષ્ટ ૧૫ ભવે મોક્ષ જાય **૬ પ્રમત્તસંયતિ ગુણસ્થાનિક**— પૂર્વોક્ત ૧૧ પ્રકૃતિ અને પ્રત્યાખ્યાનાવરણીય. કષાયનો ચોક એ ૧૫ પ્રકૃતિના ક્ષયોપશમાદિ કરી સાધુ બને, પરંતુ દષ્ટિચપળ, ભાવચપળ, ભાષાચપળ અને કષાયચપળ એ ચારેની ચપળતાને લીધે પ્રમાદ રહે અને શુદ્ધ સાધુવ્રતીનું પાલન કરી ન શકે તે જીવ જઘન્ય ત્રીજે ભવે ઉ૦ ૧૫ ભવે મોક્ષે જાય **૭ અપ્રમત્તસંયતિ ગુણસ્થાનક**— તે ૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા અને ૫ વિકથા એ પાચ * પ્રમાદરહિત શુદ્ધ સંયમનું પાલન કરે તે જઘન્ય તે જ ભવે ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય **૮ નિયટ્ટીબાદરગુણસ્થાનક**- પૂર્વોક્ત ૧૫ પ્રકૃતિ તિવ્રત્તાથી ક્ષયોપશમ કરે અને અહિં બે શ્રેણીની તૈયારી થાય છે અહી પૂર્વે કદિ નહિ કરેલું એવુ અપૂર્વકરણ§ (કષાયોની મંદતા) કરે છે, જે પ્રકૃતિઓના ઉપશમ કરે તે ઉપશમશ્રેણિ પતિપન્ન થઇ ૧૧મા ગુણસ્થાનક સુધી ચડી પાછો પડે છે અને જે પ્રકૃતિઓનો ક્ષય કરે તે ક્ષપકશ્રેણિ પતિપન્ન થઇ નવમા, દશમા ગુણસ્થાનકે થઇ સીધો બારમે ગુણસ્થાનકે જાય અને તત્કાળ તેરમે ગુણસ્થાનકે જઇ કેવળજ્ઞાની થાય છે **૯ અનિયટ્ટિબાદર ગુણસ્થાનક**—પૂર્વોક્ત ૧૫ તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગચ્છા પ્રકૃતિ અને સંજ્વલન ત્રિક (ક્રોધ, માન, માયા) તથા ૩ વેદ (સ્ત્રી પુરૂષ, નપુંસક) એમ ૨૭ પ્રકૃતિને ઉપશમાવે અથવા ખપાવે તે અવેદી અને સરલ સ્વભાવી જીવ જઘન્ય તે જ ભવે ઉ૦ ત્રીજે ભવે મોક્ષે જાય + ૧૦

---

* ગાથા—**सुयकेवली आहारग, रिजुमइ उवस तगा विउ पणाए ।**
**हिंडंति भवमणंतं, तं अणंतरमेव चउ गइया ॥**

**અર્થ**—શ્રુતકેવળી, આહારક શરીર, ઋજુમતિ મનપર્યવજ્ઞાની, અને ઉપશાંતમોહી એવા ઉત્તમ પુરૂષો પણ પ્રમાદાચરણે કરી ચતુર્ગતિમાં અનંત સંસાર પરિભ્રમણ કરે છે, આ પાંચે પ્રમાદો મહા ભયંકર છે એટલા માટે સાધુએ તેના ફંદમાં ફસાવુ ન જોઇએ

§ પહેલાં જે કર્મપ્રકૃતિઓનો કદિ ક્ષય કર્યો ન હતો તેનો અહીં ક્ષય થવાથી અપૂર્વકરણ ગુણસ્થાનક કહેવાય છે.

\+ પ્રશ્ન —આઠમુ નિવૃત્તિબાદર અને નવમું અનિવૃત્તિબાદર એવો ઉલટો ક્રમ શા માટે કહ્યો ? ઉત્તર ચારિત્રમોહનીયની અપેક્ષાએ દર્શનમોહનીય બાદર છે તેની નિવૃત્તિ આઠમે ગુણસ્થાનકે થાય છે તેથી તેને નિવૃત્તિબાદર કહ્યું અને કિંચિન્માત્ર મોહનીય કર્મની પ્રકૃતિ સત્તામાં રહી જાય છે તેથી નવમુ અનિવૃત્તિબાદર ગુણસ્થાનક કહ્યુ આ બન્ને નામ સાપેક્ષ છે તત્ત્વકેવલીગમ્ય.

## ૬ લેશ્યાનો યંત્ર

| લેશ્યાનાં નામ | લેશ્યાના વર્ણ, ગ ધ, રસ અને સ્પર્શ | લેશ્યાના લક્ષણ | લેશ્યાની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિ | લેશ્યાની જઘન્ય ગતિ | લેશ્યાની મધ્યમ ગતિ | લેશ્યાની ગતિ ઉત્કૃષ્ટ |
|---|---|---|---|---|---|---|
| કૃષ્ણ લેશ્યા | વર્ણ—કૃષ્ણ ગ ધ—દુર્ગ ધ રસ—કડુક સ્પર્શ તીક્ષ્ણ | ૫ આશ્રવ સેવે, સેવરાવે ૩ યોગ, ૫ ઇ દ્રિય મોકળી મુકે તીવ્ર પરિણામે છ કાયાને આર ભ કરે, હિ સા કરતા ડરે નહિ, ક્ષુદ્ર પરિણામી, ઉભય લોકના દુ ખથી ડરે નહિ | જ. અ તર્મુહુર્ત ઉ. ૩૩ સાગરો-પમ અ તર્મુહુર્ત અધિક | ભુવનપતિ વાણવ્ય તર અનાર્ય મનુષ્ય | ૫ સ્થાવર ૩ વિકલે દ્રિ તિર્ય ચ ૫ ચે-દ્રિય | પાચમી છઠ્ઠી સાતમી નરક |
| નીલ લેશ્યા | વર્ણ—લીલો ગ ધ—દુર્ગ ધ રસ—તીખો સ્પર્શ—ખરખરો | ઇર્ષ્યાવ ત બીજાના ગુણ સહન કરે શકે નહિ જ્ઞાનાભ્યાસ આદિ કરે નહિ, કરવા દે નહિ, રસગૃદ્ધિ, ઇ દ્રયના વિષયમા લપટ સાતાનો ગવેષણહાર | જ. અ ત ઉ ૧૦ સાગ પલ્યનો અસ ખ્યાતભાગ અધિક | ભવનપત વાણવ્ય તર, કર્મભુમિ મનુષ્ય | ૫ સ્થાવર ૩ વિકલે તિર્ય ચ ૫ ચે. | ત્રીજી, ચોથી, પાચમી નરક |
| કાપોત લેશ્યા | વર્ણ—* ગ ધ—દુર્ગ ધ રસ—કસાયેલો સ્પર્શ—કઠણ | વાંકુ બોલે, વાકો ચાલે, પોતાના દોષ ઢાકે, પારકા દોષ પ્રકાશે, કઠોર વચન બોલે, ચોરી કરે. પરસ્ત્રીની ઇચ્છા કરે | જ. અ ત ઉ ૩ સાગ પલ્યનો અસ ભાગ અધિક | ભુવનપતિ વાણવ્ય તર અ તરદ્વીપ મનુષ્ય | ૫ સ્થાવર ૩ વિકલે તિ પ ચે દ્રિય | પહેલી બીજી ત્રીજી નરક |
| તેજો લેશ્યા | વર્ણ—લાલ ગ ધ સુગ ધ રસ—ખટમીઠો સ્પર્શ—નરમ | ન્યાયી, સ્થિરચિત્ત, સરલ, કુતુહલરહિત, વિનીત, જ્ઞાની, દમિતે દ્રિય, દ્રઢધર્મી પ્રિયધર્મી પાપભીરૂ તપેશ્રી. | જ. અ ત ઉ ૨ સાગરોપમ પ પ. ને અ સ. અધિક | પૃથ્વી, પાણી, વનસ્પતિ જુગલ મનુષ્ય | ભવનપતિ,વાણ-વ્ય તર જયોતિપી તિર્ય ચ ૫ ચે દ્રિય | પહેલુ, બીજુ સ્વર્ગ |
| પદ્મ લેશ્યા | વર્ણ—પીળો ગ ધ—સુગ ધ રસ—મીઠો સ્પર્શ—કોમળ | કષાય પાતળા પાડે, સદા ઉપશાત કષાયી, ૩ યોગ વશ રાખે, અલ્પભાષી, દમિતે દ્રય. | જ. અ ત ઉ ૧ સાગ. અ ત-ર્મુહુર્ત અધિક | ત્રીજુ સ્વર્ગ | ચોથુ સ્વર્ગ | પાચમુ સ્વર્ગ |
| શુક્લ લેશ્યા | વર્ણ—શ્વેત ગ ધ—સુગ ધ રસ—મધુરો સ્પર્શ—સુકોમળ | આર્તરાદ્ર ધ્યાનવર્જે, ધર્મ શુક્લ ધ્યાન ધ્યાય રાગદ્વેષ પાતળા પાડે અગર વિરમે, દમિતે દ્રિય સમિતિ, ગુપ્તિવ ત,સરાગસ યમી કે વીતરાગી સતમાવ ત | જ. અ ત ઉ ૩૩ સાગ અ ત આધક | છઠ્ઠાથી બારમા સ્વર્ગ સુધી | ૯ ગ્રવેયક ૪ અનુત્તર વિમાન | સર્વાર્થસિદ્ધ વિમાન |

* કાપોત લેશ્યાનો વર્ણ, અલસીનાં ફૂલ કોયલની પાંખ અથવા પારેવાની ડોક જેવો હોય છે.

જેમકે ૧ દીર્ઘકષાયી, ૨ સદા અભિમાની, ૩ મૂર્ખથી પ્રીત, ૪ મહાચિન્તાતુર, ૫ સદા રોગી અને ૬ ખુજલીના રોગવાળાને જોઈ અનુમાન કરે કે આ નરકગતિમાંથી આવેલો દેખાય છે ૧ મહાલોભી, ૨ અત્યંત સપથનો ભ્રમી ૩ મહાપાપી, ૪ મૂર્ખ ૫ ભૂખાળવો, ૬ આળસુ એ ૭ લક્ષણથી અનુમાન કરે કે આ તિર્યંચ ગતિમાંથી આવ્યો જણાય છે. ૧ અલ્પલોભી, ૨ વિનયવંત ૩ ન્યાયી ૪ પાપભીરુ, ૫ નિરભિમાની એ ૫ લક્ષણથી જાણે કે મનુષ્યગતિમાંથી આવ્યો જણાય છે ૧ દાની ૨ પ્રિયવચની ૩ માતા, પિતા, અને ગુરુનો ભક્ત, ૪ ધર્માનુરાગી ૫ બુદ્ધિવંત. એ ૫ લક્ષણોથી જાણે કે આ દેવગતિથી આવ્યો દેખાય છે ઇત્યાદિ અનુમાનપ્રમાણ. ૪ ઉપમાપ્રમાણ—પાણીમાં થોડી સાકર નાખવાથી થોડું અને વધારે નાખવાથી વધારે મીઠું થાય છે એ રીતે શુભકર્મનાં ફળ જાણવાં. અને પાણીમાં થોડું મીઠું નાખવાથી થોડું અને અધિક નાંખવાથી અધિક ખારું થાય છે તે મુજબ અશુભ કર્મનાં ફળ જાણવાં 'એમ જ તીવ્ર મંદ મંદ રસબંધ જાણવો વળી જેમ આભરણના એક ટુકડામાં અનેક પડ હોય છે તેવી જ રીતે આત્મપ્રદેશ પર કર્મવર્ગણાનાં પડ લાગેલાં છે ઇત્યાદિ ઉપમાથી સમજાય તે ઉપમાપ્રમાણ. ૪ આગમપ્રમાણ—જીવના શુભાશુભ યોગ ધ્યાન, લેશ્યા પરિણામ ઇત્યાદિ તથા ૪ ગતિમાં આવવાના ૧૬ લક્ષણ તે આગમપ્રમાણ જાણવું

૯ મોક્ષતત્ત્વ પર ૪ પ્રમાણ—૧ તીર્થંકર કેવળી ભગવાન અને સિદ્ધ ભગવાનનું અસ્તિત્વ કેવળીને પ્રત્યક્ષ છે મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યને કેવળી ભગવાનનું અસ્તિત્વ પ્રત્યક્ષ છે તે પ્રત્યક્ષ પ્રમાણ. રત્નત્રયની આરાધનાથી સમતા રસ (શાંતરસ) નો અનુભવ થાય તે મોક્ષના સુખની વાનકી સ્વ પ્રત્યક્ષ છે ૨ અનુમાનપ્રમાણ— શુદ્ધધર્મના અસ્તિત્વથી અનુમાન થાય છે કે મોક્ષ છે આત્માના અનુભવથી સુખ ઉપજે છે તે ઉપરથી અનુમાન થાય છે કે સંપૂર્ણ શુદ્ધ અને નિરાવરણી આત્મા અનંત ગુણ સુખ ભોગવે છે તેજ મોક્ષતત્ત્વ છે ૩ ઉપમાપ્રમાણ—જેમ બળેલા બીજને વાવતાં અંકુર ન ફૂટે તેમ મોક્ષના જીવોને કર્માંકુર ન ફૂટે જેમ અગ્નિમાં ઘી નાંખવાથી તે સતેજ થાય તેમ વીતરાગધ્યાન જીવોને જ્ઞાનાદિ ગુણો આવી જાય ત્યારે કર્મ ક્ષય થાય અને શુદ્ધ આત્મા પ્રગટ થાય. ૪ આગમપ્રમાણ-જેમ જેમ આગમમાં કહેલી પ્રકૃતિઓ ખપી ૧૪ ગુણસ્થાન સુધીમાં ખપાવે ત્યારે જીવ મોક્ષ જાય. ચૌદ ગુણસ્થાનોના ક્રમ મુજબ એ ગુણો પ્રગટે છે આદિ તેની સંક્ષેપ બતાવે છે ૧ મિથ્યાત્વ ગુણસ્થાનક— અનાદિથી મિથ્યાત્વ ગુણસ્થાન કે પ્રવર્તતો જીવ શ્રી વીતરાગ પ્રભુની વાણીથી ઓછું અધિક વિપરિત શ્રદ્ધે, પ્રરૂપે અને સ્પર્શે છે અને તેના પરિણામે ૪ ગતિ, ૨૪ દંડક અને ૮૪ લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરતાં કરતાં અનંતાનંત પુદ્ગલપરાવર્તન કર્યાં. ૨ સાસ્વાદન ગુણસ્થાનક—દર્શન મોહનીયનો ક્ષયોપશમ કરી સમકિત પ્રાપ્ત કર્યું પણ પુનઃ તેજ પ્રકૃતિઓ ઉદયમાન થતાં ભ્રાન્તિથી પતન થયું આ પતન થતી વખતે જેમ વૃક્ષથી તૂટેલું ફળ પૃથ્વી પર પડ્યું નથી વચ્ચમાં ત્યાં સુધી સાસ્વાદન ગુણ સ્થાનક રહે છે જેમ કોઈ પુરુષે ખીરખાંડનું ભોજન કર્યું પછી વમી નાખ્યું વમતી વખતે પણ કંઈક સ્વાદ રહી જાય તે સમાન સાસ્વાદન. આ જીવ કૃષ્ણપક્ષી મટી શુક્લ પક્ષી થઈ ગયો ઉત્કૃષ્ટા અર્ધ પુદ્ગલપરાવર્તનમાં સંસારનો પાર પામશે. ૩ મિશ્રગુણસ્થાનક તે મિથ્યાત્વી જીવ સમ્યક્ત્વાભિમુખ થયો પણ પામ્યો નહિ. જેમ શ્રીખંડ ખાવાથી કંઈક ખાટો કંઈક મીઠો લાગે તેમ ખટાશ સમાન મિથ્યાત્વ અને

મીશ્રા સમાન સમ્યકૃત્વ એમ મિશ્રપણું હોય છે. આ જીવ સર્વ ધર્મ સરખા માને છે કારણ કે તેને સુક્ષ્મતા તારવતા આવડતી નથી આ જીવ દેશે ઉણા અર્ધ પુદ્‌ગલપરાવર્તનમાં સંસારનો પાર પામે ૪ અવિરતિસમ્યગ્‌દ્રષ્ટિ ગુણસ્થાનકે વર્તતો જીવ અનંતાનુબંધી ૪ કષાય તથા દર્શન મોહનીયની ૩ પ્રકૃતિ એ સાતનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય કરી સુદેવ, સુગુરુ, સુધર્મ પર શ્રદ્ધા આણે સાધુ આદિ ચારે તિર્થનો ઉપાસક બને જો પૂર્વ આયુષ્યનો બંધ પાડ્યો ન હોય તો ૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ, ૩ ભવનપતિ, ૪ વાણવ્યંતર, જ્યોતિષી, ૬ સ્ત્રીવેદ અને ૭ નપુંસકવેદ એ સાત બોલનું આયુષ્ય ન બાંધે અર્થાત્ એ સાત બોલમાં ઉપજે નહી. કદાચિત્ આયુબંધ પડી ગયો હોય તો તે ભોગવી પછી ને ઉચ્ચ ગતિને પામે છે ૫ દેશવિરતિ ગુણસ્થાનક પૂર્વોકત ૭ પ્રકૃતિનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય કરે અને અપ્રત્યાખ્યાનાવરણીયનો ચોકનો ક્ષયોપશમ કરે પ્રકૃતિઓનો ક્ષયોપશમ આદિ કરીને શ્રાવકનાં ૧૨ વ્રત ૧૧ પ્રતિમા (પ્રતિજ્ઞા), નવકારશી આદિ છમાસી તપ ઇત્યાદિ ધર્મ ક્રિયામાં યથાશકિત ઉદ્યુકત રહે તે જીવ જો પડિવાઈ ન થાય તો જઘન્ય ત્રીજે ભવે ઉતકૃષ્ટ ૧૫ ભવે મોક્ષ જાય. ૬ પ્રમત્તસંયતિ ગુણસ્થાનિક— પૂર્વોકત ૧૧ પ્રકૃતિ અને પ્રત્યાખ્યાનાવરણીય. કષાયનો ચોક એ ૧૫ પ્રકૃતિના ક્ષયોપશમાદિ કરી સાધુ બને, પરંતુ દષ્ટિચપળ, ભાવચપળ, ભાષાચપળ અને કષાયચપળ એ ચારેની ચપળતાને લીધે પ્રમાદ રહે અને શુદ્ધ સાધુવ્રતીનું પાલન કરી ન શકે તે જીવ જઘન્ય ત્રીજે ભવે ઉ૦ ૧૫ ભવે મોક્ષે જાય ૭ અપ્રમત્તસંયતિ ગુણસ્થાનક— તે ૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા અને ૫ વિકથા એ પાચ * પ્રમાદરહિત શુદ્ધ સંયમનું પાલન કરે તે જઘન્ય તે જ ભવે ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષે જાય ૮ નિયટ્ટીબાદરગુણસ્થાનક- પૂર્વોકત ૧૫ પ્રકૃતિ તિવ્રત્તાથી ક્ષયોપશમ કરે અને અહિં બે શ્રેણીની તૈયારી થાય છે અહી પૂર્વે કદિ નહિ કરેલું એવુ અપૂર્વકરણ§ (કષાયોની મંદતા) કરે છે, જે પ્રકૃતિઓના ઉપશમ કરે તે ઉપશમશ્રેણિ પતિપન્ન થઇ ૧૧મા ગુણસ્થાનક સુધી ચડી પાછો પડે છે અને જે પ્રકૃતિઓનો ક્ષય કરે તે ક્ષપકશ્રેણિ પતિપન્ન થઇ નવમા, દશમા ગુણસ્થાનકે થઇ સીધો બારમે ગુણસ્થાનકે જાય અને તત્કાળ તેરમે ગુણસ્થાનકે જઇ કેવળજ્ઞાની થાય છે ૯ અનિયટ્ટિબાદર ગુણસ્થાનક—પૂર્વોકત ૧૫ તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગચ્છા પ્રકૃતિ અને સંજ્વલન ત્રિક (ક્રોધ, માન, માયા) તથા ૩ વેદ (સ્ત્રી પુરૂષ, નપુંસક) એમ ૨૭ પ્રકૃતિને ઉપશમાવે અથવા ખપાવે તે અવેદી અને સરલ સ્વભાવી જીવ જઘન્ય તે જ ભવે ઉ૦ ત્રીજે ભવે મોક્ષે જાય + ૧૦

---

* ગાથા—सुयकेवली आहारग, रिजुमइ उवस तगा विउ पणाए ।
हिंडंति भवमणतं, तं अणंतरमेव चउ गइया ॥

અર્થ—શ્રુતકેવળી, આહારક શરીર, ઋજુમતિ મનપર્યવજ્ઞાની, અને ઉપશાંતમોહી એવા ઉત્તમ પુરૂષો પણ પ્રમાદાચરણે કરી ચતુર્ગતિમાં અનંત સંસાર પરિભ્રમણ કરે છે, આ પાંચે પ્રમાદો મહા ભયકર છે એટલા માટે સાધુએ તેના ફંદમાં ફસાવુ ન જોઇએ

§ પહેલા જે કર્મપ્રકૃતિઓનો કદિ ક્ષય કર્યો ન હતો તેનો અહીં ક્ષય થવાથી અપૂર્વકરણ ગુણસ્થાનક કહેવાય છે

+ પ્રશ્ન —આઠમુ નિવૃત્તિબાદર અને નવમું અનિવૃત્તિબાદર એવો ઉલટો ક્રમ શા માટે કહ્યો ? ઉત્તર ચારિત્રમેહનીયની અપેક્ષાએ દર્શનમોહનીય બાદર છે તેની નિવૃત્તિ આઠમે ગુણસ્થાનકે થાય છે તેથી તેને નિવૃત્તિબાદર કહ્યું અને કિંચિન્માત્ર મોહનીય કર્મની પ્રકૃતિ સત્તામાં રહી જાય છે તેથી નવમુ અનિવૃત્તિબાદર ગુણસ્થાનક કહ્યુ આ બન્ને નામ સાપેક્ષ છે તત્ત્વકેવલીગમ્ય.

સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક—પૂર્વોક્ત ૨૭ પ્રકૃતિ અને સંજ્વલનનો લોભ એ ૨૮ પ્રકૃતિઓને ઉપશમાવે તો ઉપશમશ્રેણિ કરે. અને ખપાવે તો ક્ષપકશ્રેણિ કરે. આ જીવ અમાયી, અક્રિય, શાન્તિસ્વરૂપ, જઘન્ય તે જ ભવે ઉત્કૃષ્ટો ત્રીજે ભવે મોક્ષ જાય. ૧૧ ઉપશાન્ત મોહનીય ગુણસ્થાનક—મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓને રાખવામાં ભારેલા અગ્નિની પેઠે ઉપશમાવે, તેને યથાખ્યાત ચારિત્ર હોય, અહીં જો કાળ કરે તો અનુત્તર વિમાનમાં ઉપજે ત્યાંથી મનુષ્ય થઈ મોક્ષે જાય. અને જો ઉપશમાવેલ સંજ્વલન લોભનો ઉદય થાય (વાયુથી રાખ ઉડે અને ભારેલો અગ્નિ પ્રજ્વલે તેમ) તો પાછો પડી દશમે નવમે ગુણસ્થાનકે થઈ આઠમે આવે ત્યાં સાવધાન થઈ જો પાછો ક્ષપકશ્રેણિ કરે તો તે જ ભવમાં મોક્ષ જાય. તેમ નહિ તો ચોથે આવી કોઈ જીવ સમકિતી રહે તો પણ ત્રીજે ભવે મોક્ષ પ્રાપ્ત કરે છે અને જો કર્મયોગે પહેલે ગુણસ્થાનકે આવી જાય તો દેશે ઉણા અર્ધપુદ્ગલ પરાવર્તનમાં મોક્ષ પામે છે. ૧૨ ક્ષીણ મોહનીય ગુણસ્થાનક—મોહનીયકર્મની ૨૮ પ્રકૃતિઓને સર્વથા પ્રકારે ખપાવે (સીંચેલ પાણીથી અગ્નિ બુઝાવે તેમ) અહીં ૨૧ ગુણ પ્રગટે છે જેમકે—૧ ક્ષપકશ્રેણિ, ૨ ક્ષાયિકભાવ, ૩ ક્ષાયિક સમ્યક્ત્વ, ૪ ક્ષાયિક યથાખ્યાત ચારિત્ર ૫ કરણસત્ય, ૬ ભાવસત્ય, ૭ યોગસત્ય, ૮ અમાયી, ૯ અકષાયી ૧૦ વીતરાગી ૧૧ ભાવનિર્ગ્રંથ, ૧૨ સમ્પૂર્ણ સંવુડ ૧૩ સમ્પૂર્ણ ભાવિતાત્મા, ૧૪ મહાતપસ્વી ૧૫ મહાસુશીલ, ૧૬ અમોહી ૧૭ અવિકારી ૧૮ મહાજ્ઞાની ૧૯ મહાધ્યાની ૨૦ વર્ધમાન પરિણામી ૨૧ અપ્રતિપાતી. એ ૨૧ ગુણોને પ્રાપ્ત કરી અંતર્મુહૂર્તમાં ૫ જ્ઞાનાવરણીય ૯ દર્શનાવરણીય અને ૫ અંતરાય કર્મ એ ત્રણે કર્મની ૧૯ પ્રકૃતિઓને ખપાવે છે અને તત્કાળ ૧૩મુ સયોગી કેવળી ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. આ જીવ કેવળજ્ઞાન કેવળદર્શન સમ્પન્ન, સયોગી સશરીરી, સલેશી શુક્લલેશી, યથાખ્યાતચારિત્રી, ક્ષાયિક સમ્યક્ત્વી પંડિતવીર્યવંત શુક્લધ્યાનયુક્ત હોય છે. જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ દેશે ઉણા (૯ વર્ષ કમ) પૂર્વક્રોડ સુધી રહી પછી ૧૪મુ અયોગી કેવળી ગુણસ્થાન પ્રાપ્ત કરે છે. આ જીવ શુક્લધ્યાનના ચોથા પાયાનો ધ્યાતા, સમુચ્છિન્ન ક્રિયા અનંતર અપ્રતિપાતી અનિવૃત્તિ ધ્યાતા થઈ મન, વચન અને કાયા એ ત્રણે યોગોનો નિરોધ કરી શ્વાસોચ્છ્વાસનું નિરુંધન કરે છે. આ પ્રમાણે અયોગી કેવળી અરૂપી રૂપાતીત (સિદ્ધસ્વરૂપ) આત્માના અનુભવમાં અત્યંત લીન થઈને શૈલેશી (સુદર્શન મેરુ પર્વત) સમાન નિશ્ચલ રહી બાકી રહેલાં વેદનીય, આયુષ્ય નામ અને ગોત્ર એ ચારે કર્મોને ક્ષય કરે છે અને ઔદારિક તૈજસ અને કાર્મણ એ ત્રણે શરીરોને છોડીને જેમ એરંડનું બીજ બંધનમુક્ત થવાથી ઉછળે છે તેવી રીતે કર્મબંધનથી મુક્ત થયેલ જીવ મુક્તિ તરફ ગમન કરે છે. જેમ અગ્નિજ્વાલાનો ઊર્ધ્વગમનનો સ્વભાવ છે તેમ નિશ્ચયમાં જીવનો ઊર્ધ્વગમનનો સ્વભાવ હોવાથી તે સમશ્રેણિ ઋજુગતિ, અન્ય આકાશપ્રદેશનું અવગાહન કર્યા વિના, વિગ્રહ ગતિ રહિત એક સમય માત્રમાં મોક્ષસ્થાનને પ્રાપ્ત કરી અનંત, અક્ષય, અવ્યાબાધ, અનુપમ સુખોનો ભોક્તા બને છે તે અનુક્રમપૂર્વક જાણવું.

એ પ્રમાણે સાત નય, ચાર નિક્ષેપ ૪ પ્રમાણ ઇત્યાદિ અનેક રીતિ વડે નવતત્ત્વના સ્વરૂપનું સમ્પૂર્ણ જાણપણું હોવું તે સમ્યક્ત્વ છે વળી આ સમ્યક્ત્વના પેટામાં દ્રવ્યાનુયોગ વગેરે સર્વેના જ્ઞાનનો સમાવેશ થાય છે એ જ્ઞાનનો કોઈ પાર પામી શકે નહિ. પણ તેમાંથી યથાશક્તિ પ્રાપ્ત કરી લેવું એ જ મુમુક્ષુનું કર્તવ્ય છે.

શાસ્ત્રજ્ઞાન અનંત છે, વિદ્યાઓ ઘણી છે પરંતુ મનુષ્યનું આયુષ્ય અલ્પ છે અને વિઘ્નો અનેક છે, માટે જેમ હંસ પાણીને છોડી દૂધને ગ્રહણ કરે છે તેમ વિવેકી પુરૂષે સર્વમાંથી સાર ગ્રહણ કરી લેવો જોઇએ.

શાસ્ત્રજ્ઞાન અનેક સંકાનો છેદ કરનાર, મોક્ષમાર્ગદર્શક અને સર્વ જીવોનાં નેત્રરૂપ છે. શાસ્ત્રજ્ઞાનરૂપ નેત્ર જેમને નથી તે અંધ સમાન છે.

**गाथा—जिणवयणे अणुरत्ता, जिणवयणं जे करंति भावेणं ।**
**अमला असंकिलिट्ठा, ते हुंति परित्तसंसारी ॥**

અર્થ—જે ક્લિષ્ટ પરિણામરહિત નિર્મળભાવવાળા હોય છે તે શ્રી જિનેશ્વરપ્રણીત વચનમાં અનુરકત ( પ્રીતયુકત ) બને છે. અને જિનવચનની જે આરાધના કરે છે તે સંસારનો પાર પામે છે

શાસ્ત્રોદ્ધારક બાલ બ્રહ્મચારી ઋષિ-સંપ્રદાયાચાર્ય
સ્વ મુનિશ્રી **અમોલખઋષિજી** મહારાજ વિરચિત
'જૈન તત્વપ્રકાશ' ગ્રંથના દ્વિતીય ખંડનું "સૂત્રધર્મ"
નામક દ્વિતીય પ્રકરણ સમાપ્ત.

---

# પ્રકરણ ત્રીજું.

## મિથ્યાત્વ.

**बुज्झज्जत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया ।**
**किमाह बंधणं वीरो, किं वा जाणं तिउट्टई ? ॥**
**સૂયગડાંગ ૧ શ્રુતસ્કંધ. અધ્ય૦ ૧**

અર્થ —મનુષ્ય બોધ પ્રાપ્ત કરવો જોઇએ, તથા બંધનનું સ્વરૂપ જાણી તેને તોડવું જોઇએ. શ્રી વીર પ્રભુએ બંધનનું સ્વરૂપ શું બતાવ્યું છે ? અને કેવું જ્ઞાન પ્રાપ્ત કરવાથી જીવ બંધનથી મુક્ત થઇ શકે છે ?

કર્મબંધથી આત્માને બચાવવા માટે કર્મબંધનું મુખ્ય કારણ જે "મિથ્યાત્વ" છે તેનું સ્વરૂપ બતાવે છે યોગશાસ્ત્રમાં કહ્યું કે —**अनित्याशुचि दुःखानात्मसु नित्यशुचि सुखात्मख्यातिरविद्या**" અર્થાત્ અનિત્યને નિત્ય, અશુદ્ધને શુદ્ધ, દુખને સુખ અને આત્માને અનાત્મા માનવો તે જ, અવિદ્યા ( મિથ્યાત્વ ) છે મિથ્યાત્વના ૩ પ્રકાર છે-૧ અણાઇયા અપજ્જવસિયા ( અનાદિ અનંત ) જે મિથ્યાત્વની આદિ પણ નથી અને અંત પણ નથી અભવ્ય જીવોને એવું મિથ્યાત્વ હોય તેમજ અનંત ભવ્ય જીવો પણ એવા છે

ખરી વાત તો એ છે કે મોહનીય કર્મની શકિત ઘણી પ્રબળ છે એ શકિતના પ્રતાપથી ખરા ધર્મની પરીક્ષા થઇ શકિત નથી. મોહરૂપી મદિરાના નિશામાં બધુ વિપરીત ભાસે છે. ચેતન મોહને વશ થઇ ધર્મના નામે પણ પાપ કરવામાં અતિ આનંદ માને છે આત્માને પાપકર્મની પિછાન અનાદિ કાળથી છે તેથી વગર શીખવ્યે તેને આવડી જાય છે જુઓ, બાળકને ગર્ભાશયથી બહાર નીકળતી વખતે તરત રોવાનું અને દૂધ પીવાનું તેમજ મોટા થયા પછી સ્ત્રીની સાથે ક્રીડા કરવાનુ કોણ શીખવે છે? અનાદિ કાળથી આત્મા એવાં કામ અનંતીવાર કરીને આવ્યો છે. એ અનુભવને લીધે તેને વગર શીખવ્યે એવી વાતો યાદ આવી જાય છે અને કરવા મંડી જાય છે એવુ જાણી હઠાગ્રહી. કદાગ્રહી, દુરાગ્રહી ન બનતાં, તેમજ ધનવાન્-વિદ્વાન્ તરફ ન જોતાં. પોતાના આત્માના શુભાશુભ તરફ નજર કરી, આભિગ્રહિક મિથ્યાત્વ છાંડી સત્ય ધર્મમાં પ્રવર્તવું.

## ૨ અનાભિ ગ્રહિક મિથ્યાત્વ

કેટલાક લોકો હઠાગ્રહી હોતા નથી, પરંતુ તેઓમાં ધર્મઅધર્મ, નિજગુણ-પરગુણ, અને સત્ય અસત્ય પારખવાની બુદ્ધિ જ નથી હોતી જન્મથી સ્વભાવિક રીતે મૂઢતા હોય છે જેથી સત્ય ધર્મ અને પાખંડીના ધર્મનો નિર્ણય કરી શકતા નથી. જેમ શીરા વગેરે અનેક રસદાર મિષ્ટાન્નમાં કડછી ફરે ખરી પણ પોતાના જડ સ્વભાવને લીધે સ્વાદની પરીક્ષા ન કરી શકે તેમ કેટલાક ભોળા પ્રાણીઓ આ જગતમાં ઘણા વખત થયા હોય ત્યાં ધર્મ સંબંધી પૂછતાં જવાબ આપે છે કે, "અમારે પક્ષપાતમાં પડવાની શી જરૂર છે? કોઇના ધર્મને ખરાબ શા માટે કહેવો જોઇએ? કોણ જાણે કયો ધર્મ સાચો હશે અને કયો ધર્મ જૂઠો હશે? વધારે વિચાર કરતાં અમને તો એમ લાગે છે કે બધા ધર્મો સરખા છે કોઇ ખોટો નથી, કારણ કે સર્વે ધર્મમા મોટા મોટ વિદ્વાન્ મહાત્મા પંડિત, ધર્મોપદેશક દેખાય છે, તે સર્વે શું જૂઠા છે? અમે તે કોણ બિચારા કે તેમનાથી વધુ સાચા ગણાઇએ? અમારે તો કોઈ ધર્મના ઝગડામાં પડવુ નથી. અમારે તો સર્વ સરખું અને સાચુ છે, સૌના દેવ, ગુરુને પૂજીશું, વંદીશુ અને આરાધીશુ જેથી અમારો ઉદ્ધાર થાય." એવી રીતનો વિચાર રાખનાર બિચારા વચમા જ રહી જશે ન આ તીરે કે ન પેલે તીરે, એવા ભોળા લોકોએ એટલો બધો ખ્યાલ કરવો જોઇએ કે જો બધા ધર્મ એક સરખા છે તો તે સર્વમાં એટલો ભેદ અને અંતર શા માટે પડે છે? સૌ પોતપોતાનો પક્ષ શા માટે તાણે છે? એટલા વિચારથી સિદ્ધ થાય છે કે બધા ધર્મોમાથી કોઇ એક ધર્મ સાચો છે હવે સાચો ધર્મ કયો છે તે જાણવાની જરૂર પડા છે તો આત્માનુભવથી, દીર્ઘદૃષ્ટિથી ન્યાયદૃષ્ટિથી અને નિષ્પક્ષપાતપણે વિચાર કરવો કે જે એક મહાન અને સર્વ માન્ય વસ્તુને આધારે બધા ધર્મો ચાલે છે, અને જે તે બધા ધર્મવાળાએ ઉત્તમ માની છે તે વસ્તુ સંપૂર્ણપણે જેમાં હોય તે ધર્મ સર્વ ધર્મોથી સાચો ગણવો જોઇએ એવી મહા પવિત્ર, માંગલિક અને વર્દ્ધનિક વસ્તુ કઇ છે અને તેનુ નામ શું છે? એ મહાન્ વસ્તુનું નામ દયા +

---

\+ શ્લોક—अद्रोहः सर्वभूतेषु, कर्मणा मनसा गिरा ॥
अनुग्रहश्च दानं च, सतां धर्मः सनातन ॥

અર્થ.—મન વચન અને કાયાથી પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો, સર્વે પ્રાણીપર અનુગ્રહ. (દયા) રાખવી અને દાન દેવુ એજ સનાતન ધર્મ છે

મહાત્માઓ, નિજઆત્માની અને પરમાત્માની સર્વથા દયા પાળવામાં સમર્થ, હાલ વિરાજે છે અને એવીજ દયા પાળે છે

પ્રશ્ન-પંચ મહાવ્રતધારી સાધુ આહાર વિહાર વગેરે અનેક કર્તવ્ય કરે છે તેમાં હિંસા નહિ થતી હોય ?

સમાધાન-આહાર વિહારાદિ કર્તવ્યમાં ઉપયોગ રાખવા છતાં અકસ્માત રીતે હિંસા થાય છે તેથી પાપ કર્મનો બંધ થતો નથી. શ્રી જિનેશ્વર દેવે ફરમાવ્યું છે કે:-

जयं चरे, जयं चिठे, जयं मासे जय सये ॥
जयं भुजंतो भासंतो, पावकम्मं न वंधइ ॥

જતનાથી ઇર્યા સમિતિ સહિત ચાલવાથી, જતનાથી ઉભા રહેવાથી જતનાથી શયન કરવાથી જતનાથી ભોજન કરવાથી, અને જતનાથી (ભાષા સમિતિ સહિત બોલવાથી પાપ કર્મનો બંધ પડતો નથી. એ ફરમાન પ્રમાણે પંચ મહાવ્રતધારી મુનિઓ સર્વે કામ જતનાપૂર્વક કરે છે તેથી પાપકર્મનો બંધ પડતો નથી છદ્મસ્થપણાને લીધે યોગથી ચૂકી જતા હિંસા થાય તો પોતે પશ્ચાત્તાપ સાથે પ્રાયશ્ચિત્ત સાથે પ્રાયશ્ચિત્ત (૯૬) લઇને શુદ્ધ થાય છે. આથી કરી મુનિ મહારાજ સર્વથા અહિંસાવ્રતધારી છે.

પ્રશ્ન-સાધુ તો સર્વથા દયા પાળી શકે, પણ અમે તો ગૃહસ્થ છીએ તેથી અમારાથી એવી સંપૂર્ણ દયા શી રીતે પળે ?

સમાધાન-તમારૂં કહેવું સત્ય છે. ગૃહસ્થપણાની સ્થિતિમાં સંપૂર્ણ દયા પાળવી ઘણીજ મુશ્કેલ છે, છતાં પોતાથી જેટલી પળે તેટલી દયા અવશ્ય પાળવી અને જે જે હિંસા પોતાથી થાય તેને હિંસા સમજી તેનો પશ્ચાત્તાપ અવશ્ય કરવો. અને ત્યાં લગી દિનપ્રતિદિન મર્યાદા કરી હિંસા કમી કરવી, હિંસાનો સર્વથા ત્યાગ કરવાના અભિલાષી રહેવું, સર્વથા હિંસા ત્યાગનાર મહાપુરુષોના ગુણગ્રામ કરવા અને અવસર પર પોતે સર્વથા હિંસા છોડી મુનિપદ ધારણ કરી પોતાને કૃતાર્થ અને ભાગ્યશાળી બનવાની ભાવના ભાવવી ગૃહસ્થને માટે આ મહાન્ સાર છે એવી સમજણ રાખી ભોળા વિવેકહીન અને ભયભીત ન થતાં સત્યાસત્યનો નિર્ણય કરવો અને અનાભિગ્રહિક મિથ્યાત્વનો ત્યાગ કરવો.

## ૩ આભિનિવેશિક મિથ્યાત્વ.

કેટલાક સત્યાગ્રહી લોકો પોતાના મનમાં તો પોતાની ધર્મ માન્યતા અને કલ્પનાઓને જૂઠી સમજી જાય છે, પણ માન મગરૂરીને લીધે વેશનો ત્યાગ કરતા નથી તેમ પોતે અહેલી હઠનો ત્યાગ ન કરતાં વાતને ટકાવી રાખે છે, કોઈ શાસ્ત્ર પારગત મહાત્મા તેમને ન્યાય પુરસ્સર સમજાવે તો ન સમજતાં તેમની સામે અનેક પ્રકારનાં કુતર્કો, ખોટી રચનાઓ કુહેતુઓ અને કુયુક્તિઓ રચી પોતાના કુમતને સ્થાપે છે-સિદ્ધ કરે છે; પોતે ઉત્સૂત્ર પ્રરૂપણા કરતાં ડરતો નથી, શ્રી જિનેશ્વર પ્રભુનું એક વચન ઉત્થાપતાં તેને લગતાં અનેક વચન ઉત્થાપી નાંખે છે, ઉત્તર ન જડે તો તત્ક્ષણ ક્રોધને વશ થઇ શુદ્ધ શિક્ષા દેનાર ગીતાર્થ મહાત્માનો તિરસ્કાર કરે છે ગુસ્સામાં ને ગુસ્સામાં જે જે શાસ્ત્રાર્થ પોતાના મતને હરકતકર્તા હોય તે તમામ ઉથલાવી દે, સ્વમતિ કલ્પનાથી ખોટા ખોટા ગ્રંથ, કથા,

તેમની અપર્યાપ્તાવસ્થામાં આ સમકિત અલ્પ કાળ માટે રહે છે.તે પછી તે નિયમા મિથ્યાત્વી બની જાય છે. આ પ્રકારે આમાં પણ અનાભોગ મિથ્યાત્વ હોય છે. વળી ઘણા સંજ્ઞી પંચેન્દ્રિય જીવો પણ અસંજ્ઞી જેવા અજ્ઞાન છે. તેઓ બિચારા ધર્મ અધર્મ તથા તત્વ અતત્વમાં કાંઈ સમજતા જ નથી. આવા અસંખ્યાતા પશુ પક્ષીઓ છે અને સંખ્યાતા ભોળા મનુષ્યો પણ છે. તેઓ પણ આ જ મિથ્યાત્વે કરી ગ્રસિત થઇ રહ્યાં છે ઉપર્યુકત ૪ મિથ્યાત્વ કરતાં આ પાંચમા મિથ્યાત્વ વાળા જીવો વધારે છે

## ૬ લૌકિક મિથ્યાત્વ.

(૧) આ ભવમાં પુત્ર, પુત્રી, સગાં સંપતિ વગેરે પુદ્ગળીક સુખની લાલચે ગણપતી, હનુમાન, મેલડી, પીર, અંબીકા, શીતળા વગેરે અનેક પ્રકારના દેવો કે જેની પુજા મિથ્યાતી લોકો ઐહિક સુખ માટે કરે છે તેની પુજા કરવી તે લૌકિક દેવગત મિથ્યાત્વ. આ દેવોમાંના કોઇ કલ્પીત, કોઇ પૂર્વ કાલમાં થયેલ મનુષ્યને નામે, કોઈ વ્યંતરાદિ દેવ અને કોઇ ચવી ગયેલા દેવ હોય કુળ દેવ પણ અહિં આવી જાય છે.

(૨) લૌકિક ગુરૂગત મિથ્યાત્વ—નીશાળના માસ્તર, અગાઉ કળા શિખવવા માટે કળાચાર્ય પાસે છોકરા મોકલતા તે કળાચાર્ય, વડીલો, ગ્રહસ્થના વેષમાં ગુરૂ તરીકે પ્રખ્યાતી પામનાર આ સર્વે લૌકિક ગુરૂ કહેવાય છે તેમના તરફ યોગ્ય વિનયાદિ રાખવા પણ તેમનામાં મોક્ષ અર્થે ધર્મ બુધ્ધી રાખવી તે મિથ્યાત્વ છે

(૩) લૌકિક ધર્મગત મિથ્યાત્વ—સ્નાન લગ્ન, કમાવવા માટે જે ધંધો કે નોકરી હોય તેમાં પોતાની યોગ્ય ફરજ બનાવવી, પુત્ર પુત્રાદિનું પાલન,વગેરે અનેક સંસારી કાર્યો જે નિતિથી કરવાના હોય છે કે શરીરાદિના કારણે કરવાના હોય છે તે લૌકિક ધર્મ કહેવાય, તેમાં મોક્ષાર્થે ધર્મ માનવો તે મિથ્યાત્વ જેમકે મિથ્યાત્વીઓ સ્નાનને ધર્મ માને છે

ધર્મનુ નામ તો રાખ્યું પણ ધર્મના કૃત્ય બિલકુલ ન કરે. એકાંત અધર્મના કામો કરે અને તેને ધર્મ કરી માને. જેમકે-પૃથ્વીકાયથી ધર્મસ્થાન દેવાલય આદિ બનાવે, નવાણુ ખોદાવે, ઇત્યાદિ પૃથ્વીકાયનાં આરંભનાં કામો કરી સ્વર્ગમાં જવાની અભિલાષા રાખે, એ પ્રમાણે જો સ્વર્ગ મળતું હોય તો ચક્રવર્તી મહારાજાઓએ રત્નોવડે ધર્મસ્થાનક કેમ ન બંધાવ્યાં ? શા માટે સંયમ ( દીક્ષા ) લઇ આત્માને તપાદિ કષ્ટ આપ્યાં ? કોઇ સંસારનાં કામોને મોક્ષાર્થે માનવા તે લૌકિક ધર્મગત મિથ્યાત્વ છે

તીર્થસ્થાનમાં ન્હાવાથી પાપનો નાશ થતો હોય તો કડવુ તુંબડુ તીર્થજલમા સો વાર સાફ કરતાં મીઠુ કેમ થતુ નથી ? તુંબડાની કડવાશ ન ગઇ તો સ્નાન કરનારના પાપ શી રીતે જશે ? તીર્થસ્થાનના પાણીમાં સ્નાન કરવાથી મોક્ષ સુખ મળતું હોય તો ત્યાં તે પાણીમાં હમેશાં રહેનાર માછલાં વગેરે જીવોને પણ મોક્ષ સુખ મળવુ જોઇએ વળી તીર્થસ્થાનમાં રહેવાથી પાપનો નાશ થતો હોય તો તે સ્થાનમાં રહેનાર મ્લેચ્છાદિ, પશુ પક્ષી સર્વનો મોક્ષ થવો જોઇએ. મોટા મોટા તપસ્વીઓએ મહાઘોર તપશ્ચર્યા કરી તનને શા માટે તપાવ્યું ? અરે ભાઇ ! તીર્થજલમાં અને આપણા ઘરના જળમાં એવી રીતના ફરક છે જ નહિ પાપી લોકોને તો ગંગા પણ શુદ્ધ કરી શકતી નથી

શ્લોક—जायंते च म्रियंते च जलेष्वेव जलौकसः ।
न गच्छंति ते स्वर्गं अविशुद्ध मनोमलाः ॥

ગંગાજીમાં રહેનાર જળચર પ્રાણીઓ તેમાં જ જન્મે છે અને તેમાં જ મરે છે મનનો મેલ ગયા વિના તેમને પણ સ્વર્ગ મળતું નથી તો બીજાનું શું કહેવું!

શ્લોક—चित्तं रागादिभिः क्लिष्टं अलीकवचनैर्मुखं ।
जीवघातादिभिः कायो, गंगा तस्य पराङ्मुखी ॥

રાગદ્વેષ વગેરે દોષોથી જેનું મન, અસત્ય વચનોથી જેનું મુખ, અને હિંસા આદિ પાપોથી જેની કાયા અપવિત્ર થઇ રહી છે તેનાથી ગંગાજી મોં ફેરવીને રહે છે અર્થાત નારાજ રહે છે અને તેવાને પવિત્ર કરી શકતી નથી.

## ૭ લોકોત્તર મિથ્યાત્વ

લોકોત્તર મિથ્યાત્વના ત્રણ ભેદ છે (૧) લોકોત્તર દેવગત મિથ્યાત્વ (૨) લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ (૩) લોકોત્તર ધર્મગત મિથ્યાત્વ. સ્વલિંગમાં કોઈપણ પોતાને ભગવાન માને, બીજા તેને પણ તેમ માને તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ.

તીર્થંકરનું નામ તથા વેશ ધારણ કરે પણ તીર્થંકરના લેશમાત્ર ગુણ હોય નહિ (જેમકે જમાલી) અઢાર દોષથી ભરેલ હોય, એવાને દેવ માને તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ વળી વીતરાગદેવના નામની માનતા તથા બાધા રાખી આ લોકમાં સુખ ધન, પુત્ર નિરોગી કાયા, વસ્તી અનેક ઉપાધિનું નિવારણ વગેરેની ઇચ્છા કરે અથવા તે તે કાર્યોની સિદ્ધિને માટે તીર્થંકર દેવનું સ્મરણ રટણ, જપ વગેરે કરે તેને લોકોત્તર દેવગત મિથ્યાત્વ કહે છે

જેમ સાધુનું નામ, વેશ તથા ઉપકરણ ધારણ કર્યા હોય પણ જેમાં સાધુપણાના ગુણો ન હોય, પાસત્થા (ભ્રષ્ટ સાધુ) ના પાંચ દૂષણ સહિત હોય, પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ રહિત હોય, છકાયના જીવોની પાલના બરાબર ન કરે એવા સાધુને ગુરુ તરીકે માનવા તેને લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ કહે છે. જૈનધર્મ નિરવદ્ય (પાપથી રહિત) છે તે ધર્મને આચરવાથી નિરાબાધ, અને અક્ષય મોક્ષના સુખ મળે છે છતાં તેવા ઉત્તમ સુખને છોડી ધર્મનું આચરણ આ લોકનાં સુખો પ્રાપ્ત થાય તેટલા માટે કરે. જેમકે મને પુત્ર થશે તો અઠ્ઠાઈના તપ કરીશ, હું કરોડપતિ થાઉં તો રોજ ૨ સામાયિક કરીશ. પાખીના પૌષધવ્રતનું ફળ મને વેપારમાં લાભ થાય તે રીતે મળજો, દુશ્મનને ઘેર નુકશાન થાય તો આમ કરીશ વગેરે. આ રૂઢિ જો પ્રદેશમાં હોય તે અતિશય હાનિકારક છે તે રૂઢિને ટાળવાનો પ્રયત્ન જરૂર કરવો જ જોઇએ. અનંત જન્મ મરણના ફેરા જેવું મહાન દુઃખ ટાળી નાખે એવી સત્તા ધર્મના આચરણની છે તે ફળ છોડીને આ જગતનાં ક્ષણિક સુખો, આશુવિનાશી સુખો, જે સુખનો ભરોસો નહિ તેવાં સુખો મેળવવા માટે ધર્મકરણી થાય એ તો હીરા આપી પત્થર લેવા જેવું છે જૈનધર્મ પાળનાર વણિક પુત્ર ૧ રૂપિયાનો માલ પાવ આને પણ નહિ વેચે અને વેચે તો તે મૂર્ખ ગણાય તો અનંત સુખનું ફળ આપનાર એવા ધર્મકરણીનો વેપાર ક્ષણિક સુખના બદલામાં કરે એને મૂર્ખ કેમ ન કહેવાય? આમ વિચારી લોકોત્તર ધર્મગત મિથ્યાત્વથી આત્માને બચાવો.

## ૮ કુપ્રાવચન મિથ્યાત્વ.

કુપ્રાવચન મિથ્યાત્વ.– તે મિથ્યાત્વના ત્રણ ભેદ છે - (૧) દેવગત (૨) ગુરુગત અને (૩) ધર્મગત મિથ્યાત્વ. ૧ દેવગત મિથ્યાત્વ—જેમનામાં શાસ્ત્રકથિત દેવના જ્ઞાનાદિ ગુણો ન હોય એવા નામધારી દેવોને દેવ કરી માને તે દેવગત મિથ્યાત્વ કહેવાય કેટલાક મનુષ્યો ચિત્ર, વસ્ત્ર, કાગળ, માટી, પત્થર, કાષ્ટ વગેરે સાધનોથી પોતાને હાથે દેવ બનાવી તેને દેવ તરીકે સ્થાપે છે, જે માત્ર જડ છે, જેમાં જ્ઞાન, દર્શન, ચારિત્રનો બિલકુલ ગુણ નથી, છતાં તેને ધર્મદેવ કહે છે, માને છે પૂજે છે. કોઇ દેવ પાસે સ્ત્રી હોય છે એ ઉપરથી જણાય છે કે હજી તેઓ કામશત્રુના પરાભવમાંથી બચ્યા નથી, વિષયલુબ્ધ છે, કોઇ દેવે હાથમાં શસ્ત્રો ધારણ કરેલાં હોય છે તેથી શત્રુની હત્યાનુ કામ કરવાનું હજી બાકી લાગે છે. કેટલાક દેવ વાજીંત્ર વગાડે છે, તે જાણે હજી પોતાના તથા બીજાના મનને ઉદાસ ચિત્તમાંથી વાજીંત્રો વગાડીને પ્રસન્ન કરવા ઇચ્છે છે. કોઇએ માળા ધારણ કરી છે તે અપૂર્ણ છે. ધ્યાનમાં એકાગ્ર ચિત્ત રહી શકતું ન હોવાથી અથવા ગણતરી પર સ્મૃતિમાં રહેતી ન હોવાથી માળાનુ સાધન રાખવુ પડ્યું છે. અગર માળાવડે તેનાથી પણ કોઈ અન્ય મોટા દેવનો જાપ કરવા માળા રાખી છે જે દેવની પાસે બીજા દેવની મૂર્તિ બેસાડી છે તે નિર્બળ છે, તેને હજી બીજાની સહાયની જરૂર છે અથવા બીજાથી પોતાની શોભામાં વૃદ્ધિ થશે એમ માને છે. દરરોજ સ્નાન કરે છે તેનામાં મલિનતા છે. જે માંસભક્ષી છે તે અનાર્ય છે. જે અન્ન, ફળ આદિ સચેત વસ્તુના ભોગી છે તે અવ્રતી છે જે દેવ પુષ્પ, અત્તર આદિ સૂંઘે છે તે અતૃપ્ત છે, ઇંદ્રિયો નિરંકુશ છે. જે પૂજાના ઇચ્છુક છે તે અભિમાની છે જે દેવ રુષ્ટ થયે દુઃખ દે છે અને તુષ્ટ થયે સુખ દે છે તે રાગદ્વેષયુક્ત છે જે દેવે પ્રતિષ્ઠાની ચાહના કરે છે તે ઢોંગી છે, તેણે હજી અભિમાન છોડયું જણાતુ નથી ઇત્યાદિ અનેક દુર્ગુણોથી ભરેલ દેવોને દેવબુદ્ધિથી શી રીતે મનાય? વળી એ તે દેવ છે કે મનુષ્ય છે કે કોઇ અન્ય ચીજ છે તે પણ એના શાસ્ત્રોથી પણ નિશ્ચય થતો નથી દષ્ટાન્ત—કહે છે કે બ્રહ્મમાંથી માયા ઉત્પન્ન થઇ, માયામાંથી સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ ઉત્પન્ન થયા, વળી સત્વ ગુણમાંથી વિષ્ણુદેવ, રજોગુણમાંથી બ્રહ્માદેવ, અને તમોગુણમાંથી શંકરદેવ પેદા થયા. હવે તે પર વિચાર કરીએ બ્રહ્મ છે તે ચેતન છે, માયા છે તે જડ છે, તો ચેતનમાંથી જડ શી રીતે સંભવે? વળી એ જડ માયામાંથી ત્રણ ગુણ અને ત્રણ ગુણમાંથી ત્રણ ચેતનદેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, તો એ પણ શી રીતે બને? કારણ કે ગુણીમાંથી ગુણ ઉપજે પણ ગુણમાંથી ગુણી કેવી રીતે થાય? માટીમાંથી ઘડો બને પણ ઘડામાંથી માટી શી રીતે બને? કોઇની નિંદા અર્થે આ વાત કહેવામાં આવતી

---

* શ્લોક—अदेवे देवबुद्धिर्या, गुरुधीरगुरौ च या ।।
अधर्मे धर्मबुद्धिश्च, मिथ्यात्वं तद् विपर्ययात् ।।

અર્થ—અદેવને દેવબુદ્ધિથી, અગુરુને ગુરુબુદ્ધિથી, અને અધર્મને ધર્મબુદ્ધિથી વિપર્યય (ચિત્તવિભ્રમ) ને લીધે માનવુ તેને મિથ્યાત્વ કહે છે.

ઈત્યાદિ અનેક રૂપે પાખંડ કરી ‡ પેટ ભરાઇ કરી ફરતા ફરે એવાને માને છે, પૂજે તેને ગુરુગત મિથ્યાત્વ કહે છે

આ સ્થળે જૈન મતમાં દર્શાવેલા પાંચ સમવાય જાણવાની ખાસ જરૂર છે. એ પાંચ સમવાય જાણવાથી, ૩૬૩ પાખંડીઓના મતનું સ્વરૂપ લક્ષમાં આવતાં કુગુરુ વિષેનું ખરૂ જાણપણુ થશે

## ૩૬૩ પાખંડમત

## પાંચ સમવાયનુ સ્વરૂપ.

પાંચ સમવાયનાં નામ—(૧) કાલવાદી, (૨) સ્વભાવવાદી, (૩) નિયતિ ભવિતવ્ય—(હોનહાર) વાદી, (૪) કર્મવાદી. (૫) ઉદ્યમવાદી. એકાંતવાદના (મતના) સ્થાપક ઉપર્યુક્ત પાંચ પ્રકારના હોય છે હવે તે પાંચનુ સ્વરૂપ કહે છે

**૧ કાલવાદી**—આ જગતમાંના સર્વ પદાર્થો કાળના કબજામાં છે, એટલે સર્વે પદાર્થો પર કાળનુ અધિપતિપણું છે. કાળ સૌનો કર્તા—ભર્તા—હર્તા છે. સ્ત્રીના ગર્ભાધાન વિષે વિચાર કરીએ તો યોગ્ય ઉમરનાં સ્ત્રી પુરૂષના સંયોગથી સ્ત્રીને વિષે ગર્ભાધારણ થાય છે. સ્ત્રી વૃદ્ધ થયા પછી પુરૂષનો સંયોગ થયા છતાં ગર્ભધારણ ક્રિયા બંધ થાય છે ગર્ભમાં અવતાર ધારણ કરનાર જીવ, ગર્ભાશયમાં યોગ્ય સમય સુધી પાકે તે પછીજ બાળકરૂપે પ્રસવે છે, એ બાળક પણ યોગ્ય ઉમરનો થશે, ત્યારે ચાલવા, સમજવા માંડશે અને વિદ્યાભ્યાસ કરશે, યુવાન વય થતાં ઇંદ્રિયોના વિષયની વિશેષ સમજણ પડશે. વૃદ્ધ અવસ્થા થતાં કેશ ધોળા થશે, દાંત ખરી પડશે, શકિત મંદ પડશે ,એમ કરતાં કાળ પૂર્ણ થશે ત્યારે મૃત્યુને વશ થશે એ પ્રમાણે માણસો ઉપર જેમ કાળની સત્તા છે તેમ સ્થાવર જીવો પર પણ છે વનસ્પતિને તેનો કાળ પરિપકવ થાય ત્યારેજ અંકુર ફૂટે છે, પાંદડાં આવે છે, ફૂલ ફળ લાગે છે, બીજ રસ પ્રગમે છે, અને કાળ પૂર્ણ થતાં સડી–બગડી સૂકાઈ જાય છે સર્વ દુનિયા કાળને આધારેજ ચાલે છે. સૂર્ય ચંદ્ર વગેરે પોતાના વખત પ્રમાણે ઉગે આથમે છે, રાત્રિદિવસ થાય છે. શીતકાળમાં ઠંડક, ઉષ્ણકાળમાં ગરમી અને ચોમાસામાં

---

‡ પાખંડી ગુરુને માટે કહ્યું છે કે

શ્લોક—धर्मध्वजी, सदा लुब्धश्छाद्मि कोलोकदम्भकः
वैडालवर्तिको ज्ञेयो, हिंस्त्रःसर्वाभिसंधकः ॥
अधोदृष्टि र्नकृतिकः स्वार्थसाधनतत्परः
शठो मिथ्याविनतश्च, बकवृत्तिचरो द्विजः ॥

મનુસ્મૃતિ અધ્યાય ૪

અર્થ—ધર્મના નામથી લોકોને ઠગે, સદા લોભી, કપટી, લોકમાં, પોતાની બડાઇ કરનાર, હિંસક, વૈર (ઇર્ષા) રાખે, થોડા ગુણ વાળો છતા બહુજ નુકશાન કરે ખોટુ કરીને પોતાનો સ્વાર્થ સાધે, પોતાનો પક્ષ ખોટો જાણે તો પણ હઠ છોડે નહીં, જૂઠા સોગન ખાય, ઉપરથી ઉજ્વલ અને અંદરથી મેલા એ પ્રમાણે બગલા જેવા ચિત્તવાળા એટલા લક્ષણવાળાને પાખંડી દ્વિજ-કહેવો.

પણ એનું મોત આવવાનુ હતુ તેથી પોતાના ચક્રથીજ પોતે માર્યો ગયો. દ્વારકા બળી જને એવું શ્રી કૃષ્ણ જાણુતા હતા, પ્રયત્ન પણ ઘણો કર્યો છતાં કૃષ્ણના દેખતા જ બળવાની હતી તેથી બળી ગઇ, પરશુરામે પોતાની પરશુ (કુહાડી)થી લાખો ક્ષત્રિયોને માર્યા પણ એનું મોત આવ્યુ ત્યારે સ્વયભૂ ચક્રવર્તીના હાથથી તેનું મોત થયુ. વળી એક ખાસ દૃષ્ટાંત આપું છું તેથી મારો મત તમોને પૂર્ણ સાચો લાગશે એક વખતે એક ઝાડ પર હોલો ને હોલી બેઠાં હતા; એને મારવા માટે શિકારીએ તેના ઉપર પોતાના શકરા (બાજ પક્ષી) ને છોડી મેલ્યો, અને નીચેથી પોતે બાણ તાકવા લાગ્યો દૈવ યોગે એક સર્પે ત્યાંથી નીકળી પારાધીના પગમા ડખ માર્યો, તેથી તેના હાથમાંનુ બાણુ છૂટી ગયુ અને પોતાનાજ શકરાને વાગ્યુ તેથી શકરો મરી ગયો અને નીચે પોતે .પણ મરી ગયો અને પેલું પક્ષીનુ જોડું સહીસલામત બચી ગયુ! જુઓ ભાઇઓ! નશીમનો જોગ કેટલો બળવાન છે મોટા ખુનખાર ને ભયકર યુદ્ધોમા અતિ વિષમ ઘા લાગવાથી સખ્ત ઘાયલ થયેલ લડવૈયો, અને પ્લેગ જેવી ભયંકર બિમારીમાં કેવળ મૃત્યુ તુલ્ય અને ભોય લીધેલાં મનુષ્યો પણ હોનહારના પ્રતાપે બચી જઇ ઘણાં વર્ષો લગી જીવે છે. દરિયાના ભર તોફાનમાં મોટી મોટી સ્ટીમરો ગરક થાય છે ત્યારે, મોટા શ્હેરમાં જબરી આગ લાગે છે ત્યારે, ધરતીકંપ-જ્વાળામુખીના વિકટ પ્રસગોમા, અને અકસ્માત મોટા મકાનો જમીન દોસ્ત થાય છે ત્યારે, જે કેટલાક નાનાં મોટાં માણસો કોઇ અણધારેલા બનાવને આશરે અણીશુદ્ધ અને સલામત રહે છે તે પણ આ નિયતિ-હોનહારનો જ પ્રતાપ છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે નિયતિજ સત્ય છે અને બધાંને છોડી તેનેજ માનવુ આવિરિતે એકાંતીક નિયતવાદી મિથ્યાત્વી છે પણ નિયતિનો બીજા સમવાય સાથે યોગ્ય રીતે સમન્વય કરનાર સમકીતી છે

૪ **કર્મવાદી**-કર્મવાદી એ ત્રણેને (કાળ-સ્વભાવ-નિયતને) જૂડા કહે છે, એ ત્રણેથી કાંઈ થતુ નથી પણ પોતાના કરેલાં કર્મોના ફળ પ્રમાણે જ બધું થાય છે જેવુ કર્મ કર્યુ હોય તેવાં જ તેનાં ફળ, મળે, કરણી તેવાં ફળ, વાવે તેવુ લણે, કરે તેવુ પામે, એ બધી વાતો સાવ સાચી છે આ જગતમા પંડિત, મૂર્ખ, શ્રીમંત, દરિદ્રી, સ્વરૂપવાન્, કુરૂપવાન્ નિરોગી, રોગી, ક્રોધી, ક્ષમાશીલ વગેરે જે જે દેખાય છે એ સર્વ પોતપોતાનાં કર્મને લીધે જ છે જગત્મા દેખાતા માણુસો સૌ એક સરખા લાગે છે પણ તેમાં એક માણુસ પાલખીમાં બેસે છે અને બીજાં માણુસો ઉપાડે છે, એક ઇચ્છિત ભોજન ખાય છે, અને એકને લૂખો, સૂકો જુવારનો રોટલો પણ મળતો નથી કોઇ દેખતો તો કોઇ આંધળો, કોઈ સ્પષ્ટ વકતા તો મૂગો, કોઇ રાજા કોઇ રંક, કોઇ શેઠ તો કોઇ નોકર એ વગેરે તમામ કર્મની વિચિત્રતા છે, કર્મોના પ્રતાપે શ્રી આદિનાથ ભગવાનને બાર મહિના લગી અન્ન જળ ન મળ્યુ, શ્રી મહાવીરસ્વામીના કાનમાં ખીલા ઠોકાયા પગ પર ખીર રંધાણી, ગોવાળીઆએ માર્યા, એ પ્રમાણે અનેક કષ્ટ-ઉપસર્ગ સાડાબાર વર્ષને એક પખવાડિયા લગી પડ્યાં, સગર નામે ચક્રવતીના સાઠ હજાર પુત્રો એકદમ મરી ગયા, સનત્કુમાર ચક્રવર્તીના શરીરમાં ૭૦૦ વર્ષ લગી કોઢરોગ રહ્યો, રામ લક્ષ્મણ વનમાં વસ્યા, સીતાજી પર કલક આવ્યું, લકા અગ્નિમાં બળી, કૃષ્ણ વાસુ-

દેવને જન્મતી વખત આનંદ મંગળના ગીત ગાનાર અને મરતી વખતે પાસે કોઈ આશ્વાસન દેનાર કે રોનાર ન રહ્યું એવી એવી વિટંબના ઉત્તમ પુરૂષોને પડી તો બીજાનું તો શું ગજુ ! એ કર્મોજ જીવને એકેંદ્રિય નરક વગેરે નીચ ગતિમાં અને મનુષ્યસ્વર્ગ વગેરે ઉંચ ગતિમાં લઈ જાય છે વિશેષ શું કહું એ કર્મ દૂર થાય ત્યારેજ મોક્ષ પ્રાપ્ત થાય છે કર્મવાદી બોલ્યો કે મહીંજ કર્મ મહા બળવાન છે અને કર્મવાદી"નો મારો મત જ સાચો છે કર્મવાદની સામે પુરૂષાર્થ અને બાકીના સમવાય જોડવાથી સ્યાદ્વાદ પ્રરૂપણા થાય છે દાખલા તરીકે એક જીવનો મોક્ષ થયો તેમાં પાંચે સમવાય આવે છે ૧ ભવ ક્રમ અસર થયા, ૨ પુરૂષાર્થથી સર્વ કર્મ બંધનો ક્ષય કર્યો ૩ મોક્ષનો સમય પણ કાળનોજ આવ્યો છે ૪ ભવી હોય તેજ મોક્ષની સાધના કરી શકે કારણ કે તેની સ્વભાવ તેવો છે ૫ તે જીવ નો તે વખતે મોક્ષ થવાનો હતો એટલે મોક્ષની સાધનામાં તે વખતે તેનો નંબર લાગ્યો અને તે કેવળીભગવાનના જ્ઞાનમાં પણ શું લોકસ્વભાવની વર્તનામાં તેનો વારો આવ્યો. આવી રીતે પાંચે સમવાય સાથે રહે છે

કર્મવાદી મતને ભાંગે કોઈ આ જગાએ બોલ્યો ઈશ્વરવાદી મત સ્થાપે છે જે કંઈ થાય તે ઈશ્વરથીજ થાય છે અને તેજ કર્તા છે ઈશ્વરના હુકમ વિના એક પાંદડું પણ હાલી શકતુ નથી સુખદુઃખ સ્વર્ગનરક સર્વે આપનાર અને સર્વ કાર્યનો અધિક-કર્તા ઈશ્વર જ છે ઈશ્વર = જેને ઐશ્વર્ય છે તે ઈશ્વર. ઐશ્વર્ય = સિદ્ધિ. તે ૧૦ બાહ્યપ્રાણ રૂપી બાહ્યસિદ્ધિ અને ૪ ભાવ પ્રાણરૂપી ભાવ સિદ્ધિ એટલે ઈશ્વરનો અર્થ જીવ થયો. જીવ પોત-પોતાના કર્મ અને ભાવનો કર્તા અને ભોક્તા છે તેથી પોતપોતાની સૃષ્ટીનો કર્તા અને ભોક્તા છે આવો અર્થ કરવાને બદલે મિથ્યાત્વીઓ ઈશ્વરને બીજી રીતે માને છે તે સર્વથા મિથ્યાત્વ છે

૫ ઉદ્યમવાદી—ઉદ્યમવાદી. ઉદ્યમથી જ તમામ બને છે અને કાળ સ્વભાવ, નિયતિ અને કર્મથી કંઈ થતુ નથી. એમ જણાવે છે તે કહે છે કે કર્મ તો નિર્બળ છે જડ છે તેનાથી કંઈ થતુ નથી જુઓ પુરૂષની ૭૨ કળા, સ્ત્રીની ૬૪ કળા, ઉદ્યમ કરવાથી આવડે છે ઘોડો, પોપટ વાંદરો, કૂતરો હાથી વગેરે પશુ પક્ષી ઉદ્યમ કરવાથી અનેક કળા શીખી જાય છે મહેલ મકાન, વસ્ત્રાભૂષણ, વાસણ, પકવાન્ન સર્વે ઉદ્યમથીજ તૈયાર થાય છે અને ઉદ્યમ વડે જ મેળવી શકાય છે માટીમાંથી સોનું, દરિયાની છીપમાંથી મોતી, અને પત્થરમાંથી હીરા, પણ ઉદ્યમ વડે જ નીકળે છે ઉદરપોષણ પણ ઉદ્યમ કરવાથીજ થાય છે ભિખારી ઉદ્યમ કરે છે તો જ દુધ મલાઈ ખાય છે દેશ પરદેશ અનેક જાતના ધંધા કરે છે તો જ માણસો ગુજરાન ચલાવે છે મધમાખીઓ મધ કરોળીઆઓ જાળ, અને પક્ષીઓ પોતાના માળા ઉદ્યમથી જ બનાવે છે નિરુદ્યમી મનુષ્ય નિરુદ્યમી કીડી અને નિરુદ્યમી પંખી ભૂખે મરે છે ઉદ્યમથી જ શ્રી રામચંદ્રજી સીતાજીની ખબર મેળવી શક્યા અને તેમને લઈને આવ્યા ઉદ્યમથી જ લક્ષ્મણે રાવણને માર્યો ઉદ્યમ કરીને દ્રોપદીને કૃષ્ણ લઈ આવ્યા માગધી સ્વામીએ ઉદ્યમ કર્યો તો જ પરદેશથી રાજ સ્થાનમાં ગયો વિશેષ શું કહું ! સાચા મનથી ઉદ્યમ કરે તો એ ઉદ્યમના પ્રતાપે સ્વર્ગ

કાળમાં અજરામર અક્ષય સુખનો ભોક્તા થાય ઉદ્યમવાદની સાથે બીજા સમવાયોનો યથાયોગ્ય સમન્વય કરવો તે સ્યાદવાદ છે

એ પ્રમાણે પંચ સમયવાનો વિવાદ અનાદિ કાળથી ચાલી રહ્યો છે એ પાંચે, પોતપોતાની એક એક બાબતને ગ્રહણ કરી પોતાનો પક્ષ તાણે છે અને બીજા પક્ષને ખોટો કહે છે તેટલા માટે એ પાંચે એકાંતવાદી કુપ્રાવચન ધર્મગત મિથ્યાત્વી છે, એ પાંચ પોતપોતાના પક્ષ છોડી એકત્ર થઇ જાય તો ન્યાય પક્ષ આવે છે, અને સમદષ્ટિ થાય છે તે ઉપર દૃષ્ટાંત–એક ઠેકાણે પાંચ આંધળા બેઠા હતા, તેવામાં એક હાથી ત્યાં નીકળ્યો, પાંચે આંધળા હાથી પાસે જઇ તેના એકેક અંગ પર હાથ ફેરવી પોતપોતાને ઠેકાણે જઇ બેઠા અને હાથીના રૂપની અંદર અંદર પૂછગાછ કરવા મંડયા એકે કહ્યું, હાથી થાંભલા જેવો છે, બીજો કહે, નહિ, હાથી અંગરખાની બાંય જેવો છે, ત્રીજો કહે, સૂપડા જેવો છે, ચોથો બોલ્યો, સાવરણી જેવો છે, અને પાંચમો બોલ્યો કે ચબૂતરા (ઓટા) જેવો છે એમ કહી એક બીજા લડવા મંડયા, એક કહે હું સાચો અને તમે બધા ખોટા, બીજો કહે હું કહું છું તેમજ હાથી છે, તમે બધા આંધળા છો એ જોઇ એક દેખતા માણસે કહ્યું કે તમે એકેક કહો છો તેટલું જ જો મનાય તો તમે સર્વે ખોટા છો, પણ સૌનો મત ભેગો કરીએ તો પાંચે સાચા છો જે થાંભલા જેવો કહે છે તે હાથીના પગ છે, અંગરખાની બાંય જેવી હાથીની સૂંઢ છે, સૂપડા જેવા કાન છે, સાવરણી જેવી પૂછડી છે. અને ચબૂતરા જેવી પીઠ છે. એમ પાંચના મતને એકત્ર કરવાથી હાથી થાય છે. એ પ્રમાણે પોત પોતાના એકાંત મત સ્થાપનાર પક્ષગ્રાહીઓને મિથ્યાત્વી કહે છે એ પાંચ સમવાયના સંયોગથી વિવિધ પ્રકારના પાખંડીઓના ૩૬૩ મત થાય છે તે જણાવે છે, પાખંડી મતના મૂળ ચાર પ્રકાર છે (૧) ક્રિયાવાદી, (૨) અક્રિયાવાદી, (૩) અજ્ઞાનવાદી, (૪) વિનયવાદી ૧ ક્રિયાવાદીના ૧૮૦ પ્રકારના મત થાય છે. કાળ, સ્વભાવ, નિયત, કર્મ, અને ઉદ્યમ એ પાંચ સમવાયને, સ્વ આત્મા અને પર આત્મા ઉપર લગાડતા દશ ભેદ થયા એ દશ ઉપર શાશ્વતા અને અશાશ્વતા એ બે બોલ લગાડતા વીશ ભેદ થયા નવેતત્ત્વ ઉપર એ વીશ બોલ લગાડતાં કુલ ૧૮૦ ભેદ ક્રિયાવાદીના થયા

૫×૨×૨×૯=૧૮૦ ભેદ કુલ છે ક્રિયાવાદીનો એવો મત છે કે જીવને પાપ–પુણ્યરૂપ ક્રિયા લાગે છે, અને તેથી આ લોક અને પરલોકને તે સ્વીકારે છે ક્રિયાવાદી હંમેશાં ક્રિયાનાંજ વખાણ કરે છે, અને એકાંતપણે ક્રિયાનેજ સ્થાપી, જ્ઞાન દર્શન વગેરેનું ઉત્થાપન કરે છે પણ એણે એટલો વિચાર કરવો જોઇએ કે સત્ય જ્ઞાન વિના ક્રિયાનું સ્વરૂપ શી રીતે જાણવામાં આવશે ? જ્ઞાન વિના ક્રિયા શૂન્ય છે જ્ઞાન એકલુ પાંગળું છે અને ક્રિયા એકલી આંધળી છે એ બન્નેનો સંયોગ મળશે જ તો ધાર્યા કામની સિદ્ધિ થશે

દૃષ્ટાંત–કેટલાક માણસો મુસાફરી કરતા હતા, રસ્તામાં કોઇ જગોએ જંગલમાં રાત રહ્યા. સવારમાં સૌ ઉઠી પોતપોતાને માર્ગે ચાલ્યા ગયા પણ એક આંધળો અને લંગડો (પાંગળો) બે જણ સુઇ રહ્યા, એટલામાં એ જંગલમાં દાવાનળ લાગ્યો, જેના તાપથી બંને જણ ગભરાઇને જાગી ઉઠયા બળી મરવાની બીકથી આંધળો તો આમતેમ દોડવા લાગ્યો તેને જોઇ પાંગળે સાદ કરીને પાસે બોલાવ્યો અને કહ્યું, જો ભાઇ! આપણે બે છૂટા

રહીશું તો બંને દાવાનળમાં બળી મરીશું માટે હું મને તારી ખાંધ બેસાડ અને હું તને કહું તે પ્રમાણે તું ચાલ, જેથી આપણે બંને બચી જઈએ અને કોઈ ગામ ભેળા થઈ જઈએ. આંધળો તેના કહેવા પ્રમાણે ચાલ્યો તેથી બંને સુખી થયા. એ જ પ્રમાણે સંસાર રૂપ જંગલમાં મૃત્યુરૂપી ધખ્ખત આગ લાગી રહી છે તેમાંથી એકલો જ્ઞાની પણ બચતો નથી તેમ એકલો ક્રિયાવંત પણ બચતો નથી. જે જ્ઞાનપૂર્વક ક્રિયા કરે છે તે જ મોક્ષરૂપી દાવાનળમાંથી બચી આખરે શિવપુર નગરે પહોંચે છે.

૨ અક્રિયાવાદી આ મતવાળા કહે છે કે સંસારના સર્વ પદાર્થો અસ્થિર છે તેમ જ આત્મા પણ અસ્થિર હોવાથી તેને ક્રિયા (પુણ્ય પાપ) નથી. વળી કોઈ કહે છે કે આત્મા આકાશવત્ સર્વવ્યાપક અને નિરાકાર હોવાથી તે સર્વદા અક્રિય છે. પુણ્ય પાપરૂપ ક્રિયા તેને સ્પર્શી શકતી જ નથી. આત્મા નિર્લેપ હોવાથી તે પરમાત્મા છે એનાથી પર કોઈ પરમાત્મા છે જ નહિ. જે સ્વર્ગ નરક મોક્ષાદિ પ્રરૂપે છે તે દુનિયાને ઠગે છે. વળી કોઈ કહે છે કે આકાશ વાયુ, તેજ અપ અને પૃથ્વી એ પાંચ ભૂતોથી ૨૫ તત્ત્વ ઉત્પન્ન થયાં છે તે જ આત્મા છે અને મૃત્યુ થાય છે ત્યારે પંચ ભૂતો પોતપોતામાં મળી જાય છે ત્યારે આત્મા નષ્ટ થાય છે. આત્મા બીજી કોઈ વસ્તુ નથી. ન કોઈ પરમાત્મા છે ન કોઈ પુણ્ય પાપ છે. આ બધા કુમતિઓના ભ્રમ છે એને છોડો અને નિશ્ચિતપણે—નચિંતપણે મોજમજા ઉડાવો. આવું કહેનારને અક્રિયાવાદી કહે છે અને નાસ્તિક પણ કહે છે. અક્રિયાવાદીના ૮૪ પ્રકાર છે. પાંચ સમવાય અને ઇચ્છાથી ઉત્પન્ન થયેલ જગત્ એમ ૬ બાબતોને સ્વ આશ્રી અને પર આશ્રી સમાસતાં ૧૨ મત થયા. એ બારને સાત તત્ત્વ (પુણ્ય પાપ સિવાયનાં) પર સમાસતાં ૮૪ મત થયા. ૬×૨×૭=૮૪ અક્રિયાવાદી પુણ્ય પાપનાં ફળ આત્માને ભોગવવાં પડતાં નથી એમ માને છે તેને પૂછીએ કે ભાઈ! પુણ્ય પાપનાં ફળ કોઈને ભોગવવાં પડતાં ન હોય તો દુનિયામાં એક સુખી અને એક દુઃખી કેમ છે? એક હમેશાં દિન પ્રતિ ચાર વાર મિષ્ટાન્ન ભોજન કરતાં આળસથી જમે છે પાંચ વાર પોશાક બદલે છે અને મનમાન્યાં સંસારનાં સુખો ભોગવે છે ત્યારે એક ચાર ઘડી રાત બાકી હોય ત્યારે સવારે વહેલો ઊઠી જંગલમાંથી લાકડાંની ભારી લાવી બપોર સુધી બજારમાં રખડીને વેચે છે તેના પૈસાનું અનાજ લાવી રાંધે ત્યાં પહોર રાત જાય ત્યારે લૂખી સૂકી રાબડી પીને સૂઈ રહે છે વળી હમેશાં તેવું સખત મહેનત કરવા છતાં પેટ પૂરતું અન્ન એમ કાળ તેટલાં ઘણાં અને રોવાને કુટવી પામતો નથી. એનું શું કારણ? કારણ એ જ છે કે પુણ્ય પાપ લાગે છે અને તેનાં ફળ સૌ ભોગવે છે આમ વિચારી નાસ્તિકોના ફંદામાં ન ફસાતાં શુદ્ધક્રિયાથી મનુષ્યોએ ધર્મારાધન કરવું જોઈએ.

ત્રીજા અજ્ઞાનવાદી—અજ્ઞાનવાદીના ૬૭ મત છે. અજ્ઞાનવાદી સાત પ્રકારે વિકલ્પ કરે છે ૧ જીવ છતો છે ૨ જીવ છતો અછતો બંને છે ૩ જીવ અછતો છે ૪ જીવ છતો છે પણ કહેવું નહિ ૫ જીવ અછતો છે પણ કહેવું નહિ ૬ જીવ છતો અછતો બંને છે પણ કહેવું નહિ ૭ જીવ છતો પણ નહિ અને અછતો પણ નહિ. સંકલ્પ વિકલ્પની એ સાત રીત નવ તત્ત્વ ઉપર સમાસતાં ૯×૭=૬૩ મત થાય છે તેમાં સાંખ્યમતવાદી, શિવમતવાદી, વેદમતવાદી અને વિષ્ણુમતવાદી એ ચાર મત, કોઈ કોઈ પક્ષનું ગ્રહણ કરી મેળવવાથી ૬૭ મત થાય છે. અજ્ઞાનવાદી કહે છે કે જ્ઞાન થવું ભૂંડું છે, કારણ કે જ્ઞાની તો વિચારી હોય છે અને

વિવાદ કરવામાં સામા પક્ષવાળાનું ખોટું ચિંતવવુ પડે છે, તેનુ પાપ લાગે છે. વળી જ્ઞાની પગલે પગલે ડરે છે તેથી તેને હરેક વખતે કર્મનો બંધ પડયે જ જાય છે અમે અજ્ઞાનવાદીઓ તેનાથી સારા છીએ. નહિ જાણવુ કે નહિ તાણવુ, જાણે એને તાણે, ન કોઇ સાથે વિવાદ કરવો ન કોઇનું સાચું કે ખોટુ કહેવુ, તેમ અમે પુણ્ય પાપમા સમજતા પણ નથી એટલે અમને જરા પણ દોષ લાગતો નથી એવા અજ્ઞાનવાદીને એટલું પૂછીએ કે, તમે જે બોલો છો તે જ્ઞાન હોવાથી બોલો છો કે અજ્ઞાનતાથી બોલો છો? જો તમે જ્ઞાનથી બોલતા હો તો તમારો મત જ જુદો થયો. કારણ અજ્ઞાનીને વળી જ્ઞાન ક્યાથી? અને અજ્ઞાનથી બોલ્યા હો તો અજ્ઞાનથી ઉત્તર જ શી રીતે દેવાય? અને કદી ઉત્તર દેવાય તો તે ઉત્તર અપ્રમાણ છે. વળી તમે કહો છો કે—"અમે અજ્ઞાનવાદીઓ, અજ્ઞાનતાથી–અણસમજથી પાપ કરીએ છીએ જેથી અમને પાપ લાગતુ નથી" તો ભલા, અજ્ઞાનપણે ઝેર ખાઓ તો તે ઝેર ચડે કે નહિ? જો ઝેર ચડે તો અજ્ઞાનતાથી કરેલુ પાપ પણ લાગે અને તેનાં ફળ ભોગવવાં પડે. ભાઇઓ! ખરી વાત તો એ છે કે જ્ઞાની કરતા અજ્ઞાનીને વધારે પાપ લાગે છે જ્ઞાની તો જાણે છે કે આ ઝેર છે, તે ખાઇશ તો મરી જઇશ માટે તેનાથી સદા દૂર રહે છે, કદી ઔષધ વગેરે કારણે ઝેર વાપરવુ પડે તોપણ પ્રમાણ જેટલુ જ અને તે પણ અનુપાન વિધિ સહિત જ વાપરે છે અને તેથી ઝેર વાપરતાં છતાં મૃત્યથી બચે છે પણ અજ્ઞાની અજાણતાં, પ્રમાણ-રહિત ખાય જાય છે તેથી મૃત્યુને વશ થાય છે. એ જ પ્રમાણે જ્ઞાની જાણે કે પાપ મને દુઃખદાતા છે તેથી તે પાપથી દૂર રહે છે પણ કદી કર્મ રોગના જોરથી પાપ કરશે તો ખપ પૂરતુંજ એટલે કર્યા વિના ચાલે નહિ તેટલુ જ અને તે પણ ડરતાં ડરતાં કરશે એથી તેમનો આત્મા અનર્થ દંડથી બની જશે, તેમજ વખત પર પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થશે. પણ અજ્ઞાની તો બિચારો પોતે માની લીધેલા અજ્ઞાન સાગરમા જ ડૂબશે

**ચોથો વિનયવાદી**—તેના ૩૨ મત છે તે આ રીતે છે ૧ સૂર્યનો વિનય, ૨ રાજાનો વિનય, ૩ જ્ઞાનીનો વિનય ૪ વૃદ્ધનો વિનય, ૫ માતાનો વિનય, ૬ પિતાનો વિનય ૭ ગુરુનો વિનય, ૮ ધર્મનો વિનય, એ આઠ વિનયને મનથી રૂડો જાણે, વચનથી ગુણ ગ્રામ કરે, કાયાથી નમસ્કાર કરે, અને બહૂ માનપૂર્વક ભકિત કરે એ રીતે ૮×૪=૩૨ ભેદ થયા એ વિનયવાદીનો એવો મત છે કે બધાય ગુણોમાં વિનય ગુણ શ્રેષ્ટ છે, સૌથી નમી ભજીને રહેવું કોઈ ગમે તેવો હોય તો પણ આપણે તો તેને એક સરખો ગણવો, અને કોઇના પક્ષને નિંદવો નહિ એ વિનયવાદી "અનાભિગ્રહિક મિથ્યાત્વી" જેવા જાણવા, અહીં જ્ઞાન ગુરુ અને ધર્મ કેવળીના વચન અનુસાર નથી, બાકીના લૌકીક વિનય છે વળી એકાંતવાદ પણ છે તેથી મિથ્યાત્વ છે

એ પ્રમાણે ક્રિયાવાદીના ૧૮૦, આક્રિયાવાદીના ૮૪, અજ્ઞાનવાદીના ૬૭ અને વિનય-વાદીના ૩૨ મળી કુલ ૩૬૩ પાખંડી મત એકાંતપક્ષીના થયા એને માને તે લૌકિક ગુરુગત મિથ્યાત્વ ગણવુ

અગ્નિને સદા જાગતી રાખવી, ધુપ, દીવા કરવા, ધુણી તાપી તપ કરવો, અને યજ્ઞહવન વગેરે કરવાં, એમાં કેટલાક ધર્મ માને છે, એનો પણ જરા વિચાર કરીએ અગ્નિ જેવી રાક્ષસી ચીજને તૃપ્ત કરવાને આ દુનિયામાં કોઈ સમર્થ નથી જે દિશામાં અગ્નિ જાય છે તે

રાવે જંગલમાં તૃણજળ ખાઈ પી પૂર્ણ સંતુષ્ટ છું અને સ્વર્ગ કરતાં પણ વિશેષ સુખ માણું છું, છતાં મને નિરપરાધીને નાહક શા માટે મારે છે? અરે ભાઈ! યજ્ઞમાં હોમવાથી સ્વર્ગ મળે છે એવી તારી પૂર્ણ પ્રતીતિ હોય તો તારાં માત-પિતા-ભાઈ-પુત્ર વગેરે વ્હાલાં સ્વજનોને હવનના કુંડમા હોમીને શા માટે સ્વર્ગના સુખો તેમને અપાવતો નથી?

વળી શ્રીમદ્ ભાગવતમા પ્રાચીનબર્હી રાજાને નારદ ઋષિએ ઉપદેશ આપ્યો છે કેઃ—

भो भो प्रजापते राजन पशुन पश्य त्वयाध्वरे ॥
सज्ञापिताञ् जीव सधान् निर्घुणन् सहस्रशः
एते त्वां सप्रतिक्षते, स्मरतो वैशसं तव ॥
स परेतमयः कूटैश्छिदन्त्युत्थित मन्वयः ॥

શ્રીમદ્ ભાગવત અધ્યાય. ૨૫ શ્લોક ૭–૮

નારદે કહ્યું કે—હે પ્રજાપતિ પ્રાચીનબર્હી રાજન્! તેં ઘણોજ અન્યાય કર્યો છે. ગુરુઓના અસત્યને ઉપદેશને આધારે, અને વેદની આજ્ઞાના રહસ્ય સમજ્યા વિના તેના ઊંધા અર્થ કરીને રંક પશુઓની પશુના તરફ નજર સરખી પણ ન કરતા બિચારાં બૂરાડા પાડતાં હજારો પશુઓને તેં યજ્ઞમા બાળી નાખ્યાં છે એ સર્વે પશુઓ તારી પાસેથી બદલો લેવા માટે તારા મૃત્યની રાહ જોતા બેઠા છે! તારૂં આયુષ્ય ખૂટયું કે તરતજ જેવો તે એનો વધ કર્યો છે તેવો જ તેઓ તારો જુદો જુદો વધ કરશે! એવુ સાભળી પ્રાચીનબર્હી રાજાએ હિંસા ધર્મનો ત્યાગ કર્યો, જુઓ ભાઈઓ! હિંદુધર્મના મુખ્ય શાસ્ત્રોનો કેવો સાચો ઉપદેશ છે? એવી સત્ય વાતોને ન સ્વીકારતાં, મનસ્વીપણે લોકો અનર્થકારી હિંસા કરી રહ્યા છે, તેની શી ગતિ થશે? સારાંશ એ છે કે અગ્નિનુ પોષણ કરવાથી ધર્મ નથી તેમ અગ્નિ કોઈ દિવસ તૃપ્ત પામતો નથી એવુ નિશ્ચયપૂર્વક જાણી અગ્નિના આરંભથી બચો.

વાયુકાય હિંસા ધર્મ—કેટલાક લોકો પોતાના માનેલા પ્રભુને તથા ગુરુને હિંડોળામાં ઝુલાવે, તેમની પાસે અનેક જાતનાં વાજીંત્ર વગાડે, પંખાથી પવન નાંખે, વગેરે ક્રિયાથી તથા તેના જેવા ઢોંગ સોંગ ચેન ચાળાથી ધર્મની ઉન્નતિ માને છે એ પણ એક જાતની ખોટી માન્યતા છે એથી તો નાહક વાયુકાયના જીવોની હિંસા થાય છે અને એવી અયતનાથી પ્રભુ રાજી થાય કે ધર્મની શોભા વધે એવુ બને શી રીતે? માટે એવી અજ્ઞાન ક્રિયામાંથી નિવર્તવું

---

ધર્મ નિમિત્તે પશુહિંસા કરે તો અધોગતિ પ્રાપ્ત થાય છે તેના દ્રષ્ટાંત

શ્લોક—देवोपहार व्याजेन, यज्ञ व्याजेन ये ऽथवा ॥
घ्नन्तिजन्तून् गतघृणा घोरां ते यान्ति दुर्गतिं ॥

અર્થ—દેવતાને ભેટ આપવાનાં કે યજ્ઞના બ્હાના નીચે જે પુરૂષો, ખેદરહિત બની, બિચારાં પ્રાણીઓને મારે છે તેઓ મરીને ઘોર દુર્ગતિ (સાતમી નરક વગેરે)માં જાય છે, એમ તત્વજ્ઞ પુરુષોએ ફરમાવ્યું છે

શ્લોક—अन्धे तमसि मज्जन्ति, पशुभिर्ये यजामहे ॥
हिंसानाम भवेद्धर्मो, न भूतो न भविष्यति ॥

વનસ્પતિહિંસા—વનસ્પતિને તો હિંદુ શાસ્ત્રોમાં પૂજવા યોગ્ય કહી છે

શ્લોક— मूले ब्रह्मा त्वचा विष्णु शाखा शंकर मेव च ।
पत्रे पत्रे देव नाम, वृक्षराय नमोऽस्तुते ॥

વિષ્ણુ પુરાણ

દરેક વૃક્ષના મૂળમાં બ્રહ્મા છાલમાં વિષ્ણુ, ડાળીઓમાં શંકર અને પાંદડાંમાં દેવનો વાસ છે માટે હે વૃક્ષ! તને નમસ્કાર હજો. એવું બોલનાર સમજનાર અને માનનાર પણ અજ્ઞાન દશાથી અધર્મ બની વૃક્ષનાં અંગો જેવાં કે પત્ર પુષ્પ ફળ મૂળ વગેરેને તોડી ઇચ્છા મુજબ તેની રચના કરી દેવોને સમર્પણ કરે છે અને એમ કરવું તેને ધર્મ માને છે. તુળસીના છોડને વિષ્ણુની સ્ત્રી તરીકે તેમજ પોતાની માતા તરીકે માને છે તેનાં પાંદડાં તોડી ધર્મને નામે દેવોને ચઢાવે છે એ કેવું બેહુદાપણું છે! વૈષ્ણવ ભાઈઓ કહે છે કે સર્વ સૃષ્ટિ વિષ્ણુ ભગવાને બનાવી છે અને સૃષ્ટિ ઉપરના સર્વ પદાર્થોના તેઓ માલિક છે. એમ છે તો વિષ્ણુની સ્ત્રીને વિષ્ણુને દેવાથી તેઓ શી રીતે પ્રસન્ન થશે! શું વિષ્ણુ ભગવાન પાન ફળ-ફૂલના ભૂખ્યા છે! અને તે ભૂખ પણ તમે વસ્તુઓ આપશો ત્યારેજ ભાંગશે અને તૃપ્તિ

---

અર્થ—જેઓ પશુઓથી દેવતાઓની પૂજા કરે છે તેઓ અન્ધ તમસ (સાતમી નરક અગર અંધકાર)માં ડૂબી જાય છે, કારણ કે હિંસામાં ધર્મ કદી થયો નથી અને થશે પણ નહિ. નિરોધ યજ્ઞ વિષે વ્યાસ:—

શ્લોક—ज्ञान पालि परिक्षिप्ते ब्रह्मचर्य दयाम्भसि ।
स्नात्वाति विमले तीर्थे, पाप पङ्क तापहारिणि ॥

(શ્રી વ્યાસ ઋષિ)

અર્થ—જ્ઞાનરૂપી તળાવ છે દયા અને બ્રહ્મચર્યરૂપી પાણી ભર્યું છે એવા (આત્મ) તીર્થમાં નહાઈને પાપને તથા કામક્રોધાદિ તાપને શમાવો.

વળી નિરોધ યજ્ઞ માટે કહે છે કે:—

શ્લોક—ध्यानाग्नौ जीवकुण्डस्थे दम मारुत दीपिते ।
असत्कर्म समित् क्षेपै रग्नि होत्र कुरुत्तमम् ॥
कषाय पशुभि र्दुष्टै र्धर्म कामार्थ नाशकैः ।
शम मंत्र हुतैर्यज्ञ, विधेहि विहितं बुधः ॥

શ્લોક ૨-૩

અર્થ—૧ જીવરૂપી કુંડમાં દમરૂપી પવનથી દીપતી એવી જે ધ્યાનરૂપી અગ્નિ છે તેમાં ખરાબ કર્મરૂપી લાકડાં નાખી ઉત્તમ અગ્નિહોત્ર યજ્ઞ કરો. ૨ વળી ધર્મ-અર્થ-કામનો નાશ કરનાર શમનારૂપ મંત્રની આહુતિ આપવી છે એવા દુષ્ટ કષાયો (ક્રોધાદિ) રૂપી પશુઓ વડે જ્ઞાની જનોની સહાયથી યજ્ઞ કરો.

અશ્વમેધ યજ્ઞ તે મનરૂપી ઘોડાનો, ગોમેધ યજ્ઞ તે અસત્ય વચનરૂપી ગાયનો અજમેધ યજ્ઞ તે ઇંદ્રિયરૂપી બકરીનો, અને નરમેધ યજ્ઞ તે કામદેવરૂપી પુરુષનો ઉપર બતાવ્યા કુંડની અગ્નિમાં આહૂતિ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે જો યજ્ઞો કરવો જ હોય તો એ જ કરો.

થશે, એવી અનેક અજ્ઞાનતાવાળી ધર્મ માન્યતાઓને લીધે કેટલાક તો મોટા મોટા વૃક્ષોને પણ જડમૂળથી ઉપાડી નાખે છે, છોડની કાચી કળીઓ તથા ફુલેલા ફૂલોને સેંકડાબંધ તોડી નાંખે છે, કુંપળો તેમજ તાજાં ચકચકિત પાંદડાઓને પણ તોડવામાં મોજ માને છે, એ બધી વનસ્પતિઓ પ્રભુને ચડવા પછી ગમે ત્યાં રખડે છે, રગદોળાય છે અને હજારો માણસોના પગ તળે કચરાય છે અગર પાણીમાં પધરાવાય છે, એ સિવાય પ્રભુને ભોગ લગાવવા નિમિત્તે કંદમૂળાદિ વનસ્પતિઓનો સંહાર થાય છે. એથી વિશેષ અજ્ઞાનતા બીજી કઈ ગણવી ?

ધર્મને નામે ત્રસ હિંસા—કેટલાક લોકો કીડી, માંકડ, ડાંસ, મચ્છર, જૂ, લીખ, વીંછી, સાપ, મંકોડા, ઇત્યાદિને પ્રલયના (મરવા માટે જ સરજાયેલા) જીવો કહે છે તે જીવો સંસારમાં કંટક એટલે દુઃખરૂપ છે માટે મારવામાં પાપ નથી એમ પણ ગણે છે એવા ભોળા ભાઈઓને પૂછીએ કે ભાઈઓ ! એને કંટક શા માટે કહો છો ? ત્યારે જવાબ આપે છે કે અમને દુઃખ દે છે માટે તેઓ કંટક છે. ઠીક, પણ તેઓ તો કટક જીવો છે વળી અણસમજુ છે પણ કંટક જીવોને મારનારા તમારા જેવા સમજુઓને કેવા નામથી ઓળખીશુ તેઓનુ મહાકંટક નામ કે નહિ ? કંટક જીવોને (પ્રલયના જીવોને) તમે છોડતા નથી તો તમને મહાકંટકને (મહાપ્રલયના જીવોને) કોણ છોડશે ? ભાઇઓ ! જો તમે ઇશ્વરને સર્વ સૃષ્ટના કર્તા માનો છો તો જેમ તમને ઇશ્વરે પેદા કર્યા છે તેમ તે જીવોને પણ તમારે મને ઇશ્વરે જ બનાવ્યા છે ને કોઇને કોઇ હેતુથી બનાવ્યા હશે, તો એવી મહાન ઇશ્વરી સત્તાના કબજાની ચીજોને અનુપકારી સમજી એ ઝીણા પ્રાણીનો વધ કરી તમે ઇશ્વરના ગુન્હેગાર બન્યા કે નહિ ? કુંભારે બનાવેલો ઘડો પણ જો કોઇ ફોડી નાખે તો તેને કુંભાર પણ સજા કર્યા વગર રહેતો નથી તો ઇશ્વરી ચીજોને તમે તોડી ફોડી-ચરી મારી નાંખશો તો તે તમને શી રીતે છોડશે ? શું ઇશ્વર તમારો મીત્ર છે ? અને તે બીચારાનો શત્રુ છે ? અરે ઇશ્વરે તો કહ્યું છે કે :—

**मृगोष्ट्रखरमरकाखुसरीसृपमक्षिकाः**
**आत्मनः पुत्रवत् पश्येत् तेषां मध्ये किमन्तरम् ॥**

મૃગ, ઊંટ, ગધેડું વાંદરો, ઊંદર, સર્પ પક્ષી અને માખી, વગેરે પ્રાણીઓને પણ પોતાના આત્મા જેવા તેમજ પોતાના પ્યારા પુત્ર જેવા ગણવાં, જરાપણ અંતર ન રાખવુ, તેમની સાથે પણ મિત્રભાવ રાખવો. શાસ્ત્રકારો આથી વધારે શું કહે ? વળી આશ્ચર્યથી વાત તો એ છે કે, જે જે પશુઓને એક વખત દુશ્મન ગણે છે તેની પૂજા પણ કરે છે કે સર્પને દુશ્મન ગણી મારી નાંખે છે તે જ સર્પને નાગપંચમીના રોજ દૂધ પીવરાવે છે, પૂજા કરે છે, તેનાં ચિત્રો ઘરની ભીંતોપર ચિત્રો આનંદ ને પવિત્રતા માને છે. સાક્ષાત્ સર્પ ન મળે તો ચિત્રામણથી આળેખી પૂજા કરે છે. કૃષ્ણને સર્પની શય્યા પર સૂવરાવ્યા છે, મહાદેવજીના ગળામાં સર્પ વીંટાળેલ છે, એ પ્રમાણે જે પ્રાણી તમારે માટેજ પ્રભુને પણ પ્રિય છે તેને મારી નાખે તો પ્રભુના કટ્ટા વૈરી કે નહિ ? વળી કેટલાક અનાર્ય દેવને નામે અને ધર્મ થાય તે હેતુથી રંક બિચારાં, બકરાં, કૂકડાં, પાડ, જેવાં પશુઓને મારે છે અને પછી પોતે તેનું માંસ ખાય છે. તેને મારવાનું પાપ પોતાના માથે ન લેતાં દેવને માથે રાખે છે. મતલબી-

મિથ્યા પર્વો જેવાકે, હોળી, દીવાળી, દશરા, રાખડી પડવો, ગુડીપડવો (ચૈત્ર સુદિ ૧), ભાઇબીજ, કાજળી ત્રીજ અક્ષયતૃતીયા (અખાત્રીજ) ગણેશચોથ, નાગપાંચમ રાંધણ છઠ, શીતળાસાતમ, જન્માષ્ટમી, રામનવમી, ધૂપદશમી, ઝૂલણી અગ્યારશ, ભીમ એકાદશી, વત્સબારસ, ધનતેરશ, રૂપચૌદશ, શરદપુનમ, હરિયાળી, અમાવાસ્યા, વગેરે તહેવારોને માને, વ્રત કરે, એ વખતે મિથ્યાત્વી દેવોની પૂજા કરે, તે પણ લૌકિક ધર્મગત મિથ્યાત્વ છે,

કેટલાક એકાદશી વગેરેનો ઉપવાસ કરે છે તેમા ઉપવાસનુ તો નામ માત્ર છે અને ખાય છે રોજ કરતાં ઘણુ વધારે તેથી ઉપવાસનું સાર્થક શુ ? નારાયણ કવિ કહે છે કે, —
ગિરિઔર દ્વારે ખાય, કિસમિમ ઔર બદામ ચાય, સાંઠે ઔર સિંઘોડેસે, હોત દિલ સ્વાદી હૈ॥
શુંઘગિરિ કલાકંદ, અરવી ઔર સરકદ, કુંદન કે પેડ ખાય, લોટે બડી ગાદી હૈ॥
ખરબૂજે તરબૂજે ઔર આંબ જાબુ લીંબૂ જોર, સિગોડે કે સીરેસે ભૂખકો ભગા દી હૈ॥
કહેત હૈ નારયણ, કરતે હૈ દૂણી હાણ, કહેનેકી એકાદશી, પન દ્વાદશીકી દાદી હૈ ॥૧॥

अन्न कद फल त्यागं, निद्राशय्यां मैथुनम् ।
व्यपार विक्रय क्षोर, स्नानं दतधावनम् ॥

અર્થ—અન્ન, કંદ, ફલ, શય્યા, નિદ્રા, મૈથુન, લેવુ, વેચવું, હજામત કરાવવી, સ્નાન અને દાતણ એ ૧૧ વાના એકાદશીમાં વર્જવા જોઇએ.

ઉપર પ્રમાણેનુ કષ્ટ એકાદશીને દિવસે સહન ન થવાથી હાલમાં અનેક ઢોંગ ચાલે છે. કેટલાક ભોજનના કીડા જેવા માણસો તો વળી એમ પણ કહે છે કે, નરનુ શરીર છે તે નારાયણનું જ શરીર છે તેવા શરીરને જરા પણ કષ્ટ દેવુ ન જોઇએ, માટે થોડું ઘણુ તો જરૂર ખાવુ જોઇએ જે પોતાના શરીરને દુખ દેશે અને પેટ બાળશે તે જરૂર નરકમા જશે અને એવા માણસોને ધાર્મિક પુરુષો પૂછે છે કે વિશ્વામિત્ર, પરાશર વગેરે ઋષિઓએ સાઠ સાઠ હજાર વરસ સુધી તપ કરી લોઢાના કાટનુ ભક્ષણ કર્યું, અને શરીરબ સૂકવી નાખ્યું વળી નવનાથે (નવ જોગી લોકો) બાર બાર વર્ષ સુધી સૂયા (કાંટા) પર ઉભા રહી તપ કર્યું એ બધા શુ નરકમા ગયા હશે ? કદી નહિ આવા ગપોડા પુરાણુ કહેનારા માણસોની શી રીતે સમજાવવા ? તેની પાસે તો ચૂપ રહેવું એજ સારૂ છે જેઓ શાસ્ત્રના આધારથી વાત કરે તેને તો પહોંચીએ—સમજાવીએ પણ જેઓ પુદ્દગલાનદી (વિષયમાં જ આસકિતવાળા) છે તેમને તપની વાત કોઇ દિવસ સારી લગતી જ નથી. એવા ભોળા ભાઇઓને ખબર નથી કે આત્માને દમ્યા વિના આ લોકમાં અને પરલોકમા કદી પણ સુખ-મળશે જ નહિ, એ વાત ચોક્કસ છે "दुःखांते सुख" એટલે દુખને અતે સુખ હોય છે તેમજ દશ વૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમાં કહ્યુ છે કે "देहदुक्ख महा फलं" દેહને શાસ્ત્રની રીતે (દેહ પરથી મમત્વ દૂર કરવા) દુખ આપવુ એ મહા ફળનુ કારણુ છે આ લોકમાં પણ વિદ્યાનો અભ્યાસ કરવો, વ્યાપાર કરવો ઘરનાં અનેક કામો પાર પાડવા વગેરેમાં પ્રથમ દુખ દેખાય છે, અને છેવટે સુખની પ્રાપ્તિ થાય છે

પણ ભોળા પ્રાણીઓ એ દુઃખને દુઃખરૂપે ગણતા નથી. વળી રોગ મટાડવા ઔષધ લેવું, તેનું પથ્ય પાળવું વગેરે કામમાં પણ પ્રથમ દુઃખ જ છે પણ રોગી તેને દુઃખ ગણતો નથી અને આરામ કે શાતામાં ઔષધ લઈ રોગ મટાડવા ઇચ્છે છે તે પ્રમાણે ધર્મ કર્તવ્ય સમજવું. ધર્મના કામોમાં વ્રત નિયમ, તપ, વગેરે કરવામાં પ્રથમ દુઃખ દેખાય છે તેને દુઃખ એકાંત જ નહિ. કારણ કે અંતે તો તે દુઃખમાં પરમ સુખ રહેલ છે ધર્મકાર્યમાં તો અલ્પ દુઃખ ને મહા સુખ છે એવું જાણી મિથ્યાત્વનો ત્યાગ કરી, સત્ય દેવ, સત્ય ગુરુ, અને સત્ય ધર્મનો સ્વીકાર કરો અને પરમ સુખી થાઓ.

એના પણ ત્રણ ભેદ છે ૧ દેવગત—તે, હરિ હર, બ્રહ્મ વગેરે અન્ય મતના દેવને મોક્ષ પ્રાપ્તિને માટે માને પૂજે ૨ ગુરુગત—તે બાવા, જોગી, વગેરે કુગુરુઓને ખરા ગુરુ માની મોક્ષ પ્રાપ્તિને અર્થે તેમની સેવા ભક્તિ-પૂજા સ્થાપના કરે, ૩ ધર્મગત તે, અન્ય મતની સંધ્યા સ્નાન જપ હોમ વગેરે કરણીને મોક્ષની ઇચ્છા ને માટે અંગીકાર કરે જે દેવો અને જે ગુરુઓ પોતે મોક્ષ મેળવી નથી શક્યા તેઓ બીજાને શી રીતે મોક્ષ મેળવી આપશે. માટે મિથ્ય શાસ્ત્રોમાં એવા દેવોનો મહિમા સાંભળી સમદૃષ્ટિ જીવને એમાં મોહિત ન થવું

## ૯ જિનવાણીથી ઓછી પ્રરૂપણા કરવી તે મિથ્યાત્વ

કેટલાક કહે છે કે —આત્મા તિલ કે સરસવ જેવડો છે કેટલાક અંગુઠા પ્રમાણ કહે છે તિલપ્રમાણાદિ એક પ્રદેશ પ્રમાણ આત્મા પ્રરૂપે તે ઓછી પ્રરૂપણા કહેવાય. પોતાના મતથી મળતાં ન થાય તેવાં વચનોને ઉડાવી દે પલટાવી દે, મનમાન્યો અર્થ કરે તે.

## ૧૦ જિનવાણીથી અધિકી પ્રરૂપણા કરવી તે મિથ્યાત્વ

જેમ કેટલાક એક આત્માને સંપૂર્ણ બ્રહ્માંડમાં વ્યાપેલો માને છે વળી કેટલાક સાધુના ધર્મોપકરણોને પરિગ્રહ કહી એવું પ્રરૂપે છે કે સાધુઓએ સાવ નાગા જ રહેવું જોઈએ એમ કહે, તેમજ શ્રી મહાવીર પ્રભુના ૭ કેવળી શાસ્ત્રમાં કહ્યા છે તેને વધે અધિક કહે અર્થાત્ ૧૫ તાપસોને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું ઇત્યાદિ શ્રદ્ધા કરે તે અધિકી પ્રરૂપણા તે પણ મિથ્યાત્વ છે

## ૧૧ જિનવાણીથી વિપરીત પ્રરૂપણા કરવી તે મિથ્યાત્વ.

જૈન શ્વેતામ્બર દિગમ્બર આદિ સાધુ નામ ધરાવી રક્તામ્બર પીતામ્બર, કૃષ્ણામ્બરાદિ ધારણ કરે. મુખપત્તિ આદિ ઉપકરણોને વિપરીત પ્રકાર રાખે વળી કેટલાક મતવાળા કહે છે કે —આ દુનિયા બ્રહ્માએ બનાવી છે * વિષ્ણુ તેનું પાલન કરે છે અને

* સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં વેદો, ઉપનિષદો અને પુરાણોમાં નાના વિધ વિકલ્પો જોવામાં આવે છે તેમાંથી થોડા અહિં કહીએ છીએ—(૧) કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્મવલ્લીમાં કહ્યું છે કે-પરમાત્માથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી, પાણીથી પૃથ્વી, પૃથ્વીથી ઔષધ, ઔષધિથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી પુરુષ ઉત્પન્ન થયો. આમ સૃષ્ટિ ઉત્પન્ન થઈ (૨) ઋગ્વેદ ૧-૧૪૪-૧ માં કહ્યું છે કે "एकं सद् विप्रा बहुधा वदन्ति"

મહેશ (શંકર) તેનો સંહાર કરે છે. બ્રહ્મને એવી ઇચ્છા થઈ કે " एकोऽहं बहुस्याम् " અર્થાત્ હું એક છુ તે અનેકરૂપ બની જાઉં.

પૂર્વપક્ષી–પહેલી અવસ્થામાં દુઃખ હોય તો જ બીજી અવસ્થામાં ધારણ કરવાની ઇચ્છા થાય છે તે પ્રમાણે બ્રહ્મ જયારે પ્રથમ એકલા હતા ત્યારે શું દુ.ખ હતું આ પ્રમાણે અનેકરૂપ બનાવવાની ઇચ્છા થઇ ?

પ્રતિપક્ષી-દુઃખ તો કંઇ ન હતું પણ પરબ્રહ્મે પોતાની મેળે કૌતુક કર્યું.

પૂર્વપક્ષી–સુખની જેને વિશેષ અભિલાષા હોય તે જ કૌતુક કરે છે. તો પરબ્રહ્મને પ્રથમ થોડું સુખ હતું ? અને પછી બહુરૂપે થતાં વિશેષ સુખ થયું ? જો પરબ્રહ્મ પ્રથમથીજ સંપૂર્ણ સુખી હોય તો અવસ્થા શી રીતે બદલાવે ? ન જ બદલાવે પ્રયોજન વગર કોઇ પણ કાર્ય બને નહિ. એ સિદ્ધાંત છે હવે પરબ્રહ્મને બહુરૂપે પ્રગટ થવાની ઇચ્છા થઇ, માટે બહુ રૂપે પ્રગટ થયા તે પહેલાં તે દુ.ખી હતા એ કારણ સ્પષ્ટ નીકળે છે.

પ્રતિપક્ષી–કાર્ય બનાવતાં પરબ્રહ્મને વાર લાગતી જ નથી, તેની ઇચ્છા થઇ કે કાર્ય તરત બની જાય છે

પૂર્વપક્ષી–એ વાત તો ગણતરીમાં લાંબા કાળને માટે છે. પણ સૂક્ષ્મકાળના માપનો વિચાર કરીએ તો ઇચ્છા થવી અને કાર્ય બનવું બંને એક સમય જેટલા કાળમાં કદી બને જ નહિ ઇચ્છા અને તે ઇચ્છા પ્રમાણે કાર્ય થવુ એ બેની વચ્ચે થોડો કાળ પણ થવો જ જોઇએ એટલે બને બાબતનો કાળ ભિન્ન હોવો જ જોઇએ, અથવા એમ કહો કે પ્રથમ પરબ્રહ્મની ઇચ્છા અને તે ઇચ્છા પ્રમાણેનું કાર્ય

પ્રતિપક્ષી–પરબ્રહ્મને ઇચ્છા થાય કે તરત માયા ઉત્પન્ન થાય છે. અને પછી માયા જ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે.

---

અર્થાત્ તે એક અને સત્ સદૈવ સ્થિર રહે છે, પરંતુ તેને લોકો અનેક નામોથી પોકારે છે. (૩) તેના વિરૂદ્ધ ઋગ્વેદ ૧૦–૭૨–૭ માં કહ્યું છે કે ' देवानां पूर्व्ये युगेऽसत सद जायते ' અર્થાત્ દેવોની પણ પહેલાં અસત્થી અર્થાત્ અવ્યક્તથી સત્ અર્થાત્ વ્યક્ત સૃષ્ટિ ઉત્પન્ન થઇ. (૪) આ સિવાયના કોઇ ન કોઇ દૃશ્ય તત્ત્વથી સૃષ્ટિ ઉત્પન્ન થવાના વિષયમાં ઋગ્વેદમાં ભિન્ન ભિન્ન અનેક વર્ણનો છે, જેમકે પૃથ્વીના આરંભમાં મૂળ હિરણ્યગર્ભ (બ્રહ્મ) હતો અમૃત અને મૃત્યુ એ બન્ને તેની છાયા છે અને આગળ જતાં તેનાથી જ બધી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. (૫) ઋગ્વેદ ૧૦–૧૨૧–૧–૨ માં કહ્યું છે કે, પ્રથમ વિરાટ પી પુરુષ હતો અને તેનાથી યજ્ઞ દ્વારા સમસ્ત સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. (૬) ઋગ્વેદ ૧૦–૯૦માં કહ્યું છે કે, પહેલાં પાણી હતું તેનાથી પ્રજાપતિ ઉત્પન્ન થયા (૭) ઋગ્વેદ ૧૦–૭૨–૬માં તથા ૧૦ ૨–૬માં કહ્યું છે–ઋતુ અને સત્ય પહેલાં ઉત્પન્ન થયાં પછી અંધકાર (રાત્રી), પછી સમુદ્ર (પાણી) અને તપશ્ચાત્ સંવત્સર ઇત્યાદિ ઉત્પન્ન થયાં (૮) ઋગ્વેદ ૧૦–૭૨–૧માં કહ્યું છે–કેસૃષ્ટિના આરંભમાં તે એકલા જ હતા આવા આવાં બીજા પણ અનેક પ્રમાણ મળી શકે છે. આ બધાં પૂર્વાપર વિરોધવાળાં પ્રમાણ, જ્ઞાનની અપૂર્ણતાને સિદ્ધ કરે છે, કારણ કે એકજ શાસ્ત્રમાં અનેક વિકલ્પ, હોવાનું કારણ બીજુ શુ માની શકાય ? સત્ય કથનમાં તો બે મત કદાપિ હોતા નથી: આથી સૃષ્ટિનો કોઇ કર્તા છે એમ માનવુ એ પ્રમાણસિદ્ધ નથી

મહેશ (શંકર) તેનો સંહાર કરે છે. બ્રહ્મને એવી ઇચ્છા થઈ કે "एकोऽहं बहुस्याम्" અર્થાત્ હું એક છુ તે અનેકરૂપ બની જાઉં.

પૂર્વપક્ષી–પહેલી અવસ્થામાં દુઃખ હોય તો જ બીજી અવસ્થામાં ધારણ કરવાની ઇચ્છા થાય છે તે પ્રમાણે બ્રહ્મ જ્યારે પ્રથમ એકલા હતા ત્યારે શું દુઃખ હતું આ પ્રમાણે અનેકરૂપ બનાવવાની ઇચ્છા થઇ ?

પ્રતિપક્ષી–દુઃખ તો કંઇ ન હતું પણ પરબ્રહ્મે પોતાની મેળે કૌતુક કર્યું.

પૂર્વપક્ષી–સુખની જેને વિશેષ અભિલાષા હોય તે જ કૌતુક કરે છે. તો પરબ્રહ્મને પ્રથમ થોડું સુખ હતું ? અને પછી બહુરૂપે થતાં વિશેષ સુખ થયું ? જો પરબ્રહ્મ પ્રથમથીજ સંપૂર્ણ સુખી હોય તો અવસ્થા શી રીતે બદલાવે ? ન જ બદલાવે પ્રયોજન વગર કોઇ પણ કાર્ય બને નહિ. એ સિદ્ધાંત છે હવે પરબ્રહ્મને બહુરૂપે પ્રગટ થવાની ઇચ્છા થઇ, માટે બહુ રૂપે પ્રગટ થયા તે પહેલાં તે દુઃખી હતા એ કારણ સ્પષ્ટ નીકળે છે.

પ્રતિપક્ષી–કાર્ય બનાવતાં પરબ્રહ્મને વાર લાગતી જ નથી, તેની ઇચ્છા થઇ કે કાર્ય તરત બની જાય છે

પૂર્વપક્ષી–એ વાત તો ગણતરીમાં લાંબા કાળને માટે છે. પણ સૂક્ષ્મકાળના માપનો વિચાર કરીએ તો ઇચ્છા થવી અને કાર્ય બનવું બંને એક સમય જેટલા કાળમાં કદી બને જ નહિ. ઇચ્છા અને તે ઇચ્છા પ્રમાણે કાર્ય થવુ એ બેની વચ્ચે થોડો કાળ પણ થવો જ જોઇએ એટલે બને બાબતનો કાળ ભિન્ન હોવો જ જોઇએ, અથવા એમ કહો કે પ્રથમ પરબ્રહ્મની ઇચ્છા અને તે ઇચ્છા પ્રમાણેનું કાર્ય

પ્રતિપક્ષી–પરબ્રહ્મને ઇચ્છા થાય કે તરત માયા ઉત્પન્ન થાય છે. અને પછી માયા જ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે.

---

અર્થાત્ તે એક અને સત્ સદૈવ સ્થિર રહે છે, પરંતુ તેને લોકો અનેક નામોથી પોકારે છે. (૩) તેના વિરૂદ્ધ ઋગ્વેદ ૧૦–૭૨–૭ માં કહ્યું છે કે 'देवानां पूर्व्ये युगेऽसत सद जायते' અર્થાત્ દેવોની પણ પહેલાં અસત્‌થી અર્થાત્ અવ્યકતથી સત્ અર્થાત્ વ્યકત સૃષ્ટિ ઉત્પન્ન થઇ. (૪) આ સિવાયના કોઇ ન કોઇ દ્રશ્ય તત્ત્વથી સૃષ્ટિ ઉત્પન્ન થવાના વિષયમાં ઋગ્વેદમાં ભિન્ન ભિન્ન અનેક વર્ણનો છે, જેમકે પૃથ્વીના આરંભમાં મૂળ હિરણ્યગર્ભ (બ્રહ્મ) હતો અમૃત અને મૃત્યુ એ બન્ને તેની છાયા છે અને આગળ જતાં તેનાથી જ બધી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. (૫) ઋગ્વેદ ૧૦–૧૨૧–૧–૨ માં કહ્યું છે કે, પ્રથમ વિરાટ પી પુરુષ હતો અને તેનાથી યજ્ઞ દ્વારા સમસ્ત સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે (૬) ઋગ્વેદ ૧૦–૯૦માં કહ્યું છે કે, પહેલાં પાણી હતું. તેનાથી પ્રજાપતિ ઉત્પન્ન થયા (૭) ઋગ્વેદ ૧૦–૭૨–૬માં તથા ૧૦ ૨–૬માં કહ્યું છે–ઋતુ અને સત્ય પહેલાં ઉત્પન્ન થયાં પછી અંધકાર (રાત્રી), પછી સમુદ્ર (પાણી) અને તપશ્ચાત્ સંવત્સર ઇત્યાદિ ઉત્પન્ન થયા (૮) ઋગ્વેદ ૧૦–૭૨–૧માં કહ્યું છે–કે સૃષ્ટિના આરંભમાં તે એકલા જ હતા આવાં આવાં બીજા પણ અનેક પ્રમાણ મળી શકે છે. આ બધાં પૂર્વાપર વિરોધવાળાં પ્રમાણ, જ્ઞાનની અપૂર્ણતાને સિદ્ધ કરે છે, કારણ કે એકજ શાસ્ત્રમાં અનેક વિકલ્પ, હોવાનું કારણ બીજું શું માની શકાય ? સત્ય કથનમાં તો બે મત કદાપિ હોતા નથી. આથી સૃષ્ટિનો કોઇ કર્તા છે એમ માનવુ એ પ્રમાણસિદ્ધ નથી.

થઇ જાય છે એમ કહેશો તો શું દેવો પરવશ થયા ? એથી તે વાત પણ મળતી આવતી નથી. કારણ કે દેવો મહા સમર્થ હોઇને પરવશ શી રીતે બને ?

દેવે કરેલી ચોરી, વ્યભિચાર વગેરેને કદી લીલા કહો તો શાસ્ત્રમાં કામ, ક્રોધ વગેરે દુર્ગુણો ત્યાગવાનો ઉપદેશ શા માટે કર્યો છે ? દેવનાં કુકર્મોને લીલા કહી ઢાંકવામા આવે તો સત્ય, શીલ, ક્ષમા, દયા વગેરે ગુણો શુ ઉપયોગી છે ? એને એવા ઉત્તમ ગુણોને જૂઠા ઠરાવનાર દેવો પણ શું કામના ? ત્યારે જવાબ આપે છે કે એ દેવોએ તો સંસારીઓને સંસાર વ્યવહારની રીતો શીખવવા સારૂ લીલા કરી હતી પણ જવાબથી તો એ દેવોની ઉલટી અપકીર્તિ થાય છે કોઇ દુષ્ટ પિતા પોતાના પુત્રને વ્યભિચાર કેવી રીતે કરવો તે પ્રથમ શીખવે અને તે પછી પુત્ર વ્યભિચાર કરે એટલે તેને-ગુન્હો ગણી પિતા સજા કરે. એ સ્થિતિ દેવોની થાય છે દેવોએ લીલા કરીને સંસારીઓને અનાચાર શીખવ્યા, અને તે અનાચાર પ્રમાણે લોકો વર્તવા મંડયા ત્યારે તેને નરક વગેરેની શિક્ષા કરી ! એ શું ઇશ્વરનું કામ છે ? એવા પ્રભુ શું કામના ? એ તો અન્યાયી જ કહેવાય.

વળી કેટલાક કહે છે કે આ દુનિયામાં ભકતોની રક્ષા કરવા, અને દુષ્ટોનો સંહાર કરવા પ્રભુ અવતાર ધારણ કરે છે તેવા લોકોને પૃછવામા આવે કે અવતાર લેવાનું કામ પ્રભુની પોતાની ઇચ્છાથી થયું કે ઇચ્છા વગર થયું ? જો ઇચ્છાથી અવતાર ધારણ કર્યો હોય તો એવુ થયુ કે શેઠ પોતાના નોકરને હુકમ કરી કોઇ માણસને મારી નંખાવ્યો, તે છતાં શેઠ નોકરને ગુન્હા બદલ સજા કરવા મંડયો + જો ઇચ્છા વગર એની મેળે અવતાર ધારણ થઈ ગયો હોત તો શુ પ્રભુને એટલુ પણ જ્ઞાન ન હતુ કે આવા દુષ્ટ લોકો બનાવીશ તો તેઓ મારા ભકતોને દુઃખ દેશે માટે તેવા દુષ્ટ લોકોને પેદા જ ન કરૂ દુષ્ટો પેદા ન થાય એટલે અવતાર ધારણ કરવાનુ અને તે દુષ્ટોનો નિગ્રહ કરવાનુ રહ્યું જ કયાં ? એના જવાબમાં વળી એ લોકો કહે કે અવતાર ધારણ કર્યા વગર પરમેશ્વરની કીર્તિ શી રીતે જગતમાં ફેલાય ? એ વાત માનીએ તો પછી ઇશ્વર પોતાનો મહિમા વધારવા ખાતર અથવા મહિમા ...ે તો જ ભકતનુ પાલન કરે છે અને દુષ્ટનો સંહાર કરે છે એવી ઇચ્છાવાળા ઇશ્વર તો ...ગી અંને દ્વેષી ગણાય, અને રાગ અને દ્વેષ તો કર્મબંધનનુ—મહાન્ દુઃખનુ મૂળ છે. ...શ્વરનુ આ કામ ઘણુ જ વિકટ છે કારણકે માત્ર ઇચ્છાથી જ ભકતપાલન અને દુષ્ટનું નિકંદન ...ઇ જતુ હોય તો અવતાર ધારણ કરવાની, અને લીલા કરવાની તકલીફ કોણ ઉઠાવે,

વળી તેઓ કહે છે કે, સૃષ્ટિનાં તમામ સારા માઠા કામો પ્રભુની ઇચ્છા પ્રમાણેજ ...ાય છે, તો એ કામો કરનારા તમામ જીવો પાસે પોતાનો મહિમા શામાટે ન મનાવ્યો, તમામ જીવો પ્રભુને ગમતા કામો, પ્રભુનો મહિમા વધે તેવાં કામો કયા કરે છે ? તેના જવાબમાં જણાવે છે કે, પ્રભુ પોતાની ઇચ્છા પ્રમાણે કામો કરાવી અલગ જ (ન્યારા) રહે છે અરે ...ાઇ ! ઇચ્છા પ્રમાણે કામો કરાવી કર્તાનુ પદ પ્રાપ્ત કરી વળી અકર્તા રૂપે રહેવુ એ શી રીતે ...ને ? એ તો આકાશનાં ફૂલ જેવી ગલત વાત થઈ !

વળી કહે છે કે, ત્રણ દેવોમાંના બ્રહ્મા આ દુનિયાને બનાવે છે, વિષ્ણુ દુનિયાનું રક્ષણ કરે છે અને શંકર (મહાદેવ) સૃષ્ટિનો સંહાર કરે છે આ વાત માનીએ તો બ્રહ્મા અને

---

+ એવુ નામ ન્યાયી સ્વામી નહિ પણ અન્યાયી જ કહેવાય.

ઇશ્વરને કોઇ મોટું વેર હોવું જોઇએ જ, નહિ તો શા માટે પ્રભુએ બનાવેલી સૃષ્ટિનો મહાદેવ નાશ કરે ! ત્યારે તેઓ કહે છે કે એમાં બંનેને વેરવિરોધ શાનો ! પરિબ્રહ્મ પોતે જ પોતાનાં ત્રણ રૂપ બનાવી ઉત્પત્તિ પાલન ને સંહાર કરે છે એમ કહી હોય તો એ પૂછીએ કે શાઈ ! પોતાની બનાવેલી સૃષ્ટિ, પ્રથમ સારી લાગી અને પાછળથી ખરાબ લાગી ! પાછળથી ખરાબ લાગે ને નાશ કરવો પડે તેવી સૃષ્ટિ સમર્થ દેવ થઇને પ્રથમ બનાવી જ શા માટે ! ! જો ઇશ્વરનો સ્વભાવ પોતાની બનાવેલી સૃષ્ટિનો નાશ કરવાનો થયો કે ફરી વળી બનાવવાનો થયો હોય તો તેવું શા કારણથી બન્યું તે જણાવો. પૃથ્વીનો પોતાનો સ્વભાવ નાશ પામવાનો થયો તો તે તો જડ છે અને બીજાથી ઉત્પન્ન થયેલી છે તે પોતાની ઇચ્છાથી નાશ—નાશ પામે નવો થાય એમ કેમ બને ! !

કોઈ ગૃહસ્થને હવેલી બનાવવી હોય તો પ્રથમ ઈંટ, ચૂનો, લાકડાં, વગેરે સામગ્રી ભેગી કરે મકાનના નમુના માટે નકશો કરે, ત્યાર પછી બનાવવા માંડે જો પ્રભુએ એ પ્રમાણે સૃષ્ટિ બનાવવાનું કર્યું હોય તો પૃથ્વી બનાવવાની સામગ્રી પ્રભુએ ક્યાંથી ભેગી કરી ! પૃથ્વી બનાવતાં પહેલાં પ્રભુ પોતે એક જ હતા. છતાં સામગ્રી આવી ક્યાંથી ! સૃષ્ટિના નમુના માટે નકશો શા પ્રમાણે ઉતાર્યો ! વળી સૃષ્ટિ બનાવી તે પ્રથમની સૃષ્ટિઓ હતી તેના જેવી બનાવી કે સાવ નવી જ બનાવી કે પોતાનાં અનેક રૂપો કરીને એકદમ બનાવી ! આ પ્રશ્નોના જે જવાબો આપશો તે તમામ એક બીજાથી ઉલટા જશે ને વટી જશે. જો રાજા પોતે કડિયા સુતાર વગેરેને હુકમ કરે તેમ કરાવી હોય તો તેમ કહો. એવાં કામ કરનારા કારીગરો, સામાન ક્યાંથી લાવ્યા ! નવી સૃષ્ટિ બનાવતી વખતે તેમાં બધી સારી સારી ચીજો બનાવી કે સારી ને નરસી તમામ બનાવી ! જો સારી સારી ચીજો બનાવ્યાનું કહેશો તો સર્પિણીનો સર્પ, વિંછી વછનાગ, સોમલ વગેરે ચીજો કોણે બનાવી ! જો સારી નરસી બને વસ્તુ પ્રભુએ બનાવી એમ કહેશો તો વછનાગ, સિંહ વાઘ, નાગ વિંછી વગેરે દુઃખદાયી ચીજો કે જે કોઈને સારી લાગતી નથી તેમ બનાવનારની પણ સેવા કરતી નથી તે શા માટે બનાવી ! જો તે ખરાબ ચીજો તે બીજાએ બનાવી કહેશો તો પ્રભુ સિવાય બીજો કોઈ બનાવનાર છે !

ગાના જવાબમાં તેઓ એમ કહે છે કે સૌ પ્રાણીઓ પોત પોતાના કર્મને વશને નીચ યોનિમાં અવતાર લઇને દુઃખી થાય છે. કદી એ વાત સ્વીકારીએ તો પ્રભુમાં કર્તા તરીકેનો ગુણ રહ્યો નહિ. પણ સૌ પોત પોતાનાં કર્મના ફળ ભોગવે છે એમ કર્યું આમ પરસ્પર વિરોધ આવે છે

જીવને પ્રથમ બનાવ્યા ત્યારે તે સઘળાને નિર્મળ બનાવ્યા હતા કે પાપી બનાવ્યા હતા ! ને નિર્મળ બનાવ્યા હતા એમ કહેશો તો પાછળથી તેમને પાપ કેવી રીતે ચોંટ્યું ! બનાવતી વખતે તો નિર્મળ બનાવી શક્યા પણ પાછળથી પ્રભુના હાથમાં નિર્મળ જ રાખવાની સત્તા જ ન રહી ! કદી એમ કહેશો કે પાપ તો પ્રભુએ પાછળથી લગાડ્યું તો પોતાના બનાવેલા જીવોને પાછળથી પાપ લગાડીને દુઃખી શા માટે કર્યા. એથી પ્રભુ નિર્દય ઠરે છે

ઉપરનાં કારણોથી બ્રહ્માએ સૃષ્ટિ બનાવી છે એ વાત, અથવા બ્રહ્મામાં કર્તાપણાનો ગુણ છે એ વાત ટકી શકતી નથી.

હવે વિષ્ણુ દેવ સૃષ્ટિને પાલન કરે છે એમ કહેનારાઓને પૂછીએ કે ભાઈ જે બીજાને દુખી થવા ન દેતા, તેમ મળેલું સુખ ખૂટી ન જાય તેમ રક્ષા કરે એનુ નામ પાલનકર્તા કહેવાય, પણ આખા વિશ્વમા નજર કરીએ છીએ તો તેથી ઉલટું નજરે આવે છે. જગતમાં સુખી જીવો થોડા દેખાય છે. અને દુખી ઘણા દેખાય છે વિશેષ ભાગ ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ સયોગ, વિયોગ, રોગ, શોક વિગેરે ઉપાધિઓથી હેરાન થઇ રહ્યો છે એમ છે તો વિષ્ણુદેવનુ રક્ષકપણું ક્યાં રહ્યું? એના જવાબમાં તેઓ કહે છે કે જીવ માત્રના સુખ દુખ તો કર્માધીન છે. સૌ સૌના કર્માનુસાર તમામ જીવો સુખદુખ ભોગવે છે. આ જવાબ તો ઠગ વૈદ્યના જેવો છે. રોગીને આરામ થાય તો ઠગવૈદ્ય કહે છે કે એને મારી દવાથી આરામ થયો છે પણ રોગીનો રોગ વધે અથવા મરી જાય તો ઠગવૈદ્ય કહે છે કે એ તો કર્માધીન છે, તેનુ આયુષ્ય નહિ તેથી મરી ગયો એ પ્રમાણે પોતપોતાના કર્મોથી જ જીવોનુ ભલું બૂરૂં થતું હોય તો પછી તમે પ્રભુનું નામ શા માટે લો છો? ત્યારે તેઓ કહે છે અમે તો ઇશ્વરને ભક્તવત્સલ કહીએ છીએ ઠીક, જો પ્રભુને તમે ભકતવત્સલ કહો છો તો સોમનાથ પાટણનુ દેવળ મહમદગીઝનીએ તોડયુ, ત્યારે પોતાના દેવળની રક્ષા કેમ ન કરી? અને સોમનાથ મહાદેવના અનેક ભક્તોને તે સ્થળે મ્લેચ્છ લોકોએ ઘણું દુ:ખ દીધું છતાં સહાયતા કેમ ન કરી? જો એમ કહેશો કે વિષ્ણુમાં એટલી શકિત નહિ હતી તો મ્લેચ્છોથી પણ ઓછી શકિતવાળા તમારા પરમેશ્વર છે? અને જો એમ કહેશો કે, મહમદગીઝનીના જુલમની પ્રભુને ખબર ન હતી તો પ્રભુના અતર્યામી સર્વજ્ઞ વગેરે નામોનો મહિમા કયાં રહ્યો? પ્રભુ જાણુતા હતા છતાં સહાય ન કરી એમ કહેશો તો પ્રભુનુ ભક્તવત્સલપણુ કયાં ગયું?

એ રીતે પાલનકર્તા દેવ વિષ્ણુમાં ભકતવત્સલપણું છે અગર તો સૃષ્ટિનું રક્ષણુ કરે છે આ વાત વૃથા છે

ત્રીજા દેવ શંકર કે જે સૃષ્ટિનો સહાર કરે છે તેને વિષે તે લોકોને પૂછીએ કે શંકર-દેવ પ્રલયકાળ આવે ત્યારે સહાર કરે છે કે હમેશાં સહાર કર્યા કરે છે? પોતાના હાથથી સંહાર કરે છે કે બીજા પાસે સહાર કરાવે છે? જો પોતાના હાથથી હમેશા સહાર કરતા હોય તો આ જગતમાં ક્ષણુ ક્ષણુમા અનત જીવો મરે છે તેનો સહાર એકલે હાથે કેવી રીતે કરી શકે? જો શકર બીજાની સહાય લઇને સંહાર કરતા હોય તો તે સંહાર કરનારાઓના નામ બતાવો? જો શકર દેવની ઇચ્છા માત્રથી સંહાર થઇ જતો હોય તો શું એવી મોટી પદવીવાળા દેવની વૃત્તિ "માર માર ને માર" એવી અધમ હશે? થોડા જીવોનો સહાર કરનારને દુષ્ટ પરિણામી કહેવામાં આવે છે તો આવા અનંત જીવોનો સંહાર કરનારને કેવોક નિર્દય કહેવો? ત્યારે તેઓ કહે છે એ સહારને હિંસા કહેવાય જ નહિ, એમાં હિંસા, છે જ નહિ, એ તો માત્ર એક તમાસો છે સૃષ્ટિને વિખેરી નાખવાનો પ્રસંગ આવના વિખેરી નાખે એમાં હિંસા શની? વાહ ભાઇ! વળી તમે તમારા પ્રભુને તમાસગીર બનાવ્યા, તમાસગીરને સારૂ લાગ્યુ ત્યારે તમાસો બનાવ્યો અને બૂરૂ લાગ્યું

ગ્રંથના ગોન નામક અધ્યાયમાં કહ્યુ છે કે —ચંદ્ર, બુધ, શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ, શનિ અને નક્ષત્રોના વર્તુલ માર્ગથી ઘેરાયેલ, કોઈના પણ આધાર વિનાના, પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશથી વ્યાપક હો.' આ ભૂપિંડ ગોળાકાર બની પોતાની જ શક્તિથી આકાશમાં નિરંતર રહે છે અને તેના પૃષ્ટ પર દેવ, દાનવ, માનવ વગેરે સહિત વિશ્વ ચારે તરફ રહ્યુ છે

હવે અહિં કોઇ પ્રશ્ન કરે કે—જીવને સુખી દુ ખી કોણ કરે છે ? એનો ઉત્તર એ છે કે જીવ પુણ્યકર્મનું ઉપાર્જન કરે તો તેનાં ફળ સુખ રૂપે ભોગવે અને પાપકર્મ કરે તો તેનાં ફળ દુ ખ રૂપે ભોગવે

सुखस्य दुःखस्य न कोऽपि दाता, परो ददातीति कुबुद्धिरेषा ।
अह करोमीति वृथाभिमानः, स्वकर्मसूत्र ग्रथितोहि लोकः ॥

અર્થ—સુખ અને દુ ખનો દેનાર કોઇ નથી, પણ અર્થાત્ ઇશ્વર આપે છે એમ કહેવુ તે કુબુદ્ધિનો હેતુ છે અને હૂ કરું છું એમ માનવુ એ પણ મિથ્યાભિમાન છે ખરી વાત તો એ છે કે પોતાના કર્મરૂપ સૂત્રથી ગૂથાયેલો આ લોક છે.

શ્રીમદ્ ભાગવતના ૧૦ માં સ્કંધના ૨૪ મા અધ્યાયમા કહ્યુ છે કે —

कर्मणा जायते जंतुः, कर्मणैव विलीयते ।
सुख दुख भयं क्षेम, कर्मणैवाभिपद्यते ॥ १३ ॥

અર્થ—કર્મથી જ જીવ જન્મ લે છે અને કર્મથીજ મરે છે, સુખ દુ.ખ, ભય અને ક્ષેમકુશળ એ બધુ કર્મથીજ થાય છે વળી ભગવદ્ગીતાના ૫મા અધ્યાયમાં કહ્યુ છે કે—

न कर्तृत्व न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।
न कर्मफल संयोगं स्वभावस्तु प्रवर्तते

અર્થ—પ્રભુ લોકને ઉત્પન્ન કરતા નથી, કોઇના કર્મને સરજતાં નથી તેમજ કર્મના ફળ પણ આપતા નથી, પરંતુ સર્વ કાર્યો સ્વભાવથીજ થાય છે.

ઇસ્લામ ધર્મમાં પણ કહ્યુ છે કે—

શેર અરબ્બી—" એસાલી મુજરક વજાત તસર્ર ફબી છલ્લાત "

અર્થાત્—જીવ દર્યાફ્ત કરવાવાળો છે પોતે પોતાથી જ પોતાનો ઓજારની સાથે કબજો રાખનાર છે

જીવ સંસારમા સુખ દુ ખ ભોગવે છે તે પોતપોતાના સંચિત કર્માનુસાર જાણવું અન્યનું તો શુ કહેવુ પણ ખુદ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, ચંદ્ર વગેરે પણ કર્માધીન સુખ દુઃખ ભોગવે છે.

થયે જ પૂરૂં થયુ એમ કહેવુ આ પ્રમાણે ભગવાનને જૂઠા કહેવાથી તેણે મિથ્યાત્વ ઉપાર્જન કર્યું. તિશ્રગુપ્ત—શ્રી વસુ આચાર્યના શિષ્ય તિશ્રગુપ્ત એક દિવસ આત્મપ્રવાદ પૂર્વની સ્વાધ્યાય કરતા હતા તેમાં એવો અધિકાર આવ્યો કે અહો ભગવાન્! આત્માના એક પ્રદેશને જીવ કહેવો? ભગવાને કહ્યું, નહિ આવી રીતે બે, ત્રણ યાવત્ સંખ્યાત પ્રદેશ લગી પૃચ્છા કરી તો પણ ભગવાને ના કહી. ફરી પૂછ્યુ અહો ભગવાન! અસંખ્યાતા પ્રદેશમાં એક પ્રદેશ કમતી હોય તો તેને જીવ કહેવો? ભગવાને કહ્યું નહિ જેટલા આત્મ પ્રદેશ છે તેટલા પૂરા હોય તોજ જીવ કહેવો આ ઉપરથી તિશ્રગુપ્તે આત્માના અંતિમ પ્રદેશને જીવ માન્યો અને એક પ્રદેશી આત્મા પ્રરૂપવા લાગ્યો. ગુરુજીએ બહુ સમજાવ્યો, પણ સમજ્યો નહિ છેવટે તેને ગચ્છથી બહાર કાઢયો અન્યદા તે તિશ્રગુપ્ત અમલકંપા નગરીમાં સુમિત્ર શ્રાવકને ઘેર ભિક્ષાર્થે ગયો ત્યારે તે શ્રાવકે એક દાળનો અને એક ચોખાનો દાણો ભિક્ષામાં આપ્યો, ત્યારે તિશ્રગુપ્ત બોલ્યો—કેમ ભાઇ મશ્કરી કરો છો? શ્રાવક બોલ્યા નહિ મહારાજ હુ તો આપની શ્રદ્ધા પ્રમાણે જ કરૂં છું. એક આત્મપ્રદેશના અવગાહના તો અંગુલના અસંખ્યાતમા ભાગની હોય છે. અને ચાવલ દાળની અવગાહના તો અંગુલના સખ્યાતમા ભાગની છે તો આટલો આહાર પણ આપના આત્માથી અસંખ્યાત ગણો અધિક હોવાથી વધી પડશે આટલું સાંભળતાં જ તેની શ્રદ્ધા શુદ્ધ થઇ ગઇ તેમણે શ્રાવકનો ઉપકાર માન્યો સુમિત્રે જવાબ દીધો મહારાજશ્રી આપને મારા અનેકવાર નમસ્કાર છે, મારા જેવા અલ્પજ્ઞ શ્રાવક પાસેથી આપે સીધી વાત ગ્રહણ કરી તેથી આપને ધન્યવાદ છે (૩) **અષાઢાચાર્ય**–અષાઢાચાર્યજી અલ્પજ્ઞ શિષ્યોને છોડી આયુષ્ય પૂર્ણ કરી દેવતા થયા, અને પુન પોતાના મૃતક શરીરમાં પ્રવેશ કરી શિષ્યોને ભણાવ્યા પછી શરીર છોડી સ્વર્ગમાં જતી વખતે ભેદ ખુલ્લો કરી દીધો આથી શિષ્યો શંકાશીલ બની ગયા કે અરે! આટલા દિવસ આપણે અવ્રતી દેવને નમસ્કારાદિ કર્યા કદાચ બીજા સાધુઓના શરીરમાં પણ દેવતાનો વાસ હોય, આમ વિચારી બધા સાધુઓથી વંદના વ્યવહાર બધ કરી દીધો એ ત્રીજા નિન્હવ થયા. (૪) **રોહગુપ્ત**–શ્રી ગુપ્તાચાર્યના શિષ્ય રોહગુપ્ત કોઇક વાદીની સાથે ચર્ચા કરતા હતા. ચર્ચા દરમ્યાન પેલા વાદીએ જીવરાશિ અને અજીવરાશિ એમ બે રાશિની સ્થાપના કરી. તે વખતે શ્રી રોહગુપ્તજીએ એક સૂતરના દોરાને વળ ચડાવી તે દોરો નીચે મૂકી ચર્ચા કરનારને પૂછ્યુ કે આ દોરો કઇ રાશિ? જીવરાશિ કે અજીવરાશિ? જો તમે જીવરાશિ કહેશો તો સૂતર એ અજીવ પદાર્થ છે જો તમે અજીવરાશિ કહેશો તો આ અજીવ સૂતર આ પ્રમાણે હલનચલન કેમ કરે છે? એ પ્રમાણે સાંભળી તેમજ સૂતરના દોરાને જોઈ ચર્ચા કરનાર ચૂપ રહ્યો ત્યારે શ્રી રોહગુપ્તજી બોલ્યા કે ભાઇ, આ સૂતરનો દોરો છે તે જીવરાશિ કે અજીવરાશિ ન કહેવાય પણ "જીવાજીવ" નામની ત્રીજી રાશિમાં ગણાય એ પ્રમાણે વાદીને (ચર્ચા કરનારને) હરાવીને પોતાના ગુરુજી પાસે આવ્યા ચર્ચામાં જીત્યાની તમામ વાત ગુરુજીને કરી, ગુરુજીએ કહ્યું શ્રી મહાવીર ભગવાને જીવરાશિ અને અજીવરાશિ એમ બે રાશિ જ શાસ્ત્રમાં ફરમાવી છે અને તમે આ પ્રમાણે સ્વકલ્પિત ત્રીજી રાશિ સ્થાપી તે મિથ્યા હોવાથી સભાની સમક્ષ "મિથ્યા મે દુષ્કૃત" લો શ્રી રોહગુપ્તજીએ

માન મચારીને વશ થઈ પોતાની હઠ છોડી નહિ અને 'મિચ્છામિ દુક્કડં' ન લીધું તેથી તેઓ નિન્હવ ગણાયા. (૫) શ્રી ધનગુપ્તાચાર્યના શિષ્યે એવી વાત સ્થાપી કે "એક સમયમાં બે ક્રિયા લાગે જ જેમકે કોઈ મનુષ્ય નદી ઉતરે છે હવે તે વખતે તેના પગ તો નીચે નદીના ઠંડા પાણીમાં શીતતા ભોગવે છે અને માથાપર સૂર્યનો તડકો લાગતો હોવાથી ઉષ્ણતા પણ તેજ વખતે ભોગવે છે એ દૃષ્ટાંતે તે શિષ્યની શ્રદ્ધા ફરી ગઈ પણ તે શિષ્યે એમ ન જાણ્યું કે સમય એ કાળનો એવો સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ છે કે તેટલા વખતમાં આત્મા બે ઉપયોગ રાખી શકે નહિ તેથી બે ક્રિયા ભોગવવી (વેદી) શકે નહિ જ જે વખતે શીતતા વેદે છે તે વખતે ઉષ્ણતા ભોગવી શકે નહિ અને ઉષ્ણતાની ખબર ભોગવે તે વખતે શીતતા (ઠંડક) ભોગવી શકે નહિ આ સત્ય વાત તે શિષ્યને હૈયે ન બેઠી ને શ્રદ્ધા ફરી તેથી તે નિન્હવ થયા (૬) પ્રજાપ્ત સાધુ થી ભગવાને જીવ અને કર્મનો સંબંધ દૂધમાં ઘી તલમાં તેલ પુષ્પમાં સુગંધના જેવો કહ્યો છે જ્યારે પ્રજાપ્ત સાધુએ સર્પ અને કાંચળીના જેવો સંબંધ છે એવી સ્થાપના કરી અને ભગવાનનાં વચન ઉત્થાપવાથી તે છઠ્ઠો નિન્હવ થયો, (૭) અશ્વમિત્ર—આ સાધુએ નરકાદિ ગતિના જીવોની વિપર્યય ક્ષણ ક્ષણમાં પરાહત થાય છે એવી સ્થાપના કરી બૌદ્ધના ક્ષણિકવાદ જેવી એમની શ્રદ્ધા હોવાથી તે સાતમો નિન્હવ થયો. આ સાત સિવાય કેટલાક આઠ અને કોઈ વળી ૯ નિન્હવ કહે છે એ પ્રમાણે ભૂતકાળમાં થયેલા સાત નિન્હવોનું વર્ણન વાંચી તે ઉપર જરા વિચાર કરતાં જણાશે કે જે મહાત્માઓ નવ ગ્રૈવેયક સુધી પહોંચી શકે એવી જબરી ક્રિયા કરનારા હતા. તેઓએ માત્ર શ્રીપ્રભુના એક વચનને ઉલટી રીતે પરૂપ્યું તો નિન્હવ તરીકે ગણાયા ત્યારે હાલના લૂખી ક્રિયા કરનારા અને ખાલી ડોળ ધરાવનારા સાધુઓ તથા શ્રાવકો પ્રભુનાં શાસ્ત્ર માંથી પાઠના પાઠ ઉત્થાપી દે છે અને ઉંધા અર્થ કરી ઉપદેશ આપે છે ઉત્તમ શાસ્ત્રને અધમ શસ્ત્રરૂપે પરિણમાવે છે અનંત ભવોથી ઉદ્ધરનાર એવા પરમ પવિત્ર વચનોને અનંત ભવભ્રમણ વધી જાય તેવી રીતે સ્થાપે છે અને કોઈ શાસ્ત્રજ્ઞ તથા મહત્વાકો તેમને ખરા અર્થ સમજાવે તો તેને નિરર્થકી કહે છે તેવાની શી ગતિ થશે!! એનો ખ્યાલ કરતાં કંપારી છૂટે છે!! હે ભવ્યજીવો! આપ હૃદયમાં જરા વિચાર કરજો કે કેટલાક દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને અનુસરીને ધર્મ દીપાવવાનો મનકલ્પિત અર્થ કરી શુદ્ધ તત્ત્વમાં અશુદ્ધિની સ્થાપના કરે છે અને કુ હેતારીની ભક્તિ માને છે તેને ચક્રવર્તિ ખાજની માફક મિથ્યાત્વનો લાભ થાય અને અનંતો સંસાર રખડે.

શુદ્ધ જૈનધર્મ—સિદ્ધ બુદ્ધ અને મુક્ત થવાનો મહામાર્ગ છતાં આ પંચમકાળમાં તેના અનુયાયિઓની પ્રવૃત્તિ જોઈને સખેદ થાય છે શાસ્ત્રના કોઈ પણ બાબતનો નિર્ણય કરવામાં ઘણાની બુદ્ધિ વિભ્રમમાં પડી જાય છે એક ચૈત્ય શબ્દ જ લઈએ, એ ચૈત્ય કે ચેત શબ્દે જૈન સમાજમાં કેટલો કોલાહલ મચાવ્યો છે!! કોઈ આઈ ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન કરે છે તો કોઈ પ્રતિમા કરે છે પણ શ્રીસમવાયાંગ સૂત્રમાં કહેલ છે કે "चउवीसाए तित्थयराण चउवीस चेइय रुक्खा पण्णत्ता।" અર્થાત્ ૨૪ તીર્થંકરોને જ્ઞાન ઉત્પન્ન થવાનાં ૨૪ વૃક્ષ કહ્યાં છે સૂત્રપાઠથી 'ચૈત્ય' નો અર્થ જ્ઞાન છે એ સિદ્ધ થાય છે અને જ્યારે જ્ઞાન જ અર્થ કરીએ તો ગુણકિયા

નામ ચેઇય' ' તેનો અર્થ શું ' ગુણશિલા જ્ઞાન ' એમ કરવો ? ગુણશિલા એ તો બગિચાનુ નામ છે. ઇત્યાદિ વિચારથી નિષ્પક્ષ થઈ જે સ્થળે જે અર્થ યોગ્ય હોય તે સ્થળે તે અર્થ કરવો ઊચિત છે (૨) આવી જ રીતે કેટલાક કહે છે કે દયામાં ધર્મ' તો કેટલાક કહે છે કે 'આજ્ઞામાં ધર્મ' હવે વિચાર કરો કે ભગવાનની આજ્ઞા અને દયા એમાં કંઇ ભિન્નતા છે ? શું ભગવાન કદાપિ હિંસા કરવાની આજ્ઞા આપે છે ? કદાપિ નહિ. તો પછી નિરર્થક ખેંચાતાણી કરી કલેશ શા માટે કરવો ? ( ૩ ) કેટલાક ઋષભદેવજીના સમયમા બનેલી વસ્તુને શ્રી મહાવીરસ્વામીના સમય સુધી રહી હોવાનુ કહે છે, પરંતુ શ્રીભગવતીસૂત્રના ૮મા શતકના ૯મા ઉદ્દેશામાં કૃત્રિમ વસ્તુની સ્થિતિ સંખ્યાતા કાળની જ કહી છે અને ઋષભદેવજીને થયાં એક ક્રોડાક્રોડી સાગરોપમમા થોડો કમ એટલો કાળ વીતી ગયો છે એટલો કાળ વસ્તુ કેવી રીતે ટકી શકે ? § (૪) શ્રીભગવતીસૂત્રના છઠ્ઠા શતકના સાતમાં ઉદ્દેશામાં-૧ વૈતાઢય પર્વત ૨ ગંગા અને ૩ સિંધુ નદી, ૪ ઋષભકૂટ અને ૫ લવણ સમુદ્રની ખાડી આ પાંચ વસ્તુ ભરતક્ષેત્રમાં શાશ્વતી કહી છે ' પરંતુ કેટલાક શત્રુંજય પર્વતને પણ શાશ્વતો કહે છે અને વળી કહે છે કે શ્રીઋષભદેવજીના સમયમા આ પર્વત બહુજ મોટો હતો ક્રમશ ઘટતા ઘટતાં છઠ્ઠા આરામાં ઘણો નાનો રહી જશે તો શું શાશ્વતી વસ્તુ પણ નાની મોટી થઈ શકે. ખરી× (૫) પન્નવણા સૂત્રમાં મનુષ્યના શરીરથી

---

§ કેટલાક કહે છે કે ઋષભકૂટ પર ભૂતકાળના ચક્રવર્તીએ પોતાનું નામ લખ્યું હોય તે ભુંસાડીને વર્તમાનકાળના ચક્રવતી પોતાનું નામ અંકિત કરે છે આ મિથ્યા દાખલાથી કૃત્રિમ વસ્તુની અસંખ્યાત કાળની સ્થિતિ હોવાનુ સિદ્ધ કરે છે, પરંતુ જમ્બૂદ્વિપપ્રજ્ઞપ્તિમા નામ ભુંસાડવાનો ઉલ્લેખ નથી

× શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરથી પ્રસિદ્ધ થતા 'આત્માનંદ પ્રકાશ' માસિકના ૧૫ મા પુસ્તકના ૧૦ મા અંકમા લખે છે કે-"ધર્મઘોષ સૂરિએ પોતાના પ્રાકૃત કલ્પમા સંપ્રતિ, વિક્રમ અને શાલિવાહન રાજાને આ (શત્રુંજય) ગિરિવરના ઉદ્ધારક બતાવ્યા છે પણ તેની વધારે સત્યતા માટે હજી સુધી કોઇ વિશ્વસનીય પ્રમાણ મળી શકયુ નથી "બાહડ મંત્રીનો ઉદ્ધાર " વર્તમાનમા જે મુખ્ય મંદિર છે તે વિશ્વસ્ત પ્રમાણથી જણાય છે કે ગુર્જર મહામાત્ય બાહડ (વાગ્ભટ્ટ) મંત્રી દ્વારા ઉદ્ધૃત થયેલ છે વિક્રમની તેરમી સદીના પ્રારંભમા જે વખતે મહારાજા કુમારપાળ રાજ્ય કરતા હતા, તે વખતે તેના ઉકત પ્રધાને પોતાના પિતા ઉદયન મંત્રીની ઇચ્છાનુસાર તે મંદિર બનાવ્યુ છે પ્રબંધ ચિંતામણીના કર્તા મેરુતુંગસૂરિ આ ઉદ્ધારના સબંધમાં જણાવે છે કે—કાઠિયાવાડના કોઇ સુવર નામના માંડલિક શત્રુને જીતવા માટે મહારાજા કુમારપાલે પોતાના મંત્રી ઉદયનને મોટી સેના આપીને મોકલ્યો, વઢવાણ શહેરની પાસે મંત્રી પહોચ્યો તે વખતે શત્રુંજય નજીક રહ્યો જાણી સૈન્યને આગળ કાઠિયાવાડમાં રવાના કર્યુ પોતે ગિરિરાજની યાત્રા કરવામા શત્રુંજય તરફ રવાના થયો જલદીથી શત્રુંજય પર પહોચી ત્યાં ભગવત પ્રતિમાના દર્શન, વંદન અને પૂજન કર્યું. તે વખતે તે મંદિર પત્થરનું નહિ, પરંતુ લાકડાનુ હતુ મંદિરની સ્થિતિ બહુજ જીર્ણ હતી અને અનેક ઠેકાણે ફાટફૂટ પડી ગઇ હતી મંત્રી પૂજન કરી પ્રભુપ્રાર્થના કરવા માટે રંગમંડપમાં બેઠા અને એકાગ્રતા તથા

મુહપત્તિ બાંધવાના મળી આવે છે. * ૬ શ્રી હેમચંદ્રાચાર્યની રચનાનુસાર ઉદયરત્નજીનો સ ૧૭૬૯માં રચેલો ભુવનભાનુ કેવળીનો રાસ છે તેની ૮૬મી ઢાળમાં આ પ્રમાણે છે "ઢાળ—મુહપત્તી મુખ બાંધી રે, તુમ બેસો છો જેમ ગુરુજી, તિમ મુખ ઢુચા દઇને રે બીજાથી બેસાયે કેમ ગુ. ॥ ૩ ॥ મુખ બાંધી મુનિની પરે રે, પરદોષ ન વદે પ્રાહી ગુ. સાધુ વિના સંસાર ભેરે, કયારે કો દીઠા કયાહી ગુ. ॥ ૪ ॥ એવો જ ખુલાસાવાર લેખ હિતશિક્ષાના રાસમાં તથા હરિબળ મચ્છીના રાસમાં છે અને શ્રાવક ભીમસી માણક તરફથી પ્રકાશિત "જૈન કથા રત્ન કોષ" ના ૭મા ભાગના ૪૦૫ મા પૃષ્ટની ૧૬મી પંક્તિમાં છાપેલ છે કે 'ઉપાશ્રયમા રહેતા સાધુ માંહિલા કેટલાએક સાધુઓ તો મહુપત્તિને બાંધ્યા વિના જ બોલ્યા કરે છે। તથા પ્રકરણ ગ્રંથમા લખ્યુ છે કે—ગાથા **एकवीसंगुलायाय, सोलसंगुल विच्छिणो । चउक्कार संजुयाय, मुहपत्ति एरिसा होइ ॥** અર્થાત્ ૨૧ અંગુલ લાંબો અને ૧૬ અંગુલનો પહોળો એવા વસ્ત્રખંડના આઠ પડ કરી દોરાથી મુખ પર બાંધે, તથા ગાથા—"**मुहंणतगेण कण्णोट्ठिया । विणा वंधइ जे को वि सावए । धम्मकिरिया य करंति तस्स इक्कारस सामाइयस्स णं पायच्छित भवति ॥** અર્થાત્ મુખપર મુખવસ્ત્રિકા બાંધ્યા વિના સામાયિકાદિ ધર્મકરણી કરે તેને ૧૧ સામાયિકનું પ્રાયશ્ચિત આવે છે આ પ્રમાણે શાસ્ત્રોમાં તથા ગ્રંથોમાં ખુલ્લે ખુલ્લું કથન હોવા છતાં એ ગ્રંથોના માનવાળા જ મુખપર મુહપત્તિ બાંધ્યા વિના જ ધર્મક્રિયા કરે છે તે જિનેશ્વર તેમજ ગુરુની આજ્ઞાના અરાધક કેવી રીતે કહેવાય? દિગમ્બર મતના ગ્રંથો ગોમટસારજી અને સુદ્રષ્ટ તરંગિણીમાં લખ્યુ છે કે-૪૮ પુરુષ ૪૦ સ્ત્રી અને ૨૦ નપુસક એમ ૧૦૮ એક સમયમાં ઉત્કૃષ્ટ પદે મોક્ષમાં જાય છતાં સ્ત્રી મોક્ષનો એ જ લોકો નિષેધ કરે છે. તત્ત્વાર્થ સૂત્રમાં કેવળજ્ઞાનીના ૧૧ પરિષહમા ક્ષુધા પરિષહ ગ્રહણ કર્યો છે છતાં તેને માનનાર કેવળીના આહારનો નિષેધ કરે છે. અને '**एकादश जिने**' એ સૂત્રનો અર્થ પણ મારી મચડીને કરે છે વળી એ જ સૂત્રમા ૧૨ સ્વર્ગ કહ્યાં છે છતા તેને માનનાર દિગમ્બર ભાઇઓ ૧૬

---

✓* **हस्त पात्र दधानाश्च, तुण्डे वस्त्रस्य धारका: ।**
**मलिनान्येव वासांसि, धारयन्तोऽल्पभाषिणः ॥ २५ ॥**

શિવપુરાણ અ ૨૧

**અર્થ**—હાથમાં પાત્ર અને મુખપર વસ્ત્ર રાખવાવાળા, મલિન વસ્ત્રો ધારણ કરનાર અને થોડું બોલનાર જૈન ધર્મના સાધુ હોય છે. આ પ્રમાણે અન્ય મતાવલમ્બીઓનાં શાસ્ત્ર પ્રમાણથી પણ જૈન સાધુઓએ મુખપર મુહપત્તિ બાંધવી જોઇએ એવુ સિદ્ધ થાય છે.

જહોન મર્ડક એલ એલ ડી એ ૪ સ. ૧૯૦૨ માં જગતના ધર્મો નામે પુસ્તક રચ્યું છે તેના ૧૨૮મા પૃષ્ટ પર નોચે પ્રમાણે છે.—

The yati has to lead a life of continence He should were a thin cloth over his mouth to prevent insects from flyinng into it.

**અર્થ**—બ્રહ્મચર્ય પાળવુ અને સૂક્ષ્મ જીવોની રક્ષાને માટે મુખપર વસ્ત્ર બાંધી રાખવુ એ યતિનો ધર્મ છે.

સ્વર્ગ કહે છે અષ્ટપાહુડ સૂત્રના બોધપાહુડની ૭મી ગાથામાં સિદ્ધ સમાધીન મુનિને "સિદ્ધાયતન કહ્યા છે ૮મી ગાથામાં શુદ્ધ જ્ઞાનના ધારક મુનિને "ચૈત્ય કહ્યા છે ત્રિરત્નના આરાધક મુનિને "પ્રતિમા કહેલ છે કાષ્ટ પાષાણાદિની પ્રતિમા માનવાનો નિષેધ કર્યો છે. ૧૩ મી ગાથામાં જંગમ પ્રતિમા મુનિની અને સ્થાવર પ્રતિમા સિદ્ધની કહી છે ૧૬મી ગાથામાં આચાર્યને જિનબિમ્બ કહ્યા છે અને ૨૮ થી ૪ સુધીની ગાથાઓના ચાર નિક્ષેપ તીર્થંકરનું સ્વરૂપ કહ્યું છે આમ છતાં એને માનવાવાળાજ વિપરીત વર્તાવ કરી રહ્યા છે ભગવતી આરાધના શાસ્ત્રની ૭૮મી ગાથામાં અપવાદ માર્ગથી મુનિને ૧૬ હાથ વસ્ત્ર ધારણ કરવા કહ્યું છે ૧૧ મા પૃષ્ટમાં તંબનું અને ચોખાનું પીવાણ મુનિએ ગ્રહણ કરવું એમ કહ્યું છે છતાં એ જ મોટા વસ્ત્રધારી તેમજ પીવણ પાણી ગ્રહણ કરનાર સાધુ મહાત્માઓની નિંદા કરે છે !! આજ પ્રમાણે સાધુમાર્ગી જૈનોમાં પણ કેટલાક સ્થાનકમાં ઉતરનાર સાધુને પાખંડી કહે છે તો કેટલાક ગૃહસ્થ રહે તે મકાનમાં ઉતરનારને જિનાજ્ઞા વિરુદ્ધ વર્તનાર કહે છે સ્થાનક નામ તો મકાનનું છે કંઈ સ્થાનક એ નામમાં દોષ આવીને ઘુસી ગયો નથી મકાન ભલે તે ગમે તે હોય પણ શાસ્ત્રોક્ત નિર્દોષ મકાનમાં રહેવું ઉચિત છે વળી કેટલાક, પોતાના સંપ્રદાય સિવાયના સાધુને આહારાદિ દેવામાં વંદના નમસ્કાર કરવામાં એકાંત પાપ બતાવે છે જેમના નામથી પૂજ્ય બન્યા છે તે જ ભગવાન મહાવીર પ્રભુ પણ 'ચૂકી ગયા' એવું કહે છે જે ધર્મનું મૂળ દયા દાન, વિનય છે તેનાજ મૂળમાં કુહાડો મારે છે તો બીજાનું તો શું કહેવું !

આ પ્રમાણે આ હુંડાવસર્પિણીના પાંચમા આરામાં જૈન ધર્મ ચાળણીની પેઠે ચળાઈ રહ્યો છે દરેક સંપ્રદાયવાળા પોતપોતાના સંપ્રદાયની મહત્તાને શ્રી તીર્થંકર દેવની આજ્ઞા માની રહ્યા છે. સદસદ્વિવેક બુદ્ધિથી સત્યાસત્યનો નિર્ણય કરનાર નિષ્પક્ષ પુરુષો બહુ થોડા જોવામાં આવે છે જ્યારે આપ સ્થાપના પર ઉત્થાપનામાં જ બધું પર્યવસાન સમજનારા કદાગ્રહીઓ ઠેકઠેકાણે નજર આવે છે મતાગ્રહને લીધે સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓ પ્રાપ્ત જ્ઞાનનો ઉપયોગ બહુધા મિથ્યાત્વની પુષ્ટિ કરવામાં કરી રહ્યા છે એ કેટલું બધું શોચનીય છે !! જૈનો બધા એક મહાવીર પ્રભુના જ અનુયાયી હોવા છતાં પરસ્પર એક બીજાને મિથ્યાત્વી ઠરાવી રહ્યા છે આવી વિષમ પરિસ્થિતિમાં સમ્યગ્દ્રષ્ટિઓએ મહા મુસીબતે પ્રાપ્ત કરેલા સમ્યક્ત્વરત્નની જતના કરવી એ પણ અતિ મુશ્કેલ થઈ પડ્યું છે આથી મુમુક્ષુઓએ આ પ્રકારના ઝગડાથી દૂર રહી આત્મસાધનમાં તત્પર રહેવું અને જિનવાણીથી વિપરીત શ્રદ્ધા પ્રરૂપણાથી આત્માને બચાવવા સાવધાન રહેવું

## ૧૨ ધર્મને અધર્મ શ્રદ્ધે તો મિથ્યાત્વ.

શ્રી આચારાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના સમ્યક્ત્વાખ્ય નામના ચોથા અધ્યયનના પહેલા ઉદ્દેશામાં જ ધર્મ દેવ ધર્મનું સ્વરૂપ નમ પ્રમાણે કહ્યું છે:—

से बेमि—जे य अतीता, जे य पडुप्पन्ना, जे य आगमिस्सा, अरहता भगवंतो, सव्वे ते एवमाइक्खंति, एव भासंति एव पण्णवेंति, एवं परुवेंति—सव्वे पाणा, सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता, ण हतव्वा, ण उज्जावेयव्वा, ण परिघेतव्वा, ण परियावेयव्वा, ण उद्वेयव्वा। एस धम्मे सुद्धे, णितिए, सासए, समेच्च लोयं खेयन्नेहिं पवेइए त जहा —उट्ठिएसु वा, अणुट्ठिएसु, वा उवरयदंडेसु वा, अणुवरयदंडेसु वा, सोवहिएसु वा, अणुवहिएसु वा, संजोगरएसु वा असंजोगरएसु वा, तच्च चेयं तहा चयं अस्सि चेयं पवुच्चइ॥

અર્થ— શ્રી સુધર્મા સ્વામી કહે છે કે, હે જંબૂ! જે અરહંત ભગવંતો પૂર્વે થઇ ગયા છે વર્તમાનમાં છે અને ભવિષ્યમાં થશે તે બધાયનું એમજ કહેવુ છે કે, કોઇ પણ પ્રાણી (દ્વીદ્રિયાદિ) ભૂત (વનસ્પતિ,) જીવ (પંચેંદ્રિય) અને સત્વ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ) એ સર્વે પ્રકારના જીવોથી હિંસા કરવી નહિ, તેમના પર હકુમત ચલાવવી નહિ, તેમને કબજે કરવાં નહિ, તેઓને મારી નાંખવાં નહિ અને તેઓને હેરાન કરવાં નહિ આવો પવિત્ર અને શાશ્વત ધર્મ જગતના દુ:ખોને જાણનાર ભગવાને, સાંભળવા તૈયાર થયેલાઓને, નહિ થયેલાઓને, મુનિઓને, ગૃહસ્થોને, રાગીઓને ત્યાગીઓને, ભોગીઓને તથા યોગીઓને બતાવ્યો છે એ ધર્મ યથાતથ્ય-ખરેખરોજ છે અને માત્ર જિન પ્રવચનમાં જ વર્ણવેલો છે

આવો પરમ હિતકારી, સદા આદરણીય અહિંસા ધર્મ છે તેને મિથ્યાત્વ મોહનીયના ઉદયથી કુગુરુઓના ઉપદેશથી ભ્રમમાં પડીને અધર્મ કહે જીવોની રક્ષા કરવામાં દયા પાળવામાં, મરણાભિમુખ થયેલા જીવોને બચાવવામાં છોડાવવામાં પાપ સમજે, 'જીવ મારવામાં એક પાપ, બચાવવામા ૧૮ પાપ' આવી આવી ઉત્સૂત્ર પ્રરૂપણા કરે, ખોટા હેતુ દૃષ્ટાંતો આપી અંતકરણમાંથી સમ્યકત્વનો ખાસ ગુણ જે અનુકમ્પા છે તેને જ અળગો કરે તેને અને તેના અનુયાયીઓને મિથ્યાત્વી જાણવા

## ૧૩ અધર્મને ધર્મ સર્દહે તો મિથ્યાત્વ.

ઉપકયુંકત ધર્મના લક્ષણોથી જે ઉલટા કૃત્યો અર્થાત્ પ્રાણી, ભૂત, જીવ, સત્વની હિંસાનાં કાર્યો, હોમ, હવન, યક્ષ, કન્યાદાન, ઋતુદાન, નૃત્ય, ગાનતાન નાટક, તમાસા, રાસ રમવા ઇત્યાદિ કૃત્યોમાં ધર્મ માને તે મિથ્યાત્વ જ્યાં યોગની પ્રવૃત્તિ છે ત્યાં આશ્રવ તો અવશ્ય હોય છે અને યોગની પ્રવૃત્તિ વિના ધર્મારાધન થવું પણ મુશ્કેલ છે. આવા સ્થાનમાં આશ્રવરૂપ અધર્મને, ધર્મરૂપે સર્દહવો તે મિથ્યાત્વથી આત્માની રક્ષા કેવી રીતે થઇ શકે? એ વિચારણીય પ્રશ્ન છે. પરંતુ શુદ્ધ શ્રદ્ધાવંતની દૃષ્ટિ વ્યાપારીના જેવી હોય છે ખર્ચ કરવામાં વ્યાપારી ખુશી તો ન હોય, પરંતુ ખર્ચ કર્યા વિના વેપાર ચાલતો નથી, અને વેપાર કર્યા વિના કમાણી થવાનો સંભવ નથી, તેથી કમાણી કરવા માટે ખર્ચ કરવુ પડે છે ત્યારે થોડે ખર્ચે કામ સરતુ હોય ત્યાં વિશેષ ખર્ચ કરતા નથી, અને છેવટે નફા તોટાનું સરવૈયું કાઢી ખર્ચથી લાભ અધિક થયો હોય તો આનંદ પામે છે, તેવી જ રીતે ધર્માત્માઓને ધર્મ વૃદ્ધિનાં કામ કરતાં ગમનાદિ ક્રિયા રૂપ ખર્ચ થાય છે,

પણ તેમાં ખુશી માનતા નથી, તેને તો પાપ જ માને છે, અને જે આત્મગુણોની વૃદ્ધિ, ધર્મોન્નતિ સ્વપર આત્માના ઉપકાર રૂપ લાભ થાય છે તેમાં ધર્મ માને છે આવી બુદ્ધિ સદા રાખવાથી આ મિથ્યાત્વથી બચી શકાય છે આ બાબતનો ખુલાસો " જતનાથી ચાલવું ઉઠવું, બેસવું, સુવું વગેરે સર્વ ક્રિયા જતનાથી કરવી " ના પાઠથી થઇ જાય છે વળી ૧૧ ૧૨ ૧૩ ગુણસ્થાને ફક્ત ઇર્યાવહિ ક્રિયા છે, ૭ માથી ૧૨મા ગુણસ્થાન સુધી છદ્મસ્થ અવસ્થા છે છદ્મસ્થનો વચન અને કાયાનો વ્યવહાર સામાન્ય રીતે બારમા ગુણસ્થાન સુધી છે આ બધું સમજાય તો બધો ભ્રમ આપોઆપ મટી જાય પણ જેને કરવું નથી કંઇ અને વાતો ભાવની ભાવ થઇ જવી છે તે એક જાતનો વિલાસ છે

## ૧૪ સાધુને અસાધુ સર્દ્દહે તો મિથ્યાત્વ.

પાંચ મહાવ્રત, પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ ચાર કષાયોની ઉપશાન્તતા, જ્ઞાન, ધ્યાન, ત્યાગ, વૈરાગ્ય, દમિતાત્મા, ઇત્યાદિ સાધુના જે જે શાસ્ત્રમાં કહ્યા છે એવા ગુણોએ કરી યુક્ત સાધુઓને, મિથ્યા મોહોદયથી કુગુરુના ભરમાવવાથી વિવેકહીન અને મતાગ્રહી મનુષ્યો અસાધુ કહે છે પ્રભુના ચોર કહે છે, ઢીલા, પાસત્થા અથવા ભેષા પેટા આદિ અપશબ્દોથી ઉપહાસ કરે છે નિંદા કરે છે. ગચ્છમમત્વ અને સંપ્રદાયના મોહને લીધે પોતાના મતને જ સત્ય માની અન્યની નિંદા કરે છે વંદણા નમસ્કાર કરવાથી કે આહાર પાણી આપવાથી સમ્યક્ત્વ ચાલ્યું જશે એમ માને છે અને આવી પ્રવૃત્તિના પરિણામે જ્ઞાની ધ્યાની તપસ્વી સંયમિ ઇત્યાદિ અનેક ગુણવંત મહાત્માઓનો દ્રોહ કરી મિથ્યાત્વ ઉપાર્જન કરે છે અને અન્યને પણ ઉન્માર્ગે દોરે છે આવા ભોળાએ વિચારવું જોઇએ કે ભગવાન મહાવીર સ્વામીના સમયમાં ૧૪૦૦૦ સાધુઓ હતા તે બધા સમાન ગુણના ધારક નહોતા જો એમ હોત તો બધા જ કેવળજ્ઞાની થઇ જાત, પરંતુ કેવળી તો ૭૦૦ જ થયા છે છતાં ભગવંતે તે સર્વને સાધુ કહ્યા છે જેમ એક હીરો એક રૂપિયાનો હોય અને એક હીરો ક્રોડ રૂપિયાનો પણ હોય તે બધા હીરા જ કહેવાય પરંતુ કાચના ટુકડા કહેવાય નહિ ગુણોની ન્યૂનાધિક્તા છતાં સાધુના મહાવ્રતોમાં મૂળ દોષ ન લગાડે તો તે સાધુ જ કહેવાય ભગવાને પાંચ પ્રકારના નિર્ગ્રંથના આચાર પૃથક્ પૃથક્ બતાવ્યા છે કેટલાક પોતાના સંપ્રદાયની એકતાની પ્રશંસા અને બીજા સંપ્રદાયમાં પડેલા ફાંટાઓનું પ્રદર્શન કરાવી નિંદા કરે છે પોતાની શુદ્ધતા, સત્યતાનો પરિચય આ રીતે આપે છે પરંતુ તેમણે વિચારવું જોઇએ કે પ્રભુ મહાવીરના ૧૧ ગણધરોના ૯ ગચ્છ હતા ગચ્છ અલગ હોવાથી શું તેઓ સાધુ ન હોતા ? છેદ શાસ્ત્રમાં પ્રભુએ ફરમાવ્યું છે કે ૭ મહિના પહેલાં ગચ્છ—સંપ્રદાય બદલે તો પ્રાયશ્ચિત આવે છે આથી સમજવું જોઇએ કે ગચ્છ—સંપ્રદાય તો અનાદિ કાળથી છે વળી એકતાની તારીફ કરનારે જાણવું જોઇએ કે કંઇ બધા ફાંટાઓમાં જ એકતા હોય છે એવું બનતું નથી ચોરોમાં અને ધાડ પાડુઓમાં પણ એકતા હોય છે કેમકે એકતા ન રાખે તો પકડાઇ જાય અને મરણને શરણે થવું પડે. આવી રીતે પોતાના અનાચાર છુપાવવા માટે એકતા રાખે છે તેવી એકતા પ્રશંસનીય નથી. આ બધી વાતો ધ્યાનમાં લઇ જે સાધુઓએ મૂળ ગુણોનો ભંગ કર્યો ન હોય, જે પોતાના ગુરુની આજ્ઞામાં વર્તતા હોય, જેમનો વ્યવહાર શુદ્ધ હોય તે બધા સુસાધુઓમાં

સમભાવ ધારણ કરી આ મિથ્યાત્વથી પોતાના આત્માને બચાવવો. સાધુ પર જુગુપ્સા કરનારને ચીકણા પાપ કર્મ બધાય છે તેના ફળરૂપે ચંડાલ આદિ નિંચ જાતિ, અશુચીવાળા વ્યાપાર, નિચગતિ, રોગ ભવાંતરે પ્રાપ્ત થાય છે, એક બાઇએ સાધુની દુર્ગચ્છા કરીને તેણીનું તેજ ભવમાં આખું શરીર સડી ગયું, તેનો કોઇ શુભ કર્મ ફરી જઇ અશુભ ફળ આપે પણ આગળ ઘણું દુ:ખ વેઠવાનું બાકી રહે છે માટે મેલા ઘેલા સાધુને કદી કહેવા નહિ સુસાધુની નિંદા કરનાર કિલ્બી થાય છે તે તો દેવનુ આયુષ્ય બાંધવા જેવુ કર્મ હોય તો નહિતર દુર્ગતીમાં કેટલીએ વાર ભ્રમણ કરવુ પડે છે

## ૧૫ અસાધુને સાધુ સર્દહે તો મિથ્યાત્વ

ઉપર્યુકત સાધુના ગુણોથી રહિત, ગૃહસ્થ સમાન, માત્ર વેષધારી, દશ પ્રકારના યતિધર્મ રહિત, મઠાવલંબી, અઢારે પાપોનુ સ્વયં સેવન કરે, બીજા પાસે કરાવે, પાપાચરણની અનુમોદના કરે, શ્વેત અને માનોપેત (પ્રમાણ સહિત) વસ્ત્ર રાખવાને બદલે પીળાં, રાતાં, લીલાં, કાળાં, ભગવા ઇત્યાદિ વસ્ત્રો ધારણ કરે, છકય જીવોની ઘાત કરે, ધાતુ, પરિગ્રહ રાખે એવા તથા મહા ક્રોધી, મહા અભિમાની, દગલબાજ, મહા લાલચી, નિંદક ઇત્યાદિ દુર્ગુણોના ધારકને સાધુ માને તો મિથ્યાત્વ કેટલાક ભોળા જીવો કહે છે કે અમે તો વેષને વંદન નમન કરીએ છીએ. તેમણે વિચારવુ ઘટે છે. કે, બહુરૂપી-ભાંડ અથવા નાટકનું કોઇ પાત્ર સાધુનો વેષ ધારણ કરીને આવે તો શું તેમને પણ સાધુ માની વંદન કરવુ ? એવુ કરનારને તો આપણે જિનશાસનનો દ્રોહી સમજીએ "અપને તો ગુણકી પૂજા, નિગુણે કો પૃજે વહ પથ હી દૂજા" કેટલાક કહે છે કે, પંચમકાળમાં શુદ્ધાચારી સાધુ છે જ નહિ, જો શુદ્ધાચાર પ્રરૂપે તો તીર્થનો જ વિચ્છેદ થઇ જાય ! એવા નાસ્તિકો અને કાયરોએ સમજવુ જોઇએ કે શ્રી ભગવતી સૂત્રમાં શ્રી ભગવંતે ફરમાવ્યુ છે કે– પાંચમા આરાના અંતપર્યંત અર્થાત્ ૨૧૦૦૦ વર્ષ લગી મારૂં શાસન ચાલશે આ વાત કોઇ કાળે મિથ્યા થઇ શકે જ નહિ હજી તો પૂરાં અઢી હજાર વર્ષ પણ વીત્યાં નથી પહેલો જ પ્રહર છે અત્યારે આ આર્યાવર્તમાં અનેક મહાત્યાગી મહાવૈરાગી મહાત્માઓ સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓ વિદ્યમાન છે અને પાચમા આરાના છેડા સુધી ચાર જીવ એકાવતારી હશે માટે આચારભ્રષ્ટ વેષધારીઓના ફંદમાં નહિ ફસાતાં સુસાધુ હોય તેને જ સાધુ માનવા પાંચમા આરામાં કોઇ સાધુ નથી એમ પરૂપનાર દુર્લભ બોધી થાય છે

## ૧૬ જીવને અજીવ શ્રદ્ધે તો મિથ્યાત્વ

પર્યાપ્તિ પ્રાણ, યોગ, ઉપયોગ ઇત્યાદિ જીવનાં લક્ષણ શાસ્ત્રમાં કહ્યાં છે, તેણે કરી સહિત જે એકેંદ્રિયાદિ જીવો છે તેને જીવ ન માને તે મિથ્યાત્વ છે કેટલાક કહે છે કે, સર્વ પદાર્થ મનુષ્યના ભોગને અર્થે જ ભગવાને બનાવ્યા છે, જો તેને નહિ ભોગવીએ તો તે સડીને નિરૂપયોગી થઇ જશે. એથી ભગવાનનુ અપમાન થશે ! આવુ વચનનો મહા અજ્ઞાની રોગીનું જ હોય પણ વિચારવું જોઇએ કે જો મનુષ્ય ભોગને માટે જ બધી વસ્તુઓ બનાવી હોય તો તો બધી વસ્તુ સ્વાદિષ્ટ, આરોગ્યપ્રદ, સુખપ્રદ, ઉત્પન્ન કરવી જોઇએ, પણ તેવુ દેખાતું નથી, કડવી

અનુકમ્પા રૂપ કલ્પવૃક્ષના અંકુરને ઉખેડી નાખે છે, કસાઇ સમાન કઠોર હૃદય બનાવી દે છે પછી તો તેમના સમક્ષ કોઇ જીવ મારતો હોય, અગ્નિમાં કોઈ જીવ બળતો હોય, પાણીમાં ડૂબતો હોય તો પણ તે બેઠા બેઠા જોયા કરે છે, પણ તેને બચાવવાનો યત્ન કરતા નથી, અરે! કોઇ બચાવતું હોય તો તેને પાપી ઠરાવે છે!! અફસોસ! આવા નિર્દયી મત પણ જૈન ધર્મમાં આ કાળે પ્રવર્તી રહ્યા છે અગર એમને પૂછવામાં આવે કે, ૧ શ્રી ઋષભદેવજીએ કલ્પવૃક્ષ નષ્ટ થવાથી જીવોને દુખી દેખી ત્રણ પ્રકારના કર્મોનો પ્રચાર કર્યો ૨ શ્રી શાંતિનાથ ભગવાન ગર્ભાશયમા હતા તેમના પુણ્ય પ્રતાપે દેશમા ફેલાયલો મહામારિનો ઉપદ્રવ નાશ પામ્યો અને શાંતિનો પ્રચાર થયો, જેથી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮ મા અધ્યાયમાં "**संति संतिकरे लोंए**" અર્થાત્ લોકમાં શાંતિના કરવા વાળા શાંતિનાથ ભગવાન એ પ્રમાણે પ્રશસા છે. ૩ શ્રી અરિષ્ટનેમિ ભગવાને પાંજરામાં પૂરાયેલા જીવોને છોડાવી સારથિને ઇનામ આપ્યુ તેની તારીફ ઉત્તરાધ્યયનના ૨૨મા અધ્યયનમાં છે— "**साणुक्कोसो जिए हिआ**" અર્થાત્ અનુકપા લાવી જીવોનું હિત કર્યું જીવોને બંધનમુકત કર્યા. ૪ શ્રી પાર્શ્વનાથ ભગવાને લાકડામાં બળતાં નાગ નાગણીને બચાવ્યા તેની તારીફ કલ્પસૂત્રમાં છે, ૫ શ્રી મહાવીર સ્વામીએ સાધુ અવસ્થામાં ગોશાળાને તેજોલેશ્યાથી બળતો બચાવ્યો. તીર્થંકર ભગવાન વિચરે છે તેમની ચારે તરફ રોગ, દુષ્કાળ, મનુષ્ય, પશુનો ઉપદ્રવ થતો નથી અને પ્રથમ થયેલ હોય તો દૂર થઇ જાય છે, અને શ્રી સમવાયાગ સૂત્રમાં તીર્થંકરનો અતિશય કહ્યો છે આવી રીતે ખુદ તીર્થંકરોએ પણ જીવોની રક્ષા કરી છે, તો શું તેઓને પણ અઢારે પાપ લાગી ગયા? પરતુ જે પ્રમાણે આ લોકો ખુદ ભગવાન મહાવીરના અનુયાયી હોવા છતા કહે છે કે "ગોશાળાને બચાવ્યો તે ભગવાનની ભૂલ થઇ" આવી રીતે તીર્થંકરો ઉપર પણ દોષારોપણ કરતા અચકાતા નથી વળી આવા ઉત્સૂત્ર પ્રરૂપકને પૂછીએ કે, ભાઇ! પાપી જીવો નરકમા જાય છે ત્યા તેમને વિશેષ પાપ કરવાનો પ્રસગ પડતો નથી, પરતુ તેમના તમારા ગુરુ ધર્મોપદેશ આપી ધર્માત્મા સાધુ શ્રાવક બનાવે તો તે ધર્મના પ્રતાપે દેવલોકમાં જશે અને દેવાગના સાથે કામભોગ ભોગવશે બીજા પણ અનેક પાપચરણ કરશે તો તેનુ પણ પાપ જે ગુરુના ઉપદેશથી સાધુ શ્રાવક થઇ દેવલોકમાં ગયા હશે તે તમારા ગુરુજીને લાગવુ જોઇએ ત્યારે કહેશે કે, "જે કરશે તે ભોગવશે" તો એવી જ રીતે સમજવુ જોઇએ. કે કોઇ દયાળુ પુરુષે મરતા જીવને ઉપદેશથી કે દ્રવ્યાદિની મદદથી બચાવ્યો તો તેને અભયદાન આપવાનો લાભ પ્રાપ્ત થયો "**दाणाण सेट्ठ अभयप्पयाणं**" અર્થાત્ સર્વ દાનોમા અભયદાન શ્રેષ્ઠ છે એમ શ્રી સૂયગડાગ સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં ફરમાવ્યુ છે બચેલો જીવ ભવિષ્યમા જે પાપકર્મ કરશે તો તેના ફળ તો તે કરવા વાળો જ ભોગવશે. વળી આ પથવળા લોકો પોતાના પથના સાધુ સિવાય બીજાને દાન દેવામાં એકાંત પાપ બતાવે છે અને શ્રી ભગવતી સૂત્રનો પાઠ બનાવી ભોળા ભાઇઓને દાન દેવાથી વચિત કરે છે, પરતુ એ જ સ્થળે તેનો ખુલાસો જે પૂર્વાચાર્યોએ કર્યો છ તેને સ્વીકારતા નથી. રાયપસેણી સૂત્રમાં શ્રી કેશીસ્વામીનો ઉપદેશ સાભળી પ્રદેશી રાજાએ દાનશાળા સ્થાપન કરી છે દશાશ્રુતસ્કંધમા શ્રાવકની ૧૧મી પ્રતિમા ભિક્ષોપજીવો હોવાની વિધિ ભગવાને બતાવેલ છે. ઉવવાઇજી સૂત્રમા અંબડ સન્યાસીએ વૈક્રિય લબ્ધિના પ્રભાવથી નિત્યપ્રતિ ૧૦૦ ઘરે છઠ્ઠનુ

પારણું કર્યાનું વર્ણન છે આવા શાસ્ત્રમાં ખુલાસા હોવા છતાં પણ સાધુ સિવાય અન્યને આપવામાં પાપ બતાવે તેને જૈન કેમ કહેવાય? આવા ઉપદેશ સાંભળીને સન્માર્ગને ઉલટી ઉમાર્ગે ન જવાય. અને આ મિથ્યાત્વથી આત્માને બચાવજો. જૈન ધર્મની શાખા પ્રશાખાઓમાં જેઓ શુદ્ધ ધર્મની શ્રદ્ધા વાળા છે તેને ઉમાર્ગમાં સમજનાર અને તેની નીંદા કરનાર ભોળા મિથ્યાત્વના દળ એકઠા કરે છે અને દુર્લભ બોધી થાય છે

## ૧૯ ઉમાર્ગને સુમાર્ગ કહે તો મિથ્યાત્વ.

પૃથ્વિ આદિક છ કાય જીવોની હિંસા, પુષ્પ ફળ ધુપાદિ † દેવોને ધરવાં યજ્ઞ હવનાદિ કરવાં, કુપંથનો સેવવા તેમ જ સ્ત્રી આદિના ભોગ નૃત્ય નાટકાદિ જે સંસાર પરિભ્રમણના હેતુભૂત છે તેને તથા ઉપર જે પંથ ઉમાર્ગરૂપ બતાવ્યો છે, તેને કર્મ ક્ષય કરવાનો મુક્તિનો માર્ગ શ્રધે તો મિથ્યાત્વ. આશ્રવના હેતુને સંવરનો હેતુ માને તે ઉન્માર્ગ છે કોઈ જ્ઞાની આશ્રવના હેતુ પ્રાપ્ત થયે શુદ્ધ અધ્યવસાયથી સંવર નિર્જરામાં લાય પણ આશ્રવનો હેતુ તો આશ્રવનો હેતુજ ગણાય.

## ૨૦ રૂપીને અરૂપી શ્રધે તો મિથ્યાત્વ.

વાયુકાયાદિ કેટલાક આકારમાં રૂપી (સાકાર-મૂર્તિમન્ત) પદાર્થો છે પરંતુ બારીક અને પાતળા હોવાથી તે દ્રષ્ટિગોચર થઇ શકતા નથી, તેવી જ રીતે કર્મપુદ્ગલ પણ આકારમાં રૂપી પુદ્ગલ છે તે દ્રષ્ટિગોચર ન થવાથી તેને અરૂપી કહે તો મિથ્યાત્વ.

## ૨૧ અરૂપીને રૂપી શ્રધે તો મિથ્યાત્વ.

ધર્માસ્તિકાયાદિ જે અરૂપી છે તેને રૂપી માને તથા શ્રી સિદ્ધ ભગવાન અવર્ણે અગંધે, અરસે, અફાસે ઇત્યાદિ ગુણયુક્ત છે એમ શાસ્ત્રમાં ફરમાવ્યું છે તેમને રક્તવર્ણ આદિ માને અથવા પ્રથમ ઇશ્વરને અરૂપી (નિરંજન નિરાકાર) કહીને પછી કહે કે ધર્મના કે ભક્તના રક્ષણાર્થે ૨૪ અવતાર ધારણ કરે છે. તેવી જ રીતે સિદ્ધ ભગવાન અમૂર્ત છે તેમની મૂર્તિ બનાવે ઇત્યાદિ અરૂપીને રૂપી કહે તે મિથ્યાત્વ જાણવું આકાશ અરૂપી છે છતાં તેમાંથી શબ્દ ઉત્પન્ન થાય છે એમ કહેનારને પણ મિથ્યાત્વ લાગે છે

## ૨૨ અવિનય મિથ્યાત્વ

શ્રી જિનેશ્વર ભગવાનના તથા સદ્ગુરુના વચનોને ઉત્થાપે આજ્ઞાનું ઉલ્લંઘન કરે ભગવાનને ભૂલી ગયા એમ કહે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, બહુશ્રુત, જ્ઞાનવંત, તપસ્વી ત્યાગી, વૈરાગી ઇત્યાદિ ઉત્તમ પુરૂષોની નિંદા કરે કૃતઘ્ની અને છિદ્રદ્વેષી બને તે અવિનય

---

✓ † ધૂપી (કેરી) નમસ્કાર—મનહર છંદ

જળ જો ચઢાવે નાથ કચ્છ મચ્છ પીવા કરે, ફુલ જો ચઢાવે દેવ ભમરાકી જુઠાર હૈ ॥
દુધ જો ચઢાવે પ્રભો, બછ તાહિ ચખ જાત ફળ જો ચઢાવે પ્રભુ, પક્ષી ઉજાર હૈ ॥
દીપ જો ચઢાવે નાથ પતંગ તેહિ જરત હોત, ધુપ જો ચઢાવે વહી અગ્નિકો આહાર હૈ ॥
મેવા મિષ્ટાન તામેં મક્ખી મુખ ડાર જાત, ફળ જો ચઢાવે સખી તોતેકી જુઠાર હૈ ॥
એસી એસી વસ્તુએ ? જુઠી હૈ તેરે ચઢાવા યોગ્ય મહારાજ મેરી, ધુપી નમસ્કાર હૈ ॥

મિથ્યાત્વ. જેઓ વિનય ગુણ તથા વિનય ધર્મ સાધનની અસાતના કરે છે તેઓ અવિનય મિથ્યાત્વ પર્યાય મેળવે છે.

## ૨૩ આશાતના મિથ્યાત્વ.

આશાતનાના ૩૨ પ્રકાર છે – ૧ અરિહંતની અશાતના, ૨ સિદ્ધની આશાતના, ૩ આચાર્યની આશાતના, ૪ ઉપાધ્યાયની આશાતના, ૫ સાધુની આશાતના, ૬ સાધ્વીની આશાતના, (આ પાંચે પદવિધારકના છતા ગુણોને ઓળવે અને અછતા દોષોનું આરોપણુ કરે તો (આશાતના), ૭ શ્રાવકની આશાતના, ૮ શ્રાવિકાની આશાતના, (શ્રાવક શ્રાવિકાને કુપાત્ર કહે ઝેરના ટૂકડા કહે તેઓને પોષવા તોષવામા પાપ બતાવે તો આશાતના), ૯ દેવતાની આશાતના, ૧૦ દેવીની આશાતના, ૧૧ સ્થવિરની આશાતના, ૧૨ ગણધરની આશાતના, ૧૩ આ લોકમાં જ્ઞાનાદિ ગુણધારકની આશાતના, ૧૪ પરલોકમા ઉત્તમ ગુણોથી સુખ પ્રાપ્ત કરનારની આશાતના, ૧૫ સર્વ પ્રાણી, ભૂત, જીવ સત્વની આશાતના જીવની હિંસામાં ધર્મ અને રક્ષામાં પાપ બતાવે તથા જીવને જીવ માને નહિ તો આશાતના લાગે। ૧૬ કાલો કાલ (યથા સમય યથોચિત ક્રિયા સમાચરે નહિ તે કાલની આશાતના, * ૧૭ શાસ્ત્રનાં વચનો ઉત્થાપે તથા વિપરીત પરિણમાવે તે સૂત્રની આશાતના, ૧૮ જેમની પાસેથી શાસ્ત્ર જ્ઞાન સંપાદન કર્યું તેમની આશાતના તે સૂત્રદેવ આશાતના, ૧૯ જેમની પાસેથી સૂત્રાર્થ ધારણ કર્યા તેમની આશાતના કરે તે વાચનાચાર્યની આશાતના, (આ ૧૯ના ગુણોનુ આચ્છાદન કરે (ઢાંકે), અવર્ણવાદ બોલે અપમાન કરે તો આશાતના લાગે છે), ૨૦ જવાઇદ્ધં—શાસ્ત્રના પદ પહેલાંનાં પછી અને પછીના પહેલાં એમ આધા પાછા ઉચ્ચારે તો આશાતના, ૨૧ વચ્ચામેલિયં–વચ્ચે વચ્ચે સૂત્ર પાઠ આદિ છોડી દે, ઉપયોગ શૂન્ય ભણે તો આશાતના ૨૨ હીણક્ખર–સૂત્ર પાઠના સ્વર વ્યંજનાદિના પૂર્ણ ઉચ્ચાર કરે નહિ, કમી કરે તો આશાતના, ૨૩ અચ્ચક્ખર–અધિક સ્વરાદિ બોલે તો આશાતના * ૨૪ પયહીણં–પદ પૂર્ણ

---

* જૈન જ્યોતિષ વિદ્યાના પ્રચારના અભાવે સામ્પ્રત સમયે કાળનો યથાર્થ નિર્ણય કરવામાં ગોટાળો થઇ ગયો છે, તેથી પાખી ચોમાસી, સંવત્સરી આદિ પર્વતિથિઓની યથોચિત કાળે આરાધના કરવાનુ પણ મુશ્કેલ થઇ પડયું છે તથાપિ ઘણા વિદ્વાનો એકમત થઇને આ સંબંધી જે નિર્ણય કરે તે પ્રમાણે પર્વારાધન કરવાથી પણ ભગવાનની આજ્ઞાના આરાધક (વ્યવહારસૂત્ર કથિત પાંચ વ્યવહારને અનુસારે) થઇ શકાય છે

* જાણીબૂઝીને એક અક્ષર પણ ન્યૂનાધિક કરે તો મિથ્યાત્વી થઇ જાય, પરંતુ જ્ઞાનાવરણીય કર્મનો જેટલો ક્ષયોપશમ થયો છે અને તદનુસાર જેટલું જ્ઞાન પ્રાપ્ત થયું છે તે પ્રમાણે પઠન પાઠન કરતાં જ્ઞાનના આરાધક ગણાય છે કેમકે તીર્થંકરોએ જે પ્રમાણે ફરમાવ્યું છે તેવુ ગણધર મહારાજ પણ કહી શકતા નથી, કારણ વાણી ગુણના અતિશયનો અભાવ છે અને જેવું ગણધરોએ કહ્યુ તેવુ આચાર્યજી કહી શકતા નથી, કારણ ત્રિપદી લબ્ધિનો અભાવ છે તો પછી આપણા જેવા અલ્પજ્ઞનુ શુ ગજુ! યદિ કોઇ સૂત્ર ભણવાની મના કરે તો ભ્રમમાં ન પડતાં પોતાના ક્ષયોપશમ અનુસાર શુદ્ધ પઠન પાઠન કરતા રહેવુ જોઇએ ઇરાદાપૂર્વક અશુદ્ધ ન બોલવુ અને અજાણપણે અશુદ્ધ ઉચ્ચાર થઇ જાય તો તે બદલ 'જવાઇદ્ધ' આદિ પાઠ બોલી મિચ્છામિ દુક્કડં કહી આત્માને શુદ્ધ કરી લેવો જોઇએ

ઉચ્ચાર કરે નહિ તથા પદને અપભ્રંશ કરે તો આશાતના, ૨૫ વિણયહીણ-વિનયભક્તિ રહિત અહંકારીપણે ભણે તો આશાતના, ૨૬ જોગહીણ-સ્વાધ્યાયાદિ કરતી વખતે મન, વચન કાયાના યોગોની ચપળતા કરે તો આશાતના, ૨૭ ઘોષહીણ-હ્રસ્વ દીર્ઘના ભાન વગર સ્પષ્ટ ઉચ્ચાર વિના બોલે તો આશાતના, ૨૮ સુટ્ઠુદિન્ન-વિનયવંત, ભક્તિવંત, સુવિનીત, ધર્મપ્રદીપક ઇત્યાદિ સદ્ગુણાલંકૃતને જ્ઞાન ન ભણાવે તો આશાતના, ૨૯ દુટ્ઠુપડિચ્છિય-અવિનીતપણે જ્ઞાન ગ્રહણ કરે તથા અભિમાની, અવિનયી ધર્મધ્વંસક, આશાતના કરનારને જ્ઞાન ભણાવે તો આશાતના,+ ૩૦ અકાળે કઓ સજ્ઝાઓ-કાલિક ઉત્કાલિકની સમજણ વગર અકાળે શાસ્ત્ર ભણે ભણાવે તો આશાતના, ૩૧ કાળે ન કઓ સજ્ઝાઓ-પ્રમાદવશ સ્વાધ્યાય કરવા યોગ્ય સમયે સ્વાધ્યાય કરે નહિ તો આશાતના, ૩૨ અસજ્ઝાઇએ સજ્ઝાય-અસ્વાધ્યાયના પ્રસંગોમાં શાસ્ત્રની સ્વાધ્યાય કરે તો આશાતના, અને ૩૩ સજ્ઝાઇએ ન સજ્ઝાય-પ્રમાદને વશ થઈ બત્રીસ અસ્વાધ્યાય રહિત સ્થાનમાં અને યોગ્ય કાળે સ્વાધ્યાય કરે નહિ તે આશાતના × આ પ્રમાણે ૩૩ આશાતના કહી છે તે આશાતના જાણીજોઈને કરે તો મિથ્યાત્વ †

---

+ જેમ સાપને પાયેલું દૂધ પણ વિષરૂપે પરિણમે છે તેમ અયોગ્ય વ્યક્તિને આપેલું ઉત્તમ જ્ઞાન પણ મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર નીવડે છે જો કે હોનહાર (નિયતિ)ને તો તીર્થંકર પણ ટાળી શક્તા નથી તથાપિ યથા ઉપયોગ યોગ્યાયોગ્યતાનો ખ્યાલ તો અવશ્ય રાખવો જોઇએ. અને યોગ્યતાનુસાર જ્ઞાન આપવું જોઇએ.

× શાસ્ત્રની સ્વાધ્યાય સર્વ દુઃખનો નાશ કરનારી છે એવું શાસ્ત્રનું કથન છે માટે મુમુક્ષુજનોએ નિત્ય વિધિપૂર્વક સ્વાધ્યાય કરવી જોઇએ

✓† નિન્હવ બે પ્રકારના છે—૧ પ્રવચન નિન્હવ અને ૨ નિંદક નિન્હવ તેમાં જે પ્રવચન નિન્હવ હોય છે તે તો નવમે ગ્રૈવેયક સુધી જાય છે પણ નિંદક નિન્હવ તો કિલ્વિષીમાં ઉત્પન્ન થાય છે. ભગવતીજીમાં જમાલિને નિર્મળ ચારિત્રના પાળનાર કહ્યા છે તથાપિ તેઓ કિલ્વિષીદેવ પણે ઉપજ્યા તેનું કારણ પણ એ જ છે શાસ્ત્રમાં પ્રવચન નિન્હવના કરતાં પણ નિંદક નિન્હવને ખરાબ કહ્યા છે

દોહરો—આચારે ચોખો ભલો નિંદક નિન્હવ જાણ,
પંચમ અંગે ભાખિયો, છે પહેલે ગુણઠાણ.

પ્રવચન નિન્હવ માત્ર પ્રવચનની ઉત્થાપના કરે છે પણ નિંદક નિન્હવ તો પ્રવચનની અને પ્રવચનના પ્રરૂપક કેવળજ્ઞાની ધર્માચાર્ય ચતુર્વિધ સંઘ એ સર્વની મહા કપટ સહિત નિંદા કરે છે અને કહે છે કે હું જે કહું છું તે જ સત્ય છે શાસ્ત્ર તો થોથાં છે. શાસ્ત્રવચન મિથ્યા છે અમે શોધક બુદ્ધિથી કરેલો નિર્ણય તે જ સાચો છે ઇત્યાદિ વચનો ગર્વ સહિત ઉચ્ચારે છે ગુરુ આદિથી પણ વિમુખ થઈ ઉત્થાપના કરે છે જિનાજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેવાં પોતાનાં દુષ્કૃત્યોને પણ અનેક કુહેતુઓદ્વારા સુકૃત્ય બતાવે છે અને ભોળા પામર મનુષ્યોને માર્ગચ્યુત કરવામાં મગ્ન થાય છે આવા નિંદક નિન્હવ જિનશાસનના શત્રુ અને મહામિથ્યાત્વી જાણવા. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬મા અધ્યયનમાં કહ્યું છે કે શ્રુતજ્ઞાની કેવળજ્ઞાની ધર્માચાર્ય ગુરુદેવ અને ચતુર્વિધ સંઘ એટલાના અવર્ણવાદ બોલવાવાળા કિલ્વિષી દેવતા થાય છે અને તેવાં વચનોને માનનારા અનંતકાળ આજ્ઞાથી બહાર અને

## ૨૪ અક્રિયા મિથ્યાત્વ

અક્રિયાવાદીની પેઠે તેઓ કહે છે કે-"આત્મા છે તે જ પરમાત્મા છે એટલે અક્રિય આત્માને પુણ્ય પાપની ક્રિયા લાગતી નથી જે પુણ્ય પાપના ભ્રમમાં પડી આત્માને દુખી કરે છે, અર્થાત્ ખાનપાન, ભોગવિલાસ. એશઆરામથી વંચિત રાખે છે, ભૂખ, તરસ, ટાઢ, બ્રહ્મચર્યાદિ ધર્મનું પાલન કરી આત્માને દુખી કરે છે તે બધા નરકમાં પડશે!!" આવા મિથ્યા મતપ્રવર્તકોને જ્ઞાની પુરુષો કહેછે કે, વાહરે ભાઇ! તમે તો પરમાત્માને પણ

---

મિથ્યાત્વી જ હોય છે તેઓ ગમે તેટલા શુદ્ધ અને ઉત્કૃષ્ટ આચારનું પાલન કરે તો પણ તેમના કરતાં પાસત્થા-શિથિલાચારી લાખ દરજ્જે સારા છે પાસત્થા તો માત્ર ચારિત્રના જ વિરાધક હોય છે, પણ સમકિતના તો આરાધક હોય છે તેથી તેમનું આત્મકલ્યાણ શીઘ્ર થઇ જાય છે, જુઓ જ્ઞાતાસૂત્ર બીજા શ્રુતસ્કંધમાં ભગવાન પાર્શ્વનાથની ૨૦૬ આર્યા પાસત્થી હતી, પરંતુ સમકિત શુદ્ધ રહેવાથી બધી દેવલોકમાં ગઇ અને મહાવિદેહમાં જન્મ લઇ મોક્ષમાં જશે બીજું કારણ એ પણ છે કે, પાસત્થાની શ્રદ્ધા પ્રરૂપણા શુદ્ધ હોય છે, પરંતુ ચારિત્ર મોહનીયના ઉદયથી સ્પર્શના શુદ્ધ થઇ શકતી નથી, આથી તે પોતાના આત્માનું અહિત કરે છે. પણ બીજાને ડૂબાવતો નથી અને નિંદક તો ગુર્વાદિકથી અલગ થઈ પોતાનો નિરાળો પંથ જ સ્થાપન કરે છે અને પોતાની પાછળ બીજા પણ અનેક આત્માઓને ભવ-સાગરમાં ડૂબાડે છે વળી પાસત્થા તો અનુકૂળ અવસર મળતા નિશીથ સૂત્રના કથનાનુસાર આલોવી, નિંદી, નિઃશલ્ય થઇને સુધરી પણ શકે છે કિંતુ કુમત પક્ષમાં બંધાયેલા નિન્હવનું ઠેકાણે આવવુ સુધરવુ અસંભવિત છે આ માટે શાસ્ત્રનુ ફરમાન છેકે કોઇ ગુણમાં ન્યૂનાધિ કહેશે તો તેની હાનિ લાભ તેના પોતાના આત્માને જ થશે પરંતુ પારકી ખટપટમાં પડતાં જો કદાચ સુસાધુને કુસાધુ કે ગુણીને દુર્ગુણી માનવામાં આવી જશે તો આપણો આત્મા મિથ્યાત્વ ઉપાર્જન કરી ભવસાગરમાં ગોથાં ખાશે માટે કદાચિત્ કોઇનામાં દોષ છે એવુ જાણવામાં આવી પણ જાય તો તેને દેખ્યું અણદેખ્યું, સાંભળ્યુ અણસાંભળ્યું કરી દેવુ જુઓ સુયગડાંગસૂત્ર શ્રુતસ્કંધ ૧ લે અધ્યાય ૧૩ ગાથા ૫મી-જે ક્રોધને વશ થઇ કાણાને કાણો, આંધળાને આંધળો હિનાચારીને હિનાચારી ઇત્યાદિ જેવુ દેખે તેવુ કહેશે અને ઉપશમાવેલા ક્લેશની ઉદીરણા કરશે તે જેવી રીતે અંધ મનુષ્ય હાથમાં લાકડી હોવા છતાં પણ રસ્તે ચાલતાં પીડા પામે છે તેવી રીતે ચતુર્ગતિરૂપ સંસારમાં દુઃખો પામશે. જ્યારે દોષીઓના દોષ પ્રકાશવામા પણ આટલુ પાપ બતાવ્યુ છે તો પછી પોતાના આચાર્ય, ઉપાધ્યાય કે જ્ઞાનદાતા ગુરુજીના ગુણો ઓળવી તેના અવગુણો ગાય તેની કેવી ગતિ સ્થિતિ થાય તેવા વિચાર કરી લેવો. સમાવાયાંગ સૂત્રના ૩૦ માં ઠાણાની ૨૪-૨૫ ગાથા જુઓ તેમાં કહ્યુ છે કે-'જે આચાર્ય ઉપાધ્યાયે શાસ્ત્ર અથવ વિનયાદિની શિક્ષા આપી હોય તેમની જો કોઇ નિંદા કરશે, તેમનાથી વિમુખ વર્તશે, તેમનો સત્કાર સન્માન નહિ કરે તે મહામોહનિય કર્મ બાંધી ૭૦ ક્રોડાક્રોડ સાગરોપમ સુધી બોધિબીજ સમકિતની પ્રાપ્તિ નહિ કરી શકે, એટલા માટે સર્વ જીવના ભલા માટે સૂચના કરીએ છીએ કે અવિનય અને અશાતના મિથ્યાત્વને અતિ દુઃખપ્રદ જાણી આત્માને તેમનાથી બચાવજો.

એવા જીવોને જોઈ શ્રીજિનશાસનના અનુયાયીઓએ સાવધાન રહી દુર્લભતાથી પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વ રત્નને સભાળી રાખવું જોઈએ

જેઓ જ્ઞાનનો નિષેધ કરે છે અથવા જ્ઞાનાવરણીય કર્મ બંધના આશ્રવ સેવે છે તેમજ જ્ઞાનની અશાતના કરે છે તેઓને અજ્ઞાન મિથ્યાત્વ પર્યાય વાળા સમજવા —

गाथा—सदसदविसेसणाओ, भवहेउ जहच्छि ओवले भाओ ।
णाण फला भावाओ मिच्छादिट्ठिस्स अण्णाणं ॥

અર્થ—સત્ અસતનો વિવેક ન હોવાથી, સંસારના કારણરૂપ કર્મોનો બંધ જેમનો તેમ રહેવાથી અને સત્ય જ્ઞાનના અભાવથી મિથ્યાદૃષ્ટિ જીવો અજ્ઞાની જ હોય છે. અજ્ઞાનવાદીની પેઠે "જાણે તેને તાણે" ઇત્યાદિ કુહેતુવડે અજ્ઞાનની સ્થાપના કરી ભોળા લોકોને સદ્જ્ઞાનની પ્રાપ્તિથી વંચિત રાખે છે તેને અજ્ઞાન મિથ્યાત્વ કહેવુ.

ઉપર પ્રમાણે ૨૫ પ્રકારના મિથ્યાત્વનુ સંક્ષિપ્ત સ્વરૂપ વર્ણવ્યુ

गाथा—मिच्छेअ अणत दोसा, पयडा दिसति नवि गुण लेसा ।
तह विय त चेव जीवा हो मोहध निसेवति ॥ ९ ॥ वैराग्यशतक

અર્થ—મિથ્યાત્વમા કિંચિન્માત્ર ગુણ નથી, પણ અનત દોષનુ પ્રત્યક્ષ સ્થાન છે, તથાપિ મોહાંધ બનેલા જીવો તેનુ આચારણ કરે છે। ઇતિ સખેદાશ્ચર્ય।

---

શાસ્ત્રોદ્ધારક બાલબ્રહ્મચારી ઋષિ સમ્પ્રદાયાચાર્ય સ્વ મુનિશ્રી અમોલખઋષિજી મહારાજ દ્વારા વિરચિત 'જૈન તત્ત્વ પ્રકાશ' ગ્રંથના બીજા ખડનુ મિથ્યાત્વ નામક ત્રીજુ પ્રકરણ સમાપ્ત

# ચારિત્રધર્મ.

શ્રી ઠાણાંગ સૂત્રના બીજા ઠાણામાં કહ્યુ છે કે "धम्मे दुविहे पण्णते तं जहा सुयधम्म चेव चरित्तधम्म चेव" અર્થાત્ શ્રમણ ભગવત શ્રી મહાવીર સ્વામીએ ધર્મ બે પ્રકારના કહ્યા છે યથા—૧ સૂત્રધર્મ અને ૨ ચારિત્રધર્મ આ બે પ્રકારના ધર્મમાથી શ્રુતધર્મ અથવા સૂત્રધર્મનું અવિસ્તર વર્ણન તો આ બીજા ખંડના બીજા પ્રકરણમાં થઈ ગયુ છે હવે ચારિત્રધર્મનુ વર્ણન આગળના પ્રકરણોમા કરવામા આવશે

સમ્યગ્જ્ઞાનપૂર્વક યોગ અને કષાયોની નિવૃત્તિ થવાથી જે સ્વરૂપરમણતા થાય તે સમ્યક્ચારિત્ર કહેવાય છે હિંસાદિ દોષોનો પરિહાર અને પ્રાણાતિપાત વિરમણ આદિ વ્રતનું પાલન તે પણ સમ્યક્ચારિત્ર કહેવાય ज्ञानस्य फल विरतिः જ્ઞાનનું ફળ ચારિત્ર છે, ચારિત્ર, નરકાદિક ચાર ગતિમાથી આત્માને તારીને પંચમગત મોક્ષમાં પહોચાડે છે ચારિત્રધર્મના ભગવાને બે પ્રકાર કહ્યા છે ૧ દેશથી ચારિત્ર અને ૨ સર્વથી ચારિત્ર તેમા સર્વથા ચારિત્ર ધારણ કરવાવાળા તો સાધુ મુનિરાજ હોય છે તેમના આચારનું વર્ણન પ્રથમખંડના ત્રીજા, ચોથા, પાંચમા પ્રકરણમાં અગાઉ થઇ ગયુ છે અને દેશથી ચારિત્ર તેના પણ બે પ્રકાર છે. ૧ સમ્યકત્વ અને ૨ દેશવિરતિ એ બન્નેનું કથન આ બીજા

ધર્મના ચોથા પાંચમા પ્રકરણમાં કરી. તત્પશ્ચાત્ આ 'જાતિશુદ્ધિ' પ્રકરણમાં મનુષ્ય જન્મની તથા સમકિતી દેશવિરતિ અને સર્વવિરતિએ અનુક્રમે જાતે જેવી રીતે શુદ્ધિ કરવી તેનું વર્ણન કરી આ ગ્રંથ સમાપ્ત કરીશું. મિથ્યાત્વનો સમૂળગો નાશ થવાથી જ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. એટલા માટે ૨૫ પ્રકારનાં મિથ્યાત્વનું વિસ્તૃત વર્ણન ત્રીજા પ્રકરણમાં અપાઈ ગયું છે. હવે આ ચોથા પ્રકરણમાં સમ્યક્ત્વ અથવા સમકિતનું કથન કરીએ છીએ.

---

# પ્રકરણ ચોથું

## સમ્યક્ત્વ

गाथा—नत्थि चरित्तं सम्मत्तविहूणं दंसणे उ भइयव्वं ।
सम्मत्तचरित्ताइं, जुगवं पुव्वं व सम्मत्तं ॥

ઉત્તરાધ્યયન અ. ૨૮ ગા. ૨૯

અર્થ—જે જીવોને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ નથી તેમને ચારિત્રધર્મની પ્રાપ્તિ થતી નથી, જેઓને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ છે તેમનામાં ચારિત્રધર્મની ભજના જાણવી અર્થાત્ હોય અને ન પણ હોય. સમકિત ચારિત્રની સાથે પણ રહે છે અને એકલું રહે છે.

સમકિત વિનાના ચારિત્રથી સકામ નિર્જરા થતી નથી તેથી સમકિત વિનાની કરણી મોક્ષ માટે એકડા વિનાના મીંડા જેવી નિરર્થક કહી છે. પરંતુ સમકિતની પ્રાપ્તિ થતાં અન્ય બધા આધ્યાત્મિક ગુણો ક્રમશઃ પ્રાપ્ત થતા જાય છે.

गाथा—नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो नत्थि अमोक्खस्स निव्वाणं ॥

અર્થ—સમ્યગ્દર્શન વિના સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી અને જ્ઞાન વિના ચારિત્રના ગુણો પ્રગટ થતા નથી. ચારિત્રના ગુણની પ્રાપ્તિ વિના કર્મબંધથી છૂટકારો નથી અને કર્મોનો નાશ થયા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. અર્થાત્ સમકિતથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. સમકિત થવા પહેલાં જેટલું જ્ઞાન હોય છે તે મિથ્યાજ્ઞાન કહેવાય છે અને સમકિત થતાં જ તે મિથ્યાજ્ઞાન સમ્યગ્જ્ઞાન બની જાય છે. સમ્યગ્જ્ઞાન વિના અહિંસા આદિ વ્રત અને ચિત્તવિશુદ્ધિ આદિ ગુણ ઉત્પન્ન થતા નથી. આત્મવિકાસના ક્રમનો વિચાર કરતાં જણાશે કે આત્મોન્નતિનું મૂળ સમકિત છે. સમકિતની પ્રાપ્તિનો ઉપાય અને તેનું સ્વરૂપ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮ મા અધ્યયનમાં નીચે પ્રમાણે બતાવેલ છે.

गाथा—तहियाणं तु भावाणं सब्भावे उवएसणं ।
भावेणं सद्दहंतस्स सम्मत्तं तं वियाहियं ॥ १५ ॥

અર્થ—યથાતથ્ય (વાસ્તવિક) ભાવોના અસ્તિત્વનો ઉપદેશ દેવો અને શુદ્ધ ભાવથી તેના ઉપર શ્રદ્ધા રાખવી તેનું નામ સમ્યક્ત્વ. જે પદાર્થ જેવા સ્વરૂપે છે તેને તેવા જ સ્વરૂપે જાણે, સરધે, પ્રરૂપે તે સમકિત કહેવાય. સમકિતની પ્રાપ્તિ બે પ્રકારે થાય છે.

तन्निसर्गादधिगमाद्वा । तत्वार्थसूत्र અ. ૧ સૂ. ૩

અર્થ:- તે (સમ્યગ્દર્શન) ૧ નિસર્ગથી એટલે સ્વભાવથી અને ૨ અધિગમથી એટલે ગુર્વાદિકના ઉપદેશથી એ બે પ્રકારે થાય છે તેમાં નિશ્ચયમાં તો અનંતાનુબંધી ચતુષ્ક અને દર્શનમોહની ત્રણ પ્રકૃતિ એ સાત પ્રકૃતિના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થવાથી ક્ષાયિક ઉપશમ કે ક્ષયોપશમ સમકિતની પ્રાપ્તિ થાય છે તેથી મતિ શ્રુત કે જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થાય તથા તીર્થંકરના કે સદ્‌ગુરુના ઉપદેશથી જડ ચેતનના ભેદવિજ્ઞાનને પ્રાપ્ત કરી જીવાજીવ, ધર્માધર્મ વગેરેના યથાતથ્ય–તાદશ્ય સ્વરૂપને જાણીને તેવું જ શ્રદ્ધાન કરે-પ્રતીતિ કરે તેને સમકિતી કહેવો 'લબ્ધિસાર' નામક ગ્રંથમાં મિથ્યાત્વી જીવને સમકિત પ્રાપ્ત થવાનુ વિધાન નીચે પ્રમાણે દર્શાવ્યુ છે

સંજ્ઞી, પર્યાપ્ત, મંદકષાયી, ભવ્ય, ગુણદોષના વિચારવાળો સાકારોપયોગી (જ્ઞાની), જાગ્રત અવસ્થાવાળો એટલે ગુણવાળો જે જીવ હોય તે જ સમ્યકત્વ પ્રાપ્ત કરી શકે છે સમકિત પ્રાપ્ત કરવાવાળાને પાચ લબ્ધિ હોય છે, ૧ ક્ષયોપશમ લબ્ધિ, ૨ વિશુદ્ધ લબ્ધિ, ૩ દેશના લબ્ધિ, ૪ પ્રયોગ લબ્ધિ અને ૫ પ્રકરણ લબ્ધિ હવે આ પાચે લબ્ધિનું સ્વરૂપ કહે છે ૧ અનંત સંસારમા પરિભ્રમણ કરતાં કોઇ વખતે કોઇ આત્માને એવો યોગ બને કે, જ્ઞાનવરણીય આદિ આઠે કર્મોની સર્વ અપ્રશસ્ત (બૂરી) પ્રકૃતિઓના અનુભાગ (રસ) ને સમયે સમયે અનંતગુણ ઘટાડતાં ઘટાડતાં ક્રમશ ઉપર આવે છે ત્યારે ક્ષયોપશમ લબ્ધિ પ્રાપ્ત થાય છે. ૨ આ ક્ષયોપશમ લબ્ધિના પ્રતાપથી અશુભ કર્મના રસોદય ઘટે છે તેથી સંકિલષ્ટ પરિણામની હાનિ અને વિશુદ્ધ પરિણામની વૃદ્ધિ થવાથી જીવને સાતાવેદનીયાદિ શુભ કર્મ-પ્રકૃતિઓનો બંધ કરવાવાળો ધર્માનુરાગરૂપ શુભ પરિણામોની પ્રાપ્તિ થાય છે તે વિશુદ્ધ લબ્ધિ ૩ આ વિશુદ્ધ લબ્ધિના પ્રભાવથી આચાર્યાદિનાં દર્શન કરવાની અને વાણી શ્રવણનો અભિલાષા જાગ્રત થાય અને સત્સમાગમ કરી ષડદ્રવ્ય, નવતત્ત્વ ઇત્યાદિનો જ્ઞાતા બને તે દેશના લબ્ધિ ૪ ઉપર્યુંકત ત્રણ લબ્ધિ પામેલો જીવ સમય સમય વિશુદ્ધતાની વૃદ્ધિ કરતો આયુષ્ય સિવાયના સાતે કર્મોની સ્થિતિ એક ક્રોડાક્રોડ સાગરથી કમી કરે, ઘાતિકર્મનો અનુભાગ (રસ) જે પર્વત સમાન કઠણ હતો તેને કાષ્ટ તથા લતા સમાન રાખે અને અઘાતિકર્મનો અનુભાગ હળાહળ વિષ રૂપ હતો તેને લીંબડા તથા કાંજી સમાન રાખવાની યોગ્યતાને પામે તે પ્રયોગ લબ્ધિ (આ લબ્ધિ ભવ્ય તથા અભવ્ય બન્નેને સામાન્ય હોય છે) ૫ આ પ્રયોગ લબ્ધિના પ્રથમ સમયથી માંડીને પૂર્વોકત એક ક્રોડાક્રોડી સાગરોપમમાં કંઇક કમ સ્થિતિ રાખી હતી તેને (આયુષ્ય સિવાયનાં બીજા કર્મોની સ્થિતિને) પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી કમી કરે (દીગંબર મત પ્રમાણે ૭૦૦ તથા ૮૦૦ સાગરોપમ કમતી થઇ જાય) ત્યારે પાંચમી કરણ લબ્ધિ પ્રાપ્ત થાય છે (આ લબ્ધિ ભવ્ય જીવને જ હોય છે) અહિ ત્રણ કરણ કરે છે-૧ અધઃપ્રવૃત્તિ કરણ, ૨ અપૂર્વ કરણ, અને ૩ અનિવૃત્તિ કરણ (કરણ કષાયની મંદતાને કહે છે) આ ત્રણ કરણોમાં અનિવૃત્તિ કરણનો કાળ તો ફકત અંતર્મુહૂર્તનો જ છે તેનાથી અસંખ્યાત ગુણો કાળ અપૂર્વકરણનો છે અને તેનાથી સંખ્યાત ગુણો કાળ અધઃપ્રવૃત્તિ કરણનો છે તે કાળ પણ અંતર્મુહૂર્તનો જ જાણવો (અંતર્મુહૂર્તના-પણ અસંખ્યાતા-ભેદ છે) આ કરણલબ્ધિને પ્રાપ્ત થયેલો ત્રણે કાળવર્તી

અનેક જીવોના કરણની વિશુદ્ધતા રૂપ પરિણામ તો અસંખ્યાતા લોકપ્રમાણ થાય છે તે પરિણામ અધઃપ્રવૃત્તિ કરણના જેટલા સમય છે તે પ્રત્યેક સમયમાં વૃદ્ધિ પામે છે કેઈ વખતે નીચેના પરિણામોની વિશુદ્ધતાવાળા ઉપરના પરિણામોની વિશુદ્ધતામાં મળી જાય છે તેથી તેને અધઃપ્રવૃત્તિકરણ કહે છે આ કરણમાં ૪ આવશ્યક હોય છે—૧ પ્રતિસમય અનંતગુણી વિશુદ્ધતાની વૃદ્ધિ ૨ પૂર્વોક્ત સ્થિતિબંધથી અનુક્રમે ઘટતો નવો સ્થિતિબંધ, ૩ સાતા વેદનીય આદિ પ્રશસ્ત (સારી) કર્મપ્રકૃતિઓનો સમયે સમયે વૃદ્ધિ પામતો ગોળ, ખાંડ સાકર અને અમૃત સમાન ચોઠાણવડીઓ રસ અર્થાત્ અનુભાગ બંધ અને ૪ અસાતાવેદનીય આદિ અપ્રશસ્ત કર્મ પ્રકૃતિઓનો અનંતગુણ ઘટતો નીમ કાંજી સમાન અનુભાગ બંધ આ ૪ આવશ્યક થાય છે આ અધપ્રવૃત્તિકરણના અંતર્મુહૂર્તનો કાળ પૂર્ણ થયા બાદ બીજું અપૂર્વકરણ કરે છે તેમાં ઘણા જીવોની અપેક્ષાએ તો લોકથી અસંખ્યાત ગુણી પરિણામની થાય હોય છે પરંતુ એક જીવની અપેક્ષાએ અંતર્મુહૂર્તના સમય જેટલા પરિણામ હોય છે સમયે સમયે પરિણામોની વિશુદ્ધતા વધતી જાય છે પ્રથમ સમય કરતાં બીજે સમયે પરિણામોની વિશુદ્ધતા અસંખ્યાતગુણી અધિક હોય છે એમ ક્રમશઃ વૃદ્ધિ પામતા પરિણામોનું અપૂર્વપણું આ કરણમાં હોવાથી તેને અપૂર્વકરણ કહે છે આ કરણમાં પ્રવર્તતો આત્મા મિથ્યાત્વમોહને મિશ્ર મોહનીયપણે પરિણમાવી પછી સમ્યક્ત્વ મોહનીયમાં પરિણમાવી દે છે અહીં પણ ૪ આવશ્યક હોય છે—૧ ગુણશ્રેણિ, ૨ ગુણ સંક્રમણ ૩ સ્થિતિખંડ ૪ અનુભાગ ખંડ તેમાં પૂર્વે બાંધેલાં અને સત્તામાં રહેલાં કર્મપુદ્ગલ દ્રવ્યની ઉદીરણા કરી પ્રતિસમય સમયે સમયે અસંખ્યાત ગુણી નિર્જરા કરે ગુણ શ્રેણિ, ૨ સમયે સમયે સત્તામાં રહેલાં કર્મ પ્રકૃતિના પરમાણુઓને પલટાવી દે સંક્રમણ ( સજાતીય એક ભેદ મટી અન્ય ભેદરૂપ થવું તે ) કરે તે ગુણ સંક્રમણ, ૩ સત્તામાં રહેલી પ્રકૃતિઓમાંથી અશુભ પ્રકૃતિઓની સ્થિતિ કમી કરવી તે સ્થિતિખંડ અને ૪ પહેલાંની સત્તામાં રહેલી અશુભ પ્રકૃતિનો અનુભાગ કમ કરે તે અનુભાગ ખંડ આ ચાર કાર્ય અપૂર્વ કરણમાં અવશ્ય થાય છે આ પ્રમાણે સમયે સમયે અશુભ કર્મ પ્રકૃતિનો અનુભાગ અનંતગુણો કમી થાય છે અને શુભ કર્મ પ્રકૃતિનો અનુભાગ અનંત અનંત ગુણ વૃદ્ધિ પામે છે આમ અનિવૃત્તિકરણના અંતિમ સમયમાં દર્શન મોહનીય અને અનંતાનુબંધી ચતુષ્ક એ સાત પ્રકૃતિના પ્રકૃતિ સ્થિતિ અનુભાગ અને પ્રદેશબંધનો ઉદય થવાની યોગ્યતા નષ્ટ થવાથી તે ઉપશમ રૂપે રહે છે ત્યારે આત્મા જિનપ્રણીત તત્ત્વાર્થનું શ્રદ્ધાન યથાતથ્ય કરતો થકો સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી ઉપશમ સમકિત બની જાય છે પાઠકગણ! આ કથનનો જરા દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરજો કે આ સંસારમાં આત્માને સમકિતના લાભ પ્રાપ્ત થવો કેટલો દુર્લભ છે!!

સવૈયા

અલ્પસ્થિતિ નિકટ હોય કર્મબંધ મંદ હોય પ્રકટે પ્રકાશ નિજ આનંદકી કળી।
મિટ્યો દોષ દેહ ભિન્નતો ભાવ દેખ ઉપજે અંકુર જ્ઞાન ઉદિત કે સરો।
ધર્મનિ નિવાસ હોય દુરિતો નાશ હોય આપે ઉત્સાહ ભાજેર કર્મ કળી।
સુખ અપાર હોય દેત દુઃખ દૂર હોય યા તે સુગુરુ દે, સમ્યક્ત્વ ગુણ ઝરી।

અર્થાત્ જીવને જ્યારે સમ્યકત્વ પ્રાપ્ત થવાનો અવસર પ્રાપ્ત થાય છે, ત્યારે પ્રથમ તો તેની ભવસ્થિતિ પરિપકવ થઇ હોવી જોઇએ, કર્મનો બંધ પણ ક્રોડાક્રોડ સાગરની સ્થિતિની અંદર રહી અને તે પણ મંદ રસમય રહેવો જોઇએ. સુખમાં હર્ષ નહિ, દુઃખમાં ઉદાસી નહિ, સદા આનંદમય સુખમુદ્રા હોય તેનું અંતકરણ પણ સાક્ષીભૂત થઇ જાય કે હવે મારી ભલાઇનો સમય પ્રાપ્ત થયો છે. સ્વાભાવિક રીતે જ તેમનાં વિનયભાવ, કરુણાભાવ જાગ્રત થઇ જાય. સર્વનું સદા કુશળ ઇચ્છે, અભિમાન અક્કડાઇ રહે નહિ, દ્વીતિયાના ચંદ્ર સમાન જેમના હૃદયમાં જ્ઞાનનો અંકુર ફૂટી નીકળે આવો જીવ કોઇના દબાણથી નહિ પરંતુ પોતાના ઉત્સાહથી કર્મશત્રુઓની સન્મુખ ઉભો રહી મોહનીય કર્મની જે માયાજાળ છે તેમાં ફસાય નહિ ઉલટું તેનો નાશ કરવામા તત્પર રહે, જેથી સહેજે જ તેમની દુર્ગતિ થતી અટકે અને સદ્દગતિમાં નિવાસ થાય પરિણામે તે સર્વ દુઃખોનો અંત કરી પરમસુખી બની જાય છે આટલા ગુણોનો ધારક હોય તે સમ્યકત્વ પ્રાપ્ત કરી શકે છે

## સમકિતના પાંચ પ્રકાર

૧ ઉપશમ સમ્યકત્વ—જેમ નદીમા પડેલો પત્થર પાણીના આવાગમનથી ઘસાઇને સાઇને ગોળ બની જાય છે, તે પ્રમાણે સંસારરૂપ નદીમાં અનાદીકાળથી પરિભ્રમણ કરતો જીવ રૂપ પત્થર શારિરિક માનસિક દુઃખોથી તથા ભૂખ, તરસ, ટાઢ, તાપ, છેદન, ભેદન આદી અનેક પ્રકારોદ્વારા થતી અકામ નિર્જરારૂપ પાણીથી ઘસાઇને રાગદ્વેષ રૂપ પરિણામથી ઉત્પન્ન થયેલ અનંતાનુબંધીનો ચોક અને ત્રણ મોહનીય એ સાત કર્મપ્રકૃતિ રૂપ ગ્રંથીને રાખથી ભરેલા અગ્નિની પેઠે ઉપશમાવે ઢાંકે, પરંતુ સત્તામાં પ્રકૃતિ રહે તેને ઉપશમ સમકિત કહે છે આવા આવા ઉપશમ સમશકિત તથા ઉપશમ શ્રેણિ સમ્પન્ન પ્રાણીના ઉપશમ સમકિતની સ્થિતિ અંતમુહૂર્તની હોય છે, જેમ વાદળાં દૂર ખસવાથી સૂર્ય કિરણો ઝગમગાટ કરે છે તેમ આવા જીવોનુ સમ્યગ્જ્ઞાન પ્રકાશમાન થાય છે આ સમકિત સર્વભવઆશ્રી જીવને જઘન્ય એક વાર ઉત્કૃષ્ટ ૫ વાર આવે છે ઉપશમ સમકીતના કાળમાં શંકાદિ કોઈ દોષ ઉત્પન્ન થતો નથી. આ સમકિતનો કાળ પુરો થાય એટલે ક્ષયોપશમ સમકિતમાં જાય, અહીં પડવાઇ થાય તો સાસ્વાદનમાં જાય પછી પહેલી ગુણસ્થાને આવે

૨ સાસ્વાદન સમ્યકત્વ—આહ મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એમ બે પ્રકૃતિનો ઉદય નથી અને સમકિત મોહનીયનો વિશેષ ઉદય થાય તેની સાથે અનંતાનુબંધી કષાયનો ઉદય થાય તેથી તે પડવાઇ થાય છે દાખલા તરીકે કોઇ મનુષ્ય ઉંચા મિનારા ઉપરથી પૃથ્વીનુ અવલોકન કરતો હોય તે વખતે ચક્કર આવવાથી નીચે પડી જાય, મિનારાની ટોચેથી પડતા હજી ધરતીએ પહોચ્યો નથી, મધ્યમાં છે તે પ્રકાર સાસ્વાદન સમકિતનો જાણવો અર્થાત્ ચોથા ગુણસ્થાનવર્તી, ઉપશમ સમકિતરૂપ મિનારા પર ચઢયો પણ પર સ્વભાવરૂપી પૃથ્વીનુ અવલોકન કરતાં અનંતાનુબંધી કષાયોદયરૂપ ચક્કર આવવાથી પડયો, મિથ્યાત્વ રૂપ ધરતીએ પહોચ્યો નથી, વચ્ચમાં છે ત્યાં સુધી સાસ્વાદન જેમ આમ્રવૃક્ષની ડાળેથી ફળ (કેરી) તૂટયુ પણ ધરતીએ પહોચ્યુ નથી ત્યાં સુધી સાસ્વાદન જીવ રૂપ આંબો, તેનાં પરિણામ રૂપી ડાળ અને સમકિત રૂપ ફળ તે અનંતાનુબંધી કષાય રૂપ વાયુથી તૂટયુ મિથ્યાત્વ રૂપ પૃથ્વીએ પહોચ્યુ નથી રસ્તામા છે ત્યા સુધી સાસ્વાદન જેમ કોઇ મનુષ્યે ખીરખાંડનુ ભોજન કર્યું

ચારિત્ર પ્રાપ્ત કરવામા કે પાળવામા જીવને મુગ્ધ બનાવે તે ચારિત્ર મોહનીય. કર્મના ફળ સઘન હોવાથી જીવ મિથ્યાદ્રષ્ટિ થાય છે, આ વખતે તે મિથ્યાત્વની વર્ગણા કંઇક સત્તામાં રહે અને કંઇક ઉદયમાં આવે તે શુદ્ધ દેવ. ગુરૂ અને ધર્મની પિછાણ થવા દે નહિ તેથી જીવ તેનાથી વિમુખ રહે તે મિથ્યાત્વ મોહનીય મિશ્ર મોહનીયનું સ્વરૂપ મિશ્ર સમકિતના જેવું જાણવું અને સમકિત મોહનીય તે ક્ષાયિક સમકિતનું ઢાંકણ છે, તેનાથી સમકિત ગુણની પૂર્ણ ઘાત તો ન થાય પણ તેમાં ચલ, મલ અને અગાઢ દોષ ઉત્પન્ન થાય છે મિથ્યાત્વી જીવોની આ મોહનીય હોતી નથી, પરંતુ ક્ષયોપશમ સમકિતને હોય છે તેની ઉપસ્થિતિમાં સમકિત મલિન રહે છે, કેમકે તે શંકાદિ દોષયુક્ત હોય છે જેમ કોઇ વૃદ્ધ પુરૂષના હાથમાં લાકડી હોય તે મજબૂત પકડી પણ ન શકે તેમ છોડી પણ શકે નહિ. તેવી જ રીતે તેને પણ ભગવતીસૂત્રમાં કહ્યા પ્રમાણે ચલ, મલ, અગાઢ દોષ ઉત્પન્ન થાય છે તેથી પરિણામોમા મરગડ રહે છે કેટલાક ભોળા જીવો દેવ, ગુરુ, ધર્મ પર અનુરાગ કરવો તેને સમકિત મોહનીય કહે છે, પણ આ કથન બરાબર નથી કારણકે દેવ, ગુરુ ધર્મ ઉપર અનુરાગ તો આઠમા, ગુણ સ્થાન સુધી હોય એમ કેટલાકનું માનવુ છે પણ આ કથન અપેક્ષાવાળું સમજવુ. શ્રી મહાવીરપ્રભુના ઉપર ગૌતમ સ્વામીનો અનુરાગ હતો તેમ શ્રાવકોના ગુણમાં પણ કહ્યું છે કે 'પેમાણુરાગરત્તા' માટે આવાં પ્રશસ્ત રાગને સમકિત મોહનીય ન કહેવાય. સમકિતી જીવ લૌકિક દેવગુરુને ધર્મબુદ્ધિએ કે સ્વાર્થ સાધન માટે કદાપિ માનતા નથી, પરંતુ લોકોત્તર દેવ, ગુરુ, ધર્મની ઉપાસના સ્વાર્થ સાધવાની બુદ્ધિએ કરે તો સમકિત મોહનીય રૂપીમળ વધે આવી ભ્રમણા ક્ષાયિક સમકિતીને કદી હોતી નથી, તે તો સ્વકૃતકર્મનો જ બધો દોષ અથવા ગુણ માને છે

(૨) ૭ પ્રકૃતિના ક્ષયોપશમાદિવડે સમ્યકત્વ પ્રાપ્તિ તો થઇ ગઇ હોય, પરંતુ અંબડ સંન્યાસી તથા મરિચીની પેઠે વેષપરિવર્તન કર્યું ન હોય છતાં ભાવથી તો તે સમકિત છે, પરંતુ વ્યવહારમાં મિથ્યાત્વી વેષે હોવાથી તેને કેટલાક મિથ્યાત્વ સમકિત કહે છે. પણ ખરી રીતે ભાવ સમકિતના હોવાથી તેઓ સમકીતી છે.

(૩) અભવ્ય જીવ સત્સંગના પ્રસંગથી, પૌદ્‌ગલિક સુખ તથા માન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની અભિલાષાએ શ્રાવક તથા સાધુનાં વ્રત આચરે, વેષ પણ ધારણ કરે અને વિશુદ્ધ પ્રકારે પાલન પણ કરે. નવ પૂર્વ સુધી જ્ઞાન પણ પ્રાપ્ત કરી લે છે, પરંતુ અભવ્યપણાના સ્વભાવને લીધે દર્શન મોહનીયની પ્રકૃતિઓનાં ક્ષયોપશમાદિ થતાં નથી તેથી તેઓ વ્યવહારમાં સમકિતી નજર આવવા છતાં નિશ્ચયમા મિથ્યાત્વી હોય છે તેને પણ કેટલાક મિથ્યાત્વ સમકિત કહે છે પણ આ દીપક સમકીત કહેવાય છે તેઓ ભાવથી મિથ્યાત્વી હોવાથી મિથ્યાત્વી જ છે.

(૪) મિથ્યાત્વ ગુણસ્થાનક × (મિથ્યાત્વને પણ ગુણનું સ્થાનક) ગણેલું છે. સંસારસ્થિત અનંત જીવો મિથ્યાત્વ સ્થાનમાં જ રહેલા છે તેઓ ત્યાં રહ્યા થકા પણ અકામ નિર્જરા દ્વારા કર્માંશ ક્ષય કરે છે, ત્યારે જ ઉપર ચડે છે. જૈન ધર્મની દ્રવ્ય કરણી કરી ૬૯ ક્રોડાક્રોડ સાગર જેટલી કર્મ સ્થિતિ મિથ્યાત્વમાજ ખપાડવી પડે છે આત્માને સમ્યકત્વાભિમુખ કરવાનો

× શાસ્ત્રમાં ગુણઠાણાને જીવઠાણાં કહ્યાં છે

ગુણ આ સ્થાનમાંજ ઉત્પન્ન થવો હોવાથી મિથ્યાત્વ ગુણસ્થાન કહેવાય છે એમ નૈગમનયવાળા એક અંશને પણ પૂર્ણ વસ્તુ માને છે અને વ્યવહાર નયવાળા વ્યવહારને તથા રૂપને માને છે આ અપેક્ષાએ આ ગુણસ્થાન કહેવાય છે

(૫) મિશ્ર સમ્યક્ત્વ-મિથ્યાત્વ મોહનીયનાં દળીયાં ભોગવતાં ભોગવતાં થોડાં અવશેષ રહ્યાં તે વખતે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મ એ ત્રણ તત્ત્વ પ્રતિ દ્વેષભાવ પણ નહિ તેમ તેની આસ્થા પણ નહિ. તેવીજ રીતે કુદેવ કુગુરુ કુધર્મ પ્રતિ અંતરમાં અનુરાગ પણ નહિ અને તેને બુરાં ( અહિતકર ) પણ જાણે નહિ કારણ કે તેને એ બન્નેની સમ્યક્ પરીક્ષા કરવાની વિવેકબુદ્ધિ પ્રકટી નથી, તેને મિશ્ર મોહનીય ગુણસ્થાન કહેવું દાખલા તરીકે શીખંડમાં મીઠાશ અને ખટાશ બન્નેનું મિશ્રણ હોય છે કામાડાસ સ્થિતમુહૂર્ત અંતર્મુહૂર્ત પર્યંત રહે છે દૃષ્ટાંત—જેમ પ્રાતઃકાળે રાત્રિદિવસની મિશ્રતા ( સંધ્યા ) પ્રકાશને વધારતી જતી પૂર્ણ પ્રકાશમય બની જાય છે તે જ પ્રમાણે નિકટભવી ભવ્ય જીવનું મિશ્ર ગુણસ્થાન તે જીવને શુદ્ધ સમકિતવંત બનાવી દે છે જેમ સંધ્યાકાળની રાત્રિદિવસની મિશ્રતા પૂર્ણ અંધકારમય બની જાય છે તેવી જ રીતે જેમનો મોક્ષ દૂર છે તેવા ભવ્ય જીવોનું મિશ્ર ગુણસ્થાન તેને પુન. મિથ્યાત્વમાં પહોંચાડી જાય છે બીજું દૃષ્ટાંત—નગર બહાર સાધુ મહાપુરુષનું આગમન થયું સાંભળી તેને વંદન કરવાની અભિલાષાએ કોઈ મનુષ્ય ત્યાં ગયો પણ સાધુજી તો મળ્યા નહિ, એટલે ભાવના એવી જે મળ્યા તેમને વંદન નમન કરી સુસાધુના દર્શન જેટલું ફળ તેમાં માની લીધું આ દૃષ્ટાંત ને કેટલાક મિશ્ર સમકિતનું કહે છે આ મિશ્રભાવ જીવને ૧ ભવમાં ઉત્કૃષ્ટ ૬ વખત પ્રાપ્ત થઈ શકે છે અહિ સમકિતના ખરા ભાવ ન હોવાથી મિશ્ર ગુણસ્થાનવાળો સમકિતી કહેવાય નહિ

### ક્રિયાભાવ અને રૂચીની અપેક્ષાએ બીજી રીતે સમકિતના પાંચ પ્રકાર

૧ કારક—સમકિત પાંચમા છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનવર્તી શ્રાવક અને સાધુજીમાં આ સમકિત હોય છે આ સમકિતવાળા મનુષ્યો અણુવ્રત તથા મહાવ્રતનું અતિચાર રહિત શુદ્ધ પાલન કરે છે વ્રત, પ્રત્યાખ્યાન, તપ, સામાયિક ક્રિયા સ્વયં કરે છે અને ઉપદેશ આદિદ્વારા અન્ય પાસે કરાવે છે

૨ રોચક સમકિત—ચોથા ગુણસ્થાનવર્તી જીવ શ્રેણિક મહારાજા અને કૃષ્ણ વાસુદેવની માફક જિનપ્રરૂપિત ધર્મના દૃઢ શ્રદ્ધાળુ હોય છે તન મન ધનથી જિનશાસનની ઉન્નતિ કરે છે ચારે તીર્થના સાચા સાધન સામગ્રી અને શક્તિથી પણ અન્યને ધર્મ પ્રવૃત્તિમાં જોડનાર હોય છે ધર્મવૃદ્ધિ કરવામાં આનંદ માને છે વ્રત પ્રત્યાખ્યાન આચરવામાં ઉત્સાહ તો હોય છે પરંતુ અપ્રત્યાખ્યાનાવરણીય કર્મોદયથી એક નવકારસી તપ પણ કરી શકતા નથી પરંતુ સર્વ વિરતી થવાના ભાવ ઇચ્છે છે

૩ દીપક સમકિત—જેમ દીપક બીજાને પ્રકાશ આપે છે પરંતુ તેની નીચે તો અંધકાર રહે છે તેવી જ રીતે કેટલાક વ્યાખ્યાન સંપાદન કરી સત્ય અસત્ય રૂચિરા શુદ્ધ ઉપદેશાદિ પ્રકાશદ્વારા અન્ય અનેક વ્યક્તિઓને સદ્ભાવિક બનાવી સ્વર્ગ તથા મોક્ષના અધિકારી બનાવે છે પણ તેમની નીચેનો અર્થાત્ હૃદયનો અંધકાર નાશ કરી શકતા

નથી, તે એવુ ઘમંડ રાખે છે કે, આપણે તો સાધુ થયા એટલે હવે કોઇ પ્રકારનું પાપ આપણને લાગતુ જ નથી અને કદાચ થોડુ પાપ લાગી પણ જશે તો ઉપદેશદ્વારા થતા ઉપકારોથી તે દૂર થઇ જશે. આમ તે અંતરાત્મામાં દોષનો ડર નહિ રાખતાં વ્યવહાર ન બગડે તેવી રીતે ગુપ્ત અકૃત્ય પણ કરી બેસે છે આવુ સમકિત અભવ્ય તથા દુર્લભબોધી જીવોને હોય છે. અદ્યપિ તે વ્યવહારમાં તો સાધુ શ્રાવકાદિ દેખાય છે તથાપિ મિથ્યાત્વ ગુણસ્થાનથી ઉંચે ચડયા હોતા નથી, તેમને અભ્યંતર ભાવે શ્રધ્ધા હોતી નથી

૪ નિશ્ચય સમકિત–સમકિતને આવરનારી ( દર્શન મોહ ) કર્મ પ્રકૃતિઓને ક્ષય કરી જેમણે આત્મામાં સમ્યકત્વ ગુણ પ્રકટ કર્યો છે તેઓ દિવ્ય પ્રકાશક નિજાત્મને દેવ માને છે, સ્વપર ભેદવિજ્ઞાનના દર્શક જ્ઞાનને ગુરુ માને છે અને આત્માના વિશુદ્ધ ઉપયોગમાં રમણતાપૂર્વક વિવેકયુકત કરેલી ક્રિયાને ધર્મ માને છે આ રીતે ત્રણ તત્ત્વોમાં નિશ્ચયાત્મક દૃઢ શ્રદ્ધાળુ બને છે. કારણકે –૧ અભવ્ય જીવ જ્ઞાનાદિ ગુણોની આરાધના કરી શકતો નથી અને ભવ્ય જીવોમાંથી પણ જેમનો આત્મા વિશુદ્ધ થયો હશે તેઓજ સ્વભાવથી અથવા ગુરુ ઉપદેશથી આત્મકલ્યાણાભિમુખ થઇ શકશે, દેવતત્વ પ્રગટ કરવામા પોતાનો આત્મા ઉપાદાન કારણ છે અને દેવ ગુરૂ નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણ કાર્ય રૂપે પરિણમે છે ત્યારે નિમિત્તકારણ છુટી જાય છે વળી જેઓ પરમાત્મ પદને પામ્યા છે તે આત્મા જ હતા એટલા માટે નિશ્ચયમાં સાચો દેવ આત્મા જ છે ૨ **विद्या गुरुणाम् गुरुः** જે જ્ઞાન યુકત, જ્ઞાનાધિક હોય છે તે જ ગુરુપદ પ્રાપ્ત કરવાને યોગ્ય હોય છે, એટલા માટે ગુરુઓનો પણ ગુરુ જ્ઞાન જ હોય છે તથા પ્રથમ જ્ઞાન ગુણ પ્રકટ થવાથી મોક્ષમાર્ગનુ સ્વરૂપ જાણી શકાય છે એટલા માટે સાચો ગુરુ જ્ઞાન જ છે ૩ શુદ્ધોપયોગપૂર્વક કરેલી ધર્મક્રિયા જ નિર્જરાના હેતુભૂત હોય છે તથા ઉપયોગ શુદ્ધિને અર્થે જ બધી ધર્મકરણી કરાય છે એટલા માટે સાચો ધર્મ વિશુદ્ધ ઉપયોગમાં જ છે આમ નિશ્ચયમાં આત્માવલંબીને આ ત્રણે સમ્યક્ત્વના તત્ત્વો હોય છે. આ પ્રકારની જેની શ્રદ્ધા હોય તેવા ભાવમાં રમણતા કરે તેને નિશ્ચય સમકિતી જાણવો

**નિશ્ચય સમકિતીનાં લક્ષણ–છપ્પય છંદ**

રાગદ્વેષ અરુ મોહ, નહી નિજમાંહી નિરખત,
દર્શન, જ્ઞાન, ચરિત્ર, શુદ્ધ આતમરસ ચકખત,
પરદ્રવ્યસેતી ભિન્ન, ચિહ્ન ચૈતન્ય પદ મંડિત,
વેદત સિદ્ધિ સમાન, શુદ્ધ નિજ રૂપ અખંડિત,
સુખ અનંત જિસ પદ વસત, સો નિશ્ચય સમ્યક્ મહત,
ભએ વિચક્ષણ ભવિકજન શ્રી જિનંદ ઇસ વિધિ કહત.

અર્થ—જે જીવને નિશ્ચય સમકિતની પ્રાપ્તિ થાય છે તે જીવ પોતાના આત્મામાં રાગ, દ્વેષ અને મોહને દેખતોજ નથી એ ત્રણે દોષો તેના મંદ પડી જાય છે એટલે તે દોષોને ઉત્પન્ન થવા દેતો નથી પરંતુ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ આત્મગુણોને જે પરમ રસ છે. તેનુ આસ્વાદન કરે છે જડ ચેતનનો ભેદ સમજીને પરભાવ રૂપ પુદ્ગલ પરિણતિથી આત્માને અળગો કરી આત્મભાવમાં રમણતા કરે છે શુદ્ધ અને અખંડ આત્મજ્યોતિને પ્રકટ કરી દેહમાં રહેનો છતા દેહાતીત–સિદ્ધ સમાન સુખનો અનુભવ કરે છે. આ પ્રમાણે આ નિશ્ચય

(તેના જે જ્ઞાતા હોય તેમનો પરિચય કરવો—સત્સંગ કરવો, કેમકે ચંદનવૃક્ષની આસપાસનાં બાવળના ઝાડ પણ સુગંધિત બની જાય છે અને લીમડા નજીકના આમ્રનાં ફળોમાં પણ કડવાશ પરિણમે છે તેવી જ રીતે સત્સંગતિથી સદ્ગુણની અને કુસંગતિથી દુર્ગુણની પ્રાપ્ત થાય છે. વળી યાદ રાખવું જોઈએ કે, જેટલી શીઘ્રતાથી ઝેરની અસર થાય છે તેટલી શીઘ્રતાથી ઔષધની અસર શરીરમાં થતી નથી આ ન્યાયે કુસંગની અસર બહુ ત્વરાથી થાય છે અને તેનાં પરિણામ પણ વિષ સમાન દુઃખદાતા નીવડે છે, જ્યારે સત્સંગની અસર ધીમે ધીમે થાય છે, પણ તેનાં પરિણામ ઉત્તમ ઔષધની પેઠે સુખદાતા નીવડે છે)

૩ વાવન્ન કુદંસણ વજ્જણા-વ્યાપન્ન એટલે સમકિત જેણે વમી નાખ્યું છે એવા પ્રાણીનો સંગ વર્જવો, કેમકે જેવી રીતે વ્યભિચારિણી સતી સ્ત્રીના ઉપર પણ અણછતાં આળ ચડાવે છે તેવીજ રીતે જેઓ સમ્યકત્વથી ભ્રષ્ટ થયા છે તેઓ સાચા ધર્માત્મા સાધુ પ્રમુખ ચારે તીર્થો પર અણછતા દોષારોપણ કરે છે. ભોળા અજ્ઞાન પ્રાણીઓને ભ્રમમાં નાખી દુર્ગુણોમાં પણ સદ્ગુણોની ભ્રાન્તિ કરાવે છે દેવાળીયો હોય તે બીજા અનેક દેવાળીયાનાં નામો આગળ ધરી પોતે તેના કરતા સારો છે એમ જણાવે છે. તેવી રીતે ધર્મભ્રષ્ટ મનુષ્ય સત્પુરૂષો ઉપર પણ મિથ્યા દોષારોપણ કરી પોતાની એબ ઢાંકવા યત્ન કરે છે

દૃષ્ટાંત—કોઇક દુર્બુદ્ધિવાળા મનુષ્યને વ્યભિચારના ગુન્હા બદલ રાજકર્મચારીઓએ પકડી તેનું નાક કાપી દેશનિકાલ કર્યો પરદેશમાં આ માણસે પોતાની એબ છુપાવવા સાધુનો વેષ ધારણ કરી લીધો મુખ પર કૃત્રિમ હાસ્ય લાવી નાચવા કૂદવા લાગ્યો અને લોકોને કહેવા લાગ્યો કે, અભિમાનની નિશાની રૂપ નકામા નાકને દૂર કરવાથી જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, નાકનો મોહ છોડયા વિના પ્રભુ પ્રાપ્ત થતી નથી અહો! મારાં સદ્ભાગ્ય છે કે હવે સચ્ચિદાનંદનાં પરમ આહ્લાદક—પરમ કલ્યાણકર દર્શન હું પ્રત્યક્ષપણે કરી શકું છું પ્રભુપ્રીત્યર્થ સ્વેચ્છાપૂર્વક નાક કપાવે તેને જ આવો અપૂર્વ લાભ પ્રાપ્ત થાય છે!! આ સાંભળી ભોળા લોકો પરમાત્માના દર્શન માટે ઉત્સુક બન્યાં અને પોતપોતાના નાક કપાવી તેના ચેલા બનવા લાગ્યા ગુરુમંત્ર આપવાને બહાને પેલા નકટો ગુરુ ચેલાને કાનમાં કહે છે કે હું મારી એબ ઢાંકવા આમ કરૂં છું, હવે તું જો આમ નહિ કરે તો હું લોકોને કહીશ કે આતો કોઇ મહાપાપી મનુષ્ય છે, તેથી તેને પરમાત્મા દર્શન આપતા નથી, વળી લોકો પણ તને નકટો પાપી વગેરે કહી ધિક્કારશે આ ગુરુમંત્ર સાંભળી ચેલો ડરી ગયો અને વિચારવા લાગ્યો કે-નાક તો ગયું, હવે પાછું આવવાનું નથી માટે હવે તો આમનું કહ્યું માનવું તે જ ઠીક છે આમ વિચારી તે પણ તેવા જ કામ કરવા મંડી પડયો આવી રીતે પેલા ધુર્ત ઢોંગી નકટા ગુરુએ ૫૦૦ ચેલાની જમાત જમાવી લીધી અને તેનાં યશોગાન થવા લાગ્યાં આ લોકોનો ઉપદેશ સાંભળી એક રાજા પોતાનું નાક કપાવવા માટે તત્પર થયો ત્યારે તેનો જૈનધર્મી પ્રધાન હતો તે બોલ્યો કે, રાજન્! નકટા થવાથી તે કંઇ પ્રભુ દેખાતા હશે? રાજાએ કહ્યું કે શું આ ૫૦૦ સાધુ જૂઠા છે? પ્રધાન મૌન રહ્યા અને નકટાઓના ગુરુને લાલચ આપી એકાંતમાં બોલાવી પૂછ્યું કે બોલ, તને ખરેખર પ્રભુ દેખાય છે કે ઢોંગ કરે છે? ખોટું બોલીશ તો તારૂં

ચામડું ઉતરાવી નાખીશ. આમ કહી ચાબુક વગાડવા માંડયા. ચાબુક વાગતાં જ તે પોકારી ઉઠયો, મને મારો નહિ. હું સાચેસાચું કહી દઉં છું. મે ગુન્હો કરેલો. તેથી રાજાએ માર નાક કપાવી નાખ્યું હતું, પરંતુ મારી એબ ઢાંકવા આમ કરું છું. અમે બધા ખોટા છીએ. આવી રીતે રાજા અને ભોળા લોકો બચી ગયા.

આવી રીતે જિનપ્રણીત દુષ્કર કરણી અને નિરાલમ્બન વૃત્તિનો નિર્વાહ ન થવાથી કેટલાક મંત્રાદિ અનેક સાધનો આપી અથવા પંચેન્દ્રીયના વિષયોને પોષવાના અનેક રસ્તાને ધર્મ તરીકે અપનાવીને ભોળા લોકોને ભ્રમમાં ફસાવે છે અને સત્ય ધર્મથી ભ્રષ્ટ બનાવે છે અને તે સાધુ લોકો માન, પૂજા પ્રતિષ્ઠાની લાલચમાં પડી તેમનાં ઘણા પ્રમાણે કરે છે પરંતુ પ્રધાનની પેઠે સુજ્ઞ અને બુદ્ધિવંત હોય તે પાખંડીઓનાં પાખંડને ઉઘાડાં પાડી આત્માર્થી જીવોને તેમના પંજામાંથી બચાવે છે

૪ કુદર્શન વર્જના—કુદેવ, કુગુરુ કુધર્મ અને કુશાસ્ત્રના માનવાવાળા, જિનપ્રણીત કથનની વિપરીત ક્રિયા કરવાવાળા એવા કદાગ્રહી મિથ્યાત્વીની સંગતિ ન કરવી કારણ કે અનંત કાળ પર્યંત આપણે મિથ્યાત્વમાં રમણ કર્યાં કર્યું છે એટલે મિથ્યાત્વનો આપણને ગાઢ સંપર્ક છે તેથી મિથ્યાત્વીની વાતોની શીઘ્ર અસર થઇ જાય છે આ કારણથી મિથ્યાત્વીઓથી પ્રથમથી દૂર રહેવું તે હિતાવહ છે ભોળા જીવોને ભ્રમણામાં નાખવા કેટલાક કુપંથીઓ કહે છે કે તમારા ધર્મની પેઠેજ અમારો પણ અહિંસા ધર્મ છે વિશેષ એટલો ફરક છે જ નહિ આવું સાંભળી ભોળા લોકો તેમનો સમાગમ કરે છે પછી તે સમજાવે છે કે આપણા સુખભોગને અર્થે હિંસા કરવી તે પાપ છે પરંતુ ધર્માર્થે કરેલી હિંસા તો અહિંસા ગણાય, જેમ તમારા સાધુજી પણ પરમાર્થે નદી ઉતરે છે તેમ. ઇત્યાદિ સાંભળી તે ભોળા લોકો ભ્રમમાં પડે છે પરંતુ સુજ્ઞ જન હોય તો તરત ઉત્તર આપે કે એકજ દેશમાં વિશેષ કાળ રહેવાથી સાધુને ક્ષેત્રપ્રતિબદ્ધતા આદિ દોષનો સંભવ છે તેથી બચવા તેમજ ઉપકારનું કારણ જાણી તે હિંસાના પાપથી ડરતા અને પશ્ચાત્તાપ કરતા થકા વિધિયુક્ત યતનાપૂર્વક નદી ઉતરે છે પણ તેમાં તેઓ ધર્મ માનતા નથી, અને દોષ લાગે તેનું પ્રાયશ્ચિત લઇને શુદ્ધ થાય છે દેશાંતરમાં વિચરી મહાન્ ઉપકાર કરે છે પરંતુ તમે લોકો ધર્માર્થે હિંસા કરી આનંદ પામો છો. અને ચીકણાં કર્મ બાંધો છો તેમ તેઓ કરતા નથી. વળી સાંસારિક કર્મોમાં થતી હિંસાને તમે પાપ માનો છો અને ધર્માર્થે થતાં પાપ કાર્યોમાં પાપ માનતા નથી આ તે કેવા પ્રકારની મૂઢતા!!

अन्य स्थाने कृतं पापं धर्मस्थाने विमुच्यते ।
धर्म स्थाने कृतं पापं वज्रलेपो भविष्यति ॥

અર્થ—સંસારમાં કરેલાં પાપોની નિવૃત્તિ માટે ધર્મસ્થાનમાં જઇ ધર્મક્રિયા કરવાથી તેની મુક્તિ થઇ શકે છે પણ ધર્મસ્થાનમાં જઇને જે પાપો કરવામાં આવે છે તે તો વજ્રલેપ જેવાં થઇ જશે. પછી તો પાપમોચનનું સ્થાન રહ્યું જ નહિ એટલા માટે જેમ સાધુ નામ ધારણ કરી અનાચાર સેવનાર વજ્રપાપ સમો નિવિડકર્મ બાંધે છે તેમ ધર્મસ્થાનમાં કે ધર્મને નામે કરાવેલી હિંસા પણ વજ્ર કર્મ બંધ કરનારી નીવડે છે વર્તમાનમાં હસતાં હસતાં જે કર્મબંધ કરો છો તે ભવિષ્યમાં રોતાં રોતાં પણ છૂટવાં મુશ્કેલ

છે. આમ વિચારી પાખંડીઓથી દૂર રહેવું તેમનાં ફંદમાં કદી ફસાવવું નહિ. આ પ્રમાણે સમકિતનો ૪ શ્રદ્ધા–આસ્થા જાણવી. કુદર્શન તે મિથ્યાત્વ છે, તે ૨૫ પ્રકારની મિથ્યાત્ત્વ છે તેના પેટાભેદોમાં ૩૬૩ મત છે તેના અસંખ્યાત મિથ્યા અધ્યવ સાય સ્થાનો છે

## બીજો બોલે-લીંગ ૩

લિંગ એટલે ચિન્હ. જેમ ધુમ્રના ચિન્હથી અગ્નિનું અનુમાન થાય છે તેમ નિમ્નોક્ત ત્રણ ચિન્હથી સમકિતની પિછાણ થાય છે. ૧ જેમ ૩૨, વર્ષનો યોદ્ધો, ૩૫ યૌવનસંપન્ન ૧૬ વર્ષની કુમારિકાનો હાવભાવ, વિલાસ અને સંગમમાં આસક્ત બને છે, તેવી જ રીતે ભવ્ય સમકિતી જીવ જિનવાણી શ્રવણ કરવામાં આસક્ત દત્ત ચિત્ત રહે છે જિન પ્રણીત શાસ્ત્રનું પઠન કે શ્રવણ કરતી વખતે તેમાં તન્મય બની જાય છે. ૨ જેમ પ્રબળ જઠરાગ્નિવાળો પુરુષ કે જે એક પ્રહર પણ ભૂખ્યો રહી શકતો ન હોય, તેને કર્મયોગથી ત્રણ અથવા સાત દિવસ સુધી ભૂખ્યા રહેવું પડયું હોય અને પછી તેને ક્ષીર આદિ ઇષ્ટ અને મિષ્ટ ભોજનની પ્રાપ્તિ થઈ હોય ત્યારે તે ભોજનપ્રતિ તેનો કેટલો બધો આદર હોય છે? આવો જ આદર જિનવાણી શ્રવણ કરવાના પ્યાસી સમકિતી જીવને શાસ્ત્ર શ્રવણ કરવાના અવસરે હોય છે ધર્મોપદેશકોનાં વચનોને તે પૂર્ણ પ્રેમપૂર્વક 'તહત્તિ' આદિ વચનોથી વધાવતો થકો આદપૂર્વક ગ્રહણ કરે છે અને ૩ જેમ કોઇ કુશાગ્ર બુદ્ધિવાળા મનુષ્યને વિદ્યાભ્યાસ કરવાની તીવ્ર અભિલાષા હોય અને તેને ભણાવવા માટે શાંત, તેજસ્વી, ઔત્પાતિકી આદિ બુદ્ધિસંપન્ન પંડિત ગુરુનો યોગ મળી જાય તો તે જેવી રીતે હર્ષોત્સાહ પૂર્વક વિદ્યા ગ્રહણ કરે છે અને કરેલી વિદ્યાને વારવાર યાદ કરી હૃદયમાં ચિરસ્થાયી કરી લે છે તેવી જ રીતે સમકિતી જીવ પણ હર્ષોત્સાહયુક્ત જિનવાણીને ગ્રહણ કરે છે, અને તેનું વારંવાર સ્મરણ, મનન નિદિધ્યાસન કરીને તેને આત્મામાં ચિરસ્થાયી બનાવે છે. ૧ શાસ્ત્ર શ્રવણ, ૧ સામાયક આદી ક્રીયા, ૩ સુપાત્રદાનથી ગુરુના વૈયાવચ્ચ તથા વંદન નમસ્કાર, આ ત્રણમાંના કોઇ એક ચીન્હમાં જે દેખાય તે ઉપરથી અનુમાન થાય કે આ લક્ષણ સમકીતીનું છે તેથી તે જૈન હોવો જોઇએ જેવી વાણી સંભળાય છે તેવા વિચાર પ્રાય. થાય છે અને તે વિચારો કાલાન્તરે આચાર રૂપે પરિણત થાય છે. શુદ્ધ કથનના શ્રવણથી શુદ્ધ, અને અશુદ્ધ કથનના શ્રવણથી અશુદ્ધ વિચાર ઘણે ભાગે થાય છે તેમાં પણ શુદ્ધતા કરતાં અશુદ્ધની અસર ઘણી ત્વરાથી અને સચોટ થવા પામે છે વેશ્યા નર્તકી આદિનાં નૃત્ય ગાયન જોવા સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં મૃદંગ, તબલામાંથી અવાજ નીકળે છે કે, ડુબક, ડુબક અર્થાત્ ડૂબ્યા ડૂબ્યા, ત્યારે સારંગીમાંથી પ્રશ્ન રૂપે આવાજ નીકળે છે, કે કિન કિન? (કોણ કોણ) ત્યારે તે વેશ્યા જાણે તેનો પ્રત્યુત્તર આપતી હોય તેમ ઘુમતી—ચક્કર લગાવતી બન્ને હાથ પહોળા કરીને કહે છે કે — 'યે જી ભલા યે!' અર્થાત્ આ બધાં કુદૃષ્ટિથી નિરીક્ષણ કરાવાવાળા ડૂબે છે * પરંતુ ઇદ્રિયોના વિષયમાં

---

* નર રામ વિસાર કે કામ રચે, શુદ્ધ સાધુ કથા ન ગ્રહે તિનકો ।
દામ દે કર રામા બુનાય લે, લાગત રામા નચાવનકો ॥
ધિક હૈ ધિક હૈ મૃદગ કહે, તવ તાલ કહે કિનકો કિનકો ? ।
રામા હાથ ઘુમાકે કહે, ધિક હૈ ધિક હૈ ઇનકો ઇનકો ॥

મુગ્ધ બનેલા પ્રેમીઓ મુગ્ધ (મૂઢ) બની જવાથી આ રહસ્યને સમજતા નથી અને વેશ્યાના કામોત્તેજક હાવભાવ, કટાક્ષ વગેરે નિહાળતાં, તેના શબ્દોમાં આસક્ત થઈ વારંવાર તેનું સ્મરણ, રટન કર્યા કરે છે, અથવા તેવાં ગાયનાદિ પોતે ગાઈ આનંદ પામે છે. આ રીતે વિષયોત્પાદક શબ્દોની શ્રોતાપર જેવી અસર થાય છે તેવી અસર વૈરાગ્યોત્પાદક શબ્દોની થવી બહુ મુશ્કેલ છે. જેવી રીતે લીમડા કે કારેલાના કડુ સ્વાદમાં આનંદ માનનારાં કીડા સાકરમાં રાખવાથી મૃત્યુ પામે છે તેવી રીતે વિષયાસક્ત આરંભી જીવ ડૂબવામાં કામયા મન પામે છે અને ધર્મકથાના નામ માત્રથી ભડકે છે એ મિથ્યાત્વીનાં ચિન્હ છે. પરંતુ જે સમ્યગ્દૃષ્ટિ છે તે તો આગળ કહી ગયા છીએ તેમ જિનવચનોમાં અનુરક્ત રહે છે. આ સમકિતનાં ૩ ચિન્હ છે.

## ત્રીજે બોલે—૧૦ પ્રકારનો વિનય.

ધર્મનું મૂળ વિનય છે. એક વિનય ગુણનું જ્યાં અસ્તિત્વ હોય છે ત્યાં અન્ય અનેક સદ્ગુણો ક્રમશઃ આકર્ષાઈને આવે છે. સમકિત હોય ત્યાં વિનય નમ્રતાનો ગુણ સ્વાભાવિક રીતે જ હોય છે. કેટલાક ખુશામતિયા લોકો રાજા, અમલદાર કે શેઠ સાહુકાર વગેરેનો તો બહુ વિનય કરે છે અને માને છે કે એમ કરવાથી અમને સુખની પ્રાપ્તિ થશે. તેમની સહાયતાથી અમે ઇચ્છિત સુખો પ્રાપ્ત કરી શકીશું. પરંતુ વર્તમાનમાં આથી ઉલટું જ પરિણામ ઘણીવાર આવતું નજરે આવે છે. દાખલા તરીકે રાવબહાદુર, દીવાન બહાદુર, ઓનરરી માજીસ્ટ્રેટ ઇત્યાદિ પદવિ (ઉપાધિ) એ સરકારના અમલદારો પ્રસન્ન થાય ત્યારે એનાયત કરે છે જેની તેમને એક કોડી પણ ખરચવી પડતી નથી અને મફતમાં જ પોતાના નોકર સદૃશ બનાવી તેમને ફસાવે છે કે તેઓ આપેલી ઉપાધી કદાચ પાછી ખેંચી લે તો જગતમાં મોઢું દેખાડતાં પણ શરમાય છે અને ક્વચિત કોઈ આપઘાત પણ કરી બેસે છે. આવી કૃપા અને આવી ઉપાધિ શા કામની! વળી શ્રીમાનો તો શ્રીમાનોને જ પસંદ કરે છે. ગરીબોને તુચ્છ સમજી તેમની સાથે વાત કરતાં પણ લજવાય છે અપમાન છે. તેથી ગરીબો માટે તેવાઓ તરફથી સહાયતાની આશા આકાશ કુસુમવત્ મિથ્યા છે. ગરીબોના બેલી એવા શ્રીમાનો આ કાળમાં બહુ થોડા છે. ચોક્કસ માનજો કે સમયપર ગરીબો જેટલા કામમાં આવે છે તેટલા શ્રીમાનો કામમાં આવવા મુશ્કેલ છે. વળી જગતમાં આપણે સુખોપભોગના જે જે પદાર્થો પ્રાપ્ત કરી શક્યા છીએ તેના ઉત્પાદનમાં વિશેષ હિસ્સો ગરીબોનો જ હોય છે. આવું જાણવા છતાં પણ અભિમાની લોકો રાજા અને શ્રીમાનોનો જ વિનય કરે છે અને ધર્માત્માઓ તથા ગરીબોના વિનયથી વંચિત રહે છે. એ ઘણા જ ખેદની વાત છે. તેમણે જાણવું જોઈએ કે, રાજાદિનો વિનય સ્વાર્થસાધનના હેતુ રૂપ હોવાથી વિનયરૂપ સદ્ગુણમાં તેની ગણના થઈ શકતી નથી. પરંતુ પારમાર્થિક બુદ્ધિથી ગુણાધિક વ્યક્તિઓનો વિનય કરવામાં આવે તે જ સાચો વિનય છે અને તેવા વિનય વડે જ આધ્યાત્મિક વિકાસ થઈ શકે છે. આવા વિનયના ૧૦ પ્રકાર કહ્યા છે—૧ અરિહંતનો વિનય, ૨ સિદ્ધનો વિનય ૩ આચાર્યનો વિનય ૪ ઉપાધ્યાયનો વિનય ૫ સ્થવિર (જ્ઞાનવૃદ્ધ, શ્રુતવૃદ્ધ અને વયોવૃદ્ધ)નો વિ. ૬ તપસ્વીનો વિનય ૭ સમાન સાધુનો વિનય, ૮ સ્વસંપ્રદાયનો વિનય ૯ ચતુર્વિધ સંઘનો વિનય અને ૧૦ શુદ્ધ ક્રિયાવંતનો વિનય +

## ચોથે બોલે—શુદ્ધતા ૩

જેમ લોહીથી ખરડાએલું વસ્ત્ર લોહીમા ધોવાથી શુદ્ધ થતુ નથી, ઉલટું વિશેષ ખરડાય છે તેવી જ રીતે આરંભ સમારંભનાં કૃત્યો કરી જેઓ આત્મવિશુદ્ધિ કરવા ઇચ્છે છે તેમનો આત્મા ઉલટો વધારે મલિન બને છે, પરંતુ મલિન બનેલો આત્મા નિરારંભી-નિરવદ્ય ક્રિયા કરવાથી જ પવિત્ર બને છે. આવુ જાણી જે સમકિતી જીવ હોય છે તે પોતાના આત્માને વિશુદ્ધ કરવા માટે આરંભના કામોથી યથાશકિત દૂર રહે છે અને આરંભના કાર્યોમાં રક્ત દેવ, ગરૂ, ધર્મનો ત્યાગ કરે છે કારણ કે, જેમની ઉપાસના, સેવાભકિત, ધ્યાન, સ્મરણ કે સંગતિ કરવામાં આવે છે તેવી જ બુદ્ધિ થઈ જાય છે એમ કહેવાય છે કે ભ્રમરી કીડાને પકડી લાવે છે અને પછી તેને માટીનું ઘર બનાવી તેમાં ગોંધી રાખે છે, અમુક સમય બાદ તે કીડો ભમરી બની બહાર નીકળે છે. ધ્યાનનુ મહત્વ અને સંગીતનુ ફળ સમજાવવા માટે શાસ્ત્રવેત્તાઓ આ દૃષ્ટાંત આપે છે આવી જ રીતે કામાદિ ષડ્ રિપુઓના પાશમાં ફસાયેલા દેવ, ગુરુના જેઓ ઉપાશક બને છે, તેમના દર્શાવેલા ધર્મનું આચરણ કરે છે તે જીવ કામી, ક્રોધી થઇ માયાજાળમાં ફસાઇ ભવભ્રમણ વધારે છે, અને કામાદિ શત્રુઓને જીતનારા દેવ ગુરુની જેઓ ઉપાસના કરે છે, તેમણે બનાવેલા ધર્મની આરાધના કરે છે, તેઓ કામાદિ શત્રુઓને જીતી આ ભવ પરભવમાં પરમ સુખી બને છે. આવુ જાણી સમકિતી જીવ નિરારંભી દેવ, ગુરુ, ધર્મને મનથી ભલા જાણે છે, ૨ વચનથી તેમના ગુણગ્રામ કરે છે અને કાયાથી તેમને જ નમસ્કાર+ કરે છે આથી તેમના વિચાર, ઉચ્ચાર અને આચાર એ ત્રણે યોગના વ્યાપારો વિશુદ્ધ રહે છે (૧) મનથી કષાયો દૂર કરવા, (૨) વચનથી સત્ય વચન અને (૩) કાયાથી જતનાથી પ્રવર્તન એ પણ ત્રણ શુદ્ધો છે

## પાંચમે બોલે-દુષણ ૫.

વાત, પીત અને કફના પ્રકોપથી જેવી રીતે શરીર રોગી અને નિર્બળ બની જાય છે, તેવી જ રીતે નીચે જણાવેલા પાચ દૂષણો વડે સમ્યકત્વ દૂષિત્ત થતા આધ્યાત્મિક બળ ક્ષીણ થાય છે. આ પાચ દૂષણોના નામ—૧ શકા, ૨ કખા, ૩ વિતિગિચ્છા, ૪ પરપાસંડપ્રસંસા અને ૫ પરપાસડ સથવો

૧ શંકા—શ્રીજિન-વચનમા સદેહ રાખવો તે જેમકે (૧) એક ટીપા પાણીમા અસખ્યાતા જીવ કહ્યા અને અસખ્યાતા સમુદ્રનાં બધાં પાણીના મળીને પણ અસંખ્યાતા જીવ

---

+ વિશુદ ક્રિયાથી જેમનો લૌકિક વ્યવહાર શુદ્ધ હોય અને જે ઘણા લોકોના માનનીય હોય તે કદાચ જ્ઞાનમા ચડિયાતા ન પણ હોય તો પણ ગચ્છ મમત્વ છોડીને તેમનો વિનય કરવો જોઇએ

* भवन्ति नम्रास्तरवः फलोद्गमैः, नवाम्बुभिर्भूमिविलम्बिता घनाः ।
अनुद्धता· सत्पुरूषा· समृद्धिभि· र्विनम्रतोह्येव परोपकारिणाम् ॥

અર્થ—ફલ આવવાથી વૃક્ષો નમે છે, જળ ભરાવાથી મેઘ પૃથ્વી પર ઝુકે છે, તે જ પ્રમાણે સમૃદ્ધિ પ્રાપ્ત થતાં સત્પુરુષો ઉદ્ધત નહિ થતાં વિશેષ નમ્ર બને છે નમ્રતા એ જ પરોપકારી જનોનુ ભૂષણ છે

કહ્યા તો આ કથન સત્ય કેમ મનાય? આમ કહેનાર કે માનનારે સમજવું જોઈએ કે જેને પણ સંખ્યા કહેવાય અને સહસ્ર લાખ, ક્રોડ, યાવત્ પરાર્ધને પણ સંખ્યા કહેવાય પરંતુ એમાં અને પરાર્ધમાં કેટલો બધો તફાવત છે? આવી જ રીતે એક ટીપાના અને અસંખ્ય સમુદ્રના પાણીના જીવો બન્ને અસંખ્યાતા તેમાં તફાવત જાણવો. અસંખ્યાતના અસંખ્યાતા ભેદ છે.

(૨) આવી જ રીતે કેટલાક શંકા કરે છે કે એક ટીપા પાણીમાં તે વળી અસંખ્યાતા જીવો સમાઈ શકતા હશે? તેમણે વિચારવું જોઈએ કે જેવી રીતે કોઈ મનુષ્યે ક્રોડ ઔષધીઓનો અર્ક કાઢી તેલ બનાવ્યું હોય તો તે તેલના એક ટીપામાં ક્રોડ ઔષધીઓનો સમાવેશ થયો કે નહિ? જો મનુષ્યકૃત વસ્તુઓમાં પણ આ પ્રકારે સમાવેશ થઈ શકે છે તો કુદરતી પદાર્થ એક બુંદ પાણીમાં અસંખ્ય જીવ હોય તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. અસંખ્યાતા તો શું પણ અનંતા જીવોનો સમાવેશ અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહનાવાળા સાધારણ વનસ્પતિના એક શરીરમાં થઈ શકે છે. આપણી બુદ્ધિ અતિ અલ્પ છે તે અનંતજ્ઞાનીનાં કહેલાં તત્ત્વોને સમજી ન શકે તેથી પ્રભુએ શ્રદ્ધા રાખવી પણ શંકા ન લેવો. 'स काप सम्मत्त मासह' એ આચારાંગ સૂત્રના કથનાનુસાર શંકાથી સમકિતનો નાશ થાય છે. આવું જાણી સમકિતી જીવ હોય તે મિથ્યાત્વીઓના કુતર્ક કુહેતુઓથી ભ્રમમાં પડી જિનવચન પર કદી પણ શંકા રાખતો નથી અને જો કોઈ વાત ન સમજાય તો તે પોતાની અલ્પજ્ઞતાનો જ દોષ જુએ છે અને નિર્ગ્રંથ પ્રવચનને પરમ સત્ય અને પરમ હિતકર સમજી તેના પર પૂર્ણ પ્રતીતિ આણે છે. અરિહંતદેવ સર્વજ્ઞ તેમજ વીતરાગ હોવાથી ભૂલ કરેજ નહિ તેમજ અસત્ય બોલે નહિ એમ જાણી સમકીતીએ જીવન વચન પર શંકા કરવી નહિ.

૨ કંખા (કાંક્ષા) મિથ્યાત્વસ્થાનની વ્યાખ્યા—અહિતકર મતનો અભિલાષ. શ્રી જિનેશ્વર પ્રણીત વિનયમૂલ સ્યાદ્વાદ સત્યમય ધર્મ કે જે ઢોંગ ધતુરા વિનાનો સત્યધર્મ છે આ ધર્મના પાળનાર પૈકી કોઈ અન્ય મતાવલમ્બીઓમાં થતા મિથ્યા આડંબરો જૂઠા ચમત્કાર આદિથી વ્યામોહ પામી તે મત અંગીકાર કરવાની અભિલાષા કરે તે કાંક્ષા દૂષણ. આ દૂષણનો પરિત્યાગ કરવો. ઢોંગ, ધતુરા કે આડંબર કદી પણ આત્મકલ્યાણ સાધી શકતા નથી. મિથ્યાત્વના પુસ્તકો પણ વાંચવાની ઇચ્છા ન કરવી. જૈન દર્શનથી વધારે કે કોઈ મિથ્યાત્વીનું એક પણ વચન ગ્રહણ કરવું નહિ તેમજ જૈન પુસ્તકમાં શામેલ કરવું નહિ.

દ્રષ્ટાંત—એક કંદોઈની દુકાન પાસેથી ઉંટ પસાર થયો. તે ઉંટે દુકાન નજીક લીંડ કર્યા, તેમાંનું એક લીંડું ઉછળીને ચાસણીના તાવડામાં પડી ગયું અને તેના ઉપર સાકરનો ગલેફ ચડી ગયો. કંદોઈએ તેને લાડુની સાથે શામિલ કરી દીધું અને તે લાડુના ભાવમાં જ ખપી પણ ગયું. ખાનારને જ્યાં લગી ખબર ન હતી ત્યાં લગી તે સ્વાદ મીઠો લાગ્યો અને ખબર પડી, પરંતુ અંતે તો લીંડું જ રહ્યું! આવી જ રીતે બાલ તપસ્વીઓ વાળ નખ વધારે ઊંધે મસ્તકે ટીંગાય, શરીર સૂકવી નાખે પંચાગ્નિ તાપે, કંદમૂળાદિનું ભક્ષણ કરે ઇત્યાદિ અનેકવિધ તપશ્ચર્યા કરે છે તેમાં કંદના અનંતા જીવો અગ્નિના અસંખ્ય જીવો અને અગ્નિના યોગે બીજા અનેક ત્રસ જીવોની હિંસા કરે છે. તેઓ બિચારા જીવ અજીવ, પુણ્ય, પાપ, બંધ મોક્ષ આદિ તત્ત્વના અનભિજ્ઞ હોવાથી અન્યની દેખાદેખીથી આવું કરે છે અને

અજ્ઞાન કષ્ટથી ભોળા લોકોને વ્યામોહ ઉપજાવે છે તેઓ આ લોકમાં મહિમા–પૂજા પ્રાપ્ત કરે છે અને પરલોકમાં આભિયોગિક (ચાકર) દેવતા પણ (અકામ નિર્જરા થવાથી) થાય છે. પૌદ્‌ગલિક સુખોનો ભોક્તા પણ થાય છે. પરંતુ ચોરાશીના ફેરામાથી તેનો છૂટકારો થતો નથી. ઉત્તરાધ્યયન સૂત્રા નવમા અધ્યયનમાં શ્રીનમિરાજર્ષિએ શક્રેન્દ્રને કહ્યું છે કે.—

ગાથાઃ—मासे मासे उ जो बालो, कुसग्गेण तु भुंजइ ।
न सो सुयक्खाय धम्मस्स, कलं अग्घइ ः सोलसिं * ॥ ४४ ॥

અર્થ.—જે અજ્ઞાની મનુષ્ય એક મહિનાના ઉપવાસ કરે છે, અને પારણાના દિવસે કુશ (એક જાતનું ઘાસ) ના અગ્ર ભાગ ઉપર રહે તેટલું માત્ર ભોજન કરે છે તે મનુષ્ય તીર્થંકર ભગવાનના વર્ણન કરેલા ચારિત્રધર્મના સોળમા ભાગની પણ બરાબરી કરી શકતો નથી. અરે ! સમ્યગ્દૃષ્ટિના એક નવકારસી તપની તુલના પણ કરી શકતો નથી કારણ કે સમકિતીનો તપ ભવકટી કરવાવાળો છે અને અજ્ઞાનીનો તપ સંસાર વધારનાર છે. આ પરમાર્થના અજાણ સમકિતી જીવો પૂર્વોકત પ્રકારની ઘોર તપશ્ચર્યા જોઇ એમ વિચારે કે આટલું કષ્ટ, આવો દુષ્કર તપ તો આપણા મતમાં નથી માટે તે પણ મુકિતનો માર્ગ છે, તેનો સ્વીકાર કરવો જોઇએ આવા વિચારને કાંક્ષા દોષ કહે છે સમકિતી તો જાણે છે કે મોક્ષના માર્ગ એ નથી સાચો મોક્ષમાર્ગ તો વીતરાગપ્રણીત દયામૂળ ધર્મ જ છે. તે ગાન, તાન, નૃત્ય, તમાસા, સ્નાન, શૃંગાર તથા હિંસક ક્રિયાથી થતી અન્યદર્શનીઓની ધમાલને સંસારવર્ધક જાણી તેમાં કદી પણ વ્યામોહ પામતો નથી શ્રી વીતરાગપ્રણીત જૈનધર્મ સિવાય તે બીજા કોઇપણ મતની કાંક્ષા-વાછા સ્વપ્નમાં પણ કરતો જ નથી.

---

* મોહન ગુણમાળા નામક ગ્રંથમા ધર્મની ૧૬ કળા આ પ્રમાણે બતાવી છે. ૧લી કળા–અક્ષરનો અનંતમો ભાગ જે ચેતનકળા ઉઘાડી રહે છે તે ૨જી કળા–યથાપ્રવૃત્તિ કરણમાં વર્દ્ધમાન પરિણામની ધારા થતા આયુષ્ય સિવાઇ બધાં કર્મની સ્થિતિ અંતોક્રોડાક્રોડિ એટલે એક ક્રોડાક્રોડ સાગરમાં કંઇક ન્યૂન રાખે તે ૩જી કળા–અપૂર્વકરણ અર્થાત્ ગ્રંથીભેદ કરે તે ૪ થી કળા–અનિવૃત્તિ કરણમાં મિથ્યાત્વનો પરિહાર થાય છે. તે ૫મી કળા શુદ્ધ શ્રદ્ધા અર્થાત્ સમ્યક્ત્વની પ્રાપ્તિ તે ૬ઠ્ઠી કળા–દેશવિરતિપણું પ્રાપ્ત કરવુ તે ૭મી કળા–સર્વવિરતિપણું ચારિત્રના ગુણ પ્રકટે તે ૮મી કળા ધર્મધ્યાનની એકાગ્ર ધાર થવી તે ૯મી કળા-ક્ષપક શ્રેણિ ચડે તે ૧૦મી કળા અવેદી થઇ શુકલ ધ્યાનની ધારા પ્રગટે તે. ૧૧મી કળા–સર્વથા લોભનો ક્ષય કરી આત્મજ્યોતિ પ્રકટાવે તે ૧૨મી કળા–ઘનઘાતિ કર્મોનો ક્ષય થાય તે ૧૩મી કળા–કેવળજ્યોતિ પ્રગટે તે. ૧૪મી–કળા–યોગોનુ નિરૂંધન કરે તે ૧૫મી કળા અયોગી થઇ સર્વ કર્મનો ક્ષય કરે તે ૧૬મી કળા–સિદ્ધ પદની પ્રાપ્તિ. ઉપર્યુક્ત ૧૬ કળામાંથી અજ્ઞાન તપ કરનાર પ્રથમ કળામાં જ રહે છે ભલે તે ચાર વેદ ષડશાસ્ત્રોનો પારગત હોય છતાં અહીં ગણતરીમાં લીધા તથી કારણકે જીવાજીના જાણુપણા વિનાની વિદ્યા તે અજ્ઞાન જ છે. સૂત્રાખ્યાત ધર્મનો જેમને પ્રાપ્ત થઇ હોય તેમની જ કરણી ઉકત કળાઓને પ્રગટાવી શકે છે "કલ અગ્ઘઇ સોલિસ" એનું તાત્પર્ય આ ઉપરથી સમજાશે

શ્રી ઉવવાઇસૂત્રના ઉત્તરાર્ધ વિભાગમાં કરણીના ફળ સંબંધી શ્રવણ ભગવંત શ્રી મહાવીરે શ્રી ગૌતમસ્વામીના પ્રશ્નોના ઉત્તર નીચે પ્રમાણે આપ્યા છે–

૧ ગ્રામ અગર (સુવર્ણાદિની ખાણ નજીકની વસ્તી), નગર, કવડ (કસબા), મડંપ (શહેરને નિકટવર્તી), દ્રોણમુખ (બંદર), પાટણ, આશ્રમ (તાપસોની વસ્તી), સંવાહ (પર્વત પરની વસ્તી) અને સન્નિવેશ (જ્યાં ગોપાલક લોક રહે છે તે રોગ (ઇત્યાદિ સ્થાનોમાં રહેનાર મનુષ્યો અન્ન પાણી ન મળવાથી ક્ષુધા તૃષા સહન કરે, સ્ત્રી આદિ નહિ મળવાથી બ્રહ્મચર્ય પાળે, મરૂસ્થલાદિ સ્થાનમા પાણીની અત્યંત તંગી હોવાથી સ્થાન મંજન ન કરે, સ્થાનક અને વસ્ત્ર ન મળવાથી ટાઢ, તાપ, ડાંસ, મચ્છર, માકડ આદિના દશ ઇત્યાદિ કષ્ટ સહન કરે, આમ ઇચ્છા વિના (અકામ) થોડો કાળ કે બહુ કાળ કષ્ટ સહન કરે છે તેઓ ઉક્ત કષ્ટો સહવાથી પુણ્યોપાર્જન કરે છે અને મૃત્યુને અવસરે જો શુભ પરિણામ રહે તો ૧૦૦૦૦ વર્ષના આયુષ્યવાળા વાણવ્યંતર જાતિના દેવતા થાય છે

૨ ઉક્ત ગ્રામાદિક ૧૦ સ્થાનમાં કારાગ્રહ આદિમા રહેનારા મનુષ્યો જેમને લાકડાની હેડમા, લોઢાની બેડીમાં કેદ કર્યા હોય, રસ્સી આદિથી જકડીને બાંધ્યા હોય, હાથ, પગ, કાન, આંખ, નાક હોઠ, દાંત જીભ, મસ્તકાદિ અંગોપાંગનું છેદન કર્યું હોય, રાઇ રાઇ જેવડા શરીરના ટુકડા ટુકડા કર્યા હોય, ખાડામાં કે ભોંયરામાં ઉતાર્યા હોય વૃક્ષ સાથે બાંધ્યા હોય ચંદનાદિની પેરે શિલા પર ઘસ્યા હોય, કાસ્ટની પેઠે વાંસલાથી શરીરને છોલ્યું હોય શૂળીમા પરોવ્યા હોય, ઘાણીમા પીલ્યા હોય ક્ષારાદિ તીક્ષ્ણ વસ્તુના પાણીના શરીર પર સિંચન કર્યા હોય, અગ્નિમાં બાળ્યા હોય, કાદવમાં દાટયા હોય, ભૂખ્યા તરસ્યા રાખી રીબાવી રીબાવીને માર્યા હોય, તથા મૃગ, પતંગ ભ્રમર, મચ્છ, હસ્તી આદિની પેઠે ઇન્દ્રિયોના વશ પડી મૃત્યુ પામ્યા હોય, વ્રતની વિરાધના કરી તેની આલોચના કર્યા વિના મૃત્યુ પામ્યા હોય, વૈરાધિક ઉપશમાવ્યા વિનાખમાવ્યા વિના મૃત્યુ પામ્યા હોય, પર્વતથી કે વૃક્ષથી પડીને મર્યા હોય, હાથી આદિના મૃતક કલેવરમા પ્રવેશ કરી મર્યા હોય અથવા વિષ કે શસ્ત્રથી મૃત્યુ પામ્યા હોય ઇત્યાદિ કષ્ટોથી પુણ્ય ઉપાર્જન કરી મૃત્યુસમયે જો શુભ પરિણામ આવી જાય તો તો ૧૨૦૦૦ વર્ષના આયુષ્યવાળા વાણવ્યંતર દેવ થાય છે.

૩ ઉક્ત ગ્રામાદિમા રહેનારા જે મનુષ્યો સ્વભાવથી જ ભદ્રિક-સરલ સ્વભાવી હોય, સ્વભાવથી જ ક્ષમાવંત—શીતળ સ્વભાવી હોય, સ્વભાવથી જ વિનીત—નમ્ર હોય, સ્વભાવથી જ ક્રોધાદિ ચારે કષાયોથી ઉપશાંત હોય, ઇંદ્રિયોને ગોપવનાર-કાબૂમાં રાખનાર હોય, ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તનાર હોય, માતપિતાનો ભક્ત હોય, માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા ન હોય, અલ્પ તૃષ્ણાવાળા, અલ્પ આરંભી, નિરવદ્ય વૃત્તિથી ઉપજીવિકા કરનાર હોય તે આયુષ્ય પૂર્ણ કરી ૧૪૦૦૦ વર્ષના આયુષ્યવાળા વાણવ્યંતર દેવ થાય છે

૪ ઉક્ત ગ્રામાદિકમા જે સ્ત્રીઓ રાજ અંતાપુર (પડદા)મા રહે છે, દીર્ઘકાળપર્યંત પતિનો સંયોગ ન મળવાથી, પતિનું વિદેશગમન હોવાથી, પતિનું મૃત્યુ થવાથી, પતિની અણમાનીતી હોવાથી, બાલવૈધવ્ય પ્રાપ્ત થવાથી, માતાની, પિતાની, પતિની, જાતિની. સાસુની કે સાસરા ઇત્યાદિની લજ્જાથી અથવા એમના તરફના પાકા બંદોબસ્તથી મનમા ભોગની

કન્યા હોવા છતાં પરવશપણે બ્રહ્મચર્યનું પાલન કરે છે, સ્નાન મંજન તેલમર્દન પુષ્પમાળા-ધારણ ઇત્યાદિ શૃંગાર તજે છે શરીર પર મેલ પ્રસ્વેદ આદિના પરીષહ ખમે છે દૂધ, દહીં, ઘી તેલ, ગોળ, માખણ, મદિરા માંસ ઇત્યાદિ અભક્ષ્ય અને સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ કરે છે અલ્પ આરંભ સમારંભથી પોતાની ઉપજીવિકા કરે છે અને જેણે પોતાના પતિ સિવાય અન્ય પુરુષનું સેવન કર્યું નથી એવી સ્ત્રીઓ મૃત્યુ પામીને ૬૪ વર્ષના આયુષ્યવાળા વાણવ્યંતર દેવ થાય છે

૫ ઉક્ત ગ્રામાદિમાં રહેનાર મનુષ્યો અન્ન અને પાણી એ બે દ્રવ્ય સિવાય ત્રીજું કંઇ ન ભોગવે, એ જ પ્રમાણે ત્રણ, ચાર પાંચ યાવત્ અગિયાર દ્રવ્ય સિવાય બીજું કંઇ ન ભોગવે, ગાયની ભક્તિ કરનાર દેવ તથા વૃદ્ધનો વિનય કરનાર, તપ વ્રતનું આચરણ કરનાર, શ્રાવકધર્મનાં શાસ્ત્રોનું શ્રવણ કરનાર દૂધ, દહીં ઘી તેલ, ગોળ મદિરા, માંસનો ત્યાગ કરનાર, ફક્ત સરસવનું તેલ ગ્રહણ કરનાર મરીને ૮૪ વર્ષના આયુષ્યવાળા વાણવ્યંતર થાય છે.

૬ ઉક્ત ગ્રામાદિમાં રહેનાર જે તપસ્વીઓ અગ્નિહોત્ર કરનાર ફક્ત એક જ વસ્ત્ર રાખનાર, ભૂમિશય્યા કરનાર શાસ્ત્રવચન પર શ્રદ્ધા રાખનાર ઓછાં ઉપકરણ રાખનાર, કમંડલધારક ફળભક્ષી પાણીમાં રહેનાર, શરીરપર માટીનો લેપ કરનાર, ગંગા નદીના ઉત્તર કે દક્ષિણ તટ પર રહેનાર શંખધ્વનિ કરી ભોજન કરનાર, સદૈવ ઉભા જ રહેનાર, ઊર્ધ્વ (ઊંચો) હાથ રાખી ફરનાર મૃગ, તાપસ, હસ્તી તાપસ * પૂર્વાદિ ચારે દિશાને પૂજનાર, વલ્કલધારી, સદૈવ રામ રામ, કૃષ્ણ કૃષ્ણ રટનાર, ખાડામાં કે બીલમાં રહેનાર વૃક્ષની નીચે રહેનાર, ફક્ત પાણી પીને જ રહેનાર, વાયુભક્ષી, સેવાલભક્ષી. મૂલ આહારી કંદ આહારી, પત્ર આહારી પુષ્પ આહારી સ્નાન કરી ભોજન કરનાર પંચધૂણી તાપનાર, શીતતાપાદિ કષ્ટ સહનાર સૂર્યની આતાપના લેનાર, પ્રજ્વલિત અંગારની પાસે સદા રહેનાર, ઇત્યાદિ અનેક પ્રકારના અજ્ઞાન તપ કરનારા આયુષ્ય પૂર્ણ કરી ઉત્કૃષ્ટ એક પલ્યોપમ ઉપર એક લાખ વર્ષના આયુષ્યવાળા (ચંદ્ર વિમાનવાસી) જ્યોતિષી દેવ થાય છે

૭ ઉક્ત ગ્રામાદિકમાં કેટલાક જૈન દીક્ષા ધારણ કરેલા સાધુ હોય છે તેઓ સાધુની ક્રિયાનું પાલન તો કરે છે પરંતુ કામ ઉત્પન્ન થાય તેવી ક્રિયા કરવાવાળા, નેત્ર મુખાદિકની કુચેષ્ટા કરવાવાળા અયોગ્ય નિંદ્ય વચન બોલવાવાળા વાજિંત્રની સહાયથી સંગીત કરવાવાળા સ્વયં નૃત્ય કરે, અન્યને નચાવે ઇત્યાદિ કર્મોનું ઉપાર્જન કરતા થકા ઘણાં વર્ષો સુધીનો ક્રિયાનું પાલન કરે છે પરંતુ ઉક્ત પાપકર્મની આલોચના, નિંદા કર્યા વિના જ આયુષ્ય પૂર્ણ કરે તો એક પલ્ય પર એક હજાર વર્ષના આયુષ્યવાળા પહેલા સુધર્મ દેવલોકમાં કલ્પ જાતિના દેવતા થાય છે

૮ ઉક્ત ગ્રામાદિકમાં દીક્ષિત તાપસ જેવા કે—સાંખ્યમતી, અષ્ટાંગ યોગના જ્ઞાતા અને

* એકેંદ્રિયની અપેક્ષા પંચેંદ્રિયની અનંતગુણી પુન્યાઇ અધિક હોવાથી પંચેંદ્રિય વધમાં બહુ પાપ છે પંચેંદ્રિયવધ નરકગમનના કારણભૂત છે આ પ્રકારની સાચી સમજ આ તાપસોમાં ન હોવાથી અને સર્વ જીવોને સમાન માનતા હોવાથી માત્ર એક જ જીવના વધથી, ઘણા દિવસ પર્યંત પોતાના ઉપજીવિકા ચલાવવામાં ધર્મ માનીને હાથીનો કે મૃગનો વધ કરી તેનું ભક્ષણ કરે છે તેવા તાપસો.

શ્રાવક, કપિલકૃત × શાસ્ત્રના માનનાર. વનમાં નિવાસ કરનાર, નગ્ન રહેનાર સદૈવ પરિભ્રમણ કરનાર, તથા મહાવલ્કથી ગ્રહી દાગ્મ ક્રીન, સંતોષાદિ ગુણોના ધારક, નારાયણના ઉપાસક, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, નિઘંટ, વ્યાકરણ, સાંઠ તંત્રશાસ્ત્ર, જ્યોતિષ ઇત્યાદિ શાસ્ત્રો તથા તેના અર્થ ગુરૂગમથી ધારણ કરી સ્વયં પારગામી અને બીજાને ભણાવનાર, અક્ષરોની ઉત્પત્તિ, છંદ બનાવવાની રીતિ ઉચ્ચારણ કરવાનો વિધિ, અન્વય પદચ્છેદ કરવા ઇત્યાદિ યોગ્યતા પ્રાપ્ત કરનાર, દાન દેવું, શુચિ રાખવી તીર્થાટન કરવું ઇત્યાદિ ધર્મ પોતે પાળે બીજા પાસે પળાવે આ તાપસો બીજાની આજ્ઞા લઇને ફક્ત ગંગાજળ ગ્રહણ કરે છે, બીજા જળાશયના પાણી પણ લેતા નથી ગંગાજળને પણ ગળીને ઉપયોગમાં લે છે અણગળ પાણી પીતા નથી ગાડી, ઘોડા નાવ આદિ ફરતા ચરતા કે તરતા કોઇપણ વાહનમાં બેસતા નથી, કોઇ પ્રકારના નાટક ચેટક ઉત્સવ ખેલ, તમાસા જોતા નથી, વનસ્પતિનો આરંભ પણ સ્વયં કરતા નથી, સ્ત્રી આદિ ચાર વિકથા કરે નહિ, તુંબડું અને મૃતિકાના વાસણ સિવાય અન્ય ધાતુપાત્ર ધારણ કરે નહિ, પવિત્રી (મુદ્રિકા) સિવાય અન્ય આભરણ ધારણ કરે નહિ, ગેરુઆ રંગ સિવાય અન્ય રંગના વસ્ત્ર રાખે નહિ ગોપીચંદન સિવાય બીજા કશાનું તિલક કરે નહિ—એવા આચારના પાલક દંડધારક બ્રાહ્મણ જાતિના આઠ તપસ્વી થયા તેનાં નામ–૧ કૃષ્ણ, ૨ કરકંટ ૩ અંબડ, †

× ભરત ચક્રવર્તીના પુત્ર મરીચીએ શ્રી ઋષભદેવ ભગવાન પાસે જૈન દીક્ષા લીધી હતી, પરંતુ સાધુનાં દુષ્કર વ્રતોનું પાલન કરવા તેઓ અસમર્થ બન્યા અને પુનઃ સંસારી થવામાં શરમ માની એટલે મન કલ્પિત વેષ ધારણ કર્યો તે વિચારવા લાગ્યા કે, અન્ય સાધુઓ નિર્મળ વ્રત પાળે છે અને હું તો વ્રતભંગ કરી મલિન બન્યો એટલે મારે ભગવા વસ્ત્ર ધારણ કરવા ઉચિત છે, અન્ય સાધુઓ તો જીનાજ્ઞારૂપ છત્રના ધારણહાર છે, મે તો જિનઆજ્ઞાનો ભંગ કર્યો એટલા માટે મારે વાંસનું છત્ર ધારણ કરવું ઉચિત છે અન્ય સાધુ મનાદિ ત્રણ દંડથી વિરમ્યા છે, હું એ ત્રણે દંડથી દંડિત બન્યો તેથી મારે ત્રિદંડ (ત્રેકોણ લાકડી) રાખવું ઉચિત છે, ઈત્યાદિ મન કલ્પનાથી નવો વેષ ધારણ કરી, ઋષભદેવ ભગવાનની સાથે વિચારવા લાગ્યા સમવસરણની બહાર રહીને લોકોને ઉપદેશ કરતા હતા અને જેમને વૈરાગ્ય ઉપજે તેમને ભગવાન પાસે દીક્ષા લેવા મોકલતા અન્યદા મરિચિ બીમાર થયા ત્યારે વૈયાવૃત્ય અર્થે શિષ્ય બનાવવાની તેમને ઇચ્છા થઇ, તે અરસામાં એક કપિલ નામક ગૃહસ્થ આવ્યા અને ઉપદેશ સાંભળી વૈરાગ્યવંત થયા તેમને ભગવાન ઋષભદેવ પાસે જવાનું કહ્યું, પણ તેઓ ગયા નહિ ત્યારે મરિચિએ તેમને પોતાના શિષ્ય બનાવ્યા, તત્પશ્ચાત મરિચિ મૃત્યુ પામી દેવ થયા ત્યારબાદ કપિલનો અસુરી નામક શિષ્ય થયો, તેને અપઠિત છોડી કપિલ પણ મૃત્યુ પામ્યા અને બ્રહ્મલોક દેવલોકમાં દેવતાપણે ઉપજ્યા, અને દેવલોકમાંથી પાછા આવી અસુરીને ભણાવ્યો, કપિલે સાંખ્યમતના શાસ્ત્રોની રચના કરી નવો મત ચલાવ્યો વૈષ્ણવ ધર્મના ગ્રંથોમાં કહ્યું છે કે, ભગવાનના પુત્ર મનુ, મનુના પુત્ર મરિચિ, મરિચિના પુત્ર કપિલ થયા

† કપિલપુરના અંબડ સંન્યસીએ શ્રી મહાવીરસ્વામીના ઉપદેશથી શ્રાવકધર્મ અંગીકાર કર્યો હતો, પરંતુ પોતાના મતાવલંબીઓને જૈનધર્મી બનાવવા માટે તેમણે વેષ પલટાવ્યો નહિ. અંબડ ભદ્રિક ભાવથી છઠ છઠનાં પારણા કરતા હતા ઉંચા હાથ રાખી સૂર્યની આતાપના

૧૦ ઉકત ગ્રામાદિમાં સંજ્ઞી તિર્યંચ પંચેદ્રિય પાણીમાં રહેનાર મચ્છાદિ જળચર પૃથ્વી પર ચાલનાર ગવાદિ સ્થલચર, આકાશમા ઉડનાર હંસાદિ ખેચર, તેમાંથી કોઇને વિશુદ્ધ પરિણામોની પ્રવૃત્તિ થવાથી જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ થઇ જાતિસ્મરણ જ્ઞાન ઉપજી જાય છે. તે જ્ઞાનના પ્રભાવથી તેઓને ભાન થઇ આવે છે કે, માનવભવ પામીને મેં વ્રત પચ્ચક્ખાણ નિર્મળ પાળ્યાં નહિ અને વ્રતોની વિરાધનાના ફલ સ્વરૂપ અત્યારે તિર્યંચપણું મને પ્રાપ્ત થયું છે આમ પશ્ચાત્તાપ કરતો પૂર્વપઠિત જ્ઞાન અને પૂર્વાચરિત વ્રતોને પુનગ્રહણ કરે છે શ્રાવકનાં પાંચ અણુવ્રતાદિકનું પાલન કરે છે. સામાયિક× પૌષધવ્રત આદિ સવરકરણી કરે છે તેઓ આયુષ્યને અંતે સલેખણા સહિત સમાધિ મરણે મરી અઢાર સાગરોપમના આયુષ્યવાળા આઠમા દેવલોકના દેવતા થાય છે

૧૧ ઉકત ગ્રામાદિકમાં આજીવિક મતના શ્રમણ ( ગોશાળાના સાધુ ) એક, બે, યાવત્ અનેક ઘરના અંતરથી ભિક્ષા ગ્રહણ કરે એવા, અનેક પ્રકારના અભિગ્રહ ધારવાવાળા કેટલાક નિયમ વ્રતના પણ આચરણ કરવાવાળા હોય છે તેઓ આયુષ્ય પૂર્ણ કરી ઉત્કૃષ્ટ ૨૨ સાગરોપમના આયુષ્યવાળા બારમા દેવલોકના દેવ થાય છે

૧૨ ઉકત ગ્રામાદિમા વિચરનાર જૈનધર્મના સાધુ પંચમહાવ્રતાદિના પાલક હોય, પરંતુ મદમાં છકેલા, પોતાની પ્રશસા, અન્યની નિંદા કરવાવાળા, મંત્ર, યંત્ર, તત્ર, જ્યોતિષ, નિમિત્ત ઔષધિના પ્રરૂપવા-વાળા, પાદપ્રક્ષાલનાદિ તથા પકુર વસ્ત્રાદિથી શરીરની વિભૂષા કરવાવાળા આ પ્રમાણે ઘણાં વર્ષ સુધી સાધુની ક્રિયા પાલન કરી ઉકત પાપની આલોચના, નિદા કર્યા વિના જ આયુષ્ય પૂર્ણ કરી ઉત્કૃષ્ટ ૨૨ સાગરોપમના આયુષ્યવાળા બારમા દેવલોકના દેવતા થાય છે

૧૩ ઉકત ગ્રામાદિમાં જિનવચનને ગોપવનાર ( ઉત્થાપનાર ) વિપરીત પરિણમાવનાર-૧ જમાલિ, ૨ તિસગુપ્ત, ૩ આષાઢાચાર્ય ૪ અશ્વમિત્ર, ૫ ગર્ગાચાર્ય ૬ ગોષ્ટમહિલા, અને ૭ પ્રજાપત ( જેમનું વર્ણન મિથ્યાત્વ પ્રકરણમા આવી ગયુ છે તે ) એ સાત નિહ્નવ સમાન બીજા પણ જે કદાગ્રહી હોય તેઓ વ્યવહારમાં જૈન ધર્મની ક્રિયાના પાલક હોય છે, પરતુ અશુભ પરિણામોથી મિથ્યાત્વનું ઉપાર્જન કરી મિથ્યાત્વી બને છે, છતાં દુષ્કર કરણીના પ્રભાવથી કદાચિત્ ઉત્કૃષ્ટ ૩૧ સાગરોપમના આયુષ્યવાળા નવ ગ્રૈવેયકવાસી દેવ થાય છે *

---

× પાણીમાં રહીને સામાયિક પ્રતિક્રમણ કેવી રીતે કરતા હશે ? આવી શકા સહેજે થાય, તેનુ સમાધાન એ કે જેવી રીતે ચાલતી ગાડીમાં બેસીને એકાસણું થઈ શકે છે તેવી રીતે જલચર જીવો સામાયિક પ્રતિક્રમણનાં કાળ દરમ્યાન નિશ્ચળ રહી વ્રતાચરણ કરે છે

* ઉકત ૧૩ કલમોમાંથી ૧૦ મી કલમમા કહેલા જીવો સિવાય બાકીના બધા જીવોની કરણી જિનાજ્ઞાની બહાર હોવાથી તેમને આરાધક કહ્યા નથી, અર્થાત્ તેઓની કરણી વિતરાગની આજ્ઞા બહાર છે. અને પછીની કલમોમા કહેલા સર્વ જીવો આરાધક હોય છે, તેમની ધર્મકરણી જિનેશ્વરની આજ્ઞામાં છે.

૧૪ ઉક્ત ગ્રામાદિમાં રહેનાર કેટલાક મનુષ્યો મિથ્યાત્વનો ત્યાગ કરી કેટલાક અવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ચોથા ગુણસ્થાનકવર્તી) અને કેટલાક દેશ વિરતિ (પંચમ ગુણસ્થાનકવર્તી) શ્રાવક બન્યા છે તેઓ શ્રુત અને ચારિત્રધર્મનું યથાશક્તિ સ્વયં પાલન કરે છે અને અન્ય પાસે કરાવે છે સમકિતમાં અતિચાર પણ લગાડતા નથી સુશીલ સુવ્રતી હોય છે અને સાધુની સેવાભક્તિ કરતા હોવાથી શ્રમણોપાસક કહેવાય છે એવા શ્રાવકોમાંથી કેટલાક શ્રાવકોએ પ્રાણા તિપાતાદિ પાપોનો—આરંભ સમારંભનો તથા વધ, બંધન તાડન, તર્જનનો ત્યાગ કર્યો છે તથા તેઓ સ્નાન, શૃંગાર, શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ આદિ ઇન્દ્રિયોના વિષયસેવન ઇત્યાદિથી નિવૃત્તિ પામ્યા છે અને કેટલાકે ઉક્ત કાર્યોની નિવૃત્તિ ન પણ કરી હોય, પરંતુ તેઓ જીવ, અજીવ પુણ્ય પાપ, આસ્રવ, સંવર નિર્જરા, ક્રિયા, અધિકરણ, (કર્મબંધનાં કારણ તથા શસ્ત્ર) બંધ અને મોક્ષ એ તત્ત્વોના જાણ બની જિનપ્રરૂપિત ધર્મમાં એવા નિશ્ચલ બને છે કે તેમને દેવ દાનવ માનવ આદિ કોઈ પણ ચલાયમાન કરી શકતા નથી તેઓ જિનવચનમાં કદાપિ શંકા, કાંક્ષા, વિતિગિચ્છાદિ અતિચાર સેવતા નથી જેમની હાડ હાડની મજ્જાએ ધર્મનો રંગ લાગી ગયો છે તેઓ શાસ્ત્રના શ્રવણ પઠનના અવસરે શ્રવણ પઠન કરે છે અને તેના અર્થ પરમાર્થ સમ્યક્ પ્રકારે હૃદયમાં ધારણ કરે છે તેમ કરતાં કદાચ સંશય ઉપજે તો ગીતાર્થ બહુશ્રુતીને પૂછી નિર્ણય કરી લે છે જ્યારે પણ અન્ય કોઈની સાથે વાર્તાલાપનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ કહે છે કે હે દેવાનુપ્રિય! કેવળ એક જિનેશ્વરનો ધર્મ જ આ જગતમાં સારભૂત છે શેષ સર્વ અસાર છે જેમનાં હૃદય સ્ફટિક રત્ન જેવાં નિર્મળ છે તેઓ અનાથ અપંગ, નિરાધાર જનોનાં પોષણાર્થે ઘરના દરવાજા ઉઘાડા રાખે છે જેમણે જનતા પર એટલો વિશ્વાસ જમાવી દીધો છે કે તેઓ કદાચ રાજાના અંતઃપુરમાં કે ભંડારમાં ચાલ્યા જાય તો પણ તેમનો અવિશ્વાસ કોઈને પણ કદાપિ થતો નથી તેઓ આઠમ, ચૌદશ, પાખી તીર્થંકરોના કલ્યાણક આદિ પર્વતિથિએ પ્રતિપૂર્ણ પૌષધવ્રત કરે છે વળી સાધુ સાધ્વીજીનો સુયોગ સાંપડે ત્યારે તેઓ તેમને ચાર પ્રકારના આહાર, વસ્ત્ર પાત્ર આદિ તેમને કલ્પતી વસ્તુ સમુલ્લાસપૂર્વક ઉદાર પરિણામે પ્રતિલાભે છે આવા શ્રાવકો આયુષ્યને અંતે આલોચના નિંદાયુક્ત સમાધિપૂર્વક આયુષ્ય પૂર્ણ કરી ઉત્કૃષ્ટતા ૨૨ સાગરોપમના આયુષ્યવાળા બારમા દેવલોકના દેવ થાય છે

૧૫ ઉક્ત ગ્રામાદિમાં વિચરનાર કેટલાક મહાત્મા એવા છે કે જેમણે ત્રિવિધે ત્રિવિધે આરંભ પરિગ્રહ તથા ૧૮ પાપ પચન, પાચન તાડન, તર્જન વધ, બંધન સ્નાન શૃંગાર શબ્દાદિ પાંચે ઇન્દ્રિયોના વિષય ઇત્યાદિનો પરિત્યાગ કરી જેઓ સાધુ બન્યા છે જેઓ પંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ ઇત્યાદિના વિશુદ્ધ પાલક છે જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે પ્રવર્તે છે એવા સાધુ સમાધિ ભાવમાં આયુષ્ય પૂર્ણ કરી જો સર્વ કર્મક્ષય થઈ ગયાં હોય તો મોક્ષ પ્રાપ્ત કરી લે છે અને જો સાત લવ જેટલા આયુષ્યમાં તથા એક બેલા તપથી ક્ષય થાય તેટલાં કર્મ બાકી રહી જાય તો ૩૩ સાગરોપમના આયુષ્યવાળા સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં દેવ થાય છે

૧૬ ઉક્ત ગ્રામાદિમાં જે મહાત્મા રાગ, દ્વેષ વિષય કષાય મોહ ઇત્યાદિ કર્મબંધના હેતુનો સર્વથા પરિત્યાગ કરી યથાખ્યાત ચારિત્ર અને શુક્લધ્યાનથી સર્વ કર્મનો ક્ષય કરે તે મોક્ષ પ્રાપ્ત કરી લે છે

હે ભવ્યો! શ્રી ભગવતીજી સૂત્રના આ પ્રમાણથી નિશ્ચયાત્મક માનો કે, કરણીનાં ફળ અવશ્ય મળે જ છે, જિનાજ્ઞાનુસાર કરણી કરવાથી ભવભ્રમણ ઘટે છે અને આજ્ઞા વિનાની શુભ કરણીથી પુણ્ય ફળ પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે અશુભ કરણીથી પાપફળ પ્રાપ્ત થાય છે માટે આસ્તિક બનીને વિતિગિચ્છા દોષથી સમ્યક્ત્વને દૂષિત ન કરશો. જિનાજ્ઞાનું આરાધન કરતા રહેજો તો પરમ સુખી થશો

૪ પરપાસંડ પસંસા—પર એટલે જૈન સિવાયના બીજા ૩૬૩ પાખંડી મતની સારંભી ક્રિયા, મિથ્યાડંબર, અજ્ઞાનકષ્ટ આદિની પ્રશંસા—મહિમા સમકિતી કદાપી કરે નહિ, કારણ કે સારંભી ક્રિયાની અનુમોદનાથી પણ પાપના ભાગીદાર થવાય છે. એટલું જ નહિ પણ અન્ય અનેક ધર્મી જીવોના પરિણામ અસત્ય ધર્મ તરફ ઢળે છે અને આ રીતે તે સમકિતનો ઘાતક અને મિથ્યાત્વનો પોષક બને છે માટે આવું દૂષણ સેવી આત્માને દોષિત કરવો નહિ મિથ્યાત્વી પુસ્તકોની પણ પ્રશંસા કરવી નહિ.

૫ પરપાસંડ સંથવો (પરીચય)— જેવી રીતે મીઠાની સંગતથી દૂધ ફાટીને બગડી જાય છે, તે દૂધ રૂપે રહેતું નથી તેમ તેનું દહીં બનતું નથી, માખણ પણ નીકળતું નથી કે છાશ પણ બનતી નથી, એમ સર્વ પ્રકારે તે નિરર્થક બની જાય છે એવી જ રીતે પાખંડીઓની સોબતમાં રહેવાથી 'સોબત એવી અસર' એ કહેવત પ્રમાણે તેઓ પણ સમ્યક્ત્વથી ભ્રષ્ટ બની જાય છે આત્માર્થ સાધન કરી શકતા નથી, જેવી રીતે સતી સ્ત્રી વેશ્યાની સોબતમાં રહે તો ભ્રષ્ટ થઈ જાય છે, અને પુરુષની પ્રશંસાથી બદનામ થાય છે તેવી જ રીતે છેલ્લા બે અતિચારોના સેવનથી સમકિતીની પણ એવી જ દશા થવા પામે છે મિથ્યાત્વી સાહિત્યનો પણ વાંચવા રૂપે પરિચય કરવો નહિ

ચોથા અને પાંચમા અતિચારની આદિમાં 'પર' શબ્દ લગાડયો છે તેનો જૈનોએ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી સાર ગ્રહણ કરવાનો છે સ્વમતના અનુયાયીઓથી મતભેદ હોય તો પણ તેમના છતાં ગુણોની પ્રશંસા કરવી, પણ નિંદા તો કરવી જ નહિ આજકાલ હેંડબીલો અને પત્રિકાઓ દ્વારા જૈનો પરસ્પર નિંદા અને ગાલિપ્રદાન કરી આનંદ માને છે તે ઘણા જ ખેદનો વિષય છે આવી અનિચ્છનીય પ્રવૃત્તિઓથી જૈનશાસન નબળું પડે છે કેટલાક જૈનો શ્રદ્ધાભ્રષ્ટ થઈ અન્યમતી બની જાય છે જૈનોની સંખ્યા ઘટતી જાય છે માટે મતભેદ હોય છતાં પણ મહાવીરના અનુયાયીઓની નિંદા કરવાનું પાપ સેવવું નહિ

ઉપર્યુક્ત પાંચ દૂષણોનું વિશેષરૂપે સેવન કરવાથી સમકિતનો નાશ થાય છે અને થોડા સેવનથી સમકિત મલિન બને છે, એવું જાણી વિવેકી જનો પાંચે દૂષણોથી પોતાના આત્માને બચાવી નિર્મળ રાખે છે

## છઠ્ઠે બોલે—લક્ષણ ૫

જેમ પ્રકાશના લક્ષણ વડે સૂર્યની પિછાણ થાય છે, શીતળ પ્રકાશ વડે ચંદ્રની પિછાણ થાય છે તેવી જ રીતે નિમ્નોક્ત ૫ લક્ષણોથી સમકિતી જીવની પિછાણ થઈ શકે છે.

૧ શમ—શત્રુ મિત્ર પર અને શુભાશુભ પ્રસંગોમાં સમભાવ રાખે. * અર્થાત્ મિત્રપર મોહરાગ કરે નહિ અને શત્રુનું બુરૂ ચિંતવે નહિ. શુભાશુભ પ્રસંગોમાં સમકિતી એવો વિચાર કરે છે કે જે કોઈ મનુષ્ય બુરૂ ભલું નુકશાન યા અપયશ વગેરે થાય છે તેનું ઉપાદાન કારણ મેં પૂર્વે સંચેલાં શુભાશુભ કર્મો જ છે અમુક વ્યક્તિ તો નિમિત્ત માત્ર છે, ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનમાં અનાથી મુનિ શ્રેણિક રાજાને કહે છે કે —

अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य ।
अप्पा मित्तममित्तं च, दुप्पट्ठिय, सुपट्ठिओ ॥ ३७ ॥

અર્થ—સુખ દુઃખનો કર્તા તથા નાશ કરનાર આ આત્મા જ છે શુભ કામ કરવાથી તે મિત્રની ગરજ સારે છે અને અશુભ કામ કરવાથી શત્રુ સમાન બને છે સદાચારને સેવનાર અને દુરાચારમાં પ્રવર્તનાર પણ આત્મા જ છે જે આથી સિદ્ધ થાય છે કે જે સારો માઠો બનાવ આપણે માટે બને છે તે આપણાં જ સારાં માઠાં કર્મોનું ફળ છે આ પ્રકારની સાચી સમજણ સમકિતીને હોવાથી તેઓ "मित्ती मे सव्व भूएसु वेरं मज्झं न केणइ" અર્થાત્ સર્વ જીવોથી મારે મૈત્રી છે કોઈની પણ સાથે વેર નથી આવી મૈત્રીભાવના ભાવતા રહી સમભાવને ધારણ કરે છે નિશ્ચયથી તો શુભ કર્મોદયથી સુખની પ્રાપ્તિ હોય છે પણ વ્યવહારથી સમકિતી જીવ મનથી કોઈનું બુરૂ ચિંતવે નહિ, વચન સાચાં હિતકર અને પરિમિત બોલે, કાયાથી કોઈને કોઈ પ્રકારનું દુઃખ ન દે એવી પ્રવૃત્તિ કરવાથી તથા નમ્ર અને સેવક બની રહેવાથી તે સઘળાં પ્રાણીને માટે મિત્રવત્ સુખદાતા બની રહે છે હવે નિશ્ચયથી તો અશુભ કર્મોદયથી દુઃખની પ્રાપ્તિ થાય છે પણ વ્યવહારથી મને કરી બીજાનું બુરૂ ચિંતવે વચને કરી અસત્ય કટુ અને નુકશાનકારક વચન બોલે, અને કાયાથી કોઈને દુઃખ દે તો તે સામી વ્યક્તિ દુશ્મન બની જાય છે અને દુઃખ દેવા પ્રવૃત્ત થાય છે હવે ધારો કે અન્યની સાથે સારો વર્તાવ કરવા છતાં પણ તે આપણી સાથે બુરો વર્તાવ કરે તો ચિંતવવું કે તેની સાથે કોઈ પૂર્વનો વેરાનુબંધ છે તે ઉદયભાવમાં આવ્યો છે તે તો ભોગવ્યા વિના છૂટકો જ નથી "कडाण कम्माण न मोक्ख अत्थि" હવે જો હું પુનઃ પ્રતિભાવ આદિ વૈર વિરોધ વધારીશ તો આગળ જતાં વધારે દુઃખી થઈશ. એમ જાણી બદલીને કોઈનું બુરૂ કરવું એ જ્ઞાનીને માટે ઉચિત નથી દ્વેષનો નાશ દ્વેષથી નહિ પણ પ્રેમથી જ થવાનો છે આમ વિચારી સમકિતી જીવ દુશ્મનનું પણ ભલું જ ચાહે છે વળી કોઈના તરફથી સુખ પ્રાપ્ત થાય છે ત્યારે વિચારે છે કે આ મારાં શુભ કર્મનાં ઉદયનું ફળ છે જગતના સર્વ જીવો પોતપોતાનો સ્વાર્થ સાધવામાં તત્પર રહે છે મારો સત્ય સ્વાર્થ કોઈ સાધતું નથી મારૂં ભલું બુરૂં તો હું જ કરી શકું તેમ છું આમ જાણી

* શુભ વસ્તુને શુભ અને અશુભને અશુભ જાણે તે સર્વ જનોનું લક્ષણ છે અગ્નિને બાળનાર જાણી તેનાથી દૂર રહે વિષને પ્રાણહર જાણી તેનું ભક્ષણ ન કરે તો તે કંઈ દ્વેષ કર્યો કહેવાય નહિ તેવી જ રીતે પાખંડીઓનો સંગ ન કરવો તે કંઈ દ્વેષ નથી અને શરીર નિર્વાહાર્થે આહાર વસ્ત્રાદિ ગ્રહણ કરવાં ગુરુ આદિના ગુણાનુવાદ કરવા તે રાગ ન કહેવાય. જે વસ્તુ જે સ્વરૂપે છે તે સ્વરૂપે તે યથા તથ્ય જાણે છે તે સમકિતી છે

રાગભાવ ધારણ ન કરે × આવી જ રીતે શુભાશુભ પુદ્ગલોના સંબંધમાં પણ વિચાર કરે કે, પુદ્ગલોનો સ્વભાવ ક્ષણભંગુર છે તે સારાના માઠા અને માઠાંના સારાં થાય છે જે ભોજન ભોગવતા સારાં પુદ્ગલો લાગે છે તે જ વમન કરતા ખરાબ લાગે છે માટી કે પથ્થર અયોગ્ય સ્થાને પડેલા ખરાબ લાગે છે, પરંતુ તે ઉપર કોરણી આદિ કરી યોગ્ય સ્થાને રાખવાથી સારા દેખાય છે. આ પ્રમાણે જેના પરિણમન નિત્ય પલટાયાં કરે છે તેના પર રાગદ્વેષ કરવો મિથ્યા છે ઇત્યાદિ વિચાર કરી સમકિતી જીવ દરેક બનાવમાં સમભાવી રહે છે

૨ સંવેગ—અંતઃકરણમા નિરંતર વૈરાગ્યભાવ રાખે

શ્લોક—शरीरमनसा जंतो, वेदना प्रभवाद्भवात् ।
स्वप्नेन्द्रजाल सकल्पाद्ररतिः संवेग उच्यते ॥

અર્થ—દેહ સંબંધી રોગાદિ દુઃખ તે શારીરિક અને મન સંબંધી ચિંતાદિ દુઃખ તે માનસિક, આ બન્ને પ્રકારના દુઃખો વડે સંસારી જીવો દુઃખી થઈ રહ્યા છે, વળી ધન કુટુંબાદિ પૌદ્ગલિક સંપદા છે તે પણ સ્વપ્નવત્ + કે ઇંદ્રજાળના જેવી મિથ્યા અને નાશવંત છે તેના સંયોગથી સુખની પ્રાપ્તિ કોઇ પ્રકારે પણ થતી નથી. આમ સમજી સમકિતી જીવ સંસારના સર્વ સંબંધથી ઉદાસીન ભાવ ધારણ કરે, નિરંતર વૈરાગ્યભાવમાં રમણ કરે તે સંવેગી કહેવાય છે

૩ નિર્વેદ—આરંભ પરિગ્રહથી નિવૃત્તિભાવ ધારણ કરે કારણ કે આરંભ પરિગ્રહ મહા અનર્થનું મૂળ છે, દાવાનળની પેઠે ક્ષમા, શીળ, સંતોષાદિ ગુણોનો ઘાતક છે મિત્રાનો નાશક અને વૈરવિરોધનો વધારનાર છે અનેક અવગુણોનો ભંડાર છે આરંભ પરિગ્રહનો ત્યાગ કરવાથી આત્મા નિજગુણ પ્રગટ કરી શકે છે આવુ જાણી સમકિતી જીવ તેને પ્રતિદિન કમી કરતા રહે છે. તેમ જ પાંચ ઇંદ્રિયોના ભોગોપભોગની સર્વ સામગ્રી તથા રાજઋદ્ધિ પ્રાપ્ત થવા છતાં તેમાં લુબ્ધ થતા નથી, નિરંતર રૂક્ષવૃત્તિ રાખે છે.

---

× દોહા—બંધા સોહી ભોગવે, કર્મ શુભાશુભ ભાવ,
ફલ નિર્જરા હો હૈ, યહ સમાધિ ચિત્ત ચાવ

શ્લોક—न कश्चित्कस्यचिन्मित्र न काश्चित्कस्यचिद्रिपु ।
अर्थतस्तु नद्यन्ते मित्राणिरिपवस्त या ॥

અર્થ—કોઇ કોઇનુ મિત્ર કે શત્રુ નથી, પરંતુ સ્વાર્થથી જ મિત્ર શત્રુ થાય છે આમ મહાભારત શાન્તિપર્વના ૧૩૮ મા અધ્યયમા કહ્યુ છે,

+ કોઇ ભિક્ષુકે રાજઋદ્ધિ તથા કંદોઇની દુકાનપર ઘેવરાદિ મીઠાઇ જોયા, રાત્રે ક્ષુધાપીડિત સૂતો, સ્વપ્નમા જુએ છે તો શહેરમાં રાજા મૃત્યુ પામ્યો છે અને તેને સ્થાને તે રાજા બની ગયો છે, અને પેટપૂર્ણ ઘેવરાદિ મિષ્ટાન્ન ખાઇ સૂવાની તૈયારી કરે છે, એટલામાં કાંઇ અવાજ થવાથી તેની આંખ ઉઘડી ગઇ તે રોવા લાગ્યો ત્યારે કોઇએ પૂછ્યુ ભાઇ! કેમ રુવે છે? તેણે કહ્યુ મારી રાજઋદ્ધિ, મીઠાઇ વગેરે બધું કયા ચાલ્યુ ગયું? અહિં તો ફકત મારી ફુટી હાંડલી જ છે, હવે હુ શુ કરૂ? લોકો કહેવા લાગ્યા, દીવાનો થઇ ગયો. માટે હે ભવ્ય જીવો! આ બધી પ્રાપ્ત ઋદ્ધિ સ્વપ્ન સમાન છે તેના મોહમાં પડી માનવ જન્મનું સાર્થક નહિ કરો તો આયુષ્ય પૂર્ણ થયા બાદ ભિક્ષુકની પેઠે રોવુ પડશે

૪ અનુકંપા—અન્યને દુઃખી જોઈને આપણું દિલ કંપે દયાભાવ પ્રગટે તેનું નામ અનુકંપા.

श्लोक—सत्त्वं सर्वत्र चित्तस्य दयार्द्रत्वं दयावतः ।
धर्मस्य परमं मूलमनुकम्पा प्रचक्ष्यते ॥

અર્થ—ધર્મનું ઉત્કૃષ્ટ મૂળ* અનુકંપા છે. આ મૂળ ધર્માત્માના અંતઃકરણમાં હોવાથી તેને સુખાભિલાષી જીવો પર દુઃખ પડેલું દેખીને અનુકંપા ઉપજે છે અને દુઃખથી પીડાતાં તે બિચારાં પ્રાણીઓને યથાશક્તિ સુખોપચાર કરી સુખી બનાવે છે. શ્રી તીર્થંકર પ્રભુ પણ સર્વ જીવો સમજી શકે તે પ્રકારના વચનાતિશયદ્વારા દેશના ફરમાવે છે, સાધુ મહાપુરુષો પણ ક્ષુધા, તૃષા, શીત તાપ, માર્ગનિક્રમણનો પરિશ્રમ ઇત્યાદિ પરિષહ સહીને પણ ગ્રામાનુગ્રામ વિહાર કરી ઉપદેશ આપતા રહે છે તેનો, પણ મુખ્ય હેતુ જગતના જીવોને શારીરિક માનસિક દુઃખોથી છૂટવાનો ઉપાય બતાવવાનો છે એ પણ અનુકંપા જ છે. આવો પણ ભૂખ્યાને અન્ન અને તરસ્યાને પાણી વગેરે આપી દુઃખીઓને દુઃખમુક્ત કરે છે તે પણ અનુકંપા છે. અન્યને દુઃખી દેખી દિલમાં અનુકંપા ન આવે તે અભવ્યનું લક્ષણ છે [illegible]× વર્તમાન સમયે કેટલાક આભિગ્રહિક મિથ્યાત્વી દુરાગ્રહી બની વીતરાગ વચનને વિપરીત પરિણમાવી ભોળા જીવોને ભ્રમમાં ફસાવવા કહે છે કે કોઈ મરતા જીવને બચાવશો તો તે જીવિત રહી જે જે પાપ કરશે તેની ક્રિયા (પાપનો હિસ્સો) બચાવનારને લાગશે!! કેમ જાણે મૃત્યુથી જીવનો અંત આવી જતો હોય અથવા જન્માંતરે કાંઈ પાપ તે કરવાનો ન જ હોય!! આવા લોકોના દિલમાં અનુકંપા હોતી નથી પણ અનુકંપાવંત ભોળા મનુષ્યોની અનુકંપાનો પણ ઉચ્છેદ કરી ઉત્સૂત્ર પ્રરૂપણાથી અનંત સંસાર વધારી દે છે. પોતે ડૂબે છે બીજાને ડૂબાડે છે. સમકિતી જીવો તો જાણે છે કે 'કરશે તે ભોગવશે.' તીર્થંકર પ્રભુ અને તેમના શાસનપ્રવર્તક આચાર્ય ઉપાધ્યાય અણગારાદિ જગજ્જીવોને દુઃખમુક્ત કરવા માટે ધર્મોપદેશ આપે છે અને તેના પરિણામે અનેક જીવો સાધુનો કે શ્રાવકનો ધર્મ અંગીકાર કરી સદ્ગતિ પામે છે. બધા જીવો કંઈ મોક્ષમાં જતા નથી પણ ઘણે ભાગે તો દેવગતિમાં જ જાય છે ત્યાં દેવાંગનાઓ સાથે વિષય-સેવન આદિ પાપ કરે છે

---

* દયા ધર્મકા મૂળ હૈ, પાપ મૂળ અભિમાન,
તુલસી દયા ન છોડીએ જબ લગ ઘટમેં પ્રાણ.

× પાટલિપુત્ર નગરના ચંદ્રગુપ્ત રાજાએ પાખીનો પોસો કરેલ. રાત્રે તેમણે સ્વપ્નામાં જોયું કે ૫ [illegible] નાગ એક ઘુડ (સૂવર) બન્યો છે ત્યારે ૫ સાધુના પરિવારે યુક્ત આચાર્ય આવ્યા તેમની પરીક્ષાને અર્થે રાજાએ તેઓ જે સ્થાનમાં ઉતર્યા હતા તેની નજીક રાત્રિના સમયે કોલસા બિછાવી દીધા. રાત્રે માત્રુ પરઠવવા જતાં બધા સાધુ જીવડાં છે એવી ભ્રાંતિથી પાછા ફરી ગયા. અને આચાર્ય તો કોલસા ખુંદતા ચાલ્યા. આથી બુદ્ધિવાન રાજા સમજી ગયો કે ઘુડ સમાન અનુકંપા રહિત આચાર્ય કોઈ અભવ્ય જીવ દેખાય છે પ્રાતઃકાળમાં સાધુઓને સમજાવી તેમના આચાર્યપદથી દૂર કર્યા અને અન્ય યોગ્ય સાધુને આચાર્ય બનાવ્યા આ પ્રમાણે અભવ્યને અનુકંપા હોતી નથી.

તો શું તે પાપનો હિસ્સો તીર્થંકરાદિ ધર્મોપદેશકને લાગશે ખરો? જો આમ હોય તો
પછી ધર્મ કે ધર્મોપદેશક બધું નિરર્થક જ બની જાય. આવી જ રીતે સમકિતી કે શ્રાવકો
અનાથ, અપંગ તેમજ મૃત્યુના મુખમા પડતા જીવોને દુઃખમુક્ત કરવાના આશયથી બચાવે
છે, તેમને સૂયગડાંગ સૂત્રના ૭ટ્ઠા અધ્યયનમાં કહ્યા પ્રમાણે "दाणाणं सेठं अभयप्पाणं"
સર્વ દાનમાં શ્રેષ્ઠ અભયદાનનું ફળ પ્રાપ્ત થાય છે. ચિંતામણિ રત્નના બદલામાં પ્રાણ
આપવાનું કોઇને કહેવામાં આવે તો તે તત્કાળ ચિંતામણિને ફેંકી દેશે અને પોતાના પ્રાણ
બચાવશે આથી સમજાય છે કે ત્રણ લોકની સંપદાથી પણ પ્રાણ અધિક પ્રિય છે. થોડું દ્રવ્ય
આપવાથી અમૂલ્ય પ્રાણ બચે તો બચાવવા તે મહાન્ લાભનું કારણ છે "आत्मवत् सर्व
भूतानि यः पश्यति सः पश्यति" અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ તો પોતાના પ્રાણ જેવા જ સર્વના
પ્રાણને પ્રિય સમજે છે અને યથાશક્ય અન્ય જીવોને અભયદાન આપવામાં તત્પર રહે છે, તેઓ
તો કસાઈ આદિ દુષ્ટ પ્રાણીઓને પણ અનુકમ્પા બુદ્ધિથી દુષ્ટ કર્મોથી છોડાવવા યથાશક્તિ
પ્રયત્ન કરતા રહે છે જો તેઓ પાપકર્મ છોડે તો ઠીક, ન છોડે તો તેના અશુભ કર્મોના
ઉદયની પ્રબલતા જાણી તેમના પર દ્વેષ કરતા નથી જેવી રીતે ગૃહસ્થ પોતાના કુટુંબને
દુઃખથી બચાવવા ઉપચાર કરે છે તેવી રીતે સમ્યગ્દૃષ્ટિ પણ સર્વ પ્રાણીઓને પોતાના મિત્ર
માનીને "मित्ती मे सव्वभूएसु" એ જિનાજ્ઞાને અનુકૂળ આચરણ કરી "वसुधैव
कुटुम्बकं" અર્થાત્ સર્વજીવોને પોતાના કુટુંબવત માને છે અને તેમના હિતની, સુખની
યોજના કરે છે ડાયા પુરુષોએ દાનથી પણ દયાઅનુકમ્પા અધિક કહી છે, કારણ કે ધન ખૂટી
જવાથી દાન દેવું બની શકતું નથી, પણ અનુકમ્પાનું ઝરણું તો સમદૃષ્ટિ જીવોના હૃદયમાં
નિરંતર વહેતું જ રહે છે અને આ અનુકમ્પા એ સમકિતીનું લક્ષણ છે
૫ આસ્થા—શ્રી જિનેશ્વરભાષિત ધર્મ અને ધર્મશાસ્ત્ર પર દૃઢ શ્રદ્ધા-પ્રતીતિ રાખે.
કહેવત છે કે 'આસતા સુખ સાસતા' અર્થાત્ આસ્તાથી શાશ્વતા સુખની પ્રાપ્તિ થાય છે.
મંત્ર, યંત્ર, જડીબુટ્ટી, ઔષધ, વ્યાપાર અને ધર્મ આદિ દરેક વિષયમાં વિશ્વાસ
(આસ્થા) હોય તેને ફળપ્રાપ્તિ થાય છે ભૂતકાળ તરફ નજર કરીશું તો અરણકજી,
કામદેવજી મંડુકજી× શ્રેણિક મહારાજા અને કૃષ્ણ વાસુદેવ આદિ સમ્યગદૃષ્ટિ શ્રાવકો કેટલી

---

× અરણક, કામદેવ શ્રેણિક અને કૃષ્ણજીનું ચરિત્ર ઘણા જૈનબંધુઓ જાણતા હોય
છે પરંતુ મંડુક શ્રાવક વિષે ઘણા અજ્ઞાન હોય છે તેથી અહી તેમનો ટૂંક પરિચય આપીએ
છીએ શ્રી ભગવતીસૂત્રમાં કહ્યું છે કે રાજગૃહી નગરીના ગુણશિલા ચૈત્યમાં મહાવીર પ્રભુએ
પંચાસ્તિકાય વિષે વ્યાખ્યાન ફરમાવ્યું, તેની સમજ કાલિયાદિ અન્ય તીર્થીઓને નહિ પડવાથી
તેઓ સમવસરણની બહાર નીકળી ઉપહાસ કરવા લાગ્યા એટલામાં મંડુક શ્રાવક પ્રભુ
દર્શનાર્થે જતો હતો તેને જોઇ બોલ્યા કે, તારા ગુરુ મહાવીર તો ગપ્પા મારે છે, આજે
વ્યાખ્યાનમાં કહ્યું કે ધર્માસ્તિકાય ચલનસહાય છે વગેરે, પણ અમે તો તેને જોઇ પણ
શકતા નથી મંડુકજી વિશેષજ્ઞ તો નહતા, પણ ઉત્પાતિકી બુદ્ધિથી તરત જવાબ આપ્યો કે,
આ વૃક્ષના પાંદડાં કોણ હલાવે છે! તેમણે કહ્યું કે પવન. મંડુકજી બોલ્યા પવનને
તમે જોઇ શકો છો! તેઓ કહે—ના તો પછી પવનનું નામ શા માટે લો છો? ત્યારે તેઓ
કહે—પાંદડા હાલતા જોઇને ત્યારે મંડુકજી બોલ્યા જેમ વાયુ સૂક્ષ્મ છે તેમ ધર્માસ્તિકાય પણ
સૂક્ષ્મ છે અને જેમ વાયુ પાંદડાં હલાવવામાં સહાયક છે તેમ ધર્માસ્તિકાય ચલન શક્તિમાં
સહાયક છે, ઇત્યાદિ પ્રત્યુત્તરથી પ્રતિપક્ષને નિરુત્તર બનાવી તેઓ સમવસરણમાં આવ્યા.
ભગવાને ચારે તીર્થ સન્મુખ તેમની તારીફ કરી.

(૮) जैना एकस्मिन्नेव वस्तुनि उभये निरूपयन्ति प्रभास પુરાણ.
અર્થ—જૈનો ફકત એક જીવમાં જ કર્તૃત્વ ભોકતૃત્વનું નિરૂપણ કરે છે

(૯) दर्शनवर्त्म वीराणां, सुरासुरनमस्कृतः ।
नीतित्रितय कर्ता यो, युगादौ प्रथमो जिनः ॥ મનુસ્મૃતિ
અર્થ—વીર પુરુષોને માર્ગ બતાવનાર, દેવ અને દૈત્યોથી નમસ્કાર પામેલા યુગની આદિમાં ત્રણ પ્રકારની નીતિના સ્થાપનકર્તા એવા પ્રથમ જિન થયા.

(૧૦) एको रागिषु राजते प्रियतमा देहार्धधारी हरो ।
नीरागेषु जिनो विमुक्त ललना सङ्गो न यस्मात्परः ॥
અર્થ—રાગીઓમા તો એક શંકર જ શોભે છે કે જેમણે પોતાના અર્ધાંગમાં પત્નીને રાખ્યા છે, અને નિરાગીઓમાં જેમણે લલનાનો ત્યાગ કર્યો છે એવા જિન (વીતરાગ) શ્રેષ્ઠ છે

(૧૧) नाभिस्तु जनयेत्पुत्र, मरूदेव्यां महाद्युति ।
ऋषभं क्षत्रिय ज्येष्ठं, सर्व क्षत्रिस्य पूर्वजं ॥ બ્રહ્મપુરાણ.
અર્થ—નાભિ રાજા અને મરૂદેવીના આત્મજ મહા કાંતિવાન્ શ્રી ઋષભદેવજી સર્વ ક્ષત્રિયોમા જયેષ્ઠ અને સર્વ ક્ષત્રિયોના પૂર્વ જ છે

(૧૨) प्रथमं ऋषभो देवो, जैनधर्म प्रवतकः ॥ ११ ॥
एकादशः सहस्राणि, शिष्याणां धरितो मुनि ।
जैन धर्मस्य विस्तार करोति जगतितले ॥ १२ ॥ શ્રીમાલ પુરાણ
અર્થ—પ્રથમ શ્રી ઋષભદેવજીએ ૧૧૦૦૦ શિષ્યો સહિત જૈનધર્મનો જગતમાં પ્રચાર કર્યો

(૧૩) हस्ते पात्रं दधानाश्च, तुण्डे वस्त्रस्यधारकाः ।
मलिनान्येव वासासि, धारयन्त्यल्प भाषिणः २५ ॥ શિવપુરાણ ×
અર્થ—હાથમા પાત્ર અને મુખે વસ્ત્ર ધારણ કરનાર મલિન વસ્ત્રો પહેરનાર અને થોડુ બોલનાર જૈનમુનિ હોય છે

ઉપરોકત પુરાણોના પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે કે જૈનધર્મના (આ યુગના) આદિ પ્રવર્તક શ્રી ઋષભદેવ ભગવાન હતા કેટલાક કહે છે કે, જૈનધર્મ ગૌતમઋષિએ પ્રવર્તાવ્યો છે, આ તેમનુ કથન પ્રમાણસિદ્ધ નથી ગૌતમઋષિએ તો ચોવીશમા તીર્થંકર ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી હતી શ્રીપાલ પુરાણના ૭૩ મા અધ્યાયમાં કહ્યું છે કે—

(૧૪) गौतमोऽपि ततो राजन्! गतो कारमीरके ततः ।
महावीर दीक्षया च, धत्ते जैन त्वमिप्सितम् ॥ १२ ॥
અર્થ—વસિષ્ઠ ઋષિ માન્ધાતાને કહે છે કે, હે રાજન્! ગૌતમ કાશ્મીર દેશમાં ગયા અને મહાવીર પાસે દીક્ષા લઇને ઇચ્છિતાર્થની સિદ્ધિ કરી

× શિવપુરાણ ૫૦૦૦ વર્ષ પહેલાં થઇ ગયેલા વેદવ્યાસજીએ રચ્યાનુ તેમના શાસ્ત્રોમાં કથન છે, એટલે ૫૦૦૦ વર્ષ પહેલાં પણ જૈન સાધુઓ મોઢે મુહપત્તિ ધારણ કરતા હતા અર્થાત્ બાંધતા હતા.

(૧૫) द्विसहस्त्रा गता राजन् यदा कलियुगो यदा ।
तदा जातो महावीरो, देशे काश्मीर के नृपः ॥ ३ ॥
गौतमोपि तदा तत्र, धारितु जैनधर्मकम् ।
प्रियावाक्येन संतुष्टो, जगाम श्रीनिकेतनाम् ॥ ४ ॥

શ્રીમાલ પુરાણ અધ્યાય ૭૪

અર્થ—હે રાજન્ ! જ્યારે કળિયુગનાં બે હજાર વર્ષ ગયાં ત્યારે કાશ્મીર દેશે મહાવીર ઉત્પન્ન થયા, તે વખતે સ્વામીના કહેવાથી તેમની પાસે ગૌતમ દીક્ષા લેવા ગયા.

(૧૬) भो भो स्वामिन्महावीर, दीक्षां देहि मम प्रभो ।
जैनधर्मं संगृहीतु मागत स्तव सन्निधौ ॥ ६ ॥

અર્થ—ગૌતમ બોલ્યા કે હે મહાવીર પ્રભો ! મને દીક્ષા આપો, હું આપની પાસે જૈનધર્મ ધારણ કરવા આવ્યો છું.

આ બધા પ્રમાણોથી સાબિત થાય છે કે જૈનધર્મ ગૌતમ ઋષિથી પહેલાંનો છે. હવે કેટલાક કહે છે કે જૈનધર્મ બૌદ્ધધર્મમાંથી નીકળ્યો છે પરંતુ આ કથન પણ સત્ય નથી. કેમકે (૧) શ્રી મહાવીર સ્વામીનો જન્મ 'ક્ષત્રિયકુંડ' નગરમાં થયો છે અને બુદ્ધ (શાક્યસિંહ)નો જન્મ 'કપિલવસ્તુ' નગરમાં થયો છે. (૨) મહાવીરસ્વામીનાં માતપિતા મહાવીરસ્વામી ૨૮ વર્ષના થયા ત્યારે મૃત્યુ પામ્યાં અને બુદ્ધનાં માતા બુદ્ધનો જન્મ થતાં જ મૃત્યુ પામ્યાં છે. (૩) શ્રી મહાવીરસ્વામીએ પોતાના મોટા ભાઈની આજ્ઞાથી દીક્ષા લીધી છે અને બુદ્ધે પોતાના કુટુંબની આજ્ઞા લીધા વિના જ દીક્ષા લીધી છે. (૪) મહાવીર સ્વામીએ ૧૨॥ વર્ષ અને ૧૫ દિવસ તપશ્ચર્યા કરી અને બુદ્ધે ૭ વર્ષ તપશ્ચર્યા કરી છે. (૫) મહાવીરે તપશ્ચર્યાને ધર્મનું મુખ્ય અંગ એટલે મુક્તિનું કારણ બતાવેલ છે અને બુદ્ધે તપશ્ચર્યાના કષ્ટને ફોગટ કહી છે. (૬) મહાવીર પાવાપુરીમાં નિર્વાણ પામ્યા અને બુદ્ધનો દેહોત્સર્ગ કુશિનગરમાં થયો. આથી એ સિદ્ધ થાય છે કે મહાવીર અને બુદ્ધ એ બન્ને ભિન્ન વ્યક્તિઓ હતી. હવે મહાવીરે પ્રવર્તાવેલ જૈનધર્મ અને બુદ્ધે પ્રવર્તાવેલ બૌદ્ધધર્મના સિદ્ધાંતોમાં પણ તફાવત છે. જૈનધર્મે હિંસાના કારણભૂત માંસભક્ષણની સખ્ત મના કરી છે અને બુદ્ધે ગૃહસ્થોએ તૈયાર કરેલું માંસ પોતાના સાધુ ગ્રહણ કરે તે વાતને નિર્દોષ બતાવી છે. જૈનમત સ્યાદ્વાદ છે. બૌદ્ધમત ક્ષણિકવાદ છે. જૈનધર્મ એ બૌદ્ધમતની શાખા નથી એ વાત હવે સિદ્ધ થઈ ચૂકી છે. પાશ્ચાત્ય વિદ્વાનોની એ ભ્રમણા હવે દૂર થઈ છે. કારણ કે ખુદ બૌદ્ધના ધર્મશાસ્ત્રોમાંથી જ એની પુષ્ટિનાં અનેક પ્રમાણો મળી આવે છે. જેવાં કે—૧ મહાવીર ના બુદ્ધ આખ્યાનમાં લખ્યું છે કે મહાવીરના સિંહ નામના ભક્તે બુદ્ધદેવની મુલાકાત લીધી હતી. ૨ મજ્ઝિમનિકાય'માં લખ્યું છે કે મહાવીરના ઉપાલી નામના ભક્તે બુદ્ધદેવની સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. આવાં આવાં ઘણાં પ્રમાણોથી સાબીત થાય છે કે બૌદ્ધધર્મથી પણ જૈનધર્મ પ્રાચીન અને સ્વતંત્ર છે. વેદમાં પણ તીર્થંકરોની સ્તુતિ હોવાથી જૈનધર્મ વેદોથી પણ પ્રાચીન છે. પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન થઈ ગયાને અસંખ્ય વર્ષો વીત્યાં છે અને પાર્શ્વદેવની પહેલાં પણ

ધર્મ નહોતો એમ નથી ભૂતકાળમાં અનંત ચોવીશીઓ થઈ ગઇ છે. વળી મહાવિદેહમાં સદાકાળ જૈનધર્મ પ્રવર્તમાન હોય છે એટલા માટે જૈનધર્મ સનાતન અને સત્ય છે તેથી દૃઢ આસ્થા રાખી કોઇના ચળાવ્યા કદી પણ ચલાયમાન થવુ નહિ, સમકિતમા દૃઢ રહેશો તે જ આત્માનુ પરમ કલ્યાણુ કરી પરમાનંદ પ્રાપ્ત કરી શકશે

હાલમા જૈનો અને વિશેષત સાધુમાર્ગી જૈનોમાં ઘણે અશે શ્રદ્ધાની ન્યૂનતા નજર આવી રહી છે, છાણુમાં ખોડેલો ખીલો જેમ નમાવે તેમ નમી જાય અને નર્મદા નદીના કાંઠાના પાષણ જેમ દોડાવે તેમ જાય એવી સ્થિતિ કેટલાક ભાઇઓની ધર્મશ્રદ્ધા વિષયે થઇ ગઇ છે અને તેથીજ આ મહાન્ પ્રભાવક, પરમ કલ્યાણકારી જૈનધર્મના પાલક, અને વાંછિત ફલદાતા નવકારમંત્રનું સ્મરણ કરનાર હેવા છતા પણ દિન પ્રતિદિન ધનમાં જનસંખ્યામાં સુખમાં અને ધર્મમાં અવનતિને પ્રાપ્ત થતા રહે છે, અને ઘણો ભાગ દુ:ખી થાય છે. એ જોઇ સખેદાશ્ચર્ય થાય છે તેમાના કેટલાક શ્રીમંતો થોડા કે ઘણા કાળને માટે સુખ સાસગ્રીનો પરિત્યાગ કરે છે અને વ્યવહારિક કરણી જેવી કે, ચારે સ્કંધ ધારણ કરી લેવા દુષ્કર વ્રતાચરણ, દુષ્કર તપશ્ચર્યા, સામાયિક પોષધવ્રત આદિ કરે છે, પરંતુ દૃઢ શ્રદ્ધાની અનુપસ્થિતિમા તેઓ કરેલી કરણીનુ યથાતથ્ય ફળ પ્રાપ્ત કરી શકતા નથી, કારણકે, તેઓમાના ઘણાક તો સદ્જ્ઞાનના અભાવથી યશ અને માનપૂજાના ભૂખ્યા બની કરણી કરે છે, તેઓ કરોડોનો માલ કોડી બદલે ખોઇ બેસે છે માટે હે ભવ્યો! દેહ, ધન, યશ અને સુખાદિની પ્રાપ્તિ તો અનતી વાર થઇ ગઇ છે તેનાથી જીવની કશી ગરજ સરી નહિ. પરંતુ "**सद्धा परम दुल्लहा**" એક શ્રદ્ધા જ પરમ દુર્લભ છે. કરણી કરવામા તો મહા પરિશ્રમ વેઠવો પડે છે. તે તો કરી લો છો પણ વગર પરિશ્રમે પ્રાપ્ત થઇ શકે તેવી શ્રદ્ધા રાખવામાં શિથિલ બની જાઓ છો', એ ઘણા ખેદની વાત છે માટે ચેતો! અને સદભાગ્યોદયથી પ્રાપ્ત થયેલા સત્યધર્મ પર નિશ્ચલ શ્રદ્ધાવાન્ રહી ધન, સ્ત્રી, પુત્ર, યશાદિની સ્પૃહા છોડો શ્રદ્ધાપૂર્વક યથાશકિત કરણી કરી તેનુ મહાન્ ફળ મોક્ષને નજીક લાવનાર ફળ પ્રાપ્ત કરવા ઉદ્યુકત બનો

ઉપર્યુકત ૧ શમ, ૨ સવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા અને ૫ આસ્થા આ પાંચ લક્ષણ જેનામાં હોય તેને સમકિતી જાણવો. આ લક્ષણોથી પોતે પોતાની અભ્યંતર ભાવે પરિક્ષા કરી શકે છે કે પોતે સમકીતને લાયક છે કે નહિ ત્યારે લીંગથી બીજા વ્યવહારથી પરીક્ષા કરી શકે છે

## સાતપે બોલે ભુષણ ૫

આભૂષણોથી જેમ મનુષ્ય શોભે છે તેમ નીચે દર્શાવેલા પાંચ પ્રકારના ગુણો રૂપ ભૂષણોથી સમકિતી શોભે છે

**૧ ધર્મમા કુશળ હોય** ધર્મમાં કુશળતા ૩૨ સુત્રના જ્ઞાનથી આવે છે કુશળતાપૂર્વક કરાયેલું હરેક કાર્ય સારૂ હોય છે ડાહ્યો માણસ કોઇ પણ પ્રવૃત્તિ હાથ ધરવા પહેલા તે સંબધીનું આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરી લે છે અને માર્ગમાં આવતી મુશ્કેલીઓનો ધીરજથી સામનો કરી તેને પાર પહોંચાડે છે. કોઇનો ડગાવ્યો ડગતો નથી, તેવી જ રીતે સમકિતી

પુણ્યહીન પામે નહીં, ભલી વસ્તુનો જોગ,
દ્રાક્ષ પાકી ત્યાં થયો, કાગ કંઠમાં રોગ

અર્થાત્ જ્યારે દ્રાક્ષ પાકે છે ત્યારે કાગડાને કંઠમાળનો રોગ થાય છે તેથી તે દ્રાક્ષ ખાઇ શકતો નથી, પણ લીંબોળીઓ પાકે ત્યારે તે નિરોગી થઇ જાય છે. તેવી રીતે હે ભાઇઓ! ધન સમ્પદાદિનો યોગ તો અનંત વાર મળી ગયો છે અને ફરી પણ મળશે પરંતુ મુનિદર્શનનો યોગ મળવો મહા મુશ્કેલ છે સુંદરદાસજીએ સત્ય જ કહ્યુ છે કે –

**मात मिले, सुत भ्रात मिले, पुनि तात मिले, मनवंच्छित पाई ।**
**राज मिले, गजबाजि मिले, सुख साज मिले, युवति सुखदाई ॥**
**इहलोक, मिले, परलोक मिले, सब थोक मिले स्वर्ग सिधाई ।**
**सुंदर सब सम्पति आन मिले, पन साधु समागम दुर्लभ भाई ॥**

આવુ જાણી સદ્ભાગ્યના ઉદય સાધુ સાધ્વીનો સુયોગ મળી જાય તો તેમની સેવાથી સમકિતી જીવ કદાપિ વંચિત રહેતો નથી આજ પ્રમાણે સ્વધર્મી શ્રાવક શ્રાવિકાની સેવા-ભકિતમાં પણ લાભ સમજવો જોઇએ શ્રાવક કરણીની સજ્ઝાયમાં કહ્યું છે કે "સ્વામી વત્સલ કરજે ઘણા, સગપણ મોટા સ્વામી તણા" અહી સ્વામીનો અર્થ સાધર્મી સમજવો (સાહમ્મી) માત, તાત, ભ્રાત, સ્ત્રી, પુત્રાદિ જે સાંસારિક સબંધ છે તે તો બધા સ્વાર્થના છે અને આત્મોદ્ધારકના કાર્યમાં વિઘ્નકર્તા છે અને સાધર્મી ભાઇનુ સગપણ છે તે પારમાર્થિક અને આત્મોન્નતિના કાર્યમા સહાયક છે, એટલા માટે સ્વધર્મીની વાત્સલ્યતા સેવા ભક્તિમાં સમકિતી જીવ સદૈવ તત્પર રહે છે જ્ઞાનના અભિલાષીને પુસ્તકાદિજ્ઞાનના ઉપકરણો આપે છે, તપસ્વીને ઉનુ પાણી લાવી આપવુ તેલ વિગેરેનુ મર્દન કરવુ, પથારી કરી આપવી, પડિલેહણ કરી આપવુ, અતરવારણે તેમજ પારણે સાતા ઉપજાવી, વિશેષજ્ઞ ધર્મોપદેશકને સુખોપજીવી બનાવવા, અનાથ, સાધર્મી અપંગ ગરીબોને દ્રવ્ય આહાર, વસ્ત્રાદિની સહાયતા દેવી, વ્યાપારાદિમાં યથોચિત સહાયતા આપવી, ગુણવાન સમકીતીનો ગુણાનુવાદ, સત્કાર સન્માન કરવો હરેક સહાયતાથી સાધર્મીને ધર્મારાધનમાં ઉત્સાહી બનાવવા ઇત્યાદિ ધર્મ વૃદ્ધિનાં કાર્યોમાં યથાશકિત સહાયતા સમકિતી જન કરતા જ રહે છે આ પ્રકારે સેવા ભકિત સ્વય કરે છે અને અન્ય પાસે પણ કરાવે છે

૩ તીર્થના ગુણનો જાણ હોય—ઉકત ચાર તીર્થ કહ્યા તેનો સમાવેશ ગુણની અપેક્ષાએ બેમાં થાય છે ૧ સાધુ અને ૨ શ્રાવક, તેમાં સાધુના ૨૭ અને શ્રાવકના ૨૧ ગુણ કહ્યા છે. તે ગુણોનું જ્ઞાન સમ્યગ્દ્રષ્ટિને અવશ્ય હોવુ જોઇએ કારણ કે આપણે તો ગુણના પૂજક છીએ, વેષ કે વયના પૂજક નથી હાલમાં કેટલાક માયાવી મનુષ્યો ઉદરપોષણાર્થ

---

નથી દેવ દહેરા વિષે, છે મુર્તિ ચિત્રમા,
જ્ઞાની જાણે દેવને, મૂર્ખ ભમે બહુ ઠામ, ૪૭
ખરો દેવ છે દેહમાં, જ્ઞાની જાણે તેહ,
તીર્થ દેવળ દેવ નહિ, પ્રતિમા નિશ્ચય એહ. ૪૮

ગુરુની પ્રાપ્તિ કર્યા વિના જ સાધુ કે શ્રાવકનો વેષ ધારણ કરી કપોલકલ્પિત ગપોડા મારી ભોળા લોકોને ભરમાવે છે ઢોંગ કરે છે, સ્વાર્થ સાધવા અર્થે મંત્ર તંત્ર ઔષધાદિ કરે છે તથા કેટલાક વ્યભિચારનું સેવન કરી ધર્મને કલંકિત કરે છે આવાઓને જોઈને કોઈ માણસો સાચા સાધુ શ્રાવકને પણ ઢોંગી સમજી શ્રદ્ધાભ્રષ્ટ બને છે પરંતુ સાધુ શ્રાવકના ગુણોના જ્ઞાતા હોય તે આવા ઢોંગીઓની ભ્રમજાળમાં ફસાશે નહિ કારણ કે તેઓ સત્યાસત્યની પરીક્ષા કરીને યોગ્ય વ્યક્તિનો જ આદર સત્કાર કરશે. નિર્ગુણીનો કદાપિ સંગ નહિ કરે. ઢોંગીઓને પ્રગટ કરી જૈનધર્મની જ્યોતિ પ્રસરાવશે. પોતે દૃઢ બનશે અને અનેકને પણ દૃઢ બનાવશે.

૪ ધર્મથી અસ્થિર થયેલાને સ્થિર કરે—કોઈ સાધુ, શ્રાવક તથા સમ્યક્ત્વી અન્યમતાવલંબીઓના સંસર્ગથી શ્રદ્ધાભ્રષ્ટ થઈ જાય તો સમકિતીનું કર્તવ્ય છે કે તેમની શંકાઓનું સમાધાન કરવાની પોતાનામાં શક્તિ હોય તો પોતે સમાધાન કરે અને પોતે સમર્થ ન હોય તો કોઈ વિશેષજ્ઞ ગીતાર્થનો યોગ મેળવી તેના દ્વારા શંકાનું સમાધાન કરાવે અને તેને દૃઢ બનાવે. કદાચ કોઈ કંઈ સંકટમાં આવી પડતાં ધર્મભ્રષ્ટ થયો હોય તો તેના સંકટ નિવારણાર્થે પોતે સમર્થ હોય તો સ્વયં તેને સંકટથી મુક્ત કરે, અગર પોતે સમર્થ ન હોય તો અન્યની સહાયતાથી તેનું સંકટ નિવારી ધર્મમાં સ્થિર કરે. કદાપિ એવું ન બને તો તેને સમજાવે કે ભાઈ ! કર્મની ગતિ બહુ વિચિત્ર છે × તીર્થંકર અને ચક્રવર્તી જેવા મહાન્ પુરુષોને પણ કર્મે છોડ્યા નથી તો આપણું શું ગજું ! પરંતુ સંકટ સમયે સંત અને સતીઓ ધર્મમાં અચળ રહ્યા છે તેઓ અલ્પ સમયમાં સમસ્ત દુઃખોનો અંત આણી મહા સુખના ભોક્તા બની ગયા છે અને પોતાના નામને સંસારમાં અમર કરી ગયા છે શાસ્ત્રમાં ગ્રંથોમાં કાવ્યોમાં તેમના ગુણગાન ગવાય છે કે જેમણે સુખી અવસ્થા કરતાં પણ દુઃખી અવસ્થામાં ધર્મનું અધિક પાલન કર્યું હોય છે કર્મને નષ્ટ કરનાર ધર્મ જ છે બીજું કોઈ નથી એટલે સંકટથી છૂટવા માટે સંકટ સમયે અધિક ઉત્સાહથી ધર્મારાધન કરવું જેમ સન્મુખ ચાલવાથી પવન પણ દૂર હટતો જાય છે તેમ સંકટ પણ તેની સામે ઉઠી સામા થવાથી દૂર ભાગી જશે. કર્મ શત્રુઓને હરાવી અક્ષય સુખ પ્રાપ્ત કરવું એ જ આ પરમ પુણ્યોદયે પ્રાપ્ત થયેલા માનવ જન્મનું સાર્થક છે અત્યારે જે કર્મો ઉદયભાવમાં આવેલાં છે તે તમને તે કર્મોથી મુક્ત કરવા માટે અને છેવટે સુખ આપવા માટે જ તમારી સન્મુખ થયાં છે માટે તેનાથી ગભરાવું નહિ પણ સમભાવે સહી લઈ તેનો નાશ કરવો. જે ક્ષત્રિય યુદ્ધમાં ઉતર્યા પછી પાછો ભાગે છે તેની ઘણી ખરાબી થાય છે તેવી જ રીતે જો તમે કર્મના ઉદયથી ( દુઃખથી ) ડરી જઈ પાછા ભાગશો અર્થાત્ ધર્મભ્રષ્ટ થશો તો જેવી રીતે હારેલા અને પાછા હટતા રાજાની શત્રુ રાજા ફજેતી કરી વધુ હેરાનગતિ કરે છે તેવી રીતે

× મનહર છંદ

આદિનાથ આપ જિન માસ દશમા રહે, મહાવીર સાડે બાર વર્ષ દુઃખ પાયે હૈ ।
સનતકુમાર ચક્રી કુષ્ટ વર્ષ સાતસોં ભોગ ગદી ભોગ રહી ના છિપાયે હૈ ।
બ્રહ્મદત્ત ઈંદ નરેંદ કર્મવશ બને વિટમ્બના સહી તેરી ગિનતી કહાયે હૈ ।
કહત અમોલ જિન વચન હૃદય ઠાન સમતાસે કર્મ તોડે સુખ સોહી પાવે હૈ ॥

કર્મો પણ તમને વિશેષ હેરાન કરશે. મતલબ કે હાલના દુઃખ કરતાં પણ નરક તિર્યંચાદિ ગતિમાં અનંતગણાં અધિક દુઃખો ભોગવવા પડશે એથી ઉલટું, જો ધર્મમાં દૃઢતા રાખશો તો સ્વલ્પ કાળમાં અશુભ કર્મો નષ્ટ થઇ જશે, અને આ લોકમાં તથા પરલોકમાં પરમાનંદની પ્રાપ્તિ થશે સુવર્ણને જેમ જેમ અધિક તપાવે છે, તેમ તેમ તેના ગુણમાં અધિક વૃદ્ધિ થાય છે, પરંતુ પીતળ કાળુ પડતુ જાય છે. માટે આપણે તો સુવર્ણ સમાન જ બનવુ જોઇએ કેટલાક અજ્ઞાની જીવો સંકટ સમયે એવો વિચાર કરે છે કે હું જ્યારથી ધર્મ કરવા લાગ્યો ત્યારથી મારા પર દુઃખ પડવા લાગ્યું છે આવા વિચારથી ધર્મને કલંકિત કરે છે અને કર્મોનો વજ્રલેપ સમાન બંધ કરે છે. એમને ચેતવીએ છીએ કે, ભાઇ ! તમે આટલો તો દૃઢ વિશ્વાસ રાખજો કે ધર્મ કરવાથી દુઃખની પ્રાપ્તિ કદાપિ થતી જ નથી. હાલ જે દુઃખ પ્રાપ્ત થયું છે તે પૂર્વકૃત કર્મનું ફળ છે જેમ હાડે બેસી ગયેલો તાવ ઔષધિના પ્રયોગથી ઉભરાઇને બહાર આવીને પછી હંમેશને માટે દૂર થઈ જાય છે, અથવા જુલાબના પ્રયોગથી પેટ સાફ થઇ જાય છે, તેવી જ રીતે ધર્મના પ્રયોગથી આ કષ્ટ નષ્ટ થવાનો અર્થ જ તેનો જુલાબ થઇ રહ્યો છે જે જુલાબના અલ્પ દુઃખથી ગભરાઇ જઇ કુપથ્ય સેવે છે તે બહુ દુઃખ પામે છે. આ જ પ્રમાણે જે કર્મોદયથી ગભરાઇને ધર્મ ભ્રષ્ટ થાય છે અને અધર્માચરણ કરે છે તે આ ભવ પરભવમા અનંત દુઃખને પામે છે. એટલા માટે આત્મબન્ધુઓ ! નિશ્ચય રાખજો કે, અશુભ કર્મ નષ્ટ થયા વિના સુખની પ્રાપ્તિ થતી નથી. આ દુઃખ છે તે સુખનુ સાધન છે આમ વિચારી આનંદપૂર્વક દુઃખને થોડા કાળ માટે ભોગવી લઇ સુખી બનવુ જોઇએ જેમ રાત્રિ પછી દિવસ આવે છે તેમ દુઃખને અંતે સુખ તૈયાર જ છે. ઇત્યાદિ ઉપદેશદ્વારા તથા સહાયતા દ્વારા ધર્મથી પડતાને સ્થિર કરે તે સમકિતીનું ભૂષણ છે.

૫ ધર્મમાં ધૈર્યવંત હોય—ચોથા બોલમા તો અન્યને ધૈર્ય આપવા કહ્યુ છે પણ,

परोपदेशे कुशला, दृश्यन्ति बहवौ नराः ।
स्ववाकयेषु अनुरक्ता विरला कोऽपि लभ्यते ॥

અર્થાત્ અન્યને ઉપદેશ દેવામાં કુશળ તો જગત્માં ઘણા મનુષ્યો હોય છે, પણ પોતે કહે તેવુ કરવાવાળા કોઇક જ વિરલ પુરુષો હોય છે જેઓ પ્રથમ પોતાના આત્માને સ્થિર કરી તદનુસાર વર્તન કરતા હશે તેમનો જ ઉપદેશ બીજાને સ્થિર કરવામાં સફલીભૂત થશે. એટલા માટે સમકિતીનુ કર્તવ્ય છે કે ખુદ પોતાને રોગ, શોક, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ ઇત્યાદિ દુઃખનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે પોતે નિશ્ચળ રહે, આર્ત્ત, રૌદ્ર ધ્યાન ધ્યાય નહિ; શોક, સંતાપ, વલોપાત કરે નહિ, સંકટ સમયે પણ સુખી અવસ્થામાં હતો તેવો જ હર્ષોત્સાહી બનીને ધર્મની અધિકાધિક વૃદ્ધિ કરતો રહે, જેથી બીજાના અંતઃકરણ ઉપર પણ ધર્મની રૂડી છાપ પડે આવી રીતે સત્ય ધર્મનો પરિચય જગત્ને બતાવે પોતાનાં સ્વજન મિત્રાદિ આર્તધ્યાન–શોક સંતાપ કરતા હોય તો તેને શિખામણ કે ઉપાલંભ આપી રોકે. મળવા માટે આવતા કુટુંબી કે મિત્રાદિ સમક્ષ પોતાનું કિંચિત્ પણ દુઃખ દર્શાવે નહિ, વૈરાગ્યોપદેશ કરે આવા ધર્માવલંબી ધર્માત્મા સ્વયં સુખી રહે છે અને અન્યને પણ સુખી

બનાવે છે વળી સંકટના સમયમાં ધૈર્યપૂર્વક સમભાવ રાખવાના પ્રતાપે કર્મોની મહા નિર્જરા થાય છે એટલું જ નહિ પણ અન્ય જીવોને ધર્મબંધનથી બચાવીને ઉન્માર્ગે જતા રોકી સન્માર્ગે ચઢાવે છે

ઉપર્યુક્ત પાંચ પ્રકારના ભૂષણવડે સમકિતી જીવ પોતાના સમકિતને દૃઢ કરવો તથા દીપાવવો. એથી અન્યનાં મન પણ સમકિત તરફ આકર્ષે છે

## આઠમે બોલે પ્રભાવના ૮

જે કૃત્ય કરવાથી આપણા સ્વીકૃત ધર્મનો પ્રભાવ અન્યના ઉપર પડે ધર્મનું માહાત્મ્ય વધે તેની પ્રશંસા અને પ્રખ્યાતિ ચોમેર પ્રસરે અને જનતાનું ધર્મપ્રતિ આકર્ષણ થાય તેને પ્રભાવના કહે છે આજકાલ પતાસાં કે સાકર વહેંચવી એટલો પૂરતો જ પ્રભાવનાનો અર્થ લોકો સમજી બેઠા છે પરંતુ તેનો અર્થ બહુ વિશાળ અને વ્યાપક છે પ્રભાવના નીચે જણાવેલા આઠ પ્રકારે થાય છે

૧ પ્રવચન પ્રભાવના—શ્રી જિનેશ્વર ભગવાનના વચન—નિર્ગ્રંથ પ્રવચનની પ્રભાવના (પ્રચાર) કરે. વર્તમાન કાળમાં શાસ્ત્ર જ ધર્મના સત્ય પ્રભાવક છે ભૂતકાળમાં કેવળી તથા શ્રુતકેવળી મહાપુરુષો દ્વારા જિનપ્રણીત ધર્મનો અદ્વિતીય પ્રભાવ જગતમાં પડી રહ્યો હતો પરંતુ વર્તમાનમાં તેવા મહાપુરુષોનો અભાવ છે છતાં આપણાં અહોભાગ્ય છે કે તેમની વાણી શ્રી ગણધર દેવોએ ગૂંથી સૂત્રરૂપે રચી છે તે વાણી અત્યારે પણ આજે મોજુદ છે અને એજ જિનપ્રવચન હમણાં અને ભવિષ્યમાં ધર્મના આધારસ્થલ રૂપે રહી જનતાનું કલ્યાણ સાધે છે સાક્ષી શ્રી ઉત્તરાધ્યયનજીના ૧૦ મા અધ્યયનમાં કહ્યું છે કે—

न हु जिणे अज्ज दिस्सइ बहुमए दिस्सइ मग्गदेसिए ।
संपइ नेयाउए पहे, समयं गोयम मा पमायए ॥ ३१ ॥

અર્થાત્ ભગવંત શ્રી મહાવીરે મોક્ષ પધારતી વખતે કહ્યું છે કે હે ગૌતમ ! પાંચમા આરામાં જિન (તીર્થંકર) નાં દર્શન તો × થશે નહિ પરંતુ મુક્તિમાર્ગનાં દર્શક શાસ્ત્રો અને તેના ઉપદેશક ઘણા થશે એટલા માટે ન્યાયાનુયુક્ત—ન્યાયયોજિત પથ એટલે મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવામાં ભવ્ય જીવોએ એક સમય માત્રનો પ્રમાદ કરવો ઉચિત નથી. એટલા માટે જિનપ્રણીત શાસ્ત્રોનું જ્ઞાન સમકિતી જનોએ પ્રાપ્ત કરવું એ પરમાવશ્યક છે. આપ્ત પુરુષોનાં કથન ગહન અને પરમાર્થદર્શક હોવાથી ગુરુગમથી ધારી સ્વયં શાસ્ત્રનું શ્રવણ, પઠન, મનન કરે અને અન્યને કરાવે. અને એ રીતે જ્ઞાનમાં આગળ વધેલો અને તત્ત્વની યથાર્થ સમજણ અને શ્રદ્ધા પામેલો સમકિતી પોતાના તેમજ પરના આત્માને ઉન્માર્ગે જતો રોકી સન્માર્ગે વાળવા શક્તિમાન હોવાથી તે ધર્મનો પ્રભાવક ગણાય છે *

---

× ગાથામાં વર્તમાનકાળનો પ્રયોગ છતાં અર્થમાં ભવિષ્યકાળ વાપર્યો છે આનું રહસ્ય જ્ઞાનાર્થ ગુરુ પાસેથી ધારવું ભવિષ્યકાળનું વર્તમાન કાળમાં આરોપણ વાત સમજાવતી વખતે થઈ શકે છે તે નિગમનયનો વ્યવહાર છે

* દક્ષિણ હૈદરાબાદ નિવાસી રાજા બહાદુર લાલાજી સુખદેવસહાયજી જ્વાલાપ્રસાદજીએ ૧૮ ૪૨ * જૈન ધર્મ શ્રી બત્રીશે સૂત્રોનો ઉદ્ધાર કરાવી ૧ * સ્થળે ઉદારભાવે ભેટ કરી આપવાથી તેઓઓએ શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવાની ઉત્તમ સગવડ કરી આપી છે

૨ ધર્મકથા પ્રભાવના—ધર્મકથા દ્વારા જિનશાસનની પ્રભાવના કરે, અર્થાત્ ધર્મોપદેશ દ્વારા પણ ધર્મનો પ્રભાવ, પ્રચાર થઇ શકે છે, તેથી સમ્યક્ત્વી સ્ત્રી પુરુષો સભામાં, સોસાઇટીમાં, કોન્ફરન્સમાં, કોંગ્રેસમાં અથવા જ્યાં જ્યાં જનસમુદાય એકત્રિત થતો હોય તેવા સમૂહમાં કે મેળાવડામાં ઉપસ્થિત થઇ દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવને જોઇ સમયોચિત ઉપદેશ સૌ સમજી શકે અને સર્વને રૂચિકર તથા હિતકર થાય તેવી ભાષામાં આપે તેમાં જિનપ્રણીત ધર્મના તત્ત્વોને અનેક મતમતાંતરોના દાખલા દલીલો સહિત, સ્યાદ્વાદશૈલિથી સરલ બનાવીને મહામંડાણથી ધર્મકથા કરે અને એ રીતે સત્ય ધર્મના પ્રભાવ અન્યના હૃદયમાં અંકિત કરે ( પ્રથમ ખંડના ત્રીજા પ્રકરણમાં ઠાણાંગજી શાસ્ત્રકથિત ચાર પ્રકારની ધર્મકથાનું સવિસ્તર વર્ણન કર્યું છે ત્યાંથી ધર્મકથાનો વિધિ સમજી લેવો )

૩ નિરપવાદ પ્રભાવના—અનંતજ્ઞાનીએ પ્રરૂપેલાં શાસ્ત્રનાં વચન બહુ ગહન હોય છે, સંક્ષિપ્તમાં અને અનેકાર્થી હોય છે. ગીતાર્થી વિના હરેકની સમજમાં આવવાં મહા મુશ્કેલ છે, † તેથી કોઇ અનભિજ્ઞ વિપરીત અર્થ કરી જૈનમાર્ગની અવહેલના થાય તેવુ અપવાદયુક્ત કંઇ કરતો હોય તો સમકિતીનું કર્તવ્ય છે કે, સત્યાર્થ પ્રકાશદ્વારા તેનું નિરાકરણ કરી અપવાદ દૂર કરે આવી જ રીતે કોઇ મિથ્યાડંબરી પાખંડી સમકિતીઓને ધર્મભ્રષ્ટ કરવાને પ્રયત્ન સેવતો હોય તો સંવાદ તથા શકિત દ્વારા તેનો પરાજય કરી સમકિતીઓને બચાવે કદાચિત્ કોઇ ક્ષેત્રનાં મનુષ્યોથી અનભિજ્ઞ સાધુને છળવા કોઇ પાખંડી આવે તો સાધુને સમસ્યાથી સમજાવી તેનાં છળથી કોઇ છેતરાવા ન પામે તેવો ઉપાય યોજે અને હરેક પ્રકારે ધર્મના અપવાદનું નિરાકરણ કરે અને મિથ્યા દોષારોપણ દૂર કરે + જૈન સૂત્રોના કોઇપણ શબ્દનો અર્થ અહિંસા, સંયમ અને તપનો વિરોધી નથી છતાં કોઇ એવો અર્થ કરે તો તેનો ખુલાસો "અહિંસા–સંયમ–તપ" રૂપી તત્વ અનુસાર કરી બતાવવો.

૩ ત્રિકાલજ્ઞ પ્રભાવના—ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાળના બનાવોને જાણવાવાળા પણ ધર્મના પ્રભાવક થઇ શકે છે કેમકે, ભૂતકાળમાં થઇ ગયેલા ભલા કે બૂરા પુરુષોનાં જીવનવૃત્તાંત તથા વર્તમાન સમયના જ્ઞાતા જ્ઞાનીજન ધર્મકર્મની વિચિત્રતા અને

---

† શતાવધાની પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજે માગધિ ભાષાનો અપૂર્વ અને સર્વાંગસમ્પૂર્ણ કોષ બનાવી ગહન શબ્દોનું સ્પષ્ટીકરણ કરી શંકા સમાધાન કરવાનું અનુપમ સાહિત્ય તૈયાર કરી મહાન ઉપકાર કર્યો છે.

+ વર્તમાનમાં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો જૈનશાસ્ત્રોનું મહત્ત્વ સમજ્યા છે તેથી તેઓએ જૈનસૂત્રોના અંગ્રેજી, જર્મન આદિ ભાષામાં ભાષાંતરો કર્યાં છે, પરંતુ કેટલેક સ્થળે અર્ધમાગધી ભાષાના ગૂઢ અર્થના તેમને પૂરી સમજ ન હોવાથી અર્થના અનર્થ કરી દીધા છે જેથી પરમ દયાળુ જૈનીઓ ઉપર પણ માંસ મદિરાભોજી હોવાનું કલંક મૂકવાનું તેમણે સાહસ કર્યું હતું. તે અપવાદનુ નિવારણ કરવા માટે પહેલાં પણ કેટલાક વિદ્વાનોએ પુષ્કળ પ્રયત્ન કરી ભ્રમ દૂર કર્યો છે આનો વિશેષ ખુલાસો પંડિત મુનિવર્ય શ્રી મોહનલાલજી વિરચિત પ્રશ્નોત્તર મોહન-માળાના ઉત્તરાર્ધમાં કર્યો છે તેનો અહીં થોડો ઉલ્લેખ કરીએ છીએ.

આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલાં અધ્યયનમાં એવો પાઠ છે કે 'મંસગં મચ્છગ મોચ્ચા अट्ठियाइं कंटण गहाय से तं जाव परिट्ठवेज्जा।' એટલે માંસ

કાળની મહાન શક્તિથી અસાવધાન થતા નથી આશ્ચર્ય કે અફસોસ પામતા નથી તેમ જ વર્તમાનમાં દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવને અનુસાર સુધારણા કરી શકે છે અને જ્યોતિષ વિદ્યાના પ્રભાવથી તથા અનુમાન પ્રમાણથી ભવિષ્યને જાણતા હોવાથી દુષ્કાળ, રોગ આદિ ઉપસર્ગોમાંથી પોતાને તેમ જ પોતાના ધર્મબંધુઓને બચાવી સુખી કરે છે તેવી જ રીતે કાળજ્ઞાનનો જ્ઞાતા પંડિત મૃત્યુનો સમય નિકટ આવ્યો જાણી સમાધિમરણ દ્વારા પોતાના તથા અન્યના આત્માનું કલ્યાણ સાધી શકે છે

---

માંસ ભમેળ મચ્છિ અચ્છિ પાકેલ એમ કહેવામાં આવે છે તેનું કેમ? આ અર્થ સર્વત્ર ખોટો છે કેમકે શ્રી સૂત્રકૃતાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયનમાં ૭૨ મે બોલે કહ્યું છે કે સાધુ अमज्जमंसासीणो એટલે મદ્ય માંસના પરિત્યાગી હોય છે શ્રી પ્રશ્નવ્યાકરણના ચોથા સંવરદ્વારની પાંચમી ભાવનામાં "महु मज्ज म सखज्जग विगइ परिवज्जए" એટલે મધુ, મદ્ય, માંસ, ખાજા આદિ વિગયનો ત્યાગ કરવા કહ્યું છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા અને ૧૯ મા અધ્યયનમાં તથા ઠાણાંગજીમાં આદિ ઘણાં સૂત્રોમાં માંસભક્ષીને અનાર્ય કહ્યા છે નરકગામી બતાવ્યા છે તેવી જ રીતે મદિરાપાનના પણ દશવૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનમાં ઘણા દોષ બતાવ્યા છે અને મદિરાપાન કરનારને પણ નરકગામી કહ્યા. એટલે જૈનધર્મી માંસ, મચ્છ મદિરા આદિ અભક્ષ્ય વસ્તુના ભોગી કદાપિ હોય જ નહિ. એટલે સૂત્રમાં જ્યાં માંસ મચ્છ આદિ વગેરે શબ્દ આવે છે ત્યાં માંસનો અર્થ વનસ્પતિનો ગીર ફળોમાં રહેલો નરમ ભાગ એવો થાય છે (૧) દશવૈકાલિક અધ્ય. ૫ ગાથા ૧૩ મી ફળની ગોટલીને "અટ્ઠિય" કહેલ છે (૨) પન્નવણાજીમાં પ્રથમ અધ્યયનના ૧૨ મા સૂત્રમાં ફળના ગરને (ગરભાગને) માંસ કહેલ છે (૩) એ જ પદમાં વૃક્ષના બે પ્રકાર કહ્યા છે "एगट्ठिया, बहुबीया" (૪) હેમચંદ્રાચાર્ય કૃત કોષમાં અમુક જાતની વનસ્પતિના નામ છે તેમાં નીચે મુજબ નામ આપવામાં આવ્યાં છે. 'तिक्ता रोहिणी कटुमत्स्या चक्रांगी शकुलादनी' આ ૫ નામોમાં ત્રીજું નામ 'મત્સ્યા' છે ૫ શબ્દ ચિંતામણિ (ગુજરાતી શબ્દકોષમાં મત્સ્યબંધી, મત્સ્યંડી, મત્સ્યપિત્તા, મત્સ્યાક્ષી મત્સ્યાંગી, મત્સ્યાદની એમ પાંચ વનસ્પતિ મચ્છના નામની કહી છે ૬ આચારાંગ સૂત્રના પિંડૈષણા નામ અધ્યયનના આઠમા ઉદ્દેશામાં ફળોના ધોવણનું પાણી લેવાનું કહ્યું ત્યાં પાણીમાં અટ્ઠિ ગોટલીઓ હોય તો કાઢી નાખવા કહેલ છે ૭ પ્રશ્નવ્યાકરણના ચોથા સંવરદ્વારમાં 'मच्छंडी' તે મચ્છના ઇંડા નહિ પણ ખાંડ સાકરનું નામ છે ખાંડ માછલીના ઇંડા જેવી હોવાથી તેને મત્સ્યંડી કહે છે ખાંડી ખાંડ કહેવાય છે ખાંડી તે મત્સ્યંડીનું અપભ્રંશ છે ઇત્યાદિ પ્રમાણથી નિશ્ચય કરવો કે શાસ્ત્રમાં સાધુના આહાર સંબંધી માંસ શબ્દ આવે ત્યાં ફળનો ગર ગ્રહણ કરવો. મચ્છ શબ્દ આવે ત્યાં મચ્છ નામની વનસ્પતિ અથવા પાણીમાં ઉત્પન્ન થનારા સિંગોડા આદિ ફળ સમજવાં અને અટ્ઠિ શબ્દથી ફળની ગોટલી અથવા કળીઓ ગ્રહણ કરવો. હવે ભગવતી સૂત્રના ૧૫ મા શતકમાં ભગવંત મહાવીરસ્વામીને લોહીખંડવાની બિમારી થઈ ગઈ હતી તેના ઉપચારને માટે સિંહા અણગારને મોકલીને મેંઢિક ગામમાંથી રેવતી ગાથાપત્નીને ઘેરથી ઔષધ મંગાવ્યું છે ત્યાં સૂત્રપાઠ છે કે 'मम अट्ठाए दुवे कवोयसरीरा उवक्खडिया तेहिं नो अट्ठा से अण्णे पारियासि मज्जारकडे कुक्कुडमंसए तमाहराहि तेण अट्ठो'

૫ દુષ્કર તપપ્રભાવના—દુષ્કર, કઠિન, ઘોર તપશ્ચર્યાથી પણ ધર્મની ઘણી પ્રભાવના થઇ શકે છે કારણ કે, અન્ય મતાવલંબીઓ તો ફક્ત અનાજનો ત્યાગ કરી મેવા મીઠાઇ, ફળ, કંદમૂળાદિનું ભક્ષણ કરી તપ કર્યો માને છે આવી જ રીતે મુસ્લિમ ભાઇઓ પણ રાત્રે પેટપૂર્ણ ભોજન કરતા રહી દિવસે ભૂખ્યા તરસ્યા રહેવામાં તપ સમજે છે અને આ પ્રકારના તપ કરનારને માટે પણ લોકો ધન્યવાદ આપે છે તો પછી નિરાહાર તપથી આશ્ચર્ય પામે એ સ્વાભાવિક જ છે એટલા માટે ઉપવાસ, બેલા, તેલા, અઠાઇ, પક્ષોપવાસ, માસખમણ યાવત્ છમાસી તપ તથા આયુષ્યનો અંત નિકટ આવ્યો જાણી યાવજ્જીવ ચારે આહાર તથા ઉપધિનો ત્યાગ કરી વગેરે તપશ્ચર્યાદ્વારા સમ્યકત્વી ધર્મની પ્રભાવના કરે છે. ભરી સભામાં દુષ્કર તપ પ્રતિજ્ઞા લેવાથી પ્રભાવના થાય છે જૈન ધર્મના શીળવ્રત તપાદિને જાહેર કરવાથી પણ પ્રભાવના થાય છે.

૬ સર્વ વિદ્યાધારક પ્રભાવના—જગતના સર્વ પદાર્થોને પ્રકાશમાં લાવનાર એક વિદ્યા જ છે આથી અનેક વિદ્યાના ધારણહાર પણ ધર્મના પ્રભાવક થઇ શકે અનેક ભાષા અને અનેક લિપિનો જાણનાર, જૈન તત્ત્વોનો વિવિધ ભાષા દ્વારા પ્રચાર કરી શકે છે અને તે તે ભાષાના જાણકારનું ચિત્ત ધર્મપ્રતિ આકર્ષી શકે છે તેથી ધર્મનો પ્રભાવ અને ગૌરવ વધે છે તથા વૈદ્યક વિદ્યા, મંત્રવિદ્યા આદિનો જાણકાર સમકિતી અન્ય કોઇના ચમત્કાર જોઇ વ્યામોહ પામતો નથી, તેમ પોતે ઉદરપોષણાર્થે આવી વિદ્યાઓનો ઉપયોગ કરતો પણ નથી, પરંતુ ધર્મની હાનિના સમયે તે તે વિદ્યાઓના પ્રયોગથી ધર્મોન્નતિ કરે છે.

---

અર્થાત્ મારા માટે બે કપોતના શરીર તૈયાર કર્યા છે તે લેવા નહિ, પરંતુ બીજાને માટે માર્જારંકૃત કુક્કુડમાંસ બનાવેલ છે તે લાવવું આમાં જે કપોત (કબૂતર), મજ્જાર (બિલાડી) અને કુક્કુડ શબ્દ આવે છે, તેના પણ યથાતથ્ય અર્થ નહિ સમજવાથી લોકો શંકાશીલ બની જાય છે તેમણે જાણવુ જોઇએ કે, કપોત શબ્દથી કપોત પક્ષીના શરીર સરખા વર્ણવાળા બે કુષ્માડ ફળ તે ભૂરા કોળાના ફળનો પાક, મજ્જાર શબ્દનો અર્થ વાયુરોગ તેની ઉપશાંતિને માટે તથા બિલ્લીના ફળનો ગર જાણવો કુક્કડનો અર્થ મિજારો નામે ફળ જાણવુ. ડૉક્ટર હોર્નલે અગ્રેજી ભાષાન્તરમાં કબૂતર, બિલ્લી, કૂકડા વગેરે અર્થ કરેલ છે તે સૂત્રના અજાણપણાથી કર્યો છે તેને સત્ય માનવો નહિ વર્તમાન કાળમાં પણ ઉદરવ્યાધિ તથા લોહીખડવાળા ઉપર બિલ્લી (જેનાં પાંદડાં મહાદેવને ચડાવે છે તે વૃક્ષનું ફળ) નાં ફળનો ગરભ, કુકડવેલના ફળનો ગરભ આપવામા આવે છે, એવો અનેક વૈદ્યોનો મત છે વળી મનુષ્ય તિર્યંચનાં નામની અનેક વનસ્પતિ શાસ્ત્રમાં બતાવી છે જુઓ, પન્નવણા સૂત્રના પ્રથમ પદમાં 'નાગરુક્ખ' (નાગવૃક્ષ), માતુલિંગ (બીજોરા), 'એરાવણ' વનસ્પતિનું નામ છે અને ઇંદ્રના હાથીને પણ એરાવણ કહે છે 'ગોવાલી' વનસ્પતિનુ નામ છે અને ગોવાળને પણ કહે છે 'કાગલી' વનસ્પતિ છે અને પક્ષીની (કાગડાની માદાનુ) પણ નામ છે 'અજ્જુણ' વનસ્પતિનું નામ છે અને પાંડવોના ભાઇનુ પણ નામ છે એવી જ રીતે સાધારણ વનસ્પતિના નામમાં પણ અશ્વકર્ણી, સિંહકર્ણી, એવા અનેક નામ છે 'શાલિગ્રામ નિઘંટુ ભૂષણમ' નામનો કોષ છે તેમાં પ્રત્યેક વનસ્પતિનાં ૧૨ નામ છે તેમાં (૧) પૃષ્ટ ૬–૭ માં

જે જૈનધર્મના પ્રભાવથી આપણો આત્મા ઉન્નત અને શાશ્વત સુખની સન્મુખ થયો છે તે ધર્મનો પ્રભાવ બીજાને બતાવી તેમને સદ્ધર્મના શરણે લાવી સુખી કરવાની ભાવના સમકિતીઓના હૃદયમાં સદાય જાગ્રત રહે છે અને સ્વપરહિત સાધનને તે પોતાનું સાચું કર્તવ્ય સમજે છે. આ કર્તવ્યપાલન અર્થે ઉપયુક્ત આઠ પ્રભાવનામાંથી જેમની જેટલી શક્તિ હોય તે પ્રમાણે પ્રભાવના કરી ધર્મોન્નતિ અને ધર્મવૃદ્ધિ કરે, પરંતુ પ્રભાવક થઇને હું પ્રભાવક છું, હું ધર્મદીપક છું, કે શાસનદિવાકર છું એવા પ્રકારનું અભિમાન લાવી પ્રાપ્ત થયેલા મહાન્ ફળને નષ્ટ ન કરવું. આ વાત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

## નવમે બોલે જયણા-યતના ૬

૧ અલાપ-પ્રયોજન વિના તેમજ પોતાને બોલાવ્યા વિના મિથ્યાત્વીની સાથે બોલે નહિ અને સમકિતી બોલાવે અથવા ન પણ બોલાવે છતાં તેમની સાથે યથોચિત વાર્તાલાપ કરે.

૨ સંલાપ-મિથ્યાત્વી છળકપટથી ભરેલા માયાવી હોય છે, તેઓ સહજમાં સમકિતને બટ્ટો લગાડી દે છે એટલા માટે તેમની સાથે વિશેષ વાર્તાલાપ કરે નહિ, અને સમકિતીની સાથે ધર્મચર્ચાદિ વાર્તાલાપ વારંવાર કરે છે

૩ દાન-દુઃખી, દરિદ્રી, અનાથ, અપંગ વગેરે ઉપર દયા લાવી દાન આપવું તે તો સમકિતીનું કર્તવ્ય છે, પરંતુ તેમને દાન આપવાથી મને મોક્ષ મળશે એવી ઇચ્છાથી મિથ્યાત્વીને દાન આપે નહિ અને પોતાની પાસે જે શ્રેષ્ઠ દેવા યોગ્ય વસ્તુ હોય તે ગ્રહણ કરવા સમકિતીને આમંત્રણ કરે, તેમને જે જોઈએ તે આપે. ગરીબ સ્વધર્મીઓને યથાશક્તિ સહાયતા અવશ્ય કરે.

૪ માન-મિથ્યાત્વીઓનું સન્માન ન કરે, કેમકે તે જોઇ સમકિતીઓના મન મિથ્યાત્વી તરફ આકર્ષાય અને તેઓ શિથિલ બની જાય કે અન્યમતી બની જાય સમકિતોના માન સન્માન અવશ્ય કરે, જેથી તેઓ દૃઢધર્મી બને અને સમકિતીનું માન મહાત્મ્ય વધતું જોઇ મિથ્યાત્વીઓનાં ચિત્ત પણ સમકિતી તરફ આકર્ષિત બને અને તેઓ પણ જૈનધર્માનુરાગી બને

૫ વંદના-મિથ્યાત્વીઓનાં આડંબરની, તેમની ઋદ્ધિસિદ્ધિની, સંપની તથા હિંસક ક્રિયાઓની પ્રશંસા કરે નહિ, અને સમકિતીએ કરેલાં ધર્મકૃત્યોની તેમના ઔદાર્યાદિ ગુણોની વારંવાર પ્રશંસા કરે, ગુણવંતોના ગુણને દીપાવે

૬ નમસ્કાર મિથ્યાત્વીઓને નમસ્કાર કરે નહિ અને જેવી રીતે શંખ શ્રાવકની સ્ત્રી ઉપ્પલાબાઈએ પોખલીજી શ્રાવકને તિક્ખુત્તોના પાઠથી નમસ્કાર કર્યા તેવી જ રીતે પોતાનાથી ગુણમાં, જ્ઞાનમાં અને વયમાં વૃદ્ધ હોય એવા સ્વધર્મીઓને નમસ્કાર કરવા જોઇએ દરેક સ્વધર્મી સાથે સદૈવ સવિનય નમ્રતાપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ, જેવી રીતે વૈષ્ણવો ' જય ગોપાળ ' મુસલમાનો ' સલામ ' આદિ પોતપોતાના દેવના નામ લઇ નમન કરે છે, તેવી રીતે સમકિતીઓનું પણ કર્તવ્ય છે કે જ્યારે સ્વધર્મીને નમન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે ' જયજિનેંદ્ર ' શબ્દનો ઉચ્ચાર કરે સમકિતીઓને માટે આ પોતાના ધર્મને દર્શાવવાનું ચિન્હ છે પરંતુ ' જયગોપાળ ' ' સલામ ' વગેરે શબ્દો કહી પોતાના ધર્મને લુપ્ત, ગુપ્ત અને કલંકિત કરવો કદાપિ ઉચિત નથી

જેવી રીતે ધનિક મનુષ્ય પોતાના ધનનું ચોરાદિકથી રક્ષણ કરવા પ્રયત્ન કરે છે તેવી જ રીતે સમકિતીએ પણ પોતાના સમ્યક્ત્વરૂપ ધનનું મિથ્યાત્વરૂપ ચોરોથી રક્ષણ કરવા ઉપર કહેલા છ પ્રકારથી યત્ન કરવાની પરમ આવશ્યકતા છે અને સમ્યક્ત્વના ગુણની વૃદ્ધિ કરવા તથા સમકિતીઓની વૃદ્ધિ કરવા છ યતનાનું યથોચિત સમાચરણ કરવું જોઇએ

## કથીમ બોલે આગાર ૬

૧ રાયાભિઓગેણં —રાજા અથવા રાજાના સામંત નોરાદિક કદાચિત્ સમકિતીના જાન, માલ ઇન્સાફ કરવાની ધમકી આપીને સમકિત વિરુદ્ધ કાર્ય કરવાનો હુકમ કરે અને સમકિતી રાજાના ભયથી ડરી સમકિત વિરુદ્ધ કાર્ય પશ્ચાત્તાપયુક્ત કરે તો સમકિતનો ભંગ થાય નહિ.

૨ ગણાભિઓગેણં—ઉપર પ્રમાણે સમકિતીનાં કુટુંબી જ્ઞાતિ, સમાજ વગેરે જેઓ અન્ય મતાવલંબી હોય તેઓ જાતિબહાર કરવા આદિની ધમકી આપીને કુદેવ, કુગુરુ આદિને નમન પૂજન કરવાનું દબાણ કરે અને સમકિતી ભયભીત થઇને તે કાર્ય પશ્ચાત્તાપયુક્ત કરે તો સમકિતનો ભંગ થાય નહિ.

૩ બલાભિઓગેણં—કદાચ કોઇ ધનબળી, જનબળી, તનબળી અથવા વિદ્યા (મંત્રાદિ) બળી સમકિતથી વિરુદ્ધ આચરણ કરવાનું સમકિતીને કહે, અને સમકિતી તેને વશવર્તી થઇ, તેમના ભયથી ડરી પશ્ચાત્તાપયુક્ત તે કાર્ય કરે તો સમકિતીનો ભંગ થાય નહિ.

૪ સુરાભિઓગેણં—કદાચ કોઇ દુષ્ટ દેવતા જાનમાલનો નાશ કરવાની ધમકી આપીને સમકિતીથી વિરુદ્ધાચરણ કરવાનું કહે અને તેના ઉપદ્રવથી ડરીને સમકિતી તે કામ પશ્ચાત્તાપયુક્ત કરે તો સમકિતનો ભંગ થાય નહિ.

૫ ગુરુનિગ્ગહેણં—(૧) કદાચિત્ કોઇ માતા, પિતા, ભાઇ તથા પક્ષના માનનીય મોટેરા પુરુષ "ઘરમાંથી કાઢી મૂકીશ" વગેરે ધમકી આપીને સમકિત વિરુદ્ધ કામ કરાવે, (૨) સમકિતીના દેવ ગુરુ ધર્મની પ્રશંસા કોઇ મિથ્યાત્વી કરે અને તેના અનુરાગથી તેનાં સત્કારાદિ કરે. (૩) સમકિતીને કોઇ અન્ય ઉત્કૃષ્ટ ધર્મ બતાવીને અથવા અવસરોચિત સમકિતથી વિરુદ્ધ કાર્ય કરવાનું કહે અને કરવું પડે એ ત્રણ પ્રકારે કોઇ સમકિત વિરુદ્ધ કાર્ય કરે તો સમકિતનો ભંગ થાય નહિ,

૬ વિત્તિકંતારેણં—રસ્તો ભૂલી જવાથી કોઈ સમકિતી જીવ મહા અટવીમાં જઇ ચડ્યો હોય તે વખતે પોતાના તથા પોતાના કુટુંબના રક્ષણાર્થે અભક્ષ્ય ઉપરાંત વસ્તુને પશ્ચાત્તાપયુક્ત ભોગવે, તેમજ ત્યાં કોઇ માર્ગ બતાવવાની લાલચ આપી સમકિત વિરુદ્ધ આચરણ કરવાનું કહે ત્યારે સમકિતી પ્રાણ સ્વજન, ધનાદિની રક્ષા માટે તે કાર્ય કરે તો પણ સમકિતનો ભંગ થતો નથી

આ છ ને કોઈ છ આગાર પણ કહે છે અને કોઇ તેને છિંડી (બારી) પણ કહે છે જેમ રસ્તે ચાલતાં કોઇ પ્રકારની નડતર આવે ત્યારે બારી કુંચીમાં થઇને પાછા મુખ્ય રસ્તા ઉપર આવી જવાય છે તેવી જ રીતે સમકિતનું પાલન કરતાં કોઇ પ્રકારની લાચારી ઉભી થવા પામે તો ઉપર કહેલી બારીઓમાંથી પસાર થઇને પાછા મુખ્ય માર્ગ (સમકિત) ઉપર આવી જવાય છે. આ આગાર કંઇ બધા સમકિતીઓ માટે નથી. જેઓ

?, વીર, ધીર, સાહસિક દઢ સમકિતી હોય છે, જેમને હાડહાડની મજ્જાએ ધર્મનો રંગ ?િમજના રંગની પેઠે અટળ લાગી ગયો હોય છે તેઓ તો જાનમાલ, ઇજ્જત વગેરે સર્વસ્વનો નાશ થઇ જાય તો પણ કદાપિ કંચિત્ માત્ર પણ સમ્યક્ત્વમાં દોષ લગાડતા નથી. ?ામદેવાદિ શ્રાવકોની પેઠે પ્રખ્યાત સંકટમાં પણ કદી ચલાયમાન થતા નથી. પરંતુ જે કાયર છે અને સંકટમાં ધર્મનો નિર્વાહ કરી શકતા નથી તેઓ આ ૭ આગારો ?ર દૃષ્ટિ રાખીને સમકિત વિરૂદ્ધ આચરણ કરવા છતાં પણ ધર્મથી ભ્રષ્ટ થતા નથી પરંતુ દોષોત્પત્તિ હોય છે આ માટે સમકિતીઓનું કર્તવ્ય છે કે જ્યારે પણ ઉપર્યુક્ત પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે તેનાથી પોતાના સમકિતનું રક્ષણ કોઇ પ્રકારે થઇ શકે તેમ નથી એમ જણાય અને ન છૂટકે વિરૂદ્ધ આચરણ કરવું જ પડે તેવે પ્રસંગે મનમાં તો એવો જ વિચાર ?ાખે કે, જો મેં દીક્ષા લીધી હોત તો, સંસાર છોડયો હોત તો મારા માટે આવા પ્રસંગો ઉપસ્થિત થાત નહિ અને મારે દોષોનું સેવન પણ કરવું પડત નહિ ધન્ય છે તે મહા-પુરુષોને કે જેઓ આથી પણ ઘણા પરીષહો પ્રાપ્ત થયા છતાં પણ લેશ માત્ર દોષ ધિક્કાર ?ગાડતા નથી અને, કે હું આ પ્રકારે અકૃત્ય કરી રહ્યો છું. જ્યારે હું નિર્મળ સમકિતનું પાલન કરીશ ત્યારે જ મારો જન્મ જીવતર સફળ થશે અને તે જ મારો પરમ કલ્યાણકારક દિવસ હશે આ પ્રકારનો શુદ્ધ મનથી પશ્ચાત્તાપ કરી લાગેલા દોષોથી તુરત નિવૃત્તિ થઇને ગુરુ આદિક પાસે તે પાપની આલોચના, નિંદા કરી પ્રાયશ્ચિત્ત લઇને પોતાના સમ્યક્ત્વને શુદ્ધ કરે * પણ કોઇ રામ કે રાજ્ય, ગણ, બલવાન, સૂર કે વડીલને વહાલો થવા માટે અથવા પ્રખ્યાત થવા માટે અથવા ખાસ કારણ વગર છીંડી ને સેવે તો તે મિથ્યાત્વ મેળવે ?ત્યારે કુળદેવ કે કોઇ દેવ આવતા તો નથી છતાં તેમનાથી ખોટી રીતે ભય પામીને પુજે ?ો તે મિથ્યાત્વ મેળવે

## અગિયારમે બોલે ભાવના ૬.

પ્રત્યેક કાર્ય સિદ્ધ કરવા માટે ભાવનાના બળની પરમાવશ્યકતા છે '**यादृशी भावना यस्य सिद्धि र्भवति तादृशी**' જેવી જેની ભાવના હોય છે તેવું જ તેને ફળ મળે છે. એટલા માટે ભાવનાથી વિશુદ્ધ અને તેનું બળ વધારવા નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઇએ અને તેમ કરવા માટે નીચે લખેલા ૬ પ્રકારના કથનને લક્ષબિન્દુ બનાવવાથી સમકિતી સમકિતીમાં નિશ્ચલતા પ્રાપ્ત કરી શકે છે

---

* સવૈયા—રાજાકા હાંસલ કૌન ભરેગા? જો કોઇ વસ્તુ મોલા લેવેગા ભારી ।
લગા તો દોષ કૌન ગિનેગા? સાધુ શ્રાવક જો વ્રતધારી ॥

જો કોઇ દોષ લગ ગયા તો લે કર દંડ લગા દેવો કારી ।
ચડેગા ચતુર પડેગા ઘોડેસે, ક્યા પડેગી કહો પીસણહારી ॥

અર્થ—જે વેપાર કરશે તે દાણ ભરશે, સાધુ શ્રાવકના વ્રત ધારણ કરશે તે લાગેલા દોષોની ગણતરી કરશે અને તેનું પ્રાયશ્ચિ લઇ શુદ્ધ પણ થશે, જે ચતુર પુરુષ ઘોડે ચડશે તે પડશે, પણ દળણ દળનારી ઘોડા પરથી કેવી રીતે પડશે?

૧ ધર્મવૃક્ષનું સમ્યક્ત્વ મૂળ—વૃક્ષનું મૂળ મજબૂત હોય તો જ તે વાયુ આદિ ઉપદ્રવોની સામે ટકી શકે છે અને શાખા, પ્રતિશાખા, પત્ર, પુષ્પ, ફળ વગેરેથી ફાલી ફૂલી ઘણા કાળ પર્યંત ટકી શકે છે અને ઘણા પ્રાણીઓને વિવિધ પ્રકારના સુખ આપનાર નીવડે છે તેવી જ રીતે ધર્મરૂપ વૃક્ષનું સમ્યક્ત્વ રૂપ મૂળ છે તે દૃઢ રહેવાથી ધર્માત્માઓ મિથ્યાત્વરૂપ વાયુના ઉપદ્રવથી પરાભવ પામતો નથી અને નિશ્ચળ રહી મહાકીર્તિ રૂપ શાખા પ્રશાખાથી વિસ્તૃત થઈ આરૂપ પત્રની છાયા, સદ્‌ગુણરૂપ પુષ્પ, અને નિરામય સુખ રૂપ ફળથી પોતાને સુખી બનાવે છે

૨ ધર્મ નગરનો સમકિત રૂપ કોટ અથવા દરવાજા—જેમ નગરનો કોટ અને દરવાજા મજબૂત હોય તો દુશ્મનો તેનો પરાભવ કરી શકતા નથી તેવી જ રીતે વિવિધ પ્રકારની કરણી રૂપ ઋદ્ધિથી ભરપૂર ધર્મ રૂપ નગરનો જો સમકિત રૂપ કોટ મજબૂત હશે તો પાખંડ રૂપ શત્રુ સૈન્ય તેનો પરાભવ કરી શકશે નહિ. વળી જેવી રીતે દરવાજે થઈને નગરમાં જઈ સુખ પ્રાપ્ત કરી શકાય છે તેવી રીતે સમકિત રૂપ દરવાજામાં થઈને જ ધર્મરૂપ નગરમાં પ્રવેશ કરી શકાય છે સમકિત એ ધર્મનો દરવાજો છે અને ધર્મ એ આત્મિક ઋદ્ધિ અને પરમ સુખની પ્રાપ્તિનું સર્વોત્કૃષ્ટ સાધન છે

૩ ધર્મ પ્રાસાદનો સમકિત પાયો—જો ઇમારત કે મહેલનો પાયો મજબૂત હોય તો તેના ઉપર ગમે તેટલા માળ કરવા હોય તો થઈ શકે અને ચિરસ્થાયી રહી શકે છે તેવી જ રીતે ધર્મરૂપ મકાન તેના સમકિત રૂપ મજબૂત પાયા વડે જ ટકી શકે છે અને તેના ઉપર સંવરકરણી વગેરે મજલા બનાવી શકાય છે અને તે અચળ રહી શકે છે

૪ ધર્મરત્ન સમકિતરૂપ પેટી—જેવી રીતે મજબૂત પેટી (તિજોરી)માં રાખેલ જવાહિર ચોર લઈ જઈ શકતા નથી તેવી જ રીતે સમકિત રૂપ મજબૂત પેટીમાં સ્થાપન કરેલ ધર્મકરણી રૂપ રત્નોને કામ ક્રોધાદિ ચોરો પણ હરી લઈ જઈ શકતા નથી

૫ ધર્મ ભોજન સમકિત ભાજન—જેમ ઘૃત પક્વાન્ન, સાકર ચોખા વગેરે ભોજનને થાળી કટોરા વગેરે ધારણ કરી રાખે છે તેવી જ રીતે ધર્મકરણી રૂપ આત્મગુણના પોષક ઇષ્ટ મિષ્ટ ભોજનને સમકિત રૂપ ભાજન (પાત્ર) ધારણ કરી રાખે છે ભાજન વિના ભોજન રહી શકતું નથી તેવી જ રીતે સમકિત વિના ધર્મ પણ રહી શકતો નથી.

૬ ધર્મ કરિયાણું અને સમકિત કોઠી—જેમ મજબૂત કોઠીમાં રાખેલા બદામ, પિસ્તાં વગેરે કરિયાણાં કીડા ઉંદર તથા ચોરાદિના ઉપદ્રવથી સુરક્ષિત રહી શકે છે તેવી જ રીતે સમકિત રૂપ કોઠીમાં સ્થાપિત કરેલાં ધર્મ કરણી રૂપ કરિયાણાંને મિથ્યાત્વ, વિષય, કષાય આદિ કીડા ઉંદર ચોર ઉપદ્રવ કરી શકતા નથી સમકિત તે ધર્મનો રક્ષક છે

ઉક્ત ૭ પ્રકારની ભાવના જે સમકિતી ભાવતો રહે છે અને તે પ્રમાણે વર્તન કરતો રહે છે તે સમકિત અને ધર્મને આ લોક પરલોક સુખ કારણ ભાવરૂપ જાણી તેમાં દૃઢ નિશ્ચલ રહી શકે છે.

## બારમે બોલે સ્થાનક ૬

૧ આત્મા છે—ઘટપટાદિની પેઠે આત્મા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતો ન હોવાથી કેટલાક નાસ્તિકો કહે છે કે, જેમ સૂત્રધાર વગેરે કાષ્ટની પૂતળીઓને દોરીથી બાંધી નૃત્ય કરાવે છે,

તેમ ઇશ્વર પણ પોતાનું ચિત્ત પ્રસન્ન રાખવા મનુષ્ય, પશુ, પક્ષી, કીડા વગેરે પૂતળાંઓ બનાવી નચાવે છે. અને તે દોરીસંચાર કરતો બંધ પડે એટલે બધુ બંધ પડી જાય છે, પરંતુ આત્મા નામનો કોઇ પદાર્થ છે જ નહિ એમને પૂછીએ કે ભાઇ! આ પ્રકારની કલ્પના કરે છે તે કોણ છે? શબ્દ સ્પર્શ, રસ, રૂપ, ગંધનું વિજ્ઞાન કોને થાય છે? સ્વપ્નાવસ્થામાં દેખેલા પદાર્થોનું જાગ્રદવસ્થામાં સ્મરણ કોણ કરે છે? મૃત્યુ પછી શરીરમાંથી જ્ઞાનગુણ નષ્ટ શા માટે થઇ જાય છે? શરીરમાંથી ત્યારે કોણ નીકળી જાય છે? ઇત્યાદિ પ્રત્યક્ષ લક્ષણોથી જણાય છે; તે જ આત્મા છે; તે જ જીવ છે. આશ્ચર્યની વાત તો એ છે કે ખુદ આત્મા જ આત્માના વિષયમાં શંકાશીલ બને છે. તેણે સ્વયં સમજવું જોઇએ કે આ શકાનો કરનાર છે તે જ આત્મા છે, આ પ્રમાણે નિશ્ચય કરો કે આત્મા છે આત્મા ન હોય તો ઇશ્વર પણ કયાંથી હોય? આત્માના ગુણોનો સ્વ પ્રત્યક્ષ અનુભવ કરવાથી આત્મા સ્વ પ્રત્યક્ષ થાય છે જે પોતાનીજ પ્રેરણાથી ક્રીયા કરતો દ્રષ્ટીગોચર થાય છે તે પરોક્ષ રીતે આત્મા સાબીત થાય છે.

૨ આત્મ નિત્ય છે—ઉપર્યુકત યુકિતઓથી કેટલાક આત્માના અસ્તિત્વનો તો સ્વીકાર કરે છે, પણ કહે છે કે, પૃથ્વી, પાણી અગ્નિ, વાયુ અને આકાશ. એ પાંચભૂતોથી ૨૫ તત્ત્વથી * ઉત્પત્તિ થાય છે અને તેથી જ જીવની ઉત્પત્તિ થાય છે. શરીરમાં જીવ રકત રૂપે, વાયુ રૂપે તથા અગ્નિ રૂપે પરિણમે છે જ્યારે તેનો નાશ થાય છે ત્યારે જીવનો પણ નાશ થાય છે. અને જે જગતના પદાર્થ દૃષ્ટિગોચર થાય છે તે બધા ક્ષણ ક્ષણમાં રૂપાંતર પામ્યા કરે છે. તેવી જ રીતે આત્માનુ પણ રૂપાંતર થયાં કરે છે એટલા માટે આત્મા પણ અનિત્ય, અશાશ્વત છે, આવુ કહેનારાઓએ જાણવુ જોઇએ કે જડમાંથી ચેતનની ઉત્પત્તિ કોઈ કાળે થાય જ નહિ અને ચેતનમાંથી જડની ઉત્પત્તિ પણ ત્રણ કાળમાં થાય જ નહિ જડ સદાકાળ જડ રૂપે રહે છે અને ચેતન સદા ચેતન રૂપે રહે છે જેટલા જીવ છે અને જેટલા જડના પરમાણુ છે તેટલા જ તે અનાદિકાળથી અનંતકાળ સુધી રહેશે તેમાં એક જીવની કે એક પરમાણુની કદાપિ વધઘટ થશે નહિ, પરંતુ પરમાણુમાં એકઠા થવાનો તેમ જ વીખરાવાનો સ્વભાવ હોવાથી જડ પદાર્થોનું રૂપાન્તર થતુ રહે છે, પણ જીવમાં આમ થતું ન હોવાથી તે સદૈવ એક રૂપે શાશ્વતો રહે છે તેની સાબીતી એ છે કે પહેલી ક્ષણમાં આપણને જે અનુભવ થયો હતો તેનું જ્ઞાન પછીની ક્ષણમાં પણ કાયમ રહે છે એટલે વસ્તુનો તો પલટો થાય છે પણ તેનો અનુભવ કરનાર (આત્મા)નો પલટો થતો નથી + જો જીવની ઉત્પત્તિ કે નાશ થતાં હોય તેમ જ ક્ષણ ક્ષણમાં

* (૧) કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ પાંચ તત્ત્વ આકાશનાં, (૨) ધાવન, વલન, પ્રસારણ, આકુચન અને નિરોધન એ પાંચ તત્ત્વ વાયુના (૩) ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા અને મૈથુન એ પાચ તત્ત્વ તેજનાં (૪) લાળ, મૂત્ર રકત, મજ્જા અને વીર્ય એ પાંચ તત્ત્વ પાણીનાં અને (૫) હાડ, નાડી, માંસ, ત્વચા અને રોમ એ પાંચ તત્ત્વ પૃથ્વીના. એમ પાંચભૂતથી ૨૫ તત્ત્વની ઉત્પત્તિ થાય છે આમ 'પચીકરણ' નામક ગ્રથમાં લખ્યું છે.

× કોઇ પણ પદાર્થનો મૂળમાંથી કદાપિ નાશ થતો નથી, કેવળ રૂપાંતર જ થાય છે જેમ ઘડો ફૂટવાથી ઘડાની પર્યાય (આકાર)નો નાશ થયો, પરંતુ મૃતિકાનો નાશ થયો નથી મૃતિકાના બારીક અણુઓ છૂટાં પડી ગયા પછી પણ કાળાનરે તે જ પરમાણુ માટીના વાસણની પર્યાયરૂપે બની શકે આમ જડ પદાર્થનો પણ સમૂળ નાશ થતો નથી તો પછી ચેતનનો તો નાશ કેવી રીતે થાય? ઘટ પટાદિની પર્યાય જેમ પલટે છે તેમ શરીરની પર્યાયો પણ પલટી રહે છે, પણ જીવનો નાશ કદાપિ થતો નથી જીવ અસખ્યાતપ્રદેશી દ્રવ્ય છે તેવુ જ સદા શાશ્વત રહે છે.

તેનો પણ નાશ થતો રહેતો હોય તો પછી ધર્મ, અધર્મ પુણ્ય પાપ વગેરેનાં ફળ ભોગવનાર જગતમાં કોઈ રહે નહિ પણ આ વાત પ્રમાણ વિરુદ્ધ છે કેમકે જગતમાં કોઈ સુખી કોઈ દુઃખી, કોઈ શ્રીમંત, કોઈ ગરીબ વગેરે અનેકવિધ વિષમતાઓ પ્રત્યક્ષ જોઈ શકાય છે અને તે જીવનાં સ્વકૃત કર્મનું જ ફળ છે વળી ઉંદર અને બિલાડીને જન્મથી જ વેર છે એ પૂર્વજન્મને સિદ્ધ કરનાર પ્રમાણ છે જીવે પૂર્વે કરેલાં કર્મ હમણાં ભોગવે છે, હમણાં કરે છે તેનાં ફળ ભવિષ્યમાં ભોગવશે જીવના શરીરનો નાશ થતો રહે છે પણ જીવનો પોતાનો નાશ થતો નથી, તે તો સદા શાશ્વત છે તેના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશ પણ ન્યૂનાધિક થતો નથી આ નિશ્ચય માનવું દ્રવ્યથી આત્મા નિત્ય છે પર્યાય (અવસ્થા)થી અનિત્ય છે

૩ આત્મા કર્તા છે—ઉક્ત પ્રમાણોથી કેટલાક આત્માને નિત્ય તો માને છે પણ કહે છે કે આત્મા સ્વાધીન નથી પણ ઈશ્વરાધીન છે એટલે ઈશ્વરની ઇચ્છા પ્રમાણે જ સંસારનાં સઘળાં કાર્યો થતાં રહે છે જો આત્મા સ્વાધીન હોય તો દુઃખી શા માટે થાય! તેથી આત્મા કર્તા નથી આવું માનનારાઓએ સમજવું જોઈએ કે જે કરે તે જ ભોગવે. જેણે કર્મ કર્યું તેણે જ તેનું ફળ ભોગવવું જોઈએ. જો ઈશ્વર જ બધું કરનાર હોય તો કરણીનાં ફળ ઈશ્વરે જ ભોગવવાં જોઈએ પછી ઈશ્વરમાં અને જીવમાં કંઈ અંતર રહે નહિ પાછલાં પ્રકરણોમાં આ વિષે પણ વિવેચન થઈ ગયું છે અને અનેક યુક્તિઓ અને પ્રમાણોથી સિદ્ધ કરી ચૂક્યા છીએ કે કર્મનો કર્તા આત્મા જ છે વ્યવહારથી આત્મા કર્મનો કર્તા છે અને નિશ્ચયથી પોતાના ભાવનો કર્તા છે

૪ આત્મા ભોક્તા છે—ઉક્ત પ્રમાણોથી આત્માના કર્તૃત્વપણાનો તો કેટલાક સ્વીકાર કરે છે અર્થાત્ આત્મા કર્મનો કર્તા છે એમ માને છે પણ કર્મ જડ હોવાથી તે ગમનાગમન કરી શકતાં નથી તેથી તે અહીં જ રહી જાય છે અર્થાત્ જીવની સાથે જતાં નથી અને તેટલા માટે કૃતકર્મનું ફળ ભોગવનાર આત્મા નથી આવું માનનારે વિચારવું જોઈએ કે જેમ મદિરાપાન કરનારની સાથે મદિરાનો શીશો જતો નથી તથાપિ તે મદિરાપાન કરનાર જ્યાં જાય છે ત્યાં તે જડ મદિરાના ગુણના પરિણામ રૂપ નિશો તેની મુદ્દત પાકતાં જાગ્રત થાય છે તેવી જ રીતે કૃતકર્મનો રસ આત્મપ્રદેશમાં પરિણમી જીવની સાથે જાય છે અને તેના શુભાશુભ ફળ અબાધાકાળ (અંતર કાળ) પૂર્ણ થયા બાદ અવશ્ય ભોગવવાં જ પડે છે વ્યવહારથી આત્મા કર્મફળનો ભોક્તા છે અને નિશ્ચયથી પોતાના ભાવનો ભોક્તા છે

૫ આત્માનો મોક્ષ છે—ઉપર્યુક્ત પ્રમાણોથી કેટલાક આત્માનું અસ્તિત્વ કર્તૃત્વ અને ભોક્તૃત્વ વગેરે સ્વીકારે છે પણ કહે છે કે જેવી રીતે આ સંસાર અનાદિ અનંત છે તેવી જ રીતે આત્મા અને કર્મનો સંબંધ પણ અનાદિ અનંત છે કર્મ કરવાં અને તેનાં ફળ ભોગવવાં એવો વ્યવહાર અનાદિ કાળથી ચાલતો આવ્યો છે અને અનંતકાળ સુધી તે ચાલતો રહેશે. કેટલાક એવું માને છે કે જે પદાર્થની આદિ હોય તેનો જ અંત હોય અને જે અનાદિ હોય છે તે જ અનંત હોય છે. એમણે જાણવું જોઈએ કે વંશપરંપરા અનાદિ છે એ મનુષ્યની પિતા, પિતામહ વગેરે પેઢીઓ ગણતાં તેની ક્યાંય આદિ હોતી નથી,

મતલબ કે તે અનાદિ છે છતાં કોઇ મનુષ્ય બાલબ્રહ્મચારી રહે અથવા નિર્વંશ મરી જાય તો વંશપરંપરાનો જે અનાદિ સંબંધ તે તૂટી જાય છે, અર્થાત્ ત્યાં અનાદિ સાંતનો વિકલ્પ લાગુ થાય છે. એવી જ રીતે મૃતિકા અને સુવર્ણનો સંબંધ અનાદિ કાળનો હોવા છતાં અગ્નિ ક્ષાર, સુવર્ણકાર વગેરેનો યોગ મળતાં તે અનાદિ સબંધ છૂટી શુદ્ધ સુવર્ણ માટીથી અલગ થઇ જાય છે એ જ પ્રમાણે આત્મા પણ અનાદિ કર્મ સંબધથી છૂટી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. સંબંધ બે પ્રકારના છે ૧ સમવાય અને ૨ સંયોગ આત્મા અને તેનો ઉપયોપ ગુણ, સુવર્ણ અને તેનો પીળાપણાનો ગુણ એ સમવાય સંબધ કહેવાય. તે અનાદિ અનંત સંબંધ છે પણ જીવ અને કર્મનો અથવા સુવર્ણ અને માટીનો સંબંધ તે સયોગ સંબધ છે, અને તે અનાદિ સાંત પણ હોઇ શકે છે. જીવને અનાદિકાળથી કર્મ લાગેલાં છે એ ખરૂ છે, પણ જે કર્મો અનાદિકાળ પહેલાં હતાં તેનાં તે જ અત્યારે પણ છે એમ નથી કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તો ૭૦ ક્રોડાક્રોડ સાગરોપમની છે એટલે કર્મ બાંધવાં છોડવાં વળી બાધવા વગેરે વ્યવહાર અનાદિ કાળથી ચાલ્યો આવતો હતો તે પૂર્વોક્ત વંશપરંપરાના દ્દષ્ટાંતે બંધ પડતાં આત્માનો મોક્ષ પણ થઇ શકે છે નવાં કર્મ આવવાં ઓછા ઓછા થતા જાય અને જુના કર્મ વધારે વધારે ખપતાં જાય તો એક વખત એવો આવે જ કે સર્વ કર્મનો નાશ થઈ જાય.

૬ મોક્ષનો ઉપાય છે—ઉપરનું કથન સાંભળીને મુમુક્ષુઓને મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય જાણવાની જિજ્ઞાસા થાય એ સ્વભાવિક છે તેમણે જાણવુ જોઇએ કે, જેવી રીતે સુવર્ણકાર માટીમાંથી સોનાને પૃથક્ કરવા માટે કુલડીમાં સોનાને સ્થાપન કરી ક્ષાર અને અગ્નિના પ્રયોગ વડે માટીને બાળીને શુદ્ધ સુવર્ણ કાઢી લે છે, તેવી જ રીતે જ્ઞાન રૂપ સુવર્ણકાર દ્વારા સમજાણું કે આઠ કર્મ રૂપ મૃતિકામાં આત્મ સુવર્ણ મિશ્રિત છે તેને પૃથક્ કરવું ઉચિત છે ત્યારે બધા ગુણના ભાજન સમાન સમ્યકત્વ રૂપ કુલડીમાં આત્માને સ્થાપન કરી, તેની સાથે આત્મા અને કર્મને છૂટા પાડનાર ચારિત્રરૂપ ક્ષારનો પ્રયોગ મેળવી અર્થાત્ ચારિત્રધર્મનો સ્વીકાર કરી કર્મ રૂપ મેલને ભસ્મીભૂત કરનાર તપ રૂપ અગ્નિના પ્રયોગથી બાળી નાખે, બાહ્ય તપથી બાહ્ય ઉપાધિને ભસ્મ કરે, અભ્યંતર તપથી અભ્યંતર ઉપાધિને ભસ્મ કરે આ પ્રકારે આત્મા અને પરમાત્માની એકતારૂપ ધ્યાનથી કર્મરૂપ મેલથી આત્મા રૂપ સુવર્ણને પૃથક્ કરે અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરે

જેવી રીતે ભટકતો માણુસ સ્વસ્થાનને પ્રાપ્ત કરી સ્થિર થઇ સુખી થાય છે, તેવી જ રીતે અનાદિકાળથી મિથ્યામાર્ગે ચડી ભૂલો પડેલો આત્મા ઉક્ત ૭ સ્થાનનો વિચાર કરી, સદ્ધર્મના સ્વરૂપને યથાતથ્ય સમજવાથી સમ્યકત્વ સ્થાનમાં સ્થિર થઇ સુખી થાય છે

૪ શ્રદ્ધાન, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધતા, ૫ લક્ષણ, ૫ દૂષણ, ૫ ભૂષણ - ૮ પ્રભાવના, ૬ યતના, ૬ આગાર, ૬ સ્થાનક અને ૬ ભાવના એમ સર્વ મળી ૬૭ બોલ વ્યવહાર સમકિતના થયા, આટલા ગુણો જે આત્મામાં હોય તેને વ્યવહારથી સમકિતી જાણવો.

## સમ્યક્ત્વની ૧૦ રુચિ

૧ નિસર્ગ રુચિ—ગુરુ આદિનો ઉપદેશ સાંભળ્યા વિના જ સ્વસ્વભાવથી જ સમ્યક્ત્વના આવરણરૂપ પ્રકૃતિઓ નષ્ટ થઈ જવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ જાય જેમ—૧ કલિંગ દેશના રાજા 'કરકંડુ' સેના સહિત વનમાં ગયા. એક રમણીય આમ્રવૃક્ષને જોઈ તેની મંજરી તોડી, પછી બધી સેનાએ મંજરી પાંદડાં વગેરે તોડી લીધાં એટલે વૃક્ષ ઠુંઠું જેવું થઈ ગયું. પાછા ફરતી વખતે એ શોભાહીન આંબાને આ પ્રમાણે અરમણીક થઈ ગયેલો જોઈને રાજાને વૈરાગ્ય ઉપજ્યો અને સમજ્યો કે જગતમાં સર્વ શોભા પુદ્ગલોની છે. ૨ પંચાલ દેશના દ્વિમુખ રાજા પ્રથમ તો મહોત્સવને માટે શણગારેલા સ્તંભને જોઈ ખુશી થયો, પછી મહોત્સવ પૂર્ણ થયે સ્તંભ તૂટી પડ્યો તે જોઈ વૈરાગ્ય પામ્યો, કે સંસારમાં પ્રતિષ્ઠા પુણ્ય સંયોગે પ્રાપ્ત થાય છે અને ખૂટવાથી આ સ્તંભના જેવી સ્થિતિ થઈ જાય છે. ૩ વિદેહ દેશના રાજા 'નમિરાજ' ને દાહજ્વર થયેલો તેને ઉપશમાવવા ૧ ૮ રાણીઓ ચંદન ઘસવા લાગી. તેમના હાથમાંના કંકણોનો શોર સાંભળતાં રાજા ખેદિત થયો આથી રાણીઓએ એક એક ચૂડી રાખી બાકીની ઉતારી અળગી કરી અને શોરબકોર બંધ પડી ગયો. આ પ્રસંગથી રાજા એકત્વભાવના ભાવતાં ભાવતાં વૈરાગ્ય પામ્યા અનેકના સંગ વડે જ દુનિયામાં દુઃખની પ્રાપ્તિ હોય છે એકલો આત્મા સુખી થાય છે ૪ ગંધાર દેશના નિગ્ગઇ રાજાએ એક હૃષ્ટપુષ્ટ સાંઢને બાંધેલા યુદ્ધમાં ઘુમતો જોયેલો. તે બાદ એ સાંઢ દુબળ થઈ નીચે પડી ગયો ત્યારે બાળ વગેરે કોઈને તેની પાસે ન જોયા. આ ઉપરથી તેને વૈરાગ્ય ઉપજ્યો કે આ સંસારમાં બધો પ્રેમ મતલબનો જ છે (આ ચારે પ્રત્યેકબુદ્ધ રાજાઓ દીક્ષા લઈ મોક્ષ પધાર્યા છે) આ જ પ્રમાણે કોઈ પણ પ્રાણી પ્રસંગને જોવાથી કે સાંભળવાથી જાતિસ્મરણ આદિ જ્ઞાનની પ્રાપ્તિ થાય તેના પરિણામે પૂર્વભવમાં જે જીવાદિક નવ પદાર્થનું દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવથી યથાર્થ જાણપણું કર્યું હોય તેનું સ્મરણ થઈ આવે અને જિનપ્રણીત ધર્મ પર રુચિ થાય, ધર્મનો સ્વીકાર કરે તેમ જ કોઈ અન્યમતાવલંબીને અજ્ઞાન તપના પ્રભાવથી કર્મનો ક્ષયોપશમ થતાં તેને વિભંગ જ્ઞાનની પ્રાપ્તિ થાય તેને લીધે જૈન ધર્મની વિશુદ્ધ પ્રવૃત્તિ જોઈ તે જૈનધર્મનો અનુરાગી બને અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થતાં અજ્ઞાનનો નાશ થઈ અવધિજ્ઞાનનો પ્રકાશ થાય. તેથી નિસર્ગથી નિર્ગ્રંથથી જૈનધર્મની આરાધના કરવાની રુચિવાળો બને તેને નિસર્ગરુચિ કહેવાય.

૨ ઉપદેશ રુચિ—જે કોઈ તીર્થંકરો કેવળજ્ઞાનીઓ, સામાન્ય સાધુઓ તથા આચાર્યો વગેરેના ઉપદેશથી જીવાદિ નવ પદાર્થોનું યથાતથ્ય સ્વરૂપ સમજીને તત્ત્વો જાણે અને તેને ધર્મ કરવાની રુચિ જાગ્રત થાય તેને, ઉપદેશ રુચિ કહીએ.

૩ આજ્ઞા રુચિ—જે રાગ દ્વેષ, મિથ્યાત્વ, અજ્ઞાન ઇત્યાદિ દુર્ગુણોનો નાશ કરી આત્માને જ્ઞાનાદિ અનેક સદ્ગુણોમાં સ્થાપન કરવાવાળી અનંત ભવભ્રમણનાં દુઃખોનો નાશ કરી મુક્તિપંથમાં પ્રવર્તાવવાવાળી એવી અનેકાનેક ગુણોની ખાણ તે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે તેને આરાધવાની અર્થાત્ તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાની જે ઇચ્છા થવી તેનું નામ આજ્ઞારુચિ.

૪ સૂત્રરુચિ શ્રી જિનેશ્વરપ્રણીત અને ગણધરાદિ ૧ પૂર્વ સુધીનું જ્ઞાન ધરાવનારાઓએ રચેલાં દ્વાદશાંગ આદિ જે સૂત્રો છે તેનું પાન કરી કરાવી તેમાં રહેલાં આશય

જ્ઞાનને અનુભવમા પરિણમાવે, અપૂર્વ જ્ઞાનના રસમાં આત્માને તલ્લીન બનાવે અને ઉત્સાહપૂર્વક તેનું જ વારંવાર શ્રવણ, પઠન કરવાની ઉત્કંઠા જાગ્રત થાય તેને સૂત્રરૂચિ કહે છે.

૫ બીજ રુચિ–જેવી રીતે હળવડે ખેડેલી ખાતર પૂરેલી અને વૃષ્ટિથી તૃપ્ત થયેલી રસાળ ધરતીમાં વાવેલું બી અનેક બીજનુ ઉત્પાદન નીવડે છે તેવી જ રીતે વિષય કષાય કમી કરવાથી શુદ્ધ બનેલા, ગુરુ ઉપદેશથી પોષણ પામેલા અને સંતોષાદિ ગુણોથી તૃપ્ત થયેલા ભવ્ય જીવના હૃદયરૂપી ખેતરમા વાવેલુ જ્ઞાન રૂપ બીજ વૃદ્ધિ પામે છે તથા જેવી રીતે પાણીમાં નાખેલું તેલનુ બિંદુ પ્રસરે છે તેવી જ રીતે એક પદનુ જ્ઞાન પ્રાપ્ત થતાં અનેક પદ રૂપે પરિણમે–વિસ્તાર પામે તે બીજ રુચિવાળો કહેવાય.

૬ અભિગમ રુચિ–કોઇને શ્રુતજ્ઞાનની વિશુદ્ધિ થતાં તે અંગોપાંગ, પયન્ના દૃષ્ટિવાદ આદિ સૂત્ર અને તેના અર્થરૂપ જ્ઞાનનો અભ્યાસ કરતાં કરતાં વિશુદ્ધ જ્ઞાન થવાથી સમકિતની પ્રાપ્તિ થાય તેને અભિગમ રુચિ કહે છે, અને તે ભાવો બીજાને સંભળાવતા-સંભળાવતા તે શ્રોતાને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તેને પણ અભિગમ રુચિ કહેવામાં આવે છે.

૭ વિસ્તાર રુચિ–જીવાદિ નવતત્વ, ધર્માસ્તિ આદિ છ દ્રવ્ય નૈગમાદિ ૭ નય, નામાદિ ૪ નિક્ષેપ, પ્રત્યાક્ષાદિ ૪ પ્રમાણ, તેનો દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી વિસ્તાર પૂર્વક જ્ઞાનાભ્યાસ કરતા કરતા સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તે વિસ્તાર રુચિ.

૮ ક્રિયા રુચિ–સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વિનય, સત્ય પ્રતિજ્ઞા આદિ પૂર્વક પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ રૂપ આઠ પ્રવચન માતાનુ પાલન કરવામાં ઉત્સાહ જાગ્રત થાય, પ્રતિદિન આચાર ક્રિયાની વિશુદ્ધિ કરતા રહેવાની ઇચ્છા રહે તે ક્રિયા રુચિ જાણવી.

૯ સક્ષેપ રુચિ–કેટલાક હળુકર્મી જીવ એવા છે કે. તેઓ ધર્મ અધર્મનો કશો ભેદ જાણતા નથી હોતા, પરંતુ અનભિગ્રહિક મિથ્યાત્વીની પેઠે બધા ધર્મને માને છે, તેવા જીવો કદાચિત્ પુણ્યોદયથી સત્સંગતિને પ્રાપ્ત કરી સદ્ જ્ઞાન શ્રવણ કરવાનો સુયોગ મળવાથી સદ્ગુણોનુ સંક્ષિપ્ત કથન શ્રવણ કરી તત્કાળ ભાવભેદને સમજી જાય અને મિથ્યાત્વનો પરિત્યાગ કરી સદ્ધર્મનો સ્વીકાર કરી લે તેને સક્ષેપ રુચિવાળો જાણવો.

૧૦ ધર્મ રુચિ–સમ્યક્ત્વાદિ સૂત્રધર્મ અને વ્રતાદિ ચારિત્ર ધર્મ તથા ક્ષમા, નિર્લોભતા આદિ યતિધર્મ ઇત્યાદિ પ્રકારના ધર્મનુ કથન શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું છે તે જ પ્રમાણે નું શ્રદ્ધાન કરી આરાધના કરવાથી રૂચિ થાય તથા ધર્માસ્તિ આદિ છ દ્રવ્યના સૂક્ષ્મ ભાવો તથા ગાંગેય આદિના ભાંગા શ્રવણ કરી, સંદેહ રહિત સત્ય શ્રદ્ધાન કરી ઉત્સાહ-પૂર્વક ધર્માનુષ્ઠાન, ધર્મકરણીનું સમાચરણ કરે તેને ધર્મરૂચિવાળો જાણવો.

જેવી રીતે જ્વરનો નાશ થવાથી મનુષ્યને ભોજનની રૂચિ જાગ્રત થાય છે. અને રુચિપૂર્વક કરાયેલુ ભોજન સુખકર્તા નીવડે છે તેવી જ રીતે મિથ્યાત્વ રૂપ જ્વરનો નાશ થવાથી દશ પ્રકારથી ધર્મનુ આરાધન કરવાની રૂચિ જાગ્રત થાય છે અને રૂચિપૂર્વક-ઉત્સાહ પૂર્વક આચરણ કરેલો ધર્મ યથાર્થ ફળદાતા બની આત્માને અક્ષય સુખી બનાવે છે.

## સમકિતીને હિતશિક્ષા

પ્રથમ આચારાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના ચોથા અધ્યયનમાં શ્રમણ ભગવંત શ્રી મહાવીર સ્વામીએ નીચે પ્રમાણે સમકિતીઓને હિતશિક્ષા આપી છે

૧ ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ તીર્થંકરોનું ફરમાન છે કે, બે ઇન્દ્રિયાદિ પ્રાણી વનસ્પત્યાદિ ભૂત, પંચેન્દ્રિયાદિ જીવ તથા પૃથ્વ્યાદિ સત્ત્વની જ્યાં કિંચિત્ માત્ર પણ હિંસા કદાપિ થતી નથી કિંચિત્ માત્ર દુઃખ ઉત્પન્ન થતું નથી ત્યાં જ સત્ય, શુદ્ધ સનાતન ધર્મ છે રાગીઓનો, ત્યાગીઓનો, ભોગીઓનો અને યોગીઓનો એમ સર્વનો તે ધર્મ એક સરખો આરાધ્ય છે ૨ ઉક્ત ધર્મનો સ્વીકાર કરી તેના પાલનમાં કદી પણ પ્રમાદી બનવું ન જોઇએ પરંતુ નિરંતર શુદ્ધ અસક્ત બનીને તેનું પાલન કરવું જોઇએ ૩ મિથ્યાત્વીઓના મિથ્યા આડંબર-બાહ્યાચારને જોઇને વ્યામોહ પામવો નહિ, ૪ સંસારમાં રહેલા સમકિતીઓએ મિથ્યાત્વીઓનું અનુકરણ (દેખાદેખી) ન કરવું જોઇએ. ૫ જે મિથ્યાત્વીઓનું અનુકરણ કરતો નથી તેનાથી કુમતિ સદૈવ દૂર રહે છે ૬ ઉક્ત ધર્મ પર શ્રદ્ધા નથી તે જ મોટામાં મોટી કુમતિ છે ૭ સર્વ તીર્થંકરોએ કેવળ જ્ઞાનથી જોઇ કેવળજ્ઞાનથી જાણી અને યથા ખ્યાત ચારિત્રથી પૂર્ણાનુભવ યુક્ત થઇને ઉપર્યુક્ત ધર્મનું ફરમાન કર્યું છે ૮ સંસારી જીવો મિથ્યા પાશમાં ફસાયેલા રહી અનંત સંસાર પરિભ્રમણ કરે છે ૯ તત્ત્વથી મહાત્મા તે જ છે કે જે પ્રમાદનો નિરંતર ત્યાગ કરી સાવધાનપણે ધર્મપંથે વિચરે છે ઇતિ પ્રથમોદ્દેશ.

૧ જે કર્મબંધનના હેતુઓ છે તે સમકિતીઓને માટે વખત પર કર્મ છોડવાના હેતુ નીવડે છે ૨ અને જે કર્મ છોડવાના હેતુઓ છે તે મિથ્યાત્વીઓને માટે કર્મબંધનના હેતુ નીવડે છે ૩ જેટલા કર્મ બાંધવાના હેતુ છે તેટલાજ કર્મ છોડવાના હેતુ છે ૪ જન્મજરાદુઃખોને કર્મોથી પીડિત થતા જોઇને કોણ ધર્મ કરવામાં પ્રવૃત્ત નહિ થાય? મુખ્યાર્થી કહો તે તો અવશ્ય થશે. ૫ વિષયાસક્ત અને પ્રમાદી જીવ પણ જૈનશાસ્ત્રનું શ્રવણ કરી ધર્માત્મા બની જાય છે ૬ અજ્ઞાનીઓ કાળનો કોળીઓ બનવા છતાં પણ આરંભમાં તલ્લીન બની સંસારની વૃદ્ધિ કરે છે નરકના દુઃખના પણ શોખીન કેટલાક જીવો હોય છે તેઓ પુનઃપુનઃ નરકગમન કરવા છતાં પણ તેનાથી તૃપ્ત થતા નથી. ૮ ક્રૂર કર્મના કરનાર દુઃખ પામે છે અને તેને છોડે છે તે સુખી થાય ૯ કેવળીના વચન જેવાં જ શ્રુત પૂર્વના ધારક શ્રુતકેવળીનાં પણ કથન હોય છે ૧૦ હિંસાના કાર્યમાં જે દોષ માનતો નથી તે અનાર્ય છે ૧૧ એવા અનાર્યનાં વચન પાગલ મનુષ્યના બબડાટ જેવાં છે ૧૨ જીવની ઘાત કરી તો આપણે પર રહી પરંતુ તેમને દુઃખ પણ દેવા નથી તે આર્ય છે ૧૩ તેમને સુખ વહાલું છે કે દુઃખ? આ પ્રશ્ન અનાર્યોને પૂછવાથી સત્ય ધર્મનો નિર્ણય તેના ઉત્તરમાંથી જ મળી રહેશે. ઇતિ દ્વિતીયોદ્દેશ.

૧ પાખંડી જનોની આડંબરતા પર લક્ષ આપતા નથી તે ધર્માત્મા છે ૨ હિંસાને દુઃખદાતા જાણી તેનો પરિત્યાગ કરે શરીર પર મમત્વ ન કરે ધર્મનાં તત્ત્વોના જ્ઞાતા અને કપટ રહિત ક્રિયાનું સમાચરણ કરે અને કર્મ તોડવામાં સદૈવ તત્પર રહે તેજ સમકિતી છે ૩ અનંતાનુબંધી બાળને દુઃખ ન દે તે જ ધર્માત્મા છે ૪ જિનેશ્વરની આજ્ઞાનું પાલન કરે આત્માને એકલો જાણે, તપશ્ચર્યાથી તનને તપાવે તે જ પંડિત છે ૫ પુરાણાં કાષ્ટની પેઠે દેહમમત્વનો શીઘ્રતાથી ત્યાગ કરે અને તપ અગ્નિથી કર્મને બાળે તેજ મુનિ છે ૬ મનુષ્યનું આયુષ્ય અલ્પ જાણી મોક્ષને ઇચ્છે તે જ સંત છે ૭ ક્રોધાદિક કષાયને વશીભૂત

મારેલું જગત્ દુખી થઇ રહ્યું છે એવો વિચાર કરે તે જ જ્ઞાની છે. ૮ કષાયને ઉપશમાવી શાંત બને તે જ સુખી છે. ૯ ક્રોધાગ્નિથી પ્રજ્વાલત ન બને તે જ વિદ્વાન છે. ઇતિ તૃતીયોદ્દેશ.

૧ પ્રથમ થોડું અને પછી વિશેષ એમ ક્રમે ક્રમે ધર્મ અને તપની વૃદ્ધિ કરવી જોઇએ. ૨ શાન્તિ, સંયમ, જ્ઞાન ઇત્યાદિ સદ્ગુણોની વૃદ્ધિ કરવાનો નિરંતર ઉદ્યમ કરવો જોઇએ. ૩ મુક્તિનો માર્ગ મહા વિકટ છે. ૪ બ્રહ્મચર્યનું પાલન કરવાનો તથા મોક્ષની પ્રાપ્તિ કરવાનો મુખ્ય ઉપાય તપશ્ચર્યા જ છે ૫ જે સંયમધર્મથી ભ્રષ્ટ બનેલા છે તે કશા કામના નથી ૬ મોહ રૂપ અંધારામાં આથડતા જીવો જિનાજ્ઞાનો લાભ પ્રાપ્ત કરી શકતા નથી ૭-ગત જન્મમાં જેમણે જિનાજ્ઞાનું આરાધન કર્યું નથી તે હવે શું કરશે ? ૮ જેઓ જ્ઞાની બનીને આરંભથી નિવર્તે છે તે જ પ્રશંસનીય છે ૯ અનેક પ્રકારનાં દુખો આરંભથી જ ઉત્પન્ન થાય છે ૧૦ જેઓ ધર્માર્થી છે તેઓ પ્રતિબંધનો ત્યાગ કરી એકાંત મોક્ષાભિમુખ હોય છે ૧૧ કૃતકર્મના ફળ અવશ્ય ભોગવવાં જ પડશે એવું જાણી કર્મબંધન કરતાં ડરવું જોઇએ અને ૧૨ જે સદ્ધર્મી, સત્યધર્માવલંબી, જ્ઞાનાદિ ગુણમાં રમણ કરનાર પરાક્રમી, આત્મકલ્યાણ અર્થે દ્રઢ લક્ષયુક્ત, પાપકાર્યથી નિવૃત્તિ પામેલો અને યથાર્થ લોક સ્વરૂપનો દર્શક હોય છે તેને કોઇ પણ દુખી કરી શકતું નથી. ઇતિ ચતુર્થ ઉદ્દેશ

આ તત્ત્વદર્શી સત્પુરુષોનો અભિપ્રાય છે કે તે પ્રમાણે ચલશે તે આધિ, વ્યાધિ, ઉપાધિ આદિ સર્વ દુખોનો નાશ કરી અનંત, અક્ષય, અવ્યાબાધ સુખનો ભોક્તા બનશે.

ઉપર પ્રમાણે સમ્યક્ત્વનું સ્વરૂપ શાસ્ત્રો અને ગ્રંથોમાં દર્શાવ્યું છે. તે જ પ્રમાણે અહીં કહેવામાં આવ્યું છે. ધર્મનું પગથીયું સમકિત છે. અર્થાત્ સમકિત સહિત કરેલો ધર્મ જ અનંત કર્મવર્ગણાની નિર્જરા રૂપ મહા ફળને આપનાર નીવડે છે. અને સમકિત વિનાની કરણી મોક્ષદાતા ન હોવાથી નિરર્થક કહી છે.

દોહરો—એક સમકિત પાયે બિના, તપ જપ ક્રિયા ફોક,
જૈસે મુર્દા સિનગારવા, સમજ કહે તિલોક.

એમ જાણી ધર્મના યથાર્થ ફળને ઇચ્છનારે સમ્યક્ત્વ રત્ન અવશ્ય પ્રાપ્ત કરવું જોઇએ ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬મા અધ્યયનમાં કહ્યું છે કે-

सम्मदंसणरत्ता, अनियाणा सुक्कलेसमोगाढा ।
इय जे मरंति जीवा, तेसिं सुलहा भवे बोही ॥ २५७ ॥

અર્થ—જે જીવ મિથ્યાત્વ અને રાગદ્વેષના મળ રહિત હોય છે તથા કલેશ રહિત શાંત સ્વભાવી બની જાય છે અને જિનપ્રણીત શાસ્ત્રાનુસાર તથા નિયાણા રહિત નિર્મળ કરણી કરવામાં તત્પર રહે છે તે જ સ્વલ્પ સંસારી થાય છે. અર્થાત્ ભવોભવમાં સુલભતાથી બોધિબીજને પ્રાપ્ત કરી શીઘ્ર મોક્ષને પ્રાપ્ત કરી લે છે

मिच्छा दंसणरत्ता सनियाणा किन्हलेसमोगाढा ।
इय जे मरंति जीवा तेसिं पुण दुल्लहा बोही ॥ २५८ ॥

અર્થ—જે જીવ મિથ્યાદર્શનમાં અનુરક્ત રહે છે તે પાપકર્મ કરે છે અને કૃષ્ણ લેશ્યાવાળા થાય છે અને એવા જીવને બોધિ (સદ્ધર્મની પ્રાપ્તિ) દુર્લભ થઈ પડે છે

जिणवयणे अणुरत्ता जिणवयणं जे करंति भावेणं ।
अमला असंकिलिट्ठा ते होंति परित्तसंसारी ॥ २५१ ॥

અર્થ—જે જીવ જિનવચન (સિદ્ધાંત વાણી)માં અનુરક્ત રહે છે અને તે પ્રમાણે ભાવથી આચરણમાં ઉતારી વર્તે છે તે મળરહિત અને (મોહ મત્સરાદિ) ક્લેશરહિત થાય છે અને ક્રમે કરીને સંસારથી મુક્ત થાય છે.

---

શાસ્ત્રોદ્ધારક બાળ બ્રહ્મચારી ઋષિ સંપ્રદાયમાં સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી
મહારાજ વિરચિત જૈન તત્ત્વ પ્રકાશ ગ્રંથના બીજા ખંડનું
સમ્યક્ત્વ નામક ચોથું પ્રકરણ સમાપ્ત.

---

# પ્રકરણ પાંચમું

## સાગારી ધર્મ—શ્રાવકાચાર.

श्रीसर्वज्ञपदाम्बुसेवनमतिः शास्त्रागमे चिन्तना ।
तत्त्वातत्त्वविचारणे निपुणता, सत्संयमे भावना ।
सम्यक्त्वे रुचिता क्षयोपशमता जीवादिके रक्षणा ।
सत्सागारिगुणा जिनेन्द्रकथिता येषां प्रसादाच्छिवम् ॥ १ ॥

અર્થ—શ્રી જિનેંદ્ર ભગવાને સાગારીધર્મ એટલે શ્રાવકધર્મના ગુણો આ પ્રમાણે કહ્યા છે શ્રી સર્વજ્ઞની આજ્ઞાનું પાલન કરે તે જ તેમની સેવા છે તેમાં જ જેની મતિ લાગેલી રહે. આપ્ત પુરુષો દ્વારા પ્રરૂપેલાં આગમોના અર્થ વિચારવામાં જે સદૈવ તત્પર રહે, તત્ત્વાતત્ત્વ, ધર્માધર્મ, ન્યાય, અન્યાય વગેરેનો નિર્ણય કરવાને માટે બુદ્ધિનો સદુપયોગ કરે, સંયમની ભાવના ભાવે, સમ્યક્ત્વની રુચિવાળો હોય, પાપને ખપાવવાનો નિરંતર પ્રયત્ન કરતા હોય, ત્રસ સ્થાવર જીવોનું રક્ષણ યથાશક્તિ કરતો હોય અને જિનેન્દ્રકથિત માર્ગનો અનુસરનાર હોય તેમના પ્રસાદ વડે સુખી થાય, શિવસુખ પામે.

न्यायोपात्तधनो यजन् गुणगुरून् सद्गीस्त्रिवर्गं भज- ।
न्नन्योन्यानुगुणं तदर्हगृहिणी स्थानालयो ह्रीमयः ।
युक्ताहारविहार आर्यसमितिः प्राज्ञः कृतज्ञो वशी ।
शृण्वन्धर्मविधिं दयालुरघभीः सागारधर्मं चरेत् ॥ २ ॥

અર્થ—ન્યાયથી દ્રવ્યોપાર્જન કરનારો હોય, ગુણાનુરાગી હોય, ધર્મ અર્થ અને કામ એ ત્રણેનું યથોચિત સેવન કરનાર હોય, પરસ્પર ગુણોનો જોનારો, અને માટે જ્ઞાનના ભંડાર રૂપ, લોકાપવાદથી લજ્જાનો ધારક હોય, પોતાની અને પણ ધર્મમાર્ગમાં પ્રવર્તાવનાર હોય, સદ્દેવ, ગુરુની, ધર્મની, રાજની મર્યાદાની અંદર રહેનાર હોય, શ્રાવક ધર્મને યોગ્ય આહાર અને વ્યાપારની આજીવિકા કરનાર હોય, સત્પુરુષોની સંગતિ કરનાર હોય, કોઇ સલાહ માગે તેને શુદ્ધબુદ્ધિપૂર્વક સાચી સલાહ આપનાર હોય, મહા બુદ્ધિવંત હોય, અન્યના અલ્પ ઉપકારને પણ મહાન્ માને, કૃતજ્ઞ હોય, કામ, ક્રોધ, મદ, મોહ, લોભ અને મત્સર આ છ રિપુઓને વશ કરનાર હોય, સત્શાસ્ત્રનું શ્રવણ કરનાર હોય, સામાયિક, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન આદિ ધર્મક્રિયાનુષ્ઠાનનું વિધિપૂર્વક આરાધન કરવાવાળો હોય, મહા દયાવાન્ હોય, અને પાપકૃત્યથી સદા ભયભીત બની રહેતો હોય. આ બધા ગુણો શ્રાવકોને આદરણીય છે. અર્થાત્ આ ગુણોથી અલંકૃત-શોભિત હોય તેને જ શ્રાવક કહેવો.

૧ અગાર એટલે, ઘર, ઘરમાં અર્થાત્ ગૃહસ્થાવાસમાં રહીને ધર્મારાધન કરાય છે તે સાગારીધર્મ કહેવાય વ્યવહારમાં તેનો અર્થ એવો પણ કરવામાં આવે છે કે સાધુનાં વ્રત મુક્તાફળ (મોતી) સમાન છે અર્થાત્ મોતી અખંડિત ધારણ કરાય છે. તેવી રીતે સાધુજી સાવદ્યયોગનાં ત્રિકરણ ત્રિયોગે એમ નવ કોટિએ પ્રત્યાખ્યાન કરી પંચ મહાવ્રત પાળે છે, પણ એક બે વ્રતના ધારક હોય તે સાધુ કહેવાતા નથી. આવી રીતે સાધુનાં વ્રત અખંડિત હોવાથી તેમાં કોઈ પ્રકારનો આગાર ન હોવાથી તેઓ અણગાર કહેવાય છે અથવા સાધુ ઘરના ત્યાગી હોવાથી પણ અણગાર કહેવાય છે. અને શ્રાવકનાં વ્રત સુવર્ણ સમાન છે અર્થાત્ સોનુ વાલ, બે વાલ, તોલો. બે તોલા એમ મરજી મુજબ અથવા શક્તિ મુજબ ખરીદ કરી શકાય છે તેવી જ રીતે શ્રાવકના પણ યથાશક્તિ વ્રત અંગીકાર કરી શકાય છે કોઇની ઇચ્છા એક વ્રત ધારણ કરવાની હોય તે એક વ્રત ધારણ કરે, કોઇ બે વ્રત ધારણ કરે યાવત્ કોઇની ઇચ્છા બાર વ્રત ધારણ કરવાની હોય તે બાર વ્રત ધારણ કરે વળી કોઇની ઇચ્છા એક કરણ એક યોગે, કોઇની એક કરણ ત્રણ યોગે, કોઇની બે કરણ ત્રણ યોગે અને કોઇની ત્રણ કરણ ત્રણ યોગે વ્રત ધારણ કરવાની હોય તે પ્રમાણે વ્રતો અંગીકાર કરી શકે છે. જેટલી મુડી હોય તેટલું સોનું જેમ ગૃહસ્થ ખરીદે છે, તેમ જેટલો ક્ષયોપશમ, જેટલી શક્તિ તેટલા પ્રમાણમાં વ્રતો ધારણ કરે શ્રાવકનાં વ્રતોમાં એવો આગ્રહ નથી કે અમુક આટલા વ્રતો ગ્રહણ કરવાં જ જોઇએ આ કારણથી સાગારીધર્મ કહેવાય છે અર્થાત્ આગાર સહિત વ્રતના ધારક અને પાલક તે શ્રાવક કહેવાય છે

૨ ઉક્ત સાગારી ધર્મના પાલકનું અપર નામ શ્રાવક પણ છે. શ્રાવક એ 'શ્રુ' ધાતુ પરથી બનેલો શબ્દ છે શ્રુ એટને સાંભળવુ જે શાસ્ત્રનુ શ્રવણ કરે તે શ્રાવક કહેવાય. બીજી વ્યવહારમાં શ્રાવકનો અર્થ આ પ્રમાણે પણ કરવામા આવે છે શ્ર=શ્રદ્ધાવંત + વ= વિવેકવંત + ક= ક્રિયાવત અર્થાત્ શ્રદ્ધાયુક્ત વિવેકપૂર્વક ક્રિયા કરે તે શ્રાવક અથવા શ્ર=સર+આવક=આવે જેવી રીતે તળાવની પાળ તૂટવા ન પામે તેટલા માટે તળાવના પાણીનો નિકાસ અર્થે સર (નાળુ) રાખે છે તેવી જ રીતે આશ્રવ રૂપ તળાવની

તે પદની પ્રાપ્તિ બે પ્રકારે છે નિશ્ચયમાં દર્શનમોહનીય કર્મની ૩ અનંતાનુબંધીનો ચોક ૪ અને અપ્રત્યાખ્યાનાનો ચોક ૪ એમ મોહનીય કર્મની ૧૧ પ્રકૃતિઓનો ક્ષયોપશમ થવાથી અને વ્યવહારમાં ૨૧ ગુણ, ૨૧ લક્ષણ, ૧૨ વ્રત અને ૧૧ પ્રતિમા ઇત્યાદિ ગુણોનો સ્વીકાર કરવાથી શ્રમણોપાસક અથવા શ્રાવક કહેવાય છે.

### શ્રાવકના ૨૧ ગુણ

आर्या–अखुद्दो रुववं पय्गइसोमो लोकपियाओ ।
अकुरो भीरु असढो दक्खिणो लज्जालु दयालु ॥ १ ॥

मज्झत्थो सुदिट्ठी गुणानुरागी सुपक्खजुत्तो सुदीही ।
विसेसन्नु वद्धानुग विनीत कयन्नु परहियकत्ता लद्धलक्खी ॥ २ ॥

૧ અક્ષુદ્ર પરિણામી હોય દુઃખપ્રદ સ્વભાવવાળાને ક્ષુદ્ર કહે છે, શ્રાવક પોતાના અપરાધીને પણ દુઃખપ્રદ થતો નથી તો અન્યનું તો કહેવું જ શું ? અર્થાત્ કોઇને પણ દુઃખદાતા ન હોવાથી શ્રાવક અક્ષુદ્ર હોય છે

૨ રૂપવંત હોય **यथाकृति स्तथा प्रकृतिः** અર્થાત્ જેવી શરીરની આકૃતિ તેવી પ્રાય પ્રકૃતિ પણ હોય છે. તદનુસાર શ્રાવક પૂર્વોપાર્જિત પુણ્યના પ્રયોગથી હસ્ત પાદાદિ પૂર્ણ અંગવાળો હોય છે, કર્ણ, ચક્ષુ આદિ પૂર્ણ ઇંદ્રિયોવાળો હોય છે અને સુંદરાકૃતિ, તેજસ્વી તથા સશક્ત શરીરવાળો હોય છે

૩ પ્રકૃતિ સૌમ્ય હોય–જેવી રીતે બાહ્ય દેખાવમાં સુંદર હોય તેવી જ રીતે શાન્ત, દાન્ત, ક્ષમાવાન્, શીતળસ્વભાવી, મિલનસાર વિશ્વાસપાત્ર ઇત્યાદિ ગુણોએ કરી અંદરથી પણ સુંદર હોય છે.

૪ લોકપ્રિય હોય આ લોક અને પરલોક વિરૂદ્ધ કાર્યોનો પરિત્યાગ કરવાથી શ્રાવક સર્વને પ્રિયકર હોય છે ગુણવંતોની નિંદા, દુર્ગુણીઓ તથા મૂર્ખાઓની હાંસી મશ્કરી, પૂજ્ય પુરુષોની ઇર્ષા જનસમુદાયના વિરોધી સાથેની મિત્રતા, દેશાચાર ઉલ્લંઘન, અને છતી શક્તિએ સ્વજન મિત્રોને સહાયતા ન કરવી ઇત્યાદિ કાર્યો આ લોક વિરૂદ્ધના ગણાય છે, અને કોટવાળી, ઇજારા રાખવા, વન કપાવવાં, ઇત્યાદિ કાર્યો યદ્યપિ લોક વિરૂદ્ધ ગણાતાં

---

ખટકયા કરે છે, દુઃખ દે છે, ઝેરી કાંટો હોય તો અંદર સડો ઉત્પન્ન કરે છે તેવી જ રીતે કેટલાક શ્રાવક ધનના ગર્વથી કે જ્ઞાનના અભિમાનથી ગર્વિષ્ટ થઇ કાંટા સમાન તીક્ષ્ણ વચન બોલી સાધુનાં મન દુઃખાવે, રૂષ્ટ થઇ સાધુનો સમૂળગો નાશ કરવાની પણ પ્રવૃત્તિ કરે, આ પ્રમાણે આઠ પ્રકારના શ્રમણોપાસક શાસ્ત્રમાં કહ્યા છે, તેમાંથી માતાપિતા સમાન, ભાઇ સમાન, મિત્ર સમાન અરીસા સમાન તે સારા છે તેમના જેવા થવું જોઇએ અને શોકય સમાન, પતાકા સમાન, ખીલા સમાન અને કંટક સમાન એ ખરાબ છે. તેવા કદાપિ ન થવું જોઇએ.

૮ દક્ષ હોય—શ્રાવક ઘણો વિચક્ષણ હોય દ્રષ્ટિ માત્રથી જ મનુષ્યને તથા કાર્યને સમજી જાય. સમયેચિત કાર્ય કરવાવાળો હોય અને પાખંડીઓના છળથી કદી પણ છેતરાય નહિ એવી હોશિયારી રાખે ચતુર

૯ લજ્જાવંત હોય—અનંતજ્ઞાનીની તથા મહા પુરુષોની લજ્જા રાખતો થકો ગુપ્ત કે પ્રગટ કુકર્મોનું આચરણ કદી પણ કરે નહિ, વ્રતોનો ભંગ કરે નહિ, લજ્જા સર્વ ગુણોના ભૂષણરૂપ કહી છે. પાપ કામ કરતા લાજે.

૧૦ દયાવંત હોય—ધર્મનું મૂળ દયા છે એમ જાણી સર્વ જીવો ઉપર દયા કરે.× દુ:ખી જોઇને અનુકમ્પા લાવે, યથાશકિત સહાયતા કરી દુઃખમાંથી બચાવે, મોતના પંજામાંથી છોડાવે.

૧૧ મધ્યસ્થ હોય—સારી કે માઠી વાતો સાંભળીને અથવા ભલી બૂરી વસ્તુને જોઇને રાગ તથા દ્વેષમય પરિણામ કરે નહિ. તેવી જ રીતે કોઇ પણ પદાર્થમાં અત્યંત આસક્તિ ધારણ કરે નહિ, કેમકે રાગદ્વેષ અને ગૃદ્ધતા એ ચીકણાં કર્મ બાંધવાનાં મુખ્ય કારણ છે * આમ વિચારી શ્રાવક સર્વ પદાર્થોમાં સારા માઠા બનાવોમાં મધ્યસ્થ રહે, રૂક્ષ, શુષ્કવૃત્તિ ધારણ કરે કે જેથી ચીકણાં કર્મો બંધાય નહિ, અને પૂર્વોપાર્જિત કર્મ શિથિલ થઇ શીઘ્ર તેનો છૂટકારો થઇ જાય

સુદૃષ્ટિવંત હોય—ઇન્દ્રયોમાં વિકાર ઉત્પન્ન કરવાવાળા પદાર્થોનું અવલોકન કરી અંતઃકરણને મલિન ન બનાવે. દૃષ્ટિને ફેરવી લે, આંખમાં અમી હોય તથા સમ્યગ્દૃષ્ટિ હોય. વિકારવાળી દ્રષ્ટિ ન કરે.

૧૩ ગુણાનુરાગી હોય—જ્ઞાની, ધ્યાની, તપસ્વી, સંયમી, શુદ્ધ ક્રિયાના પાલક, બ્રહ્મચારી, ક્ષમાશીલ, ધૈર્યવંત, ધર્મપ્રદીપક, દાનેશ્વરી ઇત્યાદિ ગુણવાનો પર પ્રેમ રાખે, તેમનું બહુમાન કરે, માહાત્મ્ય વધારે, યથાશક્તિ સહાયતા કરે, ગુણોની પ્રશંસા કરે, અને વિચારે કે મારા અહોભાગ્ય છે કે, મારા કુળમાં, ગામમાં કે સમાજમા આવા આવા ગુણવાન ઉપસ્થિત છે, તેમને લીધે મારા કુળના કે ધર્મના ઉન્નતિ થશે ઇત્યાદિ વિચારથી તેમના ગુણનો પ્રેમી હોય.

---

× अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

અર્થ—આ મારૂં, આ બીજાનું આવો વિચાર તુચ્છ બુદ્ધિવાળાને હોય છે ઉદારચરિત મનુષ્ય તો પૃથ્વીનાં સમસ્ત પ્રાણીઓને પોતાના કુટુમ્બ સમાન જ સમજે છે

* સમકિત દૃષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાલ,
અંતરથી ન્યારો રહે, જિમ ધાવ ખિલાવે બાળ

અર્થ—જેવી રીતે ઓરમાન માતા અથવા ધાઇ માતા બચ્ચાનું લાલન પાલન કરતી હોય, પણ મનમાં સમજતી હોય કે આ બાળક મારૂં નથી, જ્યાં સુધી હું સ્તનપાન કરાવું છુ ત્યાં સુધી તે મને માતા માને છે દૂધ છૂટયા પછી તે મને સંભારશે પણ નહિ તેવી જ રીતે સમકિત દૃષ્ટિ પણ કુટુંબનું પાલનપોષણ કરતાં અંતઃકરણથી સર્વને સ્વાર્થનાં સગાં જાણીને તેના મોહ, માયા અને પ્રેમથી અલિપ્ત રહે

૧૪ સુપક્ષયુક્ત હોય—ન્યાયનો પક્ષ ગ્રહણ કરે અને અન્યાયનો પક્ષ છોડે. અહિ કોઈ શંકા કરે કે સમકિતીએ રાગદ્વેષ છોડવા જોઈએ અને જો તે ન્યાયનો પક્ષ ધારણ કરે અને અન્યાયનો પક્ષ છોડે તો રાગદ્વેષ થયો કે નહિ? સમાધાન—સત્યને સત્ય અને અસત્યને અસત્ય જાણવું અને કહેવું તેને રાગદ્વેષ શી રીતે કહેવાય? સમકિત દૃષ્ટિ તે જ છે કે જે વસ્તુના યથાતથ્ય સ્વરૂપને સમજીને આદરણીય આદરે અને છાંડવા યોગ્ય છાંડે. આથી ન્યાયપક્ષી જરૂર થવું જોઈએ. આનો બીજો એવો પણ અર્થ થાય છે કે શ્રાવકનાં માતા, પિતા, સ્ત્રી પુત્ર મિત્રાદિ, સ્વજન, શુદ્ધાચારી ધર્મપરાયણ હોવાથી શ્રાવક સુપક્ષયુક્ત કહેવાય છે. કોઈનો પણ ખોટો પક્ષ લીએ નહિ.

૧૫ દીર્ઘદૃષ્ટિ હોય—કોઈ પણ કાર્યના પરિણામનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી જે કાર્ય ભવિષ્યમાં આત્મિક ગુણનો વિકાસ કરનાર સુખદાયક અને પ્રામાણિક મનુષ્ય દ્વારા પ્રશંસનીય હોય તેવું જ કાર્ય શ્રાવક કરે છે અને નિંદ્ય તથા દુઃખપ્રદ કાર્ય છોડી દે છે. આમ કરે તે સુખી અને યશસ્વી થાય છે અને વગરવિચાર્યું કાર્ય કરનારને પશ્ચાત્તાપ કરવો પડે છે.

૧૬ વિશેષજ્ઞ હોય—સામાનું અને આકડાનું દૂધ તેમ જ સોનું અને પિત્તળ રંગમાં સરખાં હોય છે પરંતુ ગુણની અપેક્ષાએ તેમાં આસમાન જમીન જેટલું અંતર છે. તેની પરીક્ષા તો વિશેષજ્ઞ-વિજ્ઞાની પુરુષ હોય તે જ કરી શકે છે. તેઓ બાહ્ય દેખાવ જોઈ ભ્રમમાં પડતા નથી, પરંતુ અંતરના ગુણોની તપાસ કરી યથોચિત પ્રવૃત્તિ કરે છે. આવી જ રીતે શ્રાવક પણ નવતત્ત્વના જ્ઞાન વડે વિશેષજ્ઞ બનીને જાણવા યોગ્ય જાણે, આદરવા યોગ્ય આદરે અને છાંડવા યોગ્ય છાંડે છે.

૧૭ વૃદ્ધાનુગામી હોય—વયોવૃદ્ધ અને ગુણવૃદ્ધની આજ્ઞામાં રહેનારો હોય, તેમના ઉત્તમ ગુણોનો સ્વીકાર કરે. તેમના જેવા સદ્‌ગુણી થવા યથાશક્તિ પ્રયત્ન કરે. તેમની યથોચિત ભક્તિ કરે, અને વૃદ્ધજનના જ્ઞાનાદિ ગુણોનું અનુકરણ કરતો રહે.*

૧૮ વિનીત હોય—विणमो जिणसासणे मूलो અર્થાત્ જિનશાસનમાં ધર્મનું મૂળ વિનય કહ્યું છે. એવું જાણી માતા પિતા વડિલભાઈ ગુરુ આદિ વડીલોનો યથોચિત વિનય કરે તેમ જ બધાની સાથે નમ્રભાવે વર્તે. ગુરુનો યથાયોગ્ય વિનય સાચવે.

૧૯ કૃતજ્ઞ હોય—કરેલા ઉપકારને જાણવા તેનું નામ કૃતજ્ઞતા. કોઈએ આપણા ઉપર

---

* तपः श्रुत धृति ध्यान, विवेको यमः संयमो
ये वृद्धास्तेषु ते वृद्धाः, न पुनः पलितांकुराः ।

અર્થ—જે તપમાં, જ્ઞાનમાં, ધૈર્યમાં, ધ્યાનમાં, વિવેકમાં, યમમાં, સંયમમાં ઇત્યાદિ ગુણોમાં વૃદ્ધ છે તે ખરા વૃદ્ધ છે. એકલા સફેદ વાળથી વૃદ્ધ કહેવાતો નથી.

કિંચિત્ માત્ર પણ ઉપકાર કર્યો હોય તો તેનો મહાન્ ઉપકાર માની ઉપકારથી ઋણ§ (દેવા)માંથી મુક્ત થવાનો યથાશક્તિ પ્રયત્ન કરે. કરેલા ઉપકારને ઓળવવા તે કૃતઘ્નતા કૃતઘ્ની મનુષ્યને આ પૃથ્વીને× ભારરૂપ કહ્યો છે

૨૦ પરહિતકર્તા હોય–યથાશક્તિ અને યથોચિત સદૈવ પર ઉપકાર કરતો રહે. કદાપિ પરોપકારના કામ કરવા જતાં પોતાને દુઃખ કિંવા કોઇ પ્રકારની હાનિ થતી હોય તો પણ પરોપકાર કરવાથી વંચિત રહે નહિ **परोपकाराय सतां विभूतयः** સત્પુરુષોની વિભૂતિઓ પરોપકારને અર્થે જ હોય છે વળી પણ કહ્યુ છે કે, **परोपकराय पुण्याय** અર્થાત્ પરોપકાર કરવો એ જ પુણ્ય છે

૨૧ લબ્ધ લક્ષી હોય–જેમ લોભીને ધનની તૃષ્ણા હોય અને કામીને સ્ત્રીની લાલસા હોય છે તેમ શ્રાવકને જ્ઞાનાદિ ગુણની લાલસા હોય છે નિત્ય થોડું થોડું જ્ઞાન પ્રાપ્ત કરતા રહેવાથી પંડિત થઇ શકાય છે "પઢતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય." આવુ જાણી શ્રાવક સદૈવ નવો નવો જ્ઞાનાભ્યાસ કરતો રહે છે અને આ રીતે લબ્ધ લક્ષી–ધ્યેયની પ્રાપ્તિ કરનારો બને છે. તથા જે જે ગુણીજનોની સંગતિ થાય તેમના એક એક ગુણને ગ્રહણ કરતાં કરતાં અનેક ગુણોનો ધારક બની જાય છે. તેવી જ રીતે શ્રાવક અનેક શાસ્ત્ર અને ગ્રંથોના પઠન પાઠન કરનારા હોય ઉત્તરાધ્યયન સૂત્રના ૨૧ મા અધ્યયનમાં કહ્યુ છે કે, "**निग्गंथे पावयणे सावए से वि कोविए**" અર્થાત્ ચમ્પા નગરીનો પાલિત શ્રાવક નિર્ગ્રંથ પ્રવચનમાં

---

§ શ્રી ઠાણાંગ સૂત્રમાં ૩ જણનાં ગુણનો બદલો વાળવો મુશ્કેલ કહ્યો છે ૧ ગર્ભધારણ કર્યો ત્યારથી યોગ્ય વય થતાં સુધી અનેક કષ્ટો સ્વયં સહન કરી, અનેક ઉપાયોદ્વારા રક્ષણ કરનાર માતા અને પિતાને કોઇ પુત્ર સ્વયં સ્નાનાદિ કરાવે, વસ્ત્રભૂષણોથી અલંકૃત કરે, ઇચ્છિત ભોજન આપે અને આજ્ઞાનુસાર વર્તન કરી તેમને સંતુષ્ટ રાખે–કિંબહુના સ્કંધ પર બેસાડી ફેરવે છતા પણ ગુણ ઓશીંગણુ થાય નહિ પરંતુ જિનેન્દ્ર પ્રણીત ધર્મ તેમને અંગીકાર કરાવી, સમાધિ મરણ કરાવે તો ઋણ મુક્ત થઇ શકે ૨ કોઇ શેઠ દારિદ્રીને દ્રવ્યાદિની મદદ આપી ધંધે ચડાવ્યો અને શ્રીમંત બનાવી દીધો, પછી કર્મયોગે તે શેઠ દરિદ્રી બની ગયા તે વખતે તેને તે ગુમાસ્તો પોતાની બધી લક્ષ્મી અર્પણ કરી દે અને ઉપર્યુક્ત કથનાનુસાર આખી જીંદગી તેનો દાસ થઇ સેવા કરે તો પણ ઋણમુક્ત ન થાય, પરંતુ જિનેન્દ્રભાષિત ધર્મમાં સ્થાપી સમાધિ મરણ કરાવે તો ઋણમુક્ત થાય ૩ કોઇ ધર્માચાર્યના ધર્મોપદેશથી ધર્મ પામી ધર્મારાધનના પરિણામે દેવગતિ પામ્યો, તે દેવ તે આચાર્યના યથોચિત ભક્તિ કરે. પરીષહ, ઉપસર્ગ, દુર્ભિક્ષ, દુષ્કાલાદિથી તેમનુ સંરક્ષણ કરે ઇત્યાદિ વૈયાવૃત્ય કરવા છતા ઋણમુક્ત ન થાય, પરંતુ કદાચિત કર્મયોગે આચાર્ય મહારાજના પરિણામ ધર્મથી–સંયમથી ચલિત થઇ જાય તો તેમને યથોચિત ઉપાયોદ્વારા ધર્મમાં–સંયમમાં સ્થિર કરી દે તો ઉઋણ (દેવામાંથી મુક્ત) થાય

× न मे के पर्वता भारा, न मे भाराः सुसागराः ।
कृतघ्नास्तु महा भारा, भारा विश्वासघातकाः ॥

અર્થ—પૃથ્વી કહે છે કે, મને પર્વતોનો કે સમુદ્રોનો ભાર લાગતો નથી પણ કૃતઘ્ની અને વિશ્વાસઘાતીનો મને ઘણો ભાર લાગે છે.

કોવિદ એટલે પ્રવીણ હતા. અને ૨૩ મા અધ્યયનમાં કહ્યું છે કે "સીલવંતા બહુસ્સુયા" અર્થાત્ રાજેમતીજી શીલવંત અને બહુશ્રુત હતાં. આવાં આવાં અનેક ઉદાહરણો છે તેનો સારાંશ એ છે કે, ભૂતકાળમાં શ્રાવક શ્રાવિકાઓ અનેક શાસ્ત્રોનાં જાણકાર બનતાં હતાં. આવું જાણી સામાયિકથી શરૂ કરી દ્વાદશાંગી સુધી જ્ઞાનનો તથા સમ્યક્ત્વથી માંડી સર્વવિરતિની ક્રિયા સુધીનો અભ્યાસ કરતાં કરતાં અવસર પ્રાપ્ત થયે સર્વ ગુણના ધારક બની જાય છે

ઉક્ત ૨૧ પ્રકારના ગુણના જે ધારક હોય છે તે શ્રાવક કહેવાય છે એવું જાણી શ્રાવક નામ ધરાવનારનું કર્તવ્ય છે કે એકવીસ ગુણોમાંથી યથાશક્તિ ગુણોનો સ્વીકાર કરે.

### શ્રાવકના ૨૧ લક્ષણ.

૧ અલ્પ ઇચ્છા-શ્રાવક ધનની, વિષયની તૃષ્ણા ઓછી કરી અલ્પ તૃષ્ણાવાળો હોય છે ધન અને વિષયની પ્રાપ્ત સામગ્રીમાં પણ અત્યંત લુબ્ધ થતો ન હોવાથી અલ્પ ઇચ્છાવાન બને છે ૨ અલ્પારંભી જે કાર્યમાં પૃથ્વી આદિ ૭ કાયની હિંસા થતી હોય તેવાં કર્મોની વૃદ્ધિ કરે નહિ પરંતુ પ્રતિદિન કમી કરતો રહે. અનર્થાદંડથી સદૈવ દૂર રહેતો હોવાથી અલ્પારંભી હોય છે ૩ અલ્પ પરિગ્રહી-શ્રાવકની પાસે જેટલો પરિગ્રહ (સંપત્તિ) હોય છે તેટલાથી સંતોષ માની અથવા ૯ પ્રકારના પરિગ્રહનું પરિમાણ કરી તેથી વધારે મેળવવાની ઇચ્છાનો નિરોધ કરે છે પુણ્યોદયે પ્રાપ્ત થયેલ પરિગ્રહનો સન્માર્ગે વ્યય પણ કરતો રહે છે અને અન્યાયોપાર્જિત દ્રવ્યનો અનિચ્છક હોવાથી અલ્પપરિગ્રહી કહેવાય છે ૪ સુશીલ-શ્રાવક પરસ્ત્રીનો ત્યાગી તો હોય જ છે પણ સ્વદારાથી પણ મર્યાદિત હોવાથી શીલવંત કહેવાય છે ૫ સુવ્રતી-શ્રાવક ગ્રહણ કરેલાં વ્રત, નિયમ, પ્રત્યાખ્યાનને નિરતિચારપણે અને શુદ્ધ પરિણામે પાલન કરતો હોવાથી સુવ્રતી વ્રતવાળો કહેવાય છે ૬ ધર્મિષ્ઠ-ધર્મ કરણીમાં નિરંતર ઉદ્યમવંત રહેવાથી શ્રાવક ધર્મિષ્ઠ કહેવાય છે ૭ ધર્મવૃત્તિ-શ્રાવક મનાદિ યોગે જેનાથી સદૈવ ધર્મધ્યાનમાં રમણ કરનાર હોવાથી ધર્મમાં જ વર્તનાર હોય છે ૮ કલ્પ ઉગ્રવિહારી-ધર્મના જે જે કલ્પ અર્થાત્ આચાર છે તેમાં શ્રાવક ઉગ્ર એટલે અપ્રતિહત વિહારનો કરનાર અને ઉપસર્ગાદિ પ્રાપ્ત થયે કદાપિ ધર્મ વિરુદ્ધ આચરણ નહિ કરનાર હોવાથી તે પોતાના કલ્પમાં ઉગ્રવિહારી હોય છે ૯ મહા સંવેગવિહારી-શ્રાવક નિવૃત્તિ માર્ગમાં (વૈરાગ્યમાં) જ સદૈવ તલ્લીન રહેતો હોવાથી મહા સંવેગવિહારી હોય છે ૧૦ ઉદાસી શ્રાવક સંસારાર્થે જે હિંસાદિ આરંભ કરવાં પડે તે કરતાં છતાં તેમાં ઉદાસીન (રૂક્ષ) વૃત્તિ રાખે છે ૧૧ વૈરાગ્યવંત-શ્રાવક આરંભ અને પરિગ્રહથી નિવૃત્તિનો ઇચ્છુક હોવાથી વૈરાગ્યવંત હોય છે ૧૨ એકાંત આર્ય-શ્રાવક બાહ્યાભ્યંતર એક સરખી શુદ્ધ અને સરળ વૃત્તિવાળો હોય છે આત્મરૂપ નિષ્કપટી હોવાથી તે એકાંત આર્ય કહેવાય છે ૧૩ સમ્યગ્ માર્ગી-સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ માર્ગમાં ચાલનારો હોવાથી શ્રાવક સમ્યગ્માર્ગી કહેવાય છે. ૧૪ સુસાધુ-આત્મ પરિણામથી તો અજ્ઞાનની ક્રિયાઓનું બંધન સર્વથા કરી દીધું હોય છે ફક્ત સંસારના કામની અર્થે જે દ્રવ્યહિંસા કરવામાં આવે છે તે પણ અનિચ્છાએ, નિરપેક્ષ+ અને ઉદાસીન ભાવે

---

+ હિંસા અહિંસાની ચોભંગી-૧ દ્રવ્યે અને ભાવે હિંસા તે કસાઈ પારાધી વગેરે દુષ્ટ હિંસા કરે છે તે ૨ દ્રવ્યથી હિંસા અને ભાવથી અહિંસા તે પંચ મહાવ્રતધારી હિંસાના ત્યાગી મુની આહાર વિહારાદિ પ્રવૃત્તિ કરતાં ઉપયોગ રાખતાં છતાં ? હિંસા થઈ જાય તે ૩ [illegible] અહિંસા અન્ય હિંસા તે અભવ્ય કે દ્રવ્યલિંગ સાધુ પ્રમાદ નહિ કરી [illegible] ૪ દ્રવ્યથી અહિંસા અને ભાવથી પણ અહિંસા તે અપ્રમત્ત તથા કેવળી સાધુની અહિંસા.

કરવી પડે છે તે કરતાં છતાં પણ ધર્મની વૃદ્ધિ કરતો રહે છે તેથી તથા આત્મસાધન કરનાર અર્થાત્ મોક્ષ માર્ગનો સાધક હોવાથી સુસાધુ કહેવાય છે ૧૫ સુપાત્ર-સુવર્ણપાત્રમાં જેમ સિંહણનું દૂધ જળવાઇ શકે છે તેમ શ્રાવકમાં સમ્યકત્વાદિ સદ્‌ગુણો સુરક્ષિત રહી શકતા હોવાથી તે સુપાત્ર કહેવાય છે અથવા શ્રાવકને આપેલી સહાય નિરર્થક થતી નથી તેથી તે સુપાત્ર છે ૧૬ ઉત્તમ-શ્રાવક મિથ્યાત્વીોનાં કરતાં અનંતગુણી વિશુદ્ધ પર્યાયનો ધારક હોવાથી ઉત્તમ છે ૧૭ ક્રિયાવાદી-શ્રાવક પુણ્ય પાપનાં ફળને માનનાર તથા બંધમોક્ષનો માનવાવાળો હોવાથી ક્રિયાવાદી છે. ૧૮ આસ્તિક-શ્રી જિનેન્દ્રના તથા સુસાધુનાં વચનો પર શ્રાવકને પ્રતીતિ હોય છે, તેથી તે આસ્તિક છે. ૧૯ આરાધક શ્રાવક જિનાજ્ઞાનુસાર ધર્મકરણી કરતો હોવાથી આરાધક છે ૨૦ જૈન માર્ગનો પ્રભાવક-શ્રાવક મનથી સર્વ જીવો પર મૈત્રીભાવ રાખે છે, ગુણાધિક પ્રત્યે પ્રમોદ (હર્ષ) ભાવ રાખે છે, દુઃખી જીવો પર કરુણાભાવ રાખે છે અને દુષ્ટ તરફ માધ્યસ્થ ભાવ રાખે છે. વચનથી તથ્ય પથ્ય વચનોચ્ચાર કરે છે તથા સમકિતીથી માંડીને સિદ્ધ ભગવંત પર્યંત ગુણવંતોનાં ગુણકીર્તન કરે છે અને ધનથી ધર્મોન્નતિના કાર્યોમાં ઉદારતા અને વિવેકપૂર્વક દ્રવ્યનો નિરંતર સદ્‌વ્યય કરતો હોવાથી તે જૈનધર્મનો પ્રભાવક, જિનશાસ્ત્રનો દીપાવનાર હોય છે અને ૨૧ અર્હંતના શિષ્ય-અર્હંત અર્થાત્ તીર્થંકર દેવના જયેષ્ઠ શિષ્ય તે સાધુ અને લઘુ શિષ્ય તે શ્રાવક એટલે શ્રાવક તે અરિહંત ભગવાનના શિષ્ય છે.

ઉક્ત ૨૧ ગુણ અને ૨૧ લક્ષણ અર્થાત્ ચિન્હ જેમનામાં હોય છે તે જ સુશ્રાવક કહેવાય છે. આ શ્રાવકો બાર પ્રકારનાં વ્રતોનું આચરણ કરે છે.

### શ્રાવકનાં ગુણ-મનહર છંદ

મિથ્યા મતભેદ ટાળી, ભયા અણુવ્રત ધારી, એકાદશ ભેદ ભારી, હિરદે વહત હૈ,
સેવા જિનરાજકી હૈ. યહ સિરતાજકી હૈ, ભક્તિ મુનિરાજકી હૈ, ચિત્તમેં ચહત હૈ,
નિવારી વિષય અરુ, ભોજન અભક્ષ્ય પ્રીતિ, ઇંદ્રિયકો જીતી ચિત્ત સ્થિરતા ગહત હૈ,
દયાભાવ સદા ધરે, મિત્રતા પ્રમાણ કરે, પાપ મલ પંક હરે, શ્રાવક સો કહત હૈ

અર્થ—સમકિત પ્રાપ્ત કર્યા પછી જે શ્રાવક વ્રત ધારણ કરે છે તે મિથ્યાત્વના બધા રિતરિવાજને છોડી દે છે. અને અણુવ્રત, ગુણવ્રત તથા શીલવ્રતનું પાલન કરે છે. અવસર પ્રાપ્ત થતાં શ્રાવકની ૧૧ પડિમા પણ આદરે છે. આવા શ્રાવકો વીતરાગની આજ્ઞામાંજ ધર્મ માને છે સદૈવ મુનીરાજોની સેવા કરતા રહે છે, વિષય કષાય મદ પાડવામાં નિરંતર ઉદ્યમી રહે છે રસેન્દ્રિયને કાબૂમાં રાખી ઇન્દ્રિયોની લોલુપતાનો ત્યાગ કરે છે, જિતેન્દ્રિય થઇને ચિત્તવૃત્તિને સ્થિર કરે છે, સર્વ પ્રાણીઓ પર દયાભાવ તથા મૈત્રી ભાવ રાખે છે, અનાથ, અપંગ, દુઃખી જીવોને યથાશક્ત સહાયતા કરે છે અને કઠોર વૃત્તિનો ત્યાગ કરી સદા નમ્રભાવ ધારણ કરે છે. આટલા ગુણોનો ધારક હોય તે શ્રાવક કહેવાય છે

### શ્રાવકનાં ૧૨ વ્રત

જેવી રીત તળાવમાં પાણીની આવક રોકવા માટે તેમાં જે જે પાણી આવવાના નાળાં હોય તેને બંધ કરી દેવાં પડે છે, તેવી રીતે આત્મા રૂપ તળાવમાં પાપરૂપ પાણી

બાર પ્રકારના અવ્રત કહ્યાં છે ૬ છ કાયનાં અવ્રત, ૫ પાંચ ઇંદ્રિયોનાં અને ૧ મનનું. આ બાર અવ્રતમાંથી પંચમ ગુણસ્થાનવર્તી શ્રાવકને ત્રસ જીવના એક અવ્રત સિવાય બાકીનાં ૧૧ અવ્રત લાગે છે ત્રસ જીવની હિંસા થાય તેવાં કાર્યો જાણીબૂઝીને કરે તે શ્રાવક નહિ. એટલા માટે જે જે કાર્યોમાં ત્રસ જીવોની હિંસા થતી હોય તેવાં કાર્યોમાંથી કેટલાંક અહીં દર્શાવીએ છીએ તેનાથી શ્રાવક નિવૃત્ત થવુ જોઇએ. ૧ પ્રહર રાત્રિ ગયા બાદ અને સૂર્યોદય પહેલાં બુલંદ અવાજે બોલવુ નહિ કેમકે આવા અવાજથી હિંસક પ્રાણીઓ જાગ્રત થઈ હિંસામાં પ્રવર્તે, નજીકમાં રહેનાર મનુષ્ય, પશુ જાગ્રત થઇ મૈથુન, ખાંડવુ, પીસવુ, રાંધવું, ઇત્યાદિ આરંભ કરવા લાગી જાય છે, માટે ઉક્ત સમયે જોરથી બોલવુ નહિ. ૨ રાત્રિના સમયે રાંધવુ, ઝાડું કાઢવુ, છાશ ફેરવવી, સ્નાન કરવુ, કપડાં ધોવા, મુસાફરી કરવી, ખાનપાન*

---

* मृतस्वजनणावेपि सूतकं जायते किल ।
अस्तं गते दिनानाथे, भोजन क्रियते कथं ? ॥ १ ॥

અર્થ-સ્વજન, સ્વગોત્રોનુ મૃત્યુ થઇ ગયું હોય તો મૃતક પાળી આપણે ભોજન કરતા નથી તો પછી દિનનો નાથ સૂર્ય અસ્ત થઇ ગયા બાદ ભોજન શી રીતે કરી શકાય ?

रक्त भवन्ति तोयानि, अन्नानि पिशितान्यपि ।
रात्रिभोजन रक्तस्य, भोजन क्रियते कथ ? ॥ २ ॥

અર્થ-રાત્રિના સમયે પાણી રક્ત સમાન અને અન્ન માંસ સમાન બની જાય છે. એટલે રાત્રિ ભોજન કરનારને રક્તપાન અને માંસભક્ષણના જેવુ પાપ લાગે છે, આમ મહાભારતના અનુશાસન પર્વમાં કહ્યુ છે

उदकं नैव पातव्यं, रात्रावेव युधिष्ठर ।
तपस्विना विशेषेण, गृहिणा च विवेकिना ॥ ३ ॥

હે યુધિષ્ઠર ! વિવેકી ગૃહસ્થોએ અને ખાસ કરીને તપસ્વીઓએ રાત્રે પાણી પીવું જોઇએ

ये रात्रौ सर्वदाहार वर्जयन्ति सुमेधसः ।
तेषां पक्षोपवासस्य फलं मासेन जायते ॥ ४ ॥

અર્થ-જે બુદ્ધિમાન મનુષ્યો રાત્રિભોજન હમેશને માટે છોડે છે તેને દર મહિને ૧૫ ઉપવાસનુ ફળ પ્રાપ્ત થાય છે.

नैवाहुति र्न च स्नानं, न श्राद्ध देवतार्चनम् ।
दान न विहित रात्रौ, भोजन तु विशेषतः ॥ ५ ॥

અર્થ-રાત્રે દેવની આહુતિ સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન, દાન, એટલા કામ કરવાં નહિ, રાત્રિભોજન તો બિલકુલ ન કરવુ.

हृन्नाभिपद्मस कोचा, श्चण्डरोगश्च जायते ।
अतो नक्तं न भोक्तव्यं, सूक्ष्मजीवादनादपि ॥ ६ ॥ આયુર્વેદ

અર્થ-હૃદય અને નાભિકમળ સૂર્યાસ્ત થતાં સંકોચાઇ જાય છે, તેથી રાત્રિભોજન પાચક છે, વળી રાત્રે સૂક્ષ્મ જીવો પણ ખોરાકમા આવી જાય છે

मेधां पिपीलिका हन्ति, यूका कुर्याज्जलोदर ।
कुरुते मक्षिका वान्ति, कुष्टरोग च कोलिका ।

કરવું વગેરે પ્રવૃત્તિઓથી ત્રસ જીવની હિંસા થાય છે તથા સાપ, વીંછી વગેરે ઝેરી જાનવરોથી આત્માનું પણ જીવન જોખમાય. તેથી ઉપર બતાવેલાં કર્મો રાત્રિને વખતે ન કરવાં, ૩ પાયખાનામાં દિશાએ જવાથી અને ગટર મોરી વગેરેમાં પેશાબ કરવાથી અસંખ્યાત સંમૂર્છિમ મનુષ્ય તથા કૃમિ આદિ જંતુઓની ઘાત થાય છે વળી દુર્ગંધથી તથા રોગી મનુષ્યોના પેશાબ પર પેશાબ કરવાથી ચાંદી વગેરે ચેપી રોગો લાગુ પડી જાય છે. માટે જાજરૂ ગટર વગેરેનો ઉપયોગ નહિ કરતાં ખાલી ખુલ્લી જમીનમાં મળમૂત્રનો ત્યાગ કરવો ૪ ધરતીની કોટમાં કચરા રાખ, ઊતરાં પાન છાણાંનો ઢગલો વગેરે ઉપર પેશાબ કે ઝાડો કરવાથી તેની અંદર રહેલા ત્રસ જીવોની ઘાત થવા સંભવ છે ૫ પ્રતિલેખન કર્યા (બારીકાઈથી નજરે જોયા) વિના વસ્ત્રો ધોઈને નાખવાથી ખાટલા વગેરે પાણીમાં ડૂબાડવાથી તથા તે ઉપર ગરમ પાણી રેડવાથી તેને આશ્રિત રહેલા માકડ વગેરે ત્રસ જીવોની ઘાત થાય છે ૬ દશેરા દિવાળી આદિ પર્વ દિન ચોમાસામાં આવે છે તે વખતે દીવાલ વગેરે ઉપર માકડ આદિ જંતુઓ હોય છે પરંતુ લોક રૂઢિને અનુસરી લીંપવું, ધોળવું, ધોળાવવા વગેરે કરવાથી ત્રસ જીવની ઘાત થાય છે ૭ લોટ, દાળ શાક સાથવો, પાપડ વડી રોટ મસાલા પકવાન આદિ ખાદ્ય પદાર્થોનો ઘણા દિવસ સુધી સંગ્રહ કરી રાખવાથી તેમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થઈ જાય છે તેમ જ તે તે ચીજોને વગર જોયે ખાવાથી ત્રસ જીવોનું ભક્ષણ થઈ જાય છે ૭ ચૂલે ચડી ભાજી, સાકર લોટ, દાળ, શાક મસાલા વાસણ પાણીઓ આદિ કોઈ પણ વસ્તુને વિના દેખ્યે કામમાં લેવાથી ત્રસ જીવની ઘાત થઈ જાય છે ૮ ચોમાસાના દિવસોમાં જમીન પર બાજરા બાંધ્યાં, માટીના વાસણ વગેરેમાં કંથુઆ આદિ જંતુઓની ઉત્પત્તિ થઈ જાય છે, તેથી તેવી વસ્તુઓને ઉન કે રૂની પોંજણીથી પોંજ્યા વિના ઉપયોગમાં લેવાથી ત્રસ જીવની ઘાત થાય છે ૯ ચૂલા, પાણીઆરાં ઘંટી ખાણિયો રસોડું જમવા બેસવાનું સ્થાન વગેરે ઉપર ચંદરવા નહિ બાંધવાથી ઉપર છાપરામાં ચાલતા જીવો તેમાં પડી મૃત્યુ પામે છે અને વસ્તુની પણ ખરાબી થવા પામે છે ૧૦ અણગળ પાણી પીવા કે વાપરવાથી તેમ જ પાણી ગળ્યા બાદ સંખારાનું બરાબર જતન ન કરવાથી પણ ત્રસ જીવોની ઘાત*

---

कंटक दारुखंड च वितनोति गलव्यथाम्।
पतित व्यंजनान्तरपि तालु विध्यति वृश्चिकम्।

અર્થ-રાત્રિભોજનમાં જો કીડી ખવાઈ જાય તો બુદ્ધિનો નાશ થાય છે જુ ખાવાથી જલોદર માખી ખાવાથી ઉલટી કરોળીયા ખાવાથી કુષ્ટ રોગ, કાંટા ખાવાથી કંઠ રોગ, સડેલાં શાકથી પીડા વાળ અને વીંછીનો કાંટો આવવાથી તાળવું છેદાય છે

આવાં આવાં અનેક નુકસાન રાત્રિભોજનથી થાય છે

* सूक्ष्माणि जंतूनि जलाश्रयाणि जलस्य वर्णाकृतिस्थितानि ।
तस्माज्जलं जीवदयानिमित्त निर्ग्रंथशूराः परित्यजयन्ति ॥

અર્થ આગમનપુરાણમાં કહ્યું છે કે પાણીના જેવા રંગવાળા અનેક સૂક્ષ્મ જીવો પાણીમાં રહે છે તેથી નિર્ગ્રંથશૂરોએ મુનિઓએ જીવદયા નિમિત્ત સચેત (કાચું) પાણી તથા અણગળ પણ વાપરવું તેમજ પીવું નહિ

ધર છે. ૧૧ ધાન્યનો, કરિયાણાનો, મીલ જીનનો, મેવા મીઠાઈનો, તેલ, ઘતાદિ રસનો, લાખનો, ગળીનો, છાણાં લાકડાંનો, ભાજી ફળનો, ઇત્યાદિ વેપારમાં વિશેષે કરીને ત્રસ જીવની ઘાત થાય છે. ૧૩ દૂધ, દહી, ઘી, તેલ, છાસ, પાણી મુરબ્બા ઇત્યાદિ પ્રવાહી કે સર્વ પ્રવાહી પદાર્થોના વાસણ તેમજ દીવા, ચૂલા, સગડી, ખાલી વાસણ ઇત્યાદિ ખુલ્લાં ઉઘાડાં રાખવાથી ઉંદર વગેરે ત્રસ જીવ તેમા પડી મૃત્યુ પામે છે. ૧૪ મકાઈના ડોડા શેકવાથી ઘઉં, બાજરો કે જુવારનો પોંક પાડવાથી ચણાના ઓળા પાડવાથી, બોર, નાગરવેલનાં પાન, મૂળા, મેથીની ભાજી મિષ્ટ ફળ, સડેલી વસ્તુ ઇત્યાદિમાં ત્રસ જીવ હોય છે તેથી તેવી વસ્તુ લેવાથી કે ખાવાથી તેમાં રહેલા ત્રસ જીવની ઘાત થાય છે ૧૫ ગાય, ભેંસ, ઘોડા વગેરેના રહેવાના સ્થાનમાં ધુમાડો કરવાથી ત્રસ જીવની ઘાત થાય છે. ૧૬ નાળ કે ખીલા વાળાં પગરખાં પહેરવાથી પગ નીચે ઘણા ત્રસ જીવો ચગદાઈ મરે છે. આ તેમજ આવા જ પ્રકારનાં બીજાં જે જે કામો ત્રસ જીવની હિંસાનાં છે તેનો શ્રાવક વિવેકબુદ્ધિએ વિચાર કરી ત્યાગ કરે છે અને એ રીતે પહેલું સ્થુલ પ્રાણાતિપાત વિરમણવ્રત પાળી સાચો શ્રાવક બને છે.

હવે સ્થાવર જીવોની હિંસાથી સર્વથા નિવૃત્ત ન થઈ શકાય તો પણ નીચે પ્રમાણેની મર્યાદા શ્રાવકે અવશ્ય કરવી જોઈએ ૧ પૃથ્વીકાય ખેતીવાડી કરવાનાં, જમીન ખોદવાનાં, મીઠું, ખારો, ખડી, હિંગળો, ગેરૂ આદિ પૃથ્વીકાયના વ્યાપારનાં, સચેત ક્ષારોથી વસ્ત્ર ધોવાનાં, સચેત માટીથી દાતણ કરવાનાં તથા ચૂનો, કોઠી આદિ ઉપકરણ અને મકાન બનાવવા વગેરે પ્રકારનાં પૃથ્વીકાયની હિંસાથી નિવર્તવાનાં યથાશક્તિ પ્રત્યાખ્યાન કરે સર્વથા પચ્ચક્ખાણ ન બને તો મર્યાદા તો અવશ્ય કરે વિના કારણ પૃથ્વીકાયની હિંસા કરે નહિ. અને પૃથ્વીકાયની જતના કરે ૨ અપકાય-નદી, તળાવ, કૂવા, વાવ આદિ જળાશયોમાં અંદર પડી સ્નાન કરવાથી પાણી દુર્ગંધયુક્ત થઈ રોગિષ્ટ બની જાય છે અને અપકાય જીવોની તથા તેની નેશ્રાએ રહેલા ત્રસકાય જીવોની મોટા પ્રમાણમાં હિંસા થાય છે કેટલાક અજ્ઞાની મનુષ્યો પોતાના સ્વજન કુટુમ્બી વગેરેમાં કોઈનું મૃત્યુ થયું હોય તેને સ્વર્ગે પહોંચાડવાના હેતુથી તેના શરીરની રાખ, હાડકાં વગેરેને તીર્થસ્થાનના પાણીમાં નાખે છે ઘણાક તો ચિતાની ધગધગતી રાખ વગેરે પાણીમાં નાખે છે તેના પરિણામે પાણી ગરમ થઈ તેમા રહેલા મચ્છાદિ પંચેંદ્રિય જીવો પણ મરી જાય છે તો પછી પોરા વગેરે નાના જીવોનું તો કહેવું જ શું? રાખમાં પણ ક્ષાર હોવાથી રાખ મિશ્રિત પાણીનો વેગ જેટલે દૂર પહોંચે છે તેટલે દૂર સુધીના ત્રસ સ્થાવર જીવો

---

विंशत्य गुलमान तु त्रिंशद् गुल मायत ।
तद्वस्त्र द्विगुणीकृत्य, गालयेज्जलमापिबन् ॥
तस्मिन् वस्त्रे स्थितान् जीवान्, स्थापयेज्जलमध्ये तु ।
एव कृत्वा पिबेज्जल, स याति परमां गति ॥

અર્થ—૨૦ આંગળ પહોળું અને ૩૦ આંગળ લાંબુ એવું વસ્ત્ર બેવડું કરીને તેના વડે ગળાયેલું પાણી પીવું પાણી ગાળતા ગળણામાં રહી ગયેલા જીવોને જે ઠેકાણેથી પાણી ભરી લાવ્યા હોઈએ તેજ પાણીમાં પાછા નાખી દેવા આ વિધિ સાચવી પાણી પીનારા પરમગતિને પામે છે આમ મહાભારતમાં કહ્યું છે.

મરી જવા પામે છે મરનાર તો મરે છે તે જ ક્ષણે જે ગતિમાં જવાનો હોય છે ત્યાં ચાલ્યો જાય છે ત્યાંનું જેટલું આયુષ્ય બાંધ્યું હશે તે પૂર્ણ કર્યા વિના ત્યાંથી તે નીકળવાનો નથી એ નિશ્ચય રાખજો. ઘણાં પાપ કરીને નર્કે ગયેલ મનુષ્યની રાખ કે હાડકાં ગંગાજીમાં પધરાવશો તો પણ તે જીવ નરકમાંથી ઉઠીને સ્વર્ગમાં પહોંચવાનો નથી જ. વળી કેટલાક અજ્ઞાની મનુષ્યો મરણની અભડાશથી બચવા માટે ઘરમાંનું ભરેલું પાણી તો બહાર ફેંકી દે છે અને નદી, કુવા વગેરેનું વગર ગળેલું પાણી પવિત્ર માની પાછું ઘરમાં લઈ આવે છે!! એમને પૂછીએ કે ભાઈ! પાણીને અભડામણ લાગ્યું અને દૂધ, દહીં ઘી, તેલ વગેરેને શા માટે ન લાગ્યું! ખરું કારણ તો એ છે કે ઉક્ત પદાર્થોના પૈસા બેસે છે અને પાણી તો મફત મળે છે આથી પાણીનો વ્યય કરવામાં પણ બેદરકારી રાખે છે આ લોકો એટલું નથી સમજતા કે પાણી તો જગત્ બધાનું જીવન છે દૂધ ઘી વિના તો કરોડો મનુષ્યો આખો જન્મ વ્યતીત કરી દે છે પરંતુ પાણી વિના એક દિવસ કાઢવો પણ મહા મુશ્કેલ થઈ પડે છે તેથી પાણી તે બધા પદાર્થથી અધિક મૂલ્યવાન છે એવું જાણી શ્રાવક મિથ્યાત્વીની દેખાદેખી કદાપિ કરતો નથી અર્થાત્ મરણાદિ પ્રસંગે પાણી ફેંકી દેતો નથી, પાણીમાં હાડકાં કે રાખ નાખતો નથી પાણીમાં પડી સ્નાન કરતો નથી, અણગળ પાણી પીતો કે વાપરતો નથી વિના પ્રયોજન પાણી ઢોળતો નથી હોળીના તહેવારે પાણી ઉછાળવું રંગ છાંટવા, કોઈને રેળાવ વગેરે પાણીનું નુકશાન કરતો નથી કુવા, વાવ નળ વગેરેનો મર્યાદ કરે છે કેટલાક ધર્મનિષ્ઠ શ્રાવકો સચેત પાણી પીવાનાં પણ પચ્ચક્ખાણ કરી લે છે તથા પાણી ઘીની પેઠે વાપરે છે ઘી નિર્જીવ છે પાણીમાં અસંખ્યાતા જીવ છે ૩ તેઉકાય—અગ્નિ દુધાર ખડ્ગ છે અર્થાત્ તેની છએ દિશાઓથી ઝપટે ચઢતા ત્રસ સ્થાવર જીવોનું તે ભક્ષણ કરી લે છે એમ જાણી અગ્નિના આરંભથી શ્રાવકને વિશેષતઃ બચાવો જોઈએ કેટલાક લોકોને ઓઢવા પહેરવાને અનેક વસ્ત્રોનો યોગ હોવા છતાં ગરીબોની દેખાદેખી રસ્તાનો કચરો એકઠો કરી તાપણું કરી તાપે છે અથવા સગડી વગેરેમાં છાણાં લાકડાં વગેરે સળગાવી તાપવા બેસે છે ખેતીમાં ખુબ ઉપયોગી થતું છાણ અને અન્ય રસોઇ વગેરે અનેક કામમાં ઉપયોગી થતાં લાકડાંનો પોતાના ક્ષણિક સુખને માટે આ રીતે દુર્વ્યય કરે છે આવી રીતે તાપવાથી રૂપનો નાશ થાય છે આગળના ભાગમાં ગરમી અને પૃષ્ઠ ભાગમાં શરદી રહેવાથી તંદુરસ્તીને હાનિ પહોંચે છે અને જેમ જેમ વસ્ત્રાદિને ઝાળ લાગી જાય તો અકાળ મૃત્યુ પણ નીપજે છે વળી કેટલાક લોકો હર્ષાદિ ઉત્સવોમાં કે દીપોત્સવી આદિ પ્રસંગે ક્ષણિક મજાને માટે દારૂખાનું છોડે છે તેમાં અનેક ત્રસ જીવોની ઘાત થવા ઉપરાંત પરિવાર મનુષ્યની તેમ જ માલમિલકતની પણ હાનિ થઈ જાય છે અને દ્રવ્યનો પણ દુરુપયોગ થાય છે માટે આ રીવાજ પણ અનર્થકારક છે દીવાળીની લક્ષ્મી-પૂજા લક્ષ્મીના આગમન માટે કરવામાં આવે છે પણ અરે! લક્ષ્મીમાં આગ લગાડવાથી લક્ષ્મી કેવી રીતે આવશે? આ સિવાય હમણાં હમણાં તમાકુ પીવાનો ચાલનો પણ ખુબ જ વધી ગયો છે તમાકુમાં કોઈ સ્વાદ નથી ખાનાર, પીનાર કે સુંઘનારના મોઢા અને નાકમાંથી દુર્ગંધ નીકળે છે દેહ દાઝે અને કપડાંમાં આગ પડી જાય છે કાળજુ બળી જાય ક્ષય વગેરે રોગોની ઉત્પત્તિ થાય છે અને વખતે અકાળ મૃત્યુ પણ થાય છે ઇત્યાદિ દર્દોઓને પ્રત્યક્ષ જાણવા છતાં પણ હુક્કા, ચલમ, બીડી સીગારેટ આદિ

પડે છે ! શ્રાવકે આ પ્રકારના વ્યસનના ફંદામાં કદાપિ ન ફસાવુ જોઈએ અને ઉપર બતાવેલા અગ્નિના આરંભ સમારંભથી દૂર રહેવુ જોઈએ. તેવી જ રીતે ધર્મ નિમિત્તે ધૂપ, દીપ, યજ્ઞ, હવનાદિ પણ ન કરવાં જોઈએ. અને ચૂલા, ભઠ્ઠી, દીવા સગડી આદિ સંસારાર્થે આરભ કરવા પડે તેની મર્યાદા કરવી જોઈએ. વાયુકાય-પંખાથી, હિંચોળાથી, વાજીંત્ર વગાડવાથી, ઝાપટ નાંખવાથી. ફુંકવાથી અને ઉઘાડે મોઢે બોલવાથી વાયુકાયના જીવોની ઘાત થાય છે વાયુના ઝપાટામાં આવીને ત્રસ જીવો પણ મરી જાય છે. તો તેની હિંસાથી જેટલે અગે બચી શકાય તેટલે અંશે બચવા પ્રયત્ન કરવો વાયુકાયની રક્ષા થવી બહુ દુષ્કર છે. ૫ વનસ્પતિકાય-તેના ૩ પ્રકાર છે. ૧ ઘઉં, ચણા જુવાર, બાજરી આદિ ધાન્ય તથા સૂકા બીજ, ગોટલી વગેરેમાં એક જીવ હોય છે. ૨ કાચાં ફૂલ, ફળ, ભાજી, તરણાં, પાંદડાં, ડાખળા વગેરેના સોયના અગ્રભાગ જેટલા એક ટુકડામાં અસંખ્યાતા જીવ હોય છે અને ૩ કંદમૂળ વગેરેમા અનંત જીવ હોય છે, સચેત વસ્તુ ભોગવવાનો ત્યાગ બને તો ઘણું ઉત્તમ છે, અન્ન વિના તો કામ ચાલવુ દુષ્કર છે, પરંતુ લીલોતરીના ભક્ષણથી તો જરૂર બચવુ જોઈએ. અને કંદમૂલાદિનો તો સ્પર્શ સરખો કરવો પણ ઉચિત નથી તો ભક્ષણ કરવાની વાત જ કયા રહી ? અર્થાત્ અનંતકાય કંદમૂલાદિ કદાપિ ખાવા ન જ જોઈએ.

દયાળુ મનુષ્યો પાચ ઇંદ્રિયોમાંથી એકાદ ઇંદ્રિય કાન, આખ વગેરે ઓછી હોય અર્થાત્ બહેરા આંધળા, મૂગા કે લૂના લગડા હોય તો તેમને જોઇ દયા લાવે છે તો બિચારા એકેંદ્રિય જીવોને તો ચાર ઇંદ્રિય ઓછી છે, માત્ર એક જ ઇંદ્રિય છે, એટલે તેઓ વિશેષ દયાને પાત્ર છે સ્થાવર જીવો બિચારા કર્મોદયે કરી પરવશ પડેલા કૃતકર્મના ફળો ભોગવી રહ્યા છે અને જેઓ તેમની ઘાત કરે છે તેમને કર્મ બધાય છે એવુ જાણી શ્રાવક યથાશક્તિ સ્થાવર જીવોની પણ રક્ષા કરાવે છે ×

---

× ગ્રથમા કહ્યું છે કે, સાધુજી વીશ વસા દયા પાળે છે. સાધુની અપેક્ષા શ્રાવકની દયા સવા વસાની હોય છે

**ગાથા—जीव सुहुमा थूला, संकप्पा आरंभ भवे दुविहा ।**
**सवराह निरवराह, साविक्खा नृव निरविक्खा ॥**

અર્થ—સાધુજી તો ત્રસ અને સ્થાવર બન્ને પ્રકારના જીવોની દયા પાળે છે, પરંતુ શ્રાવકથી સ્થાવરની દયા પાળવી દુષ્કર હોવાથી ૨૦ વસામાંથી ૧૦ વસા કમ થયા, સાધુજી તો સકલ્પ કરી અથવા જાણીને તથા અજાણપણુ એમ બન્ને પ્રકારે હિંસાના ત્યાગી હોય છે, અને શ્રાવક સકલ્પથી તો ત્રસ જીવની હિંસાના ત્યાગી હોય છે, પરંતુ સ્થાવરના આરંભ કરતાં કદાચિત ત્રસ જીવની હિંસા પણ થઇ જાય છે, તેથી ૧૦ વસામાંથી ૫ વસા કમ થયા. સાધુ તો સઅપરાધી અને નિરપરાધી બન્નેની રક્ષા કરે છે અને શ્રાવકને તો નિરપરાધીને હણવાના ત્યાગ છે, પરંતુ આ વ્રતના ધારણ કરનારા રાજા પણ હોય છે અને તેમને સંગ્રામાદિનો પ્રસગ પણ પ્રાપ્ત થાય છે, તથા અન્ય શ્રાવકને ચોરાદિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને ચોર તથા શત્રુ મારવા માટે આવે ત્યારે તેને મારવાનો પ્રસગ પણ આવી જાય છે. ઇત્યાદી કારણથી સઅપરાધીના રક્ષા કરવી દુષ્કર હોવાથી ૫ વસામાંથી રા વસા કમ થયા, હવે સાધુ તો સાપેક્ષ-કારણવશાત્ અને નિરપેક્ષા-વિના કારણ બન્ને

## પહેલા વ્રતના ૫ અતિચાર

૧ બંધે—કોઈ જીવને બંધનમાં નાખે તો અતિચાર * લાગે જેમ પુત્ર, ભાઈ સ્ત્રી, મિત્ર શત્રુ દાસ, દાસી આદિ મનુષ્ય, ગાય, ભેંસ અશ્વ આદિ પશુ પોપટ મેના, કૂકડા આદિ પક્ષી સાપ, અજગર આદિ અજગર ઇત્યાદિ પ્રાણીઓને દોરડેથી કે સાંકળથી બાંધે, હેડમાં નાખે હાથ પગમાં બેડી નાખે, એમની સાથે બાંધી મૂકે મકાનમાં, પાંજરામાં કે ટોપલા વગેરેમાં પૂરે આ પ્રમાણે બંધનમાં નાખવાથી અતિચાર લાગે છે કેમકે તે બિચારા જીવો પરવશ પડી આર્ત કષ્ટ પામે છે અગરાય છે, તરફડે છે માટે આવાં સ્વાધીન કૃત્ય શ્રાવકને કરવા યોગ્ય નહિ કદાચિત્ કોઈ મનુષ્ય ગુન્હાહિત કૃત્ય કરવાથી શિક્ષાને પાત્ર જણાય તેમ જ કોઈ પશુ કાબૂમાં રહેતુ ન હોય, નુકશાન કરતુ હોય અને તે વચનના શિક્ષા માત્રથી સમજતુ ન હોય અને તેને કદાચ બંધનમાં નાખવાનો પ્રસગ જરૂર પડે એવો પ્રસગ પ્રાપ્ત થતાં મજબૂત બંધને ન બાંધે કે જેથી તેને દુઃખ પહોંચે અથવા આગ વગેરે ઉપદ્રવ કદી ન થાય તેમજ અગ્નિ આદિ ઉપદ્રવ પ્રાપ્ત થતાં તે છૂટી પોતાનો બચાવ પણ ન કરી શકે આવાં સખત બંધને બાંધવાથી કોઈ વખતે તે જીવ મૃત્યુ પામી જાય તો પંચેન્દ્રિય જીવની હિંસાનુ પાપ લાગી જાય છે વળી શ્રાવકોએ પક્ષીઓને પણ પાળવાં ન જોઈએ, પક્ષીઓને પાંજરે પૂરી તેમને મેવા મેવા મિષ્ટાન્ન ખવરાવે તો પણ તે તેને બંધન સમાન દુઃખી થાય છે કદાચિત્ ઘાયલ થયેલ પક્ષીને તેની રક્ષા નિમિત્ત પાંજરામાં રાખવું પડે તો આરામ થયા બાદ બંધનમુક્ત કરી દેવું

૨ વહે—કોઈ પણ પ્રાણીને પ્રહાર કરે માર મારે તો અતિચાર લાગે. ઉપર આ પ્રમાણે કોઈ ગુન્હેગાર વચનથી કે બંધનથી સમજતા ન હોય, તેમજ પશુ વગેરે સીધે રસ્તે ચાલતા ન હોય અને તેમને લાકડી, ચાબુક આદિથી પ્રહાર કરવાની જરૂર ઊભી થાય તો નિર્દયપણે એવો માર ન મારે કે જેથી તેના અંગ ઉપર સોળ ઊઠી આવે, લોહી નીકળે, મૂર્છાંત થઈ જાય અને મૃત્યુને પ્રાપ્ત થાય. આવા પ્રકારના પ્રહાર શ્રાવક કદાપિ ન કરે. વળી જે કોઈને એક વાર માર મારે તે જ ઠેકાણે બીજી વાર પ્રહાર ન કરે તેમ જ શીર, હૃદય, ગુપ્તેન્દ્રિય હાડકાં વગેરે મર્મસ્થાનો પર પ્રહાર કરે નહિ, કારણ કે મર્મસ્થાન પર પ્રહાર કરવાથી તેમને બહુ દુઃખ થાય છે એવું જાણી એવા સ્થાનપર પ્રહાર ન કરે

---

પ્રકારના હિંસાના ત્યાગી છે અને શ્રાવક નિરપેક્ષ હિંસાના તો ત્યાગી હોય છે પરંતુ સાપેક્ષ હિંસાનો ત્યાગ કરવો દુષ્કર છે કેમકે ચાલતા બળદ અશ્વાદિને ચાબુક આદિથી પ્રહાર કરે તથા શરીરમાં કૃમિ આદિ જીવ સહજે ઉત્પન્ન થાય તેને માટે જુલાબ આદિ ઔષધોપચાર કરે છે એટલા માટે ૨૦ વસામાંથી ૧૦ વસો દયા જ શ્રાવક પાળી શકે છે

* જેમ કોઈને અમુક વસ્તુના પ્રત્યાખ્યાન હોય છતાં તે વસ્તુ ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે તે અતિક્રમ ૨ તે વસ્તુની પાસે જાય તે વ્યતિક્રમ, ૩ તેને ગ્રહણ કરી લે તે અતિચાર અને ૪ તે વસ્તુ ભોગવે તો અનાચાર અતિક્રમનુ પાપ પશ્ચાત્તાપ કરવાથી વ્યતિક્રમનુ પાપ આલોચનાથી અતિચારનુ પાપ પ્રાયશ્ચિત્તથી અને અનાચારનુ પાપ પુનઃ વ્રતાચાર કે પાછા પ્રાપ્ત વ્રત થાય છે. આ ચાર પ્રકારના ઉપાયથી તે પાપ દૂર થાય છે આ ચાર પ્રકારના પાપમાંથી અતિચાર એ ત્રીજા પ્રકારનું પાપ જાણવું

૩ છવિચ્છેએ—અંગોપાંગનું છેદન ભેદન કરે તો અતિચાર લાગે કેટલાક અજ્ઞાની જન ગાય, ભેંસ, બળદ, ઘોડા, કુતરા વગેરેને આજ્ઞામાં ચલાવવા માટે તેના નાક વીંધી નાથ નાખે છે, ઘોડાને લોઢાના કાંટાવાળા ચોકડા ચડાવે છે, પગમાં ખીલા અને નાળ જડાવે છે, તથા શોભા નિમિત્ત ત્રિશૂલ ચક્રાદિ તપાવેલા લોઢાં તેના અંગ પર ચાંપી દઇ ચામડું બાળી દે છે, કાનનું છેદન કરી કોડીઓ કે કડીઓ પહેરાવે છે, પૂંછડાં છેદે છે, શીંગડા કાપી નાખે છે, ગુપ્તેંદ્રિયનું છેદન કરે છે, ખસી કરી પુરુષત્વહીન કરી નાખે છે. ઇત્યાદિ નિર્દયતાનાં કામ કરવાં કે કરાવવાં તે શ્રાવકને બિલકુલ ઉચિત નથી. કદાચિત્ કોઇ અંગ સડી જાય અથવા ગડ, ગુંબડ રસોળી વગેરે થવાથી તેને દુઃખમુક્ત કરવા માટે અંગોપાંગ છેદાવવાં પડે તો આરામ થતા સુધી તેની પાસેથી કાંઈ કામ ન લે તેવી જ રીતે પુત્ર, પુત્રી, સ્ત્રી આદિને દાગીના પહેરાવવાને માટે તેના કાન, નાક આદિ વીંધાવવાં પડે તો તેમની ઇચ્છા વિરુદ્ધ બળાત્કારે કદી પણ ન વીંધાવે

૪ અઇભારે—મનુષ્ય, પશુ વગેરે પાસે તેના ગજા ઉપરાંત ભાર લાદે અથવા ખેંચાવે તો અતિચાર લાગે જેમકે ગાડી, ઘોડા, બળદ, પાડા, મજુર ઇત્યાદિ દ્વારા કોઇ સ્થળે કોઇ માલ પહોંચાડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો જેની પીઠ પર, કાંધ પર ગડ ગુંબડ ચાંદાં આદિ કોઇ પ્રકારનુ દર્દ થયું હોય અથવા તે લૂલો, લંગડો, અપંગ, દુર્બળ, રોગિષ્ટ ઓછી ઉમરવાળો વૃદ્ધ ઉમરવાળો તથા હીન શક્તિવાળો હોય તો તેના ઉપર કોઇ પ્રકારનું વજન લાદે નહિ, કારણ કે તે બિચારા બહુ દુઃખ પામે છે, અને કોઇ વાર તેનુ મૃત્યુ પણ થઇ જાય છે. કદાચિત્ કોઇ મજૂર ગરીબ હોય અને ઉદરનિર્વાહ અર્થે વજન ઉઠાવવુ કબૂલ પણ કરી લે તો તેના પર દયા લાવી કામ લીધા વિના જ યથાશક્તિ સાતા ઉપજાવવી તે દયાળુ શ્રાવકોનું કર્તવ્ય છે. પણ જો નીરોગી, હૃષ્ટપુષ્ટ, વજન ઉઠાવવાને શામર્થ્યવાન્ હેય તો પણ તેની પાસે શક્તિથી અધિક, અથવા દેશકાલની પ્રચલિત મર્યાદાથી વધારે બોજો ઉપડાવે નહિ પશુ પર પ્રમાણસર ભાર ભર્યા પછી તે ઉપર સ્વારી કરે નહિ સ્વારી કરવી હોય તો ઓછો ભાર ભરે મનુષ્યને વજન ઉઠાવવા આપતી વખતે પૂછી લે કે તું આટલું વજન ઉપાડી શકીશ ? વધારે ઉઠાવવાનુ તો કહે નહિ તથા સવામણ હોય તે વસ્તુને એક મણ છે એવુ અસત્ય કદાપિ બોલે નહિ અને જ ગજા ઉપરાંત વધુ પડતો પંથ કરાવે નહિ.

૫ ભત્તપાણવુચ્છેએ—આહાર પાણીનો વિયોગ પાડવે, અંતરાય પાડે તો અતિચાર લાગે. સ્વજન, મિત્ર, ગુમાસ્તા દાસ, દાસી ગાય, ઘોડા વગેરે પશુ પોતાને આશ્રિત રહેતાં હોય તેને ક્રોધના આવેશમાં આવી કે કાંઇ ગુન્હાની શિક્ષા કરવા માટે અથવા મોંઘવારી કે દુષ્કાલાદિ પ્રસંગે ભૂખ્યા, તરસ્યાં રાખે નહિ ભૂખ તરસથી ક્રોધ અને વૈરની વૃદ્ધિ થાય છે તથા આત્મામાં બહુ જ કલુષિત ભાવ રહે છે તેથી ચીકણા કર્મ બંધાય છે કેટલાક નિર્દય અને સ્વાર્થી લોકો વૃદ્ધાવસ્થાને કારણે અથવા રોગાદિથી નિર્બળ અને નિરુદ્યમી થયેલા માતાપિતાદિ સ્વજન, દાસ, દાસી, ગાય, બળદ, આદિ પશુઓને નિઃસત્વ, વાસી અથવા ખરાબ ખોરાક આપે છે, નોકરોના પગાર ઘટાડી નાખે છે, ઘાસ દાણાદુણી વગેરે ખરાબ ખોરાક આપે તથા કમતી આપે છે દુઝણાં પશુ દૂધ આપતાં બંધ થાય એટલે તેને પેટપૂર્ણ ઘાસ, ચારો ખાણુ આપે નહિ, અને કેટલાક દુષ્ટો તો કૃતઘ્ની બની વૃદ્ધ નકામાં પશુઓને કસાઇખાને

અથવા ખાટકીને વેચી દે છે. આવો ઘોર અન્યાય કરે છે આવાં કામ કરવાં માલીકને બિલકુલ ઉચિત નથી. કેમકે સુખ અને આરામ આપણને જેટલા પ્રિય છે તેટલા જ તેમને પણ પ્રિય છે પોતે મોજશોખ ઉડાવવા અને અતિથિઓને તગડાવવા તે લાગણીનું કર્તવ્ય નથી. પોતાનાં માતપિતા, સ્વજન કે જેમણે આપણા ઉપર ઘણા ઘણા ઉપકાર કર્યા છે અનેક કષ્ટો સહન કરી આપણું પાલન પોષણ કરી મોટા કર્યા છે અને મહા કષ્ટે પ્રાપ્ત કરેલી લક્ષ્મી પણ આપણને સુપ્રત કરી છે આ બધું એટલા માટે કર્યું છે કે અમારી વૃદ્ધાવસ્થામાં તેઓ અમને સુખી કરશે અમારું પાલનપોષણ કરશે. આમ છતાં તેમની સાથે કૃતઘ્નતા કરવી, વિશ્વાસઘાત કરવો તે ઘોર પાપ છે. જેમની દોલત વડે પોતે સુખોપભોગ કરી શકે છે. એવાં માબાપ અથવા જેમના પરિશ્રમના પરિણામે પૈસો પ્રાપ્ત થયો છે એવા ગુમાસ્તા, દાસ દાસી કે જેમણે આખી ઉમર સખ્ત મજૂરી કરી શેઠનું ઘર ભર્યું હોય તેઓ વૃદ્ધ થાય કે રોગાદિ કારણે અશક્ત બને ત્યારે તેમને દુઃખિત દશામાં છોડી દેવા પગાર બંધ કરવો આજીવિકા તોડી નાખવી એ પણ વિશ્વાસઘાત જ છે અને એમનાથી અધિક ઉપકાર પશુઓનો છે બિચારાં નિર્દોષ પશુઓ ઘાસચારો ખાઈને દૂધ ઘી માવો, માખણ મલાઈ આદિ અનેક અને સ્વાદિષ્ટ પદાર્થો આપીને આપણું પોષણ કરે છે તેમનો જનતા ઉપર કેટલો મહાન્ ઉપકાર છે! જે માતાનું વર્ષ બે વર્ષ દુગ્ધપાન કરીએ છીએ તેમની ઉમરભર સેવા કરીએ છીએ. તો પછી વર્ષોના વર્ષો સુધી એટલે જીવનભર દુગ્ધપાન કરાવનાર મહાત્મા ગૌ આદિ પ્રાણીઓની કેટલી સેવા બજાવવી જોઈએ! વળી એક માતાનું દૂધ પીનારા બે ભાઈઓ પરસ્પર કેવો સંબંધ રાખે છે તો પછી ગૌમાતાના પુત્રો પ્રત્યે પણ આપણે પ્રેમભાવ શા માટે ન રાખીએ! એના ઉપર જુલમ કરીએ એને જીંદગીભર નપુંસક બનાવી દઈએ એ કેટલી કૃતઘ્નતા! કેટલી નિર્દયતા! સગા ભાઈઓ તો વખતે બેઈમાન બને છે પણ પશુ તો ભાઈઓ પણ વિશેષ મર્યાદાયુક્ત નિમકહલાલ અને ઉપકારક હોય છે જરા આંખ ઉઘાડીને જુઓ તો ખરા! ગાયના પુત્રો જગત્પર કેટલો અનહદ ઉપકાર કરી રહ્યા છે! હળ ખેંચી અન્ન, વસ્ત્ર ઉત્પન્ન કરવામાં મદદ કરે છે કોશકે કૂવામાંથી પાણી કાઢવું જલ ઉપરાંત ભાર ભર્યો હોય છતાં ઈચ્છિત સ્થાને પહોંચાડી દેવો. ભૂખ તરસ, ટાઢ તાપ સહીને ખાડા, ટેકરા પથ્થર કે ઉજ્જડ જમીન વગેરેની દરકાર કર્યા વગર અવિરત પરિશ્રમ કરી માનવજાતના અનેકવિધ કાર્યોમાં મદદગાર થવું સુમિત્રની પેઠે માલિક પ્રત્યે પ્રેમભાવ રાખવો સુશિષ્યની પેઠે તાડનતર્જન સહેતાં સહેતાં સેવા કરવી વિશ્વાસુ નોકરની પેઠે પહેરેગીરી કરવી બંધુની પેઠે જેવો મળે તેવો ખોરાક ખાઈ સંતુષ્ટ રહેવું એ બધું પશુ વિના જગતમાં બીજું કોણ કરશે! ઊનના ગરમ વસ્ત્રો અને કસ્તૂરી જેવા બહુ મૂલ્યવાન્ પદાર્થો પણ પશુઓને પ્રતાપે જ પ્રાપ્ત થાય છે વિશેષ શું કહીએ, પશુઓ! શરીરથી ઉત્પન્ન થતાં છાણ, મૂત્ર પણ નકામાં જતાં નથી. ખાતર રૂપે, બળતણ રૂપે, ઔષધરૂપે ઘર સ્વચ્છ કરવામાં એમ અનેક પ્રકારે ઉપયોગી નીવડે છે તેઓ મરી ગયા પછી પણ તેમના શરીરનો કોઈ પદાર્થ નકામો જતો નથી. તેમના ચામડાંના પગરખાં બને તે ઠંડ, કાંટા, તાપ વગેરેથી પગનું રક્ષણ કરે હાડકાં ખાતરમાં ઉપયોગી થાય એવાં ઉપયોગી અને ઉપકારક પ્રાણીઓ સાથે વિશ્વાસઘાત કરવો કૃતઘ્નતા કરવી એ મહાપાપ છે આમ વિચારી જે ધર્માત્મા હોય તે પશુઓનું તેમની જીંદગી સુધી

પોતાના કુટુંબીઓની પેઠે પાલનપોષણ × કરે છે દૂધ દેના બંધ થાય, વૃદ્ધ અશકત કે રોગી થાય તો પણ તેમને ખાનપાનની અંતરાય પાડતા નથી, કાઢી મુકતા નથી કે ઘાતકી મનુષ્યોને સ્વાધીન કરતા નથી, કદાચિત્ મનુષ્ય અથવા પશુદ્વારા કંઇ બગાડ થઇ જાય તો વિચારવુ કે અજાણી જોઇને તો કોઇ ખરાબી કરતુ નથી, કોઇ કારણથી, ભૂલથી કે પરવશપણાથી આ ખરાબી થઇ હશે. તો જેવી રીતે અજ્ઞાન બચ્ચું કંઇ બગાડ કરે તો તેને નાદાન પશુ જાણી શાણા મનુષ્યો ક્ષમા આપે છે તેવી જ રીતે ભોળા મનુષ્યો અને પશુઓને નાદાન જાણી ક્ષમા કરવી જોઇએ વચન દ્વારા કરાતી શિક્ષાને ઘણી માની લેવી, પરંતુ ભૂખ્યા તરસ્યાને રાખવા અનુચિત છે કદાચિત્ એમ પણ બનવા જોગ છે કે, ભૂખ તરસનો દંડ આપ્યા વિના તે સુધરે તેમ નથી તો જ્યાં સુધી તેમને ખવરાવે પીવરાવે નહિ ત્યા સુધી પોતે પણ ખાનપાન ભોગવે નહિ અને જવરાદિ રોગની નિવૃત્તિ માટે લાંઘણ કરવી પડે તો તે વાત અલગ છે

ઉક્ત પહેલા વ્રતના પાંચ અતિચાર અધોગતિમાં લઇ જવા વાળા છે. તેનાથી આત્માને બચાવવાને માટે તેનું જાણપણું તો જરૂર કરવુ જોઇએ પણ તે અતિચારોને આચરવા નહિ-અંગીકાર કરવા નહિ આ પ્રમાણે પ્રથમ વ્રતનુ અર્થાત્ ભગવતી દયાનું જે જીવ સમ્યક્ પ્રકારે આરાધન કરશે તે બન્ને લોકમાં આરોગ્યતા પ્રાપ્ત કરશે, બળવંત થશે, યશવંત થશે જય અને ઐશ્વર્યાદિ અનેક સુખોનો ભોક્તા બની ક્રમશ થોડા જ ભવમાં મોક્ષનાં અનંત સુખો પ્રાપ્ત કરશે

जहा धन्नाण रक्खणट्ठा, करंति वइओ जहन हे वत्थ ।
तह पढम वय रक्खणट्ठा, करंति वयाइं सेसाइं ॥

---

× यस्मिन् जीवति जीवन्ति, बहवः सतु जीवति ।
काकोपि किं न कुरुते, च च्चा स्वोदरपूरणम् ॥

અર્થ—જેના આશ્રયથી ઘણા જીવ જીવિત રહે તે જ જીવંતર છે, નહિતો પોતાનું પેટ તો કાગડા પણ ભરે છે

* શ્રી ઉપાસક દશાંગ સૂત્રના પ્રથમ અધ્યયનમાં ભગવંત શ્રી મહાવીર સ્વામીએ આનંદ શ્રાવકને વ્રતોના અતિચાર બતાવતા પ્રથમ વ્રતના પાંચમા અતિચારમા કહ્યું છે કે '**भत्तपाण वुच्छेए**' અર્થાત્ શકિત હોવા છતાં પણ જો કોઇને આહાર પાણીની અંતરાય પાડીશ તો તારા પહેલા વ્રતમા અતિચાર લાગશે એટલા માટે શ્રાવકો સવા પહોર દિવસ ચડે ત્યાં સુધી પોતાના ઘરનાં દ્વાર ઉઘાડા (અભંગદ્વાર) રાખતા હતા કોઇ પણ ભૂખ્યો તરસ્યો પોતાનાં દ્વાર પર આવી નિરાશ થઇ પાછો ન ફરે અહિં કોઇ કહે કે, શ્રાવક તો સાધુને દાન દેવા માટે દ્વાર ઉઘાડાં રાખતા હતા તો આ કથન શાસ્ત્રથી મળતું નથી, કેમકે ચોથા આરામાં તો સાધુઓ બે પહોર દિવસ ચડયા પછી ગોચરીએ જતા હતા તેથી આ નિયમ અભ્યાગતોને માટે જ હતો અફસોસની વાત તો એ છે કે, આ શાસ્ત્રને માનનારા જ ભૂખ્યાં તરસ્યાં અભ્યાગતોને અન્ન પાન દેવામાં એકાંત પાપ મનાવે છે. તેઓ ઉક્ત જિનવાણીને વિપરીત પરિણમાવી ભોળાઓને ભ્રમમાં નાંખે છે સુજ્ઞ જનોને આવા ઉત્સૂત્ર પ્રરૂપકોના ફંદમાં ફસાવુ ન જોઇએ.

અર્થ—જેમ ધાન્યના ખેતરની રક્ષાને અર્થે તેની ચારે તરફ કાંટાની વાડ કરે છે તેવી જ રીતે આ પ્રથમ વ્રતના રક્ષણાર્થે આગળ કહીએ છીએ તે બધાં વ્રત વાડ રૂપે જાણવાં.

## ૨ બીજું અણુવ્રત સ્થૂલ મૃષાવાદ વેરમણ

સાધુની પેઠે સર્વથા મૃષાવાદથી નિવૃત્ત થવું એ ગૃહસ્થને માટે મુશ્કેલ છે, કેમકે ગૃહસ્થથી સહજમાં બોલાઈ જાય છે કે હા! હા! પહોર દિ ચઢી ગયો, અને ત્રિયા તો એક ઘડી પણ ગયો ન હોય ઇત્યાદિ અનેક પ્રકારનાં નાનાં નાનાં જુઠ્ઠાં વચન સહેજે બોલાઈ જાય. સ્થૂલ મૃષાવાદ પાંચ પ્રકારનાં કહ્યાં છે તેનો ત્યાગ કરવો.

૧ કન્યાલિક—કન્યા સંબંધી મૃષાવાદ. જેમ કેટલાક શ્રીમાનો પોતાની પુત્રીને શ્રીમન્તને ઘેર આપવાને માટે, દ્રવ્યના લાલચુઓ દ્રવ્યોપાર્જન કરવાને માટે, તેમજ સગા સંબંધીઓ તથા મહાજનના આગેવાનો ખુશામત કરવાને માટે ઇત્યાદિ કારણથી વેવીશાળના કામમાં વરકન્યાની યોગ્યાયોગ્યતા કે ઉમ્મરના સંબંધમાં અસત્ય બોલે છે. આંખેથી કાણી, બહેરી, લૂલી લંગડી, કુલક્ષણી, અસમર્થ, રૂપહીન, બુદ્ધિહીન ઇત્યાદિ દુર્ગુણો કન્યામાં હોવા છતાં તેને છુપાવી કન્યાની ખોટી પ્રશંસા કરીને સંબંધીઓને ફસાવી દે છે. લગ્ન થયા બાદ જ્યારે તે કન્યાના દુર્ગુણ પ્રગટ થાય છે ત્યારે તેના પતિને તેમજ કુટુંબીઓને ઘણો પશ્ચાતાપ થાય છે. અનેક ઝઘડા ઉભા થાય છે. સંતાપ અને કલેશથી તે દંપતીનો જન્મારો વ્યતીત થાય છે. વખતે આપઘાત પણ થાય છે. આજ પ્રમાણે ૧૨ વર્ષની બાળકીને ૬૦ વર્ષના બુઢ્ઢા સાથે પરણાવી દે છે. બીબી ઘર જોગ થાય ત્યારે મિયાં ઘોર (કબર) જોગ થાય એ કહેવતને ચરિતાર્થ કરે છે. વળી ૧૬ વર્ષની કન્યા અને ૧ વર્ષનો પતિ એવો કજોડો જોડી આપે છે. આ પ્રકારના અયોગ્ય સંબંધ જોડવાથી અનેક અનર્થ ઉત્પન્ન થાય છે. આશ્ચર્ય! પરમ જૈનધર્મના પાળનારા અને મહાજન નામ ધરાવનારામાં આવું બને તે તો શરમાવનારી વાત છે. કેટલીક હલકી ગણાતી કોમોમાં પણ અત્યંત ગરીબીના દુઃખથી પીડિત હોવા છતાં પણ તેઓ કન્યાવિક્રય નિમિત્તે એક કોડી પણ લેતા નથી અને યથાશક્તિ કન્યાને અલંકાર કરે છે. વળી કેટલીક કોમમાં પુત્રીના ઘરનું પાણી પીવાનું પણ નિષેધ કર્યું છે. તેઓ પુત્રીના ઘરનું પાણી પણ કદી પીતા નથી. પરંતુ તે જ લોકો દ્રવ્યની લાલચે પોતાની પેટની દીકરીને ગાય બકરીની પેઠે વેચે છે. મડે મીંઢળ બાંધે છે. તે બિચારી બાળા જન્મારો રોઈ રોઈ પૂરો કરે છે. આવાં દુઃખની ખાઈમાં દીકરીને ધકેલી દેતાં જરાપણ દયા કે શરમ આવતી નથી! અરે કસાઈથી પણ અધિક નિર્દય ઘોર હૈયાવાળા બનીને પોતાની પ્યારી પુત્રીના રક્ત માંસનું શોષણ થઈ જાય, બિચારી ઝૂરી ઝૂરીને મરે એવાં ઘોર અપકૃત્ય કરતાં લગાર પણ અચકાતા નથી. કજોડાં અને કન્યાવિક્રયના કારણથી બાળવિધવાઓનું પ્રમાણ વધતું જાય છે. એટલું જ નહિ પણ વ્યભિચાર, ગર્ભપાત, બાળહત્યા અને આત્મહત્યા જેવા ઘોર અનર્થો થઈ રહ્યા છે છતાં પણ મહાજનોની આંખ હજી ઉઘડતી નથી. આવાં કૃત્ય કરે છે તે શ્રાવક બને તો શ્રાવક નથી. પણ તેમનામાં માણસાઈ પણ નથી એમ કહીએ તો અતિશયોક્તિ નથી. આપણા માટે જે શ્રાવક હોય છે તે કન્યાવિક્રયનો ત્યાગ અવશ્ય કરે છે. કન્યાલિક

શબ્દમાં વર + અલિક એટલે વર સંબંધી જૂઠું બોલવુ તેનો પણ સમાવેશ થઈ જાય છે વિષયલોલુપી વૃદ્ધ વયે પરણવાને તૈયાર થનારા લોકો પણ સમાજને શાપ સમાન છે. આવા લોકોને સહકાર આપવો એ પણ મહા અનર્થનું કારણ છે બુઢાપામાં વરરાજા બનવાની અભિલાષાએ કલપ લગાવી ધોળા વાળને કાળા કરે છે, પત્થરના દાંતની બત્રીશી ચડાવે છે, વગેરે ઢોંગથી પોતાની ઉમ્મર નાનો બતાવી બીજાઓને ફસાવે છે, કોઇ પૂછે કે કેટલાં વર્ષ થયા? તો વાક્ પટુતાથી તેને છેતરે છે આવાં કૃત્ય શ્રાવકોને માટે તદ્દન અનુચિત છે. આવી જ રીતે દત્તપુત્ર લેવા માટે કે આપવા માટે, ગુમાસ્તા નોકર રાખવાને માટે તેમના યથાર્થ ગુણ અવગુણને છુપાવી અસત્ય બોલે છે આ માણસ સત્યવંત છે, શીલવંત છે, દયાળુ છે, પ્રમાણિક છે, સાહસિક છે, ઉદ્યમી છે, ઇત્યાદિ ખોટું બોલી અન્યને ફસાવે છે પછી તે ચોર ભરાડી વ્યભીચારી આદિ દુર્ગુણવાળો નીકળે તો પરસ્પર બનેને અનેક કષ્ટ ઉઠાવવા પડે છે, આ જ પ્રમાણે પોપટ, મેના, કબૂતર આદિ બધાં દ્વિપદી પક્ષીઓના સબંધમાં પણ જાણવુ. શ્રાવકોએ આવી જાતના મૃષાવાદથી નિવર્તવુ જોઇએ.

૨. ગવાલિક—ગૌ સંબધી મૃષાવાદ-ચતુષ્પદોમાં ગાય શ્રેષ્ઠ હોવાને લીધે અહીં ગૌ શબ્દ ગ્રહણ કર્યો છે પરંતુ બધાં ચતુષ્પદોનો આમાં સમાવેશ થાય છે એટલા માટે ગાય, ભેંસ, ઘોડા, હાથી, બળદ, પાડા, ઊંટ, બકરા વગેરે પશુઓનો વેપાર કરવો તો શ્રાવકોને અનુચિત છે, પણ કદાપિ ઘર સંબધી પશુ આદિ વેચવાનો પ્રસગ પ્રાપ્ત થાય તો શ્રાવક જરા પણ અસત્ય બોલે નહિ જેવી રીણે અત્ર લોભી જનો ઔષધાદિ પ્રયોગ કરી ગાય, ભેસ વગેરેનાં આઉ મોટા બનાવે છે અથવા શીગડા વાંકાં ચુકા કે ખરાબ આકૃતિમાં હોય તેને સારી આકૃતિમા બનાવી દે છે અને કહે છે કે, આ ગાય વા ભેંશ બહુ સારી છે, સીધી છે, ઘણું દૂધ દે છે આ બળદ કે ઘોડો ચાલવામાં તેજ છે ઉમરમાં થોડો છે વગેરે મિથ્યા ગુણ બતાવી વેચે છે અને પછી કહ્યા પ્રમાણે ન હોય તો ખરીદનારને ઘણો પસ્તાવો થાય છે અને પશુ દુ:ખ પામે છે, માટે એવુ કૃત્ય શ્રાવકે કરવુ અનુચિત છે શ્રાવકે ચતુષ્પદ સંબધના જૂઠથી નિવર્તવુ જોઇએ.

૩ ભોમાલિક—જમીન સંબધી મૃષાવાદ—જમીન બે પ્રકારની હોય છે. ૧ ક્ષેત્ર-ખુલ્લી જમીન તે ખેતર, વાડી, બાગ, જગલ, કૂવા, તળાવ, વાવડી વગેરે અને ૨ વત્થુ-ઢાંકી જમીન તે ઘર, હવેલી, દુકાન વખાર વગેરે જમીન સબંધી જૂઠ બોલે. જેમકે, જે ખેતર કે બાગ બગીચામાં ધાન્ય કે ફળફળાદિની ઉત્પત્તિ થોડી હોય અથવા હલકા પ્રકારની હોય તને વિશેષ અને ઉંચા પ્રકારની ઉત્પત્તિ થતી હોવાનું કહે, જે જળાશયનું પાણી ખરાબ રોગિષ્ટ હોય તેને સ્વાદિષ્ટ, સ્વચ્છ, આરોગ્યપ્રદ અને અખૂટ બતાવે, મકાનમાં વ્યંતરાદિનો કે સર્પાદિનો ઉપદ્રવ હોય-વિષમ સ્થાન આદિ દોષયુકત હોવા છતા નિરુપદ્રવી, સાતાકારી કહે આ પ્રમાણે ખરાબ વસ્તુને સારી કહી બીજાને ઉંચી કિંમતે વેચે, વિશ્વાસઘાત કરી બીજાને ફસાવે તથા દુશ્મનોની સારી વસ્તુને ખરાબ બતાવી તેનાં ગ્રાહકોને ભરમાવી લાભાંતરાય પાડવાથી અનેક ઝગડા ઉત્પન્ન થાય છે, અને શ્રાવકનો વિશ્વાસ ઉઠી જાય છે. બીજા પણ ઘણા અનર્થ થવા પામે છે એટલા માટે ઉપર કહેલા જૂઠ બોલવાં નહિ, દગો કરવો નહિ ભોમાલિક શબ્દમાં બધી અપદ ( પગ વગરની ) વસ્તુઓનો સમાવેશ થાય છે. આથી સચેત

ઉપર્યુક્ત પાંચે પ્રકારનાં જૂઠાંમાં પ્રાય. બધાં જૂઠનો સમાવેશ થઇ જાય છે. શ્રાવક તેનાં પ્રત્યાખાન પહેલા વ્રતની પેઠે બે કરણ ત્રણ જોગે કરે છે. ફક્ત અનુમોદન ખુલ્લું રહે છે. કેમકે કદાચ કોઇ કહે કે, તમારી ભોળી કન્યાનુ વેવિશાળ સાચુ ખોટું બોલીને અમુક સારે ઠેકાણે કરી આવ્યો છું, અથવા તમારૂ મકાન કે ખેતર સારા ભાવે વેચી નાખ્યુ છે તમારા પુત્રને છોડાવવા માટે મારે કોર્ટમાં આટલું ખોટું તો બોલવુ પડયુ. થાપણુ મૂકવા વાળો મરી ગયો અથવા નિર્વંશ ગયો વગેરે સાંભળતાં ચિત્તમા પ્રસન્નતાની પ્રાપ્તિ થાય છે—થઇ જાય છે. જો કે સુજ્ઞ શ્રાવકોએ તો આ પ્રકારની અનુમોદનાથી પણ આત્માને બચાવવો જોઇએ.

## બીજા વ્રતના ૫ અતિચાર

૧ સહસાભ્ભક્ખાણે—સહસાત્કાર અર્થાત્ કોઇના ઉપર ખોટું આળ ચડાવે તો અતિચાર લાગે. જેમ કાગડો હૃષ્ટપુષ્ટ પશુને જોઇને દુ:ખિત થાય છે, જેમકે ત્યાં તેને ખાવાનું કશુ મળતું નથી પણ ઘાહું પડયું હોય, કોઇ અંગ સડયું હોય વગેરે જોઇને તે ખુશી થાય છે આવી જ રીતેછિદ્રગવેષી માણસો જ્ઞાની, ગુણી, શુદ્ધાચારી, શ્રીમાન્, બુદ્ધિમાન્, તપસ્વી, ક્ષમાવંત ઇત્યાદિ ગુણોથી અલંકૃત મહાપુરુષોને જોઇને, તેમની કીર્તિ મહિમાને સાંભળીને તેને સહન નહિ કરતાં ઉલટો માત્સર્યભાવ ધારણ કરે છે. કેમકે સત્યપુરુષોનાં સદાચરણ જોઇને સામાન્ય મનુષ્યો એવા દુર્ગુણીઓના દુરાચરણને જાણી શકે છે, તેથી દુરાચરણી અને કુકર્મીઓને પોતાની યથેચ્છ પ્રવૃત્તિઓ ચલાવવામાં અતરાય ઉભા થાય છે આથી તેઓ પોતાની નીચતા છુપાવવા તેમજ પાપ પ્રવૃત્તિઓ ચાલુ રાખવા સત્યપુરુષોના ઉપર મિથ્યા કલક ચડાવે છે અને કહે છે કે, અમે એમને બહુસારી રીતે ઓળખીએ છીએ. તેઓ બ્રહ્મચારી કહેવરાવે છે પણ ગુપ્તપણે વ્યભિચાર સેવે છે, ક્ષમાવત દેખાય છે પણ પ્રસંગ પડતાં અમારાથી પણ વિશેષ ક્રોધોદ્ધત બની જાય છે, ઉપરથી શુદ્ધાચારી દેખાય છે પણ અંદરખાને બધુ પોલંપોલ ચલાવે છે, પંડિતાઇનો ડોળ કરે છે પણ અમે પ્રશ્નાદિદ્વારા પરીક્ષા કરી લીધી છે; કઇ જાણુતા નથી. ઇત્યાદિ અનેક પ્રકારનાં મિથ્યા દોષારોપણ કરી, જ્ઞાની ગુણી મહાપુરુષો કે મહાસતીઓની નિંદા કરી ચીકણાં કર્મ બાંધે છે અને તે કર્મોના ઉદયે કરી આ ભવમાં અને પરભવમાં અનેક પ્રકારના કલકથી કલંકિત થાય છે એમ ભગવતી સૂત્રના ૫ મા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં કહ્યું છે એટલુંજ નહિ પણ તે મુખપાકાદિ અનેક રોગોથી પીડાય છે અને નરક તિર્યંચાદિ ગતિઓમાં અનત કાળપર્યંત પરિભ્રમણ કરે છે. માટે આ અતિચારને દુખનું કારણ જાણી આત્માર્થી શ્રાવક તેનો પરિત્યાગ કરે છે વગર વિચાર્યે બોલવું નહિં કોઇને આઘાત થાય એવુ બોલવુ નહિં

૨ રહસ્સાભક્ખાણે—કોઇનાં રહસ્ય એટલે છાની વાત કે છિદ્ર ઉઘાડાં પાડે તો અતિચાર લાગે છદ્મસ્થ ભૂલને પાત્ર હોય છે વીતરાગ સિવાયનાં બધા મનુષ્યોમાં ગુણ અને અવગુણ બન્ને હોય છે કોઇક જ એવો વિરલ મનુષ્ય હોય છે કે જેમાં કોઇ દુર્ગુણ ન હોય દુર્ગુણી મનુષ્ય પોતાના દુર્ગુણ તરફ તો લેશ માત્ર લક્ષ આપતો નથી, પરંતુ છિદ્રગ્રાહી થઇને અન્યના અવગુણોને ગ્રહણ કરી લે છે અને ઝગડા આદિ પ્રસંગમાં પોતાની બડાઇ અને અન્યની લઘુતા બતાવવા માટે સામાન દુર્ગુણોને જાહેર કરતો થકો

કહે છે કે શું મોઢું લઈને મારી સામે જુએ છે ! હું તને અને તારા બાપદાદાને સારી પેઠે ઓળખું છું ! અમુક અપકૃત્ય તેં નથી કર્યું કે ? તારા અમુક સગાએ કે બાપદાદાએ આમ નહોતું કર્યું ? આવાં વાક્યો સાંભળીને સામો માણસ અત્યંત શરમિંદો બની જાય છે અને તેના દિલને ઘણો જ આઘાત પહોંચે છે. જનતામાં પોતે પ્રતિષ્ઠિત મનાતો હોય અને આ રીતે એકદમ તેનાં છિદ્રો ખુલ્લાં પડવાથી તેને મોઢું બતાવવું ભારે થઈ પડે છે અને કેટલાક તો આપઘાત કરી બેસે છે. આવી જ રીતે કોઈ એકાંતમાં વાર્તાલાપ કરતાં હોય તેમને જોઈ તેમની અંગચેષ્ટા આદિથી અટકળ લાવી રાજમાં જઈ ચાડી કરે કે ફલાણો રાજ વિરુદ્ધ ષડ્યંત્ર રચી રહ્યો છે. આના પરિણામે તે બિચારા બિન ગુન્હેગાર ઉપર રાજાનો કે રાજકર્મચારીઓનો કોપ થાય, તેને પકડી કેદમાં પૂરે અથવા બીજી રીતે હેરાન કરે. વળી કેટલાક વિશ્વાસઘાતીઓ મિત્રોમાં ફાટફૂટ પડાવવા ચાડી ચુગલી કરી ઝઘડા કરાવે છે, ગુપ્ત વાતો પ્રગટ કરી નિંદા કરે છે, માનહાનિ કરે છે, પ્રીતિ તોડાવે છે, ક્લેશ કરાવે છે, દુશ્મની કરે છે અને તેના પરિણામે વજ્રકર્મ કરે છે. આ ભવ પરભવમાં અનેક પ્રકારનાં દુઃખો તે કર્મોએ કરીને પામે છે એમ જાણી ભાવિકોએ બધાને પોતાના આત્મ સમાન જાણી 'સાગર વર ગંભીરા' સમુદ્ર જેવા ગંભીર બનવું જોઈએ. દેખવામાં કે સાંભળવામાં આવેલી કોઈની ખરાબ વાતને કદાપિ પ્રગટ કરવી જ નહિ. આ પ્રમાણે પારકાના રહસ્યને પ્રગટ કરવાના ત્યાગી હોય તે જ શ્રાવક કહેવાય છે.

૩ સદારમંતભેએ—પોતાની સ્ત્રીના મર્મ ઉઘાડા પાડે તો અતિચાર લાગે. સ્ત્રીના હૃદયમાં વાત ઓછી ટકે છે, એટલે તે પોતાના પ્યારા પતિ ઉપર વિશ્વાસ રાખી તેની પાસે હૃદય ખાલી કરે છે, ન કહેવાની વાત પણ કહી દે છે. આવી વાતોમાંથી સ્ત્રીની કોઈ છાની રાખવા જેવી અયોગ્ય વાત પુરુષ બીજા કોઈ પાસે પ્રગટ કરી દે અને સ્ત્રીની જાણમાં આવી જાય તો તેને જબરો આઘાત પહોંચે છે અને સ્ત્રીની જાત પામરમતિની હોવાથી તે આપઘાત પણ કરી બેસે છે. ઇત્યાદિ અનર્થનું કારણ જાણી સ્ત્રીની કહેલી ગુપ્ત વાત અન્યને કહેવી નહિ. તેમ જ સ્ત્રીઓનું પણ કર્તવ્ય છે કે પતિએ મોહાધીન બની કંઈ મર્મવાત કહી દીધી હોય તે બીજા કોઈને કહેવી નહિ. આ પ્રમાણે જ મિત્ર સ્વજનાદિ પણ વિશ્વાસે રહી કોઈ ગુપ્ત વાત કહે તે પણ કોઈને કહેવી નહિ.

ઉક્ત ત્રણે અતિચારોનો સારાંશ એ છે કે જો આત્માર્થી બની હો તો સત્પુરુષોના ગુણાનુવાદ કરવા, પરંતુ દુર્ગુણ તો કોઈના પણ કદાપિ પ્રગટ કરવા જ નહિ.

૪—મોસોવએસે-મૃષા એટલે જૂઠો ઉપદેશ આપે તો અતિચાર લાગે. જેવો કે હિંસા વગેરે પાંચ આશ્રવ સેવવાનો ઉપદેશ, અષ્ટાંગ નિમિત્તનો ઉપદેશ, મંત્ર, યંત્ર, તંત્ર, ઔષધાદિનો ઉપદેશ, પૂજા, યજ્ઞ, હવનનો ઉપદેશ, સ્નાનનો તથા કૂવા કુંડ પત્રાદિ વેડવાનો ઉપદેશ, ગરીબ અનાથોને અન્નાદિથી પોષવામાં પાપ છે એવો ઉપદેશ, ક્લેશ ઉત્પાદક કે ક્લેશવર્ધક ઉપદેશ પિતા પુત્ર, સ્ત્રી ભર્તાર, શેઠ નોકર, ભાઈ ભાઈ વગેરેમાં પરસ્પર વિરોધ પાડવાનો ઉપદેશ, સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, રાજકથા, ચોરકથા, ઇત્યાદિ વિકથાઓ કરવી, [illegible] અન્યનો પરાભવ કરવાની સંમતિ આપવી ઇત્યાદિ પ્રકારના ઉપદેશ તે મૃષા ઉપદેશ કહેવાય છે. એવા ઉપદેશથી જે આરંભ અથવા ક્લેશ નિપજે થાય છે કે પાપના ભાગધારી તે ઉપદેશક થાય છે. અસત્ય ઉપદેશ આપવો

અનુચિત કે અનુપયોગી વાતો કરવી તે શ્રાવકનું કામ નથી. પ્રસંગ પ્રાપ્ત થયે પ્રામાણિક * સત્ય, નિર્દોષ વચનોચ્ચાર કરી આત્માને પાપથી બચાવે તે જ શ્રાવક કહેવાય છે.

૫ કૂડ લેહકરણે-ખોટા લેખ લખે તો અતિચાર લાગે કેટલાક લાલચુ લોકો ભોળા લોકોને લુંટવા અથવા અદાવતથી બીજાને ફસાવવા દગાબાજી કરે છે. જેમકે, સો ના આંક ઉપર મીંડું ચડાવી હજાર બનાવી દે છે બીજાના જેવા અક્ષરો લખી ખોટી હુંડી ચીઠી પત્ર લખે છે, ખોટા દસ્તાવેજ બનાવે છે. ગરજવાન મનુષ્યને રૂા. ૧૦૦) ધીરી રૂા. ૨૦૦)નું ખાતું પડાવી લે છે અને તેને ફસાવી વ્યાજ સહિત રૂા ૨૦૦) વસુલ કરે છે. લાંચ આપીને ખોટા સાક્ષી ઉભા કરે છે, અને રાજમાં ખોટી અરજી અને ખોટા સાક્ષીઓ આપી ફરિયાદ કરે છે દેણદારને જ્યારે આ હકીકત જાણવામાં આવે છે ત્યારે તે બિચારા ગરીબને ફાળ પડે છે, તે ઘણોજ કકળાટ કરે છે. પણ સત્તાવાન લેણીયાત આગળ તેનું કશું ચાલતું નથી બિચારો પોતાની આબરૂ જાળવવા દાગીના, કપડાં, મકાન વેચી અથવા ગીરો મૂકી તેના પંજામાંથી મહા મહેનતે છૂટે છે અને કેટલાક તો આવી આપત્તિમાં ફસાઇ પ્રાણ-મુકત પણ થઇ જાય છે, કદાચિત્ આવી કપટજાળ પ્રગટ થઇ જાય તો તે દગલબાજના ધનની અને આબરૂની પાયમાલી થાય છે, જનસમાજમાં હડધુત થાય છે અને વખતે જેલમા પણ જવુ પડે છે અને ગરીબોની આંતરડી કકળાવીને અન્યાયથી મેળવેલુ ધન પણ વિંશેષ વખત ટકતું નથી.

अन्यायोपार्जितं वित्तं, दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते एकादशे वर्षे, समुलं च विनश्यति ॥

---

* શ્રાવકે ભાષાના ૮ ગુણ ધારણ કરવા જોઇએ—૧ અવસરે થોડુ બોલે બહુ બોલ બોલ કરવાથી કિંમત ઘટે છે ૨ થોડુ બોલે તે પણ ઇષ્ટ મિષ્ઠ અને મનોજ્ઞ બોલે. કોઇને જરાપણ દુઃખ ઉપજે તેવુ કે નિંદાયુકત ન બોલે ૩. મિષ્ટ વચન બોલે, અને તે પણ સમયોચિત બોલે રામ નામ સારૂં છે છતાં લગ્ન પ્રસંગે "રામ બોલો ભાઇ રામ, એમ ન બોલાય. ૪ સમયોચિત બોલે અને તે પણ ચતુરાઇ સહિત બોલે વાક્ચાતુર્યથી રાજા મહારાજા તેમજ મોટી પરિષદને મંત્રમુગ્ધ બનાવી શકાય છે ૫ ચતુરાઇથી બોલે અને તે પણ અભિમાન રહિત બોલે, પોતાની પ્રશંસા પોતે ન કરે, તેમ કરવાથી લઘુતા થાય છે, પરંતુ અન્યના ગુણોને પ્રસિદ્ધિમાં લાવવાથી ગૌરવ વધે છે. ૬ અભિમાન રહિત બોલે અને તે પણ મર્મભેદક ન બોલે માર્મિક વચનો બોલવાથી, અન્યના દુર્ગુણ પ્રકાશવાથી ઘણાં અનિષ્ટ નીપજે છે ૭ મર્મભેદક ન બોલે અને તે પણ શાસ્ત્રની સાક્ષીયુકત બોલે. કારણ એવાં વચન સર્વમાન્ય થઇ શકે છે. ૮ શાસ્ત્રની સાખ સહિત બોલે અને તે પણ સર્વ પ્રાણીઓને સાતાકારી બોલે શાસ્ત્રમાં જ્ઞેય ( જાણવા યોગ્ય ), હેય ( છાંડવા યોગ્ય ), ઉપાદેય ( આદરવા યોગ્ય ) એમ ત્રણ પ્રકારનાં કથન છે તેથી કેટલાંક શાસ્ત્રનાં કથન પણ અનધિકારી અજ્ઞજનોને દુઃખપ્રદ થઇ પડે છે, જેમકે "मूता दियाणं तम तमेणं" આ પાઠનો અર્થ અવસર જોઇને જ કરી શકાય.

અર્થ—અન્યાયથી મેળવેલું દ્રવ્ય દશ વર્ષથી અધિક ટકતું નથી, અને કદાચિત્ ૧૧ વર્ષ રહી જાય તો પહેલાંનું પ્રાપ્ત કરેલું દ્રવ્ય પણ તેની સાથે નાશ પામે છે.

આ પ્રમાણે બીજા વ્રતના ૫ અતિચારનું સ્વરૂપ સમજીને શુદ્ધ ભાવો પોતાના વ્રતની રક્ષા માટે તે પાંચ પ્રકારના દોષથી હમેશાં દૂર રહે છે

## જૂઠ બોલવાના મુખ્ય ૧૪ કારણો.

૧ ક્રોધ—ક્રોધને વશીભૂત થયેથી મનુષ્ય કોઇ વાર એવું અસત્ય બોલી નાખે છે કે જેથી પંચેંદ્રિય જીવની ઘાત થઇ જાય છે ૨ માન અભિમાનને વશ પડીને પણ એવાં વચન બોલે છે કે જાણે મારા સરખો સંસારમાં કોઇ થયો નથી થશે નહિ. ૩ કપટ-માયાચારી એ તો જૂઠનું મૂળ જ છે ૪ લોભ લોભને વશ પડી વેપારીઓ દલાલો અને નામધારી સાધુઓ જૂઠ બોલે છે ૫ રાગ—રાગને વશ પુત્રાદિને રમાડતાં જૂઠ બોલે છે ૬ દ્વેષ દ્વેષને લીધે રુષ્ટ થઇ દુશ્મનો ઉપર કલંક ચઢાવે છે જૂઠી સાક્ષી પૂરે છે ૭ હાંસી—હાંસી મશ્કરી કરતાં ગપ્પાં મારતાં જૂઠ બોલે છે ૮ ભય—બીકનો માર્યો રાજા, શેઠ કે અધિકારી સન્મુખ પોતાનું અપકૃત્ય છુપાવવા જૂઠ બોલે છે ૯ લજ્જા શરમનો માર્યો દુષ્કૃત્ય છુપાવવા જૂઠ બોલે છે ૧૦ ક્રીડા—સ્ત્રી સન્મુખ જૂઠ બોલે છે ૧૧ હર્ષોત્સાહ—ઉત્સવાદિ પ્રસંગે હર્ષાવેશમાં જૂઠ બોલે છે ૧૨ શોક—વિયોગાદિ પ્રસંગે શોકાકુલ થઇ જૂઠ બોલે છે ૧૩ દાક્ષિણ્યતા—પોતાની ચતુરાઇ બીજાને બતાવવા વકીલ બેરિસ્ટર આદિ જૂઠ બોલે છે અને ૧૪ બહુ-બોલવાથી—બહુ બોલ બોલ કરવાની ટેવ હોય છે તેનાથી પણ જૂઠ બોલાઇ જાય છે ભાવકોએ ઉપરના ૧૪ કારણોને વશ થવું નહિ અને કદાચિત્ વશ થવાય તો પણ જૂઠ બોલવું નહિ.

બીજા કેટલાક સત્ય વચન પણ અસત્યના જેવાં જ હોય છે જેમકે આંધળાને આંધળો, કાણાને કાણો, કોઢીઆને કોઢીઓ નપુંસકને નામર્દ હીજડો, ચોરને ચોર લબાડને લબાડ વ્યભિચારીને વ્યભિચારી ઓશાને ઓશો વિધવાને રાંડ અને વંધ્યા સ્ત્રીને વાંઝણી કહે ઇત્યાદિ વચન યદ્યપિ સત્ય છે તો પણ તે વચનો મનુષ્યને દુઃખપ્રદ અમનોજ્ઞ હોવાથી અસત્યને જેવાં વચનોને પણ જૂઠમાં ગણ્યાં છે માટે એવાં વચન બોલવાં ઉચિત × નથી

જૂઠ વચનનું ફળ—જૂઠ બોલનારના બધા સદ્ગુણો નાશ પામે છે જૂઠ બોલનારનો કોઇ વિશ્વાસ કરતું નથી. તેના મંત્ર યંત્ર તંત્ર વિદ્યા ઔષધિ આદિ નિષ્ફળ જાય છે જૂઠ બોલનારને વખતે કમોતે મરવું પડે છે જૂઠાને લોકો ગપ્પી, લબાડ, લુચ્ચો, ઠગ,

---

× न सत्यमपि भाषेत् परपीडाकारकं च
लोकेऽपि श्रूयते यस्मात् कौशिको नरकं गतः ॥

અર્થ—જે વચનો અન્યને પીડાકારી તે સત્ય હોય તો પણ બોલવાં નહિ કેમકે લૌકિક શાસ્ત્રમાં એમ સંભળાય છે કે કૌશિક મુનિ અન્યને દુઃખપ્રદ વચન બોલવાથી નરકમાં ચાલ્યા ગયા.

બદમાસ, ધુર્ત આદિ લજ્જાસ્પદ નામોથી સંબોધે છે આ પ્રમાણે લોકમાં અનેક હાનિ થાય છે અને મૃત્યુ બાદ પરલોકમાં તે મૂંગો, તોતડો, કટુભાષી, દુર્ગંધયુક્ત મુખવાળો આદિ મોઢાના અનેક રોગોથી ગ્રસ્ત થઇ દુખી થાય છે. એકેન્દ્રિયાદિ જાતિમાં ઉત્પન્ન થાય છે. તથા નરગતિમાં જાય તો ત્યાં પરમાધામી તેના મોઢામાં કાંટા કે મેખો મારે છે, જીભ ખેંચી કાઢે છે. ઇત્યાદિ જૂઠ વચનનાં માઠાં ફળને જાણીને સુજ્ઞ જીવોએ જૂઠનો સર્વદા સર્વથા પરિત્યાગ કરવો જોઇએ.

સત્યનું ફળ-સત્ય સઘળા સદ્ગુણોને ખેંચી લાવે છે સત્યવંત સર્વનો વિશ્વાસપાત્ર હોય છે. કરેલા શુભકર્મ કે ધર્મના સર્વોત્તમ ફળનો દાતા સત્ય † જ છે કહેવત છે કે "સત્યકી બાંધી લક્ષ્મી ફિર મિલેગી આય" જ્યાં સત્ય છે ત્યાં લક્ષ્મીનો નિવાસ છે. સત્યવંતનુ કાર્ય શીઘ્ર સિદ્ધ થાય છે. સત્યના પ્રભાવથી મહા ભયંકર રોગો પણ નાશ પામે છે સત્યથી સંગ્રામમાં તથા સવાદમાં વિજય પ્રાપ્ત થાય છે. સત્યવતના મંત્ર, યંત્ર, તંત્ર, વિદ્યા ઔષધાદિ તત્કાળ ફળદાયી નીવડે છે સત્યવંત સદૈવ નિશ્ચિંત અને નિર્ભય હોય છે તેને ક્યારે પણ મોઢુ સંતાડવુ પડતુ નથી સત્યવંતના કથન નરેંદ્ર, સુરેંદ્રને પણ માનનીય હોય છે સત્યવંતની પાસે મહાન્ પુરુષો પણ સલાહ પૂછવા આવે છે સત્યથી દુશ્મન પણ વશ થઇ દાસ બની રહે છે. સત્યવંત આ લોકમાં નરેદ્ર દેવેન્દ્રનો પૂજ્ય હોય છે, અને ભવિષ્યમાં પણ ઇષ્ટ, મિષ્ટ, પ્રિય, આદેય વચની અને સ્વર્ગ મોક્ષનાં સુખોનો ભોક્તા બને છે

## ત્રીજું અણુવ્રત-થૂલાઓ અદિન્નાદાણાઓ વેરમણં

સાધુની પેઠે સર્વથા પ્રકારે અણદીધી વસ્તુ ગ્રહણ કરવાથી અર્થાત્ ચોરીથી નિર્વતવું ગૃહસ્થને માટે મુશ્કેલ છે, કારણ કે ધુર, કાંકરા, તૃણ આદિ નિર્માલ્ય વસ્તુઓ ગ્રહણ કરતી વખતે ગૃહસ્થ કોઇની આજ્ઞા મેળવવાની દરકાર કરતા નથી તેમ જ ખરીદીને લાવેલી વસ્તુ કદાચિત્ સામાની નજરચૂકથી થોડી અધિક આવી ગઇ હોય તો તે પાછી આપવા પણ કોઇ ભાગ્યેજ જાય છે આમ સસાર વ્યવહારનાં અનેક કામોમાં નાની નાની ચોરીના દોષ સેવાઇ જાય છે આ પ્રકારની ચોરીઓ યદ્યપિ લોકવિરૂદ્ધ ગણાતી નથી તથાપિ લોકોત્તર વિરૂદ્ધ તો અવશ્ય છે. આનાથી બચાય તો ઘણી સારી વાત છે નહિ તો નીચે જણાવેલી પાંચ પ્રકારની સ્થૂલ ચોરી કરવાનાં પચ્ચક્ખાણ તો દરેક શ્રાવકે અવશ્ય કરવાં જોઇએ

---

† અથર્વેદ મંડુકોપનિષદ્માં કહ્યુ છે કે "सत्यमेव जयते नानृतं અર્થાત્ સત્યનો જ જય છે, અસત્યનો નહિ

**नास्ति सत्य समो धर्मो, न सत्याद्विद्यते परं ।**
**न हि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥** મહાભારત આદિ પર્વ

અર્થ-જગતમાં સત્ય સમાન કોઇ ધર્મ નથી અને સત્યથી કોઇ શ્રેષ્ઠ નથી, અને અસત્ય સમાન કોઇ પાપ નથી અને તેના જેવુ કોઇ બૂરૂં પણ નથી.

**सत्यप्रतिष्ठायाम् क्रियाफलाश्रयत्वम्** પાતંજલ યોગદર્શન

અર્થ-સત્યની સિદ્ધિ થતાં અર્થાત્ સત્યનુ યથાર્થ આચરણ કરતાં ક્રિયાના ફળની સિદ્ધિ થાય છે, એટલે કે સત્ય આચરનાર જે કંઇ કહે તે પ્રમાણે ક્રિયાનુ પરિણામ આવે છે.

૧ ખાતરખણી—ગૃહસ્થોને ધન પ્રાણથી પણ અધિક વહાલું હોય છે. ધનવાન મનુષ્યો ધનના રક્ષણ માટે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ઉપાયો યોજે છે. જમીનમાં દાટે છે, તિજોરીમાં મૂકે છે, ચોકી પહેરો બેસાડે છે, જાગતો સુવે છે ઇત્યાદિ પ્રયત્નો ધનની સંભાળ માટે કરે છે. પરંતુ જેઓ અન્યાયથી દ્રવ્યોપાર્જન કરનાર હોય છે તેમને ધનવાનોના જેવાં દુઃખની કશી પણ પરવા હોતી નથી. તેઓ તો કોશ, કોદાળી આદિ શસ્ત્રપ્રયોગથી ભીંત વગેરેમાં બાકોરાં પાડી, બારી બારણાં તોડી તાળાં વગેરે ખોલી ગુપ્તપણે રાખેલા ધનને ઉઠાવી જાય છે. માલિક જ્યારે આ વાત જાણે છે ત્યારે તે બિચારાને બહુ આઘાત થાય છે, અસહ્ય દુઃખ થાય છે અને વલોપાત કરે છે. કેટલાક તો પ્રાણમુક્ત થઈ જાય છે. કદાચિત્ તે ચોર પકડાઈ જાય તો તેને પણ મારપીટ, કારાવાસનાં કષ્ટ, ક્ષુધા તૃષાદિ અનેક પરિતાપ વેઠવા પડે છે અને વખત પર અકાળ મરણે મરી નરક તિર્યંચ ગતિનાં અપાર દુઃખનો ભોક્તા બને છે. માટે ચોરીને બન્ને લોકમાં દુઃખદાતા જાણીને શ્રાવક ચોરીનો પરિત્યાગ કરે છે.

૨. ગાંઠડી છોડી—કોઈ ગ્રામાંતર કે દેશાંતર જતી વખતે તથા ચોરડાકુથી બચવા માટે પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય એવાં પેટી, પટારા, કબાટ, ડબ્બા, કોથળી વગેરેમાં રાખી અથવા ગાંસડી પોટલી બાંધી પોતાના પાડોશી કે મિત્ર સ્વજન પર ભરોસો રાખીને તેમને ત્યાં સોંપવા મૂકે છે. પછી તે ધનને સાચવનારની બુદ્ધિ બગડે અને લાલચમાં પડી તે પેટી ગાંસડી વગેરેને ખોલી તેમાંથી માલ કાઢી લે અને પોતે શાહુકાર છે એવું બતાવવા તેમાં બીજો ખરાબ અથવા ઓછી કિંમતનો માલ ભરી દે અને પેટી ગાંસડી વગેરે જે સ્થિતિમાં હતા તેવી સ્થિતિમાં રહેવા દે. જ્યારે મૂળ માલિક તે વસ્તુ પાછી લેવા આવે ત્યારે તેને તે સોંપી દે અને પોતાની શાહુકારી દેખાડવા કહે કે ભાઈ! જોઈ લેજો બરાબર સંભાળી લેજો પછી અમે જવાબદાર નથી. તે બિચારો ભોળો અને વિશ્વાસુ તેના ઉપર વિશ્વાસ રાખી બહારથી બધું હતું તેમનું તેમ જોવાથી વગર ખોલ્યે જ પોતાને ઘેર લઈ જાય છે અને પશ્ચાત્ ઉત્સાહપૂર્વક પેટી આદિ ખોલે છે. પરંતુ જ્યારે પોતે મૂકેલો માલ તેમાંથી નીકળતો નથી ત્યારે તે બિચારો ગભરાઈ જાય છે. એક પૈસાનું પણ નુકસાન થતાં ગૃહસ્થને ગમતું નથી, તો પછી જેના ઉપર આખી જિંદગીનો આધાર હોય તેવી વસ્તુઓ ચાલી જવાથી તેને કેટલું બધું દુઃખ થાય! તે વાંચકો જ વિચારી લેવું. આવા વિશ્વાસઘાત રૂપ મહાપાપનો શ્રાવક પરિત્યાગ કરે છે.

૩ વાટ પાડીને—અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવાના કેટલાક લાલચુ લોકો, પોતાના જેવી ચોરની મંડળી જમાવી જંગલ આદિ વિષમ સ્થાનના રસ્તા ઉપર રહે છે અને રસ્તે જતા આવતા લોકોને ધમકી બતાવી અથવા મારકૂટ કરીને ધન લૂંટી લે છે. એવી જ રીતે કેટલાક લોકો ખેતરમાં ગામમાં બજારમાં પરોઢમાં લૂંટે છે. કેટલાક તો નજર ચુકાવી ખીસ્સાં કાતરી લે છે, દાગીના તોડી તેમાંથી માલ લઈ લે છે, એમ અનેક પ્રકારે ધૂર્તતા કરી ચોરી કરે છે. કેટલાક દુષ્ટ લોકો તો ઘરેણાંની લાલચે નાનાં બાળકોને મારી નાખે છે. ગામમાં ઓચિંતો છાપો મારી ધાડ પાડે છે, કોઈ સ્ત્રી પુરુષ, પશુઓને પ્રાણમુક્ત કરે છે. આમ કરતાં જતાં જો તે ચોર પકડાઈ જાય તો વખતે તેનું પણ અકાળ મૃત્યુ થવા પામે છે અને નારકીઆદિ દુર્ગતિનાં ઘોર દુઃખો સહેવાં પડે છે. આવાં કુકર્મોને મહા અનર્થનાં કારણ જાણી શ્રાવક તેનો પરિત્યાગ કરે છે.

૪ તાળુ પર કુચીએ કરી—કોઈ મનુષ્ય ઘર, દુકાન, વખાર, તિજોરી, પેટી વગેરેને તાળું વાસી પોતાના વિશ્વાસુ મનુષ્યને તેનો ચાવી સોંપી દે છે પછી ચાવી લેવાવાળા માણુસ ધનની લાલચમાં પડી ધણીની ગેરહાજરીમાં તે ચાવો વડે તાળું ખોલી માલ કાઢી લઇ પાછું તાળુ વાસી દે તે જ પ્રમાણે કેટલાક મુનીમ, ગુમાસ્તા, પડોશી એક માળામાં રહેવાવાળા વગેરે મનુષ્યો ઘરધણીના ગેરહાજરીમાં બીજી કુચી લાગુ કરી તે વડે અથવા ખીલે વગેરે અન્ય સાધન વડે તાળું ખોલી તેમાંથો સાર સાર વસ્તુ કાઢી લે અને પાછું તાળું વાસી દે છે. બિચારા માલિકને ઘર આદિમાં પોતે રાખેલી વસ્તુ મળતી નથી ત્યારે તે બહુ ફિકરમા પડી જાય છે પણ શુ કરે ? કોનુ નામ લે ? અને કદાચ નામ લે તો પણ શું વળે ? ચોરનાર સહેલાઇથી તો કબૂલ કરે જ શેનો ? આવાં વિશ્વાસઘાત અને ચોરીનાં કૃત્ય બને ભવમાં ભયંકર દુ ખદાતા નીવડે છે એવુ જાણી શ્રાવક તેવાં કર્મોનો પરિત્યાગ કરે છે.

૫ પડી વસ્તુ ધણીયાતી જાણી ગ્રહણ કરે—કોઇની કંઇ વસ્તુ કદાચ રસ્તામાં પડી ગયેલી હોય, અથવા કયાય મૂકીને પછી તે લેવી ભૂલી ગયો હોય. તે વસ્તુ શ્રાવકને નજરે પડે અને તે જાણે કે આ વસ્તુ ફલાણા માણસની છે, છતાં ગ્રહણ કરે અને છુપાવીને પોતાની કરી રાખે તે શ્રાવકનુ કામ નહિ આવે પ્રસગે પંચની સાક્ષીએ તે વસ્તુ સંભાળી રાખે અને માલિક આવે ત્યારે તેને સોંપી દે. અને માલિક ન મળે તો પ્રાપ્ત દ્રવ્યને પરોપકારનાં કામમાં વાપરી નાંખે અથવા સરકારને સ્વાધીન કરે. પણ અણહક્કનું દ્રવ્ય શ્રાવક કદાપિ પોતાનુ કરીને રાખે નહિ

ઉક્ત પાચે પ્રકારની ચોરી કરનાર રાજથી દડાય છે, લોકોમાં નિંદાય છે મરીને દુર્ગતિમાં જાય છે અને અનેક દુ ખ પામે છે ચોરી કરવી તે લૌકિક લોકોત્તર બન્નેથી વિરૂદ્ધ કૃત્ય છે એવુ જાણી શ્રાવક તેનો સર્વથા પરિત્યાગ કરે છે.

## ત્રીજા વ્રતના ૫ અતિચાર

૧ તેનાહડે—ચોરીનો માલ ખરીદે કે રાખે તો અતિચાર લાગે. કેટલાક ચોરીનો ત્યાગ તો કરે છે, પણ પ્રસંગોપાત મૂલ્યવાન્ વસ્તુ સસ્તામાં મળતી જોઇ લલચાઇને ખરીદી લે છે. તેઓ મનમા તો સમજે છે કે, આ ચોરીનો માલ હોવો જોઈએ પણ વિચારે છે કે, મારે ચોરીનો ત્યાગ છે, પણ ચોરાઉ માલ લેવામાં મને શી હરકત છે ? ઇત્યાદિ કુવિચારથી ચોરાઉ માલ ખરીદી મનમા પ્રસન્ન થાય છે, કે આજે મને ઠીક કમાણી થઇ, પણ એવુ નથી વિચારતો કે, જો આ વાત પ્રકટ થઇ જશે તો અનેકગણુ દ્રવ્ય દેતા છતાં પણ ઇજ્જતની રક્ષા થવી મુશ્કેલ થશે કેટલાક તો ધૃષ્ટાપૂર્વક કહે છે કે અમને શી ખબર કે આ ચોરીનો માલ છે ? પણ લાલચનાં પડળોને દૂર કરી જરા દીર્ઘદ્રષ્ટિથી વિચારે તો સ્હેજે માલૂમ પડી જાય કે આ ૧૦૦નો માલ ૭૫માં આપે છે તેનુ કાંઇ કારણ હોવુ જોઇએ વિવેકી શ્રાવક આવી લાલચમાં કદી ફસાતો નથી, પરંતુ ચોરીનો માલ ખરીદ કરવો તે પણ ચોરી સમાન જાણી તેનો પરિત્યાગ કરે છે

૨ તસ્કરપ્રયોગે—ચોરને ચોરી કરવાની પ્રેરણા કરી ઉત્તેજન આપે તો અતિચાર લાગે. કેટલાક લોભી મનુષ્યો ચોરીના માલમાં અધિક લાભ જાણી તે ચોરને ચોરી કરવાના ઉપાય બતાવે, ખાનપાન, શસ્ત્ર, મકાનાદિ જે જોઈએ તે સહાય આપે. ચોરને કહે ડરવું નહિ, સંકટ પડશે હું મદદ કરીશ. તારો ચોરેલો માલ વેચી આપીશ ઇત્યાદિ પ્રકારે ચોરની સહાયના કરે છે તેઓ પણ ચોર કહેવાય છે અને રાજ્યથી દંડાય છે આવાં કૃત્યોને શ્રાવકો અનુચિત જાણી તેનો સર્વથા પરિત્યાગ કરે છે

૩ વિરુદ્ધ રજ્જાઇક્કમે—રાજ્ય વિરુદ્ધ પ્રવૃત્તિ કરે તો અતિચાર લાગે. રાજાના લાભાર્થે અને પ્રજાના સુખાર્થે રાજ્ય કાયદા કાનૂન ઘડે છે તેનું પાલન કરવું એ પ્રજાનું કર્તવ્ય છે તેનો ભંગ કરે, અર્થાત્ દાણચોરી કરે, પ્રતિબંધિત ચીજોનો વેપાર કરે, રાજકર્મચારીઓને લાંચ આપી પોતાનો સ્વાર્થ સાધે ઇત્યાદિ રાજ્યવિરુદ્ધ કામ કરવાથી કારાવાસ આદિ શિક્ષા ભોગવવી પડે છે લોકોનો વિશ્વાસ ઊઠી જાય છે બેઇજ્જતિ આદિ કષ્ટ ભોગવવાં પડે છે આથી પ્રજાનું હિત કરવાવાળા રાજ્યના કાયદાઓનો ભંગ શ્રાવકોએ કરવો નહિ.

૪ કૂડતોલે કૂડમાણે—ખોટાં તોલાં કે ખોટાં માપ રાખે તો અતિચાર લાગે. કેટલાક લોભી લોકો અન્યાયથી દ્રવ્યોપાર્જન કરવા માટે વ્યાપારમાં દગા ફટકા કરે છે લેવાનાં તોલાં (મણ શેર આદિ) અને માપ (પાલી ગજ વગેરે) મોટાં રાખે છે દેવાનાં તોલ, માપ ઓછાં રાખે છે અને દેખાડવાનાં તોલ માપ બરાબર રાખે છે આમ જુદા જુદા તોલ, માપ રાખી લોકોને છેતરી, વિશ્વાસઘાત કરે છે તેવી જ રીતે તોલ માપ કરતી છેતરપિંડી કરીને ઓછું આપે છે અને વધુ લઈ લે છે ગરીબ બિચારા

---

* શ્રી પ્રશ્ન વ્યાકરણની વૃત્તિમાં ચોરની ૧૮ પ્રસૂતિ કહી છે—૧ ચોરને કહે હું તારી સાથે છું કામ પડશે મદદ કરીશ ૨ ચોરની સુખ શાતા પૂછે ૩ આંગળી ચીંધી ચોરીનું સ્થાન બતાવે ૪ પ્રથમ શાહુકાર બની રાજા, શેઠ વગેરેના સ્થાન જોઈ આવે પછી તે સ્થાનની માહિતી ચોરને આપે. ૫ ચોરને છુપાવાનું સ્થાન બતાવે. ૬ ચોરને કોઈ પકડવા આવે ત્યારે તે પૂર્વમાં ગયો હોય તો પશ્ચિમમાં ગયો એમ વિપરીત બતાવે. ૭ ચોરને રહેવા મકાન, બેસવાને આસન, સૂવાને પથારી વગેરે આપે. ૮ ચોર થાકી જવાથી અથવા રોગાદિથી પાંગળ બની જતાં તેને ઘેર પહોંચવા અશ્વાદિ વાહન આપે ૯ ચોરની ઘેર જવાની શક્તિ ન હોય તો પોતાના ઘરમાં છુપાવી રાખે. ૧૦ ચોરનો માલ ખરીદે ૧૧ ચોરનો સત્કાર કરી ઉંચા આસને બેસાડે. ૧૨ ઘરમાં ચોર હોય અને પકડવા આવે ત્યારે નથી એમ કહે ૧૩ ઘેર આવેલા ચોરને અન્ન વસ્ત્રાદિથી શાતા ઉપજાવે અને જતી વખતે ભાથું આપે. ૧૪ ચોરને જે જે વખતે જે જે ચીજો જ્યાં જ્યાં જોઈએ તે તે વખતે તે તે ચીજો ત્યાં ત્યાં પહોંચાડે ૧૫ થાકેલા ચોરને તૈલાદિનું મર્દન કરે કરાવે સ્નાન કરાવે ઔષધ ફાકી વગેરે ખવરાવે શેક કે મલમપટ્ટી કરે. ૧૬ ચોરને ભોજન બનાવવા અગ્નિ આદિ સામગ્રી આપે. ૧૭ ચોરી લાવેલ ધન, ધાન્ય વસ્ત્રાભૂષણ ગૌ પશુ વગેરે લઈને પોતાના ઘરમાં સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી રાખે. ૧૮ ચોરને સર્વ પ્રકારની શાતા ઉપજાવે. આ ૧૮ પ્રકારે ચોરને મદદ દેનાર પણ ચોર કહેવાય છે અને રાજ્યના કાનૂન પ્રમાણે પણ તે ચોર સમાન શિક્ષાને પાત્ર થાય છે

દિનભર તનતોડ પરિશ્રમ કરી ચાર છ આના રોજના મુશ્કેલીએ કમાય છે, અને તેના ઉપર તેના આખા કુટુંબના નિર્વાહનો આધાર હોય છે તેનો કશો વિચાર કે કશી દરકાર કરતા નથી તેઓ નામે શાહુકાર છતાં કર્મે ચોર* છે ગરીબોની સાથે આ પ્રકારનો વિશ્વાસઘાત કરવો એ અક્ષમ્ય ગુન્હો છે. આમ કરવાથી તાત્કાલિક થોડો ઘણો લાભ માલૂમ પડે છે, પણ પરિણામે ઘણી હાનિ થાય છે. આવુ કરનાર વેપારીઓનો જનતા વિશ્વાસ ગુમાવે અને પરિણામે ધંધો સાવ પડી ભાગે છે, રાજદંડ વગેરે અનેક આપત્તિઓનો સામનો કરવો પડે છે આવુ જાણી શ્રાવકોએ આવાં ચોરીનાં દરેક કામોમાંથી સર્વથા દૂર રહેવુ.

૫. તપ્પડિરૂવગ વવહારે—તત્પ્રતિરૂપ વસ્તુ મેળવીને આપે તો અતિચાર લાગે. લાલચુ લોકો બહુમૂલ્ય વસ્તુઓમા તેના જેવી જ હલકી કિમ્મતની વસ્તુઓ ભેળવી વેચે છે, જેમકે ઘીમાં ચરબી અથવા વેજીટેબલ ઘી, સ્વદેશી ખાંડમા પરદેશી ખાંડ, દૂધમાં પાણી, ઇત્યાદિ ભેળવીને સારા ભાવમાં વેચે છે વળી કેટલાક નમુનો સારો બતાવે છે એને માલ હલકો આપે છે. ચોરાઉ વસ્તુનુ રૂપ પરિવર્તન કરી વેચે છે. પશુઓનાં અંગોપાંગ છેદી તેના રૂપમાં ફેરફાર કરી વેચે છે. ઇત્યાદિ મોટી ચોરીઓ કહેવાય છે. ધર્માત્મા શ્રાવકોએ આવી ચોરીઓનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

ઉપર મુજબ ત્રીજા વ્રતના અતિચારોનું સ્વરૂપ સમજીને જે જે ચોરીનાં કૃત્યો છે તેને પ્રથમ કમી કરે છે ત્યાંસુધી તો તે અતિચાર રૂપે રહે તે પણ લોભ વધતાં તે ધર્મ અનાચાર રૂપે કરવા લાગી જાય છે તેથી વ્રતનો ભગ થાય છે. આ પ્રકારના વ્યવહારથી વ્યાપારીઓનો વિશ્વાસ ઘટતો જાય છે ચોરી તથા દગલબાજીથી વેપારીને ઘણો ફટકો પડયો છે ભારતની દરિદ્રતાનું એ પણ એક કારણ છે ન્યાયાલયમાં ન્યાયધીશો જેટલો વિશ્વાસ મજુર વર્ગના માણસોનો કરે છે તેટલો શાહુકારોનો કરતા નથી એ શરમની વાત છે માટે જાતિ અને ધર્મનું

---

* વર્તમાનમાં ભેળસેળ વાળી વસ્તુઓનો પ્રચાર ખૂબ જ વધી ગયો છે. ઉંચી કિંમતની સારી વસ્તુમાં છુપી રીતે નીચી કિમતની હલકી વસ્તુ ભેળવી તેને સારીના ભાવમાં વેચી ધન કમાનારા વધી પડયા છે વિદેશી સાકરમાં હાડકાનો ભૂકો ભેળવે છે. તેને સફેદ બનાવવા ગાય અને સૂવર વગેરેનાં લોહીથી તે ધૂએ છે ઘીમાં ચરબી ભેળવે છે. ભેસના ઘીમા વેજીટેબલ ઘી મેળવી તેને ભેંસનું ઘી કહી વેચે છે, તલના તેલમાં માંડવીનુ તેલ ભેળવી તલનું તેલ કહી વેચે છે સાબૂમાં ચરબી મેળવે છે કેશરમાં પણ ગાયની નસોના બારીક તંતુ વગેરે મેળવે છે. આવી રીતે આપણા વપરાશમાં આવતી વસ્તુઓને વિદેશી લોકોએ ભ્રષ્ટ બનાવી મૂકી છે, અને સસ્તી જાણી બધા તે લેવા લલચાય છે, ધર્મભ્રષ્ટ થઇશું તેનો કશો ખ્યાલ કરતા નથી, અને તેને ખરીદી પંચેદ્રિય જીવોના વધને ઉત્તેજન આપી મહા પાપના ભાગીદાર બને છે. ખાંડ વગેરેમાં ગાય અને સુવરનાં હાડકા લોહી વગેરેનો ઉપયોગ થતો હોવાની વાત હવે જગજાહેર થઈ ચૂકી છે તો હિંદુ મુસલમાન દરેકની ફરજ છે કે આવી ધર્મભ્રષ્ટ કરનારી ચીજોનો સ્પર્શ પણ ન કરવો. પોતાના ધર્મ કર્મમાં પવિત્ર રહેવું તે ધર્માત્માઓ અને ઇમાનદાર મનુષ્યનુ ખાસ કર્તવ્ય છે.

ગૌરવ જાળવવા અને વધારવા તથા પાપથી બચવા ન્યાયથી ઉપાર્જિત દ્રવ્યથી જ સંતોષ ધારણ કરવો જોઈએ દુષ્કાળ વગેરે પ્રસંગે ધાન્યાદિ વસ્તુઓ મોંઘી થઈ ગઈ હોય ત્યારે શ્રાવકનું કર્તવ્ય છે કે, પોતાના ધર્મનો પ્રભાવ જનતા પર પાડવા માટે તેમજ ગરીબોના પર અનુકંપા લાવી થોડે નફે સંતોષ માને. વ્યાજ પણ ગરીબો પાસેથી વ્યાજબી લે પણ સામાની નિરાધારતા કે ગરજનો લાભ લઈ ગરીબોનાં ગળાં કાપવાં એ શ્રાવકનું કામ નથી. સંતોષી થઈ ગરીબોની આશિષ મેળવવાથી લોકોમાં એવી છાપ પડશે કે જૈનો ઘણા જ ભલા અને સંતોષી હોય છે આમ ધર્મની પ્રભાવના કરવી એ શ્રાવકનું ખાસ કર્તવ્ય છે

ત્રીજા વ્રતની સમ્યક્ પ્રકારે આરાધના કરનારો શ્રાવક રાજાના ભંડારમાં, શાહુકારની દુકાનમાં કદાચિ જાય તો પણ તેની કોઈ અપ્રતીત કરતું નથી રાજા પ્રજાનો તે માનનીય અને વિશ્વાસપાત્ર હોય છે તેમની ન્યાયોપાર્જિત લક્ષ્મી બહુ કાળપર્યંત સ્થિર રહે છે વૃદ્ધિ પામે છે અને સુખશાતા પણ નીવડે છે આ ત્રીજું વ્રત આદરનારા સદૈવ નિર્ભય રહે છે તેમજ હૃદયમાં ભગવતી આજ્ઞાનું નિવાસસ્થાન હોય છે તે મનપ્રત્યાખ્યાનનો નિર્મળપણે નિર્વાહ કરી શકે છે અનેક વિઘ્નોથી પોતાના આત્માને બચાવે છે સંતોષના પ્રતાપે આ ભવમાં સુખી રહે છે અને પરલોકમાં પણ સ્વર્ગ અને ક્રમથી મોક્ષના સુખો પ્રાપ્ત કરે છે

## ચોથું અણુવ્રત—થૂલાઓ મેહુણાઓ વેરમણ

સાધુની પેઠે સર્વથા બ્રહ્મચર્ય વ્રત પાળવું તો ગૃહસ્થને માટે દુષ્કર છે અન્ય ગતિની અપેક્ષાએ મનુષ્યગતિમાં મૈથુન સંજ્ઞાનો ઉદય અધિક હોય છે § તત્ત્વનો જાણ અને ધર્મવીર ધીર, એવો કે મનુષ્ય મોહરાજાના પ્રબળ આક્રમણ સામે ટકી શકે છે અને સર્વથા બ્રહ્મસંયમનું પાલન કરે છે તે પોતાના ઇષ્ટ અર્થની સિદ્ધિ–મોક્ષ પ્રાપ્તિ કરી શકે છે નવ નવ કોટિએ આવું અતિ દુષ્કર બ્રહ્મચર્ય વ્રતનું પાલન તો સર્વસંગપરિત્યાગી સાધુ મુનિરાજો જ કરી શકે છે શ્રાવકોથી તેમ એકાએક ન બને તો પણ ધીમે ધીમે કર્મોનો ક્ષય કરવા માટે પ્રથમ સ્થૂળ મૈથુન'થી નિવર્તે છે અર્થાત્ સ્વદારાથી સંતોષ રાખી શેષ મૈથુન સેવનનો પરિત્યાગ કરે છે કારણ કે પંચની સાક્ષીએ જેનું પાણિગ્રહણ કર્યું એવી સ્ત્રીને પતિના આજીવન બ્રહ્મચર્ય ધારણ કરવાના અતિરેકથી ક્યારે આપઘાત પ્રયોગ–કદાચ તે આપઘાત પણ કરી બેસે અથવા વ્યભિચારનું સેવન કરી કુળને કલંક લગાડે આથી ભયભીત થયેલો શ્રાવક સ્વસ્ત્રીથી સંબંધ કરે છે પણ વિષયલોલુપપણાથી અતિશય કરતો નથી. કેમ કે જિનવાણીનું પાન કર્યું હોવાથી તે સમજે છે કે વિષયાસક્તિ એ ચિકણાં કર્મ બાંધવાનું અને ભવભ્રમણનું કારણ છે વિષયાસક્ત મનુષ્યની બુદ્ધિ મંદ પડે છે અને બળ ક્ષીણ થાય છે શાસ્ત્રદૃષ્ટિ વડે આવી પ્રવૃત્તિ ધારણ કરનારા શ્રાવકોને દૃઢ પ્રતીતિ હોય છે કે હજારો વર્ષ × કાયમ રહે એવા ભોગ દેવાંગનાઓનો

---

§ નરકમાં ભય સંજ્ઞા અધિક તિર્યંચમાં આહારસંજ્ઞા અધિક દેવતામાં પરિગ્રહ સંજ્ઞા અધિક અને મનુષ્યમાં મૈથુન સંજ્ઞા અધિક હોય છે

× વૈમાનિક દેવોને ૨ વર્ષ પર્યંત, જ્યોતિષી દેવોનો ૧૫ વર્ષ પર્યંત, ભવનપતિની ૧૦૦ વર્ષ પર્યંત અને વાણવ્યંતરનો ૫ વર્ષ પર્યંત કાયમ રહે છે

સાથે આપણે અનંતી વાર ભોગવી આવ્યા છીએ તો પણ તૃપ્તિ થઇ નહિ, તો પછી મનુષ્ય સંબંધી અશુચિમય અને ક્ષણભંગુર ભોગોથી તૃપ્તિ શી રીતે થાય ! । ભોગ ભોગવવાથી તૃપ્તિ કદાપિ થતી નથી, પરંતુ તેનો ત્યાગ કરવાથી જ સંતોષ થાય છે આવા સુવિચારથી શ્રાવક સંતોષ ધારણ કરે છે. અને પોતાની સ્ત્રીથી પણ દિવસે તેમજ બીજ, પાંચમ, આઠમ, અગિયારશ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા તથા તીર્થંકરોના કલ્યાણક આદિ પર્વતિથિએ સર્વથા બ્રહ્મચર્ય પાળે છે, કેમકે દિવસે સ્ત્રીસંગ કરવાથી વિષયાસક્તિ, નિર્બળતા અને ખરાબ સંતતિની ઉત્પત્તિ વગેરે દોષાપત્તિ આવે છે. અને તિથિઓને દિવસે સ્ત્રીસંગ કરવાથી દુર્ગતિનો આયુર્બંધ પડે છે, * તથા કુગર્ભની ઉત્પત્તિ થાય છે. આવી જ રીતે શ્રાવક એક રાત્રિમાં બે વાર મૈથુન સેવે નહિ, કારણ કે તંદુલવિયાલિયા પયન્નામાં કહ્યું છે કે, એક વખત મૈથુન સેવ્યા બાદ ૧૨ મુહૂર્તપર્યંત યોનિ સચેત રહે છે ઉત્કૃષ્ટ ૯ લાખ † સન્ની મનુષ્ય અને અસંખ્ય અસંન્ની મનુષ્યની ઉત્પતિ થાય છે.

---

* પંચ પર્વોમાં બ્રહ્મચર્યનું પાલન કરવાનું કારણ એ છે કે-શાસ્ત્રનું કથન છે કે-અસંખ્યાત વર્ષાયુવાળા નારકી દેવતા અને યુગલિક મનુષ્યો જ્યારે છ મહિના આયુષ્ય બાકી રહે છે ત્યારે આગલા ભવનું આયુષ્ય બાંધે છે અને સંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચ, મનુષ્યો આયુષ્યનો ત્રીજો, નવમો, સત્તાવીશમો વગેરે ભાગ બાકી રહે ત્યારે અથવા અંતમુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે પરભવનો આયુર્બંધ કરે છે. સંભવત એ કારણથી કરુણાસિંધુ જિનેન્દ્ર પ્રભુએ અને આચાર્યોએ અશુભ આયુનો બંધ ન પડે તેટલા માટે પર્વ તિથિઓ કાયમ કરી છે જેમ કે ત્રીજ અને ચોથ એ બે ભાગ ગયા એટને ત્રીજો ભાગ પાંચમનો આવે. એવીજ રીતે છઠ અને સાતમ બે ભાગ ગયા એટલે ત્રીજો ભાગ આઠમ આવે એમ ક્રમશઃ એકાદશી તથા ચતુર્દશી આવે છે આમ આ તિથિઓ ત્રીજા ભાગમાં આવે છે (પૂર્ણિમા અને અમાવાસ્યા એ પાક્ષિક પર્વ છે) આ દિવસોમાં પરભવનું આયુષ્ય બંધવાનો સંભવ છે એટલા માટે હમેશ બ્રહ્મચર્ય પળાય તો ઠીક નહિ તો પર્વ તિથિઓમાં તો સંસારનાં કાર્યોથી વિરક્ત થઇ દયા, શીલ, સંતોષ, સામાયિક, પૌષધ આદિ ધર્મકરણી કરવી જોઇએ, કે જેથી દુર્ગતિનું આયુષ્ય ન બંધાવા પામે

† मेहुणसण्णारूढो णवलक्ख हणेइ सुहुमजीवाणं ।
केवलिणा पण्णत्त, सद्दहियव्वा सया कालं ॥ १ ॥
इत्थीजोणिए स भव ति, बेइ दिया ड जे जीवा ।
इक्को वा दो वा तिण्णि वा, लक्ख पुहुत्तं तु उक्कोसं ॥ २ ॥
पुरिसेण सह्व गयाए तेसिं जीवाण होइ उद्दवणं ।
वेणुगदिट्ठ तेणं, तत्तायसलागणाएण ॥ ४ ॥

અર્થ—શ્રી સર્વજ્ઞ પ્રભુએ કહ્યું છે કે, સ્ત્રીની યોનિમાં કોઇ વાર એક, કોઇ વાર બે, કોઈ વાર ત્રણ એમ ઉત્કૃષ્ટ નવ લાખ સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય છે. જેમ વાંસની નળીમાં ભરેલા તલમાં, તપાવેલો લોઢાનો સળીયો નાખવાથી તે તલ બળી જાય છે તેવી જ રીતે સ્ત્રી પુરૂષના સમાગમથી તે બધા જીવો મૃત્યુ પામે છે આ કથનનું સત્ય શ્રદ્ધાન કરી એવા પાપથી બચો.

બાળહત્યા કે આત્મઘાત આદિ અનેક મહા ભયંકર દોષોપત્તિ હોય છે. (૩) કોઇ એવો વિચાર કરે કે, વેશ્યા તો કોઇની સ્ત્રી નથી એમ વિચારી તેની સાથે ગમન કરે તો અનાચાર લાગે.

ચાહે કુમારીકા હો, વિધવા હો કે વેશ્યા હો, તે બધી જ પરસ્ત્રી કહેવાય છે તેનું સેવન ઉત્તમ પુરુષો કદાપિ કરતા નથી. તેમ કરવુ એ લૌકિક તેમજ લોકોત્તર બન્ને પ્રકારે નિષિદ્ધ છે. તેમ જ આ ભવ પરભવ બન્ને લોકમાં દુખપ્રદ છે વળી વેશ્યા તો જગતની એઠ છે સ્વાર્થની સગી છે. સ્વાર્થવશ આંધળા, લૂલા, લંગડા, કુષ્ટરોગી, ચંડાલ આદિને પણ તે પોતાના પ્રાણપ્યારા બનાવી તેની સાથે ગમન કરે છે. અને સ્વાર્થ સરવો બંધ પડે એટલે તે પ્રાણપ્યારાને પણ ધક્કો મારી બહાર કાઢી મૂકે છે વળી વેશ્યાગામી પુરુષો વખતસર માતા, બેન કે પુત્રીની સાથે ગમન કરવાનું મહા ભયંકર પાપ પણ વ્હોરી લે છે, કારણ કે વેશ્યાના મકાન ઉપર એવું સાઇનબોર્ડ લગાવેલું હોતું નથી, કે અમુક સાહેબ અહીં પધારે છે જે વેશ્યાને ત્યાં બાપ જતા હોય છે ત્યાં બેટો પણ જાય તો તેને માતૃગામી કહેવામાં શી હરકત છે? અને બાપના સંબંધથી ઉત્પન્ન થયેલી વેશ્યાની છોકરી સાથે ગમન કરનાર ભગિનીગામી (બ્હેનની સાથે ભોગ ભોગવનારો) કહેવામાં શી હરકત છે? અને પોતાના જ સંબંધથી ઉત્પન્ન થયેલી વેશ્યાની પુત્રી સાથે પણ રંડીબાજ લોકો ભોગ ભોગવતાં લજવાતા નથી! આવા પુરૂષોને પુત્રીગામી પણ કહેવામાં શી હરકત છે? અહા! જે શબ્દ જગતમાં મા બ્હેનની ગાળ રૂપે સાંભળતાં લોકો ક્રોધાતુર બની જાય છે, તેવાં જ કુકર્મ કરવામાં તેઓ તત્પર બને છે! આથી વધારે ધૃણાસ્પદ અને ખેદજનક બીજું શુ હોઇ શકે! આવાં મહાન અનર્થ અને જુલમનાં કામ વેશ્યાગમનના પરિણામે થાય છે આ સિવાય વેશ્યાગામીને ચાંદી, પ્રમેહ આદિ અનેક ખરાબ રોગો લાગુ પડતાં તે રીબાઇ રીબાઇને; સડી સડીને અકાળે મરે છે. મર્યા પછી પણ નરકમાં પરમાધામી દેવો તેને ધગધગતી લોહ પુતળીની સાથે, કાંટાના તીક્ષ્ણ ખીલાયુકત તપ્ત શય્યાપર સૂવાડી આલિંગન કરાવે છે, ઉપર મુદ્દગલોના પ્રહાર કરે છે આવી રીતે બન્ને ભવમાં વ્યભિચાર ભયકર દુખોનું કારણ જાણી શ્રાવક પરસ્ત્રીગમનનો સર્વથા પરિત્યાગ કરે છે

૨ અનગક્રીડા-કુચમર્દનાદિ અનેરે અંગે કામક્રીડા કરે તો અતિચાર લાગે [કોઇ એમ વિચારે કે મારે પરસ્ત્રીગમનનાં માત્ર એક કાયાની કોટિએ પચ્ચક્ખાણ છે તેથી પરસ્ત્રીના અધર (હોઠ) ચુંબન, કુચમર્દન, આલિંગનાદિ કરવામાં શો દોષ છે? આમ કરે તો અતિચાર લાગે કેમકે તે પણ એક પ્રકારનો વ્યભિચાર છે અને અનંગક્રીડા બાદ બ્રહ્મચર્ય પાળવું મુશ્કેલ છે બ્રહ્મચારીને માટે તો ગુપ્ત અગોપાંગનું દૂરથી નિહાળવાનું પણ શાસ્ત્રમાં નિષિદ્ધ છે તેવી જ રીતે કાષ્ટ, પાષાણ, મૃત્તિકા, વસ્ત્ર, ચર્માદિની પૂતળીની સાથે પણ કામક્રીડા કરવાથી અનંગક્રીડાનો અતિચાર લાગે છે વળી કેટલાક હસ્તકર્મ તથા નપુંસક ગમનને પણ અનગક્રીડા કહે છે આ કર્મ મોહોત્પાદક, વિષયવર્ધક છે અને એ રીતે વીર્યપાત થવાથી શારીરિક, માનસિક ભારે હાનિ [થાય છે અનેક ભયંકર રોગો ઉત્પન્ન થાય છે તેથી તેવા નીચ, નિંદ્ય, નિરર્થક અને નાલાયકી ભર્યાં કર્મોનો શ્રાવક સર્વથા પરિત્યાગ કરે છે.

૪ પરવિવાહ કરણે સ્વજન સિવાય અન્યના લગ્ન સંબંધ કરાવે તો અતિચાર લાગે. કેટલાક અન્ય મતાવલમ્બીઓ કન્યાદાન કરવામાં ધર્મ માની અને કેટલાક મિથ્યાભિમાની લોકો નામનાને ખાતર પારકાઓના, પોતાના જાતિના કે દેશના મનુષ્યોના વિવાહ સંબંધ જોડી આપે છે આવાં કાર્ય શ્રાવકને માટે અનુચિત છે કેમકે આવાં કામ મૈથુનવૃદ્ધિના અને સંસાર વૃદ્ધિના કારણરૂપ છે વળી કદાચિત્ સમાન આચાર વિચારમાં ન હોય અને તેઓમાં જીવનભર કલેશ રહે કે અયોગ્ય બાળ વગેરે પરણે અપયશ લેવાય છે. જેમના નિસાસા લેવા પડે છે તેથી શ્રાવક પારકા વિવાહ સંબંધ જોડવાનાં પચ્ચખ્ખાણ કરે છે પોતાનાં પુત્ર, પુત્રી વગેરેના સંબંધ કર્યા વિના છૂટકો થતો નથી એટલા માટે સ્વપુત્ર પુત્રીઓ સિવાય અન્યના સંબંધ જોડવાની ઝંઝટમાં તે પડતો નથી

૫. કામભોગેસુ તિવ્વાભિલાષ—કામભોગ સેવવાની તીવ્ર અભિલાષા કરે તો અતિચાર લાગે. શ્રોતેન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિયના વિષયને કામ કહ્યો છે અને શેષ ત્રણ ઇન્દ્રિયોના વિષયને ભોગ કહ્યો છે ૧ શ્રોતેન્દ્રિયથી વિવિધ પ્રકારના વાજીંત્રોની સહાયથી રાગરાગણી અને ગાયનમાં તલ્લીન રહે ૨ ચક્ષુરિન્દ્રિયથી ગુપ્ત અંગોપાંગના નિરીક્ષણમાં તથા નગ્ન ચિત્ર, નાટક ચેટક કે સીનેમાના નિરીક્ષણમાં લુબ્ધ બને તેનું નામ કામ. ૩ ઘ્રાણેન્દ્રિયથી અત્તર, પુષ્પાદિ સૂંઘવામાં લુબ્ધ બને. ૪ રસેન્દ્રિયથી દૂધ દહીં ઘી તેલ મીઠાઈ એ પાંચ વિગય તથા માખણ, મધ, મદિરા અને માંસ એ ચાર મહાવિગય ભોગવવામાં અને મનોજ્ઞ ભોજન આરોગવામાં તથા ૫ સ્પર્શેન્દ્રિયથી વસ્ત્રાભૂષણ શય્યાસન તથા સ્ત્રી આદિના સ્પર્શ સેવનમાં તલ્લીન બને. એ પ્રમાણે પાંચ ઇન્દ્રિયોના વિષયમાં લુબ્ધ બને તેને કામભોગમાં તીવ્રાભિલાષી કહે છે કેટલાક લોકો વિષયાસક્ત બની સ્નાન શૃંગારાદિથી પોતાના રૂપને આકર્ષક બનાવે છે. ગુપ્ત અંગોપાંગ દેખાય તેવાં બારીક § નિર્લજ્જ વસ્ત્ર ધારણ કરે છે અત્તર પુષ્પ તેમજ કામોત્તેજક ચૂરણો અને, રસાયણ સ્તંભનક્રિયા વગેરેનું સેવન કરીને વિષયવૃદ્ધિ કરે છે અને ભોગોપભોગમાં લુબ્ધ બને છે તેથી ચીકણાં કર્મ બંધાય છે અને વખતે રસાયણાદિ ફૂટી નીકળે તો કુષ્ટાદિ રાજરોગોના ભોગ બને છે ગરમી ક્ષય, પિત્તભ્રમ, કંપ વા મૂર્છા સુસ્તી વિકલતા ક્ષય, નિર્બળતા આદિ અનેક રોગોથી

---

§ વસ્ત્ર પહેરવાનો મૂળ ઉદ્દેશ શરીરનું અને લજ્જાનું રક્ષણ કરવાનો છે પરંતુ બારીક વસ્ત્રો તે બેમાંથી એકેયનું રક્ષણ કરી શકતાં નથી ઉલટ તે બન્નેને હાનિકર નીવડે છે. ઉત્તમ જાતિની સ્ત્રીઓમાં પણ આજકાલ બહુ બારીક વસ્ત્રો પહેરવાનો રિવાજ જોવામાં આવે છે. આવાં વસ્ત્રો પહેરીને લગ્નાદિ માંગલિક પ્રસંગે બજારમાં ફરવા જતી કેટલીક સ્ત્રીઓ ધોળે દિવસે નીકળે છે એ ખરેખર શરમની વાત છે. પતિ આવાં બારીક વસ્ત્રો લાવી આપે છે તે પણ ઘણું અયોગ્ય છે

एक रात्रौ स्थितस्यापि या गति ब्रह्मचारिणा ।
न सा क्रतु सहस्रेण प्राप्तुं शक्या युधिष्ठिर ॥

અર્થ—અહો યુધિષ્ઠિર! એક રાત્રિ બ્રહ્મચર્ય પાળનારની જેવી ઉત્તમ ગતિ થાય છે તેવી ઉત્તમ ગતિ હજાર યજ્ઞ કરવાથી પણ થતી નથી.

સડી સડીને મરે છે. 'कामे पत्थेमाणा अकामा यंति दुग्गइं' અર્થાત્ કામભોગના પ્રાર્થી મનુષ્યો કામભોગનું સેવન કર્યા વિના જ મરીને નરકાદિ દુર્ગતિમાં ચાલ્યા જાય છે. આવું જાણી શ્રાવક જન આ પાંચમા અતિચાર દોષથી આત્માને બચાવી વિષયવૃદ્ધિનાં કામથી અલગ રહે છે કામભોગની ઇચ્છાનો નિરોધ કરવા માટે પોતાની સ્ત્રી સાથે પણ એક પથારી પર શયન કરતો નથી આયંબિલ, ઉપવાસ આદિ તપ કરતો રહે છે બ્રહ્મચારી સતીસંતોના ગુણકીર્તન કરી, તેમના ઉજ્જવળ ચરિત્રોનુ પઠનપાઠન કરતો રહી વિશુદ્ધ ચારિત્રવાન બને છે

બ્રહ્મચર્ય રૂપ × શ્રેષ્ઠ વ્રતનું પાલન કરનારની દેવો પણ સેવા કરે છે વિશ્વમાં તેમની કીર્તિ વિસ્તરે છે. બુદ્ધિ, બળ અને તેજની વૃદ્ધિ થાય છે, દુષ્ટો તરફથી થતાં મંત્ર, તંત્ર, યંત્ર, કામણટૂમણ વગેરે તેમને કશી અસર કરી શકતાં નથી. વ્યંતરાદિ દુષ્ટ દેવો ઉપદ્રવ કરી શકતા નથી અગ્નિ પાણી સમાન, અને સમુદ્ર સ્થળ સમાન થઇ જાય છે સિંહ વગેરે વિકરાળ પ્રાણીઓ તેમની આગળ બકરી સમાન બની જાય છે. સર્પ પુષ્પમાળા સમાન, વન ગામ સમાન અને વિષ અમૃત સમાન બની જાય છે આમ અનેક અનિષ્ટ પદાર્થો ઇષ્ટકારી બની જાય છે પ્રતિદિન કરોડ સોનૈયાનું દાન દેવાથી જે ફળ નથી થતું તે ફળ એક દિવસના બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે, બ્રહ્મચારી આ લોકમાં અનેક સુખોના ભોક્તા થાય છે અને ભવાંતરે સ્વર્ગ મોક્ષનાં સુખો પામે છે.

## પાંચમુ અણુવ્રત-થૂલાઓ પરિગ્ગહાઓ વેરમણં

સાધુજીની પેઠે સર્વથા નિષ્પરિગ્રહી રહેવું એ ગૃહસ્થને માટે મુશ્કેલ છે. કહેવત છે કે "સાધુ કોડી રાખે તો કોડીની કિમ્મતનો, અને ગૃહસ્થની પાસે કોડી ન હોય તો કોડીનો" આ પ્રમાણે પોતાની આબરૂનું સંરક્ષણ કરતા, શરીર અને કુટુમ્બનો નિર્વાહ કરવા ઇત્યાદિ કાર્યને અર્થે ગૃહસ્થને દ્રવ્યની આવશ્યકતા રહે છે, એટલા માટે પૂર્વ પુણ્યોદયથી અથવા ન્યાયપૂર્વક કરેલા વ્યાપારાદિથી દ્રવ્ય પ્રાપ્ત થાય છે તેમાં શ્રાવક સંતોષ ધારણ કરે છે, તૃષ્ણાને અધિક વધારતો નથી તૃષ્ણા પરમ દુઃખનું કારણ છે "તૃષ્ણા ગુરુજી ! બિન પાલ સરવર" અર્થાત્ જેવી રીતે પાળ વિનાના સરોવરમાં ગમે તેટલું પાણી આવતું હોય તો પણ તે કદિ ભરાતું નથી તેવીજ રીતે તૃષ્ણાતુર મનુષ્યને ગમે તેટલું દ્રવ્ય મળી જાય તો પણ તેને સંતોષ થતો નથી

"जहा लाभो तहा लोभो लाभा लोभो पवड्ढइ" જેમ જેમ લાભની વૃદ્ધિ થાય તેમ તેમ લોભની પણ વૃદ્ધિ થાય છે પ્રત્યક્ષ પ્રમાણથી પણ જોઇ શકાય છે કે જેમના પૂર્વજો ઝાડના પાંદડાંના વસ્ત્રો પહેરતા, માટીથી શરીર રંગતા, પશુના ચામડાંથી મઢેલી વાંસની હોડીમાં બેસીને શિકાર કરતા એવી દીન હીન સ્થિતિને બદલે આજે તેઓના વંશજો રાજા મહારાજા બની બેઠા છે, તો પણ તેમને હજી સુધી તૃપ્તિ થતી નથી, અને રાજ સંપદાની વૃદ્ધિને માટે આશ્રિતોનો દ્રોહ કરે છે તથા કરોડો મનુષ્ય, પશુઓનો સંહાર કરે છે. એવાઓને ક્વચિત્ આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થઇ જાય તો પણ તૃપ્તિ થવાની જ નહિ ! આવી હીન સ્થિતિના લોકો આટલી ઉંચ સ્થિતિ પામ્યા છતાં તૃપ્ત

થયા નહિ તો પછી ઇન્દ્રપતિ, લખપતિ કે ક્રોડપતિ થવાથી સામાન્ય જનો તૃપ્ત શી રીતે થવાના હતા ! એક સંતોષ વિના કોઇ પણ તૃપ્ત થઇ શકવાનું નથી માટે મુમુક્ષુ જીવોએ પ્રાપ્ત દ્રવ્યથી જ સંતુષ્ટ રહેવું જોઇએ. કેટલાક એવા હેતુથી દ્રવ્ય સંચય કરે છે કે અમારી ગેરહાજરીમાં અમારા પુત્ર પૌત્રાદિ ધનના પ્રતાપે સુખોપભોગી બને, પરંતુ તેમણે વિચારવું જોઇએ કે જો પુત્ર કુપાત્ર થશે તો દ્રવ્યને બરબાદ કરી દેશે અને જો પુત્ર સુપાત્ર હશે તો તમારા દ્રવ્યની દરકાર પણ નહિ કરે એટલે પુત્રને માટે દ્રવ્યસંચય કરવાનું કષ્ટ ઉઠાવી તમારા પોતાના માટે પાપકર્મોનો સંચય શા માટે કરો છો ! કોઇ કોઇને સુખી કે દુઃખી કરી શકતું જ નથી. કૃત કર્માનુસાર બધા જીવો સુખ દુઃખ ભોગવે છે. કોઇ નિર્ધન માતાપિતાનો પુત્ર કરોડપતિ બની જાય છે અને તાલેવંતના પુત્ર ભિખારી પણ બની જાય છે. ત્યારે તમે પુત્ર રક્ષણની અને શરીર રક્ષણની ચિંતા કરો છો, પણ ગર્ભમાં જ્યારે જઠરાગ્નિ પર ઉંધે માથે લટકતા હતા ત્યારે તમારું ત્યાં રક્ષણ કોણે કર્યું હતું ! જન્મ થતાં વેંત માતાના દુગ્ધપાનની વ્યવસ્થા રહે છે તે કોણ ઉત્પન્ન કરી શકે છે ! આ બધું તમારા પુણ્યબળ અને પુરુષાર્થના પ્રતાપે થયા કરે છે તો હવે પેટ ભરવાની શરીર પોષવાની અને પુત્રાદિની આજીવિકાની આટલી બધી ચિંતા શા માટે કરો છો ! સૌને પોતપોતાના પૂર્વકૃત કર્મના ઉદયાનુસાર સાધન સામગ્રી મળતી જ રહે છે અને ભવિષ્યમાં પણ મળતી રહેશે. આવું જાણી અન્યને માટે અનુચિત કર્મ કરી કર્મબંધથી આત્માને ભારે કરવો ન જોઇએ. આનંદ આદિ શ્રાવકોએ જે પ્રમાણે દ્રવ્ય-મર્યાદા (પરિગ્રહ પરિમાણ) કરી લીધી પોતાની પાસે હતું તેટલા જ દ્રવ્યથી સંતોષ માન્યો, અધિક રાખવાનાં પચ્ચક્ખાણ કર્યાં તેવી રીતે શ્રાવકે પરિગ્રહની મર્યાદા કરી સંતોષ રાખવો જોઇએ કદાચિત્ તે પ્રમાણે તૃષ્ણાનો નિરોધ ન થઇ શકે તો પોતાની ઇચ્છાનુસાર પરિમાણ કરી થઇ વધારે રાખવાનાં પચ્ચક્ખાણ અવશ્ય કરવાં જોઇએ. કોઇ કહે કે, પાસે ૧ રૂપિયાની પણ પુંજી ન હોય અને લાખ ઉપરાંત રૂપિયા ન રાખવા એવાં પચ્ચક્ખાણ કરવાથી શું ફળ ! તેમણે જાણવું જોઇએ કે "स्त्रीचरित्रं पुरुषस्य भाग्यं देवोऽपि न जानाति कुतो मनुष्यः" અર્થાત્ પુરુષના ભાગ્યને દેવો પણ જાણી શકતા નથી તો મનુષ્યનું શું ગજું !! પ્રત્યક્ષ જ જોઇએ છીએ કે ઘાસ અને બકરાંના ચારનાર રાજા મહારાજા બની ગયા છે જેમને પરિગ્રહની મર્યાદા કરી તેઓ અધિક પ્રાપ્તિના સમયે સંતોષ ધારણ કરી મર્યાદા ઉપરાંત ગ્રહણ નહિ કરે. પરિગ્રહ અધિક નહિ વધારે તો પાપથી તેના આત્મા બચશે. પ્રત્યાખ્યાન કર્યા વિના સંતોષ થતો મુશ્કેલ છે * આવું જાણી શ્રાવક નિમ્નોક્ત ૯ પ્રકારના પરિગ્રહનું પરિમાણ અવશ્ય કરે છે

---

* जहा जहा अप्प लोहो, जह जह अप्प परिग्गहारंभो ।
तह तह सुह पवड्ढइ, धम्मस्स य होइ सिद्धि ॥

અર્થ—જેમ જેમ લોભ ઘટે છે તેમ તેમ આરંભ અને પરિગ્રહ પણ ઘટતા જાય છે, અને તેમ તેમ સુખ અને ધર્મની પણ વૃદ્ધિ થતી જાય છે

૧ "ખેત વથા પરિમાણ"—ખેત્ત=ક્ષેત્ર એટલે ખુલી જમીનનું ઇચ્છિત પરિમાણ કરે બાગ, બગીચા, ખેતર, વાડી, જંગલ, ઇત્યાદિ ખુલી જમીનનો પરિગ્રહ રાખવાનું બનતાં સુધી તો શ્રાવક ઉચિત સમજતા નથી, કારણ કે તેમાં બહુ કાળપર્યંત છકાય જીવોનો આરંભ થતો રહે છે વખતે પંચેંદ્રિય જીવોની પણ હિંસા થઇ જાય છે. કદાચિત રાખવો પડે તો તેવા તેવા સ્થાનોની લંબાઇ પહોળાઇ અને સંખ્યાનું પરિમાણ કરી અધિક રાખવાના પ્રત્યાખ્યાન કરે વિશેષ રાખે નહિ અને રાખ્યાં હોય તેમાંથી પણ કમી કરતો જાય.

૨ 'વત્યુ પરિમાણ'—ઢંકેલી જમીનનું ઇચ્છાનુસાર પરિમાણ કરે. ઘર (માળ વિનાનું) મહેલ (માળ વાળાં મકાન) પ્રાસાદ (શિખરબંધ), દુકાન, વખાર, તલઘર (ભોંયરામાંનું ઘર), બંગલા (બગીચામાંનું મકાન), કુટિર (ઘાસનું ઝુંપડું) ઇત્યાદિ પ્રકારના મકાનોમાંથી જેટલાંની જરૂર હોય તેની લંબાઇ, પહોળાઇ અને સંખ્યાની મર્યાદા કરી અધિક રાખવાનાં પ્રત્યાખ્યાન કરે રહેવા પૂરતી મકાનની સગવડ હોય તો નવાં મકાન બાંધવાનો આરંભ સમારંભ કરે નહિ, કારણ કે તેમાં પણ છકાય જીવોની અને વખતે પંચેંદ્રિય જીવોની પણ હિંસા થઇ જાય છે કદાચિત્ રહેવા યોગ્ય મકાન ન હોય અને તૈયાર મકાન વેચાણ મળી શકતાં હોય તો ખર્ચ વધુ થાય તે તરફ નહિ જોતાં પોતાના આત્માને આરંભનાં કામથી બચાવવા તરફ અધિક લક્ષ આપવું તેમ છતાં પણ કામ ચાલે તેમ ન હોય તો મકાનની સંખ્યા, લંબાઇ પહોળાઇની મર્યાદા કરી તેથી અધિક મકાન બનાવવાનો તથા પોતાની નેશ્રાયમાં પણ રાખવાનો ત્યાગ કરી દે.

૩–૪ હિરણ્ણ સોવન પરિમાણ—હિરણ્ય=ચાંદી અને સોવન=સોનું તેનું ઇચ્છિત પરિમાણ કરે જેમકે, લગડી પાટ વગેરે વગર ઘડેલું સોનું રૂપું અને વીંટી, કંઠી, કડાં, હાર, નેપુર આદિ દાગીના તે ઘડેલું સોનું રૂપું તેની કિંમતની, નંગની, વજન આદિની મર્યાદા કરે, જૂના દાગીનાથી કામ ચાલતું હોય ત્યાં સુધી નવા દાગીના ન બનાવે. કારણ કે જ્યાં અગ્નિનો આરંભ થાય છે ત્યાં છએ કાયના જીવોની ઘાત થાય છે, અને ધાતુને ગળાવવામાં પણ ઘણું પાપ કહ્યું છે ઘડેલા તૈયાર દાગીના મળતા હોય તો આરંભ કરી નાહક કર્મબંધન કરવાં તે શ્રાવકને ઉચિત નથી કદાચિત્ કામ ન ચાલે તો નાહક દાગીના બનાવરાવવાના નંગ, તોલ અને કિંમતનું પરિમાણ કરે તથા પોતાની નેશ્રાયમાં રાખવાનું પણ પરિમાણ કરે તેનાથી અધિકનો ત્યાગ કરે.

૫. ધન પરિમાણ—રોકડ નાણાંનું ઇચ્છિત પરિમાણ કરે, જેમ પાઇ, પૈસા, આની, બેઆની, પાવલી, અર્ધો, રૂપિયો આદિ જે સિક્કા ચાલતા હોય તે તથા હીરા, પન્ના, માણેક, મોતી, પરવાળાં આદિની કિંમતની તથા સંખ્યાની મર્યાદા કરે, અધિક રાખવાનાં પચ્ચક્ખાણ કરે પૃથ્વી ખોદાવી પત્થર ફોડાવી ઝવેરાત કાઢવાનાં તથા છીપો ચીરાવી મોતી કાઢવાનાં કામ કદી ન કરે, કેમકે પૃથ્વીને ખોદવાથી તથા અનેક પ્રકારના મશાલાના પ્રયોગથી ત્રસ જીવની પણ ઘાત થાય છે અને છીપો તો પ્રત્યક્ષ બેઇંદ્રિય પ્રાણી છે, તેને ચીરવાથી લાલ રંગના રકત જેવાં પ્રાણી નીકળે છે. તથા તેઓ અરરાટ શબ્દથી રૂદન પણ કરે છે આવું નિર્દય કૃત્ય શ્રાવકે કરવું તે ઘણું અનુચિત છે. સર્વ પ્રકારના પદાર્થ

તૈયાર મળી શકે છે તો પછી અનર્થ કરી કર્મ બાંધવાનું શું પ્રયોજન! દીપ ઝવેરાતના ધંધા તો કદાપિ કરવા જ નહિ અને ઝવેરાત રાખવાની મર્યાદાથી અધિકના પચ્ચક્‌ખાણ કરી લેવાં.

૬ ધાન્ય પરિમાણ—ધાન્યનું ઇચ્છિત પરિમાણ કરે જેમકે ચોખા, ઘઉં, જુવાર, બાજરી, મગ, મઠ, અડદ, ચણા આદિ ૨૪ પ્રકારનાં ધાન્ય અને ધાન્યના જ જેવાં રાળવેરો, ખાદ્યખાદ્ય વગેરે અનેક પ્રકારના છે તે તથા ધાન્ય શબ્દમાં મેવા, મીઠાઈ પકવાન, ઘી, ગોળ, સાકર, કરિયાણું, તેલ, મીઠું વગેરે અનેક વસ્તુ છે તેની ઘરખર્ચ માટે આવશ્યકતા હોય તેટલું જ રાખવાનું તેમ જ આદિનું પરિમાણ કરે અને તેથી વિશેષ રાખવાનો ત્યાગ કરે. આ વસ્તુઓને વિશેષ કાળ રાખવાથી તેમાં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે તેથી તેને રાખવાના કાળની પણ મર્યાદા કરવી ઉચિત છે અધિક સમય સુધી સંગ્રહ કરી રાખવો ઉચિત નથી અને તેનો વ્યાપાર કરવો તે પણ શ્રાવકોને માટે ઉચિત નથી કારણ કે તેને આશ્રયીને રહેલા ત્રસ જીવોની પણ ઘાત થાય છે વળી આવી ચીજોનો વેપાર કરનાર દુષ્કાળ પડવાની પણ ભાવના ભા યા કરે છે, કારણ કે તેવા પ્રસંગે અધિક લાભ પ્રાપ્ત કરી શકે છે આવા આર્ત રૌદ્ર ધ્યાનથી ચીકણાં કર્મ બંધાય છે કદાચિત્ તેવા વેપાર વિના કામ ચાલી ન શકે તો વસ્તુના વજનનું અને રાખવાના કાળનું પરિમાણ કરે મર્યાદા ઉપરાંત વસ્તુ રાખે નહિ તેમ જ મર્યાદિત કાળ ઉપરાંત વસ્તુનો સંગ્રહ કરી રાખે નહિ. તેમજ દુષ્કાળ પડે તો ઠીક એવા વિચાર કદાપિ મનમાં આવવા દે નહિ પ્રાણીમાત્રનું હિત ચિંતવે

૭ દ્વિપદ યથા પરિમાણ દ્વિપદ (બે પગવાળા)નું ઇચ્છિત પરિમાણ કરે દાસ, દાસી નોકર ચાકર તથા પોપટ આદિ પક્ષીઓ તે દ્વિપદ પરિગ્રહ કહેવાય છે શ્રાવકોએ દાસ દાસી નોકર ચાકર અધિક રાખવાં તે ઉચિત નથી કારણ કે તેમ કરવાથી પ્રમાદની વૃદ્ધિ થાય છે વળી જાતે કામ કરવાથી જેટલી જતના થાય છે તેટલી અન્ય પાસેથી કામ લેતાં થઈ શકતી નથી. આમ છતાં નોકર ચાકર રાખવા જ પડે તો જ્યાંસુધી સ્વધર્મીનો જોગ મળે ત્યાં સુધી અન્યધર્મીને રાખે નહિ. સ્વધર્મીને સહાયતા પહોંચે અને તે યતનાપૂર્વક તેમજ નિમકહલાલીથી કામ કરે છે વળી તેમ કરવાથી પાખંડીના સંસ્તવ પરિચય રૂપ સમકિતના અતિચારથી પણ બચી શકાય છે કદાચિત્ અન્ય ધર્મીને રાખવા પડે તો તેમને સ્વધર્માનુરાગી બનાવવાનો પ્રયાસ કરે. તેમના કામ પર પૂરી દેખરેખ રાખે કે જેથી કોઈ કામ અજતનાથી ન થવા પામે અને ધર્માત્માની સંગતિનું ફળ તેને પણ પ્રાપ્ત થતાં તે પણ સાચો ધર્માત્મા બની જાય તેવી જ રીતે ગાડી રથ વગેરે વાહન પણ અધિક રાખવાં ન જોઈએ કેમકે તેથી પણ પ્રમાદની અને અજતનાની વૃદ્ધિ થાય છે કદાચિત્ રાખવાં પડે તો અજતના ઓછી થાય તેવો વિવેક રાખે. ઘરઘંટી તેમજ ગાડાં (ગાડી) આદિની મર્યાદા કરે. મર્યાદાથી અધિક રાખવાનાં પચ્ચક્‌ખાણ કરે પક્ષીઓનો તો પ્રથમ વ્રતમાં જ નિષેધ કરી દીધો છે વળી એવું પણ પરિમાણ કરે કે આટલા પુત્ર પુત્રી થયા બાદ હું અખંડ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી લઈશ.

૮ ચતુષ્પદ યથા પરિમાણ—ચોપગાં પશુઓનું ઇચ્છિત પરિમાણ કરે. જેમકે ગાય, ભેંસ, ઘોડા, હાથી, ઊંટ બળદ બકરાં કૂતરાં ઇત્યાદિ પશુઓના આવશ્યકતાથી અધિક

સંભેદ કરવો શ્રાવકોને ઉચિત નથી કેમકે તેવા માટે વનસ્પતિ, પાણી આદિનો અધિક આરંભ કરવો પડે છે કદાચિત્ પશુઓ રાખવા પડે તો અંતરાય કર્મબંધનથી તેમજ હિંસાકૃત્યથી જેટલું બચાય તેટલું બચવા કાળજી કરે તેમજ અમુક પ્રમાણથી અધિક ચતુષ્પદ નહિ રાખુ તેવા પચ્ચક્ખાણ કરે.

૯ કુવિય યથા પરિમાણ—ઘરવખરીના ઇચ્છિત મર્યાદા કરે વસ્ત્ર, પાત્ર ફરનીચર વગેરે સામગ્રી આવશ્યકતાથી અધિક ન રાખે પરિગ્રહ થોડો તેટલી ઉપાધિ પણ થોડી. કહ્યું છે કે "સંપત્તિ તેટલી વિપત્તિ," દાખલા તરીકે વપરાશમાં થોડા વાસણો આવતાં હોય છતાં સારસંભાળ તો ઘરમાં જેટલાં વાસણો હોય તેટલાં બધાંની કરવી પડે છે વળી ઘરવખરી અધિક પ્રમાણમાં હોય ને તેમાં લીલફુગ વગેરે અનંતકાય જીવોની તેમજ ત્રસ જીવોની ઉત્પત્તિ થવાનો સંભવ છે. તેમની સારસંભાળ કરતા તેવા જીવોની હિંસા થઈ જાય છે, એવું જાણી સુજ્ઞ શ્રાવકે અધિક ઉપાધિ વધારવી નહિ જરૂર પૂરતા રાખવાની મર્યાદા કરી તેનાથી અધિક રાખવાનાં પચ્ચક્ખાણ કરી લેવાં

આ પાંચમું વ્રત એક કરણ, ત્રણ યોગથી ગ્રહણ કરાય છે અર્થાત્ અમુક પરિમાણથી અધિક પરિગ્રહણ મન, વચન, કાયાના યોગથી નહિ રાખું. એવા નિયમ શ્રાવક કરે છે કારણ કે પ્રસંગોપાત પુત્રાદિને વ્યાપારાદિ દ્વારા ધનવૃદ્ધિ કરવાનું કહી દેવાય છે તેમજ તેને ધનપ્રાપ્તિ થયાનું જાણી ખુશાલી પણ ઉપજે છે

## પાંચમાં વ્રતના ૫ અતિચાર.

૧ ખેત્તવત્થુ પમાણાઇક્કમે—ક્ષેત્ર અને ઘર વગેરેનું પરિમાણ અતિક્રમે-ઉલ્લંઘે તો અતિચાર લાગે જેમકે મર્યાદા કરતી વખતે એક ખેતર રાખ્યુ હોય પછી તેને લગતું બીજું ખેતર મળી જાય તો મર્યાદા ઓળંગી બીજું ખેતર પ્રથમનામાં ભેળવી દઇ એકનું એક ખેતર રહ્યું એમ મન મનાવે તેવીજ રીતે ઘર સાથે (દીવાલ તોડીને) બીજું ઘર ભેળવી દઇ સંખ્યાનું પરિમાણ કાયમ રાખી જગ્યા વધારે તો અતિચાર લાગે કેમકે પરિમાણ કરતી વખતે લંબાઇ પહોળાઇનું કદાચ માન ન રાખ્યું હોય તો મન તો સાક્ષી પૂરે છે કે આ ઘર કે ખેતર બીજાના છે અને હવે હું મારામાં ભેળવી દઉં છું તેથી શ્રાવકે તેમ કરવું તે ઉચિત નથી. કદાચિત્ અધિક ઘર આદિ આવી જાય તો તેને પરોપકારાર્થે સમર્પણ કરી દે.

૨ હિરણ્ણ સોવન્ન પમાણાઇક્કમે—ચાંદી સોનાનું પરિમાણ અતિક્રમે તો અતિચાર લાગે મર્યાદાથી અધિક ચાંદી સોનું આવી જાય તો તેને પ્રથમની ઢાળમાં લગડીમાં કે દાગીનામાં ભેળવી દે અથવા સ્વયં કમાઇને પુત્રાદિને આપી દે તો અતિચાર લાગે જો પરોપકારાર્થે વાપરે તો પુણ્ય ઉપાર્જન કરે †

---

† કેટલાક કહે છે કે, 'પરિગ્રહ અનર્થનું મૂળ છે તેનાથી ધર્મ કે પુણ્ય થતું જ નથી' તેમને પૂછીએ કે, ઉકત નવ પ્રકારના પરિગ્રહમાં બગીચા, ઘર પણ છે તે જો સાધુજીને ઉતરવા આપે તો શું ફળ મળે? ધાન્ય પણ પરિગ્રહ છે તે સાધુજીને આહાર પ્રતિલાભે તો શું ફળ મળે? દુપદ-પુત્ર પુત્રી તે પણ પરિગ્રહ છે તેને દીક્ષા અપાવે તો શું ફળ મળે? તેને એ જ ઉત્તર મળશે કે સાધુજીને દાન દેવાથી કે દીક્ષા અપાવવાથી એકાંત ધર્મ થાય છે જે પ્રમાણે આ ધર્મ પરિગ્રહના ત્યાગથી થયો તે જ પ્રમાણે જાણવું જોઇએ કે, જે સુકૃત્યમાં પરિગ્રહનો સદ્વ્યય કરશે તેને ધર્મ તથા પુણ્ય થશે કેમકે અન્ન, પાણી, લયણ, સયણ, આદિ પરિગ્રહ જ છે અને તેનાથી પુણ્ય થાય છે એવું ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે અને જે દુષ્કૃત્યમાં પરિગ્રહનો ઉપયોગ કરશે તેને પાપ પણ થશે

૩ ધનધાન્ય પમાણાઇક્કમે—રોકડ નાણું, ઝવેરાત અને ધાન્યનું જે પરિમાણ કર્યું હોય તેનાથી અધિક રાખે અથવા પોતે ઉત્પન્ન કરી પુત્રાદિને આપે તો અતિચાર લાગે. કેમકે ઇચ્છાનો નિરોધ કરવા તથા પાપ ઘટાડવા માટે જ પરિમાણ કરાય છે તેમ નહિ કરતાં સ્વયં વ્યાપારાદિ દ્વારા દ્રવ્ય ઉત્પન્ન કરી તે પુત્રાદિની માલીકીનું બતાવી પોતે સંતોષી બનવા માગે. પરંતુ કેવળજ્ઞાનીથી તે વાત છુપી રહેતી નથી. મર્યાદાથી અધિક ધન ધાન્યથી થઈ જાય તેને ધર્મના કે પુણ્યના કામમાં વાપરે તો દૂષિત ન બને.

૪ દુપય ચઉપ્પય પમાણાઇક્કમે—દ્વિપદ નોકરાદિ તથા ચતુષ્પદ તે પશુ તેનું જે પરિમાણ કર્યું છે તેનાથી અધિક રાખે તો અતિચાર લાગે. ગાય વગેરે ઘરમાં રાખેલાં પશુઓને બચ્ચાં માટે પચ્ચક્ખાણ કરતી વખતે આગાર રાખવાનો ઉપદેશ રાખે તો ઠીક છે, નહિ તો તેમને ખુમારવાની ખેંચાઈ તો જ અતિચાર લાગી શકે. કદાચિત્ લુલાં લંગડાં પશુને તથા પશુના મુખમાંથી બચાવેલાં પશુ પક્ષીને અન્ય સ્થાને મોકલવાને યોગ્ય તે ન થાય ત્યાં સુધી અનુકંપાબુદ્ધિથી રક્ષણ કરવા માટે રાખે તો દોષ નહિ. લોભ નિમિત્તે ન રાખવાં જોઈએ.

૫ કુવિય પમાણાઇક્કમે—ઘરવખરીનાં વાસણ, કુશણ ફરનીચર વગેરે અધિક થઈ ગયાં હોય તેને પુત્રાદિના નામનાં કરી લઈ રાખે તો અતિચાર લાગે. એક સોય સરખી પણ મર્યાદાથી અધિક રાખવાથી દોષ પાત્ર થવાય છે.

તૃષ્ણા એ દુઃખનું મૂળ છે. દ્રવ્યોપાર્જન કરવાને માટે ટાઢ, તડકો, ભૂખ, તરસ, ગાળો આદિ અનેક કષ્ટો સહેવાં પડે છે. ધનની વૃદ્ધિ થતાં કુટુંબના, રાજ્યના અનેક ઝઘડાઓ ઉપસ્થિત થાય છે. કૃપણ મનુષ્ય તો ખાતાં ખર્ચતાં પણ દુઃખીત થાય છે. અગ્નિ, પાણી, ચોર ઇત્યાદિના પ્રયોગે કદાચિત્ ધનનો નાશ થઈ જાય તો પણ, ધનનો માલિક દુઃખ પામે છે. આમ જાણી શ્રાવક સર્વથા તૃષ્ણાનો પરાજય કરી ન શકે તો પણ આસ્તે આસ્તે મમત્વ ઘટાડવાનો પ્રયત્ન કરે. પરિગ્રહની મર્યાદા બાંધી અવશ્ય કરવી જોઈએ. વળી વિચારવું કે મને કેટલી દ્રવ્યની વૃદ્ધિ થાય તો પણ મને શા કામની છે! હજાર ઘોડા ઘર આંગણે હોય તો પણ સવારીમાં તો એક જ ઘોડો કામ આવવાનો છે. મારે ઘણાં મકાન હશે તો પણ હું તો એક જ મકાનમાં રહીશ. આમ છે તો વિના કારણ પરિગ્રહ વધારી નકામી ઉપાધિ અને આરંભ સમારંભના પાપ શા માટે વધારવાં! આ પ્રમાણે વિચાર કરી સંતોષ ધારણ કરી મર્યાદિત થવું અને જે ધર્મ તથા પુણ્યના પ્રતાપથી દ્રવ્ય પ્રાપ્ત થયું છે તે જ માર્ગે પ્રાપ્ત દ્રવ્યનો સદ્વ્યય કરવો. જ્ઞાનવૃદ્ધિ, ધર્મોન્નતિ, દયા, દાન ઇત્યાદિ શુભ કાર્યમાં જેટલું દ્રવ્ય વપરાશે તેટલું જ દ્રવ્ય તમારું છે. બાકી રહેશે તેના માલિક તો તમારી હયાતીમાં અગર હયાતી બાદ બીજા બનશે અને તે ધનને ઉપાર્જન કરવામાં જે જે પાપ થયું હશે તેની ગાંસડી તો તમારી સાથે જ આવશે. તે પાપ પુણ્યનાં ફળ ભોગવતી વખતે તમારા દ્રવ્યથી મોજમજાહ ઉડાવનારા સ્વજન મિત્રો કોઈ સહાયતા કરવા કે દુઃખનો ભાગ લેવા આવનાર નથી. આવું તો સર્વ કોઈ સમજે છે છતાં મોહમાં ફસાઈને કુડ કપટાદિના કારણે કરોડો દ્રવ્યોપાર્જન કરી દુઃખને નોતરવું એ શું બુદ્ધિમાની ગણાય? માટે સંતોષ ધારણ કરવો. વળી ધર્મમાં દ્રવ્યનો અમુક હિસ્સો વાપરવાના આગ્રહવાળાઓની લક્ષ્મી અચળ રહે છે. ધર્મોન્નતિની પણ વૃદ્ધિ થાય છે. જનસમાજમાં પણ માન મહત્ત્વ વધે છે. હાથ ઉચ્ચ રહે

છે. આ પ્રમાણે સુખપૂર્વક જીવન વ્યતીત કરી આગળ ઉપર સ્વર્ગના અને અનુક્રમે મોક્ષનાં સુખ પ્રાપ્ત કરી શકે છે

## ત્રણ ગુણવ્રત

જેવી રીતે કોઠારમાં રાખેલું ધાન્ય વિનાશ પામતું નથી તે જ પ્રમાણે નિમ્નોક્ત ત્રણ ગુણવ્રત ધારણ કરવાથી ઉક્ત પાંચે અણુવ્રતનું સંરક્ષણ થઇ શકે છે. તથા સર્વ દિશાની અને સર્વ પદાર્થોની નિરંતર અવ્રતની ક્રિયા આવતી રહે છે તેનો સંકોચ થવાથી આત્મગુણોની વિશુદ્ધતા અને વૃદ્ધિ હોવાથી ત્રણ ગુણવ્રત કહેવાય છે, છઠું વ્રત ક્ષેત્રથી ૭મું વ્રત દ્રવ્યોથી, ૮મું વ્રત ભાવથી મર્યાદા કરીને આશ્રવનો સંકોચ કરે છે અને સંવરગુણનો વધારો કરે છે

## છઠું દિશાપરિમાણ વ્રત

મુખ્ય દિશા ત્રણ છે. ૧ ઉર્ધ્વ (ઉંચી) દિશા ૨ અધો (નીચી) દિશા અને ૩ તિરછી દિશા. તેના ૧ પૂર્વ, ૨ દક્ષિણ, ૩ પશ્ચિમ, ૪ ઉત્તર, ૫ ઉર્ધ્વ અને ૬ અધો એમ ૭ પ્રકાર પણ કહી શકાય ૧ પૂર્વ, ૨ અગ્નિ, ૩ દક્ષિણ, ૪ નૈઋત્ય, ૫ પશ્ચિમ, વાયવ્ય, ૭ ઉત્તર, ૮ ઇશાન, ૯ ઉર્ધ્વ અને ૧૦ અધો એ રીતે ૧૦ પ્રકાર પણ થઇ શકે અને વિસ્તારે ૧૮ પ્રકારની દિશાઓ કહી છે—૪ દિશા, ૪ વિદિશા (ખૂણા) એ ૮ તથા ૮ આંતરા એ ૧૬ તથા ઉર્ધ્વ અને અધો મળી ૧૮ પ્રકારની * દિશા છે, પરંતુ અહિં મુખ્યતાએ પ્રથમ કહી તે ૩ દિશા જ ગ્રહણ કરી છે તેમાં ગમનાગમન કરવાની મર્યાદા ન હોવાથી જેવી રીતે બારી બારણાં ખુલ્લાં રાખવાથી ઘરમાં કચરો ભરાય છે તેવી રીતે દિશા પારમાણ ન કરનારને સમસ્ત જગતમાં થતાં પાપકર્મોનો હિસ્સો (રાવી) આવે છે અને મર્યાદા કરનારને તો જેટલું ક્ષેત્ર ખુલ્લું રાખ્યું છે તેટલાનોજ પાપનો હિસ્સો આવે છે, બાકી આખા લોકનો આશ્રવ બંધ થાય છે એટલા માટે શ્રાવક ૧ ઉર્ધ્વ દિશાનું યથાપારમાણ—ઉંચી દિશામાં ગમન કરવાનું પરિમાણ કરે જેમકે પહાડપર, વૃક્ષપર, મહેલપર, મીનારા પર, તથા દેવનાનાં કે વિદ્યાધરનાં વિમાનમાં બેસીને અથવા હવાઇ જહાજ (બલુન)માં બેસીને આકાશમાં ગમન કરવું પડે તેના કોશનું પરિમાણ કરે ૨ 'અધો દિશાનું યથા પારમાણ' અર્થાત્ નીચી દિશામાં ગમન કરવાનું પારમાણ કરે જેમકે તલઘર ભોયરાં, સુવર્ણાદિની ખાણ, ગુફા, કૂવા, વાવડી વગેરેનું પરિમાણ કરે ૩ "ત્રીછી દિશાનું યથા પરિમાણ" અર્થાત્ ત્રીછી દિશામાં ગમન કરવાનું પરિમાણ કરે, જેમકે પૂર્વમાં, દક્ષિણમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં આટલા કોશથી અધિક મારે જવું નહિ એમ પચ્ચક્ખાણ કરે આ પચ્ચક્ખાણ બે કરણ ત્રણ યોગથી થાય છે. તેનો હેતુ મર્યાદિત ક્ષેત્રની બહાર જઇને ૧૮ પાપ અને ૫ આશ્રવથી નિવર્તવાનો છે પરંતુ કોઇ જીવને બચાવવા માટે સાધુનાં દર્શનાર્થે, કોઇ મહા ઉપકારનાં કામને માટે તેમજ દીક્ષા ધારણ કર્યા પછી મર્યાદિત ક્ષેત્રની બહાર જાય તો વ્રત ભંગ થતો નથી

---

* ૧૮ ભાવ દિશા—૧ પૃથ્વી, ૨ પાણી, ૩ અગ્નિ, ૪ વાયુ (એ ૪ સત્ય) ૫ અગ્રબીજ, ૬ મૂલબીજ, ૭ સ્કન્ધબીજ, ૮ પર્વ બીજ, એ ચાર ભેદ વનસ્પતિના, ૯ બેઇંદ્રિય, ૧૦ તેઇંદ્રિય, ૧૧ ચઉરિંદ્રિય, ૧૨ પંચેન્દ્રિય, (એ ૪ તિર્યંચ) ૧૩ સમૂર્ચ્છિમ, ૧૪ કર્મભૂમિ, ૧૫ અકર્મભૂમિ, ૧૬ અંતરદ્વીપ (એ ૪ ભેદ મનુષ્યના) ૧૭ નરક અને ૧૮ દેવતા. એમાં સકર્મી જીવો ગમનાગમન કરે છે

## છઠ્ઠા વ્રતના ૫ અતિચાર

૧–૩ ઉડ્ઢ' અધો, તિર્યક્દિશા પરિમાણાતિક્રમ–ઉંચી નીચી અને ત્રીછી દિશામાં ગમન કરવાનું જે પરિમાણ કર્યું છે તેનું અણજાણપણે ઉલ્લંઘન કરે તો અનાચાર લાગે અને કરેલાં પરિમાણને ભૂલીને નિશાના વશમાં બેભાન થઈને મર્યાદાથી વધારે કદાચ જહાજદ્વારા ઉડી જાય તો રેલમાં, મોટરમાં નિદ્રા આવી જવાથી જહાજ કે ધીમર્ય વેહાન આદિ થઈ જવાથી અને દેવતા તથા વિદ્યાધર હરણ કરી લઈ જવાથી કદાચિત્ મર્યાદા ઉપરાંત ચાલ્યો જાય અને ત્યાં જઈને પાંચ આશ્રવમાંથી કોઈ આશ્રવનું સેવન કરે તો અતિચાર લાગે અને એવી રીતે મર્યાદા બહાર જવાનું જ્યાં ભાન થયું ત્યાંથી જ પાછો ફરે અને મર્યાદિત ક્ષેત્રની અંદર આવે ત્યાં સુધી આશ્રવનું સેવન કરે નહિ તો અતિચાર લાગે નહિ. તેવીજ રીતે વાયુમાં ઉડીને કોઈ વસ્તુ મર્યાદિત ક્ષેત્રની બહાર ચાલી ગઈ હોય, [illegible] પડી ગઈ હોય અને તેને લેવા માટે પોતે જાય અથવા બીજા પાસે મંગાવે તો અતિચાર લાગે, પરંતુ કોઈને કહ્યા વિના જ બીજું કોઈ લાવી આપે તેને ગ્રહણ કરી લે તો દોષ લાગે નહિ

૪ ક્ષેત્રવૃદ્ધિ—ક્ષેત્રમાં વૃદ્ધિ કરે તો અતિચાર લાગે, જેમકે ચારે દિશામાં ૫ –૫ ગાઉ ક્ષેત્ર રાખ્યું હોય અને કદાચિત્ પૂર્વમાં ૧ ગાઉ જવાનો પ્રસંગ પડે ત્યારે વિચાર કરે કે પશ્ચિમમાં જવાનું મારે કંઈ કામ પડતું નથી માટે પશ્ચિમના ૫૦ ગાઉ છે તે પૂર્વમાં મેળવી દઉં આમ વિચારી પૂર્વમાં ૫ ગાઉથી અધિક જાય તો અતિચાર લાગે આમ ભાવો ન કરવું જોઈએ.

૫ સ્મૃત્યંતરધાએ—સંદેહ પડવા છતાં આગળ વધ્યો હોય, ચિત્ત ભ્રમ આદિ કારણે વિસ્મરણ થઈ જાય કે મેં પૂર્વમાં ૫ ગાઉ રાખ્યા છે કે ૭૫ ગાઉ ? જ્યાં સુધી સ્મરણ ન થાય ત્યાં સુધી ૫ ગાઉથી અધિક જાય તો અતિચાર લાગે.

છઠ્ઠું વ્રત ધારણ કરવાથી ૩૪૩ ઘનરજ્જુના વિસ્તારવાળા સંપૂર્ણ લોકનું જે પાપ આવતું હતું તે રોકાઈને જેટલા ગાઉની મર્યાદા કરી હોય તેટલા જ ક્ષેત્રનું પાપ આવે છે તૃષ્ણાનો નિરોધ થઈ જાય છે અને મનને શાન્તિ પ્રાપ્ત થાય છે વ્રતધારી શ્રાવક સ્વર્ગ ક્રમે કરી મોક્ષનાં સુખ પ્રાપ્ત કરી લે છે

## સાતમું ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત

આહાર—અન્ન પાણી, પકવાન, શાક અત્તર, તંબોલાદિ જે વસ્તુ એક જ વાર ભોગવવામાં આવે તે ઉપભોગ. અને સ્થાન વસ્ત્ર ભૂષણ, સ્ત્રી, શયનાસન વાહન આદિ જે વસ્તુ વારંવાર ભોગવવામાં આવે તે પરિભોગ. એ બંને પ્રકારની વસ્તુના મુખ્યત્વે ૨૬ પ્રકાર કહ્યા છે તેની મર્યાદા શ્રાવક કરે છે

૧ ઉલ્લણિયાવિહ શરીર સાફ કરવાના કે શૌચ નિમિત્તે રાખવાના રૂમાલ ટુવાલની મર્યાદા. ૨ દંતણ વિહ દાતણની મર્યાદા ૩ ફળવિહ–કેરી જાંબુ નાળીએર, નારંગી આદિ ફળ ખાવાના તેમજ માથામાં નાંખવાના આંબળાં વગેરેની મર્યાદા ૪ અબ્ભંગણવિહ—અત્તર તેલ ફુલેલ આદિ શરીરે ચોળવાના તેલોની મર્યાદા, ૫ ઉવ્વટ્ટણવિહ શરીરને સ્વચ્છ સતેજ કરવા માટે પીઠી વગેરે ચોળવાની મર્યાદા ૬ મજ્જણવિહ—સ્નાન પાણીની

મર્યાદા, ૭ વત્થવિહં–વસ્ત્રની × જાત અને સંખ્યાનું માન, ૮ વિલેવણુવિહં–વિલેપન જેવાં કે સુખડ, કેશર, અગર, અત્તર, તેલ, સેન્ટ વગેરેની જાત અને માપ, ૯ પુષ્ફવિહં–ફુલની * જાત અને સખ્યા, ૧૦ આભિરણુવિહ–ઘરેણાંની જાત અને સખ્યા ૧૧ ધુપવિહં–ધુપની જાત અને વજન, ૧૨ પેજ્જવિહ–દૂધ, રાબડી શરબત, ચા, કોફી, ઉકાળા આદિ પીવાની વસ્તુની મર્યાદા, ૧૩ ભક્ખણુવિહં–પકવાન્ન કે મીઠાઇની જાત, ૧૪ ઓદણુવિહં–ચોખા, ખીચડી, થૂલી આદિની જાત, ૧૫ સૂપવિહં–ચણા મગ, મઠ અડદ આદિની દાળ તથા ૨૪ પ્રકારનાં ધાન્ય, ૧૬ વિગયવિહં–દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ, સાકર, ૧૭ સાગવિહં–મેથી, તાંદલજો પ્રમુખ ભાજી, તથા તુરીયાં, કાકડી, ગલકા, ભીંડા, વાલોળ, આદિશાકની જાત, ૧૮ માહુરવિહં-બદામ પસ્તા, ચારોળી, ખારેક, દ્રાક્ષ, અંગુર, અખોડ આદિ મેવા તથા આંબળાં આદિના મુરબ્બા, ગુલકંદ આદિ ૧૯ જમણુવિહં–ભોજનમાં જેટલા પદાર્થ ભોગવવામાં આવે તે ૨૦ પાણીવિહં–નદી, તળાવ, કૂવા, નળ, નહેર કુંડ અથવા વરસાદનું પાણી; તેવી જ રીતે ખારૂં, મીઠું, મોળું આદિ પાણીની જાત, ૨૧ મુખવાસવિહં–પાન, સોપારી, લવિંગ, એલચી, જાયફળ, ચૂર્ણ, ખટાઇ, પાપડ, આદિ મુખવાસની જાત ૨૨ વાહનવિહં-હાથી ઘોડા, ઉંટ, બળદ, પ્રમુખ ચરતાં, ગાડી, બગી મોટર, સાયકલ, મ્યાના, પાલખી પ્રમુખ ફરતા, વહાણુ મછવા, હોડી, સ્ટીમર, આદિ તરતાં, વિમાન, ગબારા આદિ ઉડતાં ઇત્યાદિ જેટલાં સવારીના ઉપયોગમાં આવે તે વાહન ૨૩ વાહનિવિહં–પગરખાં, ચપલ, ચાખડી, મોજાં વગેરેની જાત ૨૪ સયણુવિહં–ખાટલા, પલગ, પાટ, કોચ, ટેબલ, ખુરશી, બિછાના વગેરેની જાત ૨૫ સચિત્તવિહ-કાચા દાણા, કાચી લીલોતરી, કાચુ પાણી, મીઠુ ઇત્યાદિ સચેત વસ્તુ, અને ૨૬ દવ્વવિહં-જેટલા સ્વાદ પલટે તેટલાં દ્રવ્ય, જેમકે ઘઉં એક વસ્તુ છે પણ તેની રોટલી પુરી, થુલી, આદિ ઘણી ચીજો બને તે જુદાં જુદાં દ્રવ્ય થયા વળી તરેલી પુરી અને તવામાં કરેલી પુરી એમ બે દ્રવ્ય થઇ ગયા એમ દરેકમાં દ્રવ્યના ભેદ જાણવા.

ઉપર કહેલી ૨૬ વસ્તુમાં કેટલીક તો ઉપભોગની છે અને કેટલીક પરિભોગની છે તેમા સર્વ વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે શ્રાવકોનુ કર્તવ્ય છે કે જે અધિક પાપકારી વસ્તુ હોય તેને ત્યાગ કરે અને જે વસ્તુ ભોગવ્યા વિના ચાલી શકતુ નથી તેની ગણુતરી તથા વજનનું પરિમાણુ કરે અને બાકીના પચ્ચક્ખાણુ કરે પરિમાણુ કરેલી વસ્તુમાંથી પણુ અવસરોચિત કમી કરતો રહે, પરંતુ લુબ્ધતા કદાપિ ધારણુ કરે નહિ.

---

× એક ગજ રેશમ બનાવવામા હજારો કીડાની ઘાત થાય છે રેશમના કીડાએ પોતાના મુખમાંથી લાળ કાઢી પોતાનાજ શરીર પર લપેટેલી હોય છે તે જો અંદરનો કીડો એની મેળે જ યોગ્ય સમયે બહાર નીકળે તો બધા તંતુ કાપીને નીકળે એટલે તેને ઉના ખદખદતા પાણીમાં નાંખી કીડાઓને મારી નાંખે છે અને પછી રેશમ ઉકેલી લે છે, રેશમી વસ્ત્ર પહેરનાર આ પાપનો ભાગીદાર થાય છે માટે શ્રાવકે રેશમી વસ્ત્ર પહેરવાં નહિ

* ફુલ અધિક કોમળ હોવાથી તેમા અનંત જીવો હોય છે, તેમજ તેમા ત્રસ જીવોનું પણુ નિવાસસ્થાન હોય છે તેનુ છેદન ભેદન કરવાથી ત્રસ જીવોની હિંસા થઇ જાય છે. કેટલાક અજ્ઞ જીવો દેવ દેવીને ફૂલ ચડાવવામા ધર્મ માને છે. શ્રાવકે આમ કરવુ ઉચિત નથી.

બધા ધર્મના માનનીય શાસ્ત્રોમાં છે અને હિંસા વિના માંસ થતું નથી. તેથી માંસ ખાવાની કુદરતી જ મના થઇ ગઇ. વળી પણ માંસ રકત અશુચિથી ભરેલું અને દુર્ગંધીયુકત હોય છે અને ક્ષય, ગંડમાળ, રકતપિત્ત, વાત, પિત્ત, સંધીવા તાવ, અતિસાર આદિ અનેક રોગોનો ઉત્પાદક માંસનો ખોરાક છે તેવીજ રીતે જાતિ અને ધર્મથી ભ્રષ્ટ કરનાર તથા ભવિષ્યમાં નરગતિમાં § લઇ જનાર અને મહાન્ દુ:ખદાતા માંસનો ખોરાક છે. તેથી અભક્ષ્ય છે. ૮ મધ પણ

---

§ तुहं पियाइ मसाइं । खडाइं सोल्लगाणि य ॥
खाविओ मिस मंसाइं । अग्गि वण्णाइणेगसो ॥ उत्त० अ० १९ ગાથા. ६९

અર્થ—નારકીને પરમાધામી કહે છે કે, તને માંસ બહુ પ્રિય હતું તે માંસના ટૂકડાને તળીને ખાતો હતો; તો હવે તારા જ શરીરનું ગરમાગરમ માંસ તને ખવરાવીએ છીએ. તે તારે ખાવું જોઇએ આમ કહી તેના શરીરનું માસ ચીમટાવડે તોડી તોડી તેને અગ્નિમાં ગરમ કરી ખવરાવે છે. આમ માસાહારીની નરકમાં ભયંકર દુર્દશા થાય છે.

हिंसामूल ममेध्य मास्यदमलं ध्यानस्य रौद्रस्य यद् ।
बीभत्सं रूधिराविल क्रमिगृहं दुर्गन्धिपूयादिकं ॥
शुक्रा सृक्प्रभव नितांत मलिन सद्भिः सदा निन्दित ।
को भूक्ते नरकाय रक्षस समो मांस तदात्मद्रुहं ॥

અર્થ—માંસ તે હિંસાના મૂળ કારણભૂત છે, અપવિત્ર છે, રૌદ્રધ્યાનનું કારણ છે. દેખાવમાં મલિન છે. લોહીથી ભરેલું, દુર્ગંધીવાળું વીર્ય તથા લોહીથી ઉત્પન્ન થયેલું એટલા માટે અત્યંત મલિન છે. સર્વ સત્પુરૂષોએ તેની નિંદા કરી છે આવા માંસનું ભક્ષણ તો તે જ કરે છે કે જે આત્માદ્રોહી અને રાક્ષસ સમાન હોય છે પરંતુ સારા માણસો કદાપિ માંસભક્ષણની ઇચ્છા પણ કરતા નથી

योऽत्ति यस्य च तन्मांस, मुभयो पश्यतांतरं ।
एकस्य क्षणिको तृप्ति, रन्य प्राणैर्वियुज्यते ॥

અર્થ:—જે માંસ ખાય છે, અને જેનું માંસ ખવાય છે તે બન્નેના સુખદુ:ખમાં કેટલો બધો તફાવત છે ? તેનો જરા વિચાર કરો ! માંસ ખાનારને ક્ષણિક તૃપ્તિ થાય છે અને તે બિચારાં પ્રાણીનાં અમૂલ્ય પ્રાણોનો સમૂળ નાશ થઇ જાય છે

કેટલાક કહે છે. અમે હાથથી હિંસા કરતા નથી, પરંતુ તૈયાર માંસ ખરીદ કરી ખાઇએ છીએ તેમાં અમને શો દોષ ? પણ તે એમનું કથન અજ્ઞાનતાનું છે. કારણ કે, મનુસ્મૃતિના પાંચમા અધ્યાયના ત્રીજા ભાગમાં મનુ મહારાજે આઠ જણને ઘાતક કહ્યા છે

अनुमन्ता विशसिता निन्हन्ता क्रयविक्रया ।
संस्कृता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥

અર્થ:—૧ પ્રાણી વધની આજ્ઞા દેનાર, શરીરને ઘા કરનાર, ૩ મારનાર, ૪ વેચાતું લેનાર, ૫ વેચનાર, ૬ પકાવનાર, ૭ પારસનાર અને ૮ ખાનાર એ આઠેય ઘાતક હિંસક છે.

मांस भक्षयिताऽमुत्र, यस्स मांस मिहाद्मयहं
पतन्मांसस्य मां स्तव, निरूक्तं मनुरब्रवितः ॥

જાણવા. ૧૬ અનંતકાય† -(૧) સૂરણ (૨) વજ્રકંદ, (૩) લીલી હળદર. (૪) આદુ, (૫) કચુરા, (૬) સવતારી, (૭) બિરાલી, (૮) કુંવાર, (૯) થોર, (૧૦) ગુલબેલ, (૧૧) લસણ, (૧૨) વંશ કારેલી, (૧૩) ગાજર, (૧૪) સાજીવૃક્ષ, (૧૫) પદ્મકંદી, (૧૬) ગિરકરણી (નવાં પાંદડાંની વેલ) (૧૭) ખીરકંદ (૧૮) થેગી, (૧૯) લીલીમોથ (૨૦) લોણુ વૃક્ષની છાલ, (૨૧) ખિલુડા કંદ, (૨૨) અમરવેલ (૨૩) મૂળા, (૨૪) ભૂમિફોડા, (૨૫) વિરૂડા (ધાન્યના અંકુરા) (૨૬) ઢગ બથવા (૨૭) ડુંગળી, (૨૮) પાલખું શાક, (૨૯) આમલીયો ન બંધાણો હોય તેવી કાચી આમલી, (૩૦) આલૂ, (૩૧) પિંડાલુ અને (૩૨) જેને તોડવાથી દૂધ નીકળે તથા જેની સંધી તૂટ્યા બાદ ઉગવું લાગે. ગાંઠ પ્રત્યક્ષ દેખાતી હોય, કોઇપણ ગોટલીવાળાં ફળમાં ગોટલી બંધાણી ન હોય, તેમજ મગ, ચણા, મઠ આદિ પાણીમાં ભીંજવવાથી તેમાં અંકુરા ફૂટી ગયા હોય તે બધા અનતકાય જાણવા તેમાં અનતાનંત જીવોનો પિંડ હોવાથી તે અનંતકાય ખાવા યોગ્ય નથી. (૧૭) અથાણાં—કેરી, લીંબુ, મરચાં આદિનાં અથાણાં આથ્યા બાદ તે ઝટ ગળતાં નથી, ઘણા દિવસ બાદ તેમાં લીલફુગ તથા ત્રસ જીવોની ઉત્પત્તિ થઇ જાય છે, સડી જાય છે એવાં અથાણાં પણ ખાવા યોગ્ય નથી (૧૮) દહીવડાં—કાચા દહીંમાં પાણી ભેળવી તેનું ઘોળવું કરી તેમાં વડાં નાખે છે તે અમુક કાળ પછી ખદબદી જાય છે. (૧૯) રીંગણાં—તેમાં ઘણાં બીજ હોવાથી અભક્ષ્ય છે. (૨૦) અજાણ્યાં ફળ—જેનું નામ અને ગુણદોષ જાણવામાં ન હોય તેવાં ફળ ખાવાં નહિ, કેમકે તેમ કરવાથી રોગોત્પત્તિ થાય અને વખતે અકાળ મૃત્યુ પણ થઇ જાય છે. (૨૧) તુચ્છફળ—જેમાં ખાવું થોડું અને નાખી દેવું ઘણું શેરડી, સીતાફળ, બોર, જાંબુડાં વગેરે અને (૨૨) રસ ચલિત—જે વસ્તુ બગડીને તેનો રસ પલટી ગયો હોય, દુર્ગંધવાળી બની ગઇ હોય એવી વસ્તુથી પણ રોગોત્પત્તિ તથા અસંખ્ય જીવોની ઘાત થવાનો સંભવ છે

### સાતમા વ્રતના ૨૦ અતિચાર

ભોજન સંબંધી ૫ અતિચાર—**સચિત્તાહારે**—શ્રાવકને સચેત વસ્તુ-કાચું પાણી, લીલોતરી આદિનાં પચ્ચક્ખાણ હોય અને ભોજનમાં તેવી કોઇ વસ્તુ આવી ગઇ હોય ત્યારે તે સચેત છે કે અચેત તેનો પૂરો નિર્ણય થયા વિના તે વસ્તુ ભોગવવી ન જોઇએ છતાં ભોગવે તો અતિચાર લાગે. કદાચિત્ સર્વથા સચેતનાં પ્રત્યાખ્યાન ન થઇ શકે તો તેનું ઇચ્છિત પરિમાણ કરે અને તેનાથી અધિક ભોગવવાના પચ્ચક્ખાણ કરે. પરિમાણ કેટલું કર્યું તેનું વિસ્મરણ થઇ જાય તો જ્યાં સુધી પૂરું સ્મરણ ન થાય ત્યાં સુધી સચેત વસ્તુ ખાવી નહિ, ખાઇ લે તો અતિચાર લાગે **૨ સચિત્ત પડિબદ્ધાહારે**—કેરી, તરબૂચ વગેરે ઉપરથી તો

---

† પદ્મ પુરાણમાં કહ્યું છે કે—लसुनं गजन चैव, पलांडु पिण्डमूलक ।
मत्स्यो मांस सुरा चैव, मूल कसतु तो अधिकं ॥ १ ॥
वर भुक्तं पुत्रमांसं, न च मूल तु भक्षणं ।
भक्षणं जायति नरकं, वर्जनं स्वर्गं गच्छता ॥ २ ॥

અર્થ—લસણ, ડુંગળી, મૂળા, માંસ અને મદિરા તેનું કદાપિ ભક્ષણ ન કરવું કદાપિ દુષ્કાળ પડી જાય તો મરેલા પુત્રનું માંસ ખાવું સારૂં, પણ કંદમૂળ કદાપિ ન ખાવું કેમકે કંદાદિ ખાનાર નરકમાં જાય છે અને તેનો ત્યાગ કરનાર સ્વર્ગમાં જાય છે.

નિર્જીવ છે પણ અંદરની ગોટલી બીજ સચેત છે તથા વૃક્ષથી તરતનો લીધેલો ગુંદ, તરતની વાટેલી ચટણી, તરતનું પીસેલ પાણી વગેરે સચિત પ્રતિબદ્ધ આહાર કહેવાય છે. આમાંથી ફળની ગોટલી અલગ કરી પહેલાં તથા ચટણી આદિ પર પૂરું શસ્ત્ર પરિણમ્યા પહેલાં અચેતના પચ્ચક્ખાણ વાળા તેને ભોગવે તો અતિચાર લાગે. ૩ અપ્પઉલિઓસહિ ભક્ખણયા— કેરી કેળાં વગેરે પકાવવા માટે ઘાસ આદિમાં દબાવી મૂક્યાં, પરંતુ પૂરાં પાક્યાં નહિ, તેમજ શાક પૂરું ચોડવ્યું નહિ કંઈક સચેત કંઈક અચેત હોય તેવું ઉતારી લીધું હોય, તથા બાજરો, મકાઈ વગેરેનો પોંક ઘાસની અગ્નિમાં સેકીને પાડે તેમાં પણ ઘણા દાણા સચેત રહી ગયા હોય તેને અચેતની બુદ્ધિથી ખાઈ જાય તો અતિચાર લાગે. ૪ દુપ્પઉલિઓસહિ ભક્ખણયા— જે વસ્તુ બહુ પાકીને બગડી ગઈ હોય, સડી ગઈ હોય, વાસી થઈ ગઈ હોય, ત્રસ જીવ ઉત્પન્ન થઈ ગયા હોય અથવા ભડથું કરી દુષ્ટ રીતે પકાવેલ હોય એવી વસ્તુ ખાય તો અતિચાર લાગે અને ૫ તુચ્છોસહિ ભક્ખણયા—શેરડી સીતાફળ*, બોર આદિ જેમાં ખાવાનું થોડું અને ફેંકી દેવાનું ઘણું એવી વસ્તુ ખાય તો અતિચાર લાગે.

કર્મ (વ્યાપાર) સંબંધી ૧૫ અતિચાર—૧ અંગાર કર્મ—કોલસા બનાવી વેચવાનો વેપાર તથા સુનાર, સુતાર, કુંભાર, હલવાઈ, ભાડભુંજા, ધોબી, કંસારા, ઈંટ કારખાનાં વગેરે જે વેપાર અગ્નિના આરંભથી થાય છે તે. ૨ વનકર્મ—બાગ, બગીચા, વાડી આદિમાં ફળ ફૂલ, શાકભાજી વગેરે ઉત્પન્ન કરી વેચે બાગાયતનો વેપાર કરે તથા વનમાંથી ઘાસ લાકડાં, કંદમૂળ આદિ લાવીને વેચે, વૃક્ષાદિનું છેદન કરી લાકડાનો વેપાર કરે. ૩ શાકટ કર્મ—ગાડાં ગાડી, રથ, ઘોડાગાડી, મ્યાના, પાલખી, નાવ પ્રમુખ બનાવીને વેચે તથા તેના ઉપકરણ પૈડાં વગેરે વેચે. ભાટક કર્મ—ઊંટ, ઘોડા, બળદ, મોટરગાડી, જહાજ આદિ અન્યને ભાડે આપે તે ભાડી કર્મ ૫ સ્ફોટક કર્મ—ખાણ, કૂવા, તળાવ, ખેતર આદિ ખોદવા ખોદાવવાના વેપાર કરે તે ફોડી કર્મ. ૬ દંત વાણિજ્ય—†

---

* શેરડીના છોતાં, સીતાફળનાં બીજ રસ્તામાં ફેંકી દેવાથી કીડીઓ તથા માખીઓનો કચ્ચરઘાણ નીકળી જાય છે તેનો ખ્યાલ કરવો.

† ઊંડો ખાડો ખોદી તેના ઉપર પાતળા વાંસ બિછાવી તેના ઉપર કાગળની હાથણી ઊભી રાખે છે. તેના લોભને માટે જંગલી હાથી આવે છે અને ખાડામાં પડી મૃત્યુ પામે છે. તેના દાંતોના ચૂડા વગેરે બનાવે છે. સાંભળ્યું છે કે ચૂડા માટે પ્રતિવર્ષ ૭ હજાર હાથીઓને મારી નાખવામાં આવે છે. તેના પાપના ભાગીદાર હાથીદાંતના વાપરનારા બને છે. જૈન જેવી દયાળુ જ્ઞાતિમાં આવી હલકી પ્રથા છે તેનો નાશ કરવો જોઈએ.

§ ચીનમાં અને જર્મનમાં આમાનો પુષ્કળ ઉપયોગ થાય છે. વેપારીઓ બોલવામાં ઘણા પણ ખાવાના શોખે છે. પાઉડર, કપાવડ, માટીનો વગેરે ઘણી ચીજોમાં આમળું નખાય છે. આથી આમળું મોંઘું થયું છે અને અનાજ મોંઘું જગતના લાભે હજારો પશુઓની ઘાત થાય માટે કરે છે. તેમ પાપનો હિસ્સો આમાંની વસ્તુઓ વાપરનારને આવે છે. આમળું અર્પિત છે એમ જાણી તેની બનેલી વસ્તુઓ વાપરવી ન જોઈએ.

હાથીદાંત, શીંગડાં, હાડકા, જીભ છીપ વગેરેનો વેપાર કરવો કરાવવો તે. **લાક્ષા વાણિજ્ય**-લાખ ‡, ચપડી, ગુંદ, મનસીલ, ધાવડીનાં ફુલ, હડતાળ, ગળી, મહુડાં, સાજી આદિ ક્ષાર, સાબુ ઇત્યાદિ વસ્તુઓનો વેપાર ‡ લખવાણિજ્યમાં ગણાય છે. **૮ રસ વાણિજ્ય**—દૂધ, દહી, ઘી, તેલ, ગોળ, સાકર, સરબત, મુરબ્બા, મધ, મદિરા વગેરે પ્રવાહી × પદાર્થોના વેપારને રસ વાણિજ્ય કહે છે **૯ વિષ વાણિજ્ય**-ઝેરી પ્રાણઘાત વસ્તુ જેવી કે, અફીણ વચ્છનાગ, સોમલ ધતૂરો ઇત્યાદિ ઝેરી ઔષધિઓ તેમજ ઉપલક્ષણથી તલવાર, ધનુષ્ય, ચક્ર, ભાલા, બરછી, બંદુક, તોપ, તમંચા ચપ્પુ, છરી, કટારી* ઇત્યાદિનો વેપાર પણ વિષ વણિજ્ય કહેવાય છે **૧૦ કેશ વાણિજ્ય**-મનુષ્ય, પશુ, પક્ષીના વાળ કે પીછાંની બનેલી વસ્તુ§ જેવી કે, ધાબળા, શાલ, ઊનનાં વસ્ત્ર, મોજાં, ટોપી તથા ચમરી ગાયના વાળનાં બનેલા ચમર આદિ વેચે તથા મનુષ્ય, પશુ, પક્ષીને વેચતાં તે પણ કેશ વાણિજ્યમાં ગણાય છે. **૧૧ યંત્ર પીંડન કર્મ**-તલ વગેરે પીલવાની ઘાણી. કપાસ લોઢવાના ચરખા, શેરડી પીલવાના સીચોડા, જીન–, મીલ, ચક્કી વગેરે વેચે અથવા તેનાં ચક્ર, પટ્ટા, પુલી, ખીલા આદિ સાહિત્ય વેચે તે યંત્રપીડન કર્મ જાણવું **૧૨ નિર્લાંછન કર્મ**-બળદ, ઘોડા આદિ પશુઓને ખસી કરે (ગુહ્યાંગનું† છેદન કરે); કાન, નાક, શીંગ કે પૂંછડાનું છેદન કરે; મનુષ્યને નાજર+ બનાવે છે આ બધાં નિલંછણ કર્મ **૧૩ દવાગ્નિદાપન**

---

‡ વૃક્ષોને છેદી કે ટોચી તેમાંથી રસ કાઢે છે તેની લાખ બનાવે છે. લાખ આદિમાં અનેક ત્રસ જીવોની હિંસા થાય છે

× પ્રવાહી વસ્તુઓમાં વખતે પચેંદ્રિય જીવો પડી મરી જાય છે. તથા મીઠાઇમાં કીડી મંકોડા આદિ જીવોની ઉત્પતિ અધિક થાય છે તે જીવો પગ નીચે ચંપાઇને મરી જાય છે. તેમજ વસ્તુ વાપરતાં પણ તેમની ઘાત થઇ જાય છે

* શસ્ત્રોથી જેટલી જીવહિંસા થાય છે તેના પાપનો હિસ્સો શસ્ત્ર બનાવનારને, વેચનારને અને વાપરનારને સૌને લાગે છે

§ ટોપી આદિ પર પક્ષીઓનાં પીંછાં લગાવવા માટે હિંસક લોકો જીવતાં પક્ષીઓની પાંખો ઉખેડી લે છે તે બિચારાં તરફડી મરી જાય છે

– કપાસમાં જીવડાં બહુ હોય છે તે ચરખાના રોલમાં પીલાઇને મરી જાય છે તેમ જ મીલમાં તો મહા આરંભનું સ્થાન છે તેમાં તો વખત પર મનુષ્ય જેવા પણ અકસ્માતથી મરી જાય છે.

† બિચારાં પરાધીન પડેલાં અનાથ પશુઓનાં ગુપ્ત અંગોનું છેદન કરતી વખતે કેટલાક પશુ તો અકાળ મૃત્યુ પામે છે, કેટલાં અસહ્ય દુખો ભોગવે છે. આ કામ ઘણું જ નિર્દય અને નિંદનીય છે

+ રજવાડામાં કેટલેક ઠેકાણે દાસીપુત્રને નાનપણથી જ અંગ ભંગ કરી નામર્દ બનાવે છે. અને પછી તે મોટો થાય ત્યારે રાણીઓના રક્ષણાર્થે પહેરેગીર તરીકે તેને રાખે છે આ લોકોને નાજર કહેવામાં આવે છે

કર્મ—જંગલ ખેતર, બાગ, બગીચા આદિમાંથી કચરો ઘાસ વગેરે સાફ કરવા માટે આગ લગાડે ૧૪ સર દ્રહ તલાવ શોષણ કર્મ—તલાવ દ્રહ (કુંડ) કુવા વાવ, નદી, નાળાં આદિ જળાશયનાં પાણી ઉલેચાવે તથા તળાવ આદિની પાળ ફોડી ખેતર બગીચા વગેરેને પાણી પાવાને માટે નીકો વહેવરાવે તેમ જ જળાશય સાફ કરવાને માટે પાણી ઉલેચાવે તે સરદ્રહ તલાવ પરિશોષણ કર્મ અને ૧૫ અસતી જન પોષણ કર્મ—અસતીનું પોષણ કરે અર્થાત્ છોકરીઓને વેચાણ લઈને કે દાસીઓનું ખાન પાન, વસ્ત્રાભૂષણ આદિથી પોષણ કરીને તેમની પાસે વેશ્યાના જેવાં કર્મ કરાવે અને તેનાથી પ્રાપ્ત થએલા દ્રવ્યને ગ્રહણ કરે તથા ઉંદર મારવાને બિલાડી પાળે બચાવીને મારવા કૂતરાં પાળે ઇત્યાદિ જીવઘાત કરવાની અભિલાષાથી જીવોનું પોષણ કરે, શિકારી બિલાડી, કૂતરા કુકડા આદિનું પોષણ કરીને તેને વેચે. પોપટ મેના, કાબર કબૂતર, મરઘાં આદિનું, પોષણ કરી વેચે ઇત્યાદિ વેપાર કરે તે. દયા કે રક્ષા નિમિત્તે પોષે તો હરકત નહિ.

ઉક્ત ૧૫ કર્માદાન (કર્મબંધન) ના કાર્ય છે કેમકે આ વેપારમાં ત્રસ જીવોની ઘણી હિંસા થાય છે આમાંના કેટલાક વેપાર અનાર્યકારી અને નિંદનીય હોવાથી શ્રાવકોએ કરવા યોગ્ય નથી કદાચિત્ એ વેપારથી આજીવિકા ચાલતી હોય અને બીજો કોઈ ઉપાય ન હોય તો તેની મર્યાદા કરવી જોઈએ જેમકે આનંદજીએ ૫ હળની મર્યાદા રાખી, શકડાલજી કુંભાર નિભાવ પાળીને જ ઉપજીવિકા ચલાવતા હતા. આ પ્રમાણે ૨ અતિચાર રહિત સાતમા વ્રતનું પાલન કરે છે તેનું મેરુ પર્વત જેટલું પાપ તો રોકાઈ જાય છે અને ફક્ત રાઈ જેટલું પાપ રહી જાય છે અને શારીરિક, માનસિક સુખ શાન્તિથી પોતાનું જીવન વ્યતીત કરી ભવિષ્યમાં સ્વર્ગ અને મોક્ષમાં અનંત સુખોનો ભોક્તા બને છે

---

* જંગલમાં દવ લગાડવાથી એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય પર્યંત ઘણા જીવો ભસ્મીભૂત બની જાય છે

‡ અસતીઓનો વેપાર એ પણ જ નિર્લજ્જ કર્મ છે પ્રસંગોપાત તે ગર્ભપાતાદિ મહા દોષનું સ્થાન થઈ પડે છે કેટલાક "અસઈ જણ પોસણયા" પાઠ ફેરવી તેને બદલે "અસંજઈ જણ પોસણયા" બોલે છે અને કહે છે કે શ્રાવકોએ અસંયતિનું પોષણ ન કરવું જોઈએ. પણ આ પાઠ અને અર્થ શાસ્ત્ર વિરુદ્ધ છે કેમકે ઉપાસક દશાંગમાં કહ્યું છે કે આનંદજી આદિ શ્રાવકોને ૪ હજાર ગાયો હતી ભગવતી સૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવકોની ઋદ્ધિનું વર્ણન કરતાં કહ્યું છે કે શ્રાવકોને ત્યાં ગાય, ભેંસ બકરા આદિ પશુઓ ઘણાં હતાં. આ બધાં પશુઓ અસંયતી હોય છે અને શ્રાવકો તેનું પાલનપોષણ કરે છે કારણ કે જો પોષણ ન કરે તો પહેલા વ્રતનો પાંચમો અતિચાર "ભત્તપાણ વોચ્છેએ" લાગે આવી રીતે જેઓ શાસ્ત્રના પાઠોને ઉલટા અર્થ કરે છે તેમને કર્મનો બંધ થાય છે માટે ભ્રમમાં નહિ પડતાં ઉપર દર્શાવેલો શાસ્ત્રોક્ત અર્થ માનવો જોઈએ. અને દયા પાળવા તથા દાન દેવાથી વંચિત રહેવું ન જોઈએ. ઉપર્યુક્ત ૧૫ કર્માદાનનાં કાર્ય બન્ને લોકમાં ઘોર દુઃખનાં દેનાર છે એવું જાણી યથાશક્તિ તેનો ત્યાગ કરવો જોઈએ.

## આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત.

દંડ બે પ્રકારના કહ્યા છે, ૧ અર્થ દંડ અને ર અનર્થ દંડ ૧ શરીર, કુટુંબ આદિ આશ્રિતોનુ પાલનપોષણુ કરવાને છકાય જીવોનો આરંભ કરવો પડે છે તે અર્થદંડ કહેવાય છે. અને ર વિના કારણુ તથા જરૂરતથી વધારે પાપ કરવામાં આવે છે તે અનર્થદંડ કહેવાય છે. અનર્થદંડને મુકાબલે અર્થદંડમાં પાપ ઓછું હોય છે. કેમકે તે કર્યા વિના સંસારનું ગાડું ચાલવુ મુશ્કેલ છે. એટલા માટે અર્થદંડ શ્રાવકે કરવો પડે છે. તથાપિ તેમાં અનુરકત બનતો નથી. જે કામમાં આરંભ થાય છે તે કરતા થકાં અનુકમ્પા અને વિવેક રાખે છે, અને અવસર આવ્યે સર્વથા ત્યાગવાની અભિલાષા સેવે છે. અને જેમાં પોતાનો કશો સ્વાર્થ ન હોય એવાં હિંસાદિ પાપ બનતાં સુધી શ્રાવક કરતા નથી અનર્થદંડના મુખ્ય ૪ પ્રકાર કહ્યા છે.

**૧ અપધ્યાનાચરિત**—ખોટા વિચાર કરે જેવા કે, ૧ ઇષ્ટકારી ( સ્ત્રી, પુત્ર, સ્વજન, મિત્ર, સ્થાન, ખાન, પાન વસ્ત્ર, ભૂષણુ આદિ ) પદાર્થોનો સંયોગ મળે ત્યારે આનંદમાં તલ્લીન બનીને હર્ષિત થવુ અને ધન સ્વજનાદિના વિયોગે હાય હાય કરવુ માથુ કૂટવુ તેને આર્તધ્યાન કહે છે ર હિંસાના, જૂઠનાં, ચોરીનાં કામમાં તથા ભોગોપભોગના સંરક્ષણુના કામમાં આનંદ માનવો, દુશ્મનોની ઘાતનું કે નુકશાનનું ચિંતન કરવુ તેને રૌદ્રધ્યાન કહે છે. આ બન્ને પ્રકારના ધ્યાન ધ્યાવાં તે અપધ્યાન આચરિત અનર્થદંડ છે આ પ્રકારના વિચાર શ્રાવકે કરવા તે ઉચિત નથી કદાચિત્ તેવા વિચારો મનમાં આવે તો ચિંત્તવવુ કે રે ! ચેતન ! તું દેવતાઓની ઋદ્ધિ સુખ અને નરકનાં દુ.ખ અનંતવાર ભોગવી આવ્યો છે તેના અનંતમે ભોગ પણુ આ સુખદુ ખ નથી, વળી પાપારંભનાં કામોમાં આનંદ માનવાથી ચીકણાં કર્મ બંધાય છે તે ભોગવતી વખતે ઘણુ દુ ખ થાય છે માટે વિના કારણુ કર્મબંધ ન કર ઇત્યાદિ વિચારથી સમભાવ ધારણુ કરવો એક મહૂર્તથી અધિક ખોટા વિચાર રહેવા ન દેવો

**૨ પ્રમાદાચરિત**—પ્રમાદનુ આચારણુ કરે પ્રમાદ પાચ પ્રકારના છે

**मद विसय कसाया, निदा विगहा पचमा भणिया ।**
**ए ए पच पमाया, जीवा पडंति संसारे ॥**

અર્થ—૧ મદ-જાતિ આદિ ૮ પ્રકારના મદ, ૨ વિષય-પાચ ઇંદ્રિયોના ૨૩ વિષયોની લોલુપતા, ૩ કષાય-ક્રોધાદિ ચાર કષાયનો ઉદ્‌ભવ, ૪ નિદ્રા-નિંદ્રા અને ૫ વિગહા-સ્ત્રી આદિ ૪ પ્રકારની વિકથા એ પાંચમાંથી એક એક પ્રમાદનુ આચારણુ કરનાર મહા પુરુષ પણુ અનંત સંસાર પરિભ્રમણુ કરે છે, તો જે પાચેનુ આચરણુ કરશે તેની કેવી કુગતિ થશે ? માટે શ્રાવકોએ પાચે પ્રમાદોને ઓછા કરવા સદૈવ ઉદ્યમવંત રહેવુ જોઇએ બીજી રીતે પણુ ૮ પ્રમાદ કહ્યા છે; ૧ અજ્ઞાનતામા રમણુ કરવુ, ૨ વાત વાતમાં શંકા કરવી, ૩ પાપોત્પાદક કહાણીઓ નોવેલ, કોકશાસ્ત્રાદિ પુસ્તકાનુ પઠન, ૪ ધન, કુટુંબાદિ પર અત્યંત લુબ્ધ બનવુ, ૫ દુશ્મન પર તથા મલિન વસ્તુ પર દ્વેષભાવ ધારણુ કરવો, ૬ ધર્માત્માનો આદર સત્કાર ન કરવો, ૭ ધર્મકરણી આદરપૂર્વક ન કરવી, અને ૮ ખોટા વિચાર, ઉચ્ચાર અને આચારથી

ત્રણે યોગોને મલિન કરનાર આ આઠ પ્રમાદ સંસાર સમુદ્ર તરવાના અભિલાષીઓએ સદૈવ ત્યાગવા જોઈએ. તેનાથી કોઈ પણ પ્રકારનો લાભ નથી અને કર્મબંધ તો સહેજે જ થઈ જાય છે

કેટલાક લોક ગંજીપો, ચોપાટ, શેતરંજ આદિની રમતોમાં ફોગટના ગપોડા મારવામાં કે ખરાબ પુસ્તકો વાંચવામાં એવા તો મશગુલ થઈ જાય છે કે તેમને વખતનો કે ભૂખ, તરસ, ટાઢ તડકાનો પણ ખ્યાલ રહેતો નથી આથી તેઓ અનેક વ્યાધિઓના ભોગ બની બેસે છે, તેમાંથી તરેહ તરેહના ઝઘડા ઉત્પન્ન થાય છે સજ્જનોને પણ શત્રુ માની લે છે રમતમાં જે હારી જાય છે તે ખરેખર શરમિંદા અને દુઃખી બની જાય છે આમ ખેલતાં ખેલતાં તેને જુગારનો શોખ પણ લાગી જાય છે પછી તે જુગારી લહાબાજ બની, ધન અને આબરૂની ધૂળધાણી કરી વખતે રાજનો પણ કેદી બની જાય છે અથવા અકાળ મૃત્યુ પામે છે. સમયનો આ પ્રમાણે અપવ્યય કરવાને બદલે જો આત્મજ્ઞાનપ્રેરક ધર્મપુસ્તકોનું પઠન, સત્પુરુષોના ગુણાનુવાદ કે સદુપદેશાદિ શુભ કાર્યમાં સદુપયોગ કરે તો તે ધર્માત્મા સજ્જન કહેવાય છે અને મનુષ્યોનો તે પ્રિય કે પૂજનીય બને છે યશસ્વી અને સુખી થાય છે આવું જાણી ભાવિકોએ નિવૃત્તિનો સમય ખરાબ કામમાં ન વીતાવતાં ધર્મલાભ લેવો. કેટલાક અજ્ઞ મનુષ્યો નિર્દોષ માર્ગ છોડીને આડમાર્ગે ચાલે છે તથા કાચી માટી પાણી, લીલોતરી, કીડીયારા આદિને ખુંદતા ચાલે છે ચાલતાં ચાલતાં વિના કારણ વૃક્ષની ડાળ પાંદડાં પુષ્પ આદિ તોડી નાખે છે હાથમાં સોટી હોય તો વૃક્ષને, પશુને કે શ્વાન આદિને મારતો ચાલે છે ખાલી જમીન ખોદીને માટી મીઠું કે અનાજના ઢગલા પર, ફણગા ઉપર કે લીલા ઘાસ ઉપર બેસી જાય છે દૂધ, દહીં ઘી, તેલ, પાણી, છાશ વગેરેનાં વાસણ ઉઘાડાં મૂકી દે છે ખાંડવું, દળવું લીંપવું, રાંધવું, ધોવું, સીવવું વગેરે કામ તથા આભૂષણ, ચામડું પડી મૂકેલ વસ્ત્ર વાસણ વગેરે વસ્તુઓને વગર જોયે જ કામમાં લે છે તેથી ઘણી વખત ત્રસ જીવની ઘાત થઈ જાય છે આ બધાં કામ પ્રમાદાચરિત જાણવાં. આમાં લાભ તો મુદ્દલ નથી પરંતુ હિંસાદિ પાપોનું આચરણ થતાં વજ્ર કર્મબંધ થયા પામે છે કે જે રોતાં રોતાં પણ છૂટવાં મુશ્કેલ છે આવું જાણી ભાવિકોએ પ્રમાદાચરણ અનર્થદંડ સેવવો ઉચિત નથી.

૩ હિંસપ્પયાણ —હિંસાકારી શસ્ત્રોનું પ્રદાન, જે શસ્ત્રો વડે જીવની ઘાત થાય તેવાં શસ્ત્રો સંગ્રહી રાખે અને જરૂર પડતાં પાડોશી વગેરેને તેવાં શસ્ત્રો—છરી ચાકુ ત્રીકમ, કોદાળી, પાવડા વગેરે વાપરવા આપે આમ કરવામાં પોતાનો કાંઈ સ્વાર્થ ન હોવા છતાં વિના કારણ પાપના ભાગીદાર થઈ પોતાના આત્માને દંડે છે માટે આવું કરવું તે ઉચિત નથી.

૪ પાવકમ્મોવએસે—પાપકર્મોપદેશ પાપ કર્મનો ઉપદેશ આપે, જેમકે ધર્મશાળા દેવાલયને માટે મકાન બંધાવવામાં કૂવાદિ જળાશય ખોદાવવા તથા બંધાવવામાં તીર્થ સ્નાનાદિ કરવામાં દેવ માટે ધૂપ દીપ રોશની કરવામાં, યજ્ઞ રચાવવામાં, પ્યાઉ લગાવવામાં નગારાં ઝાંઝ પડઘમ આદિ વાજીંત્ર બજાવવામાં પત્ર પુષ્પ, ફળ ધાન્ય આદિ દેવને ચઢાવવામાં બકરાં મચ્છ, સાપ, વીંછી આદિ ક્ષુદ્ર જાનવરને મારવામાં ભેંસ, બકરાં, ઘાસ, કૂકડાં આદિને રાખવી બેલ આદિને ખસ્સી કરાવવામાં અણુધન દેવામાં વસ્ત્રાદિ ધોવામાં ઈત્યાદિ

હિંસક કાર્યોમાં ધર્મ થાય છે એવો ઉપદેશ કરે તથા લડાઇ ઝગડાનો, બીજાને હેરાન કરવા ખોટા મુકદ્દમા ચલાવવાનો, ભોગના ૮૪ આસન વગેરે કોકશાસ્ત્રનો, જ્યોતિષ નિમિત્તનો, યંત્ર, મંત્ર, તંત્રનો, ત્રસ જીવોની હિંસા થાય એવા ઔષધોપચારનાં શાસ્ત્રોનો ઉપદેશ કરે જેને સાંભળીને મનુષ્ય જે જે પાપકર્મનું આચારણ કરશે તે તે હિંસાનો ભાગીદાર તે ઉપદેશક બનશે તથા મિથ્યાધર્મની વૃદ્ધિ થવાથી અનેક આત્માઓ સંસારમાં ડૂબશે તે બધાં પાપ તે ઉપદેશકને લાગે છે અને તેના હાથમાં કશું આવતું નથી આવા અનર્થદંડથી પોતાના આત્માને દંડિત કરવો તે શ્રાવકને ઉચિત નથી, એટલા માટે આ અનર્થદંડનો બે કરણ ત્રણ જોગથી ત્યાગ કરી પ્રથમ વ્રત પ્રામાણે આ વ્રત પણ શ્રાવક અંગીકાર કરે છે

## આઠમા વ્રતના ૫ અતિચાર

૧ **કંદપ્પે**—કંદર્પ-કામોત્પાદક કથા કરે. જેમકે સ્ત્રીઓ સમક્ષ પુરુષના કે પુરુષો સમક્ષ સ્ત્રીના હાવભાવ, વિલાસ, ખાન, પાન, શૃંગાર, ભોગોપભોગ, ગમનાગમન, હાંસી, મશ્કરી ગુપ્ત અંગોપાંગનુ વર્ણન ઇત્યાદિની વિકારોત્પાદક કથાઓ કરવાથી કહેનાર અને સાંભળનાર સર્વને વિકાર ઉત્પન્ન થાય, અનેક પ્રકારની માઠી કલ્પનાઓ જન્મ પામે, કુકર્મ કરવા પ્રેરાય ઇત્યાદિ અનર્થ થવાથી અતિચાર લાગે છે.

૨ **કુક્કુઇએ**—કૌકુચ્ય અર્થાત્ કુચેષ્ટા જેમકે ભૃકુટી ચડાવવી, આંખના ઇશારા કરવા, હોઠ વગાડવા, નાક મરોડવું, મુખ મલકાવવુ, હાથ પગની આંગળી વગાડવી, હાથ પગ નચાવવા, દીન વચન અથવા બીભત્સ સબ્દોચ્ચાર કરી વિકારોદ્ભવ થાય તેવી અંગચેષ્ટા કરવી, તેવી જ રીતે હોળીના તહેવારોમાં નગ્ન પૂતળુ બેસાડવુ નગ્ન રૂપ ધારણ કરી બીભત્સ નૃત્ય ગાનાદિ કરવાં, કામવિકારની વૃદ્ધિ થાય એવા નૃત્ય કરવાં વગેરે પ્રવૃત્તિથી અતિચાર લાગે છે.

૩ **મોહરિએ**—મૌખર્ય, લુચ્ચાઈ આદિથી મુખનું નિરર્થક વાચાળપણું, બહુ બોલવા-પણું, અથવા વેરીની પેઠે વચન બોલે, જે વચન બોલવાથી પોતાના અને પરના આત્મ-ગુણોનું, દ્રવ્યનું કે મનુષ્યનુ નુકશાન થાય. અસબદ્ધ વચન બોલે, વચનની ચપળતા કરે, ગાળો દે, તુચ્છ વચન બોલે, ઇત્યાદિ ખરાબ વચનોચ્ચાર કરે તો અતિચાર લાગે આવાં વચન બોલવાથી જગતમાં નિંદા થાય, ઝગડા થાય, મારામારી વગેરે અનેક આપત્તિ ઉત્પન્ન થાય છે આવાં કૃત્ય અજ્ઞાની માણસો જ કરે છે અજ્ઞાનીની દેખાદેખી શ્રાવક આવું કૃત્ય કરે જ નહિ કરે તો અતિચાર લાગે

૪ **સંજુત્તાહિગરણે**—સંયુકતાધિકરણ અર્થાત્ શસ્ત્રનો સંબધ મેળવે, જેમકે ખાણીયો હોય તો સાંબેલુ અને સાંબેલું હોય તો ખાણીયો નવો બનાવે. ઘંટીનું એક પડ હોય તો બીજું પડ નવુ બનાવે ચપ્પુ, છરી, તલવાર વગેરેને હાથા કે મૂઠ બનાવે, ધાર બુઠ્ઠી થઇ ગઇ હોય તો તીક્ષ્ણ બનાવે કુહાડી, ભાલાં, બરછી વગેરેને હાથા કે ભલકાં લગાવે આમ અપૂર્ણ ઉપકરણને પૂર્ણ કરવાથી તે શસ્ત્ર આરભની વૃદ્ધિ કરનાર બની જાય છે બીજો કોઇ માગે તો તેને પણ દેવુ પડે છે તેથી અતિચાર લાગે છે. જો તે અપૂર્ણ હોય તો સહેજે બચી જવાય છે આવુ જાણી અપૂર્ણ શસ્ત્રને વિના પ્રયોજન પૂર્ણ ન કરવું તથા

આવશ્યકતાથી અધિક વસ્તુનો સંગ્રહ પણ ન કરવો. વળી ઘરમાં જે વસ્તુઓ હોય તેને પણ એવી રીતે ગુપ્ત રાખવી કે તે બીજાના હાથમાં જવા ન પામે. વળી કેટલાક માણસો જૂના નાતજાતના કે મહાજનના આગેવાન બની બેસે છે અને લગ્ન, મરણ આદિ આરંભનાં કામમાં આગેવાન બનીને તાવડા મંડાવવાની, ખાંડ, સાકર વગેરેની ગાળણી કરવાની શાક વગેરે સુધારવાની આજ્ઞા આપે છે તથા પાપારંભનાં કામોને ઉત્તેજના આપે છે એવાં કામ પોતે કરે છે બીજા પાસે કરાવે છે દિવાળી, દશરા, હોળી આદિ પર્વને માટે લીંપણ, ગુંપણ, રંગવું, ધોવું, રાંધવું, તળવું, મકાન ધોળાવવાં આદિ આરંભનાં કામોનો બધાની પહેલાં પ્રારંભ કરી દે છે તે જોઈ બીજાઓ પણ આરંભ કરવા મંડી પડે છે આથી તેવાં કામની પાપની ક્રિયાનો અધિકારી તે પ્રારંભ કરનાર બને છે. આ પણ અનર્થદંડ છે આત્મા તેથી વિના કારણ દંડાય છે માટે શ્રાવકોએ તેમ કરવું નહિ.

૫ ઉવભોગ પરિભોગ અઈરિત્તે—ઉપભોગ પરિભોગમાં અતિ આસક્ત બને. જેમકે નાટક, ચેટક, ખેલ તમાશા, સ્ત્રી પુરુષાદિનાં રૂપનું નિરીક્ષણ કરવામાં, રાગ, રાગણી વાજીંત્રો સાંભળવામાં અત્તર, પુષ્પાદિની સુગંધમાં મનોજ્ઞ રસવતીના ઉપભોગમાં, સ્ત્રી આદિના સંબંધમાં ઇત્યાદિ પ્રવૃત્તિમાં અતિ આસક્ત બને. વાહ ! વાહ ! કેવી મજા પડે છે ! ! ઇત્યાદિ શબ્દોચ્ચાર કરે. આ પ્રમાણે ભોગોપભોગમાં આસક્ત બનવાથી જીવ ચીકણાં અને દીર્ઘ સ્થિતિનાં કઠણ, કુભેદ કર્મ બાંધે છે. આવું જાણી શ્રાવક અપ્રાપ્ત ભોગોની ઇચ્છા માત્ર કરતા નથી, અને પ્રાપ્ત ભોગોમાં લુબ્ધ બનતા નથી. તથા રત્નવસિંહજીએ જ્ઞાનવિલાસમાં કહ્યું છે કે–

समझा संके पापसे, अन समझा हरषन्त; वे लुक्खे वे चीकने इस विध कर्म बंधन्त,
समझ सार संसारमे, समझा टाले दोष, समझ २ कर जीवडे गये अनंति मोक्ष

અર્થ—સમજુ માણસ તો પાપકર્મનું આચરણ કરતો જ નથી. કદાચિત્ કારણ વશાત્ કરવું પડે તો તે મનમાં શંકે, તે પાપથી ડરીને કામ કરે છે તેથી તેની રૂક્ષવૃત્તિ રહે છે અને જેમ રેતીની મુઠી ભીંત ઉપર ફેંકવાથી ત્યાં ચોંટતી નથી પણ તરત નીચે ખરી જાય છે તેવી જ રીતે તેનાં કર્મ પણ તપ, જપ અને પશ્ચાત્તાપ કરવાથી છૂટી જાય છે સંસારમાં મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યાનો સાર એ જ છે કે સમજણ (જ્ઞાન) પ્રાપ્ત કરી જ્ઞાની બનવું જ્ઞાની હશે તે પાપપુણ્યનાં ફળને યથાતથ્ય સમજશે. પુણ્યનાં ફળ સુખદાતા અને પાપનાં ફળ દુઃખદાતા છે એવું જ્ઞાન જેનામાં હશે તે પુણ્યની વૃદ્ધિ કરશે અને પાપને ઘટાડશે. આમ અનુક્રમે પાપને કમી કરતાં કરતાં કોઈ વખતે તે સર્વ પાપરહિત બની જશે અને પુણ્યથી સ્વભાવતઃ નિવૃત્ત થઈને મોક્ષ પ્રાપ્ત કરી લેશે. હવે જે અજ્ઞાની મનુષ્ય છે તે પાપાચરણ કરીને આનંદ પામશે. આથી જેમ ભીનો ચીકણો કાદવ ભીંત ઉપર ફેંકવાથી તે ત્યાં તરત ચોંટી જાય છે અને મુશ્કેલીએ તે ત્યાંથી છૂટો પડે છે તેવી જ રીતે તેનાં કર્મ પણ નરક તિર્યંચાદિ દુર્ગતિનાં મહા દુઃખ દેનાર રોતાં રોતાં ભોગવ્યા છતાં જલદી છૂટકારો ન થઈ શકે તેવાં ચીકણાં બંધ છે. રસિકતાથી ભોગોપભોગ ભોગવો કે લુબ્ધતાથી ભોગવો. જેમકે સાકરને રસભાવે ખાનારને પણ તે મીઠી લાગે છે અને ઉદાસીનતાથી ખાનારને પણ તે મીઠી લાગશે. તો પછી લુબ્ધ બનીને ચીકણાં કર્મ શા માટે

બાંધવાં ? અલ્પ સુખને માટે મહાદુઃખ ઉપાર્જન કરી લેવું તે સુજ્ઞ મનુષ્યોને ઉચિત નથી.

આઠમાં વ્રતનું આ સંક્ષિપ્ત સ્વરૂપ સમજી જઇને જેટલાં અનર્થદંડનાં કામ છે તેનાથી સુજ્ઞ શ્રાવકોએ પોતાના આત્માને બચાવવો કે જેથી તે અનેક પ્રકારનાં પાપોથી અને ચીકણાં કર્મબંધનથી બચી જઇ આ જગતમાં સુખોપજીવી થઇ ભવિષ્યમાં સ્વર્ગ અને મોક્ષનાં સુખો પ્રાપ્ત કરી શકશે. ઉપર્યુક્ત ૫ અણુવ્રત અને ૩ ગુણવ્રત એ આઠ વ્રત જાવજીવ ધારણ કરી શકાય છે.

## ૪ શિક્ષાવ્રત

૧ જેવી રીતે રત્નાદિ મૂલ્યવાન પદાર્થ કોઇને સોંપીને આપણે એવી શિખામણ આપીએ છીએ કે, આને રૂડી રીતે સાચવજો, ગુમાવશો નહિ, તેવી જ રીતે ઉક્ત આઠ વ્રતાચરણ રૂપ રત્નની પ્રાપ્તિ કરનાર જીવોને નીચે જણાવેલાં ચાર વ્રતોમાં પ્રવૃત્તિ કરવાથી ભૂતકાળમાં લાગેલાં પાપોની સમજ અને ભવિષ્યમાં નિર્દોષ રહેવાની સાવધાની રૂપ શિક્ષા (શિક્ષણ) પ્રાપ્ત થાય છે, આથી તે શિક્ષાવ્રત કહેવાય છે. ૨ જેમ શિક્ષક પાઠકની ઉપાસની કરી વિદ્યાપાત્ર બની સંસારમાં સુખી થાય છે તેવી જ રીતે નિમ્નોક્ત ચારે શિક્ષાવ્રતો અંગીકાર કરનાર જીવો આઠે વ્રતોનું વારંવાર સ્મરણ ચિંતન આદિ કરી તેનો સુખથી નિર્વાહ થઇ શકે તે પ્રકારનું આત્મબળ પ્રાપ્ત કરે છે તે કારણે પણ તે શિક્ષાવ્રત કહેવાય છે. શિક્ષાવ્રત આત્મભાવમાં દાખલ થવાનો અભ્યાસ કરાવે છે, અનુભવજ્ઞાન સ્વાનુભૂતિ શિખવે છે.

## ૯ નવમું સામાયિક વ્રત

જીવાજીવ સર્વ પદાર્થો પર તથા શત્રુ મિત્ર પર જ્યારે સમભાવ થવા રૂપ લાભની પ્રાપ્તિ થાય ત્યારે તે નિશ્ચય સામાયિક* કહેવાય અને વ્યવહાર સામાયિક કરતી વખતે સંસારનાં સર્વ કાર્યોથી નિવૃત્તિભાવ ધારણ કરી પૃથ્વી, પાણી, અગ્નિ, પુષ્પ ફળ, ધાન્યાદિ જે સચિત વસ્તુ છે તે બધાથી અલગ એકાંત સ્થાનમાં–પોષધશાળા, ઉપાશ્રય, સ્થાનકાદિમાં સાંસારિક સ્વરૂપનાં દર્શક પાઘડી, અંગરખું, દાગીના‡ વગેરે દૂર કરી, પહેરવા–ઓઢવાનાં વસ્ત્રમાં કોઇ પણ સચેત વસ્તુ કે જંતુ આદિ રહેવા ન પામે તેટલા માટે તેનું પ્રતિલેખન કરી નિર્જીવ ફાસુક ભૂમિકાને ગુચ્છા કે પોંજણીથી પોંજી પ્રમાર્જી એક આસન (પથરણું) ઉન, સૂતર કે શણનું બિછાવે તેમજ આઠ પડવાળી મુહપત્તિ– પડિલેહીને (બારીકાઇથી

* सम=સમભાવ+आय=લાભ+इक=વાળું—જેનાથી સમભાવનો લાભ થાય તે સામાયિક અથવા જેમાં આત્માનો શાંત રસ પ્રાપ્ત કરાવનાર જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો લાભ થાય તે સામાયિક

‡ ઉપાસક દશાંગ સૂત્રમાં કુંડકોલિક શ્રાવકે સામાયિક કર્યું હતું ત્યારે નામાંકિત મુદ્રિકા (વીંટી) દૂર રાખી હતી આથી એમ સમજાય છે કે, સામાયિકમાં અંગ ઉપર કોઈ પ્રકારનો દાગીનો રાખવો ન જોઇએ

– एगवीसंगुलायाय, सोलसगुल विच्छिणो। चउक्कार संजुयाय मुहपत्ति परिसा होइ ॥

અર્થ—૨૧ અંગુલ લાંબા અને ૧૬ અંગુલ પહોળા વસ્ત્ર ખંડનાં આઠ પડ કરીને તેના મધ્યમાં દોરા નાખીને મુખપર બાંધે તે મુહપતિ કહેવાય છે.

નવકારે જોઈએ) મુખપર બાંધે. પછી સાધુ સાધ્વીજી હોય તો તેમને નમસ્કાર કરી સામાયિકની આજ્ઞા માગે. ને હોય તો પૂર્વ તથા ઉત્તરદિશા સન્મુખ મુખ રાખી પ્રથમ નવકાર મંત્ર ભણે, પછી શ્રી મંધીરસ્વામિને 'તિક્ખુત્તો—ત્રણ વાર ઊઠ બેસ કરી, 'આયાહિણં—બે હાથ જોડી જમણા કાનથી ફરી જમણા કાન સુધી 'પયાહિણં—પ્રદક્ષિણા કરીને, 'વંદામિ—ગુણગ્રામ કરે 'નમંસામિ'—નમસ્કાર કરે, 'સક્કારેમિ—સત્કાર દે, 'સમ્માણેમિ'—સન્માન દે 'કલ્લાણં—કલ્યાણકારી જાણે 'મંગલં—મંગલકારી માને, 'દેવયં'+—ધર્મદેવ માને, 'ચેઇયં'—જ્ઞાનવંત માને, 'પજ્જુવાસામિ—પર્યુપાસના—સેવા કરે 'મત્થએણ વંદામિ મસ્તકે કરી વંદે. આ પાઠથી નમસ્કાર કરીને પછી ઊભો રહી કહે કે અહો ભગવાન! આપની આજ્ઞા હોય તો હું સામાયિક આદરું. આ પછી 'ઇચ્છામિ પડિક્કમિઉં—ઇચ્છું છું પાપથી નિવર્તવાને 'ઇરિયાવહિયાએ'—રસ્તામાં ચાલતાં 'વિરાહણાએ—વિરાધના થઈ હોય, 'ગમણાગમણે'—ગમનાગમન કરતાં 'પાણક્કમણે'—પ્રાણીને કચર્યાં હોય, 'બીયક્કમણે—બીજ કચર્યાં હોય, 'હરિયક્કમણે—વનસ્પતિ કચરી હોય, 'ઓસા ઝાકળનું પાણી 'ઉત્તિંગ—કીડીઓનાં દર, 'પણગ—લીલ ફુગ 'દગ—પાણી, 'મટ્ટી—માટી 'મક્કડા'—કરોળીયાનાં પડ, 'સંતાણા—કરોળીયાની જાળ 'સંકમણે'—કચર્યાં હોય, 'જે મે જીવા વિરાહિયા—મેં જે કોઈ જીવની વિરાધના કરી હોય, 'એગિંદિયા'—એકેંદ્રિય, 'બેઇંદિયા—બે ઇંદ્રિય, 'તેઇંદિયા—તે ઇંદ્રિય, 'ચઉરિંદિયા'—ચતુરિંદ્રિય, 'પંચિંદિયા—પંચેંદ્રિય, 'અભિહયા' સામા આવતાં હણ્યા હોય 'વત્તિયા'—ધૂળ આદિથી ઢાંક્યા હોય 'લેસિયા—મસળ્યા હોય, 'સંઘાઇયા—એકઠા કર્યા હોય, 'સંઘટ્ટિયા'—સંઘટ્ટ કર્યો હોય, 'પરિયાવિયા'—પરિતાપ ઉપજાવ્યો હોય, 'કિલામિયા'—દુઃખ દીધું હોય, 'ઉદ્દવિયા—ત્રાસ પમાડ્યા હોય, 'ઠાણાઓ ઠાણં'—એક સ્થાનેથી બીજે સ્થાને 'સંકામિયા—મૂક્યા હોય, 'જીવિયાઓ—જીવતરથી 'વવરોવિયા'—જુદા કર્યા હોય, 'તસ્સ મિચ્છા મિ દુક્કડં'—તે મારું કરેલું નિષ્ફળ થાઓ.

'તસ્સ ઉત્તરીકરણેણં—તેને વિશેષ શુદ્ધ કરવા માટે 'વિસોહીકરણેણં'—વિશુદ્ધિ કરવા માટે 'વિસલ્લીકરણેણં'—શલ્યરહિત કરવા માટે 'પાવાણં કમ્માણં'—પાપકર્મોને 'નિગ્ઘાયણટ્ઠાએ'—ટાળવાને, 'ઠામિ કાઉસ્સગ્ગં—કાયોત્સર્ગ કરું છું 'અન્નત્થ—આટલી છૂટ રાખું છું, 'ઊસસિએણં—ઊંચો શ્વાસ લેવાથી 'નીસસિએણં—નીચો શ્વાસ મૂકવાથી, 'ખાસિએણં'—ખાંસી ઉધરસ આવવાથી 'છીએણં'—છીંક આવવાથી 'જંભાઇએણં—બગાસું આવવાથી 'ઉડ્ડુએણં'—ઓડકાર આવવાથી 'વાયનિસગ્ગેણં'—વા છૂટવાથી 'ભમલીએ'—ચક્કર આવવાથી 'પિત્તમુચ્છાએ'—પિત્તપ્રકોપથી મૂર્છા આવવાથી 'સુહુમેહિં અંગસંચાલેહિં'

---

सुहपत्तीए कण्णेट्ठिया विणा जइ जो कोवि सामाए ।
धम्म किरियायं करंति, तस्स एकारस्स सामाइयस्स पायच्छित्तं भवई ॥
અર્થાત્—મુહપત્તિ બાંધ્યા વિના સામાયિક કરે તો ૧૧ સામાયિકનું પ્રાયશ્ચિત્ત આવે.

1 + ભગવતી સૂત્રમાં ૫ પ્રકારના દેવ કહ્યા છે ૧ ભવિય દવ્વ દેવ—જે જીવો મરીને દેવતા થશે તે ૨ નરદેવ—ચક્રવર્તી મહારાજા, ૩ દેવાધિદેવ—તીર્થંકર ભગવાન, ૪ ધર્મદેવ—સાધુ મુનિરાજ અને ૫ ભાવદેવ—ચારે જાતિના દેવોને કહેવાય છે

—જરાક શરીર હલવાથી, 'સુહુમેહિં 'ખેલસંચાલેહિં'—જરાક બળખો હલવાથી, 'સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં'—જરાક દ્રષ્ટિ હલવાથી, 'એવમાઇએહિં'—એ વગેરે, 'આગારેહિં—આગાર એટલે છૂટથી, 'અભગ્ગો'—અભંગ, 'અવિરાહિઓ'—અખંડિત, 'હુજ્જ'—હોજો, 'મે—મારો 'કાઉસ્સગ્ગો'—કાઉસ્સગ, 'જાવ'—જ્યાં સુધી, 'અરિહંતાણં ભગવંતાણં—અરિહંત ભગવંતોને, 'નમોક્કારેણં'—નમસ્કાર કરીને, 'ન પારેમિ'—પારૂં નહિ, 'તાવ'—ત્યાં સુધી, 'કાય'—કાયાને, 'ઠાણેણં'—સ્થિર રાખીને, 'મોણેણં'—મૌન રહીને 'ઝાણેણં'—ધ્યાન વડે, 'અપ્પાણં'—આત્માને 'વોસિરામિ'—પાપથી દૂર કરૂં છું (આ પ્રમાણે પાઠ કહીને બન્ને હાથ બરાબર સીધા લટકતા રાખી, પગના અંગૂઠા ઉપર દ્રષ્ટિ રાખી સ્થિર થઇ ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરે, અને નમો અરિહંતાણં કહી કાઉસ્સગ્ગ પારે) પછી બે હાથ જોડી કહે કે—

'લોગસ્સ ઉજ્જોયગરે'—લોકમાં ઉદ્યોત કરનાર, 'ધમ્મતિત્થયરે'—ધર્મ રૂપ તીર્થના સ્થાપનાર, 'જિણે'—રાગદ્વેષ જીતનાર, 'અરિહંતે'—અર્હન્તોને, 'કિત્તઇસ્સં'—સ્તવીશ, 'ચઉવીસં પિ કેવલી'—ચોવીશ તીર્થંકર અને કેવળજ્ઞાની, 'ઉસભ'—૧ ઋષભદેવ, 'મજિયં ચ'—અને ૨ અજીતનાથને, 'વંદે'—વંદુ છું, 'સંભવ'—૩ સંભવનાથ, 'મભિનંદણં ચ'—અને ૪ અભિનંદન, 'સુમઇં ચ'—૫ સુમતિનાથ અને પઉમપ્પહં—૬ પદ્મપ્રભ, 'સુપાસં'—૭ સુપાર્શ્વનાથ, 'જિણં'—જિન, 'ચ'—અને 'ચંદપ્પહં'—૮ ચંદ્રપ્રભ, 'વંદે'—વંદુ છું 'સુવિહિં' ચ'—૯ સુવિધિનાથ, પુપ્ફદંત' બીજું નામ પુષ્પદંત, 'સીઅલ'—૧૦ શીતળનાથ 'સિજ્જંસ'–૧૧ શ્રેયાંસનાથ, 'વાસુપુજ્જં ચ'-૧૨ વાસુપૂજ્ય અને 'વિમલ'-૧૩ વિમલનાથ, 'મણંતં ચ'-અને ૧૪ અનંતનાથ, 'જિણં'-જિન, 'ધમ્મં'-૧૫ ધર્મનાથ, 'સંતિં'-૧૬-શાંતિનાથ, 'ચા-અને 'વંદામિ'-વંદુ છું કુંથું'-૧૭ કુંથુનાથ, 'અરં ચ'-અને ૧૮ અરનાથ, 'મલ્લિં'-૧૯ મલ્લિનાથ, 'વંદે'-વંદુ છું 'મુણિસુવ્વયં'-૨૦ મુનિસુવ્રત, 'નમિજિણં ચ' અને-૨૧ નમિ જિનેશ્વરને, 'વંદામિ'-વંદું છું 'રિટ્ઠનેમિં'-૨૨ નેમિનાથ, 'પાસં'-૨૩ પાર્શ્વનાથ' 'તહ'-તેમજ 'વદ્ધમાણં ચ'-૨૪ વર્દ્ધમાન સ્વામીને, 'એવં' એ પ્રમાણે 'મએ'-મે અભિથુયા'-સ્તુતિ કરી 'વિહુયરયમલા'-કર્મરૂપ રજમેલને ટાળ્યા છે, 'પહીણ જરમરણા-જરા અને મૃત્યુના દુઃખને ખપાવ્યાં છે, ચઉવીસંપિ જિણવરા'-ચોવીશે જિનેશ્વર 'તિત્થયરા મે પસીયંતુ'-તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ, 'કિત્તિય'-વચનથી કીર્તન કર્યું, વંદિય કાયાથી વાંદ્યા, 'મહિયા'-મનથી પૂજા કરી, 'જે એ લોગસ્સ'-જે આ લોકમાં, 'ઉત્તમાસિદ્ધા' ઉત્તમ સિદ્ધ ભગવંત, 'આરૂગ્ગ-રોગ રહિત, 'બોહિલાભ'-સમકિતની પ્રાપ્તિ 'સમાહિ વર મુત્તમં' ઉત્તમ સમાધિ, 'દિંતુ-આપો 'ચંદેસુ નિમ્મલયરા'-આપ ચંદ્રમાથી અધિક નિર્મળ છો, 'આઇચ્ચેસુ અહિયં પયાસયરા'-સૂર્યથી અધિક પ્રકાશ કરનારા, 'સાગર વર ગંભીરા'-મોટા સાગર જેવા ગંભીર, 'સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ'-હે, ભગવંતો, મને સિદ્ધપદ (મોક્ષ) આપો (આ પ્રમાણે વિધિ કરીને જે સાધુ, સાધ્વી કે વડીલ શ્રાવક હાજર હોય તેમની પાસેથી અને કોઇ મોટેરા ન હોય તો ઇશાન કોણ તરફ મુખ રાખી હાથ જોડી પછી નીચે મુજબ સામાયિક અંગીકાર કરવાનો પાઠ બોલવો.)

'કરેમિ'-કરૂં છું, 'ભંતે'-અહો ભગવાન્! 'સામાઇયં'-સામાયિક વ્રત, 'સાવજ્જં જોગં

પચ્ચક્ખામિ'-પાપકારી વ્યાપારની બંધી જાવ નિયમ'-જ્યાં સુધી નિયમને (એક સામાયિક માટે ૪૮ મિનિટ) 'પજ્જુવાસામિ-સેવું પાલન કરું ત્યાં સુધી 'દુવિહં-બે કરણે અને 'તિવિહેણં'-ત્રણ જોગે પાપનાં કામ, ન કરેમિ-હું કરું નહિ ન કારવેમિ-કરાવું નહિ, 'મણસા'-મને કરી, 'વયસા' વચને કરી 'કાયસા' કાયાએ કરી × તસ્સ તે પાપ વ્યાપારોને ભંતે-અહો ભગવાન! 'પડિક્કમામિ'-પ્રતિક્રમું છું 'નિંદામિ'- નિંદુ છું ગરિહામિ'-ગુરુ સાક્ષીએ નિંદુ છું અપ્પાણં વોસિરામિ'-આત્માને પાપ કર્મોથી અલગ રાખું છું આ પ્રમાણે વ્રત ગ્રહણ કરી પછી ડાબો ઢીંચણ ઉભો રાખી બેસે અને બે હાથ જોડી પ્રથમ સિદ્ધને અને પછી અરિહંતને એમ બે નમોત્થુણં બોલે (જુઓ પૃ૯ ૯૪)

## નવમા વ્રતના ૫ અતિચાર

૧ 'મણ દુપ્પણિહાણે' મનમાં ખરાબ વિચાર કરે તો અતિચાર લાગે. જેથી ઘોડાની પેઠે મન સન્માર્ગ છોડી ઉન્માર્ગે દોડી જાય છે તેટલા માટે જ્ઞાનરૂપ લગામથી મનરૂપ ઘોડાને કાબૂમાં રાખી સન્માર્ગ પ્રવર્તાવવો તે સામાયિકધારીનું કર્તવ્ય છે મનના ૧૦ દોષ આ છે ૧ અવિવેક દોષ-વિવેક વિના સામાયિક કરે તે. ૨ 'યશોવાંછા દોષ'-યશકીર્તિ' અર્થ કરે તે. ૩ 'લાભવાંછા દોષ'-ધનાદિ લાભની ઇચ્છાથી કરે તે. ૪ 'ગર્વ' દોષ -મારા જેવું શુદ્ધ સામાયિક કોણ કરી શકે! એવો ગર્વ કરે તે ૫ 'ભયદોષ-કોઇ વ્યક્તિ કે નિંદાના ભયથી સામાયિક કરે તે ૬ 'નિદાન દોષ'-સામાયિક કરીને તેનું ફળ ધન, સ્ત્રી આદિ ઇચ્છે તે ૭ સંશય દોષ'-સામાયિકનું ફળ હશે કે નહિ એવો સંદેહ આણે તે. ૮ કષાય દોષ-સામાયિકમાં ક્રોધ, માન, માયા, લોભ કરે તે. ૯ 'અબહુમાન દોષ બહુ માનથી ભક્તિપૂર્વક સામાયિક ન કરે તે. આ દશ પ્રકારના દોષ ટાળીને સામાયિક કરવું

૨ 'વય દુપ્પણિહાણે'-વચન માઠું પ્રવર્તાવે-ખરાબ વચન બોલે. બહુ બોલ બોલ કરવાથી સહજમાં સાવદ્ય વચન બોલાઇ જાય છે માટે સામાયિકમાં વિના પ્રયોજન બોલવું નહિ અને પ્રયોજન હોય તો નીચેના ૧૦ દોષ ટાળીને બોલવું ૧ કુવચન દોષ'-સામાયિકમાં કુવચન બોલે. ૨ સહસાકાર દોષ'-વિચાર્યા વગર બોલે. ૩ સ્નેહ દોષ-સામાયિકમાં રાગ ઉત્પન્ન કરનારાં સંસાર સંબંધી વચન બોલે ૪ સંક્ષેપ દોષ'-સામાયિકના પાઠ અને વાક્યો ટૂંકી રીતે બોલે ૫ કલહ દોષ'-કલહકારી વચન બોલે ૬ 'વિકથા દોષ-સ્ત્રીકથા વગેરે ૪ વિકથા કરે ૭ હાસ્ય દોષ કોઇની હાંસી મશ્કરી કરે ૮

---

× બે કરણ અને ત્રણ જોગના ૭ ભાંગા થાય છે ૧ કરું નહિ મનથી ૨ કરું નહિ વચનથી ૩ કરું નહિ કાયાથી ૪ કરાવું નહિ મનથી ૫ કરાવું નહિ વચનથી ૬ કરાવું નહિ કાયાથી આમાં અનુમોદનાના એટલે ભલું જાણવાનાં ૩ ભાંગા ખુલ્લા રહી જાય છે કારણ કે ગૃહસ્થથી મનોનિગ્રહ થવો બહુ મુશ્કેલ છે જેમ કે સામાયિક અંગીકાર કર્યા પછી કોઇ કહે કે તમારે પુત્રનો લાભ થયો છે ઇત્યાદિ આવાં વચન સાંભળીને મનમાં ખુશાલી ઉપજે છે વચનથી હું કારાદિ શબ્દ નીકળી જાય છે અને કાયા પ્રફુલ્લિત પણ બની જાય છે તેટલા માટે અનુમોદનાના ત્રણે બોલ ભાંગા શ્રાવકો ખુલ્લા રાખે છે.

'અશુદ્ધિ દોષ'– સૂત્રપાઠ ન્યુનાધિક કે અશુદ્ધ બોલે ૯ 'નિરપેક્ષા દોષ'–સામાયિકમાં ઉપયોગ વિના બોલે. ૧૦ મુમ્મણુ દોષ' –સ્પષ્ટ ઉપચાર નહિ કરતાં ગુંણુ ગુંણુ અવાજથી બોલે

૩ 'કાય દુપ્પડિહાણે–શરીરના અધિક ચપળતા કરવાથી દોષ લાગે છે માટે સામાયિકમાં વિના પ્રયોજન હલન ચલન કરવું નહિ અને કાયાના ૧૨ દોષ વર્જીને સામાયિક કરવું ૧ 'કુઆસન દોષ'–સામાયિકમાં અયોગ્ય આસન બેસે ૨ 'ચલાસન દોષ'–સામાયિકમાં સ્થિર આસન રાખે નહિ આસન બદલે, ચપળતા કરે. ૩ 'ચલદૃષ્ટિ દોષ'–સામાયિકમાં દૃષ્ટિ સ્થિર નહિ રાખતાં જ્યાં ત્યાં નજર ફેરવે ૪ 'સાવદ્યક્રિયા દોષ' સામાયિકમાં કંઇ પાપક્રિયા કે તેની સંજ્ઞા કરે. ૫ 'આલંબન દોષ–સામાયિકમાં ભીતાદિકનુ ઓડીગણુ લે ૬ આકુંચન પ્રસારણુ દોષ'–સામાયિકમાં વિના પ્રયોજન હાથ પગ લાંબા ટુંકા કરે. ૭ 'આલસ દોષ'–સામાયિકમા અંગ મરોડે, બગાસાં ખાય. ૮ 'મોટન દોષ'–હાથ પગના ટાચકા ફોડે ૯ 'મલ દોષ'–સામાયિકમા મેલ ઉતારે. ૧૦ વિમાસણુ દોષ'–લમણે કે ગાલે હાથ રાખી શોકાસને બેસે, પુંજ્યા વિના ખણે, પુંજ્યા વિના હાલે ચાલે ૧૧ 'નિદ્રાદોષ'–સામાયિકમાં નિદ્રા લે ૧૨ 'વસ્ત્રસંકોચન દોષ–સામાયિકમાં ટાઢ પ્રમુખની બીકથી વસ્ત્ર સંકોચે તે. ઉપર કહેલા કાયાના ૧૨ દોષ ટાળીને સામાયિક કરવુ આમ ૩૨ દોષ રહિત સામાયિક વ્રતનું પાલન કરવાથી શુદ્ધ સામાયિક થાય છે.

૪'સામાઇયસ્સ સઇ અકરણયાએ'–નિદ્રા મૂર્છા, ચિત્તભ્રમ આદિ કારણુથી સામાયિકના કાળમાં સંશય ઉત્પન્ન થાય કે, વખત પૂરો થયો કે નહિ? તો જ્યાં સુધી એ સંશયનું નિરાકરણુ ન થાય, સમય પૂરો થયાનો નિશ્ચય ન થાય અને સામાયિક પારે તો અતિચાર લાગે જેવુ જોઇએ તેવું બરાબર વ્રત ન થયું હોય તો અતિચાર

૫ 'સામાઇયસ્સ અણુવટ્ઠિયસ્સ કરણયાએ'–સામાયિક અવ્યવસ્થિતપણે કર્યું હોય, નિદ્રા, વિકથા, આદિ પ્રપંચમા પડીને સામાયિકનો કાળ વ્યર્થ ગુમાવે.

ઉપર્યુક્ત પાંચે અતિચાર રહિત શુદ્ધ સામાયિક સમાચરવાથી નવમા વ્રતનુ આરાધન થાય છે.

પ્રશ્ન—આ કાળમાં આવુ શુદ્ધ સામયિક થવુ મુશ્કેલ છે તેથી અશુદ્ધ સામાયિક કરવા કરતાં ન જ કરીએ તો શુ ?

'સમાધાન'—આ કથન તો એવુ થયુ કે ખાવો તો પકવાન્ન જ ખાવો, નહિ તો ભૂખે મરી જવુ, પહેરવું તો રત્નકંબલ જ પહેરવુ, નહિ તો નાગા ફરવુ. આવા વિચારવાળા વણુમોતે મરશે. પરંતુ પકવાન્ન ખાવાની ઇચ્છા મનમાં હોવા છતાં જ્યાં સુધી પકવાન્ન ન મળે ત્યાં સુધી રોટલા રોટલીથી કામ ચલાવશે અને પકવાન્ન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતા રહેશે તે વખત આવ્યે પકવાન્ન પણુ પ્રાપ્ત કરી શકશે આવી જ રીતે ઉતરતા કાળના કારણે, સંઘયણુની હીનતાને લીધે તથા પ્રમાદાદિના કારણુથી કદાચિત્ શુદ્ધ સામયિક ન બની શકે તો જેવુ બને તેવુ કરે દોષ લાગી જાય, તેનો પશ્ચાત્તાપ કરે, અને શુદ્ધ કરવાનો ઉદ્યમ જારી રાખે તો કોઇ વખતે શુદ્ધ સામાયિક પણુ કરી શકશે જેટલી સાકર નાખશો તેટલી મીઠાશ જરૂર આવશે યાદ રાખવુ કે, કોઇપણુ કામ એકદમ સુધરી જવુ મુશ્કેલ છે. વિદ્યા પ્રાપ્ત કરવી એ બહુ દુષ્કળ છે એમ જાણી કોઇ ભણુવુ જ છોડી દે તો તે મૂર્ખ જ ગણાય

અથવા પ્રથમ અક્ષર છાપેલ જેવા સુંદર ન થવાથી લખવું જ છોડી દે તો તે પણ સુજ્ઞ મનુષ્ય પછી તેને સુધારવાની આશા આકાશકુસુમવત્ છે. ફક્ત પંડિત નીપજે લખતાં લહિયો થાય" એ ન્યાયે કેમેક સામાયિક કરતાં કરતાં કોઈ વખતે શુદ્ધ સામાયિક પણ બની જશે. એક સમય માત્ર પણ સમભાવ આવી જાય તો તે નિશ્ચય સામાયિક થઈ જાય છે તો શું એક મહૂર્ત જેટલા કાળમાં એક સમય પણ શુદ્ધ પરિણામ નહિ આવે? શુદ્ધ સામાયિક કરવાના ઉદ્યમીને એક સમય તો શું પણ વિશેષ કાળ સુધી પરિણામ શુદ્ધ રહી શકે છે. આવો વિશ્વાસ રાખીને હમેશાં બને તેટલા સામાયિક અવશ્ય કરવા જોઈએ.

સામાયિક વ્રત એ સંયમ ધર્મની વાનકી છે. સંયમ જાવજ્જીવનો હોવાથી સંયમી સાધુજી શાસ્ત્રવિધિ પ્રમાણે ખાન, પાન, શયનાદિ કરી શકે છે અને શ્રાવકનું સામાયિક વ્રત સ્વલ્પ કાળનું હોવાથી તેઓ ખાન, પાન, શયનાદિ કરી શકતા નથી.

## સામાયિકનું ફળ

ગાથા:—दिवसे दिवसे लक्खं देइ सुवण्णस्स खंडियं एगो ।
इयरो पुण सामाइयं, न पहुप्पहो तस्स कोइ ॥ સંબોધ સિત્તરી

અર્થ—નિત્યપ્રતિ લાખ ખાંડી સોનાનું લાખ વર્ષ પર્યંત * કોઈ દાન દે તેનું પુણ્ય તે એક સામાયિક વ્રતના ફળની બરાબરી કરી શકે નહિ કારણ કે તે દાન તો પુણ્યબંધનું કારણ છે તેથી ભવિષ્યમાં સુખ સંપદાની પ્રાપ્તિ થઈ શકે છે પરંતુ સામાયિક તો સમભાવથી ઉપજાવી મોક્ષનાં અનંત સુખોને આપનાર છે.

ગાથા—सामाइयं कुणंतो समभावं सावओ घडीय दुगं ।
आउं सुरेसु बंधइ, इति मित्ताइं पलियाइं ॥ १ ॥
बाणवइ कोडिओ लक्खा गुणसट्ठी सहस्स पणवीसं ।
नवसीय पणवीसाए, सत्तिय अडभाग पलियस्स ॥२॥ પુણ્ય પ્રકાશ.

અર્થ—જે શ્રાવક સમભાવથી બે ઘડી (૪૮ મિનિટ)નું એક સામાયિક વ્રતવિધિ કરશે તે ૯૨૫૯૨૫૯૨૫ (બાણુ ક્રોડ, ઓગણસાઠ લાખ, પચીશ હજાર, નવસો પચીશ પલ્યોપમ અને એક પલ્યોપમના આઠ ભાગ કરીએ તેમાંના ૩ ભાગ) એટલું દેવગતિનું આયુષ્ય બાંધશે.

પારણામાં કુશાગ્ર ઉપર રહે તેટલું અન્ન અને અંજલિમાં રહે તેટલું પાણી ગ્રહણ કરી માસ માસખમણના તપ ક્રોડ વર્ષ સુધી કરનાર અજ્ઞાન તપસ્વીના તપનું ફળ સમકિતી શ્રાવકના એક સામાયિકના ફળના સોળમા ભાગની પણ બરાબરી કરી શકતું નથી. આવા મહાન લાભને આપનાર સામાયિક વ્રત છે એટલા માટે જો વધારે ન બની શકે તો હમેશાં સવાર, બપોર અને સાંજ એમ ત્રણ સામાયિક જરૂર કરવાં જોઈએ. કદાચિત્ ત્રણ વાર ન બની શકે તો સવાર સાંજ મળી બે સામાયિક અવશ્ય કરવા જોઈએ. "આઠ પ્રહર કાજ કી તો દો ઘડી જિનરાજકી" આઠે પહોર ધર ધંધામાં રચ્યા પચ્યા રહેનારને ખાસ બે ઘડી આત્માના ઉદ્ધારમાં જરૂર લગાવવી જોઈએ.

---

* દોહરો—લાખ ખાંડી સોના તણું, લાખ વર્ષ દે દાન,
સામાયિક તુલ્યે નહીં, ભાખ્યું શ્રી ભગવાન.

સામાયિક વ્રતનુ સમ્યક્ પ્રકારે આરાધન કરવાથી ચિત્તસમાધિ પ્રાપ્ત થાય છે આત્માની અનંત શકિત પ્રકટ થાય છે રાગદ્વેશ રૂપી દુર્જય શત્રુનો નાશ થાય છે, જ્ઞાનાદિ ત્રણ રત્નોનો લાભ થાય છે, જન્મ, જરા, મૃત્યુ રૂપ જાલિમ દુ.ખોનો અંત આવે છે અને ભવિષ્યમાં સ્વર્ગનાં અને ક્રમશ મોક્ષનાં અનત સુખો પ્રાપ્ત થાય છે.

## દશમું દેશાવકાશિક વ્રત.

પુર્વોક્ત છઠ્ઠા વ્રતમાં દિશાનું અને સાતમાં વ્રતમાં ભોગોપભોગનુ પરિમાણ જાવ-જજીવને માટે કર્યું છે, પરતુ એટલા બધા ક્ષેત્રમાં જવાનું અન ભોગોપભોગ ભોગવવાનુ નિરંતર કામ પડતું નથી અને અવ્રતની ક્રિયા તો ચાલુ જ રહે છે. માટે આત્માર્થી સુજ્ઞ શ્રાવકે પોતાના આત્માને પાપથી બચાવવાને માટે હમેશાં પ્રાત કાળમાં એક ધડીનાં, એક પ્રહોરનાં, એક અહોરાત્રિનાં અથવા પખવાડીયુ કે માસનાં એમ જેટલા કાળની મર્યાદા કરવી ધટે તેટલા કાળનાં અને જેટલા ક્ષેત્રની મર્યાદા કરવી ધટે તેટલા ક્ષેત્રની બહાર જઇ હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચે આશ્રવો સેવવાનાં પચ્ચક્ખાણ સામાયિક વ્રતની પેઠે બે કરણ ત્રણ જોગે કરી લેવાં, તેમજ મર્યાદાની અંદર રહીને પણ સાતમા વ્રતમાં ભોગોપભોગના છવ્વીશ બોલની જે મર્યાદા કરી હોય તેમાંથી જેટલી આવશ્યકતા હોય તે ઉપરાંત ભોગોપભોગના પચ્ચક્ખાણ એક કરણ ત્રણ જોગે કરવાં, તેમાં આગાર—જો રાજાની આજ્ઞાથી મર્યાદા ઉપરાંત જવુ પડે, દેવતા કે વિદ્યાધર હરણ કરી મર્યાદા બહાર લઇ જાય, ઉન્માદાદિ રોગથી વિવશ થઇ મર્યાદા બહાર ચાલ્યું જવાય, અને સાધુજીનાં દર્શનાર્થે જવુ પડે કે મરતા જીવને બચાવવા આદિ મોટા ઉપકારના કામ માટે જવુ પડે તો વ્રતભગ થાય નહિ મર્યાદા બહાર ગયા બાદ બને ત્યાં સુધી હિંસાદિ ૫ આશ્રવ સેવવા નહિ.

## ૧૭ નિયમ

દશમા વ્રતનું સહેલાઇથી સમાચરણ કરવા માટે નીચેના ૧૭ નિયમો યોજ્યા છે ૧ 'સચિત્ત'—સજીવ વસ્તુ જેવી કે નિમક આદિ કાચી માટી, નળ કૂવા, વાવ, તળાવ આદિનાં પાણી, ચૂલા, સગડી, ચલમ, બીડી, હુકકા, દીપક આદિ અગ્નિ, પંખા, ઝુલા, વાજીંત્ર આદિ વાયુ, ફળ, ફૂલ, ભાજી આદિ કાચી વનસ્પતિ, કાચું ધાન્ય, મેવા આદિ સજીવ વસ્તુ, ૨ દ્રવ્ય ખાવા, પીવા કે સુધવાના પદાર્થો ૩ 'વિગય'—ઘી દૂધ, દહીં, તેલ, મીઠાઇ, તથા તળેલી વસ્તુ આ વિગયમાંથી એકાદ તો અવશ્ય છોડવી જોઇએ ૪ 'પન્ની' પગરખાં, મોજાં, ચાખડી આદિ પગમાં પહેરવાની વસ્તુ ૫ 'તબોલ'—સોપારી, લવિંગ, એલચી, ચૂરણ, વગેરે. ૬ 'કુસુમ'—તમાકુ, અત્તર, પુષ્પાદિ સૂધવાની વસ્તુ. ૭ 'વત્થ'—પહેરવા ઓઢવાનાં વસ્ત્રો. ૮ 'સયણ'—પલંગ, સાંચા, ગાદી, શેત્રંજી આદિ બિછાના ૯. 'વાહણ'—ઘોડા, બળદ, ગાડી, ટાંગા, રેલ, મોટર, સાઇકલ જહાજ વિમાન આદિ સ્વારી ૧૦ 'વિલેવણ'—તેલ, પીઠી, કેશર, ચંદન ઇત્યાદિ ૧૧ 'અબંભ'—સ્ત્રી પુરુષથી કુશીલ સેવવાની ૧૨ 'દિશા—પૂર્વાદિ ૭ દિશામાં ગમનાગમન કરવાનું ૧૩. 'નાવણ ધોવણ'—નાના મોટા સ્નાનનાં તથા વસ્ત્રાદિ ધોવાનાં ૧૪ 'ભુત્તેસુ'—ખાવા પીવાની બધી વસ્તુના સામાન્ય

વજનનું પરિમાણ. ૧૫. અસિ —પંચેન્દ્રિયની ઘાત થાય તેવાં તલવાર આદિ શસ્ત્રોનો ત્યાગ અને ચાકુ સૂડી, છરી વગેરેની મર્યાદા. ૧૬ મસિ —ખડીયો, કાગળ, કલમ, ચોપડા, તથા ઝવેરાત, કપડાં કરિયાણાં, અનાજ આદિ વેપાર અને ૧૭ કૃષિ —ખેતર, બગીચા, વાડી વગેરે.

આ ૧૭ પ્રકારના નિયમોમાં કેટલાકમાં સંખ્યાનું અને કેટલાકમાં વજનનું પરિમાણ કરવાનું હોય છે પરિમાણથી અધિક વસ્તુ ભોગવવાના પચ્ચક્ખાણ એક કરણ અને ત્રણ યોગથી કરે, મન, વચન કાયાથી સ્વયં ભોગવે નહિ. કુટુમ્બિનું પાલનપોષણ કરવાને જે જે ભોજનાદિનો આરંભ કરવો પડે વસ્ત્રાદિ દેવાં પડે તેનો આગાર છે સવારે ધારેલા નિયમો સંધ્યા સમયે યાદ કરી લે, ભૂલથી કોઈ વસ્તુ અધિક ભોગવાઈ ગઈ હોય તો મિથ્યા દુષ્કૃત કરે. ઉક્ત ૧૭ નિયમોનું સવિસ્તર વર્ણન સાતમા વ્રતમાં થઈ ગયું છે

## દયાપાલન વ્રત.

એક અહોરાત્રિ અથવા અધિક કાળ પર્યંત સચેત વસ્તુ ભોગવવાના ઉપરાંત ભોગ ભોગવવાના, ઘરેણાં આદિ પહેરવાના પુરુષને સ્ત્રી અને સ્ત્રીને પુરુષનો સંઘટ્ટો કરવાના, વ્યાપારાદિ સંસારી કામ કરવાના પચ્ચક્ખાણ કરે અને અન્યને માટે બનાવેલા તૈયાર અચેત આહાર પાણી ભોગવીને આઠે પહોર ધર્મધ્યાનમાં વીતાવે, કમમાં કમ ૧૧ સામાયિક તો અવશ્ય કરે. આવું દયાપાલન વ્રત તે પણ દશમાં વ્રતમાં છે [1]

## ૧૦ પ્રત્યાખ્યાન

૧ નમુક્કાર સહિય— ઉગ્ગએ સૂરે નમુક્કારસહિયં પચ્ચક્ખામિ, ચઉવ્વિહં પિ આહાર—અસણં, પાણં[2] ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં વોસિરામિ. પહેલા[3] નવકારસીના પ્રત્યાખ્યાનમાં બે આગાર: ૧ ભૂલથી કોઈ વસ્તુ મોંમાં નખાઈ જાય અને ૨ કામ કરતાં વસ્તુ મોઢામાં પડી જાય, જેમકે, છાશ દોતાં દૂધના છાંટા મુખમાં પડી જાય તો આગાર

૨ પોરિસી[4]— ઉગ્ગએ સૂરે પોરિસિં પચ્ચક્ખામિ, અસણં પાણં ખાઇમં, સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં સવ્વસમાહિ-વત્તિયાગારેણં વોસિરામિ.[5] આ પોરિસી પ્રત્યાખ્યાનના ૭ આગાર: ૧–૨ ઉપર પ્રમાણે, ૩ વાદળામાં સૂર્ય ઢંકાવાથી માલૂમ ન પડે ૪ દિશા ભ્રમ થવાથી ભૂલ કરે તો, ૫ રોગાદિ કારણે ઔષધ લેવું પડે તો અને ૬ પરવશ પડી જાય તો.

---

1 ભગવતીજી સૂત્રમાં તુંગિયા નગરીના પોખલિજી આદિ શ્રાવકોએ ભોજન કરીને પૌષધ વ્રત કરવાનો અધિકાર આવ્યો છે તે આ દયાપાલન વ્રત હોવું જોઈએ.

2 પાણી સિવાયના ૩ આહારનાં પચ્ચક્ખાણ કરતી વખતે પાણં શબ્દ ન બોલવો.

3 દિવસના ૧૬મા ભાગને નવકારશી કહે છે તથા નવકાર મંત્ર ભણીને જે પ્રત્યાખ્યાન પારવામાં આવે છે તે.

4 દિવસના ચોથા ભાગને (પહોરને) પોરિસી કહે છે

5 મધ્યાહ્ન કાળને બે પોરિસી કહે છે

6 એક આસને બેસી એક વખત આહાર કરે તે એકાસણું

ઉક્ત ૫ અતિચાર તો કેવળ દિશાની મર્યાદાના જ કહ્યા છે, પરંતુ આ વ્રતમાં ઉપભોગની પણ મર્યાદા કરેલી છે. અને ૭ નિયમ તથા ૧૦ પ્રત્યાખ્યાન પણ આ વ્રતમાં જ છે. તેથી તેના પણ ૫ અતિચાર આ પ્રમાણે કહ્યા છે. ૧ જેટલાં દ્રવ્યાદિ રાખ્યાં હોય તેનાથી અધિકની પ્રાપ્તિ થયે પ્રથમનામાં તે સ્વાદ નિમિત્ત ભેળવીને ભોગવે, જેમકે દૂધમાં સાકર ભેળવીને એક દ્રવ્ય માને ૨ મર્યાદા બહારની વસ્તુને માટે અન્યને કહે કે, હમણાં આ વસ્તુ રહેવા દો, મારાં પચ્ચક્ખાણ પૂરાં થયે હું તે ખાઇશ કે પહેરીશ અથવા અમુક કામ કરીશ ૩ પ્રત્યાખ્યાન કરેલી વસ્તુનો સ્વીકાર કરવા અર્થે તેની આકૃતિ ચિત્રાદિ કરી બતાવે. અથવા પત્ર પર લખી પોતાના માટે રહેવા દેવી એવો સંકેત કરે. અને ૫ મર્યાદિત વસ્તુ ભોગવતાં તેમાં અત્યંત આસક્તિ રાખે. આ પાંચ અતિચારથી આત્માને બચાવવો જોઇએ.

## ૧૧ અગિયારમું પોષધવ્રત.

જ્ઞાનાદિ ત્રિરત્ન રૂપ ધર્મનું પોષક અને નિજગુણોમાં રમણ કરાવી અભ્યંતર સંયમથી આત્માને પોષનાર તેમજ છકાય જીવના રક્ષણદ્વારા બાહ્યસંયમથી આત્માનું પોષણ કરે તે પોષધવ્રત, તેને ધારણ કરવાની વિધિ. જે દિવસે પોષો કરવાનો હોય તેના આગલા દિવસે **"एगं भत्तं च भोयण"** અર્થાત્ એક વખત ઉપરાંત ભોજન કરે નહિ, અહોરાત્રિ અખંડ બ્રહ્મચર્યનું પાલન કરે બીજે દિવસે પ્રાતઃકાળમાં પોષધશાલા, ઉપાશ્રય આદિ ધર્મસ્થાનમાં અથવા ઘરના એકાંત સ્થાનમાં જ્યાં ગૃહકાર્ય દ્રષ્ટિગોચર ન થતું હોય, જ્યાં ધાન્ય, કાચું પાણી, વનસ્પતિ તથા કીડી વગેરેનાં દર ન હોય તથા જ્યાં સ્ત્રી, પશુ કે નપુંસક રહેતાં ન હોય એવા પ્રકાશિત સ્થાનમાં એક મુહૂર્ત રાત્રિ બાકી હોય ત્યારે રાત્રિપ્રતિક્રમણ કરીને સૂર્યોદય થતાં જ ઓઢવા, પાથરવાનાં વસ્ત્રોની પ્રતિલેખના કરે. ૭૨ હાથથી વધારે વસ્ત્ર ન રાખે. પછી રજોહરણથી ભૂમિપ્રમાર્જન કરે જેથી કીડી વગેરે જંતુ પ્રવેશ કરવા ન પામે. આ પ્રમાણે આસન જમાવી મોઢે મુહપત્તિ બાંધે, પછી ઇરિયાવહી, તસ્સઉત્તરીનો પાઠ સંપૂર્ણ બોલીને ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરે. નમો અરિહંતાણં કહી કાઉસગ્ગ પારીને લોગસ્સ બોલે પછી નીચે મુજબ પાઠ બોલે 'પડિક્કમામિ'—પાપથી નિવર્તું છું. 'ચઉકાલં'–દિવસ તથા રાત્રિના પહેલા તથા ચોથા પહોરમાં, 'સજ્ઝાયસ્સ'–શાસ્ત્રની સ્વાધ્યાય, 'અકરણયાએ'–ન કરી હોય 'ઉભઓ કાલં'–દિવસના પહેલા અને છેલ્લા પહોરમાં, 'ભંડોવગરણસ્સ'-વસ્ત્ર રજોહરણાદિ, 'અપ્પડિલેહણાએ'–પ્રતિલેખના ન કરી હોય, 'દુપ્પડિલેહણાએ'–ચક્ષુથી સારી રીતે નિરીક્ષણ કર્યું ન હોય, 'અપ્પમજ્જણાએ'–રજોહરણાદિથી પ્રમાર્જન ન કર્યું હોય, 'દુપ્પમજ્જણાએ'-માઠી રીતે પ્રમાર્જન કર્યું હોય, 'અઇક્કમે'–અતિક્રમ ( ખરાબ વિચાર ), 'વઇક્કમે'–વ્યતિક્રમ ( ખરાબ પ્રવૃત્તિ, 'અઇયારે'–અતિચાર ( ખરાબ સામગ્રી મેળવવી ) 'અણાચાર'–અનાચાર ( ખરાબ કામ કરવું તે ), 'જો મે'–એ પાપમાંથી જે કોઇ પાપ મે, 'દેવસિઓ'–દિવસ સબંધી 'અઇઆરો કઓ'–આચરણ કર્યું હોય તો, 'તસ્સ મિચ્છામિ દુક્કડં'–તે મારૂં પાપ દૂર થાઓ, એટલું કહીને પછી 'ઇરિયાવહી અને 'તસ્સઉત્તરી'નો પાઠ બોલે, પછી કાઉસગ્ગ પારીને 'લોગસ્સ' બોલે. પછી જો સાધુ સાધ્વીજી હોય તો તેમના

ઉક્ત ૫ અતિચાર તો કેવળ દિશાની મર્યાદાના જ કહ્યા છે, પરંતુ આ વ્રતમાં ઉપભોગની પણ મર્યાદા કરેલી છે. અને ૭ નિયમ તથા ૧૦ પ્રત્યાખ્યાન પણ આ વ્રતમાં જ છે. તેથી તેના પણ ૫ અતિચાર આ પ્રમાણે કહ્યા છે. ૧ જેટલાં દ્રવ્યાદિ રાખ્યાં હોય તેનાથી અધિકની પ્રાપ્તિ થયે પ્રથમનામાં તે સ્વાદ નિમિત્ત ભેળવીને ભોગવે, જેમકે દૂધમાં સાકર ભેળવીને એક દ્રવ્ય માને ૨ મર્યાદા બહારની વસ્તુને માટે અન્યને કહે કે, હમણાં આ વસ્તુ રહેવા દો, મારાં પચ્ચક્ખાણ પૂરાં થયે હું તે ખાઇશ કે પહેરીશ અથવા અમુક કામ કરીશ ૩ પ્રત્યાખ્યાન કરેલી વસ્તુનો સ્વીકાર કરવા અર્થે તેની આકૃતિ ચિત્રાદિ કરી બતાવે. અથવા પત્ર પર લખી પોતાના માટે રહેવા દેવી એવો સંકેત કરે અને ૫ મર્યાદિત વસ્તુ ભોગવતાં તેમાં અત્યંત આસકિત રાખે. આ પાંચ અતિચારથી આત્માને બચાવવો જોઇએ.

## ૧૧ અગિયારમું પોષધવ્રત.

જ્ઞાનાદિ ત્રિરત્ન રૂપ ધર્મનું પોષક અને નિજગુણોમાં રમણ કરાવી અભ્યંતર સંયમથી આત્માને પોષનાર તેમજ છકાય જીવના રક્ષણદ્વારા બાહ્યસંયમથી આત્માનું પોષણ કરે તે પોષધવ્રત, તેને ધારણ કરવાની વિધિ. જે દિવસે પોષો કરવાનો હોય તેના આગલા દિવસે **'एगं भत्तं च भोयणं'** અર્થાત્ એક વખત ઉપરાંત ભોજન કરે નહિ, અહોરાત્રિ અખંડ બ્રહ્મચર્યનું પાલન કરે. બીજે દિવસે પ્રાતઃકાળમાં પોષધશાલા, ઉપાશ્રય આદિ ધર્મસ્થાનમાં અથવા ઘરના એકાંત સ્થાનમાં જ્યાં ગૃહકાર્ય દ્રષ્ટિગોચર ન થતું હોય, જ્યાં ધાન્ય, કાચું પાણી, વનસ્પતિ તથા કીડી વગેરેનાં દર ન હોય તથા જ્યાં સ્ત્રી, પશુ કે નપુંસક રહેતાં ન હોય એવા પ્રકાશિત સ્થાનમાં એક મુહૂર્ત રાત્રિ બાકી હોય ત્યારે રાત્રિપ્રતિક્રમણ કરીને સૂર્યોદય થતાં જ ઓઢવા, પાથરવાનાં વસ્ત્રોની પ્રતિલેખના કરે. ૭૨ હાથથી વધારે વસ્ત્ર ન રાખે. પછી રજોહરણથી ભૂમિપ્રમાર્જન કરે જેથી કીડી વગેરે જંતુ પ્રવેશ કરવા ન પામે આ પ્રમાણે આસન જમાવી મોઢે મુહપત્તિ બાંધે, પછી ઇરિયાવહી, તસ્સઉત્તરીનો પાઠ સંપૂર્ણ બોલીને ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરે નમો અરિહંતાણં કહી કાઉસગ્ગ પારીને લોગસ્સ બોલે પછી નીચે મુજબ પાઠ બોલે 'પડિક્કમામિ'—પાપથી નિવર્તુ છું. 'ચઉકાલ'—દિવસ તથા રાત્રિના પહેલા તથા ચોથા પહોરમાં, 'સજ્ઝાયસ્સ'—શાસ્ત્રની સ્વાધ્યાય, 'અકરણયાએ'—ન કરી હોય 'ઉભઓ કાલ'—દિવસના પહેલા અને છેલ્લા પહોરમાં, 'ભંડોવગરણસ્સ'-વસ્ત્ર રજોહરણાદિ, 'અપ્પડિલેહણાએ'—પ્રતિલેખના ન કરી હોય, 'દુપ્પડિલેહણાએ'—ચક્ષુથી સારી રીતે નિરીક્ષણ કર્યું ન હોય, 'અપ્પમજ્જણાએ'—રજોહરણાદિથી પ્રમાર્જન ન કર્યું હોય, 'દુપ્પમજ્જણાએ'-માઠી રીતે પ્રમાર્જન કર્યું હોય, 'અઇક્કમે'—અતિક્રમ ( ખરાબ વિચાર ), 'વઇક્કમે'—વ્યતિક્રમ ( ખરાબ પ્રવૃત્તિ, 'અઇયારે'—અતિચાર ( ખરાબ સામગ્રી મેળવવી ) 'અણાચારે'—અનાચાર ( ખરાબ કામ કરવું તે ), 'જો મે'—એ પાપમાંથી જે કોઇ પાપ મે, 'દેવસિઓ'—દિવસ સંબંધી 'અઇઆરો કઓ'—આચરણ કર્યું હોય તો, 'તસ્સ મિચ્છામિ દુક્કડં'—તે મારું પાપ દૂર થાઓ, એટલું કહીને પછી 'ઇરિયાવહી અને 'તસ્સઉત્તરી'નો પાઠ બોલે, પછી કાઉસગ્ગ પારીને 'લોગસ્સ' બોલે. પછી જો સાધુ સાધ્વીજી હોય તો તેમના

ઉક્ત ૫ અતિચાર તો કેવળ દિશાની મર્યાદાના જ કહ્યા છે, પરંતુ આ વ્રતમાં ઉપભોગની પણ મર્યાદા કરેલી છે. અને ૭ નિયમ તથા ૧૦ પ્રત્યાખ્યાન પણ આ વ્રતમાં જ છે. તેથી તેના પણ ૫ અતિચાર આ પ્રમાણે કહ્યા છે. ૧ જેટલાં દ્રવ્યાદિ રાખ્યાં હોય તેનાથી અધિકની પ્રાપ્તિ થયે પ્રથમનામાં તે સ્વાદ નિમિત્ત ભેળવીને ભોગવે, જેમકે દૂધમાં સાકર ભેળવીને એક દ્રવ્ય માને ૨ મર્યાદા બહારની વસ્તુને માટે અન્યને કહે કે, હમણાં આ વસ્તુ રહેવા દો, મારાં પચ્ચક્ખાણ પૂરાં થયે હું તે ખાઇશ કે પહેરીશ અથવા અમુક કામ કરીશ ૩ પ્રત્યાખ્યાન કરેલી વસ્તુનો સ્વીકાર કરવા અર્થે તેની આકૃતિ ચિત્રાદિ કરી બતાવે. અથવા પત્ર પર લખી પોતાના માટે રહેવા દેવી એવો સંકેત કરે અને ૫ મર્યાદિત વસ્તુ ભોગવતાં તેમાં અત્યંત આસક્તિ રાખે. આ પાંચ અતિચારથી આત્માને બચાવવો જોઇએ

## ૧૧ અગિયારમું પોષધવ્રત.

જ્ઞાનાદિ ત્રિરત્ન રૂપ ધર્મનું પોષક અને નિજગુણોમાં રમણ કરાવી અભ્યંતર સંયમથી આત્માને પોષનાર તેમજ છકાય જીવના રક્ષણદ્વારા બાહ્યસંયમથી આત્માનું પોષણ કરે તે પોષધવ્રત, તેને ધારણ કરવાની વિધિ. જે દિવસે પોષો કરવાનો હોય તેના આગલા દિવસે "एगं भत्तं च भोयणं" અર્થાત્ એક વખત ઉપરાંત ભોજન કરે નહિ, અહોરાત્રિ અખંડ બ્રહ્મચર્યનું પાલન કરે બીજે દિવસે પ્રાતઃકાળમાં પોષધશાલા, ઉપાશ્રય આદિ ધર્મસ્થાનમાં અથવા ઘરના એકાંત સ્થાનમાં જ્યાં ગૃહકાર્ય દ્રષ્ટિગોચર ન થતું હોય, જ્યાં ધાન્ય, કાચું પાણી, વનસ્પતિ તથા કીડી વગેરેના દર ન હોય તથા જ્યાં સ્ત્રી, પશુ કે નપુંસક રહેતાં ન હોય એવા પ્રકાશિત સ્થાનમાં એક મુહૂર્ત રાત્રિ બાકી હોય ત્યારે રાત્રિપ્રતિક્રમણ કરીને સૂર્યોદય થતાં જ ઓઢવા, પાથરવાનાં વસ્ત્રોની પ્રતિલેખના કરે. ૭૨ હાથથી વધારે વસ્ત્ર ન રાખે. પછી રજોહરણથી ભૂમિપ્રમાર્જન કરે જેથી કીડી વગેરે જંતુ પ્રવેશ કરવા ન પામે આ પ્રમાણે આસન જમાવી મોઢે મુહપત્તિ બાંધે, પછી ઇરિયાવહી, તસ્સઉત્તરીનો પાઠ સંપૂર્ણ બોલીને ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરે નમો અરિહંતાણં કહી કાઉસગ્ગ પારીને લોગસ્સ બોલે પછી નીચે મુજબ પાઠ બોલે 'પડિક્કમામિ'—પાપથી નિવર્તું છું. 'ચઉકાલ'–દિવસ તથા રાત્રિના પહેલા તથા ચોથા પહોરમાં, 'સજ્ઝાયસ્સ'–શાસ્ત્રની સ્વાધ્યાય, 'અકરણયાએ'–ન કરી હોય 'ઉભઓ કાલ'–દિવસના પહેલા અને છેલ્લા પહોરમાં, 'ભંડોવગરણસ્સ'-વસ્ત્ર રજોહરણાદિ, 'અપ્પડિલેહણાએ'–પ્રતિલેખના ન કરી હોય, 'દુપ્પડિલેહણાએ'–ચક્ષુથી સારી રીતે નિરીક્ષણ કર્યું ન હોય, 'અપ્પમજ્જણાએ'–રજોહરણાદિથી પ્રમાર્જન ન કર્યું હોય, 'દુપ્પમજ્જણાએ'-માઠી રીતે પ્રમાર્જન કર્યું હોય, 'અઇક્કમે'–અતિક્રમ ( ખરાબ વિચાર ), 'વઇક્કમે'–વ્યતિક્રમ ( ખરાબ પ્રવૃત્તિ, 'અઇયારે'–અતિચાર ( ખરાબ સામગ્રી મેળવવી ) 'અણાચાર'–અનાચાર ( ખરાબ કામ કરવું તે ), 'જો મે'–એ પાપમાંથી જે કોઇ પાપ મે, 'દેવસિઓ'–દિવસ સંબંધી 'અઇઆરો કઓ'–આચરણ કર્યું હોય તો, 'તસ્સ મિચ્છામિ દુક્કડં'–મારું પાપ દૂર થાઓ, એટલું કહીને પછી 'ઇરિયાવહી અને 'તસ્સઉત્તરી'નો પાઠ બોલે, પછી કાઉસગ્ગ પારીને 'લોગસ્સ' બોલે. પછી જો સાધુ સાધ્વીજી હોય તો તેમના

પોતાના વાપરવાના વસ્ત્રો રજોહરણ ગુચ્છો, વગેરેની પ્રતિલેખના કરે, તેમ જ રાત્રે લઘુ-નીતિનુ કામ પડે તે માટેની ભૂમિની પણ પ્રતિલેખના કરે ઉપર પ્રમાણે ઇરિયાવહી પડિક્કમે, સાંજે દૈવસી પ્રતિક્રમણ કરે પહોર રાત્રિ વીતે ત્યાં સુધી ધર્મધ્યાન કરે. પછી નિદ્રા લેવાની જરૂર હોય તો ભૂમિ અને બિછાનાની રજોહરણથી પ્રમાર્જના કરે ધ્યાન સ્મરણ કરીને પછી હાથ પગને લાંબા ટુંકા નહિ કરતો નિદ્રા લે. નિદ્રામાથી પહોર રાત્રિ બાકી રહે ત્યારે જાગ્રત થઇ ઇરિયાવહી પડિક્કમે. લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે નમો અરિ-હંતાણં કહી કાઉસ્સગ્ગ પારે. પછી પ્રગટ લોગસ્સ બોલે પછી નીચે મુજબ પહેલા સમણુસૂત્રનો પાઠ બોલે

'ઇચ્છામિ'-ઇચ્છુ છું. પડિક્કમિઉં-પાપથી નિવર્તવાને 'પગામસિજ્જાએ'-મર્યાદાથી અધિક ઉપકરણોવાળા બિછાનામાં ઘણું સૂઇ રહ્યો હોય, નિગામ સિજ્જાએ વધારે પડતું સુઇ રહ્યો હોવુ સથારા ઉવટ્ટણાએ'—પથારીમાં સૂતાં સૂતાં વગર પુંજ્યે પડખુ બદલવાથી, પરિયટ્ટણાએ'-વારવાર પાસું ફેરવવાથી, 'આઉટ્ટણાએ'-હાથ પગ વગેરે અગ સંકોચવાથી, 'પસારણાએ' — અંગ પસારવાથી, 'છપ્પઇસંઘટ્ટણાએ'-છ પગી ( જૂ )ને દાબી હોય, 'કુઇએ'-ખુલ્લે મોઢે બોલવાથી, 'કક્કરાઇએ' -દાંત પીસ્યા હોય, 'છીએ'-ખુલ્લે મોઢે છીંક ખાદી હોય. 'જંભાઇએ' ખુલ્લે મોઢે બગાસું ખાધું હોય, 'આમોસે'-શરીર પુંજ્યા વિના ખાજ ખણી હોય, 'સસરક્ખામોસે'-સચિત્ત રજથી ભરેલા બિછાના ઉપર વગર પૂજ્યે સૂતો બેઠો હોઉં, 'આઉલમાઉલાએ'-આકુળ વ્યાકુળ બન્યો હોઉં, 'સુવણુવત્તિયાએ'-ખરાબ સ્વપ્ન આવ્યાં હોય, 'ઇત્થીવિપરિયાસિયાએ'-સ્વપ્નમાં સ્ત્રીસેવન કર્યું હોય. 'દ્દીવિપરિયાસિયાએ'-સ્વપ્નમાં દૃષ્ટિનું વિપરીત પરિણામ થયુ હોય, 'મણુવિ પરિયાસિયાએ'-સ્વપ્નમાં મન ખરાબ પ્રવર્ત્યું હોય, 'પાણભોયણ વિપરિયાસિયાએ'-સ્વપ્નમાં આહાર પાણી ભોગવ્યાં હોય, 'જો મે'-જે કાંઇ મને, 'રાઇઓ'-રાત્રિમાં, 'આઇઆરો કઓ'-અતિચાર લાગ્યા હોય તો 'તસ્સ મિચ્છામિ દુક્કડ'-તે મારું પાપ મિથ્યા થાઓ આટલું કહીને પુન મૌનસ્થ, ધર્મધ્યાન કરે સુર્યોદય થયા પહેલાં રત્રિ પ્રતિક્રમણ કરે સૂર્યોદય પછી વસ્ત્રાદિકની પ્રતિલેખના કરે કદાચ તેમા કોઇ જંતુનુ કલેવર નીકળે તો તેને યતનાથી એકાંતમાં પરઠવીને તેનું પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થાય

## પોષધવ્રતના ૧૮ દોષ

પોષધ નિમિત્તે પોષધને આગલે દિવસે ૧ હજામત કે સ્નાનાદિ દેહવિભૂષા કરે ૨ મૈથુન સેવે, ૩ સરસ આહાર ભોગવે, ૪ વસ્ત્ર ધોવે, ૫ દાગીના પહેરે અને ૬ વસ્ત્ર તથા હસ્તાદિ રંગે એટલાં કાર્યો પોષધ નિમિત્તે આગલે દિવસે કરે તો દોષ લાગે તથા પોષધ કર્યા બાદ ૭ અવિરતિને સત્કાર કે આસન આપે વૈયાવચ્ચ કરે, ૮ શરીરની વિભૂષા કરે જેમકે શરીરના વાળ, દાઢી મૂછ સમારે, ધોતીની પાટલી જમાવે, ૯ પોતાના કે પરના શરીરનો મેલ ઉતારે, ૧૦ દિવસે શયન કરે અને રાત્રે બે પહોરથી અધિક નિદ્રા લે, ૧૧ ગુચ્છા વગેરથી શરીરને પુંજ્યા વિના ખરજ ખણે, ૧૨ દેશ દેશાન્તરની, રાજા રજવાડાની, લડાઇ ઝગડાની, સ્ત્રીના શૃંગાર, હાવભાવ, ભોગવિલાસની, ભોજન બનાવવાની, સ્વાદની ઇત્યાદિ વિકથા કરે, ૧૩ ચાડી ચુગલી નિંદા કે ઠઠ્ઠા મશ્કરી કરે, ૧૪ વ્યાપારની લેણદેણની,

હિસાબની કથા કરે, મોંખા મારે, ૧૫ પોતાના શરીરનું કે સ્ત્રી આદિના શરીરનું અંગોપાંગ દૃષ્ટિથી નિરીક્ષણ કરે ચિત્ર નૃત્ય નર્તન, વગેરે સાંસારિક સંબંધની વાતો કરે ૧૭ ઉઘાડે મોઢે બોલે તથા જેમની કને સચિત્ત વસ્તુ હોય તેની સાથે વાર્તાલાપ કરે અને ૧૮ પોસધમાં રૂદન કરે તો દોષ લાગે. પોસધવ્રતનું સમાચરણ કરનારે ઉપલા ૧૮ દોષનો પરિત્યાગ કરવો જોઈએ.

## પોષધવ્રતના ૫ અતિચાર.

૧ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જા સંથારએ—જે સ્થાનમાં પોષો કર્યો હોય તે સ્થાનનું તથા બિછાનું ઓઢવાના વસ્ત્ર પરાલ, પાટ આદિનું સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રતિલેખન કર્યું ન હોય, પુરેપુરાં દેખ્યા વિના ખરાબ રીતે પ્રતિલેખન કરી કામમાં લીધાં હોય તથા શયન આસન કરતાં ગમનાગમન કરતાં ગમનાગમન કરતાં જમીનની કે પથારીની પ્રતિલેખના ન કરે અથવા ખરાબ રીતે પ્રતિલેખન કરે તો અતિચાર લાગે. કારણ તેમ કરવાથી ત્રસ-સ્થાવર જીવોની હિંસા થવાનો સંભવ છે

પ્રતિલેખન—જોવું, તપાસવું, નિરિક્ષણ કરવું

અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સિજ્જાસંથારએ—ઉપર મુજબ દૃષ્ટિથી દેખવા છતાં કોઈ સ્થળે જીવની શંકા પડે તો ત્યાં અથવા દૃષ્ટિ બરાબર ન પહોંચે તેવા અંધકારવાળા સ્થાનમાં રજો રણ ગુચ્છાદિથી પ્રમાર્જન કર્યા વિના ગમનાગમન કરે તથા સ્થાન, પાટ, બિછાનાના તેમજ ઓઢવાના વસ્ત્રાદિ પ્રમાર્જન કર્યા વિના કામમાં લે અથવા ખરાબ રીતે પ્રમાર્જન કરે તો અતિચાર લાગે.

૩ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચારપાસવણભૂમિકા—વડીનીત, લઘુનીત, વમન આદિ પરઠવવાની ભૂમિને સૂક્ષ્મ દૃષ્ટિથી દેખ્યા વિના તેમજ રાખ છાણ, કચરો વગેરેના ઢગલા ઉપર પરઠે અથવા નજર નીચે હોય અને પરઠે નીચે તો અતિચાર લાગે, કારણ કે આ પ્રમાણે પરઠવવામાં હિંસા થવાનો સંભવ છે

૪ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમિ—નજરે જોયા છતાં કોઈ પણ જીવજંતુ હોવાની શંકા હોય તો અથવા અંધકારદિના કારણે દૃષ્ટિનો ઉપયોગ ન પહોંચે તેવા સ્થાનમાં ગુચ્છા કે રજોહરણથી પ્રમાર્જન કર્યા વિના લઘુનીત, વડીનીત આદિ પરઠે તો અતિચાર લાગે. અથવા દુષ્ટ રીતે પ્રમાર્જન કરવાથી અતિચાર લાગે.

પોષધોપવાસસ્સ સમં અણુણુપાલણયા—પોષધોપવાસ વ્રતનું સમ્યક્ પ્રકારે અનુપાલન ન કરે. તેની જે વિધિ કહી છે તે પ્રમાણે કરે નહિ અથવા કર્યા બાદ સમ્યક્ પ્રકારે પાળે નહિ. ઉપર્યુક્ત ૧૮ દોષોમાંથી કોઈ પણ દોષ લગાડે. આજ મારે અમુક કામ કરવાનું હતું મેં નાહક પોષો કર્યો ઈત્યાદિ પશ્ચાત્તાપ કરે. પારણામાં આવતા પીવાની વસ્તુ વિષે વિચાર કરે. પોષો કર્યા પછી અમુક આરંભ સમારંભનાં કાર્યો કરીશ એવો નિશ્ચય કરે. આસનાદ વમન જોઈ, આરંભની વૃદ્ધિનાં વચન બોલે, અયત્નાથી ગમનાગમન કરે. સાધુ સાધ્વી તથા માતા પિતાનું અપમાન કરે. પોતાનો સમય પૂર્ણ થયા પહેલાં પોષો પારવાની ઝંખના કરે પોષો પારવાની પ્રતિલેખના કરવાની અશુચિ શ્રુત સ્નાન કરવાની પૂરી વિધિ કરે નહિ તો અતિચાર લાગે.

ઉપર પ્રમાણે પાંચ અતિચાર તથા ૧૮ દોષ રહિત નિર્દોષ પોશધવ્રતનું સમાચરણ કરવાથી ૨૭,૭૭,૭૭,૭૭,૭૭૭ૄ (સત્તાવીશ અબજ, ૭૭ કરોડ,, ૭૭ લાખ, ૭૭ હજાર, સાતસો સત્તોતેર પલ્યોપમ, અને એક પલ્યનો નવમો ભાગ અધિક જેટલું દેવગતિનું આયુષ્ય બંધાય છે. આ વ્યવહારિક ફળ જાણવુ અને નિશ્ચયમાં તો એક જ પોષધવ્રતનું સમ્યક્ પ્રકારે આરાધન કરનાર અનંત ભવભ્રમણથી મુકત થઇ થોડા જ ભવમાં મોક્ષ પ્રાપ્ત કરી લે છે. ચક્રવર્તી મહારાજા સ્વાર્થ સાધનાર્થ દ્રવ્ય તપ દ્રવ્ય પોષો કરે છે તો પણ ૧ અઠમ પોષામાં ૭ ખંડના રાજ્યનો ભોકતા બની જાય છે હજારો દેવ તેમની આજ્ઞામાં પ્રવર્તે છે. ૯ નિધાન, ૧૪ રત્ન આદિ મહા ઋદ્ધિ પ્રાપ્ત કરે છે. આવી જ રીતે વાસુદેવાદિ અનેક પુરુષોએ એક જ તેલાના પોષધવ્રતમા મોટા મોટા દેવતાઓને પોતાના વશવર્તી બનાવી દીધા છે. તેમની પાસે અનેક કાર્યો કરાવ્યાં છે તો જેઓ નિશ્ચય પોષધવ્રત કરશે, જિનાજ્ઞાનુસાર તેના આરાધક બનશે તો તેનુ ફળ અકથ્ય છે પોષધવ્રતને આમ આત્મ ગુણના અનત સુખોનો દાત્તા સમજીને સુજ્ઞ શ્રાવક મહિનામાં ૭ પોષા (બે આઠમના બે અને ચૌદશ પાખીના બે છઠ્ઠ પોષા) અવશ્ય કરે કદાચિત્ ૭ ન બની શકે તો બે અઠમ અને બે પાખી એમ મહિનામા ૪ પોષા તો જરૂર કરે. અને ચાર પણ ન બને તો બે પાખીના બે પોષા તો જરૂર જ કરે મહિનામા ૨૮ દિવસ ભલે પેટ ભરીને ખાઓ પણ બે દિવસ તો ઉપવાસ સહિત પોષા અવશ્ય કરવા જોઇએ. કેટલાક દાંભિક ધર્માવ-લંબીઓ દેખાદેખીથી પાખીના ઉપવાસ તો કરે છે, પણ સસારના ધધા રોજગાર તેમને એટલા પ્રિય હોય છે કે, ઉપવાસને દિવસે પણ તેઓ તેને છોડી શકતા નથી કદાચિત્ કોઇ પોષધવ્રત કરવાનો ઇગદો કરે છે તો આખો દિવસ ધધો કરી દિવસ અસ્ત થવાને વખતે દોડતો દોડતો ઉપાશ્રયે આવે છે. અને બિછાનુ નીચે પટકી ઝટપટ કપડાં ખોલી, હાથ જોડી મુનિરાજને કહે છે કે, મે પાણી પીધું નથી મને પોષો કરાવો, પોષો પચ્ચક્ખીને પડિકકમણું કર્યા બાદ સોડ તાણી સૂઇ જાય છે અને છેક દિવસ ઉગતે જાગે, છે અને 'નમો હત્થાણુ, નમો સથ્થાણું, બોલતાં કપડાં પહેરી બિછાનુ બગલમાં દબાવી 'મત્થએણ વદામિ' કહેતાં એવી રીતે ભાગે કે જાણે જેલમાંથી છૂટયા ! ! વિચારવુ જોઇએ કે સંસારની લાલસા કેટલી બધી જબર છે અને ધર્મને કેવો નકામો સમજે છે સુજ્ઞ આત્માર્થી શ્રાવકનુ કર્તવ્ય છે કે આવી કુરૂઢિને છોડી સાચુ શુદ્ધ પોષધવ્રત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને અન્યને પણ સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ શુદ્ધ પોષધવ્રતના સમાચરણથી આનંદ, કામદેવ આદિ શ્રાવકો એકાવતારી થયા છે

## બારમું અતિથિ સવિભાગ વ્રત

જેઓ નિત્ય ભિક્ષાર્થે ન આવે, વારો નકકી કરી તે પ્રમાણે પણ ભિક્ષાર્થે ન આવે તથા આમત્રણ આપવા છતાં પણ ન આવે અર્થાત્ જેમના આવવાની કોઇ મુકરર તિથિ નથી તે× અતિથિ કહેવાય છે એવા અતિથિ વિષય કષાયના શમાવવા વાળા, શુદ્ધિ માટે

---

× तिथिपर्वोत्सवा सर्वे, त्यक्ता येन महात्मना ।
अतिथिः स विजानीया, च्छेषमभ्यागतं विदुः ॥

અર્થ—જે મહાત્માએ તિથિ પર્વ, ઉત્સવાદિનો ત્યાગ કર્યો છે અર્થાત્ ફલાણે દિવસે જ ફલાણાને ત્યાં ભિક્ષાર્થે જવુ એવો નિયમ બાંધીને આવતા નથી તેઓ જ અતિથિ કહેવાય છે શેષ ભિક્ષુક અભ્યાગત કહેવાય છે.

શ્રમ કરનારા શ્રમણ કહેવાય છે તથા દ્રવ્યથી પરિગ્રહ રહિત અને ભાવથી કર્મગ્રંથીનો ભેદ કરનાર હોવાથી નિર્ગ્રંથ કહેવાય છે એવા શ્રમણ નિર્ગ્રંથ સાધુઓને માટે પ્રાસુક અચિત્ત અને એષણિક નિર્દોષ ભોજનાદિનો સંવિભાગ કરે અર્થાત્ પ્રાપ્ત ભોજનાદિમાંથી અમુક હિસ્સો વહોરાવવાનો મનોરથ શ્રાવક કરે અને સાધુનો યોગ પ્રાપ્ત પ્રતિલાભે તેને અતિથિ સંવિભાગ વ્રત કહે છે.

ગૃહસ્થના ઘરમાં જે ભોજન નિષ્પન્ન થયું છે તેમાં કુટુંબાદિ ભોગવવાવાળા સર્વનો હિસ્સો છે પરંતુ જમતી વખતે થાળીમાં પીરસાયેલા ભોજનના માલિક આપણે પોતે છીએ. આપણા હિસ્સામાંથી મુનિરાજને વહોરાવતાં આપણને મહાન લાભની પ્રાપ્તિ થાય છે. આ પ્રકારના લાભનો અભિલાષી શ્રાવક જમવા બેસે ત્યારે સચેત વસ્તુનો સંઘટ્ટો જરા પણ થાય તેવું ન રાખે ગામમાં સાધુજી હોય કે ન હોય તો પણ ભોજનનો ગ્રાસ ગ્રહણ કરવા પહેલાં થોડો સમય ધીરજ રાખી બારણા તરફ નજર કરે અને મનમાં ચિંતવે કે કોઈ સાધુ સાધ્વી પધારે તો તેને દાન દઈ કૃતાર્થ થાઉં કેમકે અપ્રતિબદ્ધ વિહારી સાધુ કદાચિત્ અચાનક પણ આવી ચડે છે સાધુ સાધ્વી દ્રષ્ટિગોચર થઈ જાય તો ભાણામાં કોઈ જંતુ ન પડે તેવો બંદોબસ્ત કરીને તત્કાળ સાધુજીની સન્મુખ આવી નમસ્કાર કરે અને આદરપૂર્વક ભોજનશાળામાં લઈ જઈને ઉત્કૃષ્ટ ભાવથી આહાર પ્રતિલાભે. સાધુજીને ૧૪ પ્રકારની વસ્તુઓ અપાય છે ૧ 'અસણં'—અન્ન, પકાવેલા અન્નમાંથી જે જોઈએ તે આપે, ૨ 'પાણં'—પાણી, ઉનું પાણી દ્રાક્ષાદિના ધોવણનું પાણી, છાશની પરાશ, શરબત, ફળોનો રસ આદિ હાજર હોય તે વહોરાવે. ૩ 'ખાઇમં'—પક્વાન્ન સુખડી ‡અચેત મેવો, મીઠાઈ ૪ 'સાઇમં'—સોપારી એલચી લવીંગ, ચૂર્ણ આદિ, ૫ 'વત્થ'—સુતર, ઊનનું કે રેશમનાં શ્વેત વસ્ત્ર ૬ 'પડિગ્ગહ'—પાત્ર, લાકડાનાં તુંબડાનાં કે માટીનાં ૭ 'કંબલ'—ઊનનાં વસ્ત્ર ધાબળો, બનાત દુશાલીન આદિ, ૮ 'પાયપુચ્છણં'—રજોહરણ ગુચ્છો તથા બિછાવવાનું ઝીણું વસ્ત્ર. આ આઠ વસ્તુ તો આપ્યા પછી પાછી લેવાતી નથી. ૯ 'પીઢ'—આધાર પાણી રાખવા તથા બેસવાનો નાનો પાટલો, ૧૦ 'ફલગ' સુવાની પાટ અથવા પૃષ્ઠ વિભાગમાં સ્થાપન કરવાનું પાટીયું ૧૧ 'સેજ્જા'—રહેવા માટેનું મકાન ૧૨ 'સંથારએ'—ઘાસ, તપસ્વી રોગી સાધુઓની પથારી માટે ઘઉંનું, શાળનું કોદરા વગેરેનું પરાળ ૧૩ 'ઓસહ'—ઔષધ સૂંઠ અચેત હીંગ, ત્રિફળા મરી આદિ, તથા ૧૪ 'ભેસજ'—ક્વાથાદિ તેલ ચૂર્ણ, ગોળી વગેરે તૈયાર કરેલી દવા આમાંથી ? જે વસ્તુઓની આપણે ત્યાં જોગવાઈ હોય તેનું આમંત્રણ કરવું વહોરાવતી વખતે ગરબડ કરવી નહિ ગભરાવું નહિ. સાધુના પૂછવાથી જેવી હોય તેવી સત્ય વાત કહેવી. કારણકે અસૂઝતું વહોરાવવું નહિ. અસૂઝતું વહોરાવવાથી અલ્પ આયુષ્ય બંધાય છે એટલા માટે જેવું હોય તેવું કહી દેવું અને સાધુ કહે કે અહો! આયુષ્મન્! આ અમારે કલ્પે નહિ આવે પ્રસંગે શ્રાવક પોતાના દાનાંતરાય કર્મનો

---

‡ છાલ રહિત પાકાં કેળાં, આમ્રફળ, પાકી કેરીની કાતરી, પપૈયાં (બીજ રહિત), તુટેલી બદામ, પસ્તા, કોપરું, ઇત્યાદિ અચેત મેવો સાધુજીને કામમાં આવી શકે છે.

ઉદય જાણી પશ્ચાત્તાપ કરે. અને તે દિવસે કંઇક પચ્ચક્ખાણ કરે અને કદાચિત્ જેવું હોય
તેવું કહી દીધા બાદ કોઇ રસલોલુપી પ્રમાદી સાધુ તે અશુદ્ધ આહાર ગ્રહણ કરે તો તેમા
ગૃહસ્થને દોષ નથી કેમકે શ્રાવકના તો અભંગ દ્વાર કહ્યાં છે સાધુ મુનિરાજ આહારાદિ ગ્રહણ
કરી પાછા ફરે ત્યારે તેમને સાત આઠ ડગલાં પહોંચાડી નમસ્કાર કરી કહે કે, અહો પૂજ્ય!
આજ મહાન્ લાભ આપ્યો આવી દયા વારંવાર કરજો જો સાધુ સાધ્વીને પ્રતિલાભવાનો
અવસર મળતો ન હોય તો એમ વિચારે કે ધન્ય છે તે ગામ નગરને કે જ્યાં સાધુ સાધ્વી
બિરાજે છે અને ધન્ય છે તે પુણ્યશાળી જીવોને કે જેઓ ૧૪ પ્રકારનાં દાન પ્રતિલાભે છે.

## બારમા વ્રતના ૫ અતિચાર

૧-૨ સચિત્ત નિક્ખેવણયા' અને 'સચિત્ત પેહણયા'—અર્થાત્ સાધુજી સચિત્ત
વસ્તુના સંઘટ્ટા વાળી કોઇ પણ વસ્તુ ગ્રહણ કરતા નથી આવું જાણવા છતાં પણ સાધુને
દેવા યોગ્ય વસ્તુ નહિ દેવાના ઇરાદાથી, સચિત્ત વસ્તુ ઉપર રાખે અથવા નીચે રાખે તો
અતિચાર લાગે વિચારે કે સાધુ યાચના કરશે ત્યારે વસ્તુ હોવા છતાં ના તો નહિ કહી
શકું, પરંતુ સચિત્તનો સંઘટ્ટો હશે તો તેઓ ગ્રહણ નહિ કરે આવા વિચારથી જબરું
અંતરાય કર્મ બંધાય છે આ બે અતિચારથી બચવા માટે દાનદાતાનું કર્તવ્ય છે કે,
સાધુને માટે તો સચિત્ત વસ્તુને અચિત્ત વસ્તુથી અલગ ન કરે, પરંતુ ગૃહકાર્યને માટે
સહેજે જ અલગ કરી હોય તો ફરીથી તેને સચિત્તના સંઘટ્ટામાં રાખે નહિ

૩. 'કાલાઇક્કમે'—ભિક્ષાનો કાળ વીતી ગયા પછી સાધુજીને દાન આપવાનું નિમં-
ત્રણ કરે અથવા વસ્તુનો કાળ વીતી ગયા પછી બગડી ગયેલી વસ્તુ વહોરાવવાનું મન કરવું તે.

૪ 'પરોવએસે'—પોતે સૂઝતો હોવા છતાં આલસ કે અભિમાનને લીધે ઉઠે નહિ
અને હુકમ ચલાવે કે, સાધુજી આવ્યા છે, એમને કંઇક આપી દો, અથવા નહિ દેવાની
ઇચ્છાથી પોતાની વસ્તુ હોવા છતાં તે પરની છે એમ કહે તો અતિચાર લાગે

૫ 'મચ્છરિયાએ'—મત્સરભાવ ધારણ કરે જેમકે, ૧ સાધુ તો મંડયા જ છે, જો
નહિ આપું તો નિંદા કરશે એવા વિચારથી આપે ૨ સારી વસ્તુ હોવા છતાં પણ
ખરાબ વસ્તુ આપે ૩ મારા જેવો કોઇ પણ દાતા નથી તેથી જ તો સાધુ ફરી ફરીને
મારે ઘેર આવે છે, એવું અભિમાન કરે ૪ સાધુનું શરીર તથા વસ્ત્ર મલિન જોઇને દુર્ગંચ્છા
કરે. ૫ આ સાધુ અમારા ગચ્છના નથી એમ જાણી યથોચિત ભકિતભાવ ન કરે, ફક્ત
લોકલજ્જાએ દાન આપે ૬ આ સાધુ સાધ્વી સંસારપક્ષે મારાં સંબંધી છે તેમને દેવું જ
જોઇએ, આ રાગભાવ અને આ બિચારા સાધુ આપણા જૈનના છે, તેમને આપણે નહિ આપીએ
તો બીજુ કોણ આપશે એ દ્વેષભાવ એ બન્ને પ્રકારના ભાવથી આપે તો અતિચાર લાગે ×

---

× तहारूवं समणं वा माहणं वा हीलिता निंदिता खिंसिता गरिहिता अव-
मानिता अन्नयरेण अमणुन्नेण अपीइकाराण असणं पाणं खाइमं साइमेणं पडि-
लभिता एवं खलु जीवा असुह दीहाउतीय कम्मं पकरेंति। भगवती सूत्र

અર્થ—તથારૂપ જિનશાસનના લિંગના ધારણ કરનાર સાધુ શ્રાવકની કોઇ હેલના, નિંદા
ગર્હા અપમાન કરશે અને અમનોજ્ઞ અપ્રિયકારી રોગોત્પાદક આહાર, પાણી, પક્વાન, મુખવા-
સાદિ આપશે તે દીર્ધાયુષ્ય તો પામશે, પરંતુ દુઃખથી પીડિત થઇ જન્મ પૂરો કરશે.

અંતરાય ન પડાવવી અને સુપાત્રનો યોગ પ્રાપ્ત થતાં યથોચિત દાનનો લાભ લેવો× જોઇએ. કેમકે શ્રાવકનાં ૧૧ વ્રત તો તિર્યંચ પણ ધારણ કરી શકે છે* પરંતુ બારમુ વ્રત આર્ય મનુષ્ય સિવાય અન્ય કોઇ પણ નિષ્પન્ન કરી શકતુ નથી વર્તમાનમાં સુભાગ્યોદયથી સાધુ સાધ્વીને દાન દેવાનો સુઅવસર સાંપડયો છે, તો ઉત્સુક ભાવે ભક્તિપૂર્વક યથોચિત દાન દઇ મહા લાભ પ્રાપ્ત કરશે તે આ લોક પરલોકમાં સુખી થશે અને અનુક્રમે મોક્ષના અનંત સુખોને મેળવશે.

આ ૫ અણુવ્રત, ૩ ગુણવ્રત અને ૪ શિક્ષાવ્રત એ બાર વ્રતનું સંક્ષિપ્ત વર્ણન કર્યું જો શક્તિ હોય તો બારે વ્રતોનું પાલન કરવુ, નહિ તો શક્તિ અનુસાર બને તેટલાં વ્રત અંગીકાર કરી જેમ જેમ અવસર પ્રાપ્ત થતો જાય તેમ તેમ વ્રતોમાં વૃદ્ધિ કરી બારવ્રતધારી શ્રાવક બનવુ જોઇએ.

## શ્રાવકની ૧૧ પ્રતિમા

ઉપર્યુક્ત બારે વ્રતોનું યથાવિધિ શુદ્ધ સમાચરણ કરતાં કરતાં વૈરાગ્યભાવમાં વૃદ્ધિ કરતાં કરતા જ્યારે વિશેષ વૈરાગ્યભાવ આવે છે ત્યારે શ્રાવક અધિક ધર્મ વૃદ્ધિ કરવાના અભિલાષી ગૃહકાર્ય અને પરિગ્રહાદિનો ભાર પોતાના પુત્ર કે ભ્રાતા વગેરે જે તેનુ નિર્વહન કરવાને સમર્થ હોય તેને સોંપી દે છે, અને પોતે ગૃહકુટુંબનાં મમત્વથી નિવૃત્તિ પામે છે અને ધર્મવૃદ્ધિનાં ઉપકરણ જેવાં કે, આસન, ગુચ્છો, રજોહરણ, મુખવસ્ત્રિકા, માળા, પુસ્તક તથા ઓઢવા બિછાવવાનાં વસ્ત્ર આદિ ગ્રહણ કરીને પોષધશાલા આદિ ધર્મસ્થાનકમાં ચાલ્યા જાય છે. અને પછી નીચે પ્રમાણે શ્રાવકની ૧૧ પડિમા ( પ્રતિમા ) નું યથાવિધિ સમાચરણ કરે છે

**'૧ દંસણ પડિમા'**–એક મહિના પર્યંત નિર્મળ સમકિત પાળે, શંકા, કાંક્ષાદિ પાંચ અતિચારમાંથી કોઇ પણ અતિચાર કિંચિન્માત્ર સેવે નહિ. ગૃહસ્થને તથા અન્યતીર્થીને નમસ્કારાદિ કરે નહિ અને એકાંતર ઉપવાસ કરે **૨ 'વ્રત પડિમા'**-બે મહિના પર્યંત સમ્યક્ત્વપૂર્વક ઉક્ત બારે વ્રતોનું ૭૫ અતિચાર રહિત નિર્મળ પાલન કરે, કોઇપણ અતિચારના સેવન રૂપ કિંચિત્ દોષ લગાડે નહિ અને બેલે બેલે પારણાં કરે. **૩ 'સામાયિક પ્રતિમા'**-અર્થાત્ ૩ મહિના પર્યંત સદૈવ સમ્યક્ત્વપૂર્વક પ્રાત, મધ્યાન્હ અને સંધ્યા એમ ત્રિકાલ ૩૨ દોષ રહિત શુદ્ધ સામાયિક નિરંતર કરે, અને તેલે તેલે પારણાં કરે **૪ 'પૌષધ પ્રતિમા'**–ચાર મહિના સુધી સમ્યક્ત્વ, વ્રત અને સામાયિકપૂર્વક ૧૮ દોષ રહિત દર માસે ૭ પોષા કરે ( ૨ આઠમ, ૨

× સુશ્રાવક પ્રથમ સાધુ સાધ્વીને યથાવિધિ દાન આપી પછી પારણું કરે. કદાચિત યોગ ન હોય તો દિશાવલોકન કરી પારણું કરે. સાધુને દેવા યોગ્ય વસ્તુ યદિ સાધુનો યોગ હોય તો તેમને આપ્યા વિના પોતે ભોગવે નહિ સ્થાન, શય્યાસન, આહાર, પાણી, ઔષધ, વસ્ત્ર, પાત્ર આદિ જે પોતાની પાસે હોય તેમાંથી કંઇક પણ હિસ્સો સાધુને અવશ્ય આપવો જોઇએ વિશેષ દેવાનો અવસર ન હોય તો થોડામાંથી થોડું પણ દેતા રહેવું આમ ઉપદેશમાલામાં કહ્યુ છે.

* અહિ મનુષ્ય લોકમાં શ્રાવકનાં વ્રત લઇ પછી તેનો ભંગ કરે છે, તેમાંથી કેટલાક મનુષ્ય આયુષ્ય પૂર્ણ કરી અસંખ્યાતમાં 'અરુણવર' નામના દ્વીપમાં સંખ્યાતા જોજન લાંબુ પહોળું માન સરોવર છે તેમાં મચ્છાદિપણે ઉત્પન્ન થાય છે તે સરોવરના કંઠસ્થળ ઉપર રત્નમય રેતી છે અને

ઠાણાંગજી સૂત્રમાં દશ પ્રકારના દાન કહ્યાં છે તેમાં સર્વ દાન કરતાં ધર્મદાનને એકાંત નિરવદ્ય બતાવ્યું છે અને તેનું ફળ સંસાર પરિત કરી મોક્ષપ્રાપ્તિ છે

આ પ્રમાણે બારમા વ્રતના અતિચારોના સેવનથી દુઃખોત્પત્તિ થાય છે એમ જાણી સુજ્ઞ જનો એવાં કામથી આત્માને બચાવશે અને સુપાત્ર દાનનો યથોચિત લાભ પ્રાપ્ત કરશે તે અહીં પણ યશ સુખ સંપત્તિનો ભોક્તા બનશે અને દેવાદિકનો પૂજનિક બનશે અને કદાચિત્ ઉત્કૃષ્ટ રસ આવી જશે તો તીર્થંકર ગોત્ર બાંધી ત્રીજે ભવે તીર્થંકર થઈ સર્વ જગતનો પૂજનિક બની જશે અને મોક્ષ પ્રાપ્ત કરી લેશે.

કેટલાક નામધારી સાધુ અને શ્રાવક એવા છે કે જે પોતે દાન આપવા અથવા સમર્થ હોવા છતાં પણ પક્ષપાત, દ્વેષ અથવા લોભને વશ થઈ પોતે દાન આપતા નથી અને બીજા આપતા હોય તો તેમને અટકાવે છે પોતાના સંપ્રદાય સિવાય બીજાને મિથ્યાત્વી પાખંડી ભગવાનના ચોર આદિ મિથ્યા કલંક ચડાવે છે બીજાને દેવાથી સમકિતનો નાશ થાય અને નરકમાંથી બચાય એવું કહી ભ્રમમાં ફસાવે છે પોતાના સિવાય બીજાને દાન આપવાનાં પચ્ચક્ખાણ પણ કરાવે છે ભોળા શ્રાવકો એવા પાખંડીઓના મિથ્યા ઉપદેશને સત્ય માની તેનો સ્વીકાર કરે છે અને તેઓ ત્યાગી, વૈરાગી, જિનાજ્ઞામાં વર્તતા સુસાધુઓના દ્વેષી બની જાય છે અને બાવા, જોગી, ફકીર અને બ્રાહ્મણથી પણ જૈન સાધુઓને ખરાબ સમજે છે દાન સન્માન આપવું તો બાજુએ રહ્યું, પણ તેમનું ચાલે ત્યાં સુધી સુસાધુઓને પરીષહ આપવામાં પ્રયત્નશીલ રહે છે વધારે શું કહીએ! કેટલાક કુડા તો સાધુની વાત કરવાનું પણ સૂણતા નથી. આવા જૈનાભાસીઓથી ચેતતા રહેવું ભગવંતે તો શ્રાવકના બારમા વ્રતમાં ભાત પાણીની અંતરાય પાડવી તેને અતિચાર કહ્યો છે ઋષભદેવજીએ એક બળદને મોઢે છીંકું બંધાવ્યું હતું તો ૧૨ મહિના સુધી આહાર ન મળ્યો. તીર્થંકરોને પણ કર્મે ન છોડ્યા તો બીજાનું શું કહેવું! માટે દાનમાં

---

+ गाथा—अणुकंपा संगहे चेव भय कालुणिय तिय। लज्जाए गारवेणं च अहम्मे पुण सत्तमे ॥ धम्मे अट्ठमे वुत्ते कयंतिय ॥ ठाणांग सूत्र

૧ 'અનુકંપાદાન'–દુઃખી જીવોને દુઃખમુક્ત કરવાને કોઈ વસ્તુ આપે, ૨ 'સંગ્રહદાન'–સમસ્ત જીવોને સંકટમાંથી છોડાવે. ૩ 'ભયદાન'–સાત પ્રકારના ભયથી ભયભીત બનેલા જીવોને અભય કરવા મરણોન્મુખ પ્રાણીને મૃત્યુથી બચાવવા વસ્તુ આપે તે અભયદાન. ૪ 'કારુણ્યદાન'–સ્વજનાદિકના મૃત્યુ બાદ ભોજનાદિ આપે તે. ૫ 'લજ્જાદાન'–બીજાની શરમમાં આવી કંઈક દાન કરે તે ૬ 'ગારવદાન'–અભિમાનમાં આવીને કંઈક આપે તે. ૭ 'અધર્મદાન–વેશ્યા આદિ કુકર્મ' કરનારને આપે તે ૮ 'ધર્મદાન' સાધુ શ્રાવકને શુદ્ધ આહારાદિ આપે તે. ૯ 'કરિષ્યતિ'–આગળ મારા ઉપર ઉપકાર કરશે માટે તેને કંઈક આપવું જોઈએ એવા વિચારથી આપે તે. અને ૧૦ 'કૃતદાન'–ભાટ ચારણ વગેરેને પ્રીતિના મોહે આપે તે પ્રીતિદાન.

અંતરાય ન પડાવવી અને સુપાત્રનો યોગ પ્રાપ્ત થતાં યથોચિત દાનનો લાભ લેવો× જોઇએ. કેમકે શ્રાવકનાં ૧૧ વ્રત તો તિર્યંચ પણ ધારણ કરી શકે છે* પરંતુ બારમું વ્રત આર્ય મનુષ્ય સિવાય અન્ય કોઇ પણ નિષ્પન્ન કરી શકતુ નથી વર્તમાનમાં સુભાગ્યોદયથી સાધુ સાધ્વીને દાન દેવાનો સુઅવસર સાંપડયો છે, તો ઉત્સુક ભાવે ભકિતપૂર્વક યથોચિત દાન દઇ મહા લાભ પ્રાપ્ત કરશે તે આ લોક પરલોકમાં સુખી થશે અને અનુક્રમે મોક્ષના અનંત સુખોને મેળવશે.

આ ૫ અણુવ્રત, ૩ ગુણવ્રત અને ૪ શિક્ષાવ્રત એ બાર વ્રતનું સક્ષિપ્ત વર્ણન કર્યું" જો શકિત હોય તો બારે વ્રતોનું પાલન કરવુ, નહિ તો શકિત અનુસાર બને તેટલાં વ્રત અંગીકાર કરી જેમ જેમ અવસર પ્રાપ્ત થતો જાય તેમ તેમ વ્રતોમાં વૃદ્ધિ કરી "બારવ્રતધારી શ્રાવક બનવુ જોઇએ.

## શ્રાવકની ૧૧ પ્રતિમા

ઉપર્યુક્ત બારે વ્રતોનું યથાવિધિ શુદ્ધ સમાચરણ કરતાં કરતાં વૈરાગ્યભાવમાં વૃદ્ધિ કરતાં કરતા જ્યારે વિશેષ વૈરાગ્યભાવ આવે છે ત્યારે શ્રાવક અધિક ધર્મ વૃદ્ધિ કરવાના અભિલાષી ગૃહકાર્ય અને પરિગ્રહાદિનો ભાર પોતાના પુત્ર કે ભ્રાતા વગેરે જે તેનું નિર્વહન કરવાને સમર્થ હોય તેને સોંપી દે છે, અને પોતે ગૃહકુટુબનાં મમત્વથી નિવૃત્તિ પામે છે અને ધર્મવૃદ્ધિનાં ઉપકરણ જેવાં કે, આસન, ગુચ્છો, રજોહરણ, મુખવસ્ત્રિકા, માળા, પુસ્તક તથા ઓઢવા બિછાવવાનાં વસ્ત્ર આદિ ગ્રહણ કરીને પોષધશાલા આદિ ધર્મસ્થાનકમાં ચાલ્યા જાય છે. અને પછી નીચે પ્રમાણે શ્રાવકની ૧૧ પડિમા (પ્રતિમા) નું યથાવિધિ સમાચરણ કરે છે

'૧ **દસણ પડિમા**–એક મહિના પર્યંત નિર્મળ સમકિત પાળે, શંકા, કાંક્ષાદિ પાંચ અતિચારમાંથી કોઇ પણ અતિચાર કિંચિન્માત્ર સેવે નહિ. ગૃહસ્થને તથા અન્યતીર્થીને નમસ્કારાદિ કરે નહિ અને એકાંતર ઉપવાસ કરે ૨ '**વ્રત પડિમા**'-બે મહિના પર્યંત સમ્યકત્વપૂર્વક ઉક્ત બારે વ્રતોનું ૭૫ અતિચાર રહિત નિર્મળ પાલન કરે, કોઇપણ અતિચારના સેવન રૂપ કિંચિત્ દોષ લગાડે નહિ અને બેલે બેલે પારણાં કરે ૩ '**સામાયિક પ્રતિમા**'-અર્થાત્ ૩ મહિના પર્યંત સદૈવ સમ્યકત્વપૂર્વક પ્રાત, મધ્યાન્હ અને સંધ્યા એમ ત્રિકાલ ૩૨ દોષ રહિત શુદ્ધ સામાયિક નિરંતર કરે, અને તેલે તેલે પારણાં કરે ૪ '**પૌષધ પ્રતિમા**'-ચાર મહિના સુધી સમ્યકત્વ, વ્રત અને સામાયિકપૂર્વક ૧૮ દોષ રહિત દર માસે ૭ પોષા કરે (૨ આઠમ, ૨

---

× સુશ્રાવક પ્રથમ સાધુ સાધ્વીને યથાવિધિ દાન આપી પછી પારણું કરે. કદાચિત યોગ ન હોય તો દિશાવલોકન કરી પારણું કરે. સાધુને દેવા યોગ્ય વસ્તુ યદિ સાધુનો યોગ હોય તો તેમને આપ્યા વિના પોતે ભોગવે નહિ સ્થાન, શય્યાસન, આહાર, પાણી, ઔષધ, વસ્ત્ર, પાત્ર આદિ જે પોતાની પાસે હોય તેમાંથી કંઇક પણ હિસ્સો સાધુને અવશ્ય આપવો જોઇએ વિશેષ દેવાનો અવસર ન હોય તો થોડામાંથી થોડું પણ દેતા રહેવુ આમ ઉપદેશમાલામાં કહ્યું છે.

* અહિ મનુષ્ય લોકમાં શ્રાવકનાં વ્રત લઇ પછી તેનો ભંગ કરે છે, તેમાંથી કેટલાક મનુષ્ય આયુષ્ય પૂર્ણ કરી અસંખ્યાતમાં 'અરૂણવર' નામના દ્વીપમાં સંખ્યાતા જોજન લાંબુ પહોળું માનસરોવર છે તેમાં મચ્છાદિપણે ઉત્પન્ન થાય છે તે સરોવરના કંઠસ્થળ ઉપર રત્નમય રેતી છે અને

ચૌદસ, ૧ અમાવાસ્યા અને ૧ પૂર્ણિમા ) અને ચોથે ચોથે પારણાં કરે. ૫ નિયમ પ્રતિમા પાંચ માસ સુધી સમકિત, વ્રત, સામાયિક અને પૌષધપૂર્વક પાંચ પ્રકારના નિયમનું આચરણ કરે ૧ ભરી સ્નાન કરે નહિ ૨ હજામત કરાવે નહિ ૩ પગમાં પગરખાં પહેરે નહિ ૪ ધોતીની એક લાંગ ખુલ્લી રાખે ( છેડો ખોસે નહિ ), ૫ દિવસે બ્રહ્મચર્ય પાળે અને પાંચમે પાંચમે પારણાં કરે. ૬ બ્રહ્મચર્ય પ્રતિમા' ૭ મહિના સુધી સમકિત, વ્રત, સામાયિક પૌષધ નિયમપૂર્વક કરે નવ વાડ વિશુદ્ધ અખંડિત બ્રહ્મચર્યનું પાલન કરે અને ૭ ૭ ઉપવાસનાં પારણાં કરે. ૭ સચિત્ત પરિત્યાગ પ્રતિમા'– સાત મહિના સુધી સમકિત, વ્રત, સામાયિક. પૌષધ, નિયમ અને બ્રહ્મચર્યપૂર્વક સર્વ પ્રકારની સચિત્ત વસ્તુના ઉપભોગ પરિભોગનો પરિત્યાગ કરે અને સાત સાત ઉપવાસનાં પારણાં કરે. ૮ અણારંભ પ્રતિમા–આઠ મહિના પર્યંત સમકિત, વ્રત, સામાયિક, પૌષધ, નિયમ બ્રહ્મચર્ય અને સચિત્ત પરિત્યાગપૂર્વક છકાયનો સ્વયં આરંભ કરે નહિ અને આઠ આઠ ઉપવાસનાં પારણાં કરે. ૯ 'પેસારંભ પ્રતિમા–નવ મહિના સુધી સમકિત, વ્રત, સામાયિક પૌષધ નિયમ બ્રહ્મચર્ય સચિત્તત્યાગ અને અણારંભપૂર્વક છકાય જીવોનો આરંભ અન્ય પાસે પણ કરાવે નહિ અને નવ નવ ઉપવાસનાં પારણાં કરે ૧૦ ઉદ્દિષ્ટભક્ત પ્રતિમા–દસ મહિના સુધી સમકિત વ્રત સામાયિક પૌષધ, નિયમ, બ્રહ્મચર્ય સચિત્તત્યાગ અણારંભ અને પેસારંભ પરિત્યાગપૂર્વક પોતાને માટે બીજા કોઈએ છકાયનો આરંભ કરી વસ્તુ બનાવેલી હોય તેને ગ્રહણ ન કરે અને દસ દસ ઉપવાસનાં પારણાં કરે. અને ૧૧ 'સમણભૂત પ્રતિમા–સમ્યક્ત્વાદિ ૧ બોલપૂર્વક ૧૧ મહિના સુધી જૈન સાધુનો વેષ ધારણ કરે ત્રણ કરણ ત્રણ યોગથી સાવદ્ય કર્મનો ત્યાગ કરે મસ્તક દાઢી અને મૂછનો લોચ કરે, શિખા ( ચોટલી ) રાખે, શક્તિ ન હોય તો હજામત પણ કરાવે રજોહરણની દાંડી પર કપડું ન બાંધે ખુલ્લી દાંડીનો રજોહરણ રાખે. કાષ્ઠનાં પાત્ર રાખે અને સ્વજાતિમાં ભિક્ષાવૃત્તિથી ૪૨ દોષ રહિત આહાર પાણી આદિ જે વસ્તુની જરૂર હોય તેને ગ્રહણ કરે. કોઈ ગૃહસ્થ સાધુ અથવા મહારાજ આદિ શબ્દથી સંબોધન કરે ત્યારે સ્પષ્ટ કહી દે કે હું સાધુ નથી પણ પ્રતિમાધારી શ્રાવક છું ભિક્ષાવૃત્તિથી ગ્રહણ કરેલા આહાર આદિને ઉપાશ્રય આદિ સ્થાનકમાં લાવીને મૂર્છા રહિત ભોગવે અને ૧૧ ૧૧ ઉપવાસનાં પારણાં કરે આ પ્રમાણે ૧૧ પ્રતિમાનું પાલન

---

સિંહાસન ભદ્રાસન નિકળતાં છે ત્યાં જ્યોતિષી દેવો ક્રીડા કરવા આવે છે તે દેવ દેવીઓને જોઈને આશ્ચર્ય જીવોને અવગ્રહ, ઈહા અવાય, અનુપ્રેક્ષા કરવાથી જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય છે જેથી તેઓ ભૂતકાળમાં મનુષ્યના ભવમાં કરેલા વ્રતભંગ માટે પશ્ચાત્તાપ કરે છે. અને ભવિષ્યમાં પોતાના આત્માનું શ્રેય કરવા માટે ભાવનાનાં ૧૧ વ્રત અંગીકાર કરે છે પાણીમાં રહ્યા થકા પણ શરીરને સ્થિર રાખી સંવર સામાયિક પ્રતિક્રમણ પૌષધોપવાસ આદિ ધર્મનું પાલન કરે છે પરંતુ મનુષ્ય લોકની બહાર સાધુનો યોગ ન હોવાથી અતિથિસંવિભાગ વ્રત નિષ્પન્ન નહિ થતું હોવાથી પશ્ચાત્તાપ કરે છે યથાશક્તિ ધર્મનું આરાધન કરી આયુષ્યને અંતે સમાધિમરણે મરી ઉત્કૃષ્ટ આઠમા દેવલોકમાં દેવ થઈ ઉપજે છે અને ત્રીજા જ ભવમાં મોક્ષ પ્રાપ્ત કરી લે છે

કરવામાં ૫ાા વર્ષ લાગે છે. પછી શારીરિક શક્તિ ક્ષીણ થઇ જાય, આયુષ્યનો અંત નજીક જણાય તો સંથારો કરી દે અને આયુષ્ય અધિક હોય તો દીક્ષા અંગીકાર કરી લે.

પૂર્વોક્ત પ્રકારથી ૧ જઘન્ય શ્રાવક સમકિતી કહેવાય છે. ૨ મધ્યમ શ્રાવક વ્રતધારી કહેવાય છે. અને ઉત્કૃષ્ટ શ્રાવક પડિમાધારી કહેવાય છે. એમ ૩ પ્રકારના શ્રાવક હોય છે.

## સાચા શ્રાવકના લક્ષણ.

आर्या—कय वय कम्मो तह, सीलवं च गुणवं च उज्जु ववहारी ।
गुरु सुसुओ पवयण कुसलो, खलु भवओ सद्धो ॥

અર્થ-૧ સમકિત વ્રતાદિ શ્રાવકના કર્મનું સમ્યક્ પ્રકારે સમાચરણ કર્યું હોય, ૨ ક્ષમા શીલાદિ ગુણે અલંકૃત હોય, ૩ ન્યાયપક્ષી, સત્યવાદી, ગુણગ્રાહી હોય ૪ નિષ્કપટ-સરળતાથી વ્યવહાર ચલાવતો હોય, ૫ ગુરૂ આદિ સાધુની તથા ચતુર્વિધ સંઘની તન, મન, ધનથી; સેવા ભક્તિ કરતો હોય અને ૬ પ્રવચન શાસ્ત્રોના અભ્યાસથી કુશળ બન્યો હોય તેજ સાચો શ્રાવક કહેવાય છે

अगारिसामाइयंगाणि, सड्ढी काएण फासए ।
पोसह दुहओ पक्ख, एगराय न हावए ॥ २३ ॥

एव सिक्खासमावन्ने, गिहिवासे वि सुव्वए ।
मुच्चई छविपव्वाओ, गच्छे जक्खस्सलोगयं ॥ २४ ॥ उत्त. अ ५

અર્થ—દીક્ષા ગ્રહણ કરવામાં અશક્ત હોય તો તે ગૃહવાસમાં રહીને પણ સમકિત પૂર્વક સામાયિક આદિ વ્રતોનુ શ્રદ્ધાન અને સ્પર્શન કરે છે, બન્ને પાખીના પોષા કરે તે મને રૂક્ષવૃત્તિથી સંસાર પક્ષનું અને પ્રેમાનુરાગ રક્ત થઇ ધર્મપક્ષનું પાલન કરે છે. ધર્મના કરણી કરવામાં એક રાત્રિની પણ હાની કરતો નથી, અર્થાત્ નિત્ય નિયમ પ્રમાણે ધર્મ-કરણીનુ સમાચરણ કરે છે આ પ્રમાણેની શિક્ષાએ સંપન્ન જે ગૃહસ્થ છે તેને વિશુદ્ધવ્રતી કહેવો. તે હાડ, ચર્મ, માંસાદિ અશુદ્ધિથી ભરેલું આ ઔદારિક શરીર છોડી અત્યુત્તત વૈક્રિય શરીરનો ધારક ઇચ્છા પ્રમાણે રૂપ બનાવનાર, મહા ઋદ્ધિવંત દેવતા થશે અને ભવિષ્યમાં થોડા જ ભવમાં જન્મ, જરા, મરણ અને આધિ વ્યાધિ, ઉપાધિ રૂપ સર્વ દુખોનો અંત કરી મોક્ષના અનંત સુખોનો ભોક્તા થશે.

શાસ્ત્રોધારક બાલ બ્રહ્મચારી ઋષિ સંપ્રદાયાચાર્ય સ્વ મુનિશ્રી **અમોલખઋષિજી** મહારાજ વિરચિત 'શ્રી જૈન તત્ત્વ પ્રકાશ' ગ્રંથના બીજા ખંડનું 'સાગારી ધર્મ' નામક પાંચમું પ્રકરણ સમાપ્ત

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા અધ્યયનમાં મૃત્યુના મુખ્ય બે પ્રકાર કહ્યાં છે.

वालाणं तु अकामं तु, मरणं असइं भवे ।
पंडियाणं सकामं तु, उक्कोसेणं सइं भवे ॥

અર્થ—બાલ અજ્ઞાની જીવો અકામ મરણે મરે છે તેમને વારંવાર મરવુ પડે છે અને પંડિત પુરુષો જે સકામ મરણે મરે છે તેને ઉત્કૃષ્ટ એક જ વખત મરવું પડે છે. અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરી લે છે. એટલા માટે આત્મહિતાર્થીઓએ બને પ્રકારનાં મૃત્યુનું સ્વરૂપ સમજવાની આવશ્યકતા છે. પરલોકને નહિ માનનારા એવાં કેટલાંક અજ્ઞાની મનુષ્યો કહે છે કે, 'જો પરલોક હોત તો આપણાં આટલાં આટલાં સગાં સ્નેહીઓ મરીને ગયા તેમાંથી કોઇના પણ સમાચાર આવ્યા હોત. વળી હમણાં જે કામભોગો પ્રાપ્ત થયા છે તેને છોડી દેવા અને ભવિષ્યના સુખની આશાએ ભૂખ, તરસ, ટાઢ, તપ આદિ કષ્ટો ઉઠાવવાં એ તો નરી મૂર્ખાઇ જ છે, તેનાં કરતાં તો હાલમાં જે ભોગો પ્રાપ્ત થયા છે તે જ ભોગવી લેવા સારા છે. 'આ ભવ મીઠો તો પરભવ કોણે દીઠો' આવો બકવાદ કરવાની ધૃષ્ઠતા કરે છે અને હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર આદિ પાપાચરણ કરતાં જરા પણ અચકાતા નથી. સ્વાર્થે કે વિના સ્વાર્થે સહજમાં ત્રસ, સ્થાવર જીવોની હિંસા કરે છે માંસ મદિરા સેવે છે, પરસ્ત્રી કે વેશ્યાનુ સેવન કરે છે. આમ વિષયમાં અત્યંત આસક્ત બનીને ગાઢાં કર્મ બાંધે છે. ધર્મના નામથી ભડકે છે, પાપકાર્યોમાં હર્ષોત્સાહ ધારણ કરે છે. સાધુજી કે સત્પુરુષોની સંગતિથી દૂર ભાગે છે. ચોર, ઠગ, વ્યભિચારીની સોબતમાં આનંદ માને છે. આવી રીતે જીવનભર પાપકર્મનું આચરણ કરે છે પછી જ્યારે મૃત્યુના મોઢામાં પડે છે—અતિસાર, કોઢ જલોદર, ભગંદર, શૂલ, ક્ષય આદિ દુષ્ટ રોગોથી ઘેરાઇને ત્રાસ પામે છે અને બરાડા પાડે છે કે હાય ! હાય ! ! હવે હું મહા કષ્ટે પ્રાપ્ત કરેલી સુખોપભોગની આ સર્વ સામગ્રી તથા પ્રાણપ્યારા કુટુંબને છોડી ચાલ્યો જઇશ આ પ્રમાણે મૃત્યુની ઇચ્છા વિના જ જે ઝુરણા કરતો ત્રાસ પામતો મૃત્યુને પ્રાપ્ત થાય છે તેને અકામ મરણ કહે છે. આ મરણથી મરનાર પ્રાણી આ સંસારમાં અનંત જન્મ મરણને પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી આવા અકામ મરણે મરે છે ત્યાં સુધી સંસારના દુ:ખોથી છૂટી શકતો નથી, મોક્ષ પ્રાપ્ત કરી શકતો નથી આવાં મરણો કરી અનત કાળ વીતાવી દીધો. આમ સંસારનાં મહાકષ્ટ ભોગવતાં ભોગવતા જ્યારે કોઇ ભવી જીવ સર્વ કર્મોની સ્થિતિ એક ક્રોડાક્રોડ સાગરોપમની અંદર રહે તેટલો હળુકર્મી થાય ત્યારે કંઇક ધર્મારાધનની ભાવના જાગ્રત થાય છે. સદ્ભાગ્યોદયથી સદ્ગુરુની સગતિને પામીને સસારના સ્વરૂપને સમજે છે ભવભ્રમણનાં દુ:ખોને જાણે છે ત્યારે તે દુ:ખોથી ત્રાસિત બને છે. જન્મ, જરા, મરણનું સ્વરૂપ સમજવાની સહેજે અભિલાષા ઉત્પન્ન થાય છે અને સકામ મરણને માટે જેમ કોઇ શૂર, વીર, ધીર ક્ષત્રિય રાજા પર કોઇ પરચક્રી રાજા ચડાઇ લઇને આવ્યો હોય ત્યારે તેના આગમનના સમાચાર સાંભળતાં જ તે વીર ક્ષત્રિના રોમ રોમમાં વીર રસ વ્યાપ્ત થઇ જાય છે અને તે તત્કાળ ચતુરંગિણી સેના સાથે સજ્જ થઇ રાજસુખનો પરિત્યાગ કરી દે છે ભૂખ, તરસ, ટાઢ તાપ આદિ કષ્ટોની તથા સસ્ત્ર અસ્ત્રાદિના પ્રહારની લેશ પણ પરવા કરતો નથી, ઉલટો તે દુ:ખોને પણ સુખનું સાધન સમજી પોતાના પરાક્રમથી, કૌશલ્યથી શત્રુ સેનાને ધ્રુજાવતો તેનો પરાજ્ય

કરી પોતે વિજયવંત બને છે અને પોતાના રાજ્યને નિર્વિઘ્ન બનાવે છે આવી જ રીતે સકામ મરણનો ઇચ્છુક મહાત્મા કાળ રૂપ શત્રુને રોગાદિ દૂત દ્વારા નિકટ આવ્યો જાણી તત્કાળ સાવધાન થઈ જાય છે અને શારીરિક સુખોનો પરિત્યાગ કરી ક્ષુધા, તૃષાદિ દુઃખની કિંચિત્ પણ દરકાર નહિ કરતાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ રૂપ ચતુરંગિણી સેનાથી સજ્જ થઈને સકામ મરણરૂપ સંગ્રામ દ્વારા કાળરૂપ દુર્દાંત શત્રુનો પરાજય કરે છે, તેથી અનંત અક્ષય આત્મિક સુખની પ્રાપ્તિ રૂપ મોક્ષ-રાજ્યને પ્રાપ્ત કરી સદાને માટે નિર્વિઘ્ન થઈ જાય છે

જેનો જન્મ થયો તેનું મૃત્યુ તો એક દિવસ અવશ્ય થવાનું છે મૃત્યુથી બચવાનો જગત્માં કોઈ ઉપાય છે જ નહિ તો પછી મૃત્યુને વધાવી આત્માની ખરાબી શા માટે કરવી જોઈએ ? શા માટે અનંત મરણોને વધારવાં જોઈએ ? એક જ વખતના મરણથી ફરી ફરી પણ મરવું જ ન પડે એવો ઉપાય શા માટે ન કરવો ? આ ઉપાય માટે તેટલો વિચાર, કેમ તો પણ એક વખતના મૃત્યુથી જેટલું દુઃખ થાય છે તેટલું દુઃખ સમાધિ મરણે મરતાં થતું નથી. આવો નિશ્ચય કરી શૂરવીર મહાત્મા જ સકામ મરણે મરી શકે છે અને મૃત્યુના દુઃખથી સદાને માટે છૂટી શકે છે

સકામ મરણનાં ગુણનિષ્પન્ન ૫ નામ છે- ૧ સકામ મરણ—મુમુક્ષુઓની મનના મૃત્યુથી બચવાની છે તે સિદ્ધ થાય અર્થાત્ પુનઃ મરવું ન પડે તે સકામ મરણ ૨, 'સમાધિ મરણ—સર્વ પ્રકારની આધિ, વ્યાધિ, ઉપાધિથી પોતાના ચિત્તની નિવૃત્તિ કરીને સમાધિભાવ ધારણ કરે છે તે ૩ અનશન-યાવજ્જીવ ત્રણ કે ચાર આહારના પચ્ચખાણ કરી લેવાં તે. ૪ સંથારો—મૃત્યુના બિછાનામાં છેલ્લી વખતનું શયન કરવા સજ્જ બને તે. અને ૫ સલેખના—માયા, નિદાન અને મિથ્યાત્વ એ ત્રણે શલ્યની આલોચના, નિંદના, ગર્હણા કરી શુદ્ધ બને તે. ઇત્યાદિ નામ સકામ મરણનાં કહ્યાં છે

## સાગારી સંથારો

મૃત્યુનો ભરોસો નથી કોઈ વખતે આયુષ્યનું મૃત્યુ થતાં આત્મા ખોટી કરી પરભવમાં ચાલ્યો જાય એવો ડર લાગીને ધર્માત્મા સદૈવ સૂતી વખતે ઇત્વર (અલ્પ) કાળને માટે અર્થાત્ જાગૃત થતાં સુધીના અને કદાચ નિદ્રામાં જ મૃત્યુ થઈ જાય તો

* અદૃશ્ય થવાનું અંજન આંજીને એક ચોર હમેશ રાજાની સાથે ભોજન કરી જતો હતો ચતુર પ્રધાને રસ્તામાં સૂક્ષ્મ પાઉડર બિછાવી દીધા ચોરના ચાલવા વડે પાદચિહ્ન અંકાઈ થતાની સાથે તેને પકડી લીધો. રાજાએ આ ચોરને મહા ભયંકર જાણી હુકમ કર્યો કે ગાંઠે સોય ભરમ કરી ચોરને રૂવાંડે રૂવાંડે ખુંચાડી દો. પછી લીંબુ ચામડામાં તેને મઢી દઈ દડી રૂપ બનાવી ચોકમાં રાખી જાહેર કરો કે રસ્તે ચાલનાર દરેક મનુષ્ય તેને ઠોકરે ચલાવતો જાય. હવે કહો કે તે ચોરને કેટલું દુઃખ થતું હશે ! આવું દુઃખ ગર્ભાવસ્થામાં રહેલા જીવને પહેલા મહિનામાં થાય છે બીજા મહીનામાં તેથી બમણું ત્રીજામાં ત્રણગણું અને નવમા મહિનામાં નવગણું દુઃખ થાય છે અને જન્મતી વખતે કોડગણું દુઃખ થાય છે અને મરતી વખતે તે ચોરના દુઃખથી કોડાકોડગણું દુઃખ થાય છે જન્મ મરણનાં આવાં મહા ભયંકર દુઃખો છે એવું શાસ્ત્રવચન છે

યાવજ્જીવનનાં પ્રત્યાખ્યાન કરી લે છે તેને સાગારી× સંથારો કહે છે તે આ પ્રમાણે કરી શકાય છે: શયન કર્યા પહેલાં નવકાર તિક્ખુત્તો, ઇરિયાવહી તથા તસ્સઉત્તરીનો પાઠ કહી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે, પછી એક લોગસ્સ પ્રગટ કહી બે હાથ જોડી કહે કે,–"ભક્ખંતિ, ડજ્ઝંતિ, મારંતિ કિંવિ ઉવસગ્ગેણું મમ આઉ અંત ભવંતિ તથા શરીર સંબંધ મોહ મમત્ત અઠ્ઠારસ પાવઠાણં ચઉવિહં વિ આહારં વોસિરે' સુહ સમાહિએણું નિદ્દા વઇક્કંતિ તઓ આગાર' અર્થાત્–નિદ્રામાં કદાચિત્ સર્પ સિંહાદિ ભક્ષણ કરી લે તેથી મૃત્યુ થઈ જાય, અગ્નિ પ્રયોગથી ભસ્મીભૂત થઈ જાઉં, પાણીમાં તણાઈ જાઉં, શત્રુ આદિ મારી નાખે, આયુષ્ય પૂર્ણ થતાં મરી જાઉં, તથા અન્ય કોઇ પણ ઉપસર્ગ દ્વારા મારા આયુષ્યનો અન્ત થઇ જાય તો મારો શરીર સંબંધ, મોહ. મમત્વ, ૧૮ પાપસ્થાનક અને ચાર પ્રકારના આહાર ભોગવવાનો ત્યાગ કરૂં છું. અને જો સુખે સમાધિએ જાગ્રત થઇ જાઉં તો હું સર્વ પ્રકારે ખુલ્લો છું પછી નવકારમંત્રનું સ્મરણ કરતો થકો શયન કરે જાગ્રત થયા બાદ પૂર્વોક્ત પ્રકારે ૪ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી કહે કે—"પડિક્કમામિ પગામસિજ્જાએ જાવ જો મે રાઇસિ અઇયારો કઓ તસ્સ મિચ્છામિ દુક્કડં" પછી સાગારી અણસણનુ પચ્ચક્ખાણ પારતાં આ પ્રમાણે બોલે "સાગારી અણસણનાં પચ્ચક્ખાણ કર્યાં હતાં તે સમકાએણું, ફાસીયં, પાલિયં, સોહિયં, તીરિયં, કીત્તિયં, આરાહિયં આણાએ અણુપાલિતા ન ભવઇ તસ્સ મિચ્છામિ દુક્કડં"‡ આ સાગારી સંથારાનો વિધિ કહી. ચોર, સિંહ, સાપ, વ્યંતર, અગ્નિ, પાણી આદિ કોઇ પણ પ્રકારે પ્રાણાંત ઉપસર્ગ પ્રાપ્ત થાય તથા બિમારી આદિ પ્રાપ્ત થતાં જો અણગારી સંથારો કરવાનો અવસર ન હોય ત્યાં પણ ઉપર પ્રમાણે સાગારી સંથારો કરવો ઉચિત છે.

## અણગારી સંથારો—સંલેખના.

પ્રાણાંત ઉપસર્ગ આવે, અન્ન પાણી ન મળે એવો દુર્ભિક્ષ દુષ્કાળ પડે, વૃદ્ધાવસ્થાથી શરીર અતિ જીર્ણ થઇ જાય, અસાધ્ય રોગ ઉત્પન્ન થાય ઇત્યાદિ પ્રસંગોમાં પ્રાણ બચાવવાનો કોઇ પણ ઉપાય ન હોય ત્યારે તથા કાળજ્ઞાન ગ્રંથમાં વર્ણવેલાં § લક્ષણોથી પોતાનો અંત-

---

× સંક્ષેપમાં સાગારી સંથારો નીચેના એક દોહરાથી થઇ શકે છે.

આહાર શરીર ને ઉપધિ, પચ્ચક્ખુ પાપ અઢાર,
મરણ હોય તો વોસિરે, જીવું તો આગાર.

‡ નમુક્કારસી આદિ ૧૦ પચ્ચખ્ખાન તથા સામાયિક, પોષધ આદિ પારતી વખતે આ પાઠ બોલવો.

§ દોહા—અતિ ગાજ, અતિ વીજ નહિ, મૂત્ર ન ખંડે ધાર,
કર દીસે જો સ્થંભ સમ, હંસો હાલણહાર.

અર્થ—કાનમાં આંગળીઓ નાખ્યા બાદ ગણગણાટ થતો અવાજ સાંભળવામાં ન આવે, આંખની ઉપરનો ભાગ દબાવવાથી વીજળી જેવો ચમત્કાર દેખાય નહિ, પેશાબ કરતી વખતે મધ્યમાં રોકી શકે નહિ મસ્તક ઉપર પંજો રાખી હાથનું કાંડુ જોતાં જો હાથ સ્તંભ જેવો જાડો દેખાય ઇત્યાદિ લક્ષણથી માલૂમ પડે છે કે હવે હંસ રવાના થવાનો છે.

સહિત શ્રાવકજી સન્મુખ દોષ પ્રકાશ કરે અને શ્રાવકનો પણ યોગ ન હોય તો ઉક્ત ગુણયુક્ત શ્રાવિકાજી સન્મુખ અને તેવો પણ યોગ ન હોય તો જંગલમાં જઇને પૂર્વ તથા ઉત્તર દિશા સન્મુખ ઉભો રહી બે હાથ જોડી સીમંધર સ્વામીને નમસ્કાર કરી ઉચ્ચ સ્વરે કહે કે અહો પ્રભો ! મે અમુક અમુક અનાચરણનુ આચરણ કર્યું છે જેનુ પ્રાયશ્ચિત્ત અમુક મારી ધારણામાં છે તેનો હું આપની સાક્ષીએ સ્વીકાર કરું છું. ન્યૂનાધિક હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. આ પ્રમાણે નિઃશલ્ય બની પછી જેમ કાળા કોયલા અગ્નિમાં પડવાથી તેની સફેદ રાખ બની જાય છે તે પ્રમાણે આત્માને ઉજ્જવળ કરવા માટે સથારા (તપ) રૂપ આગમાં ઝુકાવવુ. જ્યાં ખાનપાન, ભોગવિલાસના પદાર્થો ન હોય, સાંસારિક શબ્દ સાંભળવામાં આવતા ન હોય, જ્યાં ત્રસ સ્થાવર જીવોની હિંસાનો સભવ ન હોય એવા નિર્દોષ પોષધશાલા ઉપાશ્રયાદિ સ્થાનમાં અથવા જંગલ, પહાડ, ગુફા આ સ્થાનાનમાં શિલા આદિની ઉપર જ્યાં ચિત્તસમાધિને યોગ્ય જગા હોય તે સ્થાનને રજોહરણાદિથી ધીમે ધીમે પ્રમાર્જન કરે, પછી લઘુનીતિ, પીત્ત, શ્લેષ્માદિ પરઠવવાની જગ્યાનુ પ્રતિલેખન કરે. જે જમીન જીવજંતુ કે વનસ્પતિ રહિત હોય તેને આંખથી સૂક્ષ્મ દ્રષ્ટિથી જોઇ લે પછી સથારો કરવાના સ્થાનપર આવી ગમનાગમનના પાપની નિવૃત્તિ અર્થે ઇરિયાવહી પડિક્કમે. કાર્યોત્સર્ગ પારી લોગસ્સ બોલી કહે કે, પ્રતિલેખનામાં પૃથ્વીકાય આદિ છકાયની વિરાધના થઇ હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં, પછી જો શરીર કષ્ટ સહવા સમર્થ હોય તો જમીન પર તથા શિલા આદિ પર વસ્ત્રનુ બિછાનુ કરી તે ઉપર સથારો કરે અને જો અસમર્થ હોય તો ઘઉં, ચોખા, કોદ્રવા આદિનું પરાળ કે તૃણાદિ જો તદ્દન સાફ (ધાન્ય રહિત) મળી જાય તો તે લાવી તેનું ૩ા હાથ લાંબુ અને ૧ા હાથ પહોળુ બિછાનુ કરે, તેને શ્વેત વસ્ત્રથી ઢાંકીને તે ઉપર પૂર્વ તથા ઉત્તરાભિમુખ પલ્યકાદિ (પલાંઠી પદ્માસન) આસને બેસે અથવા જે આસન સુખદ માલૂમ પડે, જેનાથી ચિત્તની સમાધિ રહે તે આસને બેસે. જો બેસવાની શક્તિ ન હોય તો ભીંતાદિકને ઓઠી ગણે બેસે અથવા સૂઇ જઇને પણ ઇચ્છા મુજબ સ્થિર આસન કરે. પછી બન્ને હાથ જોડી દશે આંગળીઓ એકત્ર કરે. અને જે પ્રમાણે અન્યદર્શની આરતી ઉતારે છે તે પ્રમાણે જોડેલા હાથોને જમણી બાજુથી શરૂ કરી જમણી બાજુ તરફ ત્રણ વાર લઈ મસ્તકે સ્થાપન કરે. પછી નમોત્થુણનો પાઠ ભણે પહેલુ નમોત્થુણં શ્રી સિદ્ધ ભગવંતને અને બીજું શ્રી અરિહંત ભગવાનને કહેવું, વિશેષમાં છેલ્લું પદ 'ઠાણું સપત્તાણં' ને બદલે 'ઠાણં સપાવિઉ કામાણં' (એટલે સિદ્ધ પદ પામવાના ઇચ્છુક) કહેવુ પછી ત્રીજું નમોત્થુણં 'મમ ધમ્મગુરુ ધમ્માયરિય ધમ્મોવદેસગસ્સ જાવ સંપાવિઓ કામસ્સ' અર્થાત્ મારા ધર્મગુરુ, ધર્માચાર્ય ધર્મોપદેશના દાતાર યાવત્ મોક્ષ પ્રાપ્ત કરવાના અભિલાષી છે તેમને નમસ્કાર હો આ પ્રમાણે વંદન નમન કરીને પછી પૂર્વે સમાચરણ કરેલાં સમકિત, વ્રત નિયમમાં આજ સુધી સ્વવશે, પરવશે, જાણપણે, અજાણપણે જે કઇ દોષ અતિચાર લાગ્યા હોય તેની આલોચના–વિચારણા કરી તેનાથી નિવર્તું છું, ગુરુની સાક્ષીએ ગર્હા (તે પાપની નિન્દા) કરૂ છુ એમ કહી પછી ભવિષ્યને માટે પ્રત્યાખ્યાન કરી માયા નિયાણું અને મિથ્યાત્વદર્શન એ ત્રણ શલ્ય રહિત બને આ પ્રમાણે શુદ્ધ નિર્મળ થઇને

## સંલેખનાના પાંચ અતિચાર

૧. 'ઇહલોગાસંસપ્પઓગે'–મારા સંથારાના ફળરૂપે મને મૃત્યુ બાદ રાજા, રાણી, પ્રધાન, શેઠ, શેઠાણી આદિ પદની પ્રાપ્તિ થાઓ સેના, પરિવાર, ઋદ્ધિ, સંપદાનું શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થાઓ બધાનો માનનીય, પૂજનીય બનું. ઇત્યાદિ આ લોક સંબધી સુખની વાંછા કરે તો અતિચાર લાગે ૨ પરલોગાસંસપ્પઓગે'—આવી જ રીતે પરલોક સંબંધી સુખની વાંછા કરે જેવી કે, મને ઇંદ્ર, ઇંદ્રાણી, દેવ દેવી કે અહમેન્દ્રાદિની× પદવી પ્રાપ્ત થાઓ, તો અતિચાર લાગે ૩ 'જીવિયાસસપ્પઓગે'—સંથારો કરવાથી મહિમા પૂજા થતી જોઇ, વિશેષ લોકોનું આગમન જોઇ ઇચ્છા કરે કે, હુ વધારે વખત જીવતો રહું તો ઠીક, આમ ચિંતવે તો અતિચાર લાગે ૪. 'મરણાસસપ્પઓગે' ×-ક્ષુધા તૃષાદિ વેદનાએ વ્યાકુળ થઇ વિચાર કરે કે જલદી મરી જાઉ તો ઠીક, તોપણ અતિચાર લાગે અને ૫ 'કામભોગાસપ્પઓગે'–સારાં રાગ રાગણી વાજીંત્ર વગેરે સાંભળવાનું, નાટક, ચેટક, સ્ત્રી આદિનાં રૂપ નિરીક્ષણ કરવાનું, અત્તર પુષ્પાદિ સુગંધી દ્રવ્ય સૂંઘવાનુ, ષડરસ ભોગવવાનું, સ્ત્રી શયનાસનાદિ ભોગવવાનું નિયાણું કરે તો અતિચાર લાગે. સથારો કરનાર મહાત્માએ ઉકત પાચે પ્રકારના વિચાર કદાપિ ન કરવા જોઇએ. અને સથારાથી પ્રાપ્ત થતા પરમાનન્દ સુખના લાભને ગુમાવવો ન જોઇએ

વિશેષ લખવાની કશી આવશ્યકતા નથી સંક્ષેપમાં એટલું જ કહેવાનું કે, મોક્ષાભિલાષીઓએ વિષય માત્રનો સર્વથા પરિત્યાગ કરવો જોઇએ કે જેથી શીઘ્ર આત્મકલ્યાણ થાય.

## સમાધિમરણ (સંથારા) વાળાની ભાવના

૧ અહો ! ઇતિ આશ્ચર્ય ! કે અનત પરમાણુ પુદ્ગલોનો સમૂહ મળીને આ શરીરપિંડ નિર્માણ થયું હતું અને જોતજોતામાં તો તે પ્રલય થવા લાગ્યું અહો ! પુદ્ગલોની કેવી વિચિત્રતા છે !

૨ અહો ! જિનેન્દ્ર ભગવાન્ ! આપે કહ્યુ છે કે 'અધ્રુવે અસાસયમ્મિ' અર્થાત્ આ પુદ્ગલપિંડ અધ્રુવ અને અશાશ્વત છે, આ કથનનો આટલા દિવસ મે ખ્યાલ કર્યો નહિ, પરંતુ હવે શરીરની આ વિનાશક રચના જોઇને નિશ્ચયાત્મક બન્યો છું કે, આપનું કથન યથાતથ્ય છે

---

× તપશ્ચર્યા તથા સથારા આદિ ધર્મકરણી કરીને જે ઉકત પ્રકારે આ લોક પરલોક સંબંધી ઋદ્ધિ સિદ્ધિ સુખપ્રાપ્તિનો અનુબધ બાંધે છે તે ક્રોડોનો લાભ કોડીમાં ગુમાવી બેસે છે થોડી કરણીનુ વિશેષ ફળ મળતું નથી તેમજ કરણીનું ફળ પણ નિષ્ફળ જતું નથી તો પછી વાંછા કરીને કરણીનુ ફળ શા માટે ગુમાવવુ જોઇએ, નિર્વાંછક કરણીદ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે માટે કેવળ મોક્ષને અર્થેજ કરણી કરવી અને તેનો મહા લાભ પ્રાપ્ત કરી લેવો

× વધારે જીવવુ કે ઝટ મરવુ એ કોઇના હાથની બાજી નથી, ઇચ્છા કરવાથી આયુષ્ય ઓછુ અધિકુ તો થતુ નથી, પરંતુ કર્મબધ તો અવશ્ય થાય છે માટે નકામા વિચાર કરીને વિનાકરણ કર્મ બાંધવા ન જોઇએ.

૩ જે પ્રમાણે મનુષ્યનો મેળો કાળાંતરે વિખરાઈ જાય છે તેવી જ રીતે કુટુંબનો સંબંધ પણ સરાઈરૂપ મેળો છે, તેનો પણ વિખરવાનો સ્વભાવ છે જેમ મેળામાં મેળા મળેલા લોકો મેળો વિખરવાની ફિકર કરતા નથી તેવી જ રીતે હું (ચૈતન્ય) પણ પ્રેક્ષક છું મને પણ આ શરીરપર્યાય છૂટવાની ફિકર કરવી તે ઉચિત નથી.

૪ જગતનો કર્તા હર્તા કોઈ નથી. સર્વ સંયોગ સ્વભાવથી જ થાય છે અને સ્વભાવથી જ વિખરાય છે તેવી જ રીતે આ શરીરનો સંયોગ પણ સ્વભાવથી જ બન્યો છે અને સ્વભાવથી જ વિખરાશે. મારો રાખ્યો રહેશે નહિ, અને વિખેર્યો વિખરાશે નહિ તો પછી તેના વિયોગની ફિકર મારે શા માટે કરવી જોઈએ? થવાનું હશે તે થયા કરશે.

૫ હું ચૈતન્ય જ્ઞાયક સ્વભાવનો કર્તા ભોક્તા, અનુભવી અને જ્ઞાનમય છું મારો જ્ઞાયક સ્વભાવ અવિનાશી છે અને આ શરીર નાશવંત છે શરીરનો નાશ થવા છતાં પણ મારા સ્વભાવનો નાશ થવો નથી. માટે મારે શરીરની ચિંતા કરવી અનુચિત છે.

૬ અહો! જિનેન્દ્ર! આટલા દિવસ હું આ શરીરને મારૂં માનતો હતો, પરંતુ હવે મને સત્ય ભાસ થયો કે આ મારી અજ્ઞાનતા છે કારણ કે આ શરીર મારી ઇચ્છા વિના જ મારા ઉપર શત્રુ જે રોગ અને વૃદ્ધાવસ્થા છે તેને મળી ગયું અને મરણને ભેટવાની પણ તૈયારી કરી રહ્યું મારૂં હોત તો મારા શત્રુઓને મળી મને દુઃખી કરવાને તત્પર કેમ થાત! આવા સ્વામીદ્રોહીને મારૂં માનવું તે મને ઉચિત નથી એટલા માટે હવે તે મારૂં નથી. રહો યા જાઓ.

૭ રે! ભોળા જીવ! આ શરીરને માતપિતા મારો પુત્ર કહે છે ભાઈબેન મારો ભાઈ કહે છે કાકા કાકી ભત્રીજો કહે છે મામા મામી ભાણેજ કહે છે સ્ત્રી પતિ કહે છે, પુત્રપુત્રી પિતા કહે છે ઇત્યાદિ સૌ પોતપોતાનું કહે છે અને તું તારૂં માને છે હવે વિચાર કર કે આ શરીર કોનું કોનું છે! તત્વદૃષ્ટિથી જોતાં તે કોઈનું નથી, કારણ કે તેને રોકવા કોઈપણ સમર્થ નથી. માટે કુટુંબ સંબંધીઓના મમત્વભાવનો પરિત્યાગ કર. આળસો થઈ નિષ્પ્રમાદ બન કે તું સચ્ચિદાનંદ છે. એટલા માટે હવે નિજ સ્વભાવમાં રમણ કરવું તે જ મને શ્રેયસ્કર છે

૮ રે આત્મન્! આ શરીર સંધ્યા ઇંદ્રજાળ સમાન છે

बालो यौवन सम्पदा परिगतः क्षिप्रं क्षितौ लक्ष्यते ।
वृद्धत्वेन युवा जरा परिणतो व्यक्तं समालोक्यते ।
सोऽपि क्वापिगतः कृतान्तवशतो न ज्ञायते सर्वथा ।
पश्यैतद्यदि कौतुकं किमपरै स्तैरिन्द्रजालैः सखे ॥

વૈરાગ્યશતક.

અર્થ—આ શરીર ક્ષણને વશ પડી ઇંદ્રજાળના તમાશાની પેઠે ક્ષણમાં પરિવર્તન પામે છે તેનું જરા અવલોકન કર. બાલ્યાવસ્થામાં આ શરીર સર્વને પ્રિય લાગે છે પછી શનૈઃ શનૈઃ પુદ્ગલો પ્રાદુર્ભાવને પામતાં પામતાં યુવાવસ્થામાં પ્રવેશ કરી આ શરીર અપાર મનોહર બની જાય છે સ્ત્રી પુરુષોનાં મનને હરણ કરવા લાગે છે. અને એ જ રીતે પલટતાં પલટતાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઈ આ શરીર ગલિત (ગળેલું) પલિત (ધોળા-પીળા

વાળવાળું ) થઇ ઘૃણાસ્પદ થઇ જાય છે, તેનાથી પ્રેમ કરનારને જ તે ખારૂ ઝેર લાગવા માંડે છે. તેમ જ તેના પાલકને પણ તે ગ્લાનિનું ઉત્પાદક બની જાય છે. અંતે મૃત્યુનો ગ્રાસ બની તે મુડદું બની જાય છે ત્યારે તે જ સ્વજનો તત્કાલ તે શરીરથી મોહનો પરિત્યાગ કરીને અગ્નિમાં ભસ્મીભુત કરી દે છે. આવી આ શરીરની અને કુટુંબીઓની હાલત જાણવા જોવા છતાં પણ શરીર અને સ્વજનથી મોહ છૂટતો નથી એ સખેદાશ્ચર્યની વાત છે!

૯ જે જીવે છે તે મરતો નથી અને જે મરે છે તે સદા જીવિત રહેતો નથી, અર્થાત્ આત્મા અવિનાશી છે અને શરીર વિનાશી છે તેથી મૃત્યુ માત્ર શરીરનો ગ્રાસ કરી શકે છે, નહિ કે આત્માનો જ્યારથી શરીર ઉત્પન્ન થયુ છે ત્યારથી ક્ષણે ક્ષણે તે ક્ષીણ થઇ રહ્યું છે. પરંતુ હું તો જેવો હતો તેવો જ છું અને હોઇશ. મૃત્યુ મને પ્રાપ્ત થયું નથી, થતું નથી. થશે નહિ; આવો નિશ્ચય જેમને સમ્યગ્જ્ઞાન દ્વારા થઇ ચૂક્યો છે તેને મૃત્યુનો ભય કદાપિ હોતો જ નથી.

૧૦. હું આકાશવત્ છુ, એટલા માટે અગ્નિમાં બળતો નથી, પાણીમાં ભીંજાતો નથી, વાયુથી ઉડતો નથી, હસ્તાદિથી ગ્રહણ કરી શકતો નથી, અને નાશ પણ પામતો નથી વિશેષમાં આકાશ અચેતન્ય, અમૂર્તિ છે, અને હું તો ચેતન્યવત અમૂર્તિ હોવાથી અધિક સત્તાવંત છું, તેથી મને કોઇનો પણ ભય કદાપિ હોય જ નહિ

૧૧ જેવી રીતે શ્રીમંતના પુત્રના બંને બાજુના ગુંજવામા મેવા ભરેલા હોય તો જે બાજુએ હાથ નાંખે તે બાજુથી સ્વાદિષ્ટ પદાર્થ જ મળે છે, તેવી જ રીતે મારા પણ બને હાથમાં મેવા છે. અર્થાત્ જીવતો છું તો સંયમ પાળું છુ સ્વાધ્યાય, ધ્યાન, દાનાદિ કરૂં છું, અને મરીશ તો સ્વર્ગ મોક્ષમાં સુખનો ભોકતા બનીશ, મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી આદિ તીર્થંકરોનાં, ગણધરોનાં, સાધુ સાધ્વીઓના દર્શનનો લાભ પ્રાપ્ત કરીશ, ધર્મોપદેશ સાંભળીશ. પ્રશ્નોત્તરદ્વારા સંશયનુ નિવારણુ કરી તત્ત્વજ્ઞ બનીશ જેથી રાગદ્વેશનુ ઉચ્છેદન કરવામાં સમર્થ બનીશ. અને પછી મનુષ્યજન્મને પ્રાપ્ત કરી સંયમ તપથી કર્મોનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરીશ.

૧૨ જેમ કોઇ ગૃહસ્થ શ્રીમત બની પોતાના તૂટયા ફૂટયા જીર્ણ થઇ ગયેલા ઘરનો પરિત્યાગ કરવાને માટે ઘણું દ્રવ્ય ખર્ચી હવેલી બનાવે છે, અને પછી તે તૈયાર થયેલી હવેલીમાં ઘણા ઉત્સાહ અને હર્ષપૂર્વક પુરાણા મકાનનો ત્યાગ કરી નવી હવેલીમાં નિવાસ કરે છે તેવીજ રીતે આ મારો આત્મા તપ સયમાદિરૂપ સદ્દ્રવ્યથી શ્રીમંત બન્યો છે, હવે આ આધિ વ્યાધિ, ઉપાધિથી પૂરિત અસ્થિ, માંસ, ચર્મમય સડન પડન સ્વભાવવાળા ઔદારિક શરીરરૂપ ઝુંપડીનો ત્યાગ કરવાને માટે પુણ્યરૂપ દ્રવ્યના વ્યયથી તૈયાર કરેલ મનોવાંછિત રૂપોને કરી શકાય તેવી દિવ્ય દેવતાના શરીર રૂપ હવેલીમાં પહોંચાડનાર મૃત્યુરૂપ સહાયક પ્રાપ્ત થયો છે તો હવે દેવલોક રૂપ હવેલીમા નિવાસ કરવાને માટે હર્ષોત્સાહપૂર્વક આ ઝુંપડીનો ત્યાગ કરવો જોઇએ.

૧૩. જેમ લોભી વણિક ભુખ, તરસ, ટાઢ, તાપ સહી અનેક દેશોમાં ભ્રમણ કરી માલનો સંગ્રહ કરે છે, તેને ભંડાર આદિ અનેક બંદોબસ્ત કરી સાચવે છે અને ભાવ વધવાની

રાહ જોવે છે અને જ્યારે તેઓનો રંગ આવે છે ત્યારે અતિ હર્ષે સમજેલા દિમાગનો મમત્વ છોડી તરત તેનો પરિત્યાગ કરી દે છે, અને તેમાંને લાભ પ્રાપ્ત કરી લે છે. તેવી જ રીતે હે જીવ! પ્રાણપ્યારા ધન કુટુંબનો પરિત્યાગ કરી, અનેક કષ્ટો સહન કરીને શરીરથી તપ, સંયમ, ધર્મરૂપ જે માલ સંગ્રહ કર્યો છે અને દોષોથી બચાવી તેને સાચવી રાખ્યો છે તે માલને લાધે હવે સ્વર્ગ મોક્ષ રૂપ લાભ પ્રાપ્ત કરવાને માટે આ મૃત્યુરૂપ તેઓનો ભાવ આવ્યો છે; તો હવે શરીરથી મમત્વનો પરિત્યાગ કરી સ્વર્ગ મોક્ષરૂપ લાભ પ્રાપ્ત કરી લે.

૧૪ જેમ દિવસભર કરેલી મજૂરીનું ફળ સાંજે આપે છે તેવી જ રીતે જીવનપર્યંત કરેલી કરણીનું ફળ મૃત્યુરૂપ સાંજથી પ્રાપ્ત થાય છે તો હવે ફળ પ્રાપ્ત કરવાનો ઇન્કાર શા માટે કરે છે? તેનો તો આદર કરવો જોઈએ.

૧૫. જેમ કોઈ રાજાને કોઈ પરચક્રી રાજાએ પકડીને કેદમાં કે કાષ્ઠપિંજરમાં બંધ કરી લીધો અને ક્ષુધા તૃષા, તાડન, તર્જનાદિ દુઃખથી પીડિત કરવા લાગ્યો. આ સમાચાર તેનો કોઈ મિત્ર રાજા સાંભળી સેના સહિત આવે અને કારાગૃહ કે કાષ્ઠપિંજરથી તેને છોડાવી સુખી કરે, તેવી જ રીતે ચૈતન્યરૂપ રાજાને કર્મરૂપ પરચક્રીએ સંસાર કારાગૃહમાં અને શરીરરૂપ કાષ્ઠપિંજરમાં બંધ કરી રાખ્યો હતો, રોગ, શોક, વિયોગ, પરાધીનતા આદિ વિવિધ દુઃખોથી પીડિત કરી રહ્યો હતો, તે દુઃખથી મુક્ત કરવાને માટે આ મૃત્યુરૂપ મિત્ર રોગરૂપ સેનાથી સજ્જ થઈ મને દુઃખથી મુક્ત કરવાને માટે આવ્યો છે તેથી તે ઉપકારક છે. તેના પ્રતાપથી જ હું આ સાંસારિક દુઃખોથી છૂટી ક્ષણમાત્રમાં પરમ સુખી બની જઈશ. આવો ઉત્સાહ રાખી સમાધિમરણ કરે.

૧૬ ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં જેઓએ ઉત્તમ એવાં સ્વર્ગ અને મોક્ષનાં સુખો પ્રાપ્ત કર્યાં છે કરે છે અને કરશે તે બધો સમાધિમરણનો જ પ્રતાપ છે એમ જાણવું જોઈએ કેમકે સમાધિમરણ સિવાય સ્વર્ગ મોક્ષના સુખો પ્રાપ્ત થતાં નથી. માટે હે સુખાર્થી આત્મન્! તારે પણ સમાધિમરણ કરવું ઉચિત છે.

૧૭ કલ્પવૃક્ષની છાયામાં બેસીને મનુષ્ય સારી કે બૂરી જેવી ઇચ્છા કરે તેવું ફળ તેને મળે છે તેવી જ રીતે મૃત્યુ પણ કલ્પવૃક્ષ સમાન છે તેની છાયામાં બેસીને અર્થાત્ મૃત્યુ સમયે જે વિષય, કષાય, મોહ મમત્વાદિ ખરાબ ઇચ્છા કરે છે તે નરક તિર્યંચાદિ દુર્ગતિના દુઃખો પામે છે અને જે સમકિતયુક્ત ત્યાગ વૈરાગ્ય, વ્રત, નિયમ સત્ય, શીલ, દયા ક્ષમા આદિ ગુણોના આરાધન સહિત સમાધિભાવ ધારણ કરે છે તે સ્વર્ગ મોક્ષનાં સુખો ભોગવે છે એટલા માટે મૃત્યુરૂપ કલ્પવૃક્ષને પ્રાપ્ત કરીને હવે શુદ્ધ અને શુભ ભાવ રાખવો જ ઠીક છે કે જેથી આત્મા પરમાનંદી પરમસુખી બની શકે.

૧૮ અશુચિથી ભરેલા ફૂટેલા હાંડા સમાન સદૈવ સ્વેદ, મલ મૂત્રાદિ અશુચિ ઝરતા એવા આ અપવિત્ર અને અસ્થિર ઔદારિક શરીરના દુઃખથી છોડાવી અશરીરી બનાવનાર તથા દિવ્ય દેવતાના શરીરને પ્રાપ્ત કરાવનાર મૃત્યુ જ છે એટલા માટે મૃત્યુનું સ્વાગત કરવું પરમ હિતાવહ છે.

૧૯ જેવી રીતે ધર્મોપદેશક મુનિ મહાત્મા અનેક નય, ઉપમા, પ્રત્યક્ષ પરોક્ષ, દૃષ્ટાંત આદિ દ્વારા શરીરનું સ્વરૂપ સમજાવી મમત્વ ઓછું કરાવે છે, એવી રીતે મારા શરીરમાં

ઉત્પન્ન થયેલો આ રોગ પણ મને પ્રત્યક્ષ પ્રમાણથી ઉપદેશ આપે છે કે હે જીવ! તું આ શરીરનું મમત્વ શા માટે કરે છે? કેમકે આ શરીર તારૂં નથી પણ મારા સ્વામી કાળનો ભક્ષ છે તો હવે તેનાથી મમતા કર નહિ.

૨૦. કિંબહુના, મુનિરાજથી પણ અધિક અસરકારક ઉપદેશ દાતા મને તો આ રોગ માલુમ પડે છે, કેમકે જે શરીરને મેં પ્રાણપ્યારૂં ગણી અનેક સુખોપચારોથી પોષ્યું તેમ જ તેની ખુબસુરતી અને કોમળતા આદિ ગુણોમાં લુબ્ધ બની રહ્યો હતો તે પ્રેમ મુનિરાજના અનેક ઉપદેશથી પણ છૂટવો મુશ્કેલ હતો, હવે અનેક ઉપચારોથી રોગ નષ્ટ થતો નથી ત્યારે સ્વભાવથી જ નષ્ટ થઇ જાય છે.

૨૧. હે જીવ! જો આ રોગોદયના દુઃખથી તું ગભરાતો હોય, ખરેખર તને આ રોગ ખરાબ માલૂમ પડતો હોય અને તેનાથી પૂરેપૂરો કંટાળો આવ્યો હોય, તો તું હવે બાહ્યોપચારનો પરિત્યાગ કરી દે, કેમકે આ રોગ કર્માધિન છે, બાહ્યોપચારમાં રોગ મટાડવાની સત્તા નથી, કદાચિત્ એકાદ રોગ કમતી પણ થઈ ગયો તો શું થયું. કાળે કરી પુન તેનો પ્રાદુર્ભાવ થવાનો જ છે પરતુ સર્વ રોગોના અને તેની અચૂક ચિકિત્સાના જ્ઞાતા શ્રી જિનેંદ્ર ભગવાનરૂપ પરમવૈદ્યની બનાવેલી પરમૌષધિ સમાધિ મૃત્યુરૂપી છે. તેનું સાચા દિલથી સેવન કર કે જેથી આધિ, વ્યાધિ, ઉપાધિ રૂપ સર્વ દુખો સમૂલ નાશ પામી અનંત, અક્ષય અજરામર, અવ્યાબાધ મોક્ષના સુખો પ્રાપ્ત થઇ શકે.

૨૨ જેમ જેમ વેદનીયનુ જોર અતિ પ્રબળ થતુ જાય તેમ તેમ પોતે અધિક ખુશી થતો જાય, કેમકે જેવી રીતે અધિકાધિક તાપ લાગવાથી, સુવર્ણ અધિક સ્વચ્છ, શુદ્ધ, નિર્મળ થઇ કુંદન બની જાય છે તેવીજ રીતે તીવ્ર વેદનિયના ઉદય સમયે સમ પરિણામ ધારણ કરવાથી કઠણ કર્મોનો પણ સમૂળ શીઘ્ર નાશ થઇ જાય છે અને આત્મરૂપ સુવર્ણ શુદ્ધ, સ્વચ્છ નિર્મળ થઇ સિદ્ધ સ્વરૂપ બની જાય છે. તથા દેવતા તો અવશ્ય થઇ શકે છે

૨૩ જેવી રીતે ગજસુકુમાલજીના મસ્તક પર સોમિલ બ્રાહ્મણે અંગારા ભર્યા તેની મહાવેદના સહી સ્કંદકજીના શરીરની સર્વ ચામડી તેમના બનેવીના અનુચરોએ ઉતારી લીધી તેની મહાવેદના તેઓએ સમભાવે વેઠી સ્કંદકજીના ૫૦૦ શિષ્યોને પાલક પ્રધાને ઘાણીમાં પીલ્યા તેની મહાવેદના સહી. × ઇત્યાદિ મહાપુરુષોએ તીવ્ર વેદનાના ઉદય સમયે સમભાવ રાખ્યો તો તેમણે તત્કાલ મુકિત પ્રાપ્ત કરી લીધી તેવી જ રીત તું પણ સમભાવ રાખીશ તો તારૂં પણ શીઘ્ર આત્મકલ્યાણ થઇ જશે તેમાં સંશય નથી

૨૪ હે આત્મન્! તે નરકમાં ૧૦ પ્રકારની મહા ક્ષેત્રવેદના સહન કરી છે. પરમાધામીના માર આદિ મહા કષ્ટો સહન કર્યાં છે. તિર્યંચ યોનિમાં ક્ષુધા, તૃષા તાડન, પરવશતા આદિ ઘણાં કષ્ટો સહન કર્યાં છે દેવતામાં આભિયોગિક દેવ થઇને વજ્રપ્રહારાદિ કષ્ટો સહન કર્યાં છે આમ અનાદિ કાળથી મહા દુ ખ વેઠયાં છે તેવું કષ્ટ તો

× ઉકત બન્ને સ્કંદકજી અલગ જાણવા. જેમની ખાલ ઉતારી તે મહાવીર સ્વામીના સમયમાં થયા અને જેમના શિષ્યોને ઘાણીમાં પીલ્યા તેઓ શ્રી મુનિસુવ્રત સ્વામીના વખતમાં થયા.

**૧ પ્રશ્ન**-મૃત્યુ આવ્યા પહેલાં જ આહાર પાણી આદિનો પરિત્યાગ કરી મૃત્યુની સન્મુખ થઇ મરવુ તેમાં આત્મહત્યા (આપઘાત)નું મહાપાતક નથી લાગતુ શું ?

**સમાધાન**-જો ક્રોધ, માન, માયા, લોભ, વિષય, કષાય ઇત્યાદિને વશ પડી અન્ન, પાણી આદિનો ત્યાગ કરી મરે તો તથા ક્રોધાદિના આવેશમાં અગ્નિમાં બળીને, પાણીમાં ડૂબીને, ઝેર ખાઇને ઇત્યાદિ પ્રકારે મૃત્યુ કરે તો આત્મઘાતનું પાપ ગણાય છે. પરંતુ ક્રોધાદિ કોઇપણ કારણ વિના, ફક્ત પોતાના આત્માના કલ્યાણને માટે સંસારના મોહ મમત્વનો પરિત્યાગ કરી, ચારે આરાધનાપૂર્વક જે આહાર પાણી આદિનો પરિત્યાગ કરી સમાધિભાવથી દેહમમત્વ છોડી સલેખનાં સહિત મૃત્યુ કરે છે તેને આત્મ-હત્યા કહેવાતી નથી વ્યવહારનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત પણ જોઇ લો સુદૃઢ અને નિરોગી મનુષ્યો સંગ્રામમાં મરે છે તેને આત્મઘાતી કોઇપણ કહેતુ નથી, તો પછી કર્મશત્રુઓનો સંહાર કરવા ભાવ સંગ્રામમાં પ્રવૃત્ત થઇને જ શરીરનો ત્યાગ કરે છે સમાધિમરણે મરે છે તેમને આત્મઘાતી કેવી રીતે કહેવાય ? ન જ કહેવાય 'પુરુષાર્થ સિદ્ધયુપાય' નામક ગ્રંથમાં કહ્યું છે કે : 'હિંસાના કારણ રૂપ જે કષાય છે તેને ઘટાડવાની પ્રવૃત્તિ તે અહિંસા જ કહેવાય છે સલેખનાં વ્રત અહિંસાની સિદ્ધિ અર્થે કરાય છે તેમાં આત્મઘાતનો દોષ કિંચિત માત્ર પણ નથી'

**૨ પ્રશ્ન**—શાસ્ત્રકારોએ મનુષ્યજન્મને ઘણો દુર્લભ બતાવ્યો છે. વળી આ શરીરનું પાલનપોષણ કરવાથીજ શુદ્ધ ઉપયોગ વ્રત, સંયમાદિ ધર્મારાધન પણ થઇ શકે છે. તેથી એવા ઉપકારક શરીરનું રક્ષણ કરવું એ જ ઉચિત છે, પરંતુ તમે સથારો કરીને તેનો નાશ શા માટે કરો છો ?

**ઉત્તર**—તમારૂં કથન સત્ય છે અમે પણ એમ જ માનીએ છીએ પરતુ જેમ કોઇ શાહુકાર દ્રવ્યપ્રાપ્તિને માટે દુકાનની સારસંભાળ કરતો હોય, તેવામાં દૈવયોગે અગ્નિપ્રયોગ થઇ જાય તેવે પ્રસગે તે શાહુકાર પોતાનું જોર ચાલે ત્યાં સુધી દુકાન અને દ્રવ્ય બન્ને બચાવવાનો પ્રયત્ન કરે છે, પણ જ્યારે કોઇ પણ ઉપાયે દુકાનની રક્ષા થઇ શકશે નહિ એમ તેને જણાય છે ત્યારે તેમાંથી દ્રવ્યને જ બચાવવાનો પ્રયત્ન કરે છે, પરંતુ દુકાનની સાથે ધનનો પણ નાશ થવા દેતો નથી. તેવી જ રીતે અમે પણ આ શરીર રૂપ દુકાનની સહાયથી તપ, સંયમ, પરોપકારાદિ અનેક લાભો ઉપાર્જન કરતા હતા અને એ લાભની આશાએ તેનું અન્નવસ્ત્રાદિથી પોષણ પણ કરતા હતા, પરંતુ જ્યારે મૃત્યુરૂપી ભયંકર આગ લાગવાનો પ્રસગ પડયો અને આ શરીરનો બચાવ કોઇ પણ ઉપાયે થઇ શકશે નહિ એમ લાગ્યું ત્યારે આ બળતી ઝુંપડીને છોડીને અને તેના રક્ષણનો પ્રયત્ન પણ છોડીને અમે અમારા પોતીકા જ્ઞાનાદિ આત્મિક ગુણો રૂપ રત્નોના રક્ષણ (સ્વરક્ષણ) માટે ઉદ્યત થયા છીએ કેમકે આત્મિક ગુણના પ્રસાદ વડે જ અમે અક્ષય, અનત, નિરાબાધ મોક્ષનાં સુખોને પ્રાપ્ત કરી શકીશું

यस्त्वविज्ञानवान् भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति स सारं नाधिगच्छति ॥ १ ॥
यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचि ।
स तु तत्पदमाप्नोति यस्माद् भूयो न जायते ॥ २ ॥

અર્થ—જે વિવેક રહિત મનુષ્ય મનની પાછળ ચાલે છે, તે હમેશ અપવિત્ર રહે છે, અનંત સંસાર પરિભ્રમણ કરે છે પરંતુ શાંતિપદ (મોક્ષ) પ્રાપ્ત કરી શકતો નથી. અને જે વિવેકી મનુષ્ય મનને વશ કરી નિરંતર શુદ્ધ ભાવમાં રમણ કરે છે તેને ફરીથી પુનરાવૃત્તિ કરવી ન પડે એવા આનંદમય (મોક્ષ) પદને પ્રાપ્ત થાય છે.*

## સમાધિમૃત્યુસ્થિતના ૪ ધ્યાન

૧ પદસ્થ ધ્યાન—નવકાર મંત્ર, લોગસ્સ (ચતુર્વિંશતિ સ્તવ) નમોત્થુણં, શાસ્ત્ર સ્વાધ્યાય, આલોચના પાઠ, સ્તવન, ૬૩ મહાપુરુષો અને સતીઓનાં ચરિત્ર ઇત્યાદિના પઠન, શ્રવણમાં મનને સ્થિર કરે તન્મય કરી દે તે પદસ્થ ધ્યાન. ૨ પિંડસ્થ ધ્યાન—શરીરોત્પત્તિથી શરૂ કરીને શરીરને પ્રલય અવસ્થા પર્યંત થતી શરીરની વિચિત્રતાના અર્થાત્ પુદ્ગલોના પરાવર્તનના, રોગાદિ અસમાધિ સમયના વૈરાગ્યમય વિચારોના શરીરના બાહ્યાભ્યંતર અશુદ્ધ પદાર્થોના આકૃતિના પરિવર્તનના તેમજ શરીર અને આત્માની ભિન્નતાના વિચારોમાં મનને સ્થિર કરે તે પિંડસ્થ ધ્યાન અથવા લોકના સંસ્થાનનું તેમજ ત્રીજા પ્રકરણમાં દર્શાવેલ લોકમાં રહેલા સ્થાનોનું ચિંતન કરે તે પણ પિંડસ્થ ધ્યાન ૩ રૂપસ્થ ધ્યાન —પ્રથમ ખંડના પ્રથમ પ્રકરણમાં વર્ણવેલા અરિહંત પરમાત્માના ગુણોની સાથે પોતાના આત્માના ગુણોની એકતાનો તથા ભિન્નત્વ (પૃથક્ત્વ) ભાવનાથી અભિન્ન બનવાના સાધનનો વિચાર કરી તે ગુણોમાં તલ્લીન બને તે રૂપસ્થ ધ્યાન. ૪ રૂપાતીત ધ્યાન-સિદ્ધના ગુણોની સાથે આત્માના ગુણોની એકતા કરે કે જે પ્રમાણે સિદ્ધ પરમાત્મા અમૂર્ત રૂપથી સત્ ચિત્ આનંદમય છે તે જ પ્રમાણે હું પણ શક્તિરૂપે સત્ ચિત્ આનંદમય છું અનંત જ્ઞાન, અનંત દર્શન અનંત ચારિત્ર અનંત તપ, અનંત વીર્ય અરૂપીપણું અખંડિતતા, અજરામરપણું અવિનાશીપણું સિદ્ધ ભગવંતમાં આવિર્ભાવ છે અને મારામાં તિરોભાવ છે જે ગુણો શક્તિરૂપ છે તે આવિર્ભાવ (પ્રગટરૂપે) થતાં હું પણ સિદ્ધ બની જઈશ જન્મ, જરા, મરણના અસહ્ય દુઃખોથી વિમુક્ત થઈ અજરામર થઈ જઈશ. આધિ, વ્યાધિ, ઉપાધિથી સર્વથા મુક્ત થઈ સચ્ચિદાનંદમય બની જઈશ. કે જેથી પર્યાયનો પલટો કદાપિ થાય નહિ. આવું જે ધ્રુવ પદ છે જેનો અંશ માત્ર પણ નાશ ન પામે તેની પ્રાપ્તિ થતાં હું પણ ધ્રુવ અનંત અક્ષય, સુખમય બની જઈશ. આ પ્રમાણે ચારે ધ્યાનને ભાવ ભાવથી ભેદરૂપ ધ્યાતો થકો પછી અભ્યાસથી શારીરિક અવસ્થામાં સક્ષમ બને. જેમકે ૧ પદસ્થ ધ્યાન—તે કમરની નીચેના અંગ તરફ પ્રથમ લક્ષ રાખી પછી ૨ પિંડસ્થ ધ્યાન તે કમરની ઉપરના અંગ તરફ લક્ષને લગાવે પછી ૩ રૂપસ્થ ધ્યાન તે ગ્રીવાની ઉપરના અંગ તરફ લક્ષ લગાવે અને પછી ૪ રૂપાતીત ધ્યાન તે સર્વ શરીરવ્યાપક આત્મામાં લક્ષને સ્થિર કરે એમ મન અને શરીરનું નિષ્કંપન કરી પછી આત્મદ્રવ્ય અને તેની પર્યાયમાં ધ્યાનથી ચિંતન કરે. આ શુક્લ ધ્યાનનો પ્રથમ પાયો 'પૃથક્ત્વવિતર્ક' નામનો જાણવો. પછી દ્રવ્યમાં અને પર્યાયમાં સમજવાનું છોડી એક

---

* धर्मप्रधान पुरुषं, तपसा हत किल्बिषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं सशरीरिणम् ॥

અર્થ—જે ધર્મ પ્રધાન પુરુષે તપ વડે કર્મ અને કામનાનો ક્ષય કર્યો છે તે આત્મા નિજસ્વરૂપને પ્રગટ કરી પરમાત્મામાં ભળી જાય છે.

આત્મ દ્રવ્યમાંજ સ્થિર થઇ જાય (તે શુકલ ધ્યાનનો બીજો પાયો 'એકત્વવિતર્ક' જાણવો). આ ધ્યાનવડે શ્રેણીસંપન્ન બનીને એક આત્મગુણમાં ગરકાવ થઇને દૈહિક ભાવથી પૃથક્ થતાં જ ચાર ઘનઘાતી કર્મોનો સર્વાંશે નાશ કરે અને કેવળજ્ઞાન, કેવળદર્શનને પ્રાપ્ત કરી લે છેવટે શુકલ ધ્યાનનો ત્રીજો પાયો 'સૂક્ષ્મક્રિયાપ્રતિપાતિ' પ્રાપ્ત કરીને આયુષ્યકર્મના અંત સુધી પ્રવર્તતા સ્વભાવથીજ શુકલધ્યાનનો 'સમુચ્છિન્નક્રિયા નિવૃત્તિ' નામનો ચોથો પાયો આવતાં જ આયુષ્યના બળ ઉપર નિર્ભર રહેલાં વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણે અઘાતી કર્મો આયુષ્યનો ક્ષય થતાં જ એકી સાથે સર્વાંશે ક્ષય કરી નાખે છે અને મોક્ષગતિ પ્રાપ્ત કરી સિદ્ધ ભગવાન બની કૃતકૃતાર્થ, પૂર્ણ નિષ્ઠિતાર્થ, અનંત પરમ સુખી બની જાય છે.

કદાચિત્ શુદ્ધ ધ્યાનની મંદતા અને શુભ ધ્યાનની વિશેષતા થઇ જાય તો સાત લવ માત્ર અથવા અધિક આયુષ્યની ન્યૂનતા હોવાથી અથવા એક છઠ (બેલા)ના પ્રયોગથી ક્ષય થાય તેટલા અથવા તેથી વધારે કર્મ અવશેષ રહી જવાથી તેને ભોગવવાને માટે તે વિમળ પુણ્યનો પુરુષાર્થી બનેલો જીવ સર્વાર્થસિદ્ધ મહાવિમાન આદિ ઉંચા દેવલોકમાં ૧ અહમેન્દ્ર, ૨ ઇન્દ્ર, ૩ સામાનિક, ૪ ત્રાયત્રિંશક અને ૫ લોકપાલ એ પાંચ શ્રેષ્ઠ પદવિઓમાંથી કોઇ એક ઉત્તમ દેવનું પદ પ્રાપ્ત કરી અત્યુત્તમ સુખોપભોગ અનેક સાગરોપમ પર્યંત ભોગવી પુન. મનુષ્ય લોકમાં નીચેના દશ બોલોને પ્રાપ્ત કરવાવાળો ઉત્તમ મનુષ્ય થાય છે—

खेत्तं वत्थु हिरण्ण च, पसवो दासपोरुसं ।
चत्तारि कामखंधाणि, तत्थ से उववज्जए ॥ १७ ॥
मित्तवं नायवं होइ, उच्चागोए य वण्णवं ।
अप्पायंके महापन्ने, अभिजाए जसो बले ॥ १८ ॥ ઉત્ત૦ અ ૩

અર્થ—૧ ખેતર, બાગ, બગીચા, ૨ મહેલ, હાટ, હવેલી, ૩ ધનધાન્ય, ૪ અશ્વ, ગજ આદિ પશુ તથા દાસ દાસી, એ ચાર બોલનો એક સ્કંધ (૧ બોલ) જાણવો અર્થાત્ એ ચાર વસ્તુ તો અવશ્ય હોવી જોઇએ જ્યાં આવો યોગ હોય ત્યા તે દેવતા ઉત્પન્ન થાય છે. ૨–૩ તેના મિત્રો અને જ્ઞાતિજનને સુખપ્રદ હોય, ૪ તે ઉચ્ચ ગોત્રવાળો હોય, ૫ સુરૂપવત હોય, ૬ તેનુ રોગરહિત શરીર હોય, ૭ મહા બુદ્ધિવંત હોય, ૮ વિનયવંત હોય, ૯ યશસ્વી અને ૧૦ બલવત હોય આ દશે બોલોની પ્રાપ્તિ કરીને પછી ભોગાવલિ કર્મોદય હોય તો રૂક્ષવૃત્તિથી ભોગવે અને પુન સંયમનુ સમાચરણ કરી યથાખ્યાત ચારિત્ર પાળી, સર્વ કર્માંશનો ક્ષય કરી, સિદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિનિર્વાણ બની સર્વ દુ ખરહિત થઇ, મોક્ષના અનત સુખનો ભોકતા બની જાય

अतुल सुहसागर गया अव्वाबाह अणोवम पत्ता ।
सव्व मणागयं मद्ध चिठ्ठ ति सुहि सुह पत्ता ॥ २२ ॥ ઉવવાઇ.

અર્થ—અન્ય કોઇપણ સુખની જેને ઉપમા આપી શકાતી નથી, એવા અનુપમ અતુલ, નિરાબાધ સુખસાગરમાં નિમગ્ન બનેલા, અનત અનાગત કાળમા એકાંત સુખીજ સુખી રહે છે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

શાસ્ત્રોદ્ધારક બાલબ્રહ્મચારી ઋષિસંપ્રદાયાચાર્ય સ્વ. મુનિશ્રી અમોલખઋષિજી મહારાજદ્વારા વિરચિત 'જૈન તત્ત્વ પ્રકાશ' ગ્રંથના બીજા ખંડનુ 'અંતિમ શુદ્ધિ' નામક છઠ્ઠું પ્રકરણ સમાપ્ત

## મંગળ સ્તોત્રમ્

અર્હંતો ભગવત ઈંદ્રમહિતા સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થતા, આચાર્યા જિનશાસનોન્નતિકરા પૂજ્યા ઉપાધ્યાયકાઃ, શ્રી સિદ્ધાંતસુપાઠકા મુનિવરા, રત્નત્રયારાધકા પંચૈતે પરમેષ્ઠિન. પ્રતિદિનં, કુર્વન્તુ વો મંગલમ્ (૧) બ્રાહ્મીચંદનબાલિકા ભગવતી, રાજીમતી દ્રૌપદી, કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા, સીતા સુભદ્રા શિવા, કુંતિ શીલવતી નલસ્યદયિતા, ચુલ પ્રભાવત્યથ પદ્માવત્યપિ સુંદરી પ્રતિદિનં, કુર્વન્તુ વો મંગલમ્ (૨) વીર સર્વ સુરાસુરેંદ્ર મહિતો, વીરં બુધા સંશ્રિતા, વિરેણાભિહત સ્વકર્મ નિચયો, વીરાય નિત્ય નમ, વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં, વીરસ્ય ઘોરં તપો વીરે શ્રી ધૃતિ કીર્તિ કાંતિ નિચય, શ્રી વીરભદ્રં દિશ (૩)

અર્હંતો મંગલં નિત્ય સિદ્ધા જગતિ મંગલમ્, મંગલં સાધવ. સર્વે, જૈનધર્મોડસ્તુ મંગલમ, (૧) મંગલં ભગવાન વીરો, મંગલં ગૌતમઃ પ્રભુ, મંગલં સ્થુલભદ્રાદ્યા, જૈનધર્મોડસ્તુ મંગલમ્ (૨) સર્વ મંગલ માંગલ્ય, સર્વ કલ્યાણ કારણ, પ્રધાન સર્વ ધર્માણા, જૈનંજ્યતિ શાસનમ. (૩)

## ચતુર્દશ નમસ્કાર

૧ ૐ. અસિઆઉસાય નમ ૨ શ્રી ઋષભદેવાય નમ ૩ શ્રી શાંતિનાથાય નમ ૪ શ્રી પાર્શ્વનાથાય નમ ૫ શ્રી વીર વર્ધમાનાય નમ ૬ શ્રી ગૌતમ ગણધરાય નમ· ૭ શ્રી સુધર્મ સ્વામીને નમ ૮ શ્રી જિનેંદ્રાય નમ ૯ ઉસભાઇ મહાવીર વદામિ જિણ ચઉવિસં ૧૦ ચયુર્વિધ સંઘાય નમ ૧૧ વંદે પ્રવચન માતરં ૧૨ વંદે દયા માતર ૧૩ વીરં વંદે ૧૪ અર્હં નમ

## મહાવીર છંદ

ચોવીશમા મહાવીર શૂરવીર મહાધીર, વાણી મીઠી દૂધ ખીર, સદ્ધારથ નંદ હે, નાગિણીશી નારી જાણી, ઘટમાં વૈરાગ આણી, જોગ લીઓ જગભાણ, ટાળ્યા મોહ ફંદ હે, ચૌદ હજાર સંત, તાર દીયા ભગવંત, કર્મંકો કિયો અંત, પામ્યા સુખ કંદ હે કહે કવિ ચંદ્રભાણ, સુણો હો વિવેકવાન, મહાવીર કીયા ધ્યાન, ઉપજે આનંદ હે.

પૂર્વ ત્રિયાસી લાખ, લિયો જિનરાજ સુખ, એક લાખ રહી જબ, એસે દિલ ધારી હે ધન, સુત, બંધવ, નારી, દેખીયે અનિત્ય સહુ, કામ નહિ આવે, એસી જિનજી વિચારી હે. ભરત બોલાઇ સમજાઇ સહુ રાજ દીયો, આપ લોચ લેખે ભયો, મહાવ્રત ધારી હે. પ્રથમ જિનેંદ્ર ચંદ્ર કહત બિનોદીલાલ, એસે નાભિનંદનકો, વંદના હમારી હે.

## શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ

શારદ માય નમુ શિર નામી, હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામિ, શાંતિ શાંતિ જપે સબ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧ શાંતિ જપી જે કીયે કામ, સો હી કામ હોવે અભિરામ, શાંતિ જપી પરદેશ સધાવે, તે કુશળે કમળા લેઇ આવે. ૨ ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી, શાંતજી નામ દિયો હિતકારી, જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિંતી તે નર પાવે ૩ જે નરકુ પ્રભુ શાંતિ સહાઇ, તે નરકુ કયા આરતી નાહી, જો કછુ વંછે સોહી પુરે,

પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે, ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાંધે વાન ૮. પુન્યવંત અવાધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ, કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તૂઠે સંપત્તિ ક્રોડ ૯ ઇતિ

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ

(દોહા)

કલ્પવેલ ચિંતામણી, કામધેનુ ગુણ, ખાણ, અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન. ૧ પરમ જ્યોતિ પરમાત્મા, નિરાકાર કીરતાર, નિર્ભય રૂપ જ્યોતિસરૂપ પૂરણ બ્રહ્મ અપાર ૨ અવિનાશી સાહીબ ધણી, ચિંતામણી શ્રી પાર્શ્વ, અરજ કરૂં કર જોડ કે, પૂરો વંછિત આશ. ૩. મન ચિંતીત આશા ફળે, સકળ સિદ્ધવે કામ, ચિંતામણીકો જાપ જપ, ચિતા હરે એ નામ ૪ તુમ સમ મેરે કો નહી, ચિંતામણી ભગવાન, ચેતનકી એહ વિનતી, દીજે અનુભવ જ્ઞાન. ૫.

(ચોપાઇ)

પ્રાણુત દેવલોકથી આયે, જન્મ વણારસી નગરી પાયે, અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રીહુ જગકે પ્રભુ અંતરજામી. ૬. વામા દેવી માતાકે જાયે, લંછન નાગ ફણી મણી પાએ, શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નિર્મળ જાણો ૭. માનવ યક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય, ઇંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિતામણી પાવે ૮. નિત સમરો ચિતામણી સ્વામી, આશા પૂરે અંતરજામી ધન ધન પાર્શ્વ પુરીસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી ૯ તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુખ જાય વિસારી, ચેતનકો મન તુમારો પાસ, મન વંછિત પૂરો પ્રભુ આશ ૧૦.

(દોહા)

ૐ ભગવંત ચિતામણી, પાર્શ્વ પ્રભુ જિનરાય, નમો નમો તુમ નામસેં, રોગ શોક મિટ જાય ૧૧. વાત પિત્ત દૂરે ટળે, કફ નહી આવે પાસ, ચિંતામણી કે નામસે, મિટે શ્વાસ ઔર ખાસ ૧૨ પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથીયો જાય, શૂળ બહોનેર દૂરે રહે, દાદર ખાજ ન થાવ. ૧૩ વિસ્ફોટક ગડ ગુંમડાં, કોઢ અઢારે દૂર, નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચૂર ૧૪. ચિતામણીકે જાપસે, રોગ શોગ મિટ જાય, ચેતેન પાર્શ્વ નામકો, સમરો મન ચિત્ત લાય. ૧૫.

(ચોપાઇ)

મન શુધ્ધે સમરો ભગવાન ભયભંજન ચિંતામણી ધ્યાન, ભૂત પ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપત્તિ પૂર ૧૬ ડાકણ શાકણ વ્યંતર દેવ, ભય નહી લાગે પારસ સેવ, જળચળ થલચર ઉરપર જીવ ઇનકો ભય નહિ સમરો પીવ ૧૭ વાઘ સિંહકો ભય નહી હોય, સર્પ ગોહ આવે નહિ કોય, વાટ ઘાટમે રક્ષા કરે, ચિંતામણી ચિતા સબ હરે ૧૮. ટોણા ટામણ જાદુ કરે, તુમારો નામ લેતાં સબ કરે, ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટજ કોય ૧૯ ભય સબ ભાગે તુમારો નામ, મન વંછિત પૂરો સબ કામ, ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિંતામણી પાર્શ્વ ૨૦.

(દોહા)

ચિંતામણી નામસે સકળ સિદ્ધવે કામ, રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ ધામ. ૨૧ રૂપ બલ ૨થ પાયક મળે, લક્ષ્મીનો નહિ પાર પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર. ૨૨ ચેતન ચિંતા હરણો જાપ જપો તિન કાળ, કર આંબિલ પદ માળો પ ઉપજે મંગળ માળ ૨૩ પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ ગાન. મનવંછિત સુખ ઉપજે નિત સમરો ભગવાન. ૨૪ સંવત અઢારા ઉપરે, આડત્રિસો પરિમાણ, પોષ શુક્લ દિન પંચમી, વાર શનિશ્વર જાણ. ૨૫ પડે સુણે જે ભાવથી સુણે સદા શિવ વાસ, ચેતન સંપત્તિ બહુ મળે સમરો મન વચ કાય. ૨૬

## શ્રી સાધુ વંદના પ્રારંભ

નમુ અનંત ચોવીશી ઋષભાદિક મહાવીર જેણે આરજ ક્ષેત્રમાં ઘાલી ધર્મની સીર. ૧ મહા અતુલ્ય બળિ નર શુર વીર ને ધીર, તીરથ પ્રવર્તાવી પહોંચ્યા ભવજળ તીર ૨ સીમંધર પ્રમુખ જઘન્ય તીર્થંકર વીશ, છે અઢી દ્વીપમાં જયવંતા જગદીશ. ૩ એકસો ને સિત્તેર ઉત્કૃષ્ટ પદે જગીશ ધન્ય મોટા પ્રભુજી તેહને નમાવું શીશ. ૪ કેવળી દોય ક્રોડી, ઉત્કૃષ્ટા નવ ક્રોડ મુનિ દોય સહસ્ર ક્રોડી, ઉત્કૃષ્ટા નવસહસ્ર ક્રોડ ૫. વિચરે વિદેહે, મહોટા તપસી ઘોર ભાવે કરી વંદુ, ટાળે ભવની ખોડ. ૬ ચોવીશે જિનના, સઘળા એ ગણધાર ચોદસે ને બાવન તે પ્રણમુ સુખકાર. ૭ જિન શાસન નાયક ધન્ય શ્રી વીર જિણંદ, ગૌતમાદિક ગણધર, વર્તાવ્યો આણંદ. ૮ શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પુત્ર વૈરાગ્ય મન આણી સંયમ લિયો અદ્ભુત. ૯ કેવળ ઉપરાજ્યું કરી કરણી કરતુત જિનમત દીપાવી સઘળા મોક્ષ પહુંત. ૧૦ શ્રી ભરતેશ્વરના હુઆ પટોધર આઠ, આદિત્ય જશાદિક પહોંચ્યા શિવપુર વાટ. ૧૧ શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય, મુનિ મુક્તે પહોંચ્યા, ટાળિ કર્મનો વંક. ૧૨ ધન્ય કપિલ મુનિવર નમિ નમુ અણગાર જેણે તત્ક્ષણ ત્યાગ્યો સહસ્ર રમણિ પરિવાર. ૧૩ મુનિ બળ હરિકેશી, ચિત્ત મુનીશ્વર સાર શુદ્ધ સંયમ પાળી પામ્યા ભવનો પાર. ૧૪ વળિ ઇક્ષુકાર રાજા, ઘેર કમળાવતી નાર. ભૃગુ ને જશા, તેહના દોય કુમાર. ૧૫ છએ ઋદ્ધિ છાંડિને લીધો સંયમ ભાર, ઇણ અલ્પકાળમાં, પામ્યા મોક્ષ દ્વાર ૧૬ વળિ સંયતિ રાજા હરણ આહેડે જાય, મુનિવર ગર્દભાળી, આણ્યો મારગ ઠાય. ૧૭ ચારિત્ર લઇને ભેટ્યા ગુરુના પાય, ક્ષત્રિરાજ ઋષીશ્વર ચર્ચા કરી ચિત લાય. ૧૮ વળિ દશે ચક્રવર્તિ રાજ્ય રમણિ ઋદ્ધિ છોડ દશે મુક્તે પહોંચ્યા, કુળને શોભા ચોડ ૧૯ ઇણ અવસર્પિણીમાં આઠ રામ ગયા મોક્ષ, બળભદ્ર મુનીશ્વર ગયા પંચમ દેવલોક ૨૦ દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરિ માન, પછે ઇંદ્ર હઠાયો દિયો છકાય અભેદાન. ૨૧ કરકંડુ પ્રમુખ ચારે પ્રત્યેક બુદ્ધ. મુનિ મુક્તે પહોંચ્યા જીત્યા કર્મ મહા જુદ્ધ. ૨૨ ધન્ય મોટા મુનિવર મૃગાપુત્ર જગીશ, મુનિવર અનાથી જીત્યા રાગ ને રીશ. ૨૩ વળિ સમુદ્રપાળ મુનિ રાજેમતી રહનેમ, કેશી ને ગૌતમ પામ્યા શિવપુર ક્ષેમ ૨૪ ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળિ જાણ, શ્રી ગર્ગાચાર્ય પહોંચ્યા છે નિરવાણ. ૨૫ શ્રી ઉત્તરાધ્યયનમાં જિનવરે કર્યા વખાણ શુદ્ધ મને ધ્યાવો, મનમે ધીરજ આણ. ૨૬ વળિ ખંદક સન્યાસી રાખ્યો ગૌતમ સ્નેહ

મહાવીર સમી, પંચ મહાવ્રત લેહ ૨૭. તપ કઠણ કરીને, ઝોસી આપણી દેહ, ગયા અચ્યુત દેવલોકે, ચ્યવિ લેશે ભવ છેહ ૨૮. વળિ ઋષભદત્ત મુનિ શેઠ સુદર્શન સાર, શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર, ૨૯. શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર; એ ચારે મુનિવર, પહોંત્યા મોક્ષ મોઝાર ૩૦ ભગવતની માતા, ધન ધન સતી દેવાનંદા; વળિ સતી જ્યંતિ, છોડ દિયા ઘર ફંદા ૩૧ સતિ મુક્તે પહોંત્યા, વળી તે વીરના નંદ, મહાસતિ સુદર્શના, ઘણી સતીઓના વૃંદ ૩૨ વળિ કાર્તિક શેઠે, પડિમા વહિ શુરવીર: જમ્યો મહોરા ઉપર, તાપસ બળતી ખીર ૩૩ પછી ચારિત્ર લીધું, મિત્ર એક સહસ્ત્ર આઠ ધીર; મરી હુવા શક્રેન્દ્ર, ચ્યવિ લેશે ભવ તીર ૩૪ વળિ રાય ઉદાયન દિયો ભાણેજને રાજ, પછી ચારિત્ર લઇને, સાર્યા આતમ કાજ ૩૫ ગંગદત્ત મુનિ આણંદ તરણ તારણ જહાજ, મુનિ કૌશલ્ય રોહો દિયો ઘણાને સાજ ૩૬ ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર, આરાધિક હુઇને, ગયા દેવલોક મોઝાર ૩૭. ચ્યવિ મુગતે જાશે, વળી સિંહ મુનીશ્વર સાર, બીજા પણ મુનિવર, ભગવતીમાં અધિકાર. ૩૮ શ્રેણિકનો બેટો, મ્હોટો મુનિવર મેઘ તજી, આઠ અંતેઉરિ, આણ્યો મન સંવેગ ૩૯ વીરપેં વ્રત લઇને, બાંધી તપની તેગ, ગયા વિજ્ય વિમાને, ચ્યવિ લેશે શિવ વેગ. ૪૦ ધન્ય થાવર્ચા પુત્ર, તજી બત્રીશે નાર; તેની સાથે નીકળ્યા, પુરુષ એક હજાર ૪૧ શુકદેવ સંન્યાસી, એક સહસ્ત્ર શિષ્ય ધાર, પંચશયશુ શેલક, લીધો સંયમ ભાર ૪૨ સર્વ સહસ્ત્ર અઢાઇ, ઘણા જીવોને તાર, પુંડરાગરી ઉપર કિયો પાદોપગમન સંથાર ૪૩ આરાધિક હુઇને, કીધો ખેવો પાર, હુવા મ્હોટા મુનિવર નામ લીયા નિરતાર ૪૪. ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ; ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ. ૪૫. મલ્લિનાથના ૭ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય સર્વે મુક્તે સીધાવ્યા, મ્હોટી પદવી પાય ૪૬. વળિ જિનશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન, પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન ૪૭ ધન્ય તેતલિ મુનિવર દિયો છકાય અભેદાન, પોટિલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન ૪૮ ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર, સ્થિવરની પાસે, લીધો સયમ ભાર ૪૯. શ્રી નેમિ વંદનનો, એહવો અભિગ્રહ કીધ, માસ માસખમણ તપ, શેત્રુંજ્ય જઇ સિદ્ધ. ૫૦ ધર્મઘોષ તણા શિષ્ય, ધર્મરૂચિ અણગાર; કીડીઓની કરૂણા, આણી દયા અપાર ૫૧ કડવા તુંબાનો, કીધો સઘળો આહાર, સર્વાર્થસિદ્ધ પહોંત્યા, ચ્યવિ લેશે ભવ પાર ૫૨ વળી પુંડરિક રાજા, કુંડરિક ડગીયો જાણ, પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણ. ૫૩. સર્વાર્થસિદ્ધ પહોંત્યા, ચવી લેશે નિરવાણ, શ્રી જ્ઞાતાસૂત્રમાં, જિનવરે કર્યા વખાણ ૫૪ ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત, સર્વ અંધકવિષ્ણુ સુત, ધારિણી જ્યારી માત ૫૫ તજી આઠ અંતેઉરી, કાઢી દીક્ષાની વાત, ચારિત્ર લઇને, કીધો મુક્તિનો સાથ ૫૬ શ્રી અનેકસેનાદિક, છયે સહોદર ભાય, વસુદેવના નંદન, દેવકી જ્યારી માય ૫૭ ભદ્દીલપુર નગરી નાગ ગાહાવાઇ જાણ, સુળસા ઘેર વધીયા, સાંભળી નેમિની વાણ ૫૮. તજી બત્રીસ અંતેઉરી, નીકળીયા છટકાય, નળ કુબેર સમાણા, ભેટ્યાં શ્રી નેમિના પાય ૫૯ કરી છઠ છઠ પારણાં મનમે વૈરાગ્ય લાય, એક માસ સંથારે, મુક્તિ બિરાજ્યા જાય ૬૦ વળી દારક સારણ, સુમુખ દુમુખ મુનિરાય, વળી કુમર અનાદષ્ટિ, ગયા મુક્તિગઢમાંય. ૬૧ વસુદેવના નંદન, ધન્ય-ધન્ય

અઠ્ઠાવીશ લાખ, ઉપર સહસ્ત્ર અડતાળીસ, સૂત્ર પરંપરા ભાખ ૯૯. કોઇ ઉત્તમ વાંચો, મોટે જયણા રાખ, ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે ઇમ ભાખ ૧૦૦ ધન્ય મરૂદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન, ગજ હોદે પાયો, નિર્મળ કેવળજ્ઞાન ૧૦૧ ધન્ય આદીશ્વરની પુત્રી, બ્રહ્મા સુંદરી દોય, ચારિત્ર લેઇને, મુક્તિ ગયા સિદ્ધ હોય, ૧૦૨ ચોવીશે જિનની, વડી શિષ્યણી ચોવીશ, સતી મુક્તે પહોંત્યાં, પૂરી મન જગીશ ૧૦૩ ચોવીશે જિનનાં સર્વ સાધવી સાર, અડતાળીસ લાખ ને, આઠમે સિત્તેર હજાર. ૧૦૪ ચેડાની પુત્રી, રાખી ધર્મશુ પ્રીત, રાજેમતી વિજ્યા, મૃગાવતી સુવિનીત. ૧૦૫ પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત; ઇત્યાદિક સતીયો, ગઇ જન્મારો જીત. ૧૦૬. ચોવીશે જિનના, સાધુ સાધવી સાર, ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર ૧૦૭ ઇણ અઢી દ્વીપમાં, ઘરડા તપસી બાળ, શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણકાળ. ૧૦૮. એ યતિયો સતિયોનાં, લીજે, નિત્ય પ્રતે નામ, શુદ્ધ મનથી ધ્યાવો. એહ તરણનો ઠામ. ૧૦૯ એ યતિયો સતીયોશું, રાખો ઉજ્જવળ ભાવ, કહે ઋષિ જેમલ; એહ તરણનો દાવ. ૧૧૦. સંવત અઢાર ને, વર્ષ સાતે શિરદાર, શહેર ઝાલોર માંહી, એહ કહ્યો અધિકાર. ૧૧૧

ઇતિ શ્રી સાધુ વંદના સમાપ્તમ્

---

## શ્રી જીવરાશિની સજ્ઝાય.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે; જાણપણું જગતે ભલું, એણીવેળાએ આવે; તે મુજ મિચ્છા મિ દુક્કડ ૧ અરિહંતની સાખ, જે મે જીવ વિરાધિયા, ચોરાશી લાખ. તે મુજ૦ ૨. સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉ કાયનાં, સાતે વળી વાય. તે મુજ૦ ૩. દસ લાખ પ્રત્યેક વનસ્પત્તિ, ચઉદે સાધારણ, બી તી ચૌરેંદ્રિ જીવના, બે બે લાખ વિચાર. તે મુજ૦ ૪ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી, ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી તે મુજ૦ ૫. ઇણ ભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર, ત્રિવિધે ત્રિવિધે કરી પરિહર, દુર્ગતિનાં દાતાર તે મુજ૦ ૬. હિંસા કીધી જીવની બોલ્યા મૃષાવાદ, દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ. તે મુજ૦ ૭ પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ, માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ તે મુજ૦ ૮ કળહ કરી જીવ દુહવ્યા, કીધાં કુડાં કલંક, નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક તે મુજ૦ ૯ ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો, કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો તે મુજ૦ ૧૦ ખાટકીને ભવે મે કીયાં, જીવના ઘાત, ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિનરાત તે મુજ૦ ૧૧ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર, જીવ અનેક જબ્બે કિયા કીધાં પાપ અઘોર. તે મુજ૦ ૧૨. માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ, ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ તે મુજ૦ ૧૨. કોટવાળને ભવે મે કિયા, આકરા કર દંડ, બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ તે મુજ૦ ૧૪ પરમાધામીને ભવે, કીધાં નારકી દુઃખ; છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ. તે મુજ૦ ૧૫ કુંભારને ભવે મે કિયા, નીમાહ પચાવ્યા, તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા તે મુજ૦ ૧૬ હાળી ભવે હળ ખેડીયા ફોડયા પૃથ્વીનાં પેટ, સૂડ નિદાન કિયાં ઘણાં, દીધા બળદ ચપેટ તે મુજ૦ ૧૭. માળી

## જાન્યુઆરી

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક. મી | પોરસી ક મી | બે પોરસી ક મી. | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૨૭ | ૬ ૧૪ | ૮ ૧૫ | ૧૦ ૯ | ૧૨ ૫૧ | ૧૫ ૩૩ |
| ૫ | ૭ ૨૮ | ૬ ૧૬ | ૮ ૧૬ | ૧૦ ૧૦ | ૧૨ ૫૨ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૭ ૨૯ | ૬ ૨૦ | ૮ ૧૭ | ૧૦ ૧૨ | ૧૨ ૫૫ | ૧૫ ૩૮ |
| ૧૫ | ૭ ૩૦ | ૬ ૨૩ | ૮ ૧૮ | ૧૦ ૧૩ | ૧૨ ૫૭ | ૧૫ ૪૧ |
| ૨૦ | ૭ ૩૦ | ૬ ૨૬ | ૮ ૧૮ | ૧૦ ૧૪ | ૧૨ ૫૮ | ૧૫ ૪૨ |
| ૨૫ | ૭ ૨૯ | ૬ ૩૦ | ૮ ૧૭ | ૧૦ ૧૪ | ૧૩ ૦ | ૧૫ ૪૬ |
| ૩૦ | ૭ ૨૭ | ૬ ૩૩ | ૮ ૧૫ | ૧૦ ૧૪ | ૧૩ ૦ | ૧૫ ૪૬ |

## ફેબ્રુઆરી

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૨૭ | ૬ ૩૫ | ૮ ૧૫ | ૧૦ ૧૪ | ૧૩ ૧ | ૧૫ ૪૭ |
| ૫ | ૭ ૨૫ | ૬ ૩૭ | ૮ ૧૩ | ૧૦ ૧૩ | ૧૩ ૧ | ૧૫ ૪૯ |
| ૧૦ | ૭ ૨૩ | ૬ ૩૯ | ૮ ૧૧ | ૧૦ ૧૨ | ૧૩ ૧ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૭ ૨૦ | ૬ ૪૩ | ૮ ૮ | ૧૦ ૧૧ | ૧૩ ૧ | ૧૫ ૫૧ |
| ૨૦ | ૭ ૧૭ | ૬ ૪૫ | ૮ ૫ | ૧૦ ૯ | ૧૩ ૨ | ૧૫ ૫૫ |
| ૨૫ | ૭ ૧૪ | ૬ ૪૮ | ૮ ૨ | ૧૦ ૮ | ૧૩ ૧ | ૧૫ ૫૪ |
| ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## માર્ચ

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક. મી | પોરસી ક મી. | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૧ | ૬ ૪૯ | ૭ ૫૯ | ૧૦ ૬ | ૧૩ ૦ | ૧૫ ૫૪ |
| ૫ | ૭ ૭ | ૬ ૫૧ | ૭ ૫૫ | ૧૦ ૩ | ૧૨ ૫૯ | ૧૫ ૫૫ |
| ૧૦ | ૭ ૩ | ૬ ૫૩ | ૭ ૫૧ | ૧૦ ૧ | ૧૨ ૫૮ | ૧૫ ૫૫ |
| ૧૫ | ૬ ૫૮ | ૬ ૫૫ | ૭ ૪૬ | ૯ ૫૭ | ૧૨ ૫૭ | ૧૫ ૫૭ |
| ૨૦ | ૬ ૫૪ | ૬ ૫૬ | ૭ ૪૨ | ૯ ૫૫ | ૧૨ ૫૫ | ૧૫ ૫૭ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૫૯ | ૭ ૩૬ | ૯ ૫૧ | ૧૨ ૫૪ | ૧૫ ૫૭ |
| ૩૦ | ૬ ૪૩ | ૭ ૦ | ૭ ૩૧ | ૯ ૪૭ | ૧૨ ૫૨ | ૧૫ ૫૭ |

## એપ્રીલ

| તારીખ | સુર્યોદય ક. મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી. | બે પોરસી ક મી | ત્રણ ારસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૫ | ૬ ૪૨ | ૭ ૦ | ૭ ૩૦ | ૯ ૪૭ | ૧૨ ૫૧ | ૧૫ ૧૫ |
| ૧ | ૬ ૩૮ | ૭ ૨ | ૭ ૨૬ | ૯ ૪૪ | ૧૨ ૫૦ | ૧૫ ૫૬ |
| ૧૦ | ૬ ૩૫ | ૭ ૨ | ૭ ૨૩ | ૯ ૪૨ | ૧૨ ૪૯ | ૧૫ ૫૬ |
| ૧૫ | ૬ ૩૦ | ૭ ૫ | ૭ ૧૮ | ૯ ૩૯ | ૧૨ ૪૮ | ૧૫ ૫૭ |
| ૨૦ | ૬ ૨૫ | ૭ ૮ | ૭ ૧૩ | ૯ ૩૬ | ૧૨ ૪૭ | ૧૫ ૫૮ |
| ૨૫ | ૬ ૨૧ | ૭ ૯ | ૭ ૯ | ૯ ૩૩ | ૧૨ ૪૫ | ૧૫ ૫૭ |
| ૩૦ | ૬ ૧૮ | ૭ ૧૧ | ૭ ૬ | ૯ ૩૧ | ૧૨ ૪૫ | ૧૫ ૫૯ |

## સપ્ટેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૩૧ | ૭ ૩ | ૭ ૧૯ | ૯ ૩૯ | ૧૨ ૪૭ | ૧૫ ૧૫ |
| ૫ | ૬ ૩૨ | ૬ ૫૮ | ૭ ૨૦ | ૯ ૩૯ | ૧૨ ૪૫ | ૧૫ ૫૧ |
| ૧૦ | ૬ ૩૨ | ૬ ૫૬ | ૭ ૨૦ | ૯ ૩૮ | ૧૨ ૪૪ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૬ ૩૫ | ૬ ૪૯ | ૭ ૨૩ | ૯ ૩૮ | ૧૨ ૪૨ | ૧૫ ૪૬ |
| ૨૦ | ૬ ૩૬ | ૬ ૪૫ | ૭ ૨૪ | ૯ ૩૮ | ૧૨ ૪૧ | ૧૫ ૪૪ |
| ૨૫ | ૬ ૩૭ | ૬ ૪૦ | ૭ ૨૫ | ૯ ૩૮ | ૧૨ ૩૯ | ૧૫ ૪૦ |
| ૩૦ | ૬ ૩૮ | ૬ ૩૬ | ૭ ૨૬ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |

## ઓકટોબર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક. મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪૦ | ૬ ૩૪ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |
| ૫ | ૬ ૪૦ | ૬ ૩૧ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૬ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૬ ૪૨ | ૬ ૨૫ | ૭ ૩૦ | ૯ ૩૮ | ૧૨ ૩૪ | ૧૫ ૩૦ |
| ૧૫ | ૬ ૪૩ | ૬ ૨૨ | ૭ ૩૧ | ૯ ૩૮ | ૧૨ ૩૩ | ૧૫ ૨૮ |
| ૨૦ | ૬ ૪૫ | ૬ ૧૯ | ૭ ૩૩ | ૯ ૩૯ | ૧૨ ૩૨ | ૧૫ ૨૫ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૧૪ | ૭ ૩૬ | ૯ ૪૦ | ૧૨ ૩૧ | ૧૫ ૨૨ |
| ૩૦ | ૬ ૫૧ | - ૧૧ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |

## નવેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૫૧ | ૬ ૧૦ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |
| ૫ | ૬ ૫૪ | ૬ ૭ | ૭ ૪૨ | ૯ ૪૨ | ૧૨ ૩૧ | ૧૫ ૨૦ |
| ૧૦ | ૬ ૫૭ | ૬ ૫ | ૭ ૪૫ | ૯ ૪૪ | ૧૨ ૩૧ | ૧૫ ૧૮ |
| ૧૫ | ૭ ૦ | ૬ ૩ | ૭ ૪૮ | ૯ ૪૬ | ૧૨ ૩૨ | ૧૫ ૧૮ |
| ૨૦ | ૭ ૩ | ૬ ૨ | ૭ ૫૧ | ૯ ૪૮ | ૧૨ ૩૩ | ૧૫ ૧૮ |
| ૨૫ | ૭ ૬ | ૬ ૨ | ૭ ૫૪ | ૯ ૫૦ | ૧૨ ૩૪ | ૧૫ ૧૮ |
| ૩૦ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |

## ડીસેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી. | સુર્યાસ્ત ક મી | નોકાસી ક મી | પોરસી ક. મી | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |
| ૫ | ૭ ૧૩ | ૬ ૨ | ૮ ૧ | ૯ ૫૫ | ૧૨ ૩૮ | ૧૫ ૨૩ |
| ૧૦ | ૭ ૧૬ | ૬ ૩ | ૮ ૪ | ૯ ૫૮ | ૧૨ ૪૦ | ૧૫ ૨૩ |
| ૧૫ | ૭ ૧૯ | ૬ ૫ | ૮ ૭ | ૧૦ ૧ | ૧૨ ૪૨ | ૧૫ ૨૩ |
| ૨૦ | ૭ ૨૨ | ૬ ૭ | ૮ ૧૦ | ૧૦ ૩ | ૧૨ ૪૫ | ૧૫ ૨૭ |
| ૨૫ | ૭ ૨૪ | ૬ ૧૦ | ૮ ૧૨ | ૧૦ ૬ | ૧૨ ૪૭ | ૧૫ ૨૮ |
| ૩૦ | ૭ ૨૬ | ૬ ૧૨ | ૮ ૧૪ | ૧૦ ૮ | ૧૨ ૪૯ | ૧૫ ૩૦ |

### મે

| તારીખ | સૂર્યોદય ક. મી. | સૂર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | બે પોરસી ક. મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૧૬ | ૭ ૧૧ | ૭ ૪ | ૯ ૩ | ૧૨ ૪૪ | ૧૫ ૫૮ |
| ૫ | ૬ ૧૪ | ૭ ૧૪ | ૭ ૨ | ૯ ૨૯ | ૧૨ ૪૮ | ૧૫ ૫૯ |
| ૧ | ૬ ૧૧ | ૭ ૧૬ | ૬ ૫૯ | ૯ ૨૭ | ૧૨ ૪૪ | ૧૬ ૧ |
| ૧૫ | ૬ ૯ | ૭ ૧૭ | ૬ ૫૭ | ૯ ૨૬ | ૧૨ ૪૪ | ૧૬ ૧ |
| ૨ | ૬ ૭ | ૭ ૧૯ | ૬ ૫૫ | ૯ ૨૫ | ૧૨ ૪૩ | ૧૬ ૧ |
| ૨૫ | ૬ ૬ | ૭ ૨૧ | ૬ ૫૪ | ૯ ૨૫ | ૧૨ ૪૮ | ૧૬ ૩ |
| ૩ | ૬ ૪ | ૭ ૨૫ | ૬ ૫૨ | ૯ ૨૪ | ૧૨ ૪૫ | ૧૬ ૫ |

### જૂન

| તારીખ | સૂર્યોદય ક. મી. | સૂર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | બે પોરસી ક. મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪ | ૭ ૨૫ | ૬ ૫૨ | ૯ ૨૪ | ૧૨ ૪૫ | ૧૬ ૬ |
| ૫ | ૬ ૪ | ૭ ૨૭ | ૬ ૫૨ | ૯ ૨૫ | ૧૨ ૪૬ | ૧૬ ૭ |
| ૧ | ૬ ૪ | ૭ ૨૮ | ૬ ૫૨ | ૯ ૨૫ | ૧૨ ૪૬ | ૧૬ ૭ |
| ૧૫ | ૬ ૪ | ૭ ૩ | ૬ ૫૨ | ૯ ૨૬ | ૧૨ ૪૭ | ૧૬ ૮ |
| ૨ | ૬ ૫ | ૭ ૩૧ | ૬ ૫૩ | ૯ ૨૭ | ૧૨ ૪૮ | ૧૬ ૯ |
| ૨૫ | ૬ ૬ | ૭ ૩૨ | ૬ ૫૪ | ૯ ૨૮ | ૧૨ ૪૯ | ૧૬ ૧ |
| ૩ | ૬ ૭ | ૭ ૩૩ | ૬ ૫૫ | ૯ ૨૯ | ૧૨ ૫ | ૧૬ ૧૧ |

### જુલાઇ

| તારીખ | સૂર્યોદય ક. મી. | સૂર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | બે પોરસી ક. મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૮ | ૭ ૩૩ | ૬ ૫૬ | ૯ ૨૯ | ૧૨ ૫૧ | ૧૬ ૧૩ |
| ૫ | ૬ ૯ | ૭ ૩૩ | ૬ ૫૭ | ૯ ૩ | ૧૨ ૫૧ | ૧૬ ૧૨ |
| ૧ | ૬ ૧૧ | ૭ ૩૩ | ૬ ૫૯ | ૯ ૩૨ | ૧૨ ૫૨ | ૧૬ ૧૨ |
| ૧૫ | ૬ ૧૩ | ૭ ૩૩ | ૭ ૧ | ૯ ૩૩ | ૧૨ ૫૩ | ૧૬ ૧૩ |
| ૨ | ૬ ૧૪ | ૭ ૩૨ | ૭ ૨ | ૯ ૩૪ | ૧૨ ૫૩ | ૧૬ ૧૨ |
| ૨૫ | ૬ ૧૭ | ૭ ૨૯ | ૭ ૫ | ૯ ૩૫ | ૧૨ ૫૩ | ૧૬ ૧૧ |
| ૩ | ૬ ૧૯ | ૭ ૨૭ | ૭ ૭ | ૯ ૩૬ | ૧૨ ૫૩ | ૧૬ ૧ |

### ઑગસ્ટ

| તારીખ | સૂર્યોદય ક. મી. | સૂર્યાસ્ત ક. મી. | નોકારસી ક. મી. | પોરસી ક. મી. | બે પોરસી ક. મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૧૯ | ૭ ૨૭ | ૭ ૭ | ૯ ૩૬ | ૧૨ ૫૩ | ૧૬ ૧ |
| ૫ | ૬ ૨૧ | ૭ ૨૪ | ૭ ૯ | ૯ ૩૭ | ૧૨ ૫૩ | ૧૬ ૯ |
| ૧ | ૬ ૨૩ | ૭ ૨૧ | ૭ ૧૧ | ૯ ૩૮ | ૧૨ ૫૨ | ૧૬ ૬ |
| ૧૫ | ૬ ૨૫ | ૭ ૧૮ | ૭ ૧૩ | ૯ ૩૮ | ૧૨ ૫૨ | ૧૬ ૬ |
| ૨ | ૬ ૨૭ | ૭ ૧૪ | ૭ ૧૫ | ૯ ૩૯ | ૧૨ ૫૧ | ૧૬ ૪ |
| ૨૫ | ૬ ૨૮ | ૭ ૧ | ૭ ૧૬ | ૯ ૩૯ | ૧૨ ૪૯ | ૧૫ ૫૯ |
| ૩ | ૬ ૩૧ | ૭ ૫ | ૭ ૧૯ | ૯ ૪ | ૧૨ ૪૮ | ૧૫ ૫૬ |

## સપ્ટેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૩૧ | ૭ ૩ | ૭ ૧૯ | ૯ ૩૯ | ૧૨ ૪૭ | ૧૫ ૧૫ |
| ૫ | ૬ ૩૨ | ૬ ૫૮ | ૭ ૨૦ | ૯ ૩૯ | ૧૨ ૪૫ | ૧૫ ૫૧ |
| ૧૦ | ૬ ૩૨ | ૬ ૫૬ | ૭ ૨૦ | ૯ ૩૮ | ૧૨ ૪૪ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૬ ૩૫ | ૬ ૪૯ | ૭ ૨૩ | ૯ ૩૮ | ૧૨ ૪૨ | ૧૫ ૪૬ |
| ૨૦ | ૬ ૩૬ | ૬ ૪૫ | ૭ ૨૪ | ૯ ૩૮ | ૧૨ ૪૧ | ૧૫ ૪૪ |
| ૨૫ | ૬ ૩૭ | ૬ ૪૦ | ૭ ૨૫ | ૯ ૩૮ | ૧૨ ૩૯ | ૧૫ ૪૦ |
| ૩૦ | ૬ ૩૮ | ૬ ૩૬ | ૭ ૨૬ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |

## ઓકટોબર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪૦ | ૬ ૩૪ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |
| ૫ | ૬ ૪૦ | ૬ ૩૧ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૬ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૬ ૪૨ | ૬ ૨૫ | ૭ ૩૦ | ૯ ૩૮ | ૧૨ ૩૪ | ૧૫ ૩૦ |
| ૧૫ | ૬ ૪૩ | ૬ ૨૨ | ૭ ૩૧ | ૯ ૩૮ | ૧૨ ૩૩ | ૧૫ ૨૮ |
| ૨૦ | ૬ ૪૫ | ૬ ૧૯ | ૭ ૩૩ | ૯ ૩૯ | ૧૨ ૩૨ | ૧૫ ૨૫ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૧૪ | ૭ ૩૬ | ૯ ૪૦ | ૧૨ ૩૧ | ૧૫ ૨૨ |
| ૩૦ | ૬ ૫૧ | - ૧૧ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |

## નવેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક. મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૫૧ | ૬ ૧૦ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |
| ૫ | ૬ ૫૪ | ૬ ૭ | ૭ ૪૨ | ૯ ૪૨ | ૧૨ ૩૧ | ૧૫ ૨૦ |
| ૧૦ | ૬ ૫૭ | ૬ ૫ | ૭ ૪૫ | ૯ ૪૪ | ૧૨ ૩૧ | ૧૫ ૧૮ |
| ૧૫ | ૭ ૦ | ૬ ૩ | ૭ ૪૮ | ૯ ૪૬ | ૧૨ ૩૨ | ૧૫ ૧૮ |
| ૨૦ | ૭ ૩ | ૬ ૨ | ૭ ૫૧ | ૯ ૪૮ | ૧૨ ૩૩ | ૧૫ ૧૮ |
| ૨૫ | ૭ ૬ | ૬ ૨ | ૭ ૫૪ | ૯ ૫૦ | ૧૨ ૩૪ | ૧૫ ૧૮ |
| ૩૦ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |

## ડીસેમ્બર

| તારીખ | સુર્યોદય ક મી. | સુર્યાસ્ત ક મી | નોકાસી ક મી. | પોરસી ક. મી | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |
| ૫ | ૭ ૧૩ | ૬ ૨ | ૮ ૧ | ૯ ૫૫ | ૧૨ ૩૮ | ૧૫ ૨૩ |
| ૧૦ | ૭ ૧૬ | ૬ ૩ | ૮ ૪ | ૯ ૫૮ | ૧૨ ૪૦ | ૧૫ ૨૩ |
| ૧૫ | ૭ ૧૯ | ૬ ૫ | ૮ ૭ | ૧૦ ૧ | ૧૨ ૪૨ | ૧૫ ૨૩ |
| ૨૦ | ૭ ૨૨ | ૬ ૭ | ૮ ૧૦ | ૧૦ ૩ | ૧૨ ૪૫ | ૧૫ ૨૭ |
| ૨૫ | ૭ ૨૪ | ૬ ૧૦ | ૮ ૧૨ | ૧૦ ૬ | ૧૨ ૪૭ | ૧૫ ૨૮ |
| ૩૦ | ૭ ૨૬ | ૬ ૧૨ | ૮ ૧૪ | ૧૦ ૮ | ૧૨ ૪૯ | ૧૫ ૩૦ |

